# शार्ङ्गधरसंहिता:



(ગુજરાતી ભાષાંતર)

# । शार्ङ्गधरसंहिता: ।

ગુજરાતી ભાષાંતર મૂળ સહિત

(રોગક્રમોપરિનિદાન, અનુક્રમણિકા સાથે)


રચનાર

ભટ્ટ ફુલશંકર અમરજી


ઈ. સ. ૧૯૨૮] [સંવત ૧૯૮૪

કિમ્મત રૂ. ૫-૦-૦

આ પુસ્તકના પ્રકાશકો:

૧. ન્યુસ પ્રિન્ટીંગ પ્રેસ. (ગુજરાતી પત્રની ઑફીસ)
કાળાઘોડા, બેક-હાઉસ લેન, મુંબઈ નં. ૧.

૨. પંડિત નારાયણ મૂળજી, સંસ્કૃત પુસ્તકાલય
ઝવેરબાગ, કાલબાદેવી, મુંબઈ નં. ૨.



('ગુજરાતી' પત્રના)
શ્રી "ન્યુસ પ્રિન્ટીંગ પ્રેસ"માં
મણિલાલ ઇચ્છારામ દેશાઇએ છાપી પ્રકટ કર્યું છે.
કાળાઘોડા, બેક-હાઉસ લેન, કોટ, મુંબઈ.

# આ પુસ્તક વિષે અભિપ્રાય

આ પુસ્તકની પહેલી આવૃત્તિ સ્વ. ભટ્ટ ફૂલશંકર અમરજીએ લખેલી અ
ભાઈ વૈદ્ય નરોત્તમ અમરજીએ છપાવેલી, તે ખપી જતાં તેની બીજી આવૃત્તિ '
પત્રના માલીક રા. રા. મણિલાલ ઇચ્છારામ દેસાઈ તરફથી હાલ બહાર
આવી છે, તે પ્રસંગે વૈદ્યકના એ ઉત્તમ પુસ્તક સંબંધી કંઈ વિશેષ નવું લખ
કારણ નથી. છતાં આટલું તો કહ્યા વગર નહિ ચાલે કે, હાલ જ્યારે હિન્દુસ્થાન
ઠેકાણે આયુર્વેદ શીખવવા માટે શાળાઓ અને પાઠશાળાઓ સ્થાપવામાં આવ
પ્રસંગે અર્વાચીન પદ્ધતિએ લખાયેલું આ પુસ્તક શિક્ષકોને અને વિદ્યાર્થીએ
શય ઉપયોગી થઈ પડે તેવું છે.

વૃદ્ધત્રયી અને લઘુત્રયી દ્વારા શીખવવાની પદ્ધતિ લગભગ નાબૂદ થતાં
અને શાળાઓમાં વ્યાખ્યાન તથા પ્રત્યક્ષ શિક્ષણ દ્વારા અધ્યયન કરાવવામ
એવે પ્રસંગે પણ કબુલ કરવું જોઇએ કે શાર્ઙ્ગધરસંહિતા પ્રથમ કરતાં વધારે
નીવડી છે. આગળ કહ્યા પ્રમાણે આ ગ્રંથના ઉપયોગીપણા માટે બે મત
કારણ તે દરેક વૈદ્યો તૈયાર કરી શકે તેવા અસરકારક પ્રયોગોથી ભરપૂર છે. શાર
વધારે સારા પાયા ઉપર લઈજવામાં આવ્યું છે, અને કેટલાક વિદ્યાલયોમાં પ્રત્
શબ તથા નમુનાઓથી અને નકશાઓથી બતાવવામાં આવે છે. શાર્ઙ્ગધરસંહિત
વિષય જે ઔષધિ ક્રિયા તથા તેના ગુણદોષ સંબંધી છે, તે વિષયમાં શાર્ઙ્ગધ
રચના બીજાં એ બાબતના સંસ્કૃત ભાષામાં લખાયેલાં બધાં પુસ્તકો કરતાં વિ
અને ઉપયોગીતાવાળી છે. તેની અંદરની ચિકિત્સા અતિશય સાનુકૂળ અને થો
શકે તેવી છે. ટુંકમાં Pharmacy and Materia Medica તરીકે આ પુસ્
ઓના હાથમાં હંમેશ રહેવું જોઇએ; કારણ તેની અંદર જુદા જુદા પ્રયોગો તૈય
રીતિ, એ કયા રોગોને લાગુ પડે છે તેની સમજણ અને તેની અંદર શું શું ચી
તેની માહીતી આપવામાં આવી છે.

સંસ્કૃતમાંથી થયેલા તેના ગુજરાતી ભાષાન્તર સંબંધે હું પ્રથમ લખી ચૂ
જણાવ્યું છે કે સ્વ. ભટ્ટ ફૂલશંકરે પોતે દશ વર્ષના લાંબા પ્રયાસમાં દરેક વનસ્પ

નામ તથા તેની ખરી ઉપયોગીતા વિગેરેનું ઘણે શ્રમે શોધન કરી આ પુસ્તકની પહેલી આવૃત્તિ બહાર પાડી હતી. જાણીને અતિશય સંતોષ થાય છે કે રા. રા. મણિલાલભાઇએ આ બીજી આવૃત્તિ બહાર પાડતી વખતે સ્વ. ભટ્ટ ફૂલશંકરનો આ પુસ્તક લખવાનો ઉચ્ચ હેતુ જાળવી રાખ્યો છે, અને જનસમૂહ, વૈદ્યો અને વૈદ્યક વિદ્યાર્થીઓ આગળ પ્રથમાવૃત્તિના કરતાં પણ વધારે સારી રચનાવાળું પુસ્તક રજુ કર્યું છે, જેને માટે તેમને ધન્યવાદ ઘટે છે. શાર્ઙ્ગધર સંહિતાની પ્રથમ આવૃત્તિની બધી કોપીઓ ખપી જતાં તે પુસ્તક ન મળી શકવા જેવી સ્થિતિ જ્યારે ઉભી થઈ તથા વિદ્યાર્થીઓ, શિક્ષકો અને ચિકિત્સકોને તેની ખોટ જણાવા લાગી, તેવે વખતે રા. રા. મણિલાલભાઇએ આ પુસ્તક જાહેરમાં મૂકી ચિકિત્સકો ઉપર ઘણો જ ઉપકાર કર્યો છે. હું તેમના આ પ્રયાસને ફત્તેહ ઇચ્છી અંતઃકરણથી ધન્યવાદ આપું છું.

મુંબઈ,
તા૦ ૪: ૪: ૧૯૨૮.

**પોપટ પ્રભુરામ**
પ્રિન્સીપાલ,
પ્રભુરામ આયુર્વેદિક કોલેજ.

(૨)

સમય અને વૈદ્યકશિક્ષણની પદ્ધતિ બદલાતાં, ઘણાં વરસો ઉપર બહુ ઉપયોગી જણાયેલું, પણ હાલ વિદ્વાન્ વૈદ્યોના અભાવે મહત્ત્વમાં ઉતરતી પંક્તિએ આવેલું આર્ય વૈદ્યક, જો હજી પણ સારી રીતે શિખવવામાં આવે, તેની અંદર રહેલાં ગૂઢ તત્ત્વો બરાબર સમજાવી શકાય અને ચિકિત્સાના જે મહાન્ ભંડારથી તે ભરપૂર છે તે એ ગ્રન્થોની અંદર જણાવ્યા પ્રમાણે અક્ષરશઃ અજમાવવામાં આવે, તો એટલું તો ખાત્રીથી કહી શકાય કે, આજે પણ જે જે વૈદ્યક ગ્રન્થો આપણા હાથમાં છે, તે આપણને અતિશય ઉપયોગના થઈ પડે.

વૃદ્ધત્રયી અને લઘુત્રયી, એ વૈદ્યક પુસ્તકો આપણી પાસે વૈદ્યક જ્ઞાનના એક ખજાના રૂપે રહી ગયેલાં છે. આ પુસ્તકો હાથમાંથી જવાં ન જોઇએ. આમાં શાર્ઙ્ગધરસંહિતા એક છે. આ ગ્રન્થના ઉપયોગીપણા માટે બે મત છે જ નહિ. સહેલા, દરેક વૈદ્ય તૈયાર કરી શકે તેવા અને તે સાથે અસરકારક પ્રયોગોથી તે ભરપૂર છે. સંહિતાના આગલા ભાગમાં શારીરની સમજ આપવામાં આવી છે અને પ્રાચીન કાળમાં શારીરનાં શિક્ષણ માટે જે જે સાધનો હતાં, તે શાર્ઙ્ગધરના વખતમાં નાશ થયેલાં હોવાથી આ પ્રકરણ ઘણું જ સંક્ષિપ્તમાં લખાયેલ છે.

અર્વાચીન પશ્ચિમ દેશોના વૈદ્યક શોધમાં શારીર(Anatomy)ને માટે જે શોધો કરવામાં આવેલ છે તે અલૌકિક છે. આખા શરીરમાંનો એક નાનામાં નાનો સૂક્ષ્મ તંતુ પણ એ પદ્ધતિએ નજરમાં આવ્યા વગર રહેતો નથી. શારીર અને શરીરનાં જુદાં જુદા અવયવોનાં કાર્યો (Physiology), એ વિષયોનો સંપૂર્ણ અભ્યાસ જે રીતે અર્વાચીન પદ્ધતિથી થાય છે તે રીતે પ્રાચીન પદ્ધતિથી થઈ શકતો નથી. પણ ચિકિત્સા માટે ખરેખર રોગ શો છે તે સમજ્યા પછી તેનો ઉપચાર કરવા માટે આર્ય વૈદ્યકગ્રન્થોમાં જે ઉપયોગી પ્રયોગો છે તે બીજે કોઈ પણ ઠેકાણે મળવા અતિશય મુશ્કેલ છે. આવી ઉપયોગી ચિકિત્સાઓથી ભરપૂર આ શાર્ઙ્ગધરસંહિતા હોવાથી તેનું ગુજરાતી ભાષામાં થયેલું ભાષાંતર વૈદ્યો તથા જનસમૂહને અતિશય ઉપયોગી નિવડશે, તેમાં કંઈ શક નથી.

શાર્ઙ્ગધરસંહિતાને સાધારણ રીતે આર્યઔષધિક્રિયા તથા ગુણદોષના (Pharmacy and Materia Medica) ઉપયોગી ગ્રન્થનું નામ આપી શકાય. દરેક પ્રયોગ કેવી રીતે તૈયાર કરવો અને તે કયા રોગ ઉપર લાગુ પડે છે તેને માટે સરલ સંસ્કૃત પદ્યમાં તેની અંદર વર્ણન આપવામાં આવ્યું છે, અને તે સાથે તે સર્વ પ્રયોગો વરસો થયા અનુભવમાં આવેલા તથા તેનું ઉપયોગીપણું સિદ્ધ થયેલું હોવાથી, વૈદ્યોના હાથમાં રોગનિવૃત્તિનાં એક મહાન્ સાધન તરીકે તે રહે છે.

શાર્ઙ્ગધરસંહિતાનાં ભાષાંતરો આગળ થયેલાં છે, એટલે આ ભાષાંતરની જરૂરિયાત વિશે શંકા થવાનું કારણ સહેજ ઉત્પન્ન થાય. મારે અહિં કહેવું જોઇએ કે વૈદ્યક

અભ્યાસના અભાવે ગ્રન્થોમાં ખરેખર શું લખાયેલું છે તે સમજી શકવાનું મુશ્કેલ થઈ પડેલું છે; અને તેમ હોવાથી શાર્ઙ્ગધરસંહિતા એકલી જ નહિ, પણ વૈદ્યકનાં બીજાં પુસ્તકોનાં ભાષાંતરો પણ વિશ્વાસલાયક થઈ શકતાં નથી. પરિણામે ખાસ પ્રયોગો અને લખાણનો ખરો હેતુ સમજવામાં વારંવાર ભૂલ થાય છે અને વૈદ્યોની પડતીનું એ પણ એક મુખ્ય કારણ છે. આ વખતે હું સંતોષ સાથે એમ કહી શકીશ કે, દશ વર્ષના લાંબા પ્રયાસ પછી અને તેટલે વખતે પણ જે એક પણ શબ્દ ન સમજી શકાય, એક પણ ગૂઢ હેતુનું નિરાકરણ ન કરી શકાય, તે બને તેટલા ખર્ચ અને પ્રયાસ કરતાં જ્યાં સુધી તેનો પરિપૂર્ણ ખુલાસો ન થાય ત્યાંસુધી ભાષાંતર આગળ ન ચલાવવું, એવા દૃઢ સંકલ્પે બહુ લાંબે કાળે સ્વર્ગવાસી રા. રા. ફૂલશંકર અમરજીએ કરેલું આ ભાષાંતર એવા સર્વ દોષોથી મુક્ત છે, એમ તે વાંચવાથી અને મનન કરવાથી નક્કી થાય છે.

રા. ફૂલશંકર જેમનું ટુંક જીવન ચરિત્ર રા. રા. શાસ્ત્રી પ્રાણજીવને આ ગ્રન્થમાં આપેલું છે, તેઓ શોધક બુદ્ધિના અને ખંતીલા સ્વભાવના હતા. ખરું જ્યાં સુધી શોધી ન શકાય ત્યાં સુધી તેઓ શાંત થતા ન હોતા. એક વનસ્પતિનું ખરું નામ શું હોવું જોઇએ તેને માટે તેમણે વિદ્વાનોના અભિપ્રાયો પૂછ્યા છે, લાંબી મુસાફરીઓ કરી છે અને પોતાથી ઉપાડી ન શકાય તેટલો ખર્ચ પણ કર્યો છે. આટલું કરીને ખરો અર્થ શો છે તે શોધી કાહાડવામાં ઘણી વેળા તેઓ પાર પડ્યા છે; અને કેટલીક વાર જ્યારે તેમની શંકાનું સમાધાન નથી જ થયું, ત્યારે તે પ્રમાણે તેઓએ સ્પષ્ટ જણાવ્યું છે. શાર્ઙ્ગધરસંહિતાનું ખરું ભાષાંતર કરવું, એ એમના જીવનનો મુખ્ય ઉદ્દેશ હતો અને તે પાર પાડતાં એ પ્રયાસના દશ વર્ષના પાછળના કાળમાં તેમણે પોતાની આજીવિકાનાં સાધનો તરફ પણ બેદરકારી બતાવવા માંડી હતી અને છેવટ ભાષાંતર પૂર્ણ કરી અનુક્રમણિકાના કેટલાક ભાગો લખતા તેઓ ભયંકર જીવલેણ વ્યાધિમાં સપડાયા અને સં. ૧૯૬૩ પોષ સુદિ ૮ રવિવારને દિવસે સ્વર્ગવાસ પામ્યા.

તેમના વડિલ ભાઈ રા. રા. વૈદ્યરાજ નરોત્તમ અમરજીએ આ પુસ્તક સંબંધે બાકી રહેલું કાર્ય પૂરું કર્યું અને આજે વૈદ્યો અને જનસમૂહની સમક્ષ આ ઉપયોગી અને સત્તાધારી પુસ્તક મૂકવા તેઓ સફલ થયા છે, તે જોતાં જો કે આ પ્રયાસ દરમિયાન થયેલા રા. ફૂલશંકરના સ્વર્ગવાસને લીધે અતિશય ખેદ થાય છે, તોપણ એ પુસ્તક બહાર પાડી સ્વર્ગવાસી ભાઇનું નામ અમર કરવાના વૈદ્યરાજ નરોત્તમના ઉચ્ચ હેતુને ઇશ્વરે ફળીભૂત કર્યો, તેટલા માટે તેઓને અભિનંદન ઘટે છે.

તા૦ ૧૭–૯–૧૯૦૮ } **ડાકટર પોપટ પ્રભુરામ વૈદ્ય,** જે. પી.
એલ. એમ. એન્ડ એસ.

# સ્વ. ફૂલશંકર અમરજી

---

આ બહુમાન્ય "શાર્ઙ્ગધરસંહિતા"નું ભાષાન્તર કરનાર સદ્‌ગત રા. ફૂલશંકર અમરજી ભટ્ટ સંવત્ ૧૯૨૦ ના આષાડ માસમાં શુકલ પૂર્ણિમાને દિવસે સૌરાષ્ટ્ર પ્રાંતમાં જુનાગઢમાં જન્મ્યા હતા. તેઓ જ્ઞાતે પ્રશ્નોરા નાગર બ્રાહ્મણ, યજુર્વેદની માધ્યંદિની શાખાધ્યાયી અને ગોત્રે પારાશરી હતા. તેમના પિતાશ્રી અમરજી ભટ્ટ પોરબંદરથી જુનાગઢમાં પોતાના સંબંધી તથા જ્ઞાતિબંધુઓમાં રહેવા આવ્યા હતા અને આજીવિકા નિમિત્તે તેમનો નિવાસ બહુધા મુંબઈ નગરીમાં થતો હતો. મુંબઈમાં વ્યાપારાર્થે આવી રહેલાં હાલાઈ ભાટીઆ ખાનદાનોમાં તેમની પૌરાણિક વૃત્તિને સારું ઉત્તેજન મળ્યું હતું એટલું જ નહિ, પરંતુ ધર્મનિષ્ઠ શેઠ શ્રી પ્રેમજી જીવન, શેઠ શ્રી હરજીવન જીવન તથા શેઠ શ્રી મુરારજી ગોકુળદાસે તો તેમને પોતાના ઘરના પૂજનીય વ્યાસ તરીકે બહુ જ આદરથી આશ્રય આપ્યો હતો. વ્યાસ શ્રી અમરજી આ પ્રમાણે મોટા ગૃહસ્થ ભાટીઆ કુટુંબના આશ્રયથી મુંબઇમાં બહુ ઉજ્વલ જીવન ગાળતા હતા; પરંતુ દૈવે તેમના કુટુંબના તે સુખી દિવસોને થોડા જ સમયમાં અસ્ત પમાડ્યા, અને ચરિત્રનાયક રા. ફૂલશંકર, તેમના મોટા ભાઇ રા. નરોત્તમ, તેમનાં મોટાં બેન વ્રજકુંવર અને નાની બેન ન્હાલકુંવર ચારે લગભગ બાલ્યાવસ્થામાં જ પિતૃછત્ર વગરનાં થઈ પડ્યાં, તેથી તેમનાં વિધવા માતા નવલ ચારે ય બાળકોનું બહુ લાડકોડ ભરી રીતે આશ્વાસન અને ઉદ્ધારણ કરવા મંડ્યાં અને બન્ને ભાઇઓ ભણવા યોગ્ય વયના થતાં તેમને જુનાગઢ સંસ્કૃત પાઠશાળામાં અભ્યાસ કરવા મૂકવામાં આવ્યા; પરંતુ ઘણો વખત થયો નહિ, એટલામાં તેમનાં માતુશ્રી તેમને લઇ સંવત્ ૧૯૨૮ ના વર્ષમાં મુંબઈ આવ્યાં, તેથી તેમના અભ્યાસમાં વિઘ્ન પડ્યું.

જે સમયે રા. ફૂલશંકરના માતા પોતાનાં બાળકોને લઇ સોરઠથી મુંબઇ આવ્યાં ત્યારે આજની માફક આગગાડી ન હતી, પણ કંઇક પગરસ્તે ને કંઇક નૌકા માર્ગે તેમને મુસાફરી કરવી પડી હતી. તેઓ જેઠ મહિનામાં જુનાગઢથી નિકળીને ઘોઘાબંદર આવ્યાં; અને ત્યાંથી ભગવા થઇને સુરત પાસે રાંદેર આવ્યાં. તે વખતે વરસાદ ધોધમાર પડતો હતો, માર્ગમાં ગોઠણ ગોઠણ સુધી કાદવ જામ્યો હતો, બીજી તરફ ખાડીનાં

પાણી પણ પૂરથી ઉભરાઇ ગયાં હતાં. મહાન્ મહેનતે અને અત્યંત કષ્ટે માથાપર વરસાદનાં પાણી ઝીલતાં, બાળકોની સાથે તેમનાં માતુશ્રી સુરત આવ્યાં. કોઇ કોઇ વેળા આ સંકટમય મુસાફરીનું રા. ફૂલશંકર વર્ણન કરતા અને કહેતા કે, મારા મુરબ્બી મામા શ્રી હરિહર તે વખતે અમારી સાથે હતા અને તેમની સહાયતાથી અમે મુંબઈ સહીસલામત પહોંચ્યા હતા. માર્ગમાં આવાં અનેક સંકટો વેઠીને બન્ને ભાઇઓ મુંબઈ આવ્યા અને કાલિકાદેવીના રાજમાર્ગ ઉપર આવેલી શેઠ શ્રી પ્રેમજી જીવનની વાડીમાં શેઠ શ્રી હરજીવન તથા શેઠ શ્રી મુરારજી ગોકુળદાસના ઉત્તમ આશ્રય તળે રહ્યા અને પૂજ્ય પિતાશ્રી અમરજી ભટ્ટનું વાર્ષિક કરીને પાછા તેઓ જુનાગઢ આવ્યા; અને ત્યાં ભાઈ નરોત્તમને તથા ફૂલશંકરને ઉપનયન સંસ્કાર કરવામાં આવ્યો; અને ફરીને તેઓ ઉક્ત શેઠીયાઓના આશ્રયથી મુંબઇ આવીને શેઠ શ્રી પ્રેમજી જીવનની વાડીમાં રહ્યા ને અધૂરો અભ્યાસ ફરીને બન્ને ભાઇઓએ આરંભ્યો.

મુંબાઇનો એ સમય બહુ જાહોઝલાલીનો હતો અથવા કવીશ્વર દલપતરામના કથનમાં કહીએ તો તે સમયે 'મુંબઇ હેમની છે હાલમાં' તેમ હતું અને ઉછળતી લક્ષ્મીની લહેરોમાં શેઠીઆ કુટુંબો પણ કુલકુલાં થઈ રહેલાં હતાં. લક્ષ્મી હોય ત્યાં જ ધર્મનિષ્ઠતા, શ્રદ્ધા અને બીજા કેટલાક આશ્રિતનું પાલન કરવાના અતિ ઉદાર ગુણ વસે છે તેમ આ કુટુંબો પણ બહુ જ ધર્મનિષ્ઠ અને ઉદાર હતાં અને હજુ પણ છે. તેમાં વળી ચરિત્રનાયકના પિતા શ્રી અમરજી વ્યાસની નિઃસ્વાર્થતા, વિદ્વત્તા અને બીજા સદ્ગુણોએ તેમને બહુ વશ કરેલાં હતાં. તેથી શેઠ શ્રી હરજીવન જીવને તથા શેઠ શ્રી મુરારજી ગોકુળદાસે પોતાના પૂજ્ય વ્યાસનાં બાળકોને કોઇ પણ રીતે ઓછું ન પડે એવી રીતે સારો આશ્રય આપીને પોતાની વાડીમાં રાખ્યાં અને બન્ને બંધુઓએ પાછો પોતાનો અધૂરો અભ્યાસ આરંભ્યો. રા. નરોત્તમે સંસ્કૃત અભ્યાસ ચાલું રાખી પૌરાણિક સાહિત્ય—(પિતાવાળી વૃત્તિ)ને પુનરુજ્જીવન આપવાનો યત્ન કર્યો અને તે ઉપરાંત પ્રશ્નો રાજાતીય વિદ્યા જે વૈદ્યવિદ્યા છે તેનો પણ અભ્યાસ અને અનુભવ મેળવ્યો. એ બે સાહિત્યનાં સાધને રા. નરોત્તમ તેમના પિતાના જેવું જ ઉજ્જવળ જીવન ગુજારતા હતા અને પોતાના યજમાનોમાં પણ બહુ ભાવવાળી પ્રતિષ્ઠા ધરાવતા.

ચરિત્રનાયક રા. ફૂલશંકરે થોડોક સંસ્કૃત અભ્યાસ કર્યા પછી નવી શિક્ષણ પદ્ધતિ, જેનો ઉદય તાજો જ હતો તેની તરફ વૃત્તિને વાળી અને ગુજરાતી તથા જોઇતું કંઇક અંગ્રેજી પણ ભણ્યા. તેમણે નવી પદ્ધતિનું જીવન શરુ કરવા છાપખાનામાં પુસ્તકપાનાના સંશોધનનો માર્ગ લીધો. સંશોધક થવામાં જે ભાષા, જોડણી, ઉચ્ચાર અને વ્યાકરણાદિનું ઊંડું ખચિત જ્ઞાન જોઇએ તે રા. ફૂલશંકરે પ્રાપ્ત કર્યું હતું, એટલું જ નહિ પરંતુ તેઓ એક એવા ખચિત 'પ્રુફ–રીડર' પુસ્તકપાનાનું સંશોધન કરનાર હતા કે, હાલ મુદ્રણયંત્રોના આટલા મોટા પ્રસારમાં પણ તેમની ધુરાએ નિયુક્ત

કરાય, એવો કોઇ સંશોધક ગુજરાતીમાં તો ભાગ્યે જ હશે. તેઓ એવા સૂક્ષ્મ દૃષ્ટિના અને ખચિત હાથના સંશોધક હતા કે, ભાગ્યે જ તેમનાં વાંચનમાંથી અયોગ્ય શબ્દ કે અક્ષર પસાર થઇ જવા પામતો. મુદ્રણકળાના લાંબા અનુભવથી તેમને અક્ષરોનાં સ્વરૂપ, વિરામ અને ક્રમ સુલલિત મુદ્રણ થાય ને શોભે, એનું એવું તો સારું જ્ઞાન હતું કે મોટા મોટા છાપખાનાના પ્રિન્ટરો પણ તેમની સલાહ પૂછતા. રા. ફૂલશંકર જેવા એક વગર જોડના સંશોધક હતા તેવા જ સુંદર મોતીના દાણા જેવા અક્ષરે લખાણ કરનાર એક કુશળ લહિયા પણ હતા. વૈકુણ્ઠવાસી શીઘ્રકવિ ને ભારતમાર્તણ્ડ શ્રી ગટ્ટુલાલજી તરફથી છપાતાં પુસ્તકોની સંશુદ્ધિ કરવાનું કાર્ય હમ્મેશ તેમને જ સોંપવામાં આવતું. વળી ગુર્જર ગ્રંથાલયોને પૂર્ણ કરનાર અને ભિન્ન ભિન્ન વિષયનાં પુસ્તકની વિવૃદ્ધિ કરનાર 'ગુજરાતી' મુદ્રણાલયમાં તો તેઓ મુખ્ય સંશોધક જ હતા. જૂની કવિતાઓનાં પાઠાંતરો બેસાડવામાં પણ તેઓ એક્કા હતા. પં. ગટ્ટુલાલજીના બહુ પરિચયે તેઓ એક સાહિત્ય વાચક અને કાવ્યવિલાસી બનેલા હતા અને જેનો ઉપયોગ તેઓ પુસ્તકોના સંશોધનમાં કરતા હતા.

વેપારીઓનો પરિચય હોવાથી તેમ જ નામું અને હિસાબની માહિતી હોવાથી રા. ફૂલશંકરને 'ક્રેડીટ–લીઓના' નામની મુંબાઇની ફ્રેંચ–બેંકની શાખામાં સારા પગારે નોકરી મળી હતી. સત્ય અને ખરાવાદીપણાએ તેમને એ નોકરીમાં ઉપરી અધિકારીઓના પ્રિય અને વિશ્વાસુ બનાવ્યા હતા; પરંતુ તેમનું શરીર મૂળથી જ નાજુક હોવાથી તે નોકરી લાંબો વખત તેમનાથી થઇ શકી નહિ. તેમનું આરોગ્ય બગડ્યું અને વિશ્રાંતિ માટે તેમને સ્વદેશ જવું પડ્યું. સ્વદેશમાંથી પાછાં ફરતાં તેમને વધુ પગારે નોકરી આપવાની માગણી થઈ, પરંતુ તે તેમણે ઉપકાર સાથે ના પાડી અને પોતાનો મનગમતો 'રીડર'નો ધંધો જ પાછો હાથ ધર્યો. 'ગુજરાતી' પ્રેસના માલીક રા. રા. ઇચ્છારામ સૂર્યરામ દેશાઈ, જેમને એમના કામની ખરેખરી કિમ્મત હતી તેમણે એમના આરોગ્યને અનુકૂળ ગોઠવણ કરી આપી, અને તેઓ પાછા 'ગુજરાતી' પ્રેસમાં રહ્યા, જે છેવટની ઘડી સુધી ચાલુ રહ્યા; અને તેમના પંચત્વ પછી રા. રા. ઇચ્છારામે તેમના મરણ માટે શોક દેખાડતાં પોતાના તા૦ ૩૦ ડિસેંબર ૧૯૦૬ ના 'ગુજરાતી' પત્રમાં આ પ્રમાણે નોંધ પણ લીધીઃ–

**"જાણીને ખેદ થાય છે કે, 'ગુજરાતી' પ્રેસમાં ૧૫ વરસથી વધારે સમયના રીડર તરિકે નોકરીમાં રહેલા રા. ફૂલશંકર અમરજી ગયા રવિવારે જુનાગઢમાં મરણ પામ્યા છે. રા. ફૂલશંકર રીડર તરીકે બહુ નિપુણ હતા. તેમ જ એક લેખક પણ હતા. 'વિક્રમ ચરિત્ર' નામનું રસિક કથાનું પુસ્તક થોડા વખતપર લખ્યું હતું, જે 'ગુજરાતી' પ્રેસે પ્રકટ કીધું છે. શાર્ઙ્ગધર નામક વૈદ્યના ગ્રંથનું ભાષાંતર કર્યું છે, જે પ્રગટ થાય તે પૂર્વે એમનું જુવાનીમાં થયેલું મરણ 'ગુજરાતી' પ્રેસને માટે ખેદકારક છે. લાંબો સમય થયાં રા. ફૂલશંકર ઝાડાના દરદથી પીડાતા હતા ને તેમાં જ તેમનું મરણ થયું છે."**

રા. ફૂલશંકરનો સ્વભાવ બહુ ઉદ્યોગી અને તેજસ્વી હતો. તે એક ક્ષણ પણ અનુદ્યોગી રહેતા નહિ. એમના એ ઉદ્યોગી સ્વભાવે તેમને પોતાના જાતીય ધંધા વૈદ્યક તરફ પણ પ્રેર્યા હતા અને જો કે તેઓ પોતે વૈદું કરતા ન હતા, તોપણ તેમના મિત્રો અને ઓળખનારાઓ તત્સંબંધે તેમની સલાહને બહુ કિંમતી ગણતા હતા. કારણ કે તેમને વૈદ્યક ગ્રંથોનો બહુ ઊંડો અભ્યાસ હતો. વૈદ્યોમાં બહુ માન પામેલો અને સામાન્ય લોકને પણ ઉપયોગી થાય એવા આ ગ્રંથ–'શાર્ઙ્ગધરસંહિતા'નું ગુજરાતીમાં ભાષાંતર કરવાનો વિચાર તેમણે કર્યો અને તેને અંગે તેમને નિદાનના, ચિકિત્સાના અને ઔષધિઓના અનેક ગ્રંથો જોવા પડ્યા હતા. અત્રે એ પણ જણાવવું જોઈએ કે, તેઓ કોઇ પણ ખરચે પોતાને જોઇતું પુસ્તક ખરીદવા ચૂકતા નહિ. શાર્ઙ્ગધરસંહિતાનું ભાષાંતર કરવાનું કામ તેમણે સંવત્ ૧૯૫૨ થી મન ઉપર લીધું હતું. ભાષાંતર કરવા માંડતા પહેલાં તેમને મૂળ ગ્રંથની ખરી આવૃત્તિ નક્કી કરવાનું કામ પણ ઉઠાવવું પડ્યું હતું અને તે માટે તેમણે હિંદના જુદા જુદા પ્રાંતોમાં છપાયલી પ્રતો મેળવી હતી; જેમાં આયુર્વેદ વિદ્યાલયના સ્થાપક મહામહોપાધ્યાય વૈદ્યરાજ પ્રભુરામ જીવનરામની છપાયલી પ્રતનો પણ આધાર લીધો હતો. તે ઉપરાંત કેટલીક હસ્તલિખિત જૂની પ્રતો પણ મેળવી હતી, જેમાંની એક પ્રત તો લગભગ ત્રણસો વર્ષ ઉપર લખાયલી વૈદ્યરાજ જાદવજી ત્રિકમજીના વડીલના વૈદ્યક પુસ્તકાલયમાંની બહુ જ શુદ્ધ અને સારી હતી. છપાયલી અને હસ્તલિખિત બધી પ્રતોની સરખામણી કરી તથા જૂદા જૂદા Readings પાઠાંતરોમાંના વધારે બંધ બેસતા અને ખરાં કયા હશે, તે જૂદા જૂદા વૈદ્યો અને વિદ્વાનોની સાથે વિવાદ કરીને સિદ્ધ કર્યા પછી તેમણે તેનું ગુજરાતી ભાષાંતર કરવા માંડ્યું હતું. પુસ્તક, પાનાં અને સાધનો લઇને તેઓ હમ્મેશાં બહાર નીકળતા અને પોતાને મળતા દરેક માણસ–વૈદ્ય વિદ્યાભિજ્ઞ અને સંસ્કૃતજ્ઞોની સાથે વાદ ચલાવી બહુ ખાત્રી કર્યા પછી તેનું દૃઢ ભાષાંતર લખતા. તેમણે જામનગરના પ્રસિદ્ધ વૈદ્યરાજ ઝંડુભટ્ટજી, વૈદ્યરાજ પ્રભુરામ જીવનરામ, વૈદ્યરાજ રઘુનાથજી ઇંદ્રજી વગેરેને પૂછીને પોતાની કેટલીક શંકાના ખુલાસા મેળવ્યા હતા. આમાં સઉથી મોટી મુશ્કેલી તેમને ઔષધિઓનાં ગુજરાતી નામનો નિશ્ચય કરવામાં નડવા માંડી, પરંતુ તેમનાં ખંત, ઉદ્યોગ અને પૃચ્છાવૃત્તિને લીધે તેનો પણ તેઓ ખાત્રીપૂર્વક નિર્ણય કરી શકયા. આના સંબંધમાં તેઓ કેમ કામ કરતા હતા, તે જણાવવું અત્રે બહુ જાણવા જેવું હોવાથી લખ્યા વગર ચાલતું નથી:–તેઓ બઝારમાંથી સૂકી ઔષધિ લઇ આવતા, તે લઈ બીજા ગાંધીઓ પાસે જઈ તેનું નામ પૂછતા, દક્ષણી. વહોરા, કચ્છી, મુલતાની વગેરે હિંદના ઘણી જાતના લોકને તે વસ્તુ બતાવી તેનું નામ નક્કી કરતા અને તે પછી જ પોતાના ભાષાંતરમાં લખતા. લીલી ઔષધિઓ કોઇ વાર જુનાગઢથી અને કોઇવાર હિંદના દૂરના ભાગમાંથી ટપાલ મારફતે મંગાવી તેની એક શાખા લઇ ગુજરાતી ગામડીઆ ખેડુત લોકોને તે બતાવી તેનું નામ નક્કી કરતા. આ પ્રમાણે આખા પુસ્તક-

માંની દરેક ઔષધિ અને શ્લોક પાઠાંતર વગેરેનો પાકો નિશ્ચય કરી તેમણે આખું ભાષાંતર કર્યું છે. ભાષાંતર કરતાં ઔષધિઓ કેમ બનાવવી, તેને માટે તેમણે રસપ્રકરણમાં અનેક પુસ્તક જોયાં, માધવનિદાનમાંથી રોગ લખતાં વધારાનાં નિદાન જોયાં. શાર્ઙ્ગધરનો એક અક્ષર પણ વિવાદપૂર્વક નિર્ણય કર્યા વગર તેમણે લખ્યો નથી, એમ કહેતાં મને મોટો આનંદ ઉત્પન્ન થાય છે. પોતાનાં કાર્યને સિદ્ધ અને ખચિત સ્વરૂપમાં બહાર પાડવું, એવો એમનો નિશ્ચય હતો અને એ નિશ્ચયે પુસ્તકના વિક્રય માટે પણ એમને સંપૂર્ણ વિશ્વાસ ઉત્પન્ન કર્યો હતો. 'બીજાં ભાષાંતર નિકળે છે, માટે તમો સત્વર તમારું પુસ્તક બહાર પાડો' એમ તેમને કહેવામાં આવતાં તેઓ એટલો જ ઉત્તર આપતા કે, 'મારું ભાષાંતર તે મારું જ છે અને મને મારા પુસ્તકના વિક્રયની ધાસ્તી રહેતી જ નથી. ભલેને સો સ્પર્દ્ધાત્મક ભાષાંતરો થાય.'

આ ભાષાંતર છપાવવાનું કામ ચાલતું હતું, તેવામાં તેમનાં માતુશ્રી મરણ પામ્યાં અને બીજી તરફથી તેમની તબીયત પણ વધારે બગડવા માંડી. અતિસાર એમને લાંબા સમયથી પીડતો હતો. તેમાંથી સંગ્રહણી થવાથી તેઓ ઘણા જ નિર્બળ થવા માંડ્યા. એટલામાં પ્રથમ તેમનાં પત્ની અને એક વર્ષ પછી તેમનાં માતુશ્રી મરણ પામ્યાં; તોપણ તેમના વડીલ બંધુ રા. નરોત્તમ અને તેમનાં સૌ. ભાભી રંભાબાઇએ તેમની તબીયત બહુ જ સારી રીતે ઉઠાવવા માંડી અને રા. ફૂલશંકરને જરા પણ ઓછું ન આવે તેમ બહુ જ વાત્સલ્યપૂર્વક એમની છેવટ પર્યંત સેવા કરી હતી. તેમનાં માતુશ્રીની વાર્ષિક ક્રિયા આવી, તેપર રા. ફૂલશંકર જ્યારે બહુ નબળા થઇ ગયેલા હતા તે વખતે તેમનાં બેન અને બનેવી મુંબાઇ આવ્યાં હતાં. તેમના બનેવી જુનાગઢનિવાસી ભટ્ટશ્રી મોહનલાલ હરિનંદે અને બેન ન્યાલકુંવરે મુંબાઇથી સ્વદેશ તરફ પાછા ફરતાં બહુ આગ્રહપૂર્વક રા. ફૂલશંકરને હવાફેર માટે જુનાગઢ આવવાને સમજાવ્યા, એટલે બંધુજનમાં બહુ વત્સલતા ધરાવતા તેઓ તેમને ના કહી શક્યા નહિ, પણ તેમની સાથે જુનાગઢ ગયા. જુનાગઢ પોતાનું વતન હોવાથી ત્યાં પોતાની તબીયત સુધરશે, એમ માનીને રા. ફૂલશંકર ત્યાં ગયા અને ખરેખર થોડો વખત તેમ થયું પણ ખરું. જુનાગઢના દેશી વૈદ્યો અને ડૉક્ટરોની સારવારમાં રા. મોહનલાલ ભટ્ટે તેમને મૂકયા અને બીજી તરફથી તેમની એવી તો સારી બરદાસ્ત લેવા માંડી કે, તેમને પુનઃ આરોગ્ય પ્રાપ્ત કરવાની આશા ઉત્પન્ન થઇ, છતાં ઘણાં વર્ષની સંગ્રહણીએ તેમના શરીરને બહુ જ જીર્ણ બનાવી મૂકયું હતું, તેથી બેન તથા બનેવીની નિઃસીમ સેવા અને સારવાર હોવા છતાં પણ વ્યાધિએ પાછો ઉથલો માર્યો. છતાં પણ રા. ફૂલશંકર પથારીમાં બેઠા બેઠા શાર્ઙ્ગધરસંહિતાનું ભાષાન્તર જે મુંબાઇમાં છપાતું હતું તેનાં પ્રુફ છેવટ સુધી વાંચતા રહ્યા હતા; એટલું જ નહિ પરંતુ તેની અનુક્રમણિકા તથા નિદાન લખવાને તેઓ પથારીમાં પણ પુસ્તકો અને લેખિની (કલમ) લઇને સુતા અને ખરેખર જ્યારે તેઓ અશક્ત થયા ત્યારે લેખિની એની મેળે જ

એમના હાથમાંથી પડી ગઈ, પરંતુ તેમણે મૂકી નહિ. આવા એકસરખા શ્રમથી અને ખંતથી પુસ્તક લખનાર અને સુધારનાર ક્વચિત્ જ જન્મે છે. આ ગ્રન્થ રચીને તેઓ પોતાની અમર યશઃકાયા મૂકી ગયા છે એમ કહેવું યોગ્ય જ છે.

રા. ફૂલશંકર બે વાર પરણ્યા હતા, પરંતુ તેમનાં પત્ની એક પછી એક તેમની હયાતિમાં જ મરણ પામ્યાં હતાં અને તેમને કંઈ પણ સંતાન ન હતું. રા. ફૂલશંકર સ્વભાવે કડક પણ બહુ સ્નેહાળ, ઉદાર, દયાળુ અને પરોપકાર વૃત્તિના સાધુ માણસ હતા. તેમનું સત્યવાદીત્વ તો તેમના પ્રસંગમાં જનાર દરેકને તેમને માટે ભય અને પ્રીતિ ઉપજાવ્યા વગર રહેતું જ નહિ. કુટુંબ અને સંબંધીજનોમાં તેઓ બહુ પ્રેમાળ હતા. વિદ્યા અને વિદ્યાના જુદા જુદા વિષયો જાણવા તથા ચર્ચવા, એ તેમનો નિત્યનો બહુ પ્રિય વ્યવસાય હતો. શાર્ઙ્ગધરસંહિતાના આ ભાષાન્તર ઉપરાંત તેમણે 'વિક્રમચરિત્ર' અને 'ઔષધિ-નિઘંટ' નામે ઔષધનો કોશ પણ 'મ' સુધી અક્ષરાનુક્રમે તૈયાર કર્યો હતો. ઔષધિઓનો નિશ્ચય કરતાં આ કાર્ય તેમને કરવું પડ્યું હતું અને તે જો સંપૂર્ણ થયું હોત તો અલબત્ત બહુ જ ઉપયોગી થયા વગર રહેત નહિ. પોતાના આરોગ્યને ટકાવી રાખવાને તેઓ પોતે બહુ ઔષધો લેતા, પથ્ય પાળતા અને ખંત રાખતા; પરંતુ મહાકવિઓએ કહ્યું છે તેમઃ– उपचारविधानमायुषः सति शेषे च फलाय कल्पते કશું એ ઉપયોગી થઈ પડ્યું નહિ અને પોતાના ભાઈ, ભોજાઈ, સંબંધીઓ તથા મિત્ર મંડળ અને સ્નેહીઓને શોકમાં નાંખીને (૪૩) વર્ષની વયે સંવત્ ૧૯૬૩ ના પોષ સુદિ ૮ ને રવિવારે સવારના દશ વાગે આ સંસારની અસારતાને સત્ય પાડીને સ્વર્ગવાસી થયા. ઈશ્વર એમના આત્માને શાંતિ આપો.

---

# વિષયાનુક્રમણિકા



## પૂર્વખણ્ડ

### અધ્યાય ૧ લો—પરિભાષા

## અધ્યાય ૨ જો–ભૈષજ્યાખ્યાન

## અધ્યાય ૬ ઠ્ઠો—આહારાદિ ગતિ

## અધ્યાય ૭ મો–રોગગણના.

## મધ્યમખણ્ડ

### અધ્યાય ૧ લો–સ્વરસાદિ ઔષધો

## અધ્યાય ૮ મો–અવલેહ ઔષધો



## અધ્યાય ૯ મો–ઘૃતાદિ ઔષધો

---

## અધ્યાય ૧૦ મો–આસવાદિ ઔષધો

## અધ્યાય૧૧મો-ધાતુશોધનમારણ ઔષધો

---

## અધ્યાય ૧૨ મો–રસાદિ ઔષધો

## અધ્યાય ૪ થો–વિરેચનવિધિ

## અધ્યાય ૫ મો–સ્નેહબસ્તિવિધિ

## અધ્યાય ૯ મો—ધૂમપાનવિધિ

## અધ્યાય ૧૧ મો—લેપાદિવિધિ

## અધ્યાય ૧૨ મો–રક્તસ્રાવ વિધિ

## અધ્યાય ૧૩ મો-નેત્રકર્મવિધિ

——:૦:——

श्री

# शार्ङ्गधरसंहिता ।

## પૂર્વખણ્ડ

### અધ્યાય ૧ લો, પરિભાષા

#### उपोद्घात

મઙ્ગલાચરણ

श्रियं स दद्याद्भवतां पुरारिर्यदंगतेजःप्रसरे भवानी ।
विराजते निर्मलचन्द्रिकायां महौषधीव ज्वलिता हिमाद्रौ ॥ १ ॥

હિમાલય પર્વત ઉપર નિર્મલ ચાન્દનીમાં જળહળતી વનસ્પતિની પેઠે, જે શંકરના શરીરના તેજના ફેલાવામાં પાર્વતી શોભે છે, તે શંકર તમને લક્ષ્મી આપો.

ગ્રન્થરચના

प्रसिद्धयोगा मुनिभिः प्रयुक्ताश्चिकित्सकैर्ये बहुशोऽनुभूताः ।
विधीयते शार्ङ्गधरेण तेषां सुसंग्रहः सज्जनरंजनाय ॥२॥

આત્રેય આદિ મહર્ષિઓએ જે પ્રયોગોની યોજના–કલ્પના કરેલી છે અને તે પછીના વૈદ્યોએ જે પ્રયોગોનો, ઘણીવાર અનુભવ કરેલો છે, તે જ પ્રયોગોનો, હું (શાર્ઙ્ગધર), સજ્જન પુરુષોને રાજી કરવા માટે આ ગ્રન્થમાં સારો સંગ્રહ કરું છું.

રોગચિકિત્સા

हेत्वादिरूपाकृतिसात्म्यजातिभेदैः समीक्ष्यातुरसर्वरोगान् ।
चिकित्सितं कर्षणबृंहणाख्यं कुर्वीत वैद्यो विधिवत्सुयोगैः ॥ ३ ॥

હેતુ, આદિરૂપ, આકૃતિ, સાત્મ્ય અને જાતિ, આ ભેદોએ કરીને રોગીઓના સર્વ રોગોને સારી રીતે તપાસ્યા પછી, શાસ્ત્રની વિધિ પ્રમાણે, સારા પ્રયોગોથી કર્ષણ અથવા બૃંહણ નામનો ઔષધોપચાર વૈદ્યે કરવો.

ઓષધીપ્રભાવ

दिव्यौषधीनां बहवः प्रभेदा वृन्दारकाणामिव विस्फुरन्ति ।
ज्ञात्वेति सन्देहमपास्य धीरैः संभावनीया विविधप्रभावाः ॥ ४ ॥

દેવતાઓની પેઠે, દિવ્યૌષધીઓના ઘણા ભેદો પ્રસિદ્ધિમાં આવેલા છે, એમ જાણી સન્દેહનો ત્યાગ કરી, બુદ્ધિમાન્ વૈદ્યે દિવ્યૌષધીઓના જૂદા જૂદા પ્રભાવોને અજમાવવા.

રોગો શાન્ત કરવાના પ્રયોગો

स्वाभाविकागंतुककायिकांतरा रोगा भवेयुः किल कर्मदोषजाः । तच्छेदनार्थं दुरितापहारिणः श्रेयोमयान्योगवरान्नियोजयेत् ॥ ५ ॥

પૂર્વજન્મના કર્મથી, વાતાદિ દોષોથી અથવા કર્મ અને દોષ, એ બન્ને કારણોથી, સ્વાભાવિક, આગન્તુક, કાયિક અને આન્તર, એવા ચાર પ્રકારના રોગો ઉત્પન્ન થાય છે, તેમનો નાશ કરવા સારુ, દુઃખ તથા પાપને મટાડનાર અને સુખ તથા કલ્યાણરૂપ ઉત્તમ પ્રકારના કર્મ(મન્ત્ર, તન્ત્રાદિ દૈવોપચાર)ના પ્રયોગો અને ઔષધોના પ્રયોગો કરવા.

અજમાવેલા ઉપાયોનું વર્ણન

प्रयोगानागमात्सिद्धान्प्रत्यक्षादनुमानतः ।
सर्वलोकहितार्थाय वक्ष्याम्यनतिविस्तरात् ॥ ६ ॥

આયુર્વેદથી, પ્રત્યક્ષ અનુભવથી અને અનુમાનથી સિદ્ધ થયેલા પ્રયોગો, સર્વ લોકના હિતને માટે ગ્રન્થનો અતિ વિસ્તાર ન કરતાં કહું છું.

પૂર્વ ખણ્ડની અનુક્રમણિકા

प्रथमं परिभाषा स्याद्भैषज्याख्यानकं तथा । नाडीपरीक्षादिविधिस्ततो दीपनपाचनम् ॥ ७ ॥ ततः कलादिकाख्यानमाहारादिगतिस्तथा ॥ रोगाणां गणना चैव पूर्वखण्डोऽयमीरितः ॥ ८ ॥

પહેલા અધ્યાયમાં પરિભાષા, બીજા અધ્યાયમાં ભૈષજ્યાખ્યાન (ક), ત્રીજા અધ્યાયમાં નાડીપરીક્ષાદિ વિધિ, ચોથા અધ્યાયમાં દીપનપાચન, પાંચમા અધ્યાયમાં કલાદિકાખ્યાન, છઠ્ઠા અધ્યાયમાં આહારાદિગતિ અને સાતમા અધ્યાયમાં રોગોની ગણના, એ પ્રમાણે ઉપર કહેલી સર્વ બાબતો આ પૂર્વખણ્ડમાં કહેલ છે.

મધ્યમ ખણ્ડની અનુક્રમણિકા

स्वरसः क्वाथफाण्टौ च हिमः कल्कश्च चूर्णकम् ।
तथैव गुटिकालेहौ स्नेहः सन्धानमेव च ॥ ९ ॥
धातुशुद्धीरसाश्चैव खण्डोऽयं मध्यमः स्मृतः ।

પહેલા અધ્યાયમાં સ્વરસ, બીજા અધ્યાયમાં ક્વાથ, ત્રીજા અધ્યાયમાં ફાણ્ટ, ચોથા અધ્યાયમાં હિમ, પાંચમા અધ્યાયમાં કલ્ક, છઠ્ઠા અધ્યાયમાં ચૂર્ણ, સાતમા અધ્યાયમાં ગોળી, આઠમા અધ્યાયમાં લેહ—અવલેહ, નવમા અધ્યાયમાં સ્નેહ, દશમા અધ્યાયમાં સન્ધાન, અગ્યારમા અધ્યાયમાં ધાતુશુદ્ધિ અને બારમા અધ્યાયમાં રસો, એ પ્રમાણે ઉપર કહેલી સર્વ બાબતો, આ મધ્યમ ખણ્ડમાં કહેલ છે.

ઉત્તરખણ્ડની અનુક્રમણિકા

स्नेहपानं स्वेदविधिर्वमनं च विरेचनम् ॥ १० ॥ ततस्तु स्नेहबस्तिः स्यात्ततश्चाऽपि निरूहणम् । ततश्चाप्युत्तरो बस्तिस्ततो नस्यविधिर्मतः ॥११॥ धूमपानविधिश्चैव गण्डूषादिविधिस्तथा । लेपादीनां विधिः ख्यातस्तथा शोणितविस्रुतिः ॥१२॥ नेत्रकर्मप्रकारश्च खण्डः स्यादुत्तरस्त्वयम् ।

પહેલા અધ્યાયમાં સ્નેહપાનવિધિ, બીજા અધ્યાયમાં સ્વેદવિધિ, ત્રીજા અધ્યાયમાં વમન, ચોથા અધ્યાયમાં વિરેચન, પાંચમા અધ્યાયમાં સ્નેહબસ્તિ, છઠ્ઠા અધ્યાયમાં નિરૂહણબસ્તિ, સાતમા અધ્યાયમાં ઉત્તરબસ્તિ, આઠમા અધ્યાયમાં નસ્યવિધિ, નવમા અધ્યાયમાં ધૂમ-

પાનવિધિ, દશમા અધ્યાયમાં ગણ્ડૂષાદિવિધિ, અગ્યારમા અધ્યાયમાં લેપાદિવિધિ, બારમા અધ્યાયમાં શોણિતવિશ્રુતિવિધિ અને તેરમા અધ્યાયમાં નેત્રકર્મપ્રકાર, એ પ્રમાણે ઉપર કહેલી સર્વ બાબતો, આ ઉત્તર ખણ્ડમાં કહેલ છે.

ત્રણે ખણ્ડોમાં કેટલા અધ્યાયો છે?

द्वात्रिंशत्सम्मिताऽध्यायैर्युक्तेयं संहिता स्मृता ॥ १३ ॥

આ સંહિતામાં બત્રીશ અધ્યાયો છે.

ત્રણે ખણ્ડોમાં કેટલા શ્લોક છે?

षड्विंशतिशतान्यत्र श्लोकानां गणितानि च ॥

આ સંહિતામાં છવ્વીસ સો શ્લોકો છે.

વજનોનો ખુલાસો

न मानेन विना युक्तिर्द्रव्याणां ज्ञायते क्वचित् ॥ १४ ॥
अतः प्रयोगकार्यार्थं मानमत्रोच्यते मया ॥

વજન–પ્રમાણ વગર, ઔષધો વાપરવાની રીત, કોઇ પણ (રીતે વા કોઇ પણ) ઠેકાણે જાણી શકાય નહિ, તેથી પ્રયોગો બનાવવા માટે ઔષધોનાં વજનો–પ્રમાણો નીચે પ્રમાણે હું કહું છું:–

માગધ પરિભાષાનાં વજનો:–
પરમાણુ કેવડું થાય?

जालान्तरगते भानौ यत्सूक्ष्मं दृश्यते रजः ॥ १५ ॥
तस्य त्रिंशत्तमो भागः परमाणुः स उच्यते ॥

ઘરની અન્દર જાળીઆંમાંથી પડતાં એવાં સૂર્યના કિરણોને વિષે, જે ઝીણા રજકણો દેખાય છે, તેઓના ત્રીશમા ભાગને પરમાણુ કહે છે.

માગધ પરિભાષાનાં વજનો:–
ક્રમ પ્રમાણે વજનોનાં નામો

त्रसरेणुर्बुधैः प्रोक्तस्त्रिंशद्भिः परमाणुभिः ॥ १६ ॥ त्रसरेणुस्तु पर्यायनाम्ना वंशी निगद्यते ॥ षड्वंशीभिर्मरीचिः स्यात्ताभिः षड्भिस्तु राजिका ॥ १७ ॥ तिसृभी राजिकाभिश्च सर्षपः प्रोच्यते बुधैः ॥ यवोऽष्टसर्षपैः प्रोक्तो गुंजा स्यात्तच्चतुष्टयम् ॥ १८ ॥ षड्भिस्तु रक्तिकाभिः स्यान्माषको हेमधान्यकौ ॥ माषैश्चतुर्भिः शाणः स्याद्धरणः स निगद्यते ॥ १९ ॥ टंकः स एव कथितः तद् द्वयं कोल उच्यते ॥ क्षुद्रको वटकश्चैव द्रंक्षणं स निगद्यते ॥ २० ॥ कोलद्वयं च कर्षः स्यात्स प्रोक्तः पाणिमानिका ॥ अक्षः पिचुः पाणितलं किंचित्पाणिश्च तिन्दुकम् ॥ २१ ॥ विडालपदकं चैव तथा षोडशिका मता ॥ करमध्यं हंसपदं सुवर्णं कवलग्रहः ॥ २२ ॥ उदुम्बरं च पर्यायैः कर्ष एव निगद्यते ॥ स्यात्कर्षाभ्यामर्धपलं शुक्तिरष्टमिका तथा ॥ २३ ॥ शुक्तिभ्यां च पलं ज्ञेयं मुष्टिराम्रं चतुर्थिका ॥ प्रकुंचः षोडशी बिल्वं पलमेवात्र कीर्त्यते ॥ २४ ॥ पलाभ्यां प्रसृतिर्ज्ञेया प्रसृतश्च निगद्यते ॥ प्रसृतिभ्यामंजलिः स्यात्कुडवोऽर्धशरावकः ॥ २५ ॥ अष्टमानं च संज्ञेयं कुडवाभ्यां च मानिका ॥ शरावोऽष्टपलं तद्वज्ज्ञेयमत्र विचक्षणैः ॥ २६ ॥ शरावाभ्यां भवेत्प्रस्थश्चतुष्प्रस्थैस्तथाढकम् ॥ भाजनं कांस्यपात्रं च चतुष्षष्टिपलं च तत् ॥ २७ ॥ चतुर्भिराढकैर्द्रोणः कलशो नल्वणोन्मनौ ॥ उन्मानश्च घटो राशिर्द्रोणपर्यायसंज्ञकाः ॥ २८ ॥ द्रोणाभ्यां शूर्पकुम्भौ च चतुष्षष्टिशरावकाः ॥ शूर्पाभ्यां च भवेद् द्रोणी वहो गोणी च सा स्मृता ॥ २९ ॥ द्रोणीचतुष्टयं खारी कथिता सूक्ष्मबुद्धिभिः ॥ चतुस्सहस्रप-

लिका षण्णवत्यधिका च सा ॥ ३० ॥ पलानां द्विसहस्रं च भार एकः प्रकीर्तितः ॥ तुला पलशतं ज्ञेया सर्वत्रैवैष निश्चयः ॥ ३१ ॥

બુદ્ધિમાનોએ કહ્યું છે કેઃ—

| | |
|---|---|
| ૩૦ પરમાણુની | ૧ વંશી, ત્રસરેણુ વા જાળી-આમાંનાં ચાન્દરડાંની રજ. |
| ૬ વંશીની | ૧ મરીચિ. |
| ૬ મરીચિની | ૧ રાઇ. |
| ૩ રાઇનો | ૧ સર્ષપ. |
| ૮ સર્ષપનો | ૧ જવ. |
| ૪ જવની | ૧ ગુંજા, ચણોઠી વા રક્તિકા. |
| ૬ ગુંજાનો | ૧ માષો, હેમ વા ધાન્યક. |
| ૪ માષાનો | ૧ શાણ, ધરણ વા ટંક. |
| ૨ શાણનો | ૧ કોલ, ક્ષુદ્રક, વટક વા દ્રંખણ. |
| ૨ કોલનો | ૧ કર્ષ, પાણિમાનિકા, અક્ષ, પિચુ, પાંણિતલ, કિંચિત્પાણિ, તિન્દુક, બિડાલપદક, ષોડશિકા, કરમધ્ય, હંસપદ, સુવર્ણ, કવલગ્રહ વા ઉદુમ્બર. |
| ૨ કર્ષની | ૧ શુક્તિ, અર્ધપલ અથવા અષ્ટમિકા. |
| ૨ શુક્તિનો | ૧ પલ, મુષ્ટિ—મૂંઠી, આમ્ર. ચતુર્થિકા, પ્રકુંચ, ષોડશી અથવા બિલ્વ. |
| ૨ પલની | ૧ પ્રસૃતિ અથવા પ્રસૃત, |
| ૨ પ્રસૃતિનો | ૧ કુડવ, અંજલી, અર્ધશરાવક વા અષ્ટમાન. |
| ૨ કુડવનો | ૧ શરાવ, માનિકા વા અષ્ટ પલ=આઠ પલ. |
| ૨ શરાવનો | ૧ પ્રસ્થ. |
| ૪ પ્રસ્થનો | ૧ આઢક, ભાજન, કાંસ્યા—પાત્ર વા ચતુષ્ષષ્ટિ પલ= ચોસઠ પલ. |
| ૪ આઢકનો | ૧ દ્રોણ, કલશ, નલ્વણ, ઉન્મન, ઉન્માન, ઘટ અથવા રાશિ. |
| ૨ દ્રોણનો | ૧ શૂર્પ, કુમ્ભ વા ચતુષ્ષષ્ટિશરાવક—ચોસઠ શરાવક. |
| ૨ શૂર્પની | ૧ દ્રોણી, વહ વા ગોણી. |
| ૪ દ્રોણીની | ૧ ખારી. |
| ૧ ખારીના | ૪૦૯૬ પલ. [ભાર.) |
| ૧ ભારના | ૨૦૦૦ પલ. (બે હજાર પલનો |
| ૧ તુલાના | ૧૦૦ પલ. (સો પલની તુલા). |

**વજનોનાં** સંસ્કૃત નામોનો હાલનાં વજનો પ્રમાણે કરેલો ખુલાસો

| | |
|---|---|
| ૩૦ પરમાણુની | ૧ વંશી. |
| ૬ વંશીની | ૧ મરીચિ. |
| ૬ મરીચિની | ૧ રાઇ. |
| ૩ રાઇનો | ૧ સર્ષપ. |
| ૮ સર્ષપનો | ૧ જવ. |
| ૪ જવની | ૧ ગુંજા—ચણોઠી. |
| ૬ ગુંજાનો | ૧ માષો. |

| | | | | |
|---|---|---|---|---|
| ૪ માષાનો | ૧ શાણ. | (હાલમાં) | ૧ શાણનો | પા તોલો, ચોવીશ ગુંજા. |
| ૨ શાણનો | ૧ કોલ. | ,, | ૧ કોલનો | અર્ધો તોલો, અડતાલીશ ગુંજા. |
| ૨ કોલનો | ૧ કર્ષ. | ,, | ૧ કર્ષનો | એક તોલો. |
| ૨ કર્ષની | ૧ શુક્તિ. | ,, | ૧ શુક્તિના | બે તોલા. |
| ૨ શુક્તિનો | ૧ પલ. | ,, | ૧ પલના | ચાર તોલા. |

| | | | | |
|---|---|---|---|---|
| ૨ પલની | ૧ પ્રસૃતિ. | (હાલમાં) | ૧ પ્રસૃતિના | આઠ તોલા. |
| ૨ પ્રસૃતિનો | ૧ કુડવ. | ,, | ૧ કુડવના | સોળ તોલા. |
| ૨ કુડવનો | ૧ શરાવ. | ,, | ૧ શરાવના | બત્રીસ તોલા. |
| ૨ શરાવનો | ૧ પ્રસ્થ. | ,, | ૧ પ્રસ્થના | ચોસઠ તોલા. |
| ૪ પ્રસ્થનો | ૧ આઢક. | ,, | ૧ આઢકના | બસ્સો છપ્પન તોલા. |
| ૪ આઢકનો | ૧ દ્રોણ | ,, | ૧ દ્રોણના | એક હજાર ને ચોવીશ તોલા. |
| ૨ દ્રોણનો | ૧ શૂર્પ. | ,, | ૧ શૂર્પના | બે હજાર ને અડતાલીસ તોલા. |
| ૨ શૂર્પની | ૧ દ્રોણી. | ,, | ૧ દ્રોણીના | ચાર હજાર ને છન્નુ તોલા. |
| ૪ દ્રોણીની | ૧ ખારી. | ,, | ૧ ખારીના | સોળ હજાર ત્રણસો ને ચોર્યાસી તોલા. |
| ૨૦૦૦ પલનો | ૧ ભાર. | ,, | ૧ ભારના | આઠ હજાર તોલા. |
| ૧૦૦ પલની | ૧ તુલા. | ,, | ૧ તુલાના | ચાર સો તોલા. |

માષાથી ખારી સુધીનું ટૂંકામાં વજન.

माषटंकाक्षबिल्वानि कुडवः प्रस्थमाढकम् ॥
राशिर्गोणी खारिकेति यथोत्तरचतुर्गुणाः ॥ ३२ ॥

| | | |
|---|---|---|
| ૪ માષાનો ૧ ટંક. | ૪ બિલ્વનો ૧ કુડવ. | ૪ આઢકની ૧ રાશિ. |
| ૪ ટંકનો ૧ અક્ષ. | ૪ કુડવનો ૧ પ્રસ્થ. | ૪ રાશિની ૧ ગોણી. |
| ૪ અક્ષનો ૧ બિલ્વ. | ૪ પ્રસ્થનો ૧ આઢક. | ૪ ગોણીની ૧ ખારી. |

એ પ્રમાણે ઉપરનાં ક્રમ વાર કહેલાં વજનોને ચોગણાં જાણવાં.

દ્રવ, આર્દ્ર તથા શુષ્ક દ્રવ્યોનાં ક્યા ક્યા વજનો પ્રયોગ પ્રમાણે લેવાં

गुंजादिमानमारभ्य यावत्स्यात्कुडवस्थितिः ॥
द्रवार्द्रशुष्कद्रव्याणां तावन्मानं समं मतम् ॥ ३३ ॥
प्रस्थादिमानमारभ्य द्विगुणं तत् द्रवार्द्रयोः ।
मानं तथा तुलायास्तु द्विगुणं न क्वचित्स्मृतम् ॥ ३४ ॥

પ્રવાહી પદાર્થો, લીલાં ઔષધો અને સૂકાં ઔષધોનાં, ગુંજા આદિ(ગુંજાની અગાડીનાં પરમાણુ)થી કુડવ વજન આવે ત્યાં સુધીનાં સર્વે વજનો સરખાં લેવાં; જે જે વજનો પ્રયોગની અંદર કહ્યાં હોય, તે તે વજનો પ્રમાણે લેવાં.

તેમ તુલાનું વજન બમણું લેવું, એમ ક્યાંઈ પણ કહેલ નથી. એટલા માટે પ્રવાહી પદાર્થો, લીલાં ઔષધો અને સૂકાં ઔષધો, તુલા વજને લેવાનાં લખ્યાં હોય તો સરખાં લેવાં; પ્રયોગમાં કહેલી તુલાના વજન પ્રમાણે જ લેવાં.

દ્રવ તથા આર્દ્ર દ્રવ્યોનાં ક્યા ક્યા વજનો પ્રયોગથી બમણાં લેવાં?

પ્રવાહી પદાર્થો અને લીલાં ઔષધોનાં પ્રસ્થ આદિ (પ્રસ્થ[1]ની અગાડીનાં શરાવ)થી ખારી અને ભાર વજન આવે ત્યાં સુધીનાં સર્વે વજનો બમણાં લેવાં; જે જે વજનો પ્રયોગની અંદર કહ્યાં હોય, તે તે વજનોથી બમણાં લેવાં.

---

૧ શ્લોક પ્રમાણે પ્રસ્થ વજન તુલા વજનની ઉપર લખવું જોઇએ. પણ પ્રસ્થની બાબત તુલાથી જુદી હોવાને લીધે પ્રસ્થને છેલ્લું લખ્યું તેમ કુડવ તથા તુલા વજનની બાબત એક હોવાથી, તુલા વજનને કુડવ વજન પછી લખ્યું છે.

દ્રવ, આર્દ્ર તથા શુષ્ક દ્રવ્યોનાં કયા કયા વજનો પ્રયોગ પ્રમાણે લેવાં? તેમનો વિસ્તારથી ખુલાસો

દ્રવ (પ્રવાહી) પદાર્થો, લીલાં ઔષધો અને સૂકાં ઔષધોના ગુંજા આદિથી કુડવ વજન સુધીનાં લેવાનાં વજનો અને તુલા વજન પ્રમાણે લેવાનું વજન નીચે પ્રમાણે વિસ્તારથી કહું છું.

| | |
|---|---|
| ૧—પરમાણુ. | ૪—રાઇ. |
| ૨—વંશી. | ૫—સર્ષવ. |
| ૩—મરીચિ. | ૬—જવ. |

ગુંજા આદિથીનો અર્થ, ગુંજાની અગાડીના પરમાણુ આદિ વજનો એમ પણ થાય છે, તેથી અહીં ગુંજાની પહેલાંનાં વજનો લખી જણાવ્યાં છે, પણ આ વજનોનો પ્રયોગની અંદર આ ગ્રન્થકારે ઉપયોગ જ કર્યો નથી.

| | |
|---|---|
| ૭—ગુંજા. | ૧૨—શુક્તિ. |
| ૮—માષો. | ૧૩—પલ. |
| ૯—શાણ. | ૧૪—પ્રસૃતિ. |
| ૧૦—કોલ. | ૧૫—કુડવ. |
| ૧૧—કર્ષ. | ૧૬—તુલા. |

ગુંજા આદિથીનો અર્થ, ગુંજાથી એમ પણ થાય, તેથી ગુંજાથી કુડવ સુધીનાં અર્થાત્ નમ્બર સાતમાથી પન્નરમા સુધીનાં ચાલુ વજનો અથવા સોલમા નમ્બરવાળું તુલા વજન, એ વજનોમાંનાં કોઇ પણ વજનોની અન્દર, જો દ્રવ—પ્રવાહી પદાર્થો, લીલાં ઔષધો અને સૂકાં ઔષધોનો પ્રયોગ કહ્યો હોય, તો તે, પ્રયોગમાંનાં વજનો પ્રમાણે લેવાં.

દ્રવ તથા આર્દ્ર દ્રવ્યોનાં કયા કયા વજનો પ્રયોગથી બમણાં લેવાં? તેમનો ખુલાસો

પ્રવાહી પદાર્થો અને લીલાં ઔષધોનાં, પ્રસ્થ આદિથી ખારી અને ભાર વજનો સુધીનાં લેવાનાં વજનો નીચે પ્રમાણે વિસ્તારથી કહું છું:—

૧—શરાવ.

પ્રસ્થ આદિથીનો અર્થ, પ્રસ્થની અગાડીનું શરાવ વજન, એમ પણ થાય છે, તેથી અહીં પ્રસ્થની પહેલાંનું વજન લખી જણાવ્યું છે, પણ આ વજનનો, પ્રયોગની અન્દર, આ ગ્રન્થકારે ઉપયોગ કર્યો નથી.

| | |
|---|---|
| ૨—પ્રસ્થ. | ૬—દ્રોણી. |
| ૩—આઢક. | ૭—ખારી. |
| ૪—દ્રોણ. | ૮—ભાર. |
| ૫—શૂર્પ. | |

પ્રસ્થ આદિથીનો અર્થ, પ્રસ્થથી, એમ પણ થાય, તેથી, પ્રસ્થથી ખારી અને ભાર વજનો સુધીનાં અર્થાત્ નમ્બર બીજાથી સાતમા અને આઠમા સુધીનાં વજનોમાંનાં કોઇ પણ વજનની અન્દર, જો પ્રવાહી પદાર્થો અને લીલાં ઔષધોનો પ્રયોગ કહ્યો હોય, તો તે પ્રયોગનાં વજનોથી બમણાં લેવાં.

मृद्‌वृक्षवेणुलोहादेर्भाण्डं यच्चतुरंगुलम् ॥
विस्तीर्णं च तथोच्चं च तन्मानं कुडवं वदेत् ॥ ३५ ॥

કેવડું પોહોળું, ઊંચું અને કયા કયા પદાર્થોમાંથી બનાવેલું માપ કુડવનું કહેવાય?

ચારે બાજુ, ચારે આંગળ પોહોળાં તથા ચાર આંગળ ઉંચાં, માટીનાં, લાકડાનાં, વાંસનાં કે લોઢાનાં માપને "કુડવ" નામનું માપ કહે છે.

પ્રયોગોનાં નામો પાડવાનો ખુલાસો

यदौषधं तु प्रथमं यस्य योगस्य कथ्यते ॥
तन्नाम्नैव स योगो हि कथ्यतेऽत्र विनिश्चयः ॥ ३६ ॥

જે પ્રયોગમાં, જે ઔષધ, પહેલું લખ્યું હોય છે, તે પ્રયોગ, તે ઔષધના નામથી જ કહેવાય છે, એવો આ સંહિતામાં સર્વે ઠેકાણે નિશ્ચય છે.

ઔષધોનાં વજનોના નિયમો

स्थितिर्नास्त्येव मात्रायाः कालमग्निं वयो बलं ॥
प्रकृतिं देशदोषौ च दृष्ट्वा मात्रां प्रकल्पयेत् ॥ ३७ ॥

ઔષધ ખાવાનું વજન નક્કી ઠરાવેલું નથી, એટલા માટે, રોગીને ઔષધ આપવાનો વખત—કાલ, રોગીની જઠરાગ્નિ, રોગીની ઉમ્મર—વય, રોગીનું બળ, રોગીની વાતાદિ પ્રકૃતિ, રોગીનો દેશ અને રોગીના વાતાદિ દોષો, એ સર્વેનો વિચાર કરીને, ઔષધ ખાવાના વજનની કલ્પના કરવી.

કલિંગ વજન લખવાનાં કારણો

यतो मंदाग्नयो ह्रस्वा हीनसत्त्वा नराः कलौ ॥
अतस्तु मात्रा तद्योग्या प्रोच्यते सुज्ञसंमता ॥ ३८ ॥

કારણ કે, કલિયુગને વિષે મન્દાગ્નિવાળા, ઠીંગણા અને બલહીન નરો—મનુષ્યો થવા લાગ્યા છે, માટે તે મનુષ્યોના શરીરના પ્રમાણમાં વિદ્વાનોએ સ્વીકારેલું ઔષધોનું વજન કહું છું.

કલિંગ પરિભાષાનાં વજનોનાં નામો

यवो द्वादशभिर्गौरसर्षपैः प्रोच्यते बुधैः ॥
यवद्वयेन गुंजा स्यात्त्रिगुंजो वल्ल उच्यते ॥३९॥
माषो गुंजाभिरष्टाभिः सप्तभिर्वा भवेत्क्वचित् ॥

स्याच्चतुर्माषकैः शाणः स निष्कष्टंक एव च ॥४०॥ गद्यानो माषकैः षड्भिः कर्षः स्याद्दशमाषकः ॥ चतुष्कर्षैः पलं प्रोक्तं दशशाणमितं बुधैः ॥ ४१ ॥ चतुष्पलैश्च कुडवं प्रस्थाद्याः पूर्ववन्मताः ॥

બુદ્ધિમાનોએ કહ્યું છે કેઃ—

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| ૩૦ પરમાણુની | ૧ | વંશી. | ૪ માષાનો | ૧ | શાણ. | ૪ પ્રસ્થનો | ૧ | આઢક. |
| ૬ વંશીની | ૧ | મરીચિ. | ૬ માષાનો | ૧ | ગદીઆણો. | ૪ આઢકનો | ૧ | દ્રોણ. |
| ૬ મરીચિની | ૧ | રાઇ. | ૧૦ માષાનો | ૧ | કર્ષ. | ૨ દ્રોણનો | ૧ | શૂર્પ. |
| ૩ રાઇનો | ૧ | સર્ષવ. | ૪ કર્ષનો | ૧ | પલ વા. | ૨ શૂર્પની | ૧ | દ્રોણી. |
| ૧૨ સર્ષવનો | ૧ | જવ. | ૪ કર્ષના | ૧૦ | શાણ | ૪ દ્રોણીની | ૧ | ખારી. |
| ૨ જવની | ૧ | ગુંજા. | ૪ પલનો | ૧ | કુડવ.. | ૨૦૦૦ પલનો | ૧ | ભાર. |
| ૩ ગુંજાનો | ૧ | વાલ. | ૨ કુડવનો | ૧ | શરાવ.[2] | ૧૦૦ પલની | ૧ | તુલા. |
| ૮ ગુંજાનો[1] | ૧ | માષો. | ૨ શરાવનો | ૧ | પ્રસ્થ. | | | |

માગધ પરિભાષાનાં પરમાણુથી રાઇ સુધીનાં વજનો પ્રમાણેજ કલિંગ પરિભાષાનાં વજનો જાણવાં.

પ્રસ્થાદિ વજનો તો, પહેલાંની પેઠેજ સમજી લેવાં, એ પદ ઉપરથી જ કુડવ પછીનું શરાવ વજન લખ્યું છે; પરન્તુ જો શરાવ વજન ન લખું તો ક્રમમાં વાંધો આવે, તેથી શરાવ વજન લખીને તે પછીનાં બધાં વજનો લખી જણાવ્યાં છે.

હમ્મેશાં નવાં દ્રવ્યો ક્યા ક્યા વાપરવાં?

नवान्येव हि योज्यानि द्रव्याण्यखिलकर्मसु ॥ ४२ ॥

ઔષધોના સર્વે પ્રયોગોમાં સર્વે નવાં ઔષધો વાપરવાં.

---

૧. ૭ ગુંજાનો ૧ માષો પણ કેટલાક કહે છે. ૨ આ શરાવ વજનને, આ વજનમાં પણ લઇએ ત્યારેજ માગધ પરિભાષા પ્રમાણે ક્રમ મળતો આવે છે.

विना विडंगकृष्णाभ्यां गुडधान्याज्यमाक्षिकैः ॥

હમ્મેશાં જૂનાં દ્રવ્યો ક્યા ક્યા વાપરવાં?

પરંતુ વાવડિંગ, લીણ્ડીપીપર, ગોળ, ધાણા, ઘી અને મધ, એ છ ઔષધો જૂનાં વાપરવાં.

હમ્મેશાં લીલાં ઔષધો ક્યા ક્યા લેવાં?

गुडूची कुटजो वासा कूष्मांडश्च शतावरी ॥ ४३ ॥ अश्वगंधासहचरौ शतपुष्पा प्रसारिणी ॥ प्रयोक्तव्या सदैवार्द्रा

ગળો, કડાછાલ, અરડૂશી, ભૂરું કોહોળું, શતાવરી, આખસન્ધ, કાણ્ટાઅશેળીઓ, વરિયાળી અને પ્રસારિણી—નારીવેલ, એ નવે ઔષધો હમ્મેશાં લીલાં જ વાપરવાં.

द्विगुणा नैव कारयेत् ॥ ४४ ॥

હમ્મેશાં લીલાં ઔષધો બમણાં ક્યા ક્યા ન લેવાં?

ઉપર કહેલાં (ગળો, કડાછાલ, અરડૂશી, ભૂરું કોહોળું શતાવરી, આખસન્ધ, કાણ્ટાઅશેળીઓ, વરિયાળી અને પ્રસારિણી—નારીવેલ.) આ નવે ઔષધો, લીલાં વાપરતી વખતે પણ વજનમાં બમણાં લેવાં જ નહિ.

शुष्कं नवीनद्रव्यं च योज्यं सकलकर्मसु ॥

સૂકાં અને નવાં ઔષધો વાપરવાનો ખુલાસો

(ગળો, કડાછાલ, અરડૂશી, ભૂરું કોહોળું, શતાવરી, આખસન્ધ, કાણ્ટાઅશેળીઓ, વરિયાળી અને પ્રસારિણી—નારીવેલ, આ સહિત બીજાં સર્વે) સૂકાં ને નવાં ઔષધો લઇ, સર્વ પ્રયોગોમાં વાપરવાં.

લીલાં ઔષધો વાપરવાનો ખુલાસો

आर्द्रं च द्विगुणं युंज्यादेष सर्वत्र निश्चयः ॥ ४५ ॥

(ગળો, કડાછાલ, અરડૂશી, ભૂરું કોહોળું, શતાવરી, આખસન્ધ, કાણ્ટાઅશેળીઓ, વરિયાળી અને પ્રસારિણી—નારીવેલ.) આ સિવાયનાં બાકીનાં સર્વે લીલાં ઔષધો, સર્વ પ્રયોગોમાં બમણાં લેવાં (કારણ કે, લીલાં ઔષધોમાં પાણી હોય છે). આ નિશ્ચય સર્વ ઠેકાણે સમજવો.

कालेऽनुक्ते प्रभातं स्यात

ઔષધ ક્યારે ખાવું?

ગ્રન્થમાં, જે ઠેકાણે, જે ઔષધ ખાવાનો, કોઇ પણ વખત ન લખ્યો હોય, તે ઠેકાણે, તે ઔષધ ખાવાનો વખત, સવારનો જ સમજવો.

अंगेऽनुक्ते जटा भवेत् ॥

ઔષધનો ક્યો ભાગ લેવો?

ગ્રન્થની અન્દર, જે ઠેકાણે, જે ઔષધનું, કોઇ પણ અંગ ન કહ્યું હોય, તે ઠેકાણે ઔષધનું મૂલ જ લેવું.

भागेऽनुक्ते तु साम्यं स्यात्

ઔષધો કેટલાં વજનમાં લેવાં?

પ્રયોગની અન્દર, જે ઠેકાણે, જે ઔષધોના ભાગો ન લખ્યા હોય, તે ઠેકાણે ઔષધોના ભાગો સરખા લેવા.

पात्रेऽनुक्ते च मृन्मयम् ॥ ४६ ॥

કેવું વાસણ વાપરવું?

પ્રયોગની અન્દર જે ઠેકાણે કોઇપણ જાતનું વાસણ ન લખ્યું હોય, તે ઠેકાણે માટીનું જ વાસણ વાપરવું.

કયો દ્રવ પદાર્થ લેવો?

द्रवेऽनुक्ते जलं ग्राह्यं

જે પ્રયોગમાં પ્રવાહી પદાર્થ ન લખ્યો હોય, તે પ્રયોગમાં પ્રવાહી પદાર્થ તરીકે પાણી જ વાપરવું.

કઈ જાતનું તેલ વાપરવું?

तैलेऽनुक्ते तिलोद्भवम् ॥

જે પ્રયોગની અન્દર કોઈ પણ જાતનું તેલ ન લખ્યું હોય, તે પ્રયોગની અન્દર, તેલ તરીકે તલનું તેલ જ વાપરવું.

એક ઔષધ બે વખત આવે તો ત્યાં શું કરવું?

एकमप्यौषधं योगे यस्मिन् यत्पुनरुच्यते ॥ ४७ ॥
मानतो द्विगुणं प्रोक्तं तद् द्रव्यं तत्त्वदर्शिभिः ॥

જે પ્રયોગની અન્દર, જે ઔષધ બે વાર આવ્યું હોય, તે પ્રયોગની અન્દર, તે ઔષધ બમણા વજને લેવું, એમ તત્ત્વ જાણનારાઓએ કહેલું છે.

ચન્દનનો સુખડ અર્થ ક્યારે કરવો?

चूर्णस्नेहाऽऽसवालेहाः प्रायशश्चन्दनान्विताः ॥ ४८ ॥

ચૂર્ણ, સ્નેહ (ઘી તેલાદિ), આસવ અને અવલેહમાં ચન્દન શબ્દ આવ્યો હોય તો, ઘણુંકરીને ત્યાં, 'સુખડ', એવો અર્થ કરવો.

ચન્દનનો રતાંજલી અર્થ ક્યારે કરવો?

कषायलेपयोः प्रायो युज्यते रक्तचन्दनम् ।

કષાય અને લેપમાં, ચન્દન શબ્દ આવ્યો હોય તો, ઘણુ કરીને ત્યાં, 'રતાંજલી,' એવો અર્થ કરવો.

ઝાડમાંનો ગુણ ક્યારે જતો રહે?

गुणहीनं भवेद्वर्षादूर्ध्वं तद्रूपमौषधम् ॥ ४९ ॥

જે ઝાડ, જેવા રૂપમાં જમીનની અન્દર ઉગેલ હોય, તેવા રૂપમાં જ કાઢી રાખેલાં તે ઝાડનો ગુણ, એક વર્ષ પછી ઓછો થઈ જાય છે.

ચૂર્ણમાંથી ગુણ ક્યારે જતો રહે?

मासद्वयात्तथा चूर्णं हीनवीर्यत्वमाप्नुयात् ।

બે માસ પછી ચૂર્ણ કસ વિનાનું થઈ જાય છે.

ગુટિકામાંથી અને અવલેહમાંથી એ દરેકમાંથી ગુણ ક્યારે જતો રહે?

हीनत्वं गुटिकालेहौ लभेते वत्सरात्परम् ॥५०॥

એક વર્ષ પછી ગોળી અને અવલેહ એ દરેક કસ વિનાનાં થઈ જાય છે.

ઔષધોથી તૈયાર કરેલાં ઘીમાં ક્યાંસુધી ગુણ રહે?[1]

न च स्युर्घृततैलाद्याश्चतुर्मासाधिकास्तथा ॥

ઔષધોથી તૈયાર કરેલું ઘી, ચાર મહિના પછી પણ કસ વિનાનુ થઈ જતું નથી. (લેખીત પ્રત)

---

૧ ઔષધોથી તૈયાર કરેલાં ઘીમાંથી ગુણ ક્યારે જતો રહે?

हीनाः स्युर्घृततैलाद्याश्चतुर्मासाधिकास्तथा ॥

ઔષધોથી તૈયાર કરેલું ઘી, ચાર મહિના પછી કસ વિનાનું થઈ જાય છે. (છાપેલી પ્રત.)

**ઔ**ષધોથી તૈયાર કરેલાં તેલાદિમાં ક્યાંસુધી ગુણ રહે છે? [1]

ઔષધોથી તૈયાર કરેલાં તેલાદિ, ચાર માસ પછી પણ કસ વિનાનાં થઈ જતાં નથી. (લખેલી પ્રત)

**લ**ઘુ પાકની ઔષધી (ધાન્યાદિ)માંથી ગુણ ક્યારે જતો રહે?

**औषध्यो लघुपाकाः स्युर्निर्वीर्या वत्सरात्परम् ॥ ५१ ॥**

અપૂર્ણ સ્થિતિની ઔષધીઓ (ધાન્યાદિ), એક વર્ષ પછી, કસ વિનાની થઈ જાય છે.

**જૂ**ના આસવોના, જૂની ધાતુઓના, જૂની ઉપધાતુઓના [2] અને જૂનાં રસાયનોના ગુણ

**पुराणाः स्युर्गुणैर्युक्ता आसवा धातवो रसाः ।**

આસવો, ધાતુઓ, ઉપધાતુઓ અને રસાયનો એ દરેક જેમ જેમ જુના થતા જાય છે, તેમ તેમ વધારે ગુણવાળા થાય છે.

**પ્ર**તિકૂલ ઔષધ કાઢવાનું કારણ

**व्याधेरयुक्तं यद् द्रव्यं गणोक्तमपि तत्त्यजेत् ॥ ५२ ॥**

જે રોગનાપર, જે પ્રયોગ અજમાવવાનો હોય, તે પ્રયોગમાં જે ઔષધ, તે રોગની વિરુદ્ધ જણાતું હોય તે ઔષધને કાઢી નાંખવું.

**ગ**ણમાં–પ્રયોગમાં ન કહેલું અનુકૂલ ઔષધ ઉમેરવાનું કારણ

**अनुक्तमपि युक्तं यद्योजयेत्तत्र तत् बुधैः ॥**

જે રોગનાપર, જે ગણ–પ્રયોગ અજમાવવાનો હોય, તે પ્રયોગમાં, જે ઔષધ, તે રોગને અનુકૂલ હોવા છતાં, કહ્યું ન હોય, તોપણ તે ઔષધને, તે વૈદ્યે, પોતાની બુદ્ધિ પ્રમાણે ઉમેરવું.

**ઉ**ષ્ણ સ્થલ કયું કહેવાય ?

**आग्नेया विन्ध्यशैलाद्याः**

વિન્ધ્યાચલ આદિ મધ્ય ભાગની ઉત્તર દિશાના પર્વતો, આગ્નેય એટલે અગ્નિનો ગુણ જેમાં વિશેષ છે, એવા છે.

**સૌ**મ્ય સ્થલ કયું કહેવાય ?

**सौम्यो हिमगिरिर्मतः ॥ ५३ ॥**

ઉત્તર દિશાનો પર્વત હિમાલય છે અને તે સૌમ્ય–સોમનો ગુણ જેમાં અધિક છે એવા પદાર્થોવાળો છે. સૌમ્ય એટલે સોમ. સોમ એટલે ચન્દ્રમા અથવા સોમ એટલે જલના અધિક ગુણોવાળો જે પદાર્થ, તે.

**ઉ**ષ્ણ અને શીત ઔષધીઓ ક્યા ક્યા સ્થલોમાં થાય છે?

**अतस्तदौषधानि स्युरनुरूपाणि हेतुभिः ॥**

એટલા માટે, તે તે પર્વતોમાં ઉત્પન્ન થતી ઔષધીઓ, તે તે પર્વતોના સરખા ગુણવાળી હોય છે. અર્થાત્ વિન્ધ્યાચલ આદિ પર્વતોમાં ઉત્પન્ન થતી ઔષધીઓ ઉષ્ણ વીર્યવાળી એટલે ઉષ્ણતાનો વિશેષ ગુણ ધરાવનારી જાણવી અને હિમાલય પર્વતમાં ઉત્પન્ન થતી ઔષધીઓ શીત વીર્યવાળી એટલે શીતતાનો વિશેષ ગુણ ધરાવનારી જાણવી.

---

૧ તેલાદિમાંથી ગુણ ક્યારે જતો રહે? ઔષધોથી તૈયાર કરેલાં તેલાદિ, ચાર મહિના પછી કસ વિનાનાં થઈ જાય છે. (છાપેલી પ્રત.)

૨ અહીં ઉપધાતુ શબ્દોનો સમ્બન્ધ હોવાથી, ઉપધાતુ શબ્દને પણ લીધો છે.

अन्येष्वपि प्ररोहन्ति वनेषूपवनेषु च ॥ ५४ ॥

**અન્ય સ્થલોની ઔષધીનું વર્ણન**

તેમ જ બીજાં વનો અને ઉપવનોમાં ઉત્પન્ન થનારી ઔષધીઓ પણ, વનો અને ઉપવનોની જમીનના ગુણ પ્રમાણે જ ઉત્પન્ન થાય છે.

गृह्णीयात्तानि सुमनाः शुचिः प्रातः सुवासरे ॥
आदित्यसम्मुखो मौनी नमस्कृत्य शिवं हृदि ॥ ५५ ॥

**ઔષધીઓ આણવા ટાણે કેમ વર્તવું**

ઔષધી આણવા માટે, સારો દિવસ જોઇ, પ્રભાતમાં ઉઠી, સ્વસ્થ અન્તઃકરણ રાખી પવિત્ર થઈ, સૂર્યની સામે ઉભા રહીને પછી મુંગે મોઢે હૃદયમાં શિવનું ધ્યાન ધરવું.

साधारणधराद्रव्यं गृह्णीयादुत्तराश्रितम् ॥

**દ્રવ્યની કયી બાજુ લેવી?**

સાધારણ જમીનમાં ઉગેલાં ઝાડનાં ફલ, ફૂલાદિ જે અંગો જોઇતાં હોય, તે અંગો, તે ઝાડના ઉત્તર દિશાના ભાગમાંથી જ ગ્રહણ કરવાં.

वल्मीककुत्सितानूपश्मशानोखरमार्गजा ॥ ५६ ॥

**કે જમીનનાં ઔષધો ન વાપરવાં?**

રાફડો, ખરાબ ભૂમિ, જલવાળી ભૂમિ, શ્મશાનની ભૂમિ, ખારાપાટની ભૂમિ ને રસ્તાની જગ્યા, એ સ્થાનોમાં ઉગેલી વનસ્પતિ લેવી જ નહીં.

सर्वलक्षणसंपन्ना भूमिः साधारणा स्मृता ॥[1]

**સાધારણ ભૂમિ કોને કહેવી?**

સર્વ લક્ષણવાળી ભૂમિ, સાધારણ ભૂમિ કહેવાય છે અર્થાત માફકસર જલવાળી, સામાન્ય ગરમીવાળી અને સામાન્ય ટંડીવાળી જે ભૂમિ હો તથા જેની અન્દર અતિ શીત અને અતિ ઉષ્ણ નહીં એવી સામાન્ય વનસ્પતિ થતી હોય, તે જ સાધારણ ભૂમિ કહેવાય છે.

द्रव्याणि यत्र यत्रैव तद्गुणानि विशेषतः ॥ ५७ ॥[1]

**વૃક્ષોના ગુણ કેમ જાણવા?**

જે જે ભૂમિમાં જે જે વૃક્ષો થતાં હોય, તે તે વૃક્ષોના ગુણો વિશેષે કરીને તે તે ભૂમિ પ્રમાણે હોય છે.

जन्तुवह्निहिमव्याप्ता नौषधी कार्यसिद्धिदा ॥

**કયી કયી ઔષધી કાર્ય બગાડે?**

કીડ લાગેલી અર્થાત્ સડેલી, અગ્નિથી બળેલી અને ટાઢથી કરમાઈ ગયેલી અર્થાત્ સૂકાઇ ગયેલી ઔષધી વાપરવી નહીં, કારણ કે, તેવા પ્રકારની ઔષધી, જરા માત્ર કાર્યને સિદ્ધ કરનાર નથી.

शरद्यखिलकार्यार्थं ग्राह्यं सरसमौषधम् ॥ ५८ ॥

**સર્વ કાર્યને માટે ઔષધો ક્યારે લાવવાં?**

શરદ્ ઋતુમાં બધી ઔષધીઓ રસવાળી હોવાથી તે કાલમાં, સર્વ કામ માટે, ઔષધીઓ આણવી.

---

૧ આ અર્ધો શ્લોક વૈદ્યરાજ જાદવજી ત્રિકમજીની પ્રતમાં છે.

રેચને અને ઉલટીને એ દરેકને માટે ઔષધો ક્યારે લાવવાં?

**विरेकवमनार्थं च वसन्तान्ते समाहरेत् ॥**

વસન્ત ઋતુના અન્તમાં રેચને અને ઉલટી એ દરેકને માટે કહેલી ઔષધીઓ આણવી.

કયા ઝાડનાં મૂળની છાલ લેવી?

**अतिस्थूलजटा याः स्युस्तासां ग्राह्यास्त्वचो बुधैः॥ ५९॥**

બુદ્ધિમાને ઝાડનાં જાડાં મૂળોપરની છાલ ગ્રહણ કરવી.

કયા ક્યા ઝાડનાં મૂળો લેવાં?

**गृह्णीयात्सूक्ष्ममूलानि सकलान्यपि बुद्धिमान् ।**

બુદ્ધિમાનોએ, જે ઝાડનાં મૂળો ઝીણાં અથવા પાતળાં હોય તે ઝાડનાં સઘળાં, ઝીણાં અથવા પાતળાં મૂળો લેવાં.

કયા ક્યા ઝાડોની છાલ લેવી?

**न्यग्रोधादेस्त्वचो ग्राह्याः**

વડ આદિ વૃક્ષોની છાલ લેવી.

કયા ક્યા ઝાડનો સાર લેવો?

**सारं स्याद्बीजकादितः ॥ ६० ॥**

બીયા આદિ વૃક્ષોનો સાર—વૃક્ષોની અન્દરનો ગાભો લેવો.

કયા ક્યા ઝાડનાં પાંદડાં લેવાં?

**तालीसादेश्च पत्राणि**

તાલીસ આદિ વૃક્ષોનાં પાંદડાં લેવાં.

કયા ક્યા ઝાડોનાં ફળો લેવાં?

**फलं स्यात्त्रिफलादितः ।**

હરડાં, બેહેડાં ને આંબળાં આદિ વૃક્ષોનાં ફળો લેવાં.

કયા ક્યા ઝાડોનાં ફૂલો લેવાં?

**धातक्यादेश्च पुष्पाणि**

ધાવણી આદિ વૃક્ષોનાં ફૂલો લેવાં.

કયા ક્યા ઝાડનું દૂધ લેવું?

**स्नुह्यादेः क्षीरमाहरेत् ॥ ६१ ॥**

થોર આદિ વૃક્ષોનું દૂધ લેવું.

એ રીતે દામોદરના પુત્ર શાર્ઙ્ગધરે રચેલી શાર્ઙ્ગધરસંહિતાને વિષે
પૂર્વખણ્ડના **સૂત્રસ્થાનમાંના** પરિભાષા નામે પહેલા અધ્યાયની
ભટ્ટકૃત ગુર્જર ટીકા **સમ્પૂર્ણ.**



## અધ્યાય ૨ જો, ભૈષજ્યાખ્યાન

**ઔષધ** ક્યારે ખવરાવવું?

**भैषज्यमभ्यवहरेत्प्रभाते प्रायशो बुधः॥कषायांश्च विशेषेण**

બુદ્ધિમાને, રોગીને ઘણુકરીને પ્રભાતમાં ઔષધ દેવું.

કષાયો ક્યારે પીવા? વા ખાવા?

કષાયો—કાઢો, ફાણ્ટ, હિમ, અંગરસ ને કલ્ક, એ ઔષધો, મુખ્યત્વે કરીને પ્રભાતમાં પીવાં વા ખાવાં.

**ઔષધ** ખાવાના ક્યા ક્યા વખતો **છે?**

**तस्य भेदस्तु दर्श्यते॥ १ ॥**

ઔષધો ખાવાના ભેદોને આગળ કહું છું:—

**ઔ**ષધ ખાવાના કેટલા કાલો કહેવાય છે?

ज्ञेयः पंचविधः कालो भैषज्यग्रहणे नृणाम् ॥

માણસોને ઔષધ ખાવા માટેના જે પાંચ વખતો જાણવાના છે, તે વખતો નીચે જણાવું છું:–

**ઔ**ષધ ખાવાના પાંચ કાલ

किञ्चित्सूर्योदये जाते तथा दिवसभोजने॥ २ ॥
सायन्तने भोजने च मुहुश्चापि तथा निशि ॥

જરાતરા સૂર્યોદય થવાનો કાલ તે ઔષધ ખાવાનો પહેલો કાલ; સવારના, જમવા સમયનો કાલ તે, ઔષધ ખાવાનો બીજો કાલ; સાંઝના જમવા સમયનો કાલ, તે ઔષધ ખાવાનો ત્રીજો કાલ; વારંવાર ઔષધ ખાવાનો કાલ તે ઔષધ ખાવાનો ચોથો કાલ, અને રાતના સૂવા વખતનો કાલ, તે ઔષધ ખાવાનો પાંચમો કાલ જાણવો.

**પિત્તપ્ર**કોપવાળાને પહેલા કાલમાં રેચ આપવો.

प्रायः पित्तकफोद्रेके विरेकवमनार्थयोः ॥ ३ ॥
लेखनार्थे च भैषज्यं प्रभातेऽनन्नमाहरेत् ॥
एवं स्यात्प्रथमः कालो भैषज्यग्रहणे नृणाम् ॥ ४ ॥

ઘણુંકરીને, પિત્ત પ્રકોપ પામ્યું હોય તો, અન્ન ખવરાવ્યા વગર જ, પિત્તપ્રકોપવાળાને, પહેલા કાલમાં જુલાબ આપવો.

**ક**ફવાળાને પહેલા કાલમાં ઉલટી કરાવવી

ઘણુંકરીને, કફ પ્રકોપ પામ્યો હોય તો, અન્ન ખવરાવ્યા વગર જ પહેલા કાલમાં ઉલટી કરાવવી.

**લે**ખનક્રિયા કરવા માટે પહેલા કાલમાં ઔષધ દેવું

ઘણુંકરીને, લેખનક્રિયા કરવા માટે રસાદિ[1] ધાતુઓના અને વાતાદિ દોષોના કેંક અંશને સૂકવી, ઓછા કરી તથા કેંક અંશને પાતળા કરીને કાઢવાની ક્રિયા કરવા માટે, અન્ન ખવરાવ્યા વગરજ, પહેલા કાલમાં ઔષધ આપવું. એ રીતે રોગી માણસોને માટે, ઔષધ ખાવાનો પહેલો કાલ જાણવો.

**અ**પાન વાયુના પ્રકોપવાળાને બીજા કાલમાં ઔષધ દેવું

भैषज्यं विगुणेऽपाने भोजनाग्रे प्रशस्यते ॥ अरुचौ चित्रभोज्यैश्च मिश्रं रुचिरमाहरेत् ॥५॥ समानवाते विगुणे मन्देऽग्नावग्निदीपनं ॥ दद्याद्भोजनमध्ये च भैषज्यं कुशलो भिषक् ॥ ६ ॥ व्यानकोपे च भैषज्यं भोजनान्ते समाहरेत् ॥ हिक्काऽऽक्षेपककम्पेषु पूर्वमन्ते च भोजनात् ॥ ७ ॥ एवं द्वितीयकालश्च प्रोक्तो भैषज्यकर्मणि ॥

અપાન વાયુ કોપાયમાન્ થયેલા રોગીને બીજા કાલમાં (સવારના જમવાની જરાક પહેલાં) ઔષધ ખવરાવવું.

**અ**રુચિવાળાને બીજા કાલમાં ઔષધ દેવું

જમવાપર અરુચિ થઇ હોય તો, ભાતભાતનાં રુચિ દેનારાં અન્નો, ચટણીઓ અને અથાણાંઓ, એ સર્વે પદાર્થોની સાથે, રોગીને બીજા કાલમાં રુચિ કરનારુ ઔષધ ખવરાવવું.

**સ**માન વાયુના પ્રકોપવાળાને બીજા કાલમાં ઔષધ દેવું

સમાન વાયુ કોપાયમાન્ થવાને લીધે, જઠરાગ્નિ વગેરે મન્દ થઇ ગયાં હોય તો, કુશલ વૈદ્યે, બીજા કાલમાં ભોજન કરવાની મધ્યમાં જઠરાગ્નિ પ્રદીપ્ત થવાનું ઔષધ ખવરાવવું.

---

૧ આ અર્થ, આ ખણ્ડના ચોથા અધ્યાયના દશમા શ્લોકમાંથી લીધો છે.

**વ્યાન** વાયુપર બીજા કાલમાં ઔષધ દેવું.

વ્યાન વાયુ કોપાયમાન્ થયો હોય તો, બીજા કાલમાં જમ્યા પછી તરતજ ઔષધ ખવરાવવું.

**હિક્કા** રોગવાળાને બીજા વા ચોથા કાલોમાં ઔષધ દેવું

હેડકી આવતી હોય તો બીજા કાલમાં—જમવાની પહેલાં અને જમવાની પછે, એમ બે વખત ઔષધ ખવરાવવું તેમ ચોથા કાલમાં—વારંવાર ભોજનની સાથે ઔષધ ખવરાવવું.

**આક્ષેપક** વાયુના પ્રકોપવાળાને બીજા કાલમાં ઔષધ દેવું

આક્ષેપક વાયુ કોપાયમાન્ થઇને ઉત્પન્ન થયો હોય તો, બીજા કાલમાં જમવાની પહેલાં અને જમવાની પછે, એમ બે વખત ઔષધ ખવરાવવું.

**કંપ**વાયુના પ્રકોપવાળાને બીજા કાલમાં ઔષધ દેવું

કંપવાયુ થયો હોય તો, બીજા કાલમાં—જમવાની પહેલાં ને જમવાની પછે, એમ બે વખત ઔષધ દેવું. એવી રીતે રોગી માણસો માટે ઔષધ ખાવાનો બીજો કાલ સમજવો.

**ઉદાન** વાયુના પ્રકોપવાળાને ત્રીજા કાલમાં ઔષધ દેવું

उदाने कुपिते वाते स्वरभङ्गादिकारिणि ॥ ८ ॥
ग्रासे ग्रासान्तरे देयं भैषज्यं सान्ध्यभोजने ॥
प्राणे प्रदुष्टे सान्ध्यस्य भक्ष्यस्यान्ते च दीयते ॥ ९ ॥
औषधं प्रायशो धीरैः कालोऽयं स्यात्तृतीयकः ॥

ઉદાન વાયુ કોપાયમાન્ થવાથી, સ્વરભંગાદિ રોગો થયા હોય તો, ત્રીજાકાલમાં—સાંઝના જમવા વખતે, અનાજના કોળિયાની સાથે વા અનાજનો કોળિયો ખાઇ, તેનાપર ઔષધ ખાઇને પાછો તે ઔષધપર અનાજનો કોળિયો ખાવો.

**પ્રાણ** વાયુના પ્રકોપવાળાને ત્રીજા કાલમાં ઔષધ દેવું

પ્રાણવાયુ કોપાયમાન્ થયો હોય તો, ત્રીજા કાલમાં—સાંઝના જમ્યા પછી ઔષધ ખવરાવવું. એ રીતે ધીર પુરુષોએ, રોગી માણસો સારુ, ઔષધ ખાવાને માટે ત્રીજો કાલ કહ્યો છે.

**તૃ**ષ્વાળાને ચોથા કાલમાં ઔષધ દેવું

मुहुर्मुहुश्च तृट्छर्दिहिक्काश्वासगरेषु च ॥ १० ॥
सान्नं च भेषजं दद्यादिति कालश्चतुर्थकः ।

તૃષા રોગ થયો હોય તો, ચોથા કાલમાં, વારંવાર ભોજનની સાથે ઔષધ ખવરાવવું.

**છર્દિ**વાળાને ચોથા કાલમાં ઔષધ દેવું

ઉલટીનો રોગ થયો હોય તો, ચોથા કાલમાં, વારંવાર ભોજનની સાથે ઔષધ ખવરાવવું.

**હિ**ક્કાવાળાને ચોથા તથા બીજા કાલોમાં ઔષધ દેવું

હેડકી થઇ હોય તો, ચોથા કાલમાં, વારંવાર ભોજનની સાથે ઔષધ ખવરાવવું. તેમ બીજા કાલમાં, જમવાની પહેલાં અને જમવાની પછે, એમ બે વખત ઔષધ ખવરાવવું.

**શ્વાસ**વાળાને ચોથા કાલમાં ઔષધ દેવું

શ્વાસ રોગ થયો હોય તો, ચોથા કાલમાં, વારંવાર ભોજનની સાથે ઔષધ ખવરાવવું.

**ગર વિકારવાળાને ચોથા કાલમાં ઔષધ દેવું**

વિષ થકી વિકાર થયો હોય તો, ચોથા કાલમાં, વારંવાર ભોજનની સાથે ઔષધ ખવરાવવું. એ રીતે રોગી માણસો સારુ ઔષધ ખાવા માટેનો ચોથો કાલ કહ્યો છે.

**ઊર્ધ્વ જત્રુ વિકારવાળાને પાંચમાં કાલમાં ઔષધ દેવું**

उर्ध्वजत्रुविकारेषु लेखनं बृंहणं तथा ॥ ११ ॥
पाचनं शमनं देयमनन्नं भेषजं निशि ॥
इति पंचमकालः स्यात्प्रोक्तो भैषज्यकर्मणि ॥ १२ ॥

જત્રુ( કાંધ અને હાથની સન્ધિના મધ્ય ભાગ–હાંસડી )ના ઉપરના ભાગમાં થયેલા વિકારપર, પાંચમા કાલમાં, રાતના સૂવા ટાણે (લેખન કરનારુ, રસાદિ ધાતુઓના અને વાતાદિ દોષોના કંઇક અંશને સૂકવી, ઓછા કરી તથા કંઇક અંશને પાતળા કરીને કાઢનારું), બૃહણ કરનારુ (વાતાદિ દોષોથી ક્ષીણ થયેલા દેહોને વધારનારું), પાચન કરનારુ તથા શમન કરનારું ઔષધ, કોઇ પણ જાતનો ખોરાક આપ્યા વગર ખવરાવવું. એ રીતે રોગી માણસો સારુ ઔષધ ખાવા માટે પાંચમો કાલ કહેલો છે.

**દ્રવ્યોની પાંચ અવસ્થાઓ**

द्रव्ये रसो गुणो वीर्यं विपाकः शक्तिरेव च ॥
संवेदनक्रमादेताः पंचावस्थाः प्रकीर्तिताः ॥ १३ ॥

દ્રવ્યોની અન્દર, રસ, ગુણ, વીર્ય, વિપાક અને શક્તિ, એ પાંચ અવસ્થાઓ અનુભવનએ છ, ક્રમથી કહેલ છે.

**રસોનાં નામો**

मधुरोऽम्लः पटुश्चैव कटुतिक्तकषायकाः ॥
इत्येते षड्सा: ख्याता नानाद्रव्यसमाश्रिताः ॥ १४ ॥

જૂદા જૂદા દ્રવ્યોના આશ્રયે રહેલ મીઠો, ખાટો, ખારો, તીખો, કડવો અને તુરો, રસો કહેવાય છે.

धराम्बुक्ष्मानलजलज्वलनाकाशमारुतैः ॥
वाय्वग्निक्ष्मानिलैर्भूतद्वंद्वै रसभवः क्रमात् ॥ १५ ॥

**મધુર રસ શેમાંથી બને છે ?** માટી અને પાણીનો અંશ અધિક થવાથી, મીઠો રસ ઉત્પન્ન થાય છે.

**અમ્લ રસ શેમાંથી બને છે?** પૃથ્વી અને અગ્નિનો અંશ અધિક થવાથી, ખાટો રસ ઉત્પન્ન થાય છે.

**પટુ રસ શેમાંથી બને છે?** પાણી અને અગ્નિનો અંશ અધિક થવાથી, ખારો રસ ઉત્પન્ન થાય છે.

**કટુ રસ શેમાંથી બને છે ?** આકાશ અને વાયુનો અંશ અધિક થવાથી, તીખો રસ ઉત્પન્ન થાય છે.

**તિક્ત રસ શેમાંથી બને છે ?** વાયુ અને અગ્નિનો અંશ અધિક થવાથી, કડવો રસ ઉત્પન્ન થાય છે.

**કષાય રસ શેમાંથી બને છે ?** પૃથ્વી અને વાયુનો અંશ અધિક થવાથી, તુરો રસ ઉત્પન્ન થાય છે.

પૃથ્વીનો, પાણીનો, અગ્નિનો અને વાયુનો એ દરેકનો ગુણ કેવો છે?

गुरुः स्निग्धश्च तीक्ष्णश्च रूक्षो लघुरिति क्रमात् ॥
धराम्बुवह्निपवनव्योम्नां प्रायो गुणाः स्मृताः ॥ १६ ॥
एष्वेवान्तर्भवत्यन्यो गुणेषु गुणसंचयः ॥

પૃથ્વીનો ગુણ ગુરુ—જડ છે; પાણીનો ગુણ સ્નિગ્ધ છે; અગ્નિનો ગુણ તીક્ષ્ણ છે; વાયુનો ગુણ રુક્ષ છે;

આકાશનો ગુણ કેવો છે?

આકાશનો ગુણ હલકો છે. એ પ્રકારે પાંચ ભૂતોના પાંચ ગુણો ઘણુંકરીને સમજવા. એ ઉપરાંત જે બીજા ગુણો છે, તેઓનો, આ પાંચે ગુણોમાં અન્તર્ભાવ થાય છે.

વીર્યોના ભેદ

वीर्यमुष्णं तथा शीतं प्रायशो द्रव्यसंश्रयं ॥ १७ ॥
यत्सर्वमग्नीषोमीयं दृश्यते भुवनत्रये ॥

વીર્ય, ઘણુંકરી, દ્રવ્યનો આશ્રય કરીને રહેલું છે. વળી તે, ઉષ્ણ અને શીત, એમ બે પ્રકારનું છે. ત્રણ ભુવનની અન્દર જે, કોઇ પણ પદાર્થ દેખાય છે તે અગ્ન્યાત્મક અથવા સોમાત્મક છે.

ઉષ્ણ અને શીત વીર્યના ભેદો

अत्रैवान्तर्भविष्यन्ति वीर्याण्यन्यानि यान्यपि ॥ १८॥

આ બે જાતનાં વીર્યોની અન્દર બીજાં વીર્યોનાં લક્ષણો પણ છે. તે લક્ષણો, બીજા આચાર્યો નીચે પ્રમાણે લખે છે:—શીત વીર્યની અન્દર ગુરુ, સ્નિગ્ધ, ઠંડું અને મૃદુ, એ પ્રકારે ચાર જાતનાં વીર્યો રહેલાં છે; તેમ ઉષ્ણ વીર્યની અન્દર લઘુ, રુક્ષ, ઉષ્ણ અને તીક્ષ્ણ, એ પ્રકારે ચાર જાતનાં વીર્યો રહેલાં છે.

દ્રવ્યોના કેટલા વિપાકો થાય?

त्रिधा विपाको द्रव्यस्य स्वाद्वम्लकटुकात्मनः ॥

મીઠો, ખાટો ને તીખો, એમ ત્રણ પ્રકારે દ્રવ્યોનો વિપાક થાય છે.

મિષ્ટ વિપાક કેમ બને?

मिष्टः पटुश्च मधुरं

મીઠા અને ખારા રસનો, મીઠો વિપાક થાય છે.

અમ્લ વિપાક કેમ બને?

अम्लोऽम्लं पच्यते रसः ॥१९॥

ખાટા રસનો, ખાટો વિપાક થાય છે.

કટુ વિપાક કેમ બને?

कषायकटुतिक्तानां पाकः स्यात्प्रायशः कटुः ॥

તુરા, તીખા અને કડવા રસનો, ઘણુંકરીને તીખો વિપાક થાય છે.

કફ ક્યા વિપાકમાંથી થાય?

मधुराज्जायते श्लेष्मा

કફ, મધુર વિપાકમાંથી થાય છે.

પિત્ત ક્યા વિપાકમાંથી થાય?

पित्तमम्लाच्च जायते ॥२० ॥

પિત્ત, ખાટા વિપાકમાંથી થાય છે.

कटुकाज्जायते वायुः कर्माणीति विपाकतः ॥

**વાત**, ક્યા વિપાકમાંથી થાય?

વાયુ, તીખા વિપાકમાંથી થાય છે. એ પ્રકારે વિપાક માંથી થનારાં કર્મો જાણવાં.

**રસાદિ સમ છતાં પ્રભાવમાં રહેલો ફેર**

प्रभावस्तु यथा धात्री लकुचस्य रसादिभिः ॥ २१॥
समापि कुरुते दोषत्रितयस्य विनाशनं ॥

આંબળાનો રસ, ગુણ, વીર્ય અને વિપાક તથા લકુચ એટલે ક્ષુદ્ર ફનસનો રસ, ગુણ, વીર્ય અને વિપાક, એ સમાન હોવા છતાં, આંબળાં વાતાદિ ત્રણે દોષોનો નાશ કરે છે, એ એક પ્રકારની શક્તિ આંબળામાં છે અને તે શક્તિને જ પ્રભાવ એમ કહે છે, પણ ક્ષુદ્ર ફનસમાં તે શક્તિ નથી.

**રસાદિ વગર, પ્રભાવથી જ એકાદું કાર્ય કરનાર**

क्वचित्तु केवलं द्रव्यं कर्म कुर्यात्प्रभावतः ॥ २२ ॥
ज्वरं हंति शिरोबद्धा सहदेवीजटा यथा ॥

તેમ એકાદું દ્રવ્ય, પોતામાં રસાદિ ન હોવા છતાં, કેવળ પોતાના પ્રભાવથી જ એકાદું કાર્ય કરે છેઃ—જેમ કે સહદેવી અર્થાત્ શેદરડીનાં મૂળને મસ્તક પર બાંધ્યાં હોય તો તે મૂળ, જ્વરનો નાશ કરે છે. એ પ્રમાણે પ્રભાવ જાણવો.

**દ્રવ્યોના રસાદિનાં પોતપોતાના કર્મોની શ્રેષ્ઠતા**

क्वचिद्रसो गुणो वीर्यं विपाकः शक्तिरेव च ॥ २३ ॥
कर्म स्वं स्वं प्रकुर्वन्ति द्रव्यमाश्रित्य ये स्थिताः ॥

દરેક પદાર્થોમાં રસ, ગુણ, વીર્ય, વિપાક અને શક્તિ—પ્રભાવ, એ પાંચે વાનાં રહેવા છતાં, કોઈ સ્થળે રસ, કોઈ સ્થળે ગુણ, કોઈ સ્થળે વીર્ય, કોઈ સ્થળે વિપાક અને કોઈ સ્થળે શક્તિ—પ્રભાવ, એ રીતે એ દરેક, પોતપોતાનાં કાર્યો કરે છે.

**રસનું કાર્ય કયું?**

ગળોનો રસ, ઉષ્ણ હોવા છતાં, તેની અન્દર કડવાસ વધારે હોવાથી, તે પિત્તને શમાવે છે.

**ગુણનું કાર્ય કયું?**

મૂળાનો ગુણ, તીક્ષ્ણ હોવા છતાં, તેની અન્દર ચીકાસ વધારે હોવાથી, તે કફને વધારે છે.

**વીર્યનું કાર્ય કયું?**

બૃહત્પંચમૂલોઃ—બીલી, અરણી, અરડૂશો, શવન અને પાટલા, એ પાંચેનાં મૂળોનાં વીર્યો, તુરાં તથા કડવાં હોવા છતાં, તે મૂળોની અન્દર ગરમી વધારે હોવાથી, તેઓ વાયુને મટાડે છે.

**વિપાકનું કાર્ય કયું?**

શુણ્ઠનો વિપાક તીખો હોવા છતાં, પેટની અન્દર, પાચન થવા ટાણે, શુણ્ઠ મીઠી થઈ જવાથી, તે પિત્તને શમાવે છે અને વાયુને પણ મટાડે છે.

**પ્રભાવનું—શક્તિનું કાર્ય કયું?**

ખેરના રસમાં કુષ્ઠ મટાડવાનો ગુણ ન હોવા છતાં, તે પોતાના પ્રભાવથી કુષ્ઠને મટાડે છે.

**છ ઋતુઓ કેમ થાય છે?**

चयकोपशमा यस्मिन्दोषाणां संभवंति हि ॥ २४ ॥
ऋतुषट्कं तदाख्यातं रवेराशिषु संक्रमात ॥

વાતાદિ દોષોની વૃદ્ધિ, પ્રકોપ તથા શમન, જે છ ઋતુઓની અન્દર થાય છે, તે છ ઋતુઓ, સૂર્યના ફરવાને લીધે બાર સંક્રાંતિપરથી થાય છે, તે નીચે પ્રમાણે કહું છું.

**ગ્રીષ્મ**ઋતુ કે રાશિમાં થાય?

ग्रीष्मो मेषवृषौ प्रोक्तः

મેષ ને વૃષભ રાશિના સૂર્ય હોય ત્યારે ગ્રીષ્મ ઋતુ જાણવી

**પ્રાવૃટ્**ઋતુ કે રાશિમાં થાય?

प्रावृट् मिथुनकर्कयोः ॥२५॥

મિથુન ને કર્ક રાશિના સૂર્ય હોય ત્યારે પ્રાવૃટ્ ઋતુ જાણવી.

**વર્ષા**ઋતુ કે રાશિમાં થાય?

सिंहकन्ये स्मृता वर्षाः

સિંહ ને કન્યા રાશિના સૂર્ય હોય ત્યારે વર્ષા ઋતુ જાણવી.

**શરદ્**ઋતુ કે રાશિમાં થાય?

तुलावृश्चिकयोः शरत् ॥

તુલા ને વૃશ્ચિક રાશિના સૂર્ય હોય ત્યારે શરદ્ ઋતુ જાણવી.

**હેમન્ત**ઋતુ કે રાશિમાં થાય?

धनुर्ग्राहौ च हेमन्तो

ધન ને મકર રાશિના સૂર્ય હોય ત્યારે હેમન્ત ઋતુ જાણવી.

**વસન્ત**ઋતુ કે રાશિમાં થાય?

वसन्तः कुंभमीनयोः ॥ २६ ॥

કુમ્ભ ને મીન રાશિના સૂર્ય હોય ત્યારે વસન્ત ઋતુ જાણવી.

આ ઋતુઓના વિષય તરફ નજર કરતાં, ગ્રન્થકારના દેશમાં ચાર માસ ચોમાસું હોવું જોઇએ, એમ સિદ્ધ થાય છે અને ગ્રન્થકારે શિશિર્ ઋતુ કાઢી નાંખી છે, તેનું કારણ એ જ કે, ગ્રન્થકારે ચાર માસનું ચોમાસું ગણ્યું છે,

**ગૂજરાતમાંની છ ઋતુઓનો કોઠો**

હું આ ગ્રન્થની ટીકા ગુર્જર ભાષાના જાણનારા માટે કરું છું, તેથી ગૂજરાત અને કાઠીઆવાડ દેશમાં જે પ્રમાણે ઋતુઓનો ફેરફાર થાય છે, તે હું નીચે જણાવું છું:—

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| મેષ | અને | વૃષભ | રાશિના | સૂર્ય | હોય | ત્યારે | ગ્રીષ્મઋતુ | | ચૈત્ર—વૈશાખ. |
| મિથુન | ,, | કર્ક | ,, | ,, | ,, | ,, | વર્ષા | ,, | જ્યેષ્ઠ—આષાઢ. |
| સિંહ | ,, | કન્યા | ,, | ,, | ,, | ,, | શરદ્ | ,, | શ્રાવણ—ભાદ્રપદ. |
| તુલા | ,, | વૃશ્ચિક | ,, | ,, | ,, | ,, | હેમન્ત | ,, | આશ્વિન—કાર્તિક. |
| ધન | ,, | મકર | ,, | ,, | ,, | ,, | શિશિર્ | ,, | માર્ગશીર્ષ—પૌષ. |
| કુમ્ભ | ,, | મીન | ,, | ,, | ,, | ,, | વસન્ત | ,, | માઘ—ફાલ્ગુન. |

ગૂજરાત તથા કાઠીઆવાડના અજ્ઞ લોકો વસંતપંચમીથી વસંતઋતુનો આરમ્ભ લેખે છે અને વૈદક શાસ્ત્રના આધાર પ્રમાણે પુરુષોત્તમ માસ નામનો અધિક મહિનો જે વર્ષમાં આવ્યો હોય, તે પછીના વર્ષની અન્દર કુંભ રાશિના સૂર્ય (ઘણુંકરીને) માઘ સુદિમાં થાય છે. એ ઉપરથી વૈદક શાસ્ત્ર પ્રમાણે છ ઋતુઓ ગણવી એ જ વધારે યોગ્ય છે.

**જ્યોતિષીઓની છ ઋતુઓનો કોઠો**

હાલમાં ગૂજરાત દેશમાં વપરાતાં પંચાંગોની અન્દર નીચે પ્રમાણે ઋતુઓ લેખવાનો ચાલ પડેલો છે.

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| વૃષભ અને | મિથુન રાશિના | સૂર્યમાં | ગ્રીષ્મ | | વૃશ્ચિક ,, | ધન | ,, | ,, | હેમન્ત |
| કર્ક ,, | સિંહ | ,, ,, | વર્ષા | | મકર ,, | કુમ્ભ | ,, | ,, | શિશિર |
| કન્યા ,, | તુલા | ,, ,, | શરદ્ | | મીન ,, | મેષ | ,, | ,, | વસન્ત |

**ગ્રી**ષ્મમાં વાતદોષનું એકઠું થવું

ग्रीष्मे संचीयते वायुः

ગ્રીષ્મ ઋતુમાં વાત દોષ એકઠો થાય છે.

**પ્રા**વૃટમાં વાતદોષનું પ્રકોપ પામવું

प्रावृट्काले प्रकुप्यति ॥

પ્રાવૃટ્ ઋતુમાં વાત દોષ પ્રકોપ પામે છે.

**વ**ર્ષામાં પિત્તદોષનું એકઠું થવું

वर्षासु चीयते पित्तं

વર્ષા ઋતુમાં પિત્ત દોષ એકઠો થાય છે.

**શ**રદમાં પિત્તદોષનું પ્રકોપ પામવું

शरत्काले प्रकुप्यति ॥ २७ ॥

શરદ્ ઋતુમાં પિત્ત દોષ પ્રકોપ પામે છે.

**હે**મન્તમાં કફદોષનું એકઠું થવું

हेमन्ते चीयते श्लेष्मा

હેમન્ત ઋતુમાં કફ દોષ એકઠો થાય છે.

**વ**સન્તમાં કફદોષનું પ્રકોપ પામવું

वसन्ते च प्रकुप्यति ॥

વસન્ત ઋતુમાં કફ દોષ પ્રકોપ પામ છે.

**શ**રદમાં વાતદોષનું શાંત થવું

प्रायेण प्रशमं याति स्वयमेव समीरणः ॥ २८ ॥
शरत्काले वसन्ते च पित्तं प्रावृट्कृतौ कफः ॥

શરદ્ ઋતુમાં વાયુ, ઘણુંકરીને પોતાની મેળે જ શાન્ત પડી જાય છે.

**વ**સન્તમાં પિત્તદોષનું શાંત થવું

વસન્ત ઋતુમાં પિત્ત ઘણુંકરીને પોતાની મેળે જ શાન્ત પડી જાય છે.

**પ્રા**વૃટમાં કફદોષનું શાંત થવું

પ્રાવૃટ્ ઋતુમાં કફ ઘણુંકરીને પોતાની મેળે જ શાન્ત પડી જાય છે.

**ઋ**તુઓના વાતાદિના ચયાદિનો કોઠો

વાતાદિ દોષો એકઠા થઇને પ્રકોપ ને શાન્ત થવાનો કોઠો, વિદ્યાર્થી સમજી શકે માટે નીચે લખું છું:—

| | | | |
|---|---|---|---|
| ગ્રીષ્મ | ઋતુમાં | વાયુ | એકઠો થાય. |
| પ્રાવૃટ્ | ,, | ,, | પ્રકોપ પામે અને કફ શાન્ત થાય. |
| વર્ષા | ,, | પિત્ત | એકઠું થાય. |
| શરદ્ | ,, | ,, | પ્રકોપ પામે અને વાયુ શાન્ત થાય. |
| હેમન્ત | ,, | કફ | એકઠો થાય. |
| વસન્ત | ,, | ,, | પ્રકોપ પામે અને પિત્ત શાન્ત થાય. |

**વા**તાદિના ચયાદિનો ગુર્જર ઋતુનો કોઠો

વાતાદિ દોષો એકઠા થઇ, પ્રકોપ તથા શાન્ત થવાનો કોઠો વિદ્યાર્થી સમજી શકે માટે ગુર્જર દેશ પ્રમાણે લખું છું.

| | | | |
|---|---|---|---|
| ગ્રીષ્મ | ઋતુમાં | વાયુ | એકઠો થાય. |
| વર્ષા | ,, | ,, | પ્રકોપ પામે અને કફ શાન્ત થાય. |
| શરદ્ | ,, | પિત્ત | એકઠું થાય. |
| હેમન્ત | ,, | ,, | પ્રકોપ પામે અને વાયુ શાન્ત થાય. |
| શિશિર | ,, | કફ | એકઠો થાય. |
| વસન્ત | ,, | ,, | પ્રકોપ પામે અને પિત્ત શાન્ત થાય, |

એવી રીતે ગુર્જર દેશમાં વાતાદિ દોષો એકઠા થઇને પ્રકોપ પામવાની અને શાન્ત થવાની ઋતુઓ હાલમાં ગણાય છે, પણ ગુર્જર દેશમાં વાતાદિ દોષો એકઠા થઇને પ્રકોપ પામવાની અને શાન્ત થવાની ઋતુઓ ગણવાનો રીવાજ ગ્રન્થકારના લખવા પ્રમાણે નથી, તેનું કારણ ઋતુઓની અન્દર જણાવેલું છે.

**સમાન વિહારાદિથી વાતાદિનું જે ચયાદિ થવું તે**

चयकोपशमा दोषा विहाराहारसेवनैः ॥ २९ ॥
समानैर्यान्त्यकालेऽपि

વાતાદિ દોષોના સમાન ગુણવાળા આહારવિહારના સેવનથી કવખતે પણ વાતાદિ દોષો, એકઠા થઇ, કોપાયમાન થઇને શમન થાય છે.

विपरीतैर्विपर्ययं ॥

**અસમાન વિહારાદિથી વાતાદિનું જે ચયાદિ ન થવું તે**

વાતાદિ દોષોથી વિરુદ્ધ ગુણવાળા આહારવિહારના સેવનથી કવખતે પણ વાતાદિ દોષો એકઠા ન થઇ, કોપાયમાન ન થઇને શમન પણ થતા નથી.

**વાતપ્રકોપનાં કારણો**

लघुरूक्षमिताहारादतिशीताच्छ्रमात्तथा ॥ ३० ॥
प्रदोषे कामशोकाभ्यां भीचिन्तारात्रिजागरैः ॥
अभिघातादपांगाहाज्जीर्णेऽन्ने धातुसंक्षयात् ॥ वायुः प्रकोपं यात्येभिः

હલકું અને રુક્ષ એવું થોડું જમવાથી, અતિ ટાઢ સહન કરવાથી, ઘણી મહેનત કરવાથી, પ્રદોષ સમયે સ્ત્રી સાથે વિલાસ કરવાથી, શોક થવાથી, ભય પામવાથી, ચિન્તા થવાથી, રાત્રિના જાગવાથી, માર ખાવાથી, ઘણું નાહાવાથી, ભૂખ લાગી હોય ત્યારે અને રસાદિ ધાતુઓનો ક્ષય થયો હોય ત્યારે, વાયુ પ્રકોપ પામે.

**વાતશમનનાં કારણો**

प्रत्यनीकैश्च शाम्यति ॥

પ્રકોપ પામેલો વાયુ, વિરુદ્ધાચરણથી શાન્ત થાય.

**પિત્તપ્રકોપનાં કારણો**

विदाहिकटुकाम्लोष्णभोज्यैरत्युष्णसेवनात् ॥ ३२ ॥
मध्याह्ने क्षुत्तृषारोधाज्जीर्यत्यन्नेऽर्धरात्रके ॥ पित्तं प्रकोपं यात्येभिः

દાહ કરનારા, તીખા તથા ખાટા રસવાળા અને ઉષ્ણ વીર્યવાળા પદાર્થો ખાવાથી, અગ્નિનો શેક કરવાથી વા બપોરે તડકામાં ફરવાથી, ભૂખ લાગ્યા છતાં ન ખાવાથી, તરશ લાગ્યા છતાં પાણી ન પીવાથી, ભૂખ લાગી હોય, તે ટાણે, ખાધેલું અન્ન પચી ગયું હોય, તે ટાણે, અને મધ્ય રાત્રે, પિત્ત, પ્રકોપ પામે.

प्रत्यनीकैश्च शाम्यति ॥ ३३ ॥

**પિત્તશમનનાં કારણો**

પ્રકોપ પામેલું પિત્ત, વિરુદ્ધાચરણથી શાન્ત થાય.

**કફપ્રકોપનાં કારણો**

**मधुरस्निग्धशीतादिभोज्यैर्दिवसनिद्रया ॥ मन्देऽग्नौ च प्रभाते च भुक्तमात्रे तथाऽश्रमात् ॥ श्लेष्मा प्रकोपं यात्येभिः**

મીઠા રસવાળા, સ્નિગ્ધ—ઘી, તેલાદિવાળા અને શીત વીર્યવાળા પદાર્થો ખાવાથી, દિવસે નિદ્રા કરવાથી, જઠરાગ્નિ મન્દ થઈ જવાથી અને પરિશ્રમ ન કરવાથી તેમજ સવારનો પોહોર હોય તે વખતે અને જમ્યા પછીના તરતના વખતે, કફ પ્રકોપ પામે છે.

प्रत्यनीकैश्च शाम्यति ॥ ३४ ॥

**કફશમનનાં કારણો**

પ્રકોપ પામેલો કફ, વિરુદ્ધાચરણથી શાન્ત થાય.

એ રીતે દામોદરના પુત્ર શાર્ઙ્ગધરે રચેલી શાર્ઙ્ગધર સંહિતાને વિષે પૂર્વખણ્ડના **સૂત્રસ્થાનમાંના** ભૈષજ્યાખ્યાન નામે બીજા અધ્યાયની ગુર્જર ટીકા સમ્પૂર્ણ.

---

# અધ્યાય ૩ જો, નાડીપરીક્ષાદિ વિધિ

**નાડીપરીક્ષા ક્યા સ્થાનની નાડીપરથી કરવી?**

**करस्यांगुष्ठमूले या धमनी जीवसाक्षिणी ॥ तच्चेष्टया सुखं दुःखं ज्ञेयं कायस्य पंडितैः ॥ १ ॥**

હાથના અંગુઠાના મૂળમાં રહેનારી અને જીવની સાક્ષીરૂપે ચાલનારી ધમની નાડીની ગતિપરથી શરીરનાં સુખદુઃખને પણ્ડિતોએ જાણી લેવાં.

**नाडी धत्ते मरुत्कोपे जलौकासर्पयोर्गतिं ॥**

**વાતપ્રકોપ નાડી**

વાયુ કોપે ત્યારે નાડીની ગતિ, જળો અને સર્પની ગતિ સરખી થાય છે.

**कुलिंगकाकमण्डूकगतिं पित्तस्य कोपतः ॥ २ ॥**

**પિત્તપ્રકોપ નાડી**

પિત્ત કોપે ત્યારે નાડીની ગતિ, કુલિંગ, કાગડો અને દેડકાંની ગતિ સરખી થાય છે.

**हंसपारावतगतिं धत्ते श्लेष्मप्रकोपतः ॥**

**કફપ્રકોપ નાડી**

કફ કોપે ત્યારે નાડીની ગતિ, હંસ અને ખબૂતરની ગતિ સરખી થાય છે.

**लावतित्तिरवर्तीनां गमनं सन्निपाततः ॥ ३ ॥**

**સન્નિપાતજન્ય નાડી**

સન્નિપાતજન્ય નાડીની ગતિ, લાવ (લાવરાં), તેતર અને વર્તિકની ગતિ સરખી થાય છે.

**कदाचिन्मन्दगमना कदाचिद्वेगवाहिनी ॥ द्विदोषकोपतो ज्ञेया**

**દ્વિદોષકોપિત નાડી**

દ્વિદોષકોપિત નાડીની ગતિ, કોઇક વખત ધીમી અને કોઇક વખત ઉતાવળી થાય છે.

**સ્થાન**વિચ્યુત નાડી

हन्ति च स्थानविच्युता ॥ ४ ॥

સ્થાનકેથી ખસેલી નાડી પ્રાણનો નાશ કરે છે.

**પ્રાણ**નાશિની નાડી

स्थित्वा स्थित्वा चलति या सा स्मृता प्राणनाशिनी ॥

રહી રહીને ચાલનારી નાડી પ્રાણનાશ કરનારી છે.

**જી**વિતહન્ત્ય પહેલી નાડી

अतिक्षीणा च शीता च जीवितं हन्त्यसंशयं ॥ ५ ॥

અતિ ક્ષીણ થયેલી નાડી, નિસ્સંશય પ્રાણનો નાશ કરે છે.

**જી**વિતહન્ત્ય બીજી નાડી

અતિ ટાઢી થયેલી નાડી, નિસ્સંશય પ્રાણનો નાશ કરે છે.

**જ્વર**પ્રકોપ નાડી

ज्वरकोपेन धमनी सोष्णा वेगवती भवेत् ॥

જ્વર પ્રકોપ પામે ત્યારે નાડી, ઉષ્ણ હોવા સાથે વેગથી ચાલે છે.

**કા**મજન્ય નાડી

कामक्रोधाद्वेगवहा

કામની ઇચ્છાવાળાની નાડી મોટા વેગથી ચાલે છે.

**ક્રો**ધજન્ય નાડી

ક્રોધવાળાની નાડી, મોટા વેગથી વહે છે.

**ચિ**ન્તાજન્ય નાડી

क्षीणा चिन्ताभयप्लुता ॥ ६ ॥

ચિન્તાવાળાની નાડી ક્ષીણ હોય છે.

**ભ**યજન્ય નાડી

ભયવાળાની નાડી ક્ષીણ હોય છે.

**મ**ન્દાગ્નિજન્ય નાડી

मन्दाग्नेः क्षीणधातोश्च नाडी मन्दतरा भवेत् ॥

મન્દ જઠરાગ્નિવાળાની નાડી, ઘણી મન્દ હોય છે.

**ક્ષી**ણ ધાતુજન્ય નાડી

ક્ષીણ ધાતુવાળાની નાડી, ઘણી મન્દ હોય છે.

**અસૃ**ક્પૂર્ણા નાડી

असृक्पूर्णा भवेत्कोष्णा गुर्वी

લોહીથી પૂર્ણ ભરાયેલી નાડી કંઈક ઉષ્ણ અને ભારે હોય છે.

**અસૃ**ક્પૂર્ણા નાડી

असृक्पूर्णा भवेत्कोष्णा[1]

લોહીથી ભરેલી નાડી કંઈક ઉષ્ણ હોય છે.

ગુર્વીણિ નાડી

गुर्वी सामा गरीयसी[2] ॥ ७ ॥

ગર્ભિણી સ્ત્રીની નાડી વધારે ભારે હોય છે.

**આ**મજન્ય નાડી

આમવાળાની નાડી, વધારે ભારે હોય છે.

**દી**પ્તાગ્નિવાળાની નાડી

लघ्वी वहति दीप्ताग्नेस्तथा वेगवती भवेत् ॥

દીપ્તાગ્નિવાળાની નાડી હલકી હોવા છતાં વેગથી વહે છે.

**સુ**ખિતની નાડી

सुखितस्य स्थिरा ज्ञेया तथा बलवती मता ॥ ८ ॥

સુખી મનુષ્યની નાડી સ્થિર અને બળવાન્ હોય છે.

---

૧ રક્તવાળાની નાડીનાં લક્ષણ લખવા માટે જ આ પદ લેવું પડ્યું છે.

૨ ગર્ભિણી સ્ત્રીની નાડીનાં લક્ષણ લખવા માટે જ આ પદ લખવું પડ્યું છે.

ક્ષુધિતની નાડી

चपला क्षुधितस्यापि

ભૂખ્યાની નાડી ચપલ હોય છે.

તૃપ્તની નાડી

तृप्तस्य वहति स्थिरा ॥

તૃપ્ત મનુષ્યની નાડી સ્થિર વહે છે.

દૂત પરીક્ષા

दूताः स्वजातयोऽव्यंगाः पटवो निर्मलांबराः ॥ ९ ॥
सुखिनोऽश्ववृषारूढाः शुभ्रपुष्पफलैर्युताः ॥
सुजातयः सुचेष्टाश्च सजीवदिशिसंश्रिताः ॥ १० ॥
भिषजं समये प्राप्ता रोगिणः सुखहेतवे ॥

વૈદ્યને તેડવા જનારા જે દૂતો, પોતાની જાતના, ખોડ વગરના, ચતુર, સ્વચ્છ લૂગડાંવાળા, સુખી, ઘોડા ઉપર કે બળદ ઉપર બેઠેલા, હાથમાં ધોળાં ફૂલ અને ફલવાળા, ઉત્તમ જાતમાં જન્મેલા, સારી ચેષ્ટાવાળા, વૈદ્યની નાસિકાની જે નાડીને વિષે પ્રાણવાયુ ચાલતો હોય, તે નાડીની દિશા તરફ આવીને ઉભેલા અથવા બૃહસ્પતિ જે દિશામાં છે, તે દિશા તરફ આવીને ઉભેલા અને વખતસર રોગીના સુખ સારુ વૈદ્યની પાસે જઇને ઉભેલા હોય, તે દૂતોને રોગીના સુખને માટે સમજવા.

વૈદ્યને તેડવા જનારાને ક્યા અપશકુન ?

वैद्याह्वानाय दूतस्य गच्छतो रोगिणः कृते ॥ ११ ॥
न शुभं सौम्यशकुनं

વૈદ્યને તેડી લાવવા સારુ જનારા દૂતને, રસ્તાની અન્દર જો સૌમ્ય–સારાં શકુન મળે, તો, તે, રોગીને માટે સારાં નહિ.

વૈદ્યને તેડવા જનારાને ક્યા શકુન ?

प्रदीप्तं च सुखावहम् ॥

વૈદ્યને તેડવા જનારા દૂતને, રસ્તાની અન્દર જો ખરાબ શકુન મળે તો તે, રોગીને માટે સુખ કરનારાં જાણવાં.

રોગીને ત્યાં જનારા વૈદ્યને ક્યા શકુન ?

चिकित्सां रोगिणः कर्तुं गच्छतो भिषजः शुभं ॥ १२ ॥
यात्रेयं सौम्यशकुनं प्रोक्तं

રોગીની ચિકિત્સા કરવા જનારા વૈદ્યને, રોગીને ઘેર જતાં રસ્તાને વિષે યાત્રા સમ્બન્ધી શુભ શકુન મળે, તો તે, સારાં સમજવાં.

રોગીને ત્યાં જનારા વૈદ્યને, ક્યાં અપશકુન ?

दीप्तं न शोभनम् ॥

રોગીની ચિકિત્સા કરવા જનારા વૈદ્યને, રોગીને ઘેર જતાં રસ્તાને વિષે ઉગ્ર શકુન મળે, તો તે સારાં નહિ.

વૈદ્યે કેવા રોગીનું ઓસડ કરવું ?

निजप्रकृतिवर्णाभ्यां युक्तः सत्वेन संयुतः ॥ १३ ॥
चिकित्स्यो भिषजा रोगी वैद्यभक्तो जितेन्द्रियः ॥

જે રોગી, પોતાની હમ્મેશની પ્રકૃતિવાળો, હમ્મેશના સરખા શરીરના વર્ણવાળો, સત્ત્વગુણવાળો, વૈદ્યનાપર આસ્થાવાળો અને જિતેન્દ્રિય હોય, તેનું વૈદ્યે ઔષધ કરવું.

નિરોગી, કેવાં સ્વપ્નોથી વ્યાધિ પામે ?

स्वप्नेषु नग्नान् मुण्डांश्च रक्तकृष्णाम्बरावृतान् ॥ १४ ॥
व्यंगांश्च विकृतान् कृष्णान् सपाशान् सायुधानपि ॥
बध्नतो निघ्नतश्चापि दक्षिणां दिशमाश्रितान् ॥ १५ ॥
महिषोष्ट्रखरारूढान् स्त्रीपुंसो यस्तु पश्यति ॥ स स्वस्थो लभते व्याधिं रोगी यात्येव पंचताम् ॥ १६ ॥
अधो यो निपतत्युच्चाज्जलेऽग्नौ वा विलीयते ॥ श्वापदैर्हन्यते योऽपि मत्स्याद्यैर्गिलितो भवेत् ॥ १७ ॥
यस्य नेत्रे विलीयेते दीपो निर्वाणतां व्रजेत् ॥ तैलं सुरां पिबेद्वापि लोहं वा लभते तिलान् ॥ १८ ॥
पक्वान्नं लभतेऽश्नाति विशेत्कूपं रसातलम् ॥ स स्वस्थो लभते व्याधिं

સ્વપ્નાને વિષે, નાગાં; મુણ્ડ મુણ્ડાવેલાં; રાતાં અને કાળાં લૂગડાં પહેરેલાં; વ્યંગ એટલે નાક, કાન આદિ અવયવો વગરનાં અથવા લૂલાં, લંગડાં વા ખુંધાં; વિકૃત એટલે રૂપની અન્દર ફેરફાર થયેલાં (રોગ થવાને લીધે જેનાં શરીરો બીહામણાં થઈ ગયાં હોય તેવાં) અથવા કૂબડાં વા પાંગળાં; કાળાં; હાથમાં પાશ ધારણ કરેલાં; હાથમાં તરવારાદિ હથીઆરવાળાં; ચોરાદિને બાન્ધનારાં; ચોરાદિને મારનારાં; દક્ષિણ દિશામાં રહેલાં; પાડાપર, ઉણ્ટપર વા ગધેડાપર બેઠેલાં એવાં સ્ત્રીઓ કે પુરુષોને જોનારો તેમ જ સ્વપ્નાંની અન્દર ઉંચેથી નીચે પડનારો; જલમાં ડૂબનારો; અગ્નિમાં બળનારો; હિંસક પ્રાણીઓથી હણાયલો; માછલાં આદિ જલચરોએ ગળાયલો; આન્ધળો થયેલો ( અકસ્માત્ ) દીવો ન દેખનારો; તેલ વા દારુ પીનારો; લોઢું, તલ કે રાંધેલું અન્ન જેને સામું મળ્યું હોય એવો, પકવાન્ન ખાનારો; કૂવામાં પડનારો અથવા રસાતલ પાતાળમાં જનારો, એ પ્રમાણે સ્વપ્નમાં થનારો નિરોગી, પોતે રોગી થાય છે.

रोगी यात्येव पंचताम् ॥ १९ ॥

રોગી કેવાં સ્વપ્નોથી મરણને પામે ?

જે જે સ્વપ્નોથી, નિરોગી, રોગી થાય છે, તે તે સ્વપ્નોથી રોગી, મરણને પામે છે.

દુષ્ટ સ્વપ્નો કેમ ન આવે ?

दुःस्वप्नान्येवमादीनि दृष्ट्वा ब्रूयान्न कस्यचित् ॥
स्नानं कुर्यादुषस्येव दद्याद्धेमतिलानयः ॥ २० ॥
पठेत्स्तोत्राणि देवानां रात्रौ देवालये वसेत् ॥
कृत्वैवं त्रिदिनं मर्त्यो दुःस्वप्नात्परिमुच्यते ॥ २१ ॥

પ્રથમ કહેલાં ખરાબ સ્વપ્નાં જેણે જોયાં હોય તેણે, તે સ્વપ્ન સમ્બન્ધી કંઈ પણ વાત કોઈ આગળ ન કહેતાં, સવારના પહોરમાં ઉઠી, સ્નાન કરી, સોનું, તલ અને લોઢું એ વસ્તુઓનું બ્રાહ્મણને દાન આપીને પછે દેવોનાં સ્તોત્રોનો (વિષ્ણુસહસ્રનામાદિનો) પાઠ કરવો, એ રીતે દિવસના કરીને રાતના દેવમન્દિરમાં રહેવું. એ રીતે ત્રણ દિવસ સુધી કર્યું હોય તો મનુષ્ય ખરાબ સ્વપ્નથી મુક્ત થાય છે અર્થાત્ તે મનુષ્યને ખરાબ સ્વપ્ન આવતાં નથી.

કેવાં સ્વપ્નોથી સુખ મળે ?

स्वप्नेषु यः सुरान् भूपान् जीवतः सुहृदो द्विजान् ॥
गोसमिद्धाग्नितीर्थानि पश्येत्सुखमवाप्नुयात् ॥ २२ ॥
तीर्त्वा कलुषनीराणि जित्वा शत्रुगणानपि ॥ आरुह्य सौधगोशैलकरिवाहान् सुखी भवेत् ॥ २३ ॥

સ્વપ્નને વિષે ઇન્દ્રાદિ દેવતાઓ, જીવતા રાજાઓ, જીવતાં સ્નેહીઓ, જીવતાં સુહૃદો; બ્રાહ્મણો, ગાયો, પ્રજ્જ્વલિત અગ્નિ અને તીર્થો, એ સર્વને જોનારો; તેમ જ ડોળાં પાણીમાંથી તરીને બહાર નિકળનારો, શત્રુના સમુદાયને જિતનારો, ચુનાવાળી મેડીમાં વસનારો, બળદપર બેસનારો, પર્વતપર ચઢનારો, હાથીપર કે ઘોડાપર બેસનારો મનુષ્ય તે સુખને પામે છે.

**રોગી કેવાં સ્વપ્નોથી નિરોગી થાય?**

शुभ्रपुष्पाणि वासांसि मांसमत्स्यफलानि च ॥
प्राप्यातुरः सुखीभूयात् स्वस्थो धनमवाप्नुयात् ॥२४॥
अगम्यागमनं लेपो विष्ठया रुदितं मृतिं ॥
आममांसाशनं स्वप्ने धनारोग्यासये विदुः ॥२५॥ जलौका भ्रमरी सर्पो मक्षिका वापि यं दशेत् ॥
रोगी स भूयादारोग्यः

સ્વપ્નને વિષે, ધોળાં ફૂલો, ધોળાં વસ્ત્રો, માંસ, માછલાં અને ફલો, એમાંના કોઇ પણ પદાર્થને મેળવનારો અથવા ન ભોગવવા લાયક સ્ત્રીને ભોગવનારો; વિષ્ઠાથી ખરડાયલું પોતાનું શરીર જોનારો તેમ જ પોતાનું કે પરનું રોવું કે મરણ જોનારો; કાચું માંસ ખાનારો અથવા જળો, ભ્રમરી, સર્પ વા મધમાંખી, પોતાને કરડી છે, એવાં સ્વપ્નાં થનારો રોગી પોતે, નિરોગી થાય છે.

**નિરોગી કેવાં સ્વપ્નોથી ધનવાન થાય?**

स्वस्थो धनमवाप्नुयात् ॥ २६ ॥

જે જે સ્વપ્નોથી રોગી, નિરોગી થાય છે, તે તે સ્વપ્નોથી નિરોગી ધનવાન થાય છે.

એ રીતે દામોદરના પુત્ર શાર્ઙ્ગધરે રચેલી શાર્ઙ્ગધર સંહિતાને વિષે પૂર્વખણ્ડના સૂત્રસ્થાનમાંના નાડીપરીક્ષાદિ વિધી નામે ત્રીજા અધ્યાયની ગુર્જર ટીકા સમ્પૂર્ણ.

---

## અધ્યાય ૪ થો, દીપનપાચનાદિ

**દીપન ઔષધ કયું?**

पचेन्नामं वह्निकृच्च दीपनं तद्यथा मिशिः ॥

વરિયાળી, આમનું પાચન કરતી નથી, પરન્તુ અગ્નિ પ્રદીપ્ત કરે છે, તેથી તે દીપન ઔષધ કહેવાય છે.

**પાચન ઔષધ કયું?**

पचत्यामं न वह्निं च कुर्याद्यत्तद्धि पाचनम् ॥१॥ नागकेशरवत्

નાગકેશર આમનું પાચન કરે છે, પરંતુ અગ્નિ પ્રદીપ્ત કરતું નથી, તેથી તે પાચન ઔષધ કહેવાય છે.

**દીપનપાચન ઔષધ કયું?**

चित्रको दीपनपाचनः ॥

ચિત્રો અગ્નિ પ્રદીપ્ત કરે છે અને આમનું પાચન કરે છે, તેથી તે દીપનપાચન ઔષધ કહેવાય છે.

**શમન ઔષધ કયું?**

न शोधयति न द्वेष्टि समान्दोषांस्तथोद्धतान् ॥ २ ॥
समीकरोति विषमान् शमनं तद्यथाऽमृता ॥

ગળો, સમાન વાતાદિ દોષોનું શોધન કરતી નથી અર્થાત્ સમાન દોષોને ઉપરના કિંવા નીચેના માર્ગેથી, શરીરમાંથી બહાર કાઢતી નથી, તેમ સમાન વાતાદિ દોષોનો દ્વેષ પણ કરતી નથી અર્થાત્ સમાન વાતાદિ દોષોને વધારતી નથી, પણ માત્ર ઉદ્ધત અને વિષમ થયેલા વાતાદિ દોષોનું શમન કરે છે, તેથી તે શમન ઔષધ કહેવાય છે.

**શમન** ઔષધ કયું ?–પાઠાન્તર

न शोधयति यद्दोषान्समान्नोदीरयत्यपि ॥ ३ ॥
समीकरोति विषमान् शमनं तद्यथाऽमृता ॥

ગળો, વાતાદિ દોષોને ઉપરના કિંવા નીચેના માર્ગેથી, શરીરમાંથી બહાર કાઢતી નથી, તેમ સમાન વાતાદિ દોષોને વધારતી નથી પણ માત્ર વિષમ થયેલા વાતાદિ દોષોનું શમન કરે છે, તેથી તે શમન ઔષધ કહેવાય છે.

**અનુલોમન** ઔષધ કયું ?

कृत्वा पाकं मलानां यद्भित्वा बन्धमधो नयेत् ॥ ४ ॥
तच्चानुलोमनं ज्ञेयं यथा प्रोक्ता हरीतकी ॥

હરડે, વાતાદિ દોષોનું પાચન કરી અને ધાટા થયેલા વાતાદિ દોષોના રસ્તાને ભેદીને, વાતાદિ દોષોને, નીચેને માર્ગેથી લઈ આવે છે તેથી તે અનુલોમન ઔષધ કહેવાય છે.

અર્થાન્તરઃ–હરડે, વાતાદિ દોષોના પ્રકોપને શાન્ત કરી, પરસ્પર બન્ધાઈ ગયેલા વાતાદિ દોષોને છૂટા પાડીને, ગુદાદ્વારા નીચે લઈ જાય છે, તેથી તે, અનુલોમન ઔષધ કહેવાય છે.

**સ્રંસન** ઔષધ કયું ?

पक्तव्यं यदपक्त्वैव श्लिष्टं कोष्ठे मलादिकं ॥ ५ ॥
नयत्यधः स्रंसनं तद्यथा स्यात् कृतमालकः ॥

ગરમાળાનો ગોળ, કોઠાને વિષે ઘટ્ટ રીતે બન્ધાઈ ગયેલા અને પાકવા લાયક એવા મલાદિને (મલ, પિત્ત અને કફને) પકાવ્યા વગર જ નીચેને માર્ગેથી બહાર કાઢે છે, તેથી તે, સ્રંસન ઔષધ કહેવાય છે.

અર્થાન્તરઃ–ગરમાળાનો ગોળ, કોઠાને વિષે એકઠા થયેલા અને પાકવા લાયક વાતાદિ દોષોને પકાવ્યા વિના જ નીચેને માર્ગેથી બહાર કાઢે છે, તેથી તે, સ્રંસન ઔષધ કહેવાય છે.

**ભેદન** ઔષધ કયું ?

मलादिकमबद्धं वा यद्बद्धं पिण्डितं मलैः ॥ ६ ॥
भित्त्वाधः पातयति तद्भेदनं कटुकी यथा ॥

કડુ, વાતાદિ દોષે કરી, ન બન્ધાયલા વા ગોળારૂપે બન્ધાયલા મલાદિને ભેદીને ગુદાદ્વારા નીચેને માર્ગેથી બહાર કાઢે છે, તેથી તે, ભેદન ઔષધ કહેવાય છે.

**રેચન** ઔષધ કયું ?

विपक्वं यदपक्वं वा मलादि द्रवतां नयेत् ॥ ७ ॥
रेचयत्यपि तत् ज्ञेयं रेचनं त्रिवृता यथा ॥

નસોતર, સારી રીતે પરિપકવ થયેલા અથવા કાચા એવા મલાદિને, પાતળા કરી નાંખીને, રેચરૂપે ગુદાદ્વારા બહાર કાઢે છે, તેથી તે, રેચન ઔષધ કહેવાય છે.

**વમન** ઔષધ કયું ?

अपक्वपित्तश्लेष्माणौ बलादूर्ध्वं नयेत्तु यत् ॥ ८ ॥
वमनं तद्धि विज्ञेयं मदनस्य फलं यथा ॥

મીઢોળ, કાચાં પિત્તને અને કાચા કફને બલાત્કારથી, મુખવાટેથી બહાર કાઢી નાંખે છે, તેથી તે, વમન ઔષધ કહેવાય છે.

**સંશોધન** ઔષધ કયું ?　　स्थानात् बहिर्नयेदूर्ध्वमधो वा मलसंचयम् ॥ ९ ॥
देहसंशोधनं तत्स्याद्देवदालीफलं यथा ॥

કુકડવેલાં, શરીરની અન્દર એકઠા થયેલા મલોને, પોતપોતાને સ્થાનેની ઊર્ધ્વ માર્ગ (મુખ વા નાક) દ્વારા કિંવા અધો (ગુદાના વા મૂત્રના) માર્ગ દ્વારા બહાર કાઢે છે, તેથી તે, સંશોધન ઔષધ કહેવાય છે.

**છેદન** ઔષધો કયા?　　श्लिष्टान् कफादिकान् दोषानुन्मूलयति यद्बलात् ॥ १० ॥
छेदनं तद्यथा क्षारा मरिचानि शिलाजतु ॥

યવક્ષાર, મરી[1] અને શિલાજિત્, એ ત્રણમાંનું ગમે તે એકાદું ઔષધ, શરીરની અન્દર એક બીજા સાથે ચોટી ગયેલા કફાદિ દોષોને, પોતાના બળવડે મૂળમાંથી ઉખેડી નાંખે છે, તેથી તેઓને છેદન ઔષધો કહે છે.

**લેખન** ઔષધો કયા ?　　धातून्मलान्वा देहस्य विशोष्योल्लेखयेच्च यत ॥ ११ ॥
लेखनं तद्यथा क्षौद्रं नीरमुष्णं वचा यवाः ॥

મધ, ઉનું પાણી, ઘોડાવજ અને અને જવ, એ ચારમાંનું ગમે તે એકાદું ઔષધ, દેહના, રસાદિ ધાતુઓના અને વાતાદિ દોષોના કૈંક અંશને સૂકવી, ઓછા કરી તથા કૈંક અંશને પાતળા કરીને કાઢે છે, તેથી તેઓ, લેખન ઔષધો કહેવાય છે.

**ગ્રાહી** ઔષધો કયા ?　　दीपनं पाचनं यत् स्यादुष्णत्वात् द्रवशोषकम् ॥ १२ ॥
ग्राहि तच्च यथा शुण्ठी जीरकं गजपिप्पली ॥

શુણ્ઠ, જીરું અને ગજપીપર, એ ત્રણમાંનું ગમે તે એકાદું ઔષધ, અગ્નિને પ્રદીપ્ત કરનારું હોવા છતાં, આમનું પાચન કરે છે અને ઉષ્ણ વીર્ય હોવાને લીધે શરીરમાંના પાતળા ભાગને શુષ્ક કરે છે, તેથી તેઓ, ગ્રાહી ઔષધો કહેવાય છે.

**સ્તમ્ભન** ઔષધો કયા ?　　रौक्ष्याच्छैत्यात्कषायत्वाल्लघुपाकाच्च यद्भवेत् ॥ १३ ॥
वातकृत्स्तम्भनं तत् स्याद्यथा वत्सकटुण्टुकौ ॥

કડાછાલ અને અરડૂસો, એ બેમાંનું ગમે તે એકાદું ઔષધ, પોતાના રૂક્ષ ગુણથી, શીત વીર્યથી, તુરા રસથી અને હલકા પાકથી, શરીરની અન્દર વાયુને ઉત્પન્ન કરે છે તેથી તેઓ, સ્તમ્ભન ઔષધો કહેવાય છે.

**રસાયન** ઔષધ કયા?　　रसायनं च तत् ज्ञेयं यत् जराव्याधिनाशनं ॥ १४॥
यथाऽमृता रुदन्ती च गुग्गुलुश्च हरीतकी ॥

ગળો, રુદન્તી (ગૂજરાતઃ—લાણો, પલીઓ; કાઠીઆવાડઃ—પોરબન્દરઃ—ખારિયું), ગુગળ અને હરડે, એ ચારમાંનું ગમે તે એકાદું ઔષધ, વૃદ્ધાવસ્થાનો અને રોગોનો નાશ કરે છે, તેથી તેઓ, રસાયન ઔષધો કહેવાય છે.

---

૧ મરિચાની શબ્દનો અર્થ મરી, લીણ્ડીપીપર અને શુંઠ થાય છે, પણ શુંઠ ગ્રાહીમાં છે, તેમ લીંડિપીપર ત્રણે દોષોનું છેદન કરી શકતી નથી.

**વાજીકર** ઔષધો કયાં ? यस्मात् द्रव्यात् भवेत् स्त्रीषु हर्षो वाजीकरं च तत् ॥ १५ ॥
यथा नागबलाद्याः स्युर्बीजं च कपिकच्छुजम् ॥

નાગબલા, ગંગેટી આદિ અને કૌચાં, એ ઔષધોમાંનું ગમે તે એકાદું ઔષધ, ખાવાથી, સ્ત્રીઓની સાથે વિલાસ કરવામાં આનન્દ ઉત્પન્ન થાય છે, તેથી તેઓ વાજીકર ઔષધો કહેવાય છે.

**શુક્લ** ઔષધો કયાં ? यस्माच्छुक्रस्य वृद्धिः स्याच्छुक्लं हि तदुच्यते ॥ १६ ॥
यथाऽश्वगन्धा मुसली शर्करा च शतावरी ॥

આખસન્ધ, ધોળી મુસલી, સાકર અને શતાવરી, એ ચારમાંનાં ગમે તે એકાદાં ઔષધથી, વીર્ય ધાતુની વૃદ્ધિ થાય છે, તેથી તેઓ શુક્લ ઔષધો કહેવાય છે.

**રેત** વધારનારાં ઔષધો કયાં ? दुग्धं माषाश्च भल्लातफलमज्जाऽऽमलानि च ॥ १७ ॥
प्रवर्तकानि कथ्यन्ते जनकानि च रेतसः ॥

દૂધ, અડદ, ભીલામાંનાં ફલની મજ્જા એટલે ભીલામાનાં બી અને આમ્બળાં, એ ચારમાંનું ગમે તે એકાદું ઔષધ, વીર્ય ધાતુને જાગ્રત કરીને ઉત્પન્ન કરનારું છે, તેથી તેઓ, રેત–ધાતુ વધારનારાં ઔષધો કહેવાય છે.

**શુક્ર** જાગ્રત શાથી થાય ? प्रवर्तनी स्त्री शुक्रस्य શુક્રને જાગ્રત કરનારી સ્ત્રી છે.

**શુક્ર** સ્ખલિત શાથી થાય ? रेचनं बृहतीफलम् ॥ १८ ॥
ઉભીભોંરિંગણીના ડોડવા, શુક્રને સ્ખલિત કરનાર છે.

**શુક્ર** સ્તમ્ભન શાથી થાય ? जातीफलं स्तम्भकं च જાયફલ શુક્રને સ્તમ્ભન કરનારું છે.

**શુક્ર** શોષણ શાથી થાય ? शोषणी च हरीतकी હરડે, શુક્રનું શોષણ કરનારી છે.

**સૂક્ષ્મ** ઔષધો કયાં ? देहस्य सूक्ष्मच्छिद्रेषु विशेद्यत्सूक्ष्ममुच्यते ॥ १९ ॥
तद्यथा सैन्धवं क्षौद्रं निम्बस्तैलं रुबूद्भवं ॥

સિન્ધાલુણ, મધ, લિમ્બડો અને એરંડિયું તેલ, એ ચારમાંથી ગમે તે એકાદું ઔષધ, દેહના સૂક્ષ્મ છિદ્રોમાં (રોમ રન્ધ્રોમાં) પ્રવેશ કરે છે, તેથી તેઓ, સૂક્ષ્મ ઔષધો કહેવાય છે.

**વ્યવાયી** ઔષધો કયાં ? पूर्वं व्याप्याखिलं कायं ततः पाकं च गच्छति ॥ २० ॥
व्यवायि तद्यथा भङ्गा फेनं चाहिसमुद्भवम् ॥

ભાંગ અને અફીણ, એ બેમાંથી ગમે તે એકાદું ઔષધ, શરીરની અન્દર પ્રવેશ કરવાની સાથે જ, કાચું ને કાચું આખા શરીરમાં ફેલાઇને પછી પાકદશાને પામે છે, તેથી તેઓ, વ્યવાયી ઔષધો કહેવાય છે.

**વિકાશી** ઔષધો કયાં ? सन्धिबन्धांस्तु शिथिलान् यत्करोति विकाशि तत् ॥ २१ ॥
विश्लेष्यौजश्च धातुभ्यो यथा क्रमुककोद्रवाः ॥

સોપારી અને કોદરા, એ બેમાંથી ગમે તે એકાદું ઔષધ, રસાદિ ધાતુઓનાં ઓજ–(તેજ)ને, ધાતુઓથી છૂટા પાડીને આખા શરીરમાંના સાન્ધાઓના બન્ધોને શિથિલ કરે છે, તેથી તેઓ, વિકાશી ઔષધો કહેવાય છે.

**મદકારી પદાર્થો ક્યા ?**

बुद्धिं लुम्पति यत् द्रव्यं मदकारि तदुच्यते ॥ २२ ॥
तमोगुणप्रधानं च यथा मद्यं सुरादिकम् ॥

સુરા આદિ મદ્ય, તમોગુણ પ્રધાન હોવાને લીધે, બુદ્ધિનો નાશ કરે છે, તેથી તેઓ, મદકારી પદાર્થો કહેવાય છે.

**વ્યવાયી વિષ**

व्यवायि च विकाशि स्यात्सूक्ष्मं छेदि मदावहं ॥ २३ ॥
आग्नेयं जीवितहरं योगवाहि स्मृतं विषम् ॥

વિષ (વછનાગ આદિ), વ્યવાયી છે અર્થાત્ શરીરની અન્દર પ્રવેશ કરવાની સાથે જ કાચું ને કાચું આખા શરીરમાં ફેલાઇને પછે પાકદશાને પામે છે.

**વિકાશી વિષ** — વળી તે વિષ, વિકાશી છે અર્થાત્ રસાદિ ધાતુઓના ઓજ-(તેજ)ને, ધાતુઓથી છૂટા પાડી, આખા શરીરમાંના સાન્ધાઓના બન્ધોને શિથિલ કરે છે.

**સૂક્ષ્મ વિષ** — વળી તે વિષ, સૂક્ષ્મ છે અર્થાત્ દેહના સૂક્ષ્મ છિદ્રોમાં (રોમ-રન્ધ્રોમાં) પ્રવેશ કરે છે.

**છેદન વિષ** — વળી તે વિષ, છેદન છે અર્થાત્ શરીરની અન્દર એકબીજા સાથે ચોટી ગયેલા કફાદિક દોષોને, પોતાના બળવડે મૂળમાંથી ઉખેડી નાંખે છે.

**મદકારી વિષ** — વળી તે વિષ, મદકારી છે અર્થાત્ તમોગુણ પ્રધાન હોવાને લીધે બુદ્ધિનો નાશ કરે છે.

**આગ્નેય વિષ** — વળી તે વિષ, ઉપરના ગુણોવાળું હોવા છતાં, તેની અન્દર અગ્નિના ગુણ અધિક છે.

**જીવિતહર વિષ** — વળી તે વિષ, ઉપરના ગુણોવાળું હોવા છતાં પ્રાણને હરનારૂં છે.

**યોગવાહિ વિષ** — અને આ વિષ, યોગવાહી છે અર્થાત્ જે પ્રયોગમાં નાંખ્યું હોય, તે પ્રયોગને અનુસરીને ગુણ કરનારૂં છે.

**પ્રમાથી ઔષધો ક્યા ?**

निजवीर्येण यत् द्रव्यं स्रोतोभ्यो दोषसंचयं ॥ २४ ॥
निरस्यति प्रमाथि स्यात् तद्यथा मरिचं वचा ॥

મરી અને ઘોડાવજ, એ બેમાંનું ગમે તે એકાદું ઔષધ, પોતાનાં વીર્યને લીધે, સ્રોત (નાક, કાન વા મુખ)માંથી, કફાદિ દોષોના સમૂહને બહાર કાઢે છે. તેથી તેઓ, પ્રમાથી ઔષધો કહેવાય છે.

**અભિષ્યન્દી પદાર્થ ક્યો ?**

पैच्छिल्याद्गौरत्वात् द्रव्यं रुद्ध्वा रसवहाः शिराः ॥ २५ ॥
धत्ते यद्गौरवं तत्स्यादभिष्यन्दि यथा दधि ॥

દહીં ચીકાશથી અને ભારેપણાથી, રસને વહેનારી નાડીઓને વહેતી બન્ધ કરીને શરીરને ભારે કરે છે, તેથી તે, અભિષ્યન્દી ઔષધ કહેવાય છે.

એ રીતે દામોદરના પુત્ર શાર્ઙ્ગધરે રચેલી શાર્ઙ્ગધર સંહિતાને વિષે પૂર્વખણ્ડના સૂત્રસ્થાનમાંના દીપનપાચનાદિ નામે ચોથા અધ્યાયની ગુર્જર ટીકા સમ્પૂર્ણ.

# અધ્યાય ૫ મો, શારીર-કલાદિકાખ્યાન

કલાનું સ્પષ્ટીકરણ ?

धात्वाशयान्तरस्थस्तु यः क्लेदस्त्वधितिष्ठति ॥
देहोष्मणा विपक्वो यः सा कलेत्यभिधीयते ॥ १ ॥

ધાતુઓને રહેવાનાં સ્થાન(ઠેકાણાં)ની અન્દર ક્લેદ–આર્દ્રતા (ભીનાસ) રહેલ છે અને શરીરની ઉષ્ણતાથી તે ક્લેદ (ભીનાસ) પાકે છે, ત્યારે તે કલા કહેવાય છે.

| | | |
|---|---|---|
| **ક**લા કેટલી ? | कलाः सप्ताशयाः सप्त | કલા, સાત છે. |
| **આ**શયો કટલા ? | | આશયો, સાત છે. |
| **ધા**તુઓ કેટલી ? | धातवः सप्त | ધાતુઓ, સાત છે. |
| **મ**લો કેટલા ? | तन्मलाः ॥ सप्तोपधातवः सप्त | મલો, સાત છે. |
| ઉપધાતુઓ કેટલી ? | | ઉપધાતુઓ, સાત છે. |
| **ચા**મડીઓ કેટલી ? | त्वचः सप्त प्रकीर्तिताः ॥ २ ॥ | ચામડીઓ, સાત છે. |
| **દો**ષો કેટલા ? | त्रयो दोषा | દોષો, ત્રણ પ્રકારના છે. |
| **સ્નાયૂ**ઓ કેટલી ? | नवशतं स्नायूनां | સ્નાયૂઓ, નવ સો છે. |
| **સા**ન્ધાઓ કેટલા ? | सन्धयस्तथा॥ दशाधिकं च द्विशतं | સાન્ધાઓ, બસો ને દસ છે |
| **હા**ડકાં કેટલાં ? | अस्थ्नां च त्रिशतं तथा ॥ ३ ॥ | હાડકાંઓ, ત્રણ સો છે. |
| **મ**ર્મસ્થાનો કેટલાં ? | सप्तोत्तरं मर्मशतं | મર્મસ્થાનો, એક સો ને સાત છે. |
| **શિ**રાઓ કેટલી ? | शिराः सप्तशतं तथा॥ | શિરાઓ, સાત સો છે. |

ધમનીઓ કેટલી ?

चतुर्विंशतिराख्याता धमन्यो रसवाहिकाः ॥ ४ ॥
રસોને વહેનારી ધમનીઓ, ચોવીસ છે.

**ન**રને માંસની પેશીઓ કેટલી ?

मांसपेश्यः समाख्याता नृणां पंचशतं बुधैः ॥
બુદ્ધિમાનોએ પુરુષના શરીરમાં માંસની પેશીઓ (માંસના લોચાઓ), પાંચ સો કહેલ છે.

**સ્ત્રી**ને માંસની પેશીઓ કેટલી ?

स्त्रीणां च विंशत्यधिकाः ॥
સ્ત્રીના શરીરમાં માંસની પેશીઓ, પાંચ સો ને વીશ કહેલ છે.

| | | |
|---|---|---|
| કણ્ડરાઓ કેટલી ? | कण्डराश्चैव षोडश ॥ ५ ॥ | કણ્ડરાઓ–ધોરી નસો, સો છે. |
| **નૃ**દેહમાં કેટલાં છિદ્રો ? | नृदेहे दश रन्ध्राणि | પુરુષના શરીરમાં છિદ્રો, દશ છે. |
| **ના**રીદેહમાં કેટલાં છિદ્રો ? | नारीदेहे त्रयोदश ॥ | સ્ત્રીના શરીરમાં છિદ્રો, તેર છે. |

કલાદિનું વિસ્તારથી વર્ણન

एतत्समासतः प्रोक्तं विस्तरेणाधुनोच्यते ॥ ६ ॥
એ રીતે ઉપર કલાદિ સંક્ષેપથી કહ્યાં, તે જ કલાદિ પાછાં વિસ્તારથી નીચે પ્રમાણે કહું છું.

કલાનું વિસ્તારથી વર્ણન

मांसासृक्मेदसां तिस्रो यकृत्प्लीह्नोश्चतुर्थिका ॥
पंचमी च तथाऽन्त्राणां षष्ठी चाग्निधरा मता ॥ ७ ॥

रेतोधरा सप्तमी स्यादिति सप्त कलाः स्मृताः ॥

માંસને ધારણ કરનારી પહેલી કલા, માંસધરા નામે કહેવાય છે; લોહીને ધારણ કરનારી બીજી કલા, અસૃક્ધરા નામે કહેવાય છે; ચરબીને ધારણ કરનારી ત્રીજી કલા, મેદોધરા નામે કહેવાય છે; યકૃત્ અને પ્લીહાને ધારણ કરનારી ચોથી કલા, યકૃત્ પ્લીહધરા નામે કહેવાય છે; આન્તરડાંને ધારણ કરનારી પાંચમી કલા, અન્ત્રધરા નામે કહેવાય છે; અગ્નિને ધારણ કરનારી છઠ્ઠી કલા, અગ્નિધરા નામે કહેવાય છે અને વીર્યને ધારણ કરનારી સાતમી કલા, રેતોધરા નામે કહેવાય છે. એ રીતે સાત કલાઓ બનેલી છે.

**આશયોનું વિસ્તારથી વર્ણન**

श्लेष्माशयः स्यादुरसि तस्मादामाशयस्त्वधः ॥ ८ ॥
ऊर्ध्वमग्न्याशयो नाभेर्वामभागे व्यवस्थितः ॥
तस्योपरि तिलं ज्ञेयं तदधः पवनाशयः ॥ ९ ॥ मलाशयस्त्वधस्तस्य बस्तिर्मूत्राशयः स्मृतः ॥ जीवरक्ताशयमुरो ज्ञेयाः सप्ताशयास्त्वमी ॥ १० ॥ पुरुषेभ्योऽधिकाश्चान्ये नारीणामाशयास्त्रयः॥ धरा गर्भाशयः प्रोक्तः स्तनौ स्तन्याशयौ मतौ ॥ ११ ॥

છાતીની મધ્યમાં શ્લેષ્માશય છે; તેની નીચે આમાશય છે; નાભીની ઉપર ડાબી કોરે અગ્ન્યાશય છે; તેની ઉપર તિલ–પિપાસાસ્થાન છે. (કોશકારોએ અને નિઘંટુકારોએ તિલનો અર્થ મૂત્રાશય એમ કર્યો છે.) અગ્ન્યાશયની નીચે પવનાશય છે; તેની નીચે મલાશય છે અર્થાત્ પક્વાશય છે; તેની નીચે બસ્તિમૂત્રાશયની ચામડાંની કોથળી છે અને ઉરસ્થાનની અન્દર જીવ-રક્તાશય છે. એ પ્રકારે એ સાત આશયો જાણવા.

પુરુષ કરતાં સ્ત્રીઓને ત્રણ આશયો વધારે છે, નીચે પ્રમાણેઃ–ધરાની અન્દર એક ગર્ભાશય છે અને બે સ્તનોની અન્દર બે સ્તન્યાશયો (દૂધને રહેવાનાં સ્થાનો) છે.

**ધાતુઓનું વિસ્તારથી વર્ણન**

रसासृङ्मांसमेदोऽस्थिमज्जाशुक्राणि धातवः॥
जायन्तेऽन्योऽन्यतः सर्वे पाचिताः पित्ततेजसा ॥ १२ ॥
रसाद्रक्तं ततो मांसं मांसान्मेदः प्रजायते ॥
मेदसोऽस्थि ततो मज्जा मज्जायाः शुक्रसम्भवः ॥१३ ॥

રસ, રક્ત, માંસ, મેદ, અસ્થિ, મજ્જા અને શુક્ર, એ સાતે ધાતુઓ પિત્તના તેજથી પાકીને એકમાંથી બીજી, બીજીમાંથી ત્રીજી, એમ ક્રમથી ઉત્પન્ન થાય છે, તે નીચે જણાવું છું:– રસમાંથી લોહી, લોહીમાંથી માંસ, માંસમાંથી ચરબી, ચરબીમાંથી હાડકાં, હાડકાંમાંથી મજ્જા અને મજ્જામાંથી વીર્ય, એ પ્રમાણે ક્રમથી બને છે.

**ધાતુઓના મલોનું વિસ્તારથી વર્ણન**

जिह्वानेत्रकपोलानां जलं पित्तं च रंजकम् ॥
कर्णविट् रसनादन्तकक्षामेढ्रादिजं मलम् ॥ १४ ॥
नखा नेत्रमलं वक्त्रे स्निग्धत्वं पिटिकास्तथा ॥
जायन्ते सप्तधातूनां मलान्येतान्यनुक्रमात् ॥ १५॥

જીભપરનું પાણી, આંખમાંનાં આંસુ અને ગાલપરનો પરસેવો, એઓને રસ ધાતુનો મલ જાણવો; રસ ધાતુને રંજન કરનાર પિત્તને, રક્ત ધાતુનો મલ જાણવો; કાનના મેલને, માંસ

ધાતુનો મલ જાણવો; જીભપરની છારી, દાંતપર બાઝેલી ખરી, કાખમાંનો મેલ અને લિંગાદિ પરનો મેલ, એઓને મેદ ધાતુનો મલ જાણવો; નખને, હાડકાંનો મલ જાણવો; આંખમાંના ચીપડા તથા મોઢાપરની ચકચકિતતા, એઓને, મજ્જા ધાતુનો મલ જાણવો; જુવાનીમાં મોઢાપર જે ખીલ થાય છે તેને શુક્ર ધાતુનો મલ જાણવો. એ પ્રમાણે સાત ધાતુઓના સાત મલો જાણવા.

**ઉપધાતુઓનું વિસ્તારથી વર્ણન**

स्तन्यं रजश्च नारीणां काले भवति गच्छति ॥
शुद्धमांसभवः स्नेहः सा वसा परिकीर्तिता ॥ १६ ॥
स्वेदो दन्तास्तथा केशास्तथैवोजश्च सप्तमं ॥
इति धातुभवा ज्ञेया एते सप्तोपधातवः ॥ १७ ॥ ओजः सर्वशरीरस्थं शीतं स्निग्धं स्थिरं मतम् ॥ सोमात्मकं शरीरस्य बलपुष्टिकरं मतम् ॥ १८ ॥

સ્તન્ય એટલે સ્તનમાંનું દૂધ, એ, રસ ધાતુની ઉપધાતુ છે; રજ એટલે સ્ત્રીઓને આવતો એવો અટકાવ, એ, રક્ત ધાતુની ઉપધાતુ છે; એ બન્ને ઉપધાતુઓ સ્ત્રીઓને જુવાનીમાં ઉત્પન્ન થાય છે અને વૃદ્ધાવસ્થામાં નાશ પામે છે; શુદ્ધ માંસમાંથી ઉત્પન્ન થયેલા સ્નેહને વસા કહે છે; સ્વેદ, મેદ ધાતુની ઉપધાતુ છે; દાન્ત, અસ્થી ધાતુની ઉપધાતુ છે; કેશ, મજ્જાધાતુની ઉપધાતુ છે; ઓજ, શુક્ર ધાતુની ઉપધાતુ છે. એ પ્રમાણે ધાતુઓમાંથી ઉત્પન્ન થયેલી આ સાત ઉપધાતુઓ જાણવી. સાતમી ઉપધાતુ ઓજ, સર્વ શરીરની અન્દર રહેનાર, શીત, સ્નિગ્ધ, સ્થિર, સોમાત્મક, શરીરને બળ દેનાર અને શરીરને જાડું કરનાર મનાય છે.

**ચામડીઓ અને તેઓપર થનારા રોગો**

ज्ञेयाऽवभासिनी पूर्वं सिध्मस्थानं च सा मता ॥
द्वितीया लोहिता ज्ञेया तिलकालकजन्मभूः ॥ १९ ॥
श्वेता तृतीया संख्याता स्थानं चर्मदलस्य सा ॥ ताम्रा चतुर्थी विज्ञेया किलासश्वित्रभूमिका ॥२०॥ पंचमी वेदिनी ख्याता सर्वकुष्ठोद्भवस्ततः ॥ विख्याता रोहिणी षष्ठी ग्रन्थिगण्डापचीस्थितिः ॥ २१ ॥ स्थूला त्वक्सप्तमी ख्याता विद्रध्यादेः स्थितिश्च सा ॥ इति सप्त त्वचः प्रोक्ताः स्थूला व्रीहिद्विमात्रया ॥ २२ ॥

અવભાસિની નામે પહેલી ચામડી છે, તેનાપર સિધ્મ કોઢ થાય છે; લોહિતા નામે બીજી ચામડી છે, તેનાપર તલ થાય છે; શ્વેતા નામે ત્રીજી ચામડી છે, તેનાપર ચર્મદલ કોઢ થાય છે; તામ્રા નામે ચોથી ચામડી છે, તેનાપર કિલાસ કોઢ અને શ્વિત્ર કોઢ થાય છે; વેદિની નામે પાંચમી ચામડી છે, તેનાપર સર્વ જાતના કોઢો થાય છે; રોહિણી નામે છઠ્ઠી ચામડી છે, તેનાપર ગાણ્ડો, ગલગણ્ડો અને રસોળીઓ થાય છે અને સ્થૂલા નામે સાતમી ચામડી છે, તેનાપર વિદ્રધિ આદિ ગાણ્ડો થાય છે. એ રીતે સાત ચામડીઓ કહી છે; તેઓની જાડાઇ બે ક્મોદના જેટલી જાણવી.

**દોષ આદિ પાંચ પ્રકારનાં નામો**

वायुः पित्तं कफो दोषा धातवश्च मलास्तथा ॥
तत्रापि पंचधा ख्याताः प्रत्येकं देहधारणात् ॥ २३ ॥

વાત, પિત્ત અને કફ નામના ત્રણ દોષો, રસાદિ સાત ધાતુઓ અને મળો, એ દરેક, દેહના ધારણ કરવાથી પાંચ પ્રકારે કહેવાય છે.

**દોષ** શબ્દનો ખુલાસો

शरीरदूषणाद्दोषा વાતાદિ દોષો, શરીરને દૂષિત કરે છે, તેથી જ તેઓને દોષો કહેલા છે.

**ધાતુ** શબ્દનો ખુલાસો

धातवो देहधारणात् ॥ રસાદિ ધાતુઓ શરીરને ધારણ કરે છે, તેથી જ તેઓને ધાતુઓ કહેલા છે.

**મલ** શબ્દનો ખુલાસો

वातपित्तकफा ज्ञेया मलिनीकरणान्मलाः ॥ २४ ॥

વાત, પિત્ત અને કફ, શરીરને મેલું કરે છે, તેથી જ તેઓને મળો કહેલા છે.

**પિત્ત**નું, કફનું, મળોનું અને ધાતુઓનું લૂલાપણું.

पित्तः पंगु कफः पंगुः पंगवो मलधातवः ॥

પિત્ત પણ પાંગળું—લૂલું છે, કફ પણ પાંગળો—લૂલો છે, મળો પણ પાંગળા—લૂલા છે અને ધાતુઓ પણ પાંગળી—લૂલી છે, અર્થાત્ પોતાની મેળે એ ચારે ગતિ કરી શકતાં નથી.

**વાયુ**, કોને કોને ગતિ આપે?

वायुना यत्र नीयन्ते तत्र गच्छन्ति मेघवत ॥ २५ ॥

વાયુ, જેવી રીતે વાદળાંને એક સ્થાનકેથી ઘસરડી જઈને બીજે સ્થાનકે લઇ જાય છે, તેવી જ રીતે પિત્ત, કફ, મળો અને ધાતુઓ, એ ચારેને ઘસરડીને જ્યાં લઇ જાય છે, ત્યાં એ ચારે જાય છે.

**વાયુ**ના ગુણદોષનું વર્ણન.

पवनस्तेषु बलवान् विभागकरणान्मतः ॥
रजोगुणमयः सूक्ष्मः शीतो रूक्षो लघुश्चलः ॥ २६ ॥

ત્રણે દોષોની અન્દર મળો, કફ, પિત્ત, દોષો અને ધાતુઓ, એઓને છૂટા પાડીને, પોતપોતાના માર્ગદ્વારા, પોતપોતાને સ્થાનકે લઈ જવાનું સામર્થ્ય વાયુને હોવાથી, તે વાયુ બલવાન્ કહેવાય છે. તે વાયુ રજોગુણવાળો, સૂક્ષ્મ, સ્વભાવે શીતળ, રુક્ષ, હલકો અને ચંચળ છે.

**વાયુ**નાં પાંચ નામો તથા રહેવાનાં પાંચ સ્થાનો

मलाशये चरन् कोष्ठवह्निस्थाने तथा हृदि ॥
कंठे सर्वांगदेशेषु वायुः पंचप्रकारतः ॥ २७ ॥
अपानः स्यात्समानश्च प्राणोदानौ तथैव च ॥
व्यानश्चेति समीरस्य नामान्युक्तान्यनुक्रमात् ॥ २८ ॥

તે વાયુ, પાંચ ઠેકાણે ગમન કરનારો પાંચ પ્રકારનો થાય છે, તે નીચે પ્રમાણે કહું છું:—મળાશયની—પક્વાશયની અન્દર રહીને ફરતો એવો વાયુ, અપાનવાયુ કહેવાય છે. કોઠાને વિષે નાભિની પાસે અગ્નિનાં સ્થાનની અન્દર રહીને ફરતો એવો વાયુ, સમાનવાયુ કહેવાય છે. હૃદયની અન્દર રહીને ફરતો એવો વાયુ, પ્રાણવાયુ કહેવાય છે. કણ્ઠની અન્દર રહીને ફરતો એવો વાયુ, ઉદાનવાયુ કહેવાય છે અને આખા શરીરની અન્દર રહીને ફરતો એવો વાયુ, વ્યાનવાયુ કહેવાય છે. એ રીતે અનુક્રમે વાયુનાં પાંચ સ્થાનો તથા નામો જાણવાં.

પિત્તના ગુણદોષનું વર્ણન

पित्तमुष्णं द्रवं पीतं नीलं सत्त्वगुणोत्तरम् ॥
कटुतिक्तरसं ज्ञेयं विदग्धं चाम्लतां व्रजेत् ॥ २९ ॥

પિત્ત ઉનું, પાતળું, પીળું અને કાળું, એટલા ચાર પ્રકારનું છે. તેની અન્દર સત્ત્વ ગુણ વધારે છે; તેના, તીખો અને કડવો એવા બે રસો છે. તે પિત્ત બળી જવા છતાં ખાટું હોય છે (અને તે દાહાદિ ઉપદ્રવ ઉત્પન્ન કરે છે).

પિત્તના પાંચ નામો તથા રહેવાનાં પાંચ સ્થાનો

अग्न्याशये भवेत्पित्तमग्निरूपं तिलोन्मितम् ॥
त्वचि कान्तिकरं ज्ञेयं लेपाभ्यंगादिपाचकम् ॥ ३० ॥
दृश्यं यकृति यत्पित्तं तद्रसं शोणितं नयेत् ॥
यत्पित्तं नेत्रयुगले रूपदर्शनकारि तत् ॥ ३१ ॥ यत्पित्तं हृदये तिष्ठन्मेधाप्रज्ञाकरं च तत् ॥
पाचकं भ्राजकं चैव रंजकालोचके तथा ॥ ३२ ॥ साधकं चेति पंचैव पित्तनामान्यनुक्रमात् ॥

તે પિત્ત, પાંચ ઠેકાણે ગમન કરનારું પાંચ પ્રકારનું થાય છે, તે નીચે પ્રમાણે કહું છું:–કોઠાની અન્દર નાભીની પાસે અગ્નિના સ્થાનમાં રહેનારું જે પિત્ત, તલના જેવડા માપવાળું હોવા છતાં અન્નનું પાચન કરે છે, તેથી તેને પાચક એમ કહે છે. તે જ પિત્તને જઠરાગ્નિ એમ પણ કહે છે. શરીરમાંની ત્વચાની અન્દર રહેનારું જે પિત્ત, ચન્દનાદિનો લેપ અને તેલાદિનો અભ્યંગ, એ બેને પાચન કરીને, શરીરનાપર કાન્તિ ઉત્પન્ન કરે છે, તેથી તેને ભ્રાજક એમ કહે છે. આમાશયની જમણી બાજુએ યકૃતમાં–મુંઝારામાં રહેનારું જે પિત્ત દેખાય છે તે, રસને રંગીને લોહીને ઉત્પન્ન કરે છે, તેથી તેને રંજક એમ કહે છે. આંખના બન્ને ડોળાની અન્દર જે પિત્ત છે તે, ધોળું, રાતું, લીલું, પીળું અને કાળું, એવા ચાર પ્રકારનાં રુપોનું દર્શન કરાવે છે, તેથી તેને આલોચક એમ કહે છે. હૃદયમાં રહેનારું જે પિત્ત, મેધા–ધારણાવાળી બુદ્ધિ તથા પ્રજ્ઞા–વિચારશીલ બુદ્ધિ, એઓને ઉત્પન્ન કરીને મનુષ્યનો કાર્યભાગ સાધે છે, તેથી તેને સાધક એમ કહે છે. આ પ્રમાણે પિત્તનાં સ્થાનો અને નામો જાણવાં.

કફના ગુણદોષનું વર્ણન

कफः स्निग्धो गुरुः श्वेतः पिच्छिलः शीतलस्तथा ॥ ३३ ॥
तमोगुणाधिकः स्वादुर्विदग्धो लवणो भवेत् ॥

તે કફ સ્નિગ્ધ, ભારે, ધોળો, બડબડિયાંવાળો અને શીતલ એમ પાંચ જાતનો છે. તેની અન્દર તમોગુણ અધિક છે. તેનો રસ મધુર છે, સ્વાદિષ્ટ છે; વિદગ્ધ એટલે તે કફ વિકાર પામ્યો હોય તો, અથવા તે કફ સારી રીતે બગી ગયો હોય તો, તેનો રસ ખારો થાય છે.

કફનાં પાંચ નામો તથા રહેવાનાં પાંચ સ્થાનો

कफस्त्वामाशये मूर्ध्नि कण्ठे हृदि च सन्धिषु ॥ ३४ ॥
तिष्ठन् करोति देहेषु स्थैर्यं सर्वांगपाटवं ॥
क्लेदनः स्नेहनश्चैव रसनश्चावलंबनः ॥ ३५ ॥
श्लेष्मकश्चेति नामानि कफस्योक्तान्यनुक्रमात् ॥

તે કફ, પાંચ ઠેકાણે ગમન કરનારો પાંચ પ્રકારનો થાય છે, તે નીચે પ્રમાણે કહું છું:–આમાશયમાં રહેનારો કફ, ખાધેલાં અન્નને ભીનાશવાળું કરે છે, તેથી તેને ક્લેદન એમ કહે

છે. મસ્તકમાં રહેલો કફ, સર્વ ઇન્દ્રિયોની અન્દર સ્નેહ દે છે—રેડે છે, તેથી તેને સ્નેહન એમ કહે છે. કણ્ઠની અન્દર જીભની વચમાં રહેનારો કફ, સર્વ રસોને જાણે છે—વર્તે છે, તેથી તેને રસન એમ કહે છે. હૃદયમાં રહેનારો કફ, શરીરમાંના સર્વ કફોનો આશ્રયભૂત છે, તેથી તેને અવલંબન એમ કહે છે અને શરીરમાંના સર્વ સાન્ધાઓની અન્દર રહેનારો કફ, સર્વ સાન્ધાઓને ચોટાડીને ધરે છે—પકડે છે, તેથી તેને શ્લેષ્મક એમ કહે છે. એ પ્રમાણે કફનાં સ્થાનો અને નામો જાણવાં.

**સ્નાયુઓ કોને કહેવા ?**

स्नायवो बन्धनं प्रोक्ता देहे मांसाऽस्थिमेदसाम् ॥ ३६ ॥

દેહને વિષે માંસ, હાડકાં અને મેદાનું જે બન્ધન છે તેઓને સ્નાયૂઓ, એમ કહે છે.

**સાન્ધાઓ કોને કહેવા ?**

सन्धयश्चाङ्गसन्धानाद्देहे प्रोक्ताः कफान्विताः ॥

દેહને વિષે પ્રત્યેક અંગોનો જે સંયોગ (જોડાણ) થયું છે, તેઓને સાન્ધાઓ, એમ કહે છે અને તે સાન્ધાઓ કફથી ભરેલા છે.

**હાડકાં કોને કહેવાં ?**

आधारश्च तथा सारः कायेऽस्थीनि बुधा विदुः ॥३७॥

બુદ્ધિમાનો, કાયાને વિષે ટેકા આપવામાં આધાર આપનારો એવો જે સાર (કઠણ) ભાગ છે તેઓને હાડકાંઓ એમ કહે છે.

**મર્મસ્થાનો કોને કહેવાં ?**

मर्माणि जीवाधाराणि प्रायेण मुनयो जगुः ॥

દેહને વિષે ઘણુંકરીને જીવનાં આધારભૂત એવાં જે સ્થાનો છે તેઓને મર્મસ્થાનો, એમ મુનિઓ કહે છે.

**શિરાઓ કોને કહેવી?**

सन्धिबन्धनकारिण्यो दोषधातुवहाः शिराः ॥ ३८ ॥

કાયાને વિષે સાન્ધાઓને બાન્ધનારી તથા વાતાદિ દોષોને અને રસાદિ ધાતુઓને જે વહેનારીઓ છે તેઓને, શિરાઓ, એમ કહે છે.

**ધમનીઓ કોને કહેવી?**

धमन्यो रसवाहिन्यो धमंति पवनं तनौ ॥

તનને—શરીરને વિષે રસને વહેનારી એવી જે નાડીઓ છે તેઓ વાયુને ધમે (ફૂંકે) છે, તેથી તેઓને, ધમની એમ કહે છે

**માંસની પેશીઓનાં કાર્યો**

मांसपेश्यो बलाय स्युरवष्टंभाय देहिनाम् ॥ ३९ ॥

દેહને વિષે રહેલી માંસની પેશીઓથી પ્રાણીઓના સાન્ધાએ અને પર્વો આદિને બળ અને આધાર મળે છે.

**કણ્ડરાઓ કોને કહેવી?**

प्रसारणाकुंचनयोरंगानां कंडरा मताः ॥

શરીરની અન્દરના હાથપગાદિ અવયવોને લામ્બાટુંકા વા વાંકાચુંકા જેઓ કરે છે તેઓને, કણ્ડરા (ધોરી) નસો, એમ કહે છે

**શરીરમાંના છિદ્રોનું વર્ણન**

नासानयनकर्णानां द्वे द्वे रन्ध्रे प्रकीर्तिते ॥ ४० ॥
मेहनापानवक्त्राणामेकैकं रन्ध्रमुच्यते ॥
दशमं मस्तके चोक्तं रन्ध्राणीति नृणां विदुः ॥ ४१ ॥

स्त्रीणां त्रीण्यधिकानि स्युः स्तनयोर्गर्भवर्त्मनः ॥ सूक्ष्मछिद्राणि चान्यानि मतानि त्वचि जन्मिनाम्

નાક, નેત્ર અને કાન, એઓને બે બે છિદ્રો છે. મૂત્રમાર્ગ, ગુદા અને મુખ, એઓને એક એક છિદ્ર છે. મસ્તકની અન્દર બ્રહ્મરન્ધ્ર નામે એક દશમું છિદ્ર છે. એ પ્રકારે પુરુષને દશ છિદ્રો છે અને સ્ત્રીઓને દશ છિદ્રો હોવા છતાં સ્તનોની અન્દરનાં બે છિદ્રો અને ગર્ભના માર્ગનું એક છિદ્ર મળીને ત્રણ છિદ્રો પુરુષ કરતાં વધારે છે. એ સિવાય સ્ત્રીપુરુષની ચામડીપર બીજાં ઘણાં સૂક્ષ્મ છિદ્રો છે, એમ જાણવું.

**ફુપ્ફુસ કોને કહેવું?**

तद्वामे फुप्फुसं प्लीहा दक्षिणांगे यकृन्मतम् ॥
उदानवायोराधारः फुप्फुसं प्रोच्यते बुधैः ॥ ४३ ॥
रक्तवाहिशिरामूलं प्लीहा ख्याता महर्षिभिः ॥ यकृद्रंजकपित्तस्य स्थानं रक्तस्य संश्रयम् ॥ ४४ ॥

હૃદયની ડાબી બાજુએ (કૈંક નીચે) ફુપ્ફુસ (ફેફસું) છે. એ ફુપ્ફુસ (ફેફસું) ઉદાન વાયુના આધારભૂત છે.

**પ્લીહા કોને કહેવી?**

હૃદયની ડાબી બાજુએ (કૈંક નીચે) પ્લીહા—બરલ છે. એ પ્લીહા—બરલ, રક્તને વહેનારી શિરાઓનું મૂલ છે, એમ મહર્ષિઓએ કહેલ છે.

**યકૃત્ કોને કહેવી?**

હૃદયની જમણી બાજુએ યકૃત્—મુંઝારો—લીહર છે. એ યકૃત્—મુંઝારો, રસને રંગીને લોહી કરનારાં રંજક પિત્તનું અને લોહીનું સ્થાન છે.

**જલવાહિ શિરાનું મૂલ કોને કહેવું?**

जलवाहिशिरामूलं तृष्णाच्छादनकं तिलम् ॥

દક્ષિણ ભાગમાં યકૃત્તની—મુંઝારાની પાસે જલને વહેનારી શિરાનું મૂલ તિલ—ક્લોમ છે. તે તિલ—ક્લોમ, શિરાદ્વારા પાણી સર્વ શરીરને પહોંચાડીને તરશને બન્ધ કરે છે અર્થાત્ જે વખતે પાણી ઓછું થઈ જાય તે વખતે તરશને ઉત્પન્ન કરે છે.

**વૃક્ક કોને કહેવા?**

वृक्कौ पुष्टिकरौ प्रोक्तौ जठरस्थस्य मेदसः ॥ ४५ ॥

ઉદરના બે પડખામાં વૃક્ક નામની બે ગાંઠો છે, તે ઉદરમાંના મેદનું પોષણ કરે છે.

**વૃષણો કોને કહેવા?**

वीर्यवाहिशिराधारौ वृषणौ पौरुषावहौ ।

વૃષણો, વીર્યને વહેનારી શિરાના આધારભૂત શિરાને ધારણ કરનારા હોવાથી પુરુષત્વ આપે છે.

**લિઙ્ગ કોને કહેવું?**

गर्भाधानकरं लिंगमयनं वीर्यमूत्रयोः ॥ ४६ ॥

વીર્ય અને મૂત્રના માર્ગરૂપ એવું લિઙ્ગ, ગર્ભને સ્થાપન કરે છે.

**હૃદય કોને કહેવું?**

हृदयं चेतनास्थानमोजसश्चाश्रयं मतम् ॥

શરીરની અંદર હૃદય, એ ચેતનાનું મુખ્ય સ્થાન છે અને સર્વ ધાતુઓના તેજનું આશ્રય છે.

**શિરાઓ કોને કહેવી?**

शिराधमन्यो नाभिस्थाः सर्वां व्याप्य स्थितास्तनुम् ॥ ४७ ॥
पुष्णंति चानिशं वायोः संयोगात्सर्वधातुभिः ॥

શિરાઓ, નાભિમાંથી નિકળ્યા છતાં આખા શરીરમાં વ્યાપીને રહેલ છે અને રાત્રિદિવસ વાયુના સંયોગથી રસાદિ ધાતુઓને આખા શરીરમાં લઈ જઈને–ફેરવીને શરીરનું પોષણ કરે છે.

**ધમનીઓ કોને કહેવી?**

ધમનીઓ, નાભિમાંથી નિકળ્યા છતાં આખા શરીરમાં વ્યાપીને રહેલ છે અને રાત્રિદિવસ વાયુના સંયોગથી રસાદિ ધાતુઓને આખા શરીરમાં લઈ જઈને ફેરવીને શરીરનું પોષણ કરે છે.

**પ્રાણવાયુના ફરવાનું વર્ણન**

नाभिस्थः प्राणपवनः स्पृष्ट्वा हृत्कमलांतरम् ॥ ४८ ॥
कंठात् बहिर्विनिर्याति पातुं विष्णुपदामृतम् ॥
पीत्वा चांबरपीयूषं पुनरायाति वेगतः ॥ ४९ ॥ प्रीणयन्देहमखिलं जीवं च जठरानलं ॥

નાભિની અન્દર રહેલો પ્રાણવાયુ, હૃદયકમળની અન્દર સ્પર્શ કરી, વિષ્ણુપદામૃત પીવા સારુ અર્થાત્ બહારના આકાશની શુદ્ધ હવા ગ્રહણ કરવા સારુ, કણ્ઠની બહાર નિકળી આવે છે; તે જ પ્રાણવાયુ, અંબરપીયૂષ એટલે બહારના આકાશને વિષે રહેલી શુદ્ધ હવાને ગ્રહણ કરી, ફરી વેગથી તે જ માર્ગે, સ્વસ્થાનકે આવી, બધા શરીરને અને જીવને ખુશી કરે છે તથા જઠરાગ્નિને પાચનશકિત આપે છે (જઠરાગ્નિને પ્રદિપ્ત કરે છે).

शरीरप्राणयोरेवं संयोगादायुरुच्यते ॥ ५० ॥

**આયુષ્ય કોનું નામ?**

એવં એટલે ઉપર કહેલા પ્રકારે શરીર અને પ્રાણ તથા વાયુ, એ બેનો સંયોગ, તેને "આયુષ્ય" એમ કહેલ છે

कालेन तद्वियोगाद्धि पंचत्वं कथ्यते बुधैः ॥

**મરણ કોનું નામ?**

કાલે કરીને જ્યારે શરીર અને પ્રાણવાયુ, એ બેનો વિયોગ થાય, ત્યારે તેમને "પંચત્વં–મરણ" એમ કહે છે.

**શરીરને મરણ છતાં, નિરોગીપણા માટે પ્રયત્ન કરવો કે નહિ?**

न जन्तुः कश्चिदमरः पृथिव्यां जायते क्वचित् ॥५१॥
अतो मृत्युरवार्यः स्यात् किं तु रोगान्निवारयेत् ॥

પૃથ્વીના પર, કોઈ પણ ઠેકાણે, કોઈ પ્રાણી, અમર (મરણ રહિત) થયું નથી, એટલા માટે મોતને અટકાવી શકાય એમ નથી, તે છતાં મનુષ્યે, રોગ મટાડવા માટે ઉપાય કરવો.

**ઔષધોપચાર ન કરવાથી રોગ કેમ વધે, તેનું વર્ણન**

याप्यत्वं याति साध्यश्च याप्यो गच्छत्यसाध्यताम् ॥ ५२ ॥
जीवितं हंत्यसाध्यस्तु नरस्याऽप्रतिकारिणः ॥

વ્યાધિ મટી શકે એવો હોવા છતાં, તેની ચિકિત્સા ન કરવાથી તે જ વ્યાધિ, કષ્ટસાધ્યપણાને પામે છે; કષ્ટસાધ્ય વ્યાધિની ચિકિત્સા ન કરવાથી, તે જ વ્યાધિ અસાધ્યપણાને પામે છે; અને તે જ વ્યાધિ, અસાધ્ય થવાથી, ઔષધોપચાર ન કરનારા નરના પ્રાણનો નાશ કરે છે.

**શરીરનાં રક્ષણનું કારણ.**

**धर्मार्थकाममोक्षाणां शरीरं साधनं यतः ॥ ५३ ॥**
**अतो रुग्भ्यस्तनुं रक्षेन्नरः कर्मविपाकवित् ॥**

ધર્મ, અર્થ, કામ અને મોક્ષ, એ ચારેનું સાધન કરનારું શરીર છે, એટલા માટે કર્મવિપાક જાણનારા મનુષ્યે રોગથી શરીરનું રક્ષણ કરવું.

**વધતા ઓછા ધાતુના ગુણદોષ**

**धातवस्तन्मला दोषा नाशयंत्यसमास्तनुं ॥ ५४ ॥**
**समाः सुखाय विज्ञेया बलायोपचयाय च ॥**

રસાદિ સાત ધાતુઓ વધતા કિંવા ઓછા થયા હોય તો શરીરનાં સ્વરૂપને બગાડે છે કિંવા મરણને ઉત્પન્ન કરે છે. તે ધાતુઓ, પોતાના પ્રમાણથી બરોબર રહ્યા હોય તો સુખ દેનારા તથા બળની અને શરીરની વૃદ્ધિ કરનારા છે.

**વધતાઓછા મલોના ગુણદોષ**

સર્વે ધાતુઓના મલો, વધતા કિંવા ઓછા થયા હોય તો, શરીરનાં સ્વરૂપને બગાડે છે કિંવા મરણને ઉત્પન્ન કરે છે. તે મલો, પોતાના પ્રમાણથી બરાબર રહ્યા હોય તો, સુખ દેનારા તથા બળની અને શરીરની વૃદ્ધિ કરનારા છે.

**વધતાઓછા વાતોના ગુણદોષ**

વાતાદિ દોષો, વધતા કિંવા ઓછા થયા હોય તો, શરીરનાં સ્વરૂપને બગાડે છે કિંવા મરણને ઉત્પન્ન કરે છે. તે વાતાદિ દોષો, પોતાના પ્રમાણથી બરાબર રહ્યા હોય તો, સુખ દેનારા તથા બળની અને શરીરની વૃદ્ધિ કરનારા છે.

**પુરુષ કોને કહેવો?**

जगद्योनेरनिच्छस्य चिदानन्दैकरूपिणः ॥ ५५ ॥
पुंसोऽस्ति प्रकृतिर्नित्या प्रतिच्छायेव भास्वतः ॥

મહદાદિ રૂપના (પૃથિવ્યાદિ રૂપના) આદિ કારણ હોવા છતાં, ઇચ્છારહિત અને આનન્દ સ્વરૂપ એવો જે પુરુષ તે, ઈશ્વર કહેવાય છે.

**માયા કોને કહેવી?**

સત્વ, રજ અને તમરૂપે ત્રિગુણી અને નિત્ય એવી જે પ્રકૃતિ તે, માયા કહેવાય છે.

**માયા ક્યાં રહે છે?**

તે માયા, સૂર્યની સાથે જેમ પડછાયો રહે છે, તેમ ઈશ્વરની સાથે જ નિત્ય રહે છે.

**આ જગત્ કોણે રચ્યું?**

अचेतनापि चैतन्ययोगेन परमात्मनः ॥ ५६ ॥
अकरोद्विश्वमखिलमनित्यं नाटकाकृति ॥

તે માયાએ, પોતે અચેતન હોવા છતાં પણ પરમાત્માના ચૈતન્યના સંયોગથી, નાટકના સરખું સંપૂર્ણ અનિત્ય જગત્ ઉત્પન્ન કર્યું છે.

**બુદ્ધિની ઉત્પત્તિ**

**प्रकृतिर्विश्वजननी पूर्वं बुद्धिमजीजनत् ॥ ५७ ॥ इच्छामयीं महद्रूपां**

જગતને ઉત્પન્ન કરનારી પ્રકૃતિએ, સૃષ્ટિના આરમ્ભ કાલે, જગત્ સમ્બન્ધી ઇચ્છાવાળી મહત્તત્ત્વરૂપ બુદ્ધિ ઉત્પન્ન કરી છે.

**अहंकारस्ततोभवत् ॥ त्रिविधः सोऽपि संजातो रजःसत्त्वतमोगुणैः ॥**

**અહંકાર કેમ થયો?**

તે મહત્તત્ત્વમાંથી અહંકાર ઉત્પન્ન થયો. તેજ અહંકાર, રજોગુણ, સત્ત્વગુણ અને તમોગુણવડે ત્રણ પ્રકારનો થયો.

દશ ઇન્દ્રિયો કેમ થઈ?

तस्मात्सत्त्वरजोयुक्तादिन्द्रियाणि दशाभवन् ॥
मनश्च जातं तान्याहुः श्रोत्रत्वङ्नयनं तथा ॥ ५९ ॥
जिह्वाघ्राणवचोहस्तपादोपस्थगुदानि च ॥ पंच बुद्धीन्द्रियाण्याहुः प्राक्तनानीतराणि च ॥ ६० ॥
कर्मेन्द्रियाणि पंचैव कथ्यंते सूक्ष्मबुद्धिभिः ॥

સત્ત્વગુણયુક્ત અને રજોગુણયુક્ત એવા તે અહંકારમાંથી દશ ઇન્દ્રિઓ નીચે પ્રમાણે ઉત્પન્ન થઈ છે:—સત્ત્વગુણયુક્ત અહંકારમાંથી કાનો, ચામડી, આંખો, જીભ અને નાક, એ પાંચ જ્ઞાનેન્દ્રિયો તથા રજોગુણયુક્ત અહંકારમાંથી વાણી, હાથ, પગ, લિંગ અને ગુદા, એ પાંચ કર્મેન્દ્રિયો ઉત્પન્ન થયેલ છે, એમ સૂક્ષ્મ બુદ્ધિવાળા વિદ્વાનોએ કહેલું છે.

મન કેમ થયું? સત્ત્વગુણયુક્ત અને રજોગુણયુક્ત અહંકારમાંથી મન ઉત્પન્ન થયું.

તન્માત્રાઓ કેમ થઈ?

तमःसत्त्वगुणोत्कृष्टादहंकारादथाभवत् ॥६१॥
तन्मात्रपंचकं तस्य नामान्युक्तानि सूरिभिः ॥
शब्दतन्मात्रकं स्पर्शतन्मात्रं रूपमात्रकम् ॥ ६२ ॥ रसतन्मात्रकं गन्धतन्मात्रं चेति तद्विदुः ॥

તમોગુણ અને સત્ત્વગુણ, એ બે ગુણો અધિક હોવા સાથે જેમાં રજોગુણ ઓછો છે એવા અહંકારમાંથી શબ્દતન્માત્રા, સ્પર્શતન્માત્રા, રૂપતન્માત્રા, રસતન્માત્રા અને ગન્ધતન્માત્રા, એ રીતે એ પાંચ તન્માત્રાઓ ઉત્પન્ન થઈ, એમ કવિઓએ કહેલ છે.

તન્માત્રાઓનું વિશેષ વર્ણન

शब्दः स्पर्शश्च रूपं च रसगन्धावनुक्रमात् ॥ ६३ ॥
तन्मात्राणां विशेषाः स्युः स्थूलभावमुपागताः ॥

શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગન્ધ, એ પાંચે તન્માત્રાઓનાં ક્રમવાર વિશેષ રૂપો સ્થૂલ ભાવને પામેલાં છે.

પાંચ મહાભૂતોનાં નામો

तन्मात्रपंचकात्तस्मात्संजातं भूतपंचकम् ॥ ६४ ॥
व्योमानिलानलजलक्षोणीरूपं च तन्मतम् ॥

શબ્દાદિ પાંચ તન્માત્રાઓમાંથી આકાશ, વાયુ, અગ્નિ, જલ અને પૃથ્વી, એ પાંચ ભૂતો, ક્રમથી ઉત્પન્ન થયેલાં છે, એમ કહેલું છે.

ઇન્દ્રિયોના વિષયો શું શું કરે?

बुद्धीन्द्रियाणां पंचैव शब्दाद्या विषया मताः ॥ ६५ ॥
कर्मेन्द्रियाणां विषया भाषादानविहारिताः ॥
आनन्दोत्सर्गकौ चैव कथितास्तत्त्वदर्शिभिः ॥६६ ॥

કાનો, ચામડી, આંખો, જીભ અને નાક, એ પાંચ જ્ઞાનેન્દ્રિયોના શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગન્ધ, એ પાંચ વિષયો ક્રમથી છે અર્થાત્ કાનોથી સંભળાય છે, ચામડીથી અડવાની ખબર પડે છે, આંખોથી દેખાય છે, જીભથી સ્વાદની ખબર પડે છે અને નાકથી વાસ આવે છે. વાણી, હાથ, પગ, ઉપસ્થ (યોનિ તથા લિંગ) અને ગુદા, એ પાંચ કર્મેન્દ્રિયોના અને ભાષા, આદાન, વિહાર, આનન્દ અને ઉત્સર્ગ, એ પાંચ વિષયો ક્રમથી છે અર્થાત્ વાણીથી બોલાય છે, હાથથી દાનાદિ દેવાય લેવાય છે, પગથી ચલાય અને ઉઠ બેસ થાય છે, ઉપસ્થથી આનન્દ ભોગવાય છે અને ગુદાથી મલોત્સર્ગ થાય છે, એમ તત્ત્વદૃષ્ટાએ કહેલું છે.

**ચોવીશ તત્ત્વોનાં નામો**

**प्रधानं प्रकृतिः शक्तिर्नित्या चाविकृतिस्तथा ॥**
**एतानि तस्या नामानि शिवमाश्रित्य या स्थिता ॥ ६७ ॥**
**महानहंकृतिः पंचतन्मात्राणि पृथक् पृथक् ॥ प्रकृतिर्विकृतिश्चैव सप्तैतानि बुधा जगुः ॥ ६८ ॥**
**दशेन्द्रियाणि चित्तं च महाभूतानि पंच च॥ विकाराः षोडश ज्ञेयाः सर्वं व्याप्य जगत्स्थिताः ॥६९॥**

શિવનો–પરમાત્માનો આશ્રય કરીને રહેલી એવી માયાનાં પ્રધાન, પ્રકૃતિ, શક્તિ, નિત્યા અને અવિકૃતિ, એ પાંચ નામો છે. મહત્તત્ત્વ, અહંકાર અને પાંચ તન્માત્રાઓ, એ સાત પ્રકૃતિઓ કહેવાય છે. દશ ઇન્દ્રિયો, એક મન અને પાંચ મહાભૂતો, એ સોલ વિકારો સર્વ જગતમાં વ્યાપીને રહેલ છે. તે વિકારોને ડાહ્યા પુરુષો વિકૃતિ પણ કહે છે. ઉપર પ્રમાણે આ ગ્રન્થકાર અહીં ત્રેવીશ તત્ત્વો લખીને પાછો નીચે "ચોવીશ તત્ત્વોથી સિદ્ધ થયેલા શરીરરૂપી ઘરની અન્દર" એવું વર્ણન લખે છે, તેથી સાંખ્ય શાસ્ત્ર પ્રમાણે આઠ પ્રકૃતિઓ ગણવી.

**જીવાત્માને રહેવાનું સ્થાન કયું?**

एवं चतुर्विंशतिभिस्तत्त्वैः सिद्धे वपुर्गृहे ॥
जीवात्मा नियतो नित्यं वसति

એ રીતે ચોવીશ તત્ત્વોથી બનેલાં એવાં શરીરરૂપી ઘરની અન્દર પચ્ચીશમો જીવાત્મા. નિશ્ચય સર્વ કાળ વાસ કરે છે.

**મનરૂપી દૂતને રહેવાનું સ્થાન કયું?**

स्वान्तदूतवान् ॥ ७० ॥ स देही कथ्यते

જીવાત્માનો સ્વાન્ત–મન નામનો દૂત, લિંગ શરીરનો આશ્રય કરીને રહેલો હોવાથી "દેહી" એમ કહેવાય છે.

**જીવાત્મા શાથી વ્યાપ્ત છે?**

पापपुण्यदुःखसुखादिभिः ॥ व्याप्तो

તે જીવાત્મા, પાપ, પુણ્ય, સુખ અને દુઃખાદિયે કરીને વ્યાપ્ત છે.

**જીવાત્માના બન્ધનનું કારણ પહેલું**

**बद्धश्च मनसा कृत्रिमैः कर्मबन्धनैः ॥ ७१ ॥**
**कामक्रोधौ लोभमोहावहंकारश्च पंचमः ॥**
**दशेन्द्रियाणि बुद्धिश्च तस्य बन्धाय देहिनाम् ॥ ७२ ॥**

કામ, ક્રોધ, લોભ, મોહ, પાંચમો અહંકાર, દશ ઇન્દ્રિયો અને બુદ્ધિ, એ સોલે સહિત તે (જીવાત્મા) જીવના દેહોના જીવાત્માના બન્ધનને સારુ મનવડે કરેલાં કર્મરૂપ બન્ધનોથી બન્ધાયલો છે.

**જીવાત્માના બન્ધનનું કારણ બીજું**

आप्नोति बन्धमज्ञानात्

તે જ જીવાત્મા, સ્વસ્વરૂપના અજ્ઞાનથી (પ્રપંચરૂપ કલેશાદિકથી) બન્ધનને પામે છે.

**જીવાત્મા શાથી મોક્ષને પામે?**

**आत्मज्ञानाच्च मुच्यते ॥**

તે જ જીવાત્મા, આત્મજ્ઞાનવડે કલેશાદિક બન્ધનથી મોક્ષને પામે છે.

**વ્યાધિ વર્ણન?**

तद्दुःखयोगकृत्व्याधिः

જીવાત્માને દુઃખનો યોગ કરનારાનું નામ વ્યાધિ જાણવું.

આરોગ્ય વર્ણન? आरोग्यं तत्सुखावहम् ॥ ७३ ॥

જીવાત્માને સુખ ઉત્પન્ન કરનારાનું નામ આરોગ્ય જાણવું-એ આરોગ્યની જરૂર જીવાત્માના સુખને સારુ જ છે.

એ રીતે દામોદરના પુત્ર શાર્ઙ્ગધરે રચેલી શાર્ઙ્ગધર સંહિતાને વિષે પૂર્વખણ્ડના સૂત્રસ્થાનમાંના કલાદિકાખ્યાન નામે પાંચમા અધ્યાયની ગુર્જર ટીકા સમ્પૂર્ણ.

## અધ્યાય ૬ ઠ્ઠો–આહારાદિ ગતિ

આહાર પરિપક્વ ક્યારે થાય? यात्यामाशयमाहारः पूर्वं प्राणानिलेरितः ॥
माधुर्यं फेनभावं च षड्रसोपि लभेत सः ॥ १ ॥

अथ पाचकपित्तेन विदग्धश्चाम्लतां व्रजेत् ॥ ततः समानमरुता ग्रहणीमभिनीयते ॥ २ ॥
ग्रहण्यां पच्यते कोष्ठवह्निना जायते कटुः ॥

ભક્ષ્ય ભોજ્યાદિ ખાધેલો ખોરાક, પ્રાણવાયુથી ડેલાઇને પ્રથમ આમાશયમાં આવે છે. તે ખાધેલો ખોરાક, છ રસથી યુક્ત હોવા છતાં પણ કફસ્થાને હોવાને લીધે મીઠો અને ફીણવાળો થાય છે. પાછો તે જ ખાધેલો ખોરાક, તેજ જગ્યાએ–કફસ્થાને પ્રથમ કહેલાં પાચક પિત્તથી વિદગ્ધ એટલે અર્ધો પક્વ થઇને ખાટો થાય છે. છેવટ ખાટાપણાંને પામેલા એવા ખાધેલા ખોરાકને સમાન વાયુ, આમાશયમાંથી ગ્રહણીસ્થાનમાં–કોષ્ઠાગ્નિસ્થાનમાં લઇ જાય છે. ગ્રહણીસ્થાનમાં–કોષ્ઠાગ્નિસ્થાનમાં કોઠાની અગ્નિથી તે ખોરાક પરિપક્વ થાય છે.

પરિપક્વ આહાર કેવો લાગે? ખાધેલો ખોરાક, પરિપક્વ થયા પછી કટુ–તીક્ષ્ણ થાય છે.

રસો શેમાંથી બને? रसो भवति संपक्वात् ॥
તે ખાધેલો ખોરાક, સારી રીતે પાકી જાય ત્યારે તેમાંથી રસો [ઉત્પન્ન થાય છે.

આમ શેમાંથી બને? अपक्वादामसम्भवः ॥ ३ ॥
તે જ ખાધેલો ખોરાક કાચો રહે તો તેમાંથી આમ થાય છે.

પક્વ રસ શું કાર્ય કરે? वह्नेर्बलेन माधुर्यं स्निग्धतां याति तद्रसः ॥
पुष्णाति धातूनखिलान्सम्यक्पक्वोऽमृतोपमः ॥ ४ ॥

ખાધેલા ખોરાકનો, સારી પેઠે પરિપક્વ થઇને થયેલો એવો રસ, કોઠાની અગ્નિના બળથી સારી રીતે પાકી ગયો હોય તો, મધુર, સ્નિગ્ધ અને અમૃતના સરખો થઇને રસાદિ સર્વ ધાતુઓનું પોષણ કરે છે.

વિદગ્ધ રસ શું કાર્ય કરે? मन्दवह्निविदग्धश्च कटुश्चाम्लो भवेद्रसः ॥
विषभावं व्रजेद्वापि कुर्याद्वा रोगसंकरं ॥ ५ ॥

તે રસ, મન્દાગ્નિથી વિદગ્ધ અર્થાત્ અર્ધ બળેલો, કાચો રહ્યો હોય તો, તીખો અને ખાટો બને છે અથવા અજીર્ણ રોગમાં કહેલો વિષાજીર્ણ રોગ અથવા બીજા રોગમાંના સંકર રોગો ઉત્પન્ન કરે છે.

**રસો કોને કહે?** आहारस्य रसः सारः ॥ ખાધેલા ખોરાકના રસને સાર કહે છે.

**મૂત્ર શેમાંથી બને?** सारहीनो मलद्रवः॥ शिराभिस्तज्जलं नीतं बस्तौ मूत्रत्वमाप्नुयात् ६॥
तत्किट्टं च मलं ज्ञेयं तिष्ठेत्पक्वाशये च तत् ॥

સારહીન ભાગને (રસ વગરના ભાગને) દ્રવ જાણવો. દ્રવ એટલે ઉદરમાંના મલની અન્દરનો જલરૂપ પ્રવાહી પદાર્થ, મૂત્રવાહિની શિરાદ્વારા બસ્તિમાં જઈ મૂત્રપણાને પામે છે.

**મલ શેમાંથી બને?** સારહીન ભાગને (રસ વગરના ભાગને) મલ જાણવો. એ મલ અર્થાત્ કિટ્ટ—અન્નાદિનો કચરો, પક્વાશયના એક ભાગમાં ગયા પછી મલ નામને પામે છે.

**મલ કયે રસ્તેથી બહાર આવે?** वलित्रितयमार्गेण यात्यपानेन नोदितं ॥ ७ ॥
प्रवाहिनी सर्जनी च ग्राहिकेति वलित्रयं ॥

અપાન વાયુથી હેલાયલો મલ, ગુદાની અન્દરના ભાગમાં રહેનારી પ્રવાહિની, મધ્યભાગમાં રહેનારી સર્જની—વિસર્જની અને બહારના ભાગમાં રહેનારી ગ્રાહિકા—ગ્રાહિણી નામે ત્રણ વલિઓ જેમાં રહેલી છે એવા ગુદારૂપી માર્ગદ્વારા શરીરની બહાર આવે છે.

**રસોમાંથી લોહી કેમ બને?** रसस्तु हृदयं याति समानमरुतेरितः ॥ ८ ॥
रंजितः पाचितस्तत्र पित्तेनायाति रक्तताम् ॥

નાભીમાં રહેલા સમાન વાયુથી હેલાયલો એવો રસ, હૃદયમાંનાં યકૃતસ્થાનને વિષે—મુંઝારાને વિષે જાય છે. ત્યાં રંજક પિત્તથી રંગાઇને તથા પાચક પિત્તથી પાકીને પછે તેનું લોહી બને છે.

**લોહીને રહેવાનું સ્થાન કયું?** रक्तं सर्वशरीरस्थं ते લોહી સર્વ શરીરમાં રહે છે.

**લોહી કોને ટકાવી રાખે?** जीवस्याधारमुत्तमम् ॥ ९ ॥
તે લોહી જીવનો ઉત્તમ આધાર છે અર્થાત્ જીવને સારી રીતિ ટકાવી રાખે છે.

**લોહીના ગુણદોષો** स्निग्धं गुरु चलं स्वादु विदग्धं पित्तवद्भवेत् ॥
તે લોહી, સ્નિગ્ધ—ચીકણું, ગુરુ—જડ, ચંચળ અને સ્વાદુ—મધુર છે અને વિદગ્ધ—અર્ધ બળેલું થયા છતાં પિત્તના સરખું કડવું અને ખાટું છે.

**ધાતુઓ પરિપક્વ શાથી થાય?** पाचिताः पित्ततापेन रसाद्या धातवः क्रमात् ॥ १० ॥
રસ, રક્ત, માંસ, મેદ, અસ્થિ, મજ્જા અને શુક્ર વા રેત, એ સાતે ધાતુઓ, પિત્તના તાપથી—તેજથી ક્રમ પ્રમાણે પરિપક્વ દશાને પામે છે (પોત પોતાના રૂપમાં આવે છે).

शुक्रत्वं यांति मासेन तथा स्त्रीणां रजो भवेत् ॥

**શુક્ર ક્યારે તૈયાર થાય?** એ રીતે ઉપર કહ્યા પ્રમાણે એક મહિને પુરુષના શરીરમાં વીર્ય નામની ધાતુ ઉત્પન્ન થાય છે.

**રેત કયારે તૈયાર થાય?** તેમ જ ઉપર કહ્યા પ્રમાણે એક મહિને સ્ત્રીના શરીરમ રેત નામની ધાતુ ઉત્પન્ન થાય છે.

સ્ત્રીને કેવી રીતે ગર્ભ રહે?

कामान्मिथुनसंयोगे शुद्धशोणितशुक्रजः ॥ ११ ॥
गर्भः संजायते नार्याः

સમ્ભોગ સમ્બન્ધી ઇચ્છા થવાથી, મિથુનનો (સ્ત્રી પુરુષનો) સંયોગ થવા વખતે શુદ્ધ એવું શોણિત (અટકાવરૂપી લોહી અને વીર્ય) એ બેનાથી સ્ત્રીને ગર્ભ રહે છે.

ગર્ભ બાલકરૂપે ક્યારે કહેવાય?

स जातो बाल उच्यते ॥

તે ગર્ભ, જનમ્યા પછી 'બાલક' એમ કહેવાય છે.

કન્યા ક્યારે આવે?

आधिक्ये रजसः कन्या

સ્ત્રીપુરુષના સંયોગ થવા વખતે, સ્ત્રીઓનો અટકાવ વધુ હોય તો પુત્રી આવે છે.

પુત્ર ક્યારે આવે?

पुत्रः शुक्राधिको भवेत् ॥ १२ ॥

સ્ત્રીપુરુષના સંયોગ થવા વખતે, પુરુષનું વીર્ય વધુ હોય તો પુત્ર આવે છે.

નપુંસક છોકરું ક્યારે આવે?

नपुंसकं समत्वेन यथेच्छा पारमेश्वरी ॥

અને સ્ત્રીપુરુષના સંયોગ થવા વખતે, સ્ત્રીઓનો અટકાવ અને પુરુષનું વીર્ય, એ બન્ને સમાન હોય તો નપુંસક છોકરું આવે છે. એ રીતે જેવી પરમેશ્વરની ઇચ્છા હોય તેવું બને છે.

જન્મથી મરણ સુધી ઔષધની માત્રા કેમ આપવી?

बालस्य प्रथमे मासि देया भेषजरक्तिका ॥ १३ ॥
अवलेहीकृतैकैका क्षीरक्षौद्रसिताघृतैः ॥
वर्धयेत्तावदेकैकां यावद्भवति वत्सरः ॥ १४ ॥
माषैर्वृद्धिस्तदूर्ध्वं स्याद्यावत् षोडश वत्सराः ॥ ततः स्थिरा भवेत्तावद्यावद्वर्षाणि सप्ततिः ॥ १५ ॥
ततो बालकवन्मात्रा ह्रासनीया शनैः शनैः ॥ मात्रेयं कल्कचूर्णानां कषायाणां चतुर्गुणा ॥ १६ ॥

જન્મથી માંડી એક મહિનાનાં બાલકને દૂધ, મધ, સાકર અને ઘી, એ અનુપાનોમાંથી જે અનુપાન યોગ્ય લાગે તેની યોજના કરી, તેમાં એક ગુંજા પ્રમાણ (કલ્ક અથવા ચૂર્ણરૂપી) ઔષધ મેળવી, અવલેહ (ચાટવા) સરખું કરીને દેવું. ત્યારપછી બાર માસનું બાલક થાય ત્યાંસુધી દર માસે એક એક ગુંજા ભાર ઔષધ વધારે આપતાં જવું અર્થાત્ એક વર્ષનાં બાલકને બાર ગુંજા (એક માષાભાર) ઔષધ આપવું. ત્યારબાદ સોલ વર્ષનું બાલક થાય ત્યાંસુધી દર વર્ષે બાર બાર ગુંજાભાર (એક એક માષાભાર) ઔષધ વધારે આપતા જવું અર્થાત્ સોલ વર્ષનાં બાલકને એક સો અને બાણું ગુંજા (સોલ માષાભાર) ઔષધ આપવું. તે પછી સત્તરમા વર્ષના આરમ્ભથી તે છેક સીન્તેરમા વર્ષના અન્ત સુધીનાં હરકોઇ વર્ષની અન્દરનાં માણસને એક સો અને બાણું ગુંજા ભાર (સોલ માષા ભાર જ) ઔષધ આપવું. ત્યારબાદ બાલકને જેવી રીતે માત્રા વધારીએ છીએ, તેવી રીતે એકોતેરમા વર્ષના આરમ્ભથી ધીમે ધીમે નીચે પ્રમાણે માત્રા ઘટાડવી:—

એકોતેરમા વર્ષે પન્નર માષા, બોન્તેરમા વર્ષે ચૌદ માષા તથા ત્રોન્તેરમા વર્ષે તેર માષા માત્રા આપવી. એમ એક એક માષો માત્રા ઘટાડતાં, છેક ચોર્યાસીમાં વર્ષે બે માષા માત્રા

આપવી. ત્યારબાદ પંચ્યાસીમા વર્ષના પહેલા માસમાં બાર ગુંજા માત્રા આપવી, બીજા માસમાં અગ્યાર ગુંજા માત્રા આપવી તથા ત્રીજા માસમાં દસ ગુંજા માત્રા આપવી. એમ એક એક ગુંજા માત્રા ઘટાડતાં છેક પંચ્યાસીમા વર્ષના બારમા–છેલ્લા માસે એક ગુંજા માત્રા આપવી. તે પછી છયાસીમા વર્ષના આરમ્ભથી તે છેક મરણ સુધી એક ગુંજા ભાર જ માત્રા આપવી.

એ રીતે બાલક અને વૃદ્ધની ચિકિત્સા સરખી જાણવી. કારણ કે, ઉપર ઔષધ ખવરાવવાની જે માત્રા લખી છે તે માત્રા, કલ્ક અને ચૂર્ણ એ ઔષધોની જાણવી, પણ કષાયરૂપ ઔષધની માત્રા આપવી હોય તો તે ઉપરની માત્રાથી ચોગણી આપવી.

**જન્મથી કયા કયા ઉપચારો ઉત્તમ છે ?**

अंजनं च तथा लेपः स्नानमभ्यंगकर्म च ॥
वमनं प्रतिमर्शश्च जन्मप्रभृति शस्यते ॥ १७ ॥

આંજણ આંજવું, ચન્દનાદિનો લેપ કરવો, નવરાવવું, અભ્યંગ એટલે તેલ વગેરે ચોળવું, ઉલટી કરાવવી અને પ્રતિમર્શ એટલે ગુદાદ્વારા એરંડિયું તેલ નાંખવું અથવા નાકમાં બે બિન્દુ પ્રમાણ નસ્ય કરવાનો જે પ્રયોગ કરવો તે, આ સર્વ યોજના, બાલકને જન્મથી વખાણવા લાયક છે.

**અનાજ ક્યારે ખવરાવવું ?**

कवलः पंचमाद्वर्षात्

પાંચમા વર્ષથી બાલકને અન્નાદિકના કોળિયા ભરાવવા.

**નસ્ય કર્મ, ક્યારે કરવું ?**

अष्टमान्नस्यकर्म च ॥

આઠમા વર્ષથી બાલકને નાક વાટે દવા સુંઘાડવી.

**રેચ ક્યારે દેવો ?**

विरेकः षोडशाद्वर्षात् સોલમા વર્ષથી બાલકને જુલાબ–રેચ દેવો.

**ગૃહસ્થાશ્રમી ક્યારે થવું ?**

विंशतेश्चैव मैथुनम् ॥ १८ ॥

વિસમા વર્ષથી બાલકને મૈથુનના કાર્યમાં જોડવું.

**બાલકપણું ક્યારે મટે ?**

बाल्यं वृद्धिर्वपुर्मेधा त्वग्दृष्टिः शुक्रविक्रमौ ॥
बुद्धिः कर्मेन्द्रियं चेतो जीवितं दशतो ह्रसेत् ॥ १९ ॥

જન્મથી તે છેક દશમા વર્ષ પછી બાલકપણું ઓછું થવા માણ્ડે છે.

**શરીરનું વધવું ક્યારે મટે ?** વીશમા વર્ષ પછી શરીર વધતું અટકે છે.

**હૃષ્ટપુષ્ટતા થતી ક્યારે અટકે ?** ત્રીશમા વર્ષ પછી શરીર હૃષ્ટપુષ્ટ થતું અટકે છે.

**સ્મરણશક્તિ ક્યારે ઘટે ?** ચાલીશમા વર્ષ પછી સ્મરણશક્તિ ઓછી થવા માણ્ડે છે.

**ચામડી લુખી ક્યારે થાય ?** પચ્ચાસમા વર્ષ પછી ચામડીની કોમળતા ઓછી થવા માણ્ડે છે.

**આંખનું તેજ ક્યારે ઘટે ?** સાઠમા વર્ષ પછી આંખે ઓછું દેખાવા માણ્ડે છે.

**વીર્ય ક્યારે ઘટે ?** સીત્તેરમાં વર્ષ પછી શરીરમાંનું વીર્ય ઓછું થવા માણ્ડે છે.

**બળ ક્યારે ઘટે ?** એંશીમાં વર્ષ પછી શરીરમાંનું બળ ઓછું થવા માણ્ડે છે.

**બુદ્ધિ ક્યારે ઘટે ?** નેવુંમાં વર્ષ પછી બુદ્ધિ ઘટવા માણ્ડે છે.

**કર્મેન્દ્રિયો ક્યારે અશક્ત થાય ?** સોમા વર્ષ પછી કર્મેન્દ્રિયોનું બળ ઓછું થવા માણ્ડે છે.

**સાવધતા ક્યારે મટે ?** એકસો દશમા વર્ષ પછી શરીરમાંની સાવધતા ઓછી થવા માણ્ડે છે

જીવિત ક્યારે ઓછું થવા માણ્ડે? એકસો વીશમા વર્ષ પછી જીવિત પણ ઓછું થવા માણ્ડે છે.

**વાતપ્રકૃતિનાં લક્ષણો**

अल्पकेशः कृशो रूक्षो वाचालश्चलमानसः ॥
आकाशचारी स्वप्नेषु वातप्रकृतिको नरः ॥ २० ॥

થોડા વાળવાળો, દુર્બળ, રૂક્ષ શરીરવાળો, બોલકો, ચંચળ મનવાળો તથા સ્વપ્નાંની અન્દર પોતે આકાશમાં ફરે છે, એમ જોનારો માણસ, વાતપ્રકૃતિવાળો જાણવો.

**પિત્તપ્રકૃતિનાં લક્ષણો**

अकाले पलितैर्व्याप्तो धीमान्स्वेदी च रोषणः ॥
स्वप्नेषु ज्योतिषां द्रष्टा पित्तप्रकृतिको नरः ॥ २१ ॥

જુવાનીમાં ધોળાં આવેલો, બુદ્ધિવાળો, શરીરે પરસેવો વળેલો, રીસવાળો અને સ્વપ્નાંની અન્દર નક્ષત્રાદિ તેજસ્વી પદાર્થોને જોનારો માણુસ, પિત્તપ્રકૃતિવાળો જાણવો.

**કફપ્રકૃતિનાં લક્ષણો**

गम्भीरबुद्धिः स्थूलाङ्गः स्निग्धकेशो महाबलः ॥
स्वप्ने जलाशयालोकी श्लेष्मप्रकृतिको नरः ॥२२॥

ગમ્ભીર બુદ્ધિવાળો, જાડો, સ્નિગ્ધ કેશવાળો, જોરાવર અને સ્વપ્નાંની અન્દર જલાશયને જોનારો માણુસ કફપ્રકૃતિવાળો જાણવો.

**અધિક દ્વિદોષપ્રકૃતિનાં લક્ષણો**

ज्ञातव्या मिश्रचिह्नैश्च द्वित्रिदोषोल्बणा नराः ॥

અધિક એવા બે દોષોનાં લક્ષણોથી મિશ્ર થયેલી જે પુરુષની પ્રકૃતિ હોય, તે મનુષ્યને મિશ્રચિહ્નયુક્ત અધિક દ્વિદોષપ્રકૃતિવાળો જાણવો.

**અધિક ત્રિદોષ પ્રકૃતિનાં લક્ષણો**

અધિક એવા ત્રણ દોષોનાં લક્ષણોથી મિશ્ર થયેલી જે પુરુષની પ્રકૃતિ હોય તે મનુષ્યને, મિશ્રચિહ્નયુક્ત અધિક ત્રિદોષપ્રકૃતિવાળો જાણવો. એ રીતે અધિક દ્વિદોષ અને ત્રિદોષ પ્રકૃતિવાળાઓને મિશ્રચિહ્નયુક્ત, અધિક દોષવાળા જાણવા.

**નિદ્રા શાથી આવે?**

तमःकफाभ्यां निद्रा स्यात्

તમોગુણ અને કફ એ બેનાથી નિદ્રા આવે છે.

**મૂર્ચ્છા શાથી આવે?**

मूर्च्छा पित्ततमोभवा ॥ २३ ॥

પિત્ત અને તમોગુણ, એ બેનાથી મૂર્ચ્છા આવે છે.

**ભ્રાન્તિ શાથી થાય?**

रजःपित्तानिलैर्भ्रान्तिः

રજોગુણ, પિત્ત અને વાયુ, એ ત્રણથી ભ્રાન્તિ થાય છે.

**તન્દ્રા શાથી થાય?**

तन्द्रा श्लेष्मतमोनिलैः ॥

કફ, તમોગુણ અને વાયુ, એ ત્રણથી તન્દ્રા થાય છે.

**ગ્લાનિ શાથી થાય?**

ग्लानिरोजःक्षयात् दुःखादजीर्णाच्च श्रमाद्भवेत्

ઓજ એટલે રસ આદિથી તે વીર્ય સુધીની ધાતુઓનાં ઉત્તમ તેજનો ક્ષય થવાને લીધે, શરીર સમ્બન્ધી કિંવા મન સમ્બન્ધી દુઃખને લીધે, ખાધેલાં અનાજનું અજીર્ણ થવાને લીધે અને શરીર સમ્બન્ધી વા મન સમ્બન્ધી ઘણો શ્રમ કરવાને લીધે ગ્લાનિ ઉત્પન્ન થાય છે.

આળસનાં લક્ષણો

यः सामर्थ्येऽप्यनुत्साहस्तदालस्यमुदीर्यते ॥

શરીરની અન્દર સામર્થ્ય હોવા છતાં, કામ કરવામાં જે પ્રીતિ ન થાય, તેનું નામ "આલસ્ય" કહેવાય.

બગાસાનાં લક્ષણો

चैतन्यशिथिलत्वाद्यः पीत्वैकश्वासमुद्वमेत् ॥ २५ ॥
विदीर्णवदनः श्वासं जृम्भा सा कथ्यते बुधैः ॥

હૃદયમાંનું ચૈતન્ય શિથિલ થઇ ગયા પછી જે મનુષ્ય, એક શ્વાસને અન્દર લઇ, તરત પાછું પોહોળું મોઢું કરીને પછે જે બીજા ઉચ્છ્વાસને બહાર કાઢે છે, એ ક્રિયાને બુદ્ધિમાનો "બગાસું" એમ કહે છે.

છીંકનાં લક્ષણો

उदानप्राणयोरूर्ध्वयोगान्मौलिकफत्ववात् ॥ २६ ॥
शब्दः संजायते तेन क्षुतं तत्कथ्यते बुधैः ॥

ઉદાન એટલે કણ્ઠ વાયુ અને પ્રાણ એટલે હૃદય વાયુ, એ બેનો ઊર્ધ્વમાં–મસ્તકમાં યોગ થવાને લીધે, માથાની અન્દરથી નાકદ્વારા કફ બહાર નીકળવા લાગે છે તેના યોગથી, નાકમાંથી જે શબ્દ થાય છે, તેનું નામ બુદ્ધિમાનોએ "છીંક" એમ કહેલું છે.

ઓડકારનાં લક્ષણો

उदानकोपादाहारस्वस्थितत्त्वाच्च यद्भवेत् ॥ २७ ॥
पवनस्योर्ध्वगमनं तमुद्गारं प्रचक्षते ॥

ઉદાનમાં–કણ્ઠમાં રહેનારા વાયુના કોપ થવાને લીધે અર્થાત્ ઉદાન વાયુના ફરવાને લીધે, અન્નાદિક આહાર, પોતાને સ્થાનકે જઇ, સારી રીતે સ્થિર થયા પછી, નીચેના વાયુનું જે ઊર્ધ્વગમન થાય છે, તેનું નામ "ઓડકાર" કહેવાય છે.

એ રીતે દામોદરના પુત્ર શાર્ઙ્ગધરે રચેલી શાર્ઙ્ગધર સંહિતાને વિષે પૂર્વખણ્ડના સૂત્રસ્થાનમાંના આહારાદિગતિ નામે છઠ્ઠા અધ્યાયની ગુર્જર ટીકા સમ્પૂર્ણ.

## અધ્યાય ૭ મો, રોગગણના

રોગોની સંખ્યા સાથે તેઓના ભેદોનું ટૂંકામાં વર્ણન

रोगाणां गणना पूर्वं मुनिभिर्या प्रकीर्तिता ॥
मयाऽत्र प्रोच्यते सैव तद्भेदा बहवो मताः ॥ १ ॥

પૂર્વે મુનિઓએ જે જ્વરાદિ રોગોની સંખ્યાને તથા તેઓના જે ભેદોને કહેલ છે, તે સંખ્યાને અને ભેદોને માત્ર આ મૂળશ્લોકમાં ટૂંકામાં વર્ણવી દેખાડું છું.

જ્વર

पंचविंशतिरुद्दिष्टा ज्वरास्तद्भेद उच्यते ॥
पृथग्दोषैस्तथा द्वन्द्वभेदेन विविधः स्मृतः ॥ २ ॥

एकश्च सन्निपातेन तद्भेदा बहवः स्मृताः ॥ प्रायशः सन्निपातेन पंच स्युर्विषमज्वराः ॥ ३ ॥
सन्ततः सततश्चैव अन्येद्युष्कस्तृतीयकः ॥ चातुर्थिकश्च पंचैते कीर्तिता विषमज्वराः ॥ ४ ॥
तथाऽऽगन्तुज्वरोऽप्येकस्त्रयोदशविधो मतः ॥ अभिचारग्रहावेशशापैरागंतुकस्त्रिधा ॥ ५ ॥
श्रमाच्छेदात्क्षतादाहाच्चतुर्धाघातकज्वरः ॥ कामाद् भीतेः शुचो रोषाद्विषादौषधगन्धतः ॥ ६ ॥
अभिषंगज्वराः षट्स्युरेवं ज्वरविनिश्चयः ॥

પચ્ચીશ પ્રકારના જ્વરના ભેદોઃ—૧ વાતજ્વર, ૨ પિત્તજ્વર, ૩ કફજ્વર, ૪ વાતપિત્તજ્વર, ૫ વાતકફજ્વર, ૬ પિત્તકફજ્વર, ૭ સન્નિપાતજ્વર.

તે સન્નિપાતજ્વરના ઘણા ભેદો છે. ઘણુંકરીને સન્નિપાતજ્વરમાંથી ૮ સન્તત, ૯ સતત, ૧૦ અન્યેદ્યુષ્ક, ૧૧ તૃતીયક અને ૧૨ ચાતુર્થિક, એમ પાંચ પ્રકારના વિષમજ્વરો પેદા થાય છે.

તેવી જ રીતે એક પ્રકારના આગન્તુકજ્વરના તેર ભેદો નીચે પ્રમાણે કહું છું: ૧૩ અભિચારજ્વર, ૧૪ ગ્રહાવેશજ્વરઅને ૧૫ શાપજ્વર, એ રીતે ત્રણ પ્રકારનો આગન્તુકજ્વર છે.

શ્રમથી આવતો તાવ ૧૬ શ્રમજ્વર, શસ્ત્રના છેદથી આવતો તાવ ૧૭ છેદજન્યજ્વર, ક્ષત પડવાથી આવતો તાવ ૧૮ ક્ષતજન્યજ્વર અને અગ્નિ વા સૂર્યાદિના તાપથી આવતો તાવ ૧૯ દાહજ્વર, આ ચાર જાતનો તાવ આઘાતક નામે આગન્તુકજ્વર છે. કામથી આવતો તાવ ૨૦ કામજ્વર, બીકથી આવતો તાવ ૨૧ ભીતજ્વર, શોકથી આવતો તાવ ૨૨ સુચજ્વર, રીષથી આવતો તાવ ૨૩ રોષજ્વર, વિષથી આવતો તાવ ૨૪ વિષજ્વર અને ઔષધની ગન્ધથી આવતો તાવ ૨૫ ઔષધગન્ધજ્વર, આ જાતનો તાવ, અભિષંગજ્વર નામે આગન્તુકજ્વર છે. એ રીતે તેર પ્રકારના દોષજ્વરો મળીને પચ્ચીસ પ્રકારના તાવો જાણવા.

**અતિસાર**

पृथक्त्रिदोषैः सर्वैश्च शोकादामाद्भयादपि ॥ ७ ॥
अतिसारः सप्तधा स्यात्

સાત પ્રકારના અતિસારના ભેદોઃ—૧ વાતાતિસાર, ૨ પિત્તાતિસાર, ૩ કફાતિસાર, ૪ ત્રિદોષાતિસાર, ૫ શોકાતિસાર, ૬ આમાતિસાર અને ૭ ભયાતિસાર.

**સંગ્રહણી**

ग्रहणी पंचधा मता ॥ पृथग्दोषैः सन्निपातात्तथा चामेन पंचमी ॥ ८॥

પાંચ પ્રકારના સંગ્રહણીના ભેદોઃ—૧ વાતસંગ્રહણી, ૨ પિત્તસંગ્રહણી, ૩ કફસંગ્રહણી, ૪ સન્નિપાતસંગ્રહણી અને ૫ આમસંગ્રહણી.

**પ્રવાહિકા**

प्रवाहिका चतुर्धा स्यात्पृथग्दोषैस्तथास्रजः ॥

ચાર પ્રકારના પ્રવાહિકાના ભેદોઃ—૧ વાતપ્રવાહિકા, ૨ પિત્તપ્રવાહિકા, ૩ કફપ્રવાહિકા અને ૪ રક્તપ્રવાહિકા.

**અજીર્ણ**

अजीर्णं त्रिविधं प्रोक्तं विष्टब्धं वायुना मतम् ॥ ९ ॥
पित्ताद्विदग्धं विज्ञेयं कफेनामं तदुच्यते ॥ विषाजीर्णं रसादेकम्

ચાર પ્રકારના અજીર્ણના ભેદોઃ—વાયુથી થયેલું ૧ વિષ્ટબ્ધાજીર્ણ, પિત્તથી થયલું ૨ વિદગ્ધાજીર્ણ, કફથી થયેલું ૩ આમાજીર્ણ અને અન્નાદિના રસમાંથી થયેલું ૪ વિષાજીર્ણ.

**અલસક**

दोषैः स्यादलसस्त्रिधा ॥ १० ॥

ત્રણ પ્રકારના અલસકના ભેદોઃ—૧ વાતાલસક, ૨ પિત્તાલસક અને ૩ કફાલસક.

**વિષૂચી**

विषूची त्रिविधा प्रोक्ता दोषैः सा स्यात्पृथक् पृथक् ॥

ત્રણ પ્રકારના વિષૂચીના ભેદોઃ—૧ વાતવિષૂચી, ૨ પિત્તવિષૂચી અને ૩ કફવિષૂચી.

દણ્ડકાલસક વિષૂચી — दण्डकालसकश्चैक १ દણ્ડકાલસ નામે વિષૂચીનો એક બીજો ભેદ છે.

एकैव स्याद्विलम्बिका ॥ ११ ॥

વિલમ્બિકા વિષૂચી — १ વિલમ્બિકા નામે વિષૂચીનો એક વિશેષ ભેદ છે.

अर्शांसि षड्विधान्याहुर्वातपित्तकफास्रतः ॥

અર્શ — सन्निपाताच्च संसर्गात्तेषां भेदो द्विधा स्मृतः ॥ १२ ॥

सहजोत्तरजन्मभ्यां तथा शुष्कार्द्रभेदतः ॥

૭ પ્રકારના અર્શના ભેદોઃ—૧ વાતાર્શ, ૨ પિત્તાર્શ, ૩ કફાર્શ, ૪ રક્તાર્શ, ૫ સન્નિપાતાર્શ અને ૬ સંસર્ગાર્શ. આ દરેક અર્શોના બે બે ભેદો છે. એક અર્શ સહજ અર્થાત્ દેહની સાથે ઉત્પન્ન થાય છે અને બીજો અર્શ ઉત્તરજન્મ અર્થાત્ જન્મ્યા પછી વાતાદિ દોષના કોપવાથી ઉત્પન્ન થાય છે. વળી એક શુષ્કઅર્શ થાય છે અને બીજો આર્દ્રઅર્શ થાય છે.

त्रिधैव चर्मकीलानि वातात्पित्तात्कफादपि ॥ १३ ॥

ચર્મકીલ — ત્રણ પ્રકારના ચર્મકીલના બે ભેદોઃ—૧ વાતચર્મકીલ, ૨ પિત્તચર્મકીલ અને ૩ કફચર્મકીલ.

एकविंशतिभेदेन क्रमयः स्युर्द्विधोच्यते ॥

કૃમિ — बाह्यास्तथाभ्यन्तरे च तेषु यूका बहिश्चराः ॥ १४ ॥

लिख्याश्चान्येऽन्तरचरा कफाते हृदयादकाः ॥ अन्त्रादा उदरावेष्टाश्चुरवश्च महागुहाः ॥ १५ ॥
सुगन्धा दर्भकुसुमास्तथा रक्ताच्च मातरः ॥ सौरसा लोमविध्वंसा रोमद्वीपा उदुम्बराः ॥१६ ॥
केशादाश्च तथैवान्ये शकृज्जाता मकेरुकाः ॥ लेलिहाश्च मलूनाश्च सौसुरादाः ककेरुकाः ॥ १७ ॥
तथान्यः कफरक्ताभ्यां संजातः स्नायुकः स्मृतः ॥ व्रणस्य कृमयश्चान्ये विषमा बाह्ययोनयः ॥ १८

એકવીશ પ્રકારના કૃમિના ભેદોઃ—૧ દેહની બહારના ભાગપર રહેનારા અને દેહની અન્દરના ભાગમાં રહેનારા, એ ભેદે કરીને તે કૃમિઓ બે પ્રકારના થાય છે. ૧ યૂકા બાહ્યકૃમિ અને ૨ લિખ્યા બાહ્યકૃમિ. એ બે જાતના કૃમિઓ, દેહની બહારના ભાગપર ઉત્પન્ન થવાથી બાહ્યકૃમિ કહેવાય છે. તેમ બીજા કૃમિઓ, દેહની અન્દરના ભાગમાં પેદા થવાથી આભ્યન્તર કૃમિ કહેવાય છે. તે આભ્યન્તરકૃમિઓના ભેદો કહું છું:—૩ હૃદયાદક, ૪ અન્ત્રાદ, ૫ ઉદરાવેષ્ટ, ૬ ચુરુ, ૭ મહાગુહ, ૮ સુગન્ધ અને ૯ દર્ભકુસુમ, આ સાત જાતના કૃમિઓ કફથી થનારા છે. ૧૦ માતર, ૧૧ સૌરસ, ૧૨ લોમવિધ્વંસ, ૧૩ રોમદ્વીપ, ૧૪ ઉદુમ્બર અને ૧૫ કેશાદ, આ ૭ જાતના કૃમિઓ લોહીથી થનારા છે. ૧૬ મકેરુક, ૧૭ લેલિહ, ૧૮ મલૂન, ૧૯ સૌસુરાદ અને ૨૦ કકેરુક, આ પાંચ જાતના કૃમિઓ મલથી થનારા છે. વળી ૨૧ સ્નાયુક, નામનો એક કૃમિ કફરક્તથી થનારો છે. બીજા કેટલાક કૃમિઓ વ્રણની અન્દર થાય છે, તે ભયંકર અને બહારથી થનારા જાણવા.

पाण्डुरोगाश्च पंच स्युर्वातपित्तकफैस्त्रिधा॥१८॥त्रिदोषैर्मृत्तिकाभिश्च

પાણ્ડુ — પાંચ પ્રકારના પાણ્ડુના ભેદોઃ—૧ વાતપાણ્ડુ, ૨ પિત્તપાણ્ડુ, ૩ કફપાણ્ડુ, ૪ ત્રિદોષ પાણ્ડુ અને ૫ મૃત્તિકાપાણ્ડુ.

કામલા

तथैका कामला स्मृता ॥ કામલા નામે એક જાતનો રોગ છે

કુમ્ભકામલા

स्यात् कुम्भकामला चैका

કુમ્ભકામલા નામે કામલાની જાતનો એક રોગ છે.

હલીમક

तथैकं च हलीमकं ॥ १९ ॥

હલીમક નામે પાણ્ડુની જાતનો એક રોગ છે.

રક્તપિત્ત

रक्तपित्तं त्रिधा प्रोक्तमूर्ध्वगं कफसंभवं ॥
अधोगं मारुतं ज्ञेयं तद्द्वयेन द्विमार्गगम् ॥ २० ॥

ત્રણ પ્રકારના રક્તપિત્તના ભેદો છેઃ—કફથી થયેલ ૧ ઉર્ધ્વગરક્તપિત્ત, વાયુથી થયેલ ૨ અધોગરક્તપિત્ત અને કફવાતથી થયેલ ૩ દ્વિમાર્ગગરક્તપિત્ત.

કાસ

कासाः पंच समुद्दिष्टास्ते त्रयस्तु त्रिभिर्मलैः ॥
उरःक्षताच्चतुर्थः स्यात्क्षयाद्धातोश्च पंचमः ॥ २१ ॥

પાંચ પ્રકારના કાસના ભેદોઃ—૧ વાતકાસ, ૨ પિત્તકાસ, ૩ કફકાસ, ૪ ઉરઃક્ષતકાસ અને ૫ ધાતુક્ષયકાસ.

ક્ષય

क्षयाः पंचैव विज्ञेयास्त्रिभिर्दोषैस्त्रयश्च ते ॥
चतुर्थः सन्निपातेन पंचमः स्यादुरःक्षतात् ॥ २२ ॥

પાંચ પ્રકારના ક્ષયના ભેદોઃ—૧ વાતક્ષય, ૨ પિત્તક્ષય, ૩ કફક્ષય, ૪ સન્નિપાતક્ષય અને ૫ ઉરઃક્ષતક્ષય.

શોષ

शोषाः स्युः षट् प्रकारेण स्त्रीप्रसंगाच्छुचो व्रणात् ॥
अध्वश्रमाच्च व्यायामाद्वार्धक्यादपि जायते ॥ २३ ॥

છ પ્રકારના શોષના ભેદોઃ—૧ સ્ત્રીપ્રસંગશોષ, ૨ શોકશોષ, ૩ વ્રણશોષ, ૪ અધ્વ શ્રમશોષ, ૫ વ્યાયામશોષ અને ૬ વાર્ધક્ય (જરા, ઘડપણ) શોષ.

શ્વાસ

श्वासाश्च पंच विज्ञेयाः क्षुद्रः स्यात्तमकस्तथा ॥
ऊर्ध्वश्वासो महाश्वासश्छिन्नश्वासश्च पंचमः ॥ २४ ॥

પાંચ પ્રકારના શ્વાસના ભેદોઃ—૧ ક્ષુદ્રશ્વાસ, ૨ તમકશ્વાસ. ૩ ઊર્ધ્વશ્વાસ, ૪ મહાશ્વાસ અને ૫ છિન્નશ્વાસ.

હિક્કા

कथिताः पंच हिक्कास्तु तासु क्षुद्राऽन्नजा तथा ॥
गम्भीरा यमला चैव महती पंचमीति च ॥ २५ ॥

પાંચ પ્રકારના હિક્કાના ભેદોઃ—૧ ક્ષુદ્રાહિક્કા, ૨ અન્નજાહિક્કા, ૩ ગમ્ભીરાહિક્કા, ૪ યમલાહિક્કા અને ૫ મહતીહિક્કા.

જઠરાગ્નિવિકાર

चत्वारोऽग्निविकाराः स्युर्विषमो वातसम्भवः ॥
तीक्ष्णः पित्तात्कफान्मन्दो भस्मको वातपित्तकः ॥ २६ ॥

ચાર પ્રકારના જઠરાગ્નિવિકારના ભેદોઃ—૧ વાતદોષથી થયેલ વિષમાગ્નિ, ૨ પિત્તદોષથી થયેલ તીક્ષ્ણાગ્નિ, ૩ કફદોષથી થયેલ મન્દાગ્નિ અને ૪ વાતપિત્ત દોષથી થયેલ ભસ્મકાગ્નિ.

**અરોચક**

पंचैवारोचका ज्ञेया वातपित्तकफैस्त्रिधा ॥ सन्निपातान्मनस्तापात

પાંચ પ્રકારના અરોચકના ભેદોઃ—૧ વાતારોચક, ૨ પિત્તારોચક ૩ કફારોચક, ૪ સન્નિપાતારોચક અને ૫ મનસ્તાપારોચક.

**છર્દિ**

छर्द्दयः सप्तधा मताः ॥ त्रिभिर्दोषैः पृथक्तिस्रः कृमिभिः सन्निपाततः॥
घृणया च तथा स्त्रीणां गर्भाधानाच्च जायते ॥ २८ ॥

સાત પ્રકારના છર્દિના ભેદોઃ—૧ વાતછર્દિ ૨ પિત્તછર્દિ, ૩ કફછર્દિ, ૪ કૃમિછર્દિ, ૫ સન્નિપાતછર્દિ, ૬ ઘૃણછર્દિ અને ૭ ગર્ભાધાનછર્દિ.

**સ્વરભેદ**

स्वरभेदाः षडेव स्युर्वातपित्तकफैस्त्रयः ॥
मेदसा सन्निपातेन क्षयात् षष्ठः प्रकीर्तितः ॥ २९ ॥

છ પ્રકારના સ્વરના ભેદોઃ—૧ વાતસ્વરભેદ, ૨ પિત્તસ્વરભેદ, ૩ કફસ્વરભેદ ૪ મેદસ્વરભેદ, ૫ સન્નિપાતસ્વરભેદ અને ૬ ક્ષયસ્વરભેદ.

**તૃષ્ણા**

तृष्णा च षड्विधा प्रोक्ता वातात्पित्तात्कफादपि ॥
त्रिदोषैरुपसर्गेण क्षयाद्धातोश्च षष्ठिका ॥ ३० ॥

છ પ્રકારના તૃષ્ણાના ભેદોઃ—૧ વાતતૃષ્ણા, ૨ પિત્તતૃષ્ણા, ૩ કફતૃષ્ણા, ૪ ત્રિદોષતૃષ્ણા, ૫ ઉપસર્ગજ તૃષ્ણા અને ૬ ધાતુક્ષયતૃષ્ણા.

**મૂર્છા**

मूर्च्छा चतुर्विधा ज्ञेया वातपित्तकफैः पृथक् ॥ चतुर्थी सन्निपातेन

ચાર પ્રકારના મૂર્છાના ભેદોઃ—૧ વાતમૂર્છા, ૨ પિત્તમૂર્છા, ૩ કફમૂર્છા અને ૪ સન્નિપાતમૂર્છા.

**ભ્રમ**

तथैकश्च भ्रमः स्मृतः ॥ ३१ ॥ ૧ ભ્રમ રોગ, એક જાતનો છે.

**નિદ્રા, તન્દ્રા, સન્નયાસ અને ગ્લાનિ**

निद्रा तन्द्रा च सन्न्यासो ग्लानिश्चैकैकशः स्मृतः ॥

નિદ્રા, તન્દ્રા, સન્નયાસ અને ગ્લાનિ એ દરેક રોગ પણ એક એક જાતનો છે.

**મદ**

मदाः सप्त समाख्याता वातपित्तकफैस्त्रयः ॥ ३२ ॥
त्रिदोषैरसृजा मद्याद्विषादपि च सप्तमः ॥

સાત પ્રકારના મદના ભેદોઃ—૧ વાતમદ, ૨ પિત્તમદ, ૩ કફમદ, ૪ ત્રિદોષમદ, ૫ રક્તમદ, ૬ મદ્યમદ અને ૭ વિષમદ.

**મદાત્યય**

मदात्ययश्चतुर्धा स्यात् वातात्पित्तात्कफादपि ॥ ३३ ॥
त्रिदोषैरपि विज्ञेय एकः परमदस्तथा ॥
पानाजीर्णं तथा चैकं तथैकः पानविभ्रमः ॥ ३४ ॥ पानात्ययस्तथा चैको

ચાર પ્રકારના મદાત્યયના ભેદોઃ—૧ વાતમદાત્યય, ૨ પિત્તમદાત્યય, ૩ કફમદાત્યય, અને ૪ ત્રિદોષમદાત્યય. અન્ય ભેદોઃ—૧ પરમદ, ૨ પાનાજીર્ણ, ૩ પાનવિભ્રમ અને ૪ પાનાત્યય.

**દાહ**

दाहाः सप्त मतास्तथा ॥ रक्तपित्तात्तथा रक्तात्तृष्णायाः पित्ततस्तथा ॥
धातुक्षयान्मर्मघाताद्रक्तपूर्णोदरादपि ॥

સાત પ્રકારના દાહના ભેદો:–૧ રક્તપિત્તજદાહ, ૨ રક્તજદાહ, ૩ તૃષ્ણાનિરોધજદાહ, ૪ પિત્તજદાહ, ૫ ધાતુક્ષયજદાહ, ૬ મર્મઘાતજદાહ અને ૭ રક્તપૂર્ણોદરજદાહ.

ઉન્માદ

उन्मादाः षट् समाख्यातास्त्रिभिर्दोषैस्त्रयश्च ते ॥ ३६ ॥
सन्निपाताद्विषाज्ज्ञेयः षष्ठो दुःखेन चेतसः ॥

૭ પ્રકારના ઉન્માદના ભેદો: ૧ વાતોન્માદ, ૨ પિત્તોન્માદ, ૩ કફોન્માદ, ૪ સન્નિપાતોન્માદ, ૫ વિષોન્માદ અને ૬ માનસદુ:ખોન્માદ.

ભૂતોન્માદ

भूतोन्मादा विंशतिः स्युस्ते देवाद्दानवादपि ॥ ३७ ॥
गन्धर्वात् किन्नरात् यक्षात् पितृभ्यो गुरुशापतः ॥
प्रेताच्च गुह्यकात् वृद्धात् सिद्धात् भूतात् पिशाचतः ॥ ३८ ॥
जलादिदेवतायाश्च नागाच्च ब्रह्मराक्षसात् ॥ राक्षसादपि कूष्मांडात्कृत्यावेतालयोरपि ॥३९॥

વીશ પ્રકારના ભૂતોન્માદના ભેદો:–૧ દેવોન્માદ, ૨ દાનવોન્માદ, ૩ ગન્ધર્વોન્માદ, ૪ કિન્નરોન્માદ, ૫ યક્ષોન્માદ, ૬ પિતૃઉન્માદ, ૭ ગુરુશાપોન્માદ, ૮ પ્રેતોન્માદ, ૯ ગુહ્યકોન્માદ, ૧૦ વૃદ્ધશાપોન્માદ, ૧૧ સિદ્ધશાપોન્માદ, ૧૨ ભૂતોન્માદ, ૧૩ પિશાચોન્માદ, ૧૪ જલાદિદેવતોન્માદ. ૧૫ નાગોન્માદ, ૧૬ બ્રહ્મરાક્ષસોન્માદ, ૧૭ રાક્ષસોન્માદ, ૧૮ કૂષ્માણ્ડોન્માદ, ૧૯ કૃત્યોન્માદ અને ૨૦ વેતાલોન્માદ.

અપસ્માર

अपस्मारश्चतुर्धा स्यात् समीरात्पित्ततस्तथा ॥
श्लेष्मणोऽपि तृतीयः स्याच्चतुर्थः सन्निपाततः ॥ ४० ॥

ચાર પ્રકારના અપસ્મારના ભેદો:–૧ વાતાપસ્માર, ૨ પિત્તાપસ્માર, ૩ કફાપસ્માર અને ૪ સન્નિપાતાપસ્માર.

આમવાત

चत्वारश्चामवाताः स्युर्वातपित्तकफैस्त्रिधा ॥ चतुर्थः सन्निपाताच्च

ચાર પ્રકારના આમવાતના ભેદો:–૧ વાતામવાત, ૨ પિત્તામવાત, ૩ કફામવાત અને ૪ સન્નિપાતામવાત.

શૂલ

शूलान्यष्टौ बुधा जगुः ॥४१॥ पृथक्दोषैस्त्रिधा द्वंद्वभेदेन त्रिविधान्यपि ॥ आमेन सप्तमं प्रोक्तं सन्निपातेन चाष्टमं ॥ ४२ ॥

આઠ પ્રકારના શૂલના ભેદો:–૧ વાતશૂલ, ૨ પિત્તશૂલ, ૩ કફશૂલ, ૪ વાતપિત્તશૂલ, ૫ વાતકફશૂલ, ૬ પિત્તકફશૂલ, ૭ આમશૂલ અને ૮ સન્નિપાતશૂલ.

પરિણામશૂલ

परिणामभवं शूलमष्टधा परिकीर्तितं ॥
मलैर्यैः शूलसंख्या स्यात्तैरेवं परिणामजम् ॥ ४३ ॥

આઠ પ્રકારના પરિણામશૂલના ભેદો:–૧ નાતપરિણામશૂલ, ૨ પિત્તપરિણામશૂલ, ૩ કફપરિણામશૂલ, ૪ વાતપિત્તપરિણામશૂલ, ૫ વાતકફપરિણામશૂલ, ૬ ધિત્તકફપરિણામશૂલ, ૭ આમપરિણામશૂલ અને ૮ સન્નિપાતપરિણામશૂલ.

અન્નદ્રવશૂલ

अन्नद्रवभवं शूलं जरत्पित्तभवं तथा ॥ एकैकं गणितं सुज्ञैः
અન્નદ્રવશૂલ એક પ્રકારનું છે.

જ્વરપિત્તશૂલ — જ્વરપિત્તશૂલ પણ એક પ્રકારનું જ છે.

ઉદાવર્ત — उदावर्तास्त्रयोदश। एकः क्षुन्निग्रहात्प्रोक्तस्तृष्णारोधात् द्वितीयकः॥ निद्राघातात्तृतीयः स्याच्चतुर्थः श्वासनिग्रहात् ॥ ४५ ॥
छर्दिरोधात्पंचमः स्यात्षष्ठः क्षवथुनिग्रहात् ॥ जृम्भारोधात्सप्तमः स्यादुद्गारग्रहतोऽष्टमः ॥ ४६ ॥
नवमः स्यादश्रुरोधाद्दशमः शुक्रधारणात् ॥ मूत्ररोधान्मलस्यापि रोधाद्वातविनिग्रहात् ॥ ४७ ॥
उदावर्तास्त्रयश्चैते घोरोपद्रवकारकाः ॥

તેર પ્રકારના ઉદાવર્તના ભેદોઃ—૧ ક્ષુન્નિરોધજ, ૨ તૃષ્ણાનિરોધજ, ૩ નિદ્રાનિરોધજ, ૪ શ્વાસનિરોધજ, ૫ છર્દિનિરોધજ, ૬ ક્ષવથુનિરોધજ, ૭ જૃમ્ભાનિરોધજ, ૮ ઉદ્ગારનિરોધજ, ૯ અશ્રુનિરોધજ, ૧૦ શુક્રનિરોધજ, ૧૧ મૂત્રનિરોધજ, ૧૨ મલનિરોધજ અને ૧૩ વાતનિરોધજ; આ તેર જાતના ઉદાવર્ત રોગમાંના છેલ્લા ૧૧ મૂત્રનિરોધજ, ૧૨ મલનિરોધજ અને ૧૩ વાતનિરોધજ, એ ત્રણે, ઘોર ઉપદ્રવને કરનારા છે, એમ જાણવું.

આનાહ — आनाहो द्विविधः प्रोक्त एकः पक्वाशयोद्भवः ॥ ४८ ॥
आमाशयोद्भवश्चान्यः प्रत्यानाहः स कथ्यते ॥

બે પ્રકારના આનાહના ભેદોઃ—૧ પક્વાશયની અન્દર થનારો મલજ આનાહ અને ૨ આમાશયની અન્દર થનારો આમજ આનાહ–પ્રત્યાનાહ.

ઉરોગ્રહ — उरोग्रहस्तथा चैको — ઉરોગ્રહ રોગ એક પ્રકારનો જ છે.

હૃદ્રોગ — हृद्रोगाः पंच कीर्तिताः ॥ ४९ ॥
वातादिभिस्त्रयः प्रोक्ताश्चतुर्थः सन्निपाततः ॥ पंचमः कृमिसंजातः

પાંચ પ્રકારના હૃદ્રોગના ભેદોઃ—૧ વાતહૃદ્રોગ, ૨ પિત્તહૃદ્રોગ, ૩ કફહૃદ્રોગ, ૪ સન્નિપાતહૃદ્રોગ અને ૫ કૃમિજહૃદ્રોગ.

ઉદર — तथाऽष्टावुदराणि च ॥ ५० ॥ वातात्पित्तात्कफात् त्रीणि त्रिदोषेभ्यो जलादपि ॥ प्लीहः क्षताद्बद्धगुदादष्टमं परिकीर्तितम् ॥ ५१ ॥

આઠ પ્રકારના ઉદરના ભેદોઃ—૧ વાતોદર, ૨ પિત્તોદર, ૩ કફોદર, ૪ ત્રિદોષોદર, ૫ જલોદર, ૬ પ્લીહોદર, ૭ ક્ષતોદર અને ૮ બદ્ધગુદોદર.

ગુલ્મરોગ — गुल्मास्त्वष्टौ समाख्याता वातपित्तकफैस्त्रयः ॥
द्वंद्वभेदात् त्रयः प्रोक्ताः सप्तमः सन्निपाततः ॥ रक्तादष्टम आख्यातः

આઠ પ્રકારના ગુલ્મના ભેદોઃ—૧ વાતગુલ્મ, ૨ પિત્તગુલ્મ, ૩ કફગુલ્મ, ૪ વાતપિત્તગુલ્મ, ૫ વાતકફગુલ્મ, ૬ પિત્તકફગુલ્મ, ૭ સન્નિપાતગુલ્મ અને ૮ રક્તગુલ્મ.

મૂત્રાઘાત — मूत्राघातास्त्रयोदश ॥ वातकुण्डलिका पूर्वं वाताष्ठीला ततः परम् ॥५३॥
वातबस्तिस्तृतीयः स्यात् मूत्रातीतश्चतुर्थकः ॥
पंचमं मूत्रजठरं षष्ठो मूत्रक्षयः स्मृतः ॥ ५४ ॥
मूत्रोत्सर्गः सप्तमः स्यात् मूत्रग्रन्थिस्तथाऽष्टमः ॥ मूत्रशुक्रं तु नवमं विड्घातो दशमः स्मृतः ॥ ५५ ॥
मूत्रासादश्चोष्णवातो बस्तिकुण्डलिका तथा ॥ त्रयोप्येते मूत्रघाताः पृथक् घोराः प्रकीर्तिताः ॥ ५६ ॥

તેર પ્રકારનાં મૂત્રાઘાતના ભેદો:-૧ વાતકુણ્ડલિકા, ૨ વાતાષ્ઠીલા, ૩ વાતબસ્તિ, ૪ મૂત્રાતીત, ૫ મૂત્રજઠર, ૬ મૂત્રક્ષય, ૭ મૂત્રોત્સર્ગ, ૮ મૂત્રગ્રન્થિ, ૯ મૂત્રશુક્ર, ૧૦ વિડ્ઘાત, ૧૧ મૂત્રાસાદ, ૧૨ ઉષ્ણવાત અને ૧૩ બસ્તિકુણ્ડલિકા; આ તેર રોગમાંના ૧૧ મૂત્રાસાદ, ૧૨ ઉષ્ણવાત અને ૧૩ બસ્તિકુણ્ડલિકા, એ ત્રણ મૂત્રાઘાત રોગો, ભયંકર દુઃખ દેનારા છે,

મૂત્રકૃચ્છ્ર

मूत्रकृच्छ्राणि चाष्टौ स्युर्वातपित्तकफैस्त्रिधा ॥
सन्निपाताच्चतुर्थं स्यात् शुक्रकृच्छ्रं च पंचमम् ॥ ५७ ॥
विट्कृच्छ्रं षष्ठमाख्यातं घातकृच्छ्रं च सप्तमम् ॥ अष्टमं चाश्मरीकृच्छ्रं

આઠ પ્રકારના મૂત્રકૃચ્છ્રના ભેદો:-૧ વાતમૂત્રકૃચ્છ્ર, ૨ પિત્તમૂત્રકૃચ્છ્ર, ૩ કફમૂત્રકૃચ્છ્ર, ૪ સન્નિપાતમૂત્રકૃચ્છ્ર, ૫ શુક્રમૂત્રકૃચ્છ્ર, ૬ વિડ્મૂત્રકૃચ્છ્ર, ૭ ઘાતજમૂત્રકૃચ્છ્ર અને ૮ અશ્મરીમૂત્રકૃચ્છ્ર.

અશ્મરી

चतुर्धा चाश्मरी मता ॥५८॥ वातात् पित्तात्कफाच्छुक्रात्

ચાર પ્રકારના અશ્મરીના ભેદો:-૧ વાતાશ્મરી, ૨ પિત્તાશ્મરી, ૩ કફાશ્મરી અને ૪ શુક્રાશ્મરી.

મેહ

तथा मेहाश्च विंशतिः ॥ इक्षुमेहः सुरामेहः पिष्टमेहश्च सान्द्रकः ॥५९॥
शुक्रमेहोदकाख्यौ च लालामेहश्च शीतकः ॥
सिकताह्वः शनैर्मेहो दशैते कफसम्भवाः ॥ ६० ॥
मंजिष्ठाख्यो हरिद्राह्वो नीलमेहश्च रक्तकः ॥ कृष्णमेहः क्षारमेहः षडैते पित्तसम्भवाः ॥ ६१ ॥
हस्तिमेहो वसामेहो मज्जामेहो मधुप्रभः ॥ चत्वारो वातजा मेहा इति मेहाश्च विंशतिः ॥ ६२ ॥

વીશ પ્રકારના મેહના ભેદો:-કફથી થનારા દશ જાતના મેહો:-૧ ઇક્ષુમેહ, ૨ સુરામેહ, ૩ પિષ્ટમેહ, ૪ સાન્દ્રમેહ, ૫ શુક્રમેહ, ૬ ઉદકમેહ, ૭ લાલામેહ, ૮ શીતમેહ, ૯ સિક્તામેહ અને ૧૦ શનૈર્મેહ. પિત્તથી થનારા છ જાતના મેહો:-૧૧ મંજિષ્ઠામેહ, ૧૨ હરિદ્રામેહ, ૧૩ નીલમેહ, ૧૪ રક્તમેહ, ૧૫ કૃષ્ણમેહ અને ૧૬ ક્ષારમેહ તથા કફથી થનારા ચાર જાતના મેહો:-૧૭ હસ્તિમેહ, ૧૮ વસામેહ, ૧૯ મજ્જામેહ અને ૨૦ મધુમેહ.

સોમરોગ

सोमरोगस्तथा चैकः સોમરોગ એક પ્રકારનો જ થાય છે.

પ્રમેહ પિટિકા

प्रमेहपिटिका दश ॥
शराविका कच्छपिका पुत्रिणी विनताऽलजी ॥ ६३ ॥
मसूरिका सर्षपिका जालिनी च विदारिका ॥ विद्रधिश्च दशैता स्युः पिटिका मेहसम्भवाः ॥ ६४ ॥

દશ પ્રકારના પ્રમેહપિટિકાના ભેદો:-૧ શરાવિકા, ૨ કચ્છપિકા, ૩ પુત્રિણી, ૪ વિનતા, ૫ અલજી, ૬ મસૂરિકા, ૭ સર્ષપિકા, ૮ જાલિની, ૯ વિદારિકા અને ૧૦ વિદ્રધિ.

મેદોરોગ

मेदोदोषस्तथा चैकः મેદોરોગ એક પ્રકારનો જ થાય છે.

શોથભેદ

शोथरोगा नव स्मृताः ॥ दोषैः पृथक् द्वयैः सर्वैरभिघाताद्विषादपि

નવ પ્રકારના શોથના ભેદો:-૧ વાતશોથ, ૨ પિત્તશોથ, ૩ કફશોથ, ૪ વાતપિત્તશોથ, ૫ વાતકફશોથ, ૬ પિત્તકફશોથ, ૭ ત્રિદોષશોથ, ૮ અભિઘાતશોથ અને ૯ વિષશોથ.

વૃદ્ધિરોગ

वृद्धयः सप्त गदिता वातात्पित्तात्कफेन च ॥
रक्तेन मेदसा मूत्रादंत्रवृद्धिश्च सप्तमी ॥ ६६ ॥

સાત પ્રકારના વૃદ્ધિના ભેદોઃ—૧ વાતવૃદ્ધિ, ૨ પિત્તવૃદ્ધિ, ૩ કફવૃદ્ધિ, ૪ રક્તવૃદ્ધિ, ૫ મેદોવૃદ્ધિ, ૬ મૂત્રવૃદ્ધિ અને ૭ અન્ત્રવૃદ્ધિ.

અણ્ડવૃદ્ધિ

वायुर्वंक्षणतः प्राप्य मुष्कौ मुष्कधराः शिराः ॥
प्रपीड्य वृद्धिं कुरुते मुष्कयोः सकुरण्डकः ॥ १ ॥ (અંજનનિદાન)

વાયુ, સાથળ અને પેટની સન્ધિમાં જઈ વૃષણ અને વૃષણવાહિની શિરાને પીડા આપીને મોટાં કરે છે, તેથી તે કુરણ્ડક કહેવાય છે. વળી अण्डवृद्धिस्तथा चैकः આ પાઠપરથી અણ્ડવૃદ્ધિ (કુરણ્ડક) રોગ, એક પ્રકારનો જ થાય છે.

વર્ધ્મવૃદ્ધિ

वर्ध्मवृद्धिस्तथा चैकः વર્ધ્મવૃદ્ધિ રોગ એક પ્રકારનો જ થાય છે.

ગણ્ડમાલા ગ્રન્થિ

तथैका गण्डमालिका ॥
ગણ્ડમાલા ગ્રન્થિ રોગ એક પ્રકારનો જ થાય છે.

ગલગણ્ડ ગ્રન્થિ

गण्डापचीति चैका स्यात्
ગલગણ્ડ રોગ એક પ્રકારનો જ થાય છે.

અપચી ગ્રન્થિ

અપચી ગ્રન્થિ રોગ એક પ્રકારનો જ થાય છે.

ગ્રન્થિ

ग्रन्थयो नवधा मताः ॥ ६७ ॥
त्रिभिर्दोषैस्त्रयो रक्तात् शिराभिर्मेदसो व्रणात् ॥ अस्थ्ना मांसेन नवमः

નવ પ્રકારના ગ્રન્થિના ભેદોઃ—૧ વાતગ્રન્થિ, ૨ પિત્તગ્રન્થિ, ૩ કફગ્રન્થિ, ૪ રક્તગ્રન્થિ, ૫ શિરાગ્રન્થિ, ૬ મેદોગ્રન્થિ, ૭ વ્રણગ્રન્થિ, ૮ અસ્થિગ્રન્થિ અને ૯ માંસગ્રન્થિ.

અર્બુદ

षड्विधं स्यात्तथार्बुदम् ॥
वातात्पित्तात्कफाद्रक्तात् मांसादपि च मेदसः ॥

૭ પ્રકારના અર્બુદગ્રન્થિના ભેદોઃ—૧ વાતાર્બુદગ્રન્થિ, ૨ પિતાર્બુદગ્રન્થિ, ૩ કફાર્બુદ ગ્રન્થિ, ૪ રકતાર્બુદગ્રન્થિ, ૫ માંસાર્બુદગ્રન્થિ અને ૬ મેદોર્બુદગ્રન્થિ.

શ્લીપદરોગ

श्लीपदं च त्रिधा प्रोक्तं वातात्पित्तात्कफादपि ॥ ६९ ॥

ત્રણ પ્રકારના શ્લીપદના ભેદોઃ ૧ વાતજશ્લીપદ, ૨ પિત્તજશ્લીપદ અને ૩ કફજશ્લીપદ.

વિદ્રધિ

विद्रधिः षड्विधः ख्यातो वातपित्तकफैस्त्रयः॥ रक्तात्क्षतात्त्रिदोषैः

૭ પ્રકારના વિદ્રધિના ભેદોઃ—૧ વાતવિદ્રધિ, ૨ પિત્ત વિદ્રધિ, ૩ કફવિદ્રધિ, ૪ રક્તવિદ્રધિ, ૫ ક્ષતવિદ્રધિ અને ૬ ત્રિદોષવિદ્રધિ.

---

૧ "અણ્ડવૃદ્ધિસ્તથા ચૈકઃ" આ પાઠને બદલે ઉપલો અંજનનિદાનનો શ્લોક લીધો છે, અને બીજી પ્રતોમાં પણ આ જ પાઠ છે. ૨ બદનું વર્ણન લખવા માટે જ "વર્ધ્મવૃદ્ધિસ્તથા ચૈકઃ" એ પદ, "અણ્ડ વૃદ્ધિસ્તથા ચૈકઃ" પદ કાઢીને નવું લખ્યું છે.

**વ્રણરોગ** श्च व्रणाः पंचदशोदिताः॥

तेषां चतुर्धा भेदः स्यादागन्तुर्देहजस्तथा ॥ शुद्धो दुष्टश्च विज्ञेयस्तत्संख्या कथ्यते पृथक् ॥ ७१ ॥
वातव्रणः पित्तजश्च कफजो रक्तजो व्रणः ॥ वातपित्तभवश्चान्यो वातश्लेष्मभवस्तथा ॥ ७२ ॥
तथा पित्तकफाभ्यां च सन्निपातेन चाष्टमः ॥ नवमो वातरक्तेन दशमो रक्तपित्ततः ॥ ७३ ॥
श्लेष्मरक्तभवश्चान्यो वातपित्तासृगुद्भवः ॥ वातश्लेष्मासृगुत्पन्नः पित्तश्लेष्मास्रसंभवः ॥ ७४ ॥
सन्निपातासृगुद्भूत इति पंचदश व्रणाः ॥

પન્નર પ્રકારના વ્રણના ભેદોઃ—૧ આગન્તુકવ્રણ, ૨ દેહજવ્રણ, ૩ શુદ્ધવ્રણ અને ૪ દુષ્ટવ્રણ. એ ચાર જાતના દરેકના પન્નર ભેદોનાં નામોઃ—૧ વાતવ્રણ, ૨ પિત્તવ્રણ, ૩ કફવ્રણ, ૪ રક્તવ્રણ, ૫ વાતપિત્તવ્રણ, ૬ વાતકફવ્રણ, ૭ પિત્તકફવ્રણ, ૮ સન્નિપાતવ્રણ, ૯ વાતરક્તવ્રણ, ૧૦ પિત્તરક્તવ્રણ, ૧૧ કફરક્તવ્રણ, ૧૨ વાતપિત્તરક્તવ્રણ, ૧૩ વાતકફરક્તવ્રણ, ૧૪ પિત્તકફરક્તવ્રણ અને ૧૫ સન્નિપાતરક્તવ્રણ.

**સદ્યોવ્રણ** सद्योव्रणस्त्वष्टधा स्यादवक्लृप्तविलम्बितौ ॥ ७५ ॥
छिन्नभिन्नविदलिता घृष्टविद्धनिपातिताः ॥

આઠ પ્રકારના સદ્યોવ્રણના ભેદોઃ—૧ અવક્લૃપ્ત, ૨ વિલમ્બિત, ૩ છિન્ન, ૪ ભિન્ન, ૫ વિદલિત, ૬ ઘૃષ્ટ, ૭ વિદ્ધ અને ૮ નિપાતિત.

**કોષ્ઠભેદ** कोष्ठभेदो द्विधा प्रोक्तः छिन्नांत्रो निस्सृतांत्रकः ॥ ७६ ॥
બે જાતના કોષ્ઠના ભેદોઃ—૧ છિન્નાંત્રક અને ૨ નિસ્સૃતાંત્રક.

**અસ્થિભંગભેદ** अस्थिभंगोऽष्टधा प्रोक्तो भग्नपृष्ठविदारितौ ॥ विवर्तितश्च विश्लिष्टः तिर्यक्क्षिप्तस्त्वधोगतः ॥ ७७ ॥ ऊर्ध्वगः सन्धिभंगश्च

આઠ જાતના અસ્થિભંગના ભેદોઃ—૧ ભગ્નપૃષ્ઠ, ૨ વિદારિત, ૩ વિવર્તિત, ૪ વિશ્લિષ્ટ, ૫ તિર્યક્ક્ષિપ્ત, ૬ અધોગત, ૭ ઉર્ધ્વગ અને ૮ સન્ધિભંગ.

**વહ્નિદગ્ધ** वह्निदग्धश्चतुर्विधः॥ प्लुष्टोऽतिदग्धो दुर्दग्धः सम्यग्दग्धश्च कीर्तितः॥
ચાર પ્રકારના વહ્નિદગ્ધના ભેદોઃ—૧ પ્લુષ્ટ, ૨ અતિદગ્ધ, ૩ દુર્દગ્ધ અને ૪ સમ્યગ્દગ્ધ.

**નાડીવ્રણ** नाड्यः पंच समाख्याता वातपित्तकफैस्त्रिधा ॥ त्रिदोषैरपिशल्येन
પાંચ જાતના નાડીવ્રણના ભેદોઃ—૧ વાતનાડીવ્રણ, ૨ પિત્તનાડીવ્રણ, ૩ કફનાડીવ્રણ, ૪ સન્નિપાતનાડીવ્રણ અને ૫ શલ્યનાડીવ્રણ.

**ભગન્દર** तथाऽष्टौ स्युर्भगन्दराः॥ ७९ ॥ शतपोनस्तु पवनादुष्ट्रग्रीवश्च पित्ततः॥
परिस्रावी कफाज्ज्ञेय ऋजुर्वातकफोद्भवः ॥ ८० ॥
परिक्षेपी मरुत्पित्तादर्शोजः कफपित्ततः ॥ आगन्तुजातश्चोन्मार्गी शंखावर्तस्त्रिदोषजः ॥ ८१ ॥

આઠ જાતના ભગન્દરના ભેદોઃ—૧ વાયુથી થનારું શતપોનક, ૨ પિત્તથી થનારુ ઉષ્ટ્રગ્રીવ, ૩ કફથી થનારું પરિસ્રાવી, ૪ વાતકફથી થનારું ઋજુ, ૫ વાતપિત્તથી થનારું પરિ

ક્ષેપી, ૬ કફપિત્તથી થનારું અર્શોજ, ૭ આગન્તુક ક્ષતમાંથી થનારું ઉન્માર્ગી અને ૮ ત્રિદોષમાંથી થનારું શંખાવર્ત.

ઉપદંશ

मेढ्रे पंचोपदंशाः स्युर्वातपित्तकफैस्त्रिधा ॥ सन्निपातेन रक्ताच्च

પાંચ જાતના ઉપદંશના ભેદોઃ—૧ વાતોપદંશ, ૨ પિત્તોપદંશ, ૩ કફોપદંશ, ૪ સન્નિપાતોપદંશ અને ૫ રક્તોપદંશ.

શૂક

मेढ्रे शूकामयास्तथा ॥ ८२ ॥ चतुर्विंशतिराख्याता लिंगार्शो ग्रथितं तथा ॥ निवृत्तमवमन्थश्च मृदितं शतपोनकः ॥ ८३ ॥
अष्ठीलिका सर्षपिका त्वक्पाकश्चावपाटिका ॥ मांसपाकः स्पर्शहानिर्निरुद्धमणिरुत्तमा ॥ ८४ ॥
मांसार्बुदं पुष्करिका सम्मूढपिटिकाऽलजी ॥ रक्तार्बुदं विद्रधिश्च कुंभिका तिलकालकः ॥ ८५ ॥
निरुद्धप्रकशः प्रोक्तस्तथैव परिवर्तिका ॥

ચોવીશ જાતના શૂકના ભેદોઃ—૧ લિંગાર્શ, ૨ ગ્રથિત, ૩ નિવૃત્ત, ૪ અવમન્થ, ૫ મૃદિત, ૬ શતપોનક, ૭ અષ્ઠીલિકા, ૮ સર્ષપિકા, ૯ ત્વક્પાક, ૧૦ અવપાટિકા, ૧૧ માંસપાક, ૧૨ સ્પર્શહાનિ, ૧૩ નિરુદ્ધમણિ, ૧૪ ઉત્તમા, ૧૫ માંસાર્બુ, ૧૬ પુષ્કરિકા, ૧૭ સમ્મૂઢપિટિકા, ૧૮ અલજી, ૧૯ રક્તાર્બુદ, ૨૦ વિદ્રધિ, ૨૧ કુમ્ભિકા, ૨૨ તિલકાલક, ૨૩ નિરુદ્ધપ્રકશ અને ૨૪ પરિવર્તિકા.

કુષ્ઠ

कुष्ठान्यष्टादशोक्तानि* वातात्कापालिकं भवेत् ॥८६॥
पित्तेनौदुम्बरं प्रोक्तं कफान्मण्डलचर्चिके ॥
मरुत्पित्तादृष्यजिह्वं श्लेष्मवाताद्विपादिका ॥ ८७ ॥ तथा सिध्मैककुष्ठं च किटिभं चालसं तथा ॥
कफपित्तात्पुनर्दद्रुः पामा विस्फोटकं तथा ॥ ८८ ॥ महाकुष्ठं चर्मदलं पुण्डरीकं शतारुकं ॥
त्रिदोषैः काकणं ज्ञेयं तथान्यत् श्वित्रसंज्ञितम् ॥ ८९ ॥ तथा वातेन पित्तेन श्लेष्मणा च त्रिधा भवेत् ॥

અઢાર જાતના કુષ્ઠના ભેદોઃ—૧ વાયુથી કાપાલિક કોઢ થાય છે; ૨ વાતપિત્તથી ઔદુમ્બર કોઢ થાય છે; ૩ કફથી મણ્ડલ અને ચર્ચિકા કોઢ થાય છે; ૪ વાતપિત્તથી ઋષ્યજિહ્વ કોઢ થાય છે; ૫ કફવાતથી વિપાદિકા, ૬ સિધ્મ, ૭ એકકુષ્ઠ,[1] ૮ કિટિભ અને ૯ અલસક કોઢ થાય છે; ૧૦ કફપિત્તથી દદ્રૂ, ૧૧ પામા, ૧૨ વિસ્ફોટક, ૧૩ મહાકુષ્ઠ,[2] ૧૪ ચર્મદલ, ૧૫ પુણ્ડરીક અને ૧૬ શતારુક કોઢ થાય છે. ૧૭ ત્રિદોષથી કાકણ કોઢ થાય છે તથા ૧૮ વાત, પિત્ત અને કફથી શ્વિત્ર કોઢ ત્રણ પ્રકારનો થાય છે. (વાતશ્વિત્ર કોઢ રુધિરમાંથી થાય છે, પિત્તશ્વિત્ર માંસમાંથી થાય છે અને કફશ્વિત્ર મેદમાંથી થાય છે. વાગ્ભટ્ટ).

ક્ષુદ્રરોગોઃ—સામાન્ય ક્ષુદ્રરોગ

क्षुद्ररोगाः षष्टिसंख्यास्तेष्वादौ शर्करार्बुदम् ॥ ९० ॥
इन्द्रवृद्धा पनसिका विवृतांधालजी तथा ॥
वराहदंष्ट्रो वल्मीकं कच्छपी तिलकालकः ॥ ९१ ॥

(*कुष्ठान्येकोनविंशानि) ૧. ૭ મું કુષ્ઠ મોટા રૂપમાં થાય ત્યારે મહાકુષ્ઠ કહેવાય છે; તેમ જ ૨. ૧૩ મું કુષ્ઠ નાના રૂપમાંથાય ત્યારે એકકુષ્ઠ કહેવાય છે, તેથી શાર્ઙ્ગધરાચાર્યે ૧૮ કુષ્ઠ લખ્યાં છે.

गर्दभी रकसा चैव यवप्रख्या विदारिका ॥ कदरो मसकश्चैव नीलिका जालगर्दभः ॥ ९२ ॥ इरिवेल्ली जतुमणिर्गुदभ्रंशोऽग्निरोहिणी ॥ सन्निरुद्धगुदः कोठः कुनखोऽनुशयी तथा ॥ ९३ ॥ पद्मिनीकण्टकश्चिप्यमलसो मुखदूषिका॥ कक्षा वृषणकच्छुश्च गन्धः पाषाणगर्दभः ॥९४॥ राजिका च

ચોત્રીસ જાતના સામાન્ય ક્ષુદ્રરોગના ભેદો:–૧ શર્કરાર્બુદ, ૨ ઇન્દ્રવૃદ્ધા, ૩ પનસિકા, ૪ વિવૃતા, ૫ અન્ધાલજી, ૬ વરાહદંષ્ટ્ર, ૭ વલ્મીક, ૮ કચ્છપી, ૯ તિલકાલક, ૧૦ ગર્દભી, ૧૧ રકસા, ૧૨ યવપ્રખ્યા, ૧૩ વિદારિકા, ૧૪ કદર, ૧૫ મસક, ૧૬ નીલિકા, ૧૭ જાલગર્દભ, ૧૮ ઇરિવેલ્લી, ૧૯ જતુમણિ, ૨૦ ગુદભ્રંશ, ૨૧ અગ્નિરોહિણી, ૨૨ સન્નિરુદ્ધગુદ, ૨૩ કોઠ, ૨૪ કુનખ, ૨૫ અનુશયી, ૨૬ પદ્મિનીકણ્ટક, ૨૭ ચિપ્ય, ૨૮ અલસ, ૨૯ મુખ દૂષિકા, ૩૦ કક્ષા, ૩૧ વૃષણકચ્છૂ, ૩૨ ગન્ધ, ૩૩ પાષાણગર્દભ અને ૩૪ રાજિકા.

ક્ષુદ્રરોગો:–વ્યંગ ક્ષુદ્રરોગ

तथा व्यंगश्चतुर्धा परिकीर्तितः ॥
वातात्पित्तात्कफाद्रक्तादित्युक्तं व्यंगलक्षणम् ॥ ९५ ॥

ચાર જાતના વ્યંગ ક્ષુદ્રરોગના ભેદો:–૧ વાતવ્યંગ, ૨ પિત્તવ્યંગ, ૩ કફવ્યંગ અને ૪ રક્તવ્યંગ.

ક્ષુદ્રરોગો:–વિસ્ફોટ ક્ષુદ્રરોગ

विस्फोटाः क्षुद्ररोगेषु तेऽष्टधा परिकीर्तिताः ॥
पृथक्दोषैस्त्रयो द्वंद्वैस्त्रिविधाः सप्तमोऽसृजः॥९६॥अष्टमः सन्निपातेन

આઠ જાતના વિસ્ફોટ ક્ષુદ્રરોગના ભેદો:–૧ વાતવિસ્ફોટ, ૨ પિત્તવિસ્ફોટ, ૩ કફવિસ્ફોટ, ૪ વાતપિત્તવિસ્ફોટ, ૫ કફપિત્તવિસ્ફોટ, ૬ વાતકફવિસ્ફોટ, ૭ રક્તવિસ્ફોટ અને ૮ સન્નિપાતવિસ્ફોટ.

ક્ષુદ્રરોગો:–મસૂરિકા ક્ષુદ્રરોગ

क्षुद्ररुक्षु मसूरिका ॥ चतुर्दशप्रकारेण त्रिभिर्दोषैस्त्रिधा च सा ॥९७॥
द्वंद्वजा त्रिविधा प्रोक्ता सन्निपातेन सप्तमी ॥
अष्टमी त्वग्गता ज्ञेया रक्तजा नवमी स्मृता ॥ ९८ ॥
दशमी मांसजा ख्याता चतस्रोऽन्याश्चदुस्तराः ॥ मेदोस्थिमज्जाशुक्रस्थाः क्षुद्ररोगा इतीरिताः ॥ ९९ ॥

ચૌદ જાતના મસૂરિકા ક્ષુદ્રરોગના ભેદો:–૧ વાતમસૂરિકા, ૨ પિત્તમસૂરિકા, ૩ કફમસૂરિકા, ૪ વાતપિત્તમસૂરિકા, ૫ વાતકફમસૂરિકા, ૬ પિત્તકફમસૂરિકા, ૭ સન્નિપાતમસૂરિકા, ૮ ત્વગ્ગત–રસગતમસૂરિકા, ૯ રક્તગતમસૂરિકા, ૧૦ માંસગતમસૂરિકા, ૧૧ મેદોગતમસૂરિકા, ૧૨ અસ્થિતગમસૂરિકા, ૧૩ મજ્જાગતમસૂરિકા અને ૧૪ શુક્રગતમસૂરિકા. એ રીતે ચોત્રીસ જાતનો પ્રથમ કહેલો સામાન્ય ક્ષુદ્રરોગ, ચાર જાતનો વ્યંગક્ષુદ્રરોગ, આઠ જાતનો વિસ્ફોટ ક્ષુદ્રરોગ અને ચૌદ જાતનો મસૂરિકા ક્ષુદ્રરોગ મળીને સાઠ જાતનો ક્ષુદ્રરોગ થાય છે.

વિસર્પરોગ

विसर्परोगो नवधा वातपित्तकफैस्त्रिधा ॥ त्रिधा च द्वंद्वभेदेन सन्निपातेन सप्तमः ॥ १०० ॥ अष्टमो वह्निदाहेन नवमश्चाभिघातजः ॥

નવ જાતના વિસર્પના ભેદો:–૧ વાતવિસર્પ, ૨ પિત્તવિસર્પ, ૩ કફવિસર્પ, ૪ વાતપિત્તવિસર્પ, ૫ કફવાતાવસર્પ, ૬ કફપિત્તવિસર્પ, ૭ સન્નિપાતવિસર્પ, ૮ વહ્નિદાહવિસર્પ અને ૯ અભિઘાતજવિસર્પ.

ઉદર્દ

तथैकः श्लेष्मपित्ताभ्यामुदर्दः परिकीर्तितः ॥ १०१ ॥

ઉદર્દ રોગ, કફપિત્તથી થાય છે.

શીતપિત્ત

वातपित्तेन चैकस्तु शीतपित्तामयः स्मृतः ॥

શીતપિત્ત રોગ, વાતપિત્તથી થાય છે.

અમ્લપિત્ત

अम्लपित्तंत्रिधा प्रोक्तं वातेन श्लेष्मणा तथा॥तृतीयं श्लेष्मवाताभ्यां

ત્રણ જાતના અમ્લપિત્તના ભેદો:–૧ વાતજામ્લપિત્ત, ૨ કફજામ્લપિત્ત અને ૩ કફવાતજામ્લપિત્ત.

વાતરક્ત

वातरक्तं तथाऽष्टधा ॥२॥ वाताधिक्येन पित्ताच्च कफाद्दोषत्रयेण च ॥

रक्ताधिक्येन दोषाणां द्वंद्वेन त्रिविधं स्मृतम् ॥ १०३ ॥

આઠ જાતના વાતરક્તના ભેદો:–૧ વાતાધિક, ૨ પિત્તાધિક, ૩ કફાધિક, ૪ ત્રિદોષાધિક, ૫ રક્તાધિક, ૬ વાતપિત્તાધિક, ૭ વાતકફાધિક અને ૮ પિત્તકફાધિક.

વાતરોગ

अशीतिर्वातजा रोगाः कथ्यन्ते मुनिभाषिताः ॥

आक्षेपको हनुस्तम्भ ऊरुस्तम्भः शिरोग्रहः ॥ १०४ ॥

बाह्यायामोंऽतरायामः पार्श्वशूलः कटिग्रहः ॥ दण्डापतानकः खल्ली जिह्वास्तम्भस्तथाऽर्दितः ॥१०५॥
पक्षाघातः क्रोष्टुशीर्षो मन्यास्तम्भश्च पंगुता ॥ कलायखंजता तूनी प्रतितूनी च खंजता ॥ १०६ ॥
पादहर्षो गृध्रसी च विश्वाची चापबाहुकः ॥ अपतंत्रो व्रणायामो वातकंटोऽपतानकः ॥ १०७ ॥
अंगभेदोंऽगशोषश्च मिण्मिणत्वं च कल्लता ॥ प्रत्यष्ठीलाऽष्ठीलिका च वामनत्वं च कुब्जता ॥ १०८ ॥
अंगपीडांऽगशूलं च संकोचः स्तम्भरूक्षता ॥ अंगभंगोंऽगविभ्रंशो विड्ग्रहो बद्धविट्कता ॥ १०९ ॥
मूकत्वमतिजृम्भः स्यादत्युद्गारोंऽत्रकूजनम् ॥ वातप्रवृत्तिः स्फुरणं शिराणां पूरणं तथा ॥ ११० ॥
कम्पः कार्श्यं श्यावता च प्रलापः क्षिप्रमूत्रता ॥निद्रानाशः स्वेदनाशो दुर्बलत्वं बलक्षयः ॥ १११ ॥
अतिप्रवृत्तिः शुक्रस्य कार्श्यं नाशश्च रेतसः ॥ अनवस्थितचित्तत्वं काठिन्यं विरसास्यता ॥ ११२ ॥
कषायवक्त्रताऽऽध्मानं प्रत्याध्मानं च शीतता ॥ रोमहर्षश्च भीरुत्वं तोदः कंडू रसाज्ञता ॥ ११३॥
शब्दाज्ञता प्रसुप्तिश्च गंधाज्ञत्वं दृशः क्षयः ॥

એંસી જાતના વાત રોગના ભેદો:–૧ આક્ષેપક, ૨ હનુસ્તમ્ભ, ૩ ઊરુસ્તમ્ભ, ૪ શિરોગ્રહ, ૫ બાહ્યાયામ, ૬ અન્તરાયામ, ૭ પર્શ્વશૂલ, ૮ કટિગ્રહ, ૯ દણ્ડાપતાનક, ૧૦ ખલ્લી, ૧૧ જિહ્વાસ્તંભ, ૧૨ અર્દિત, ૧૩ પક્ષાઘાત, ૧૪ ક્રોષ્ટુશીર્ષ, ૧૫ મન્યાસ્તમ્ભ, ૧૬ પંગુતા, ૧૭ કલાયખંજતા, ૧૮ તૂની, ૧૯ પ્રતિતૂની, ૨૦ ખંજતા, ૨૧ પાદહર્ષ, ૨૨ ગૃધ્રસી, ૨૩ વિશ્વાચી, ૨૪ અપબાહુક, ૨૫ અપતંત્ર, ૨૬ વ્રણાયામ, ૨૭ વાતકણ્ટ, ૨૮ અપતાનક, ૨૯ અંગભેદ, ૩૦ અંગશોષ, ૩૧ મિણ્મિણત્વ, ૩૨ કલ્લતા, ૩૩ પ્રત્યષ્ઠીલા, ૩૪ અષ્ઠીલિકા, ૩૫ વામનત્વ, ૩૬ કુબ્જતા, ૩૭ અંગપીડા, ૩૮ અંગશૂલ, ૩૯ સઙ્કોચ, ૪૦ સ્તમ્ભ, ૪૧ રૂક્ષતા, ૪૨ અંગભંગ, ૪૩ અંગવિભ્રંશ ૪૪ વિડ્ગ્રહ, ૪૫ બદ્ધવિટ્કતા, ૪૬ મૂકત્વ, ૪૭ અતિજૃમ્ભ, ૪૮ અત્યુદ્ગાર, ૪૯ અંત્રકૂજન, ૫૦ વાતપ્રવૃતિ ૫૧ સ્ફુરણ, ૫૨ શિરાપૂરણ, ૫૩ કમ્પ, ૫૪ કાર્શ્ય, ૫૫ શ્યાવતા, ૫૬ પ્રલાપ, ૫૭ ક્ષિપ્રમૂત્રતા, ૫૮ નિદ્રાનાશ, ૫૯ સ્વેદનાશ, ૬૦ દુર્બલત્વ, ૬૧ બલક્ષય, ૬૨ શુક્રાતિપ્રવૃત્તિ,

૬૩ શુક્રકાર્શ્ય, ૬૪ રેતનાશ, ૬૫ અનવસ્થિતચિત્તત્વ, ૬૬ કાઠિન્ય, ૬૭ વિરસાસ્યતા, ૬૮ કષાયવક્ત્રતા, ૬૯ આધ્માન, ૭૦ પ્રત્યાધ્માન, ૭૧ શીતતા, ૭૨ રોમહર્ષ, ૭૩ ભીરુત્વ, ૭૪ તોદ, ૭૫ કણ્ડૂ, ૭૬ રસાજ્ઞતા, ૭૭ શબ્દાજ્ઞતા, ૭૮ પ્રસુપ્તિ, ૭૯ ગન્ધાજ્ઞત્વ અને ૮૦ દશઃક્ષય.

પિત્તરોગ

अथ पित्तभवा रोगाश्चत्वारिंशदिहोदिताः ॥ ११४॥
धूमोद्गारो विदाहः स्यादुष्णांगत्वं मतिभ्रमः ॥
कान्तिहानिः कंठशोषो मुखशोषोऽल्पशुक्रता॥ ११५॥
तिक्तास्यताऽम्लवक्त्रत्वं स्वेदस्रावोंऽगपाकता ॥ क्लमो हरितवर्णत्वमतृप्तिः पीतकायता॥ ११६॥
रक्तस्रावोंऽगदरणं लोहगन्धास्यता तथा ॥ दौर्गन्ध्यं पीतमूत्रत्वमरतिः पीतविट्कता ॥ ११७ ॥
पीतावलोकनं पीतनेत्रता पीतदन्तता ॥ शीतेच्छा पीतनखता तेजोद्वेषोऽल्पनिद्रता ॥ ११८ ॥
कोपश्च गात्रसादश्च भिन्नविट्कत्वमन्धता॥ उष्णोच्छ्वासत्वमुष्णत्वं मूत्रस्य च मलस्य च ॥११९॥
तमसो दर्शनं पीतमण्डलानां च दर्शनम् ॥ निःसरत्वं च पित्तस्य चत्वारिंशद्रुजः स्मृताः ॥ १२० ॥

ચાલીશ જાતના પિત્તના ભેદોઃ—૧ ધૂમોદ્ગાર, ૨ વિદાહ, ૩ ઉષ્ણાંગત્વ, ૪ મતિભ્રમ, ૫ કાન્તિહાનિ, ૬ કણ્ઠશોષ, ૭ મુખશોષ, ૮ અલ્પશુક્રતા, ૯ તિક્તાસ્યતા, ૧૦ અમ્લવક્ત્રત્વ, ૧૧ સ્વેદસ્રાવ, ૧૨ અંગપાકતા, ૧૩ ક્લમ, ૧૪ હરિતવર્ણત્વ, ૧૫ અતૃપ્તિ, ૧૬ પીતકાયતા, ૧૭ રક્તસ્રાવ, ૧૮ અંગદરણ, ૧૯ લોહગન્ધાસ્યતા, ૨૦ દૌર્ગન્ધ્ય, ૨૧ પીતમૂત્રત્વ, ૨૨ અરતિ, ૨૩ પીતવિટ્કતા, ૨૪ પીતાવલોકન, ૨૫ પીતનેત્રતા, ૨૬ પીતદન્તતા, ૨૭ શીતેચ્છા, ૨૮ પીતનખતા, ૨૯ તેજોદ્વેષ, ૩૦ અલ્પનિદ્રતા, ૩૧ કોપ, ૩૨ ગાત્રસાદ, ૩૩ ભિન્નવિટ્કત્વ, ૩૪ અન્ધતા, ૩૫ ઉષ્ણોચ્છ્વાસત્વ, ૩૬ ઉષ્ણમૂત્રત્વ, ૩૭ ઉષ્ણમલત્વ, ૩૮ તમોદર્શન, ૩૯ પીતમણ્ડલદર્શન અને ૪૦ નિઃસરત્વ.

કફરોગ

कफस्य विंशतिः प्रोक्ता रोगास्तन्द्राऽतिनिद्रता ॥
गौरवं मुखमाधुर्यं मुखलेपः प्रसेकता ॥ १२१ ॥
श्वेतावलोकनं श्वेतविट्कत्वं श्वेतमूत्रता ॥ श्वेतांगवर्णता शैत्यमुष्णेच्छा तिक्तकामिता ॥ १२२ ॥
मलाधिक्यं च शुक्रस्य बाहुल्यं बहुमूत्रता ॥ आलस्यं मन्दबुद्धित्वं तृप्तिर्घुर्घुरवाक्यता ॥ १२३ ॥
अचैतन्यं च गदिता विंशतिः श्लेष्मजा गदाः ॥

વીશ જાતના કફના ભેદોઃ—૧ તન્દ્રા, ૨ અતિનિદ્રતા, ૩ ગૌરવ, ૪ મુખમાધુર્ય, ૫ મુખલેપ, ૬ પ્રસેકતા, ૭ શ્વેતાવલોકન, ૮ શ્વેતવિટ્કત્વ, ૯ શ્વેતમૂત્રતા, ૧૦ શ્વેતાંગવર્ણતા, ૧૧ શૈત્યોષ્ણેચ્છા,[1] ૧૨ તિક્તકામિતા, ૧૩ મલાધિક્ય, ૧૪ શુક્રબાહુલ્ય, ૧૫ બહુમૂત્રતા, ૧૬ આલસ્ય, ૧૭ મન્દબુદ્ધિત્વ, ૧૮ તૃપ્તિ, ૧૯ ઘુર્ઘુરવાક્યતા અને ૨૦ અચૈતન્ય.

રક્તવિકાર

रक्तस्य च दश प्रोक्ता व्याधयस्तस्य गौरवं ॥ १२४ ॥
रक्तमण्डलता रक्तनेत्रत्वं रक्तमूत्रता ॥
रक्तष्ठीवनता रक्तपिटिकानां च दर्शनम् ॥ १२५ ॥ उष्णत्वं पूतिगंधित्वं पीडा पाकश्च जायते ॥

૧ કફરોગ એકવીશ પ્રકારનો થાય છે તેથી શૈત્ય તથા ઉષ્ણેચ્છા કફને એક ગણીએ તો વીશ પ્રકારનો થાય.

દશ જાતના રક્તવિકારના ભેદોઃ—૧ ગૌરવ, ૨ રક્તમણ્ડલતા, ૩ રક્તનેત્રત્વ, ૪ રક્તમૂત્રતા, ૫ રક્તષ્ઠીવનતા, ૬ રક્તપિટિકાદર્શન, ૭ ઉષ્ણત્વ, ૮ પૂતિગંધિત્વ, ૯ પીડા અને ૧૦ પાક.

चतुःसप्ततिसंख्याता मुखरोगास्तथोदिताः ॥ १२६ ॥

મુખરોગાન્તર્ગત ઓષ્ઠ રોગ

तेष्वोष्ठरोगा गणिता एकादशमिता बुधैः ॥
वातपित्तकफैस्त्रेधा त्रिदोषैरसृजा तथा ॥ १२७ ॥
क्षतान्मांसार्बुदं चैव खंडौष्ठश्च जलार्बुदम् ॥ मेदोर्बुदं चार्बुदं च रोगा एकादशौष्ठजाः ॥ १२८ ॥

અગ્યાર જાતના ઓષ્ઠરોગના ભેદોઃ—૧ વાતિક, ૨ પૈત્તિક, ૩ શ્લેષ્મિક, ૪ સાન્નિપાતિક, ૫ રક્તજ, ૬ ક્ષતજ, ૭ માંસાર્બુદ, ૮ ખણ્ડૌષ્ઠ, ૯ જલાર્બુદ, ૧૦ મેદોર્બુદ અને ૧૧ અર્બુદ.

મુખરોગાન્તર્ગત દન્તરોગ

दन्तरोगा दशाख्याता दालनः कृमिदन्तकः ॥
दन्तहर्षः करालश्च दन्तचालश्च शर्करा ॥ १२९ ॥
अधिदन्तः श्यावदन्तो दन्तभेदः कपालिका ॥

દશ જાતના દન્તરોગના ભેદોઃ—૧ દાલન, ૨ કૃમિદન્તક, ૩ દન્તહર્ષ, ૪ કરાલ, ૫ દન્તચાલ, ૬ શર્કરા, ૭ અધિદન્ત, ૮ શ્યાવદન્ત, ૯ દન્તભેદ અને ૧૦ કપાલિકા.

મુખરોગાન્તર્ગત દન્તમૂલરોગ

तथा त्रयोदशमिता दन्तमूलामयाः स्मृताः ॥ १३० ॥
शीतादोपकुशौ द्वौ तु दन्तविद्रधिपुप्पुटौ ॥
अधिमांसो विदर्भश्च महासौषिरसौषिरौ ॥ १३१ ॥
तथैव गतयः पंच वातात्पित्तात्कफादपि ॥ सन्निपातगतिश्चान्या रक्तनाडी च पंचमी ॥ १३२ ॥

તેર જાતના દન્તમૂલ રોગના ભેદોઃ—૧ શીતાદ, ૨ ઉપકુશ, ૩ દન્તવિદ્રધિ ૪ દન્તપુપ્પુટ, ૫ અધિમાંસ, ૬ વિદર્ભ, ૭ મહાસૌષિર, ૮ સૌષિર, ૯ વાતનાડીવ્રણ ૧૦ પિત્તનાડીવ્રણ, ૧૧ કફનાડીવ્રણ, ૧૨ સન્નિપાતનાડીવ્રણ અને ૧૩ રક્તનાડીવ્રણ.

મુખરોગાન્તર્ગત જિહ્વારોગ

तथा जिह्वामयाः षट् स्युर्वातपित्तकफैस्त्रिधा ॥
अलसश्च चतुर्थः स्यादधिजिह्वश्च पंचमः ॥ षष्ठश्चैवोपजिह्वः स्यात

૬ જાતના જિહ્વારોગના ભેદોઃ—૧ વાતજ, ૨ પિત્તજ, ૩ કફજ, ૪ અલસ, ૫ અધિજિહ્વ અને ૬ ઉપજિહ્વ.

મુખરોગાન્તર્ગત તાલુ રોગ

तथाऽष्टौ तालुजा गदाः। अर्बुदं तालुपिटिका कच्छपी तालुसंहतिः।
गलशुंडी तालुशोषस्तालुपाकश्च पुप्पुटः ॥

આઠ જાતના તાલુરોગના ભેદોઃ—૧ અર્બુદ, ૨ તાલુપિટિકા, ૩ કચ્છપી, ૪ તાલુસંહતિ, ૫ ગલશુણ્ડી, ૬ તાલુશોષ, ૭ તાલુપાક અને ૮ પુપ્પુટ.

મુખરોગાન્તર્ગત ગલરોગ

गलरोगास्तथा ख्याता अष्टादशमिता बुधैः ॥ १३५ ॥
वातरोहिणिका पूर्वं द्वितीया पित्तरोहिणी ॥
कफरोहिणिका प्रोक्ता त्रिदोषैरपि रोहिणि ॥ १३६ ॥
रक्तरोहिणिका वृन्दो गलौघो गलविद्रधिः ॥ स्वरहा तुण्डिकेरी च शतघ्नी शालुकोऽर्बुदम् ॥ १३७ ॥
गलायुर्वलयश्चापि वातगण्डः कफात्तथा ॥ मेदोगण्डस्तथैव स्यादित्यष्टादश कण्ठजाः ॥ १३८ ॥

અઢાર જાતનાં ગલરોગના ભેદોઃ-૧ વાતરોહિણિકા, ૨ પિત્તરોહિણી, ૩ કફરોહિણિકા, ૪ ત્રિદોષરોહિણી, ૫ રક્તરોહિણિકા, ૬ વૃન્દ, ૭ ગલૌઘ, ૮ ગલવિદ્રધિ, ૯ સ્વરઘ્ન, ૧૦ તુણ્ડિકેરી, ૧૧ શતઘ્ની, ૧૨ શાલૂક, ૧૩ અર્બુદ, ૧૪ ગલાયુ, ૧૫ વલય, ૧૬ વાતગણ્ડ, ૧૭ કફગણ્ડ અને ૧૮ મેદોગણ્ડ.

મુખરોગાન્તર્ગત મુખાન્તઃ-સમ્ભવરોગ

मुखान्तःसंभवा रोगा अष्टौ ख्याता महर्षिभिः ॥
मुखपाको भवेद्वातात्पित्तात्तद्वत्कफादपि ॥ १३९ ॥
रक्ताच्च सन्निपाताच्च पूत्यास्योर्ध्वगदावपि ॥
अर्बुदं चेति मुखजाश्चतुःसप्ततिरामयाः ॥ १४० ॥

આઠ જાતના મુખાન્તઃસમ્ભવરોગના ભેદોઃ-૧ વાતમુખપાક, ૨ પિત્તમુખપાક, ૩ કફમુખપાક, ૪ રક્તમુખપાક, ૫ સન્નિપાતમુખપાક, ૬ પૂત્યાસ્ય, ૭ ઊર્ધ્વગદ અને ૮ અર્બુદ, એ રીતે પ્રથમ કહેલા અગ્યાર જાતના ઓષ્ઠરોગ, દશ જાતના દન્તરોગ, અઢાર જાતના ગલરોગ અને આઠ જાતના મુખાન્તઃસમ્ભવરોગ મળીને ચુમ્મોતેર જાતના મુખરોગો જાણવા.

કર્ણરોગ

कर्णरोगाः समाख्याता अष्टादशमिता बुधैः ॥
वातात्पित्तात्कफाद्रक्तात्सन्निपाताच्च विद्रधिः ॥ १४१ ॥
शोथोऽर्बुदं पूतिकर्णः कर्णार्शः कर्णहल्लिका ॥ बाधिर्यं तंत्रिका कण्डूः शष्कुलिः कृमिकर्णकः ॥ १४२ ॥
कर्णनादः प्रतीनाह इत्यष्टादश कर्णजाः ॥

અઢાર જાતના કર્ણરોગના ભેદોઃ-૧ વાતજ, ૨ પિત્તજ, ૩ કફજ, ૪ રક્તજ, ૫ સન્નિપાતજ, ૬ વિદ્રધિ, ૭ શોથ, ૮ અર્બુદ, ૯ પૂતિકર્ણ, ૧૦ કર્ણાર્શ, ૧૧ કર્ણહલ્લિકા, ૧૨ બાધિર્ય, ૧૩ તન્ત્રિકા, ૧૪ કણ્ડૂ, ૧૫ શષ્કુલિ, ૧૬ કૃમિકર્ણક, ૧૭ કર્ણનાદ અને ૧૮ પ્રતીનાહ.

કર્ણપાલીરોગ

कर्णपालीसमुद्भूता रोगाः सप्त इहोदिताः ॥ १४३ ॥
उत्पातः पालिशोषश्च विदारी दुःखवर्धनः ॥
परिपोटश्च लेही च पिप्पली चेति संस्मृता ॥ १४४ ॥

સાત જાતના કર્ણપાલીરોગના ભેદોઃ-૧ ઉત્પાત, ૨ પાલિશોષ, ૩ વિદારી, ૪ દુઃખવર્ધન, ૫ પરિપોટ, ૬ લેહી અને ૭ પિપ્પલી.

કર્ણમૂલરોગ

कर्णमूलामयाः पंच वातात्पित्तात्कफादपि ॥ सन्निपाताच्च रक्ताच्च

પાંચ જાતના કર્ણમૂલરોગના ભેદોઃ-૧ વાતજ, ૨ પિત્તજ ૩ કફજ, ૪ સન્નિપાત જ અને ૫ રક્તજ.

નાસારોગ

तथा नासाभवा गदाः ॥ १४५ ॥
अष्टादशैव संख्याताः प्रतिश्यायास्तु तेष्वपि ॥
वातात्पित्तात्कफाद्रक्तात्सन्निपातेन पंचमः ॥ १४६ ॥ अपीनसः पूतिनासो नासार्शो भ्रंशथुः क्षवः ॥
नासानाहः पूतिरक्तमर्बुदं दुष्टपीनसम् ॥ १४७ ॥ नासाशोषो घ्राणपाकः पुटस्रावश्च दीप्तकः ॥

અઢાર જાતના નાસારોગના ભેદો:–૧ વાતપ્રતિશ્યાય, ૨ પિત્તપ્રતિશ્યાય, ૩ કફ-પ્રતિશ્યાય, ૪ રક્તપ્રતિશ્યાય અને ૫ સન્નિપાતપ્રતિશ્યાય, એ રીતે પાંચ જાતના પ્રતિશ્યાય રોગ જાણવા. ૬ અપીનસ, ૭ પૂતિનાસ, ૮ નાસાર્શ, ૯ ભ્રંશથુ, ૧૦ ક્ષવ, ૧૧ નાસાનાહ, ૧૨ પૂતિરક્ત, ૧૩ અર્બુદ, ૧૪ દુષ્ટપીનસ, ૧૫ નાસાશોષ, ૧૬ ઘ્રાણપાક, ૧૭ પુટસ્રવ, અને ૧૮ દીપ્તક.

**શિરોરોગ**

तथा दश शिरोरोगा वातेनार्धावभेदकः ॥ १४८ ॥
शिरस्तापश्च वातेन पित्तात्पीडा तृतीयका ॥
चतुर्थी कफजा पीडा रक्तजा सन्निपातजा ॥ १४९ ॥ सूर्यावर्ताच्छिरःपाकात्कृमिभिः शंखकेन च ॥

દશ જાતના શિરોરોગના ભેદો:–૧ વાતજઅર્ધાવભેદક, ૨ વાતજશિરસ્તાપ, ૩ પિત્ત-જશિરોરોગ, ૪ કફજશિરોરોગ, ૫ રક્તજશિરોરોગ, ૬ સન્નિપાતજશિરોરોગ, ૭ સૂર્યાવર્ત, ૮ શિર:પાક, ૯ કૃમિજશિરોરોગ અને ૧૦ શંખક.

**કપાલરોગ**

तथा कपालरोगाः स्युर्नव तेषूपशीर्षकं ॥ १५० ॥
अरुंषिका विद्रधिश्च दारुणं पिटिकार्बुदम् ॥
इन्द्रलुप्तं च खालित्यं पलितं चेति ते नव ॥१५१॥

નવ જાતના કપાલરોગના ભેદો:–૧ઉપશીર્ષક, ૨ અરુંષિકા, ૩ વિદ્રધિ, ૪ દારુણ, ૫ ૬ અર્બુદ, ૭ ઇન્દ્રલુપ્ત, ૮ ખાલિત્ય અને ૯ પલિત.

**નેત્રરોગાન્તર્ગત વર્ત્મરોગ.**

तथा नेत्रभवाः ख्यातारश्चतुर्नवतिरामयाः ॥
तेषु वर्त्मगदाः प्रोक्ताश्चतुर्विंशतिसंज्ञिताः ॥ १५२ ॥
कृच्छ्रोन्मीलः पक्ष्मपातः कफोत्क्लिष्टश्च लोहितः ॥
अरुङ्निमेषः कथितो रक्तोत्क्लिष्टः कुकूणकः ॥ १५३ ॥ वर्त्मार्शः पक्ष्मरोधश्च पित्तोत्क्लिष्टश्च पोथकी ॥
श्लिष्टवर्त्मा च बहलः पक्ष्मोत्संगस्तथाऽर्बुदः ॥ १५४ ॥ कुंभिका सिकतावर्त्म लगणोंऽजननामिका॥
कर्दमः श्यायवर्त्मा च विसवर्त्मा तथाऽलजी ॥ १५५ ॥ उत्क्लिष्टवर्त्मेति गदाः प्रोक्ता वर्त्मसमुद्भवाः ॥

ચોવીશ જાતના વર્ત્મરોગના ભેદો:–૧ કૃચ્છ્રોન્મીલ, ૨ પક્ષ્મપાત, ૩ કફોત્ક્લિષ્ટ, ૪ લોહિત, ૫ અરુઙ્નિમેષ, ૬ રક્તોત્ક્લિષ્ટ, ૭ કુકૂણક, ૮ વર્ત્માર્શ, ૯ પક્ષ્મરોધ, ૧૦ પિત્તો-ત્ક્લિષ્ટ, ૧૧ પોથકી, ૧૨ શ્લિષ્ટવર્ત્મા, ૧૩ બહલ, ૧૪ પક્ષ્મોત્સંગ, ૧૫ અર્બુદ, ૧૬ કુમ્ભિકા, ૧૭ સિકતાવર્ત્મ, ૧૮ લગણ, ૧૯ અંજનનામિકા, ૨૦ કર્દમ, ૨૧ શ્યાવવર્ત્મા, ૨૨ બિસવર્ત્મા, ૨૩ અળજી અને ૨૪ ઉત્ક્લિષ્ટવર્ત્મા.

**નેત્રરોગાન્તર્ગત નેત્રસન્ધિરોગ**

नेत्रसन्धिसमुद्भूता नव रोगाः प्रकीर्तिताः ॥ १५६ ॥
जलस्रावः कफस्रावो रक्तस्रावश्च पर्वणी ॥
पूयस्रावः क्रमिग्रन्थिरुपनाहस्तथाऽलजी ॥ १५७ ॥ पूयालस इति प्रोक्ता रोगा नयनसन्धिजाः ॥

નવ જાતના નેત્રસન્ધિરોગના ભેદો:–૧ જલસ્રાવ, ૨ કફસ્રાવ, ૩ રક્તસ્રાવ, ૪ પર્વણી, ૫ પૂયસ્રાવ, ૬ કૃમિગ્રન્થિ, ૭ ઉપનાહ, ૮ અલજી અને ૯ પૂયાલસ.

नेत्ररोगान्तर्गत नेत्रशुक्लगत रोग

तथा शुक्लगता रोगा बुधैः प्रोक्तास्त्रयोदश ॥ १५८ ॥
शिरोत्पातः शिराहर्षः शिराजालश्च शुक्तिका ॥
शुक्लार्म चाधिमांसार्म प्रस्तार्यर्म च पिष्टकः ॥ १५९ ॥
शिराजपिटिका चैव कफग्रथितकोऽर्जुनः ॥ स्नाय्वर्म शोणितार्म स्यादिति शुक्लगता गदाः ॥ १६० ॥

તેર જાતના નેત્રશુક્લગતરોગોના ભેદો:–૧ શિરોત્પાત, ૨ શિરાહર્ષ, ૩ શિરાજાલ, ૪ શુક્તિકા, ૫ શુક્લાર્મ, ૬ અધિમાંસાર્મ, ૭ પ્રસ્તાર્યર્મ, ૮ પિષ્ટક, ૯ શિરાજપિટિકા, ૧૦ કફ-ગ્રથિતક, ૧૧ અર્જુન, ૧૨ સ્નાય્વર્મ અને ૧૩ શોણિતાર્મ.

નેત્રરોગાન્તર્ગત નેત્રકૃષ્ણગતરોગ

तथा कृष्णसमुद्भूताः पंच रोगाः प्रकीर्तिताः ॥
शुद्धशुक्रं शिराशुक्रं क्षतशुक्रं तथाऽजका ॥ १६१ ॥
शिरासंगश्च सर्वेपि प्रोक्ताः कृष्णगता गदाः ॥

પાંચ જાતના નેત્રકૃષ્ણગતરોગના ભેદો:–૧ શુદ્ધશુક્ર, ૨ શિરાશુક્ર, ૩ ક્ષતશુક્ર, ૪ અજકા અને ૫ શિરાસંગ.

નેત્રરોગાન્તર્ગત કાચરોગ

काचं तु षड्विधं ज्ञेयं वातात्पित्तात्कफादपि ॥ १६२ ॥
सन्निपाताच्च रक्ताच्च षष्ठं संसर्गसम्भवम् ॥

છ જાતના કાચરોગના ભેદો:–૧ વાતકાચ, ૨ પિત્તકાચ, ૩ કફકાચ, ૪ સન્નિપાતકાચ, ૫ રક્તકાચ અને ૬ સંસર્ગસમ્ભવકાચ.

નેત્રરોગાન્તર્ગત તિમિરરોગ

तिमिराणि षडेव स्युर्वातपित्तकफैस्त्रिधा ॥ १६३ ॥
संसर्गेण च रक्तेन षष्ठं स्यात्सन्निपाततः ॥

છ જાતના તિમિરરોગના ભેદો:–૧ વાતતિમિર, ૨ પિત્તતિમિર, ૩ કફતિમિર ૪ સંસર્ગ-તિમિર, ૫ રક્તતિમિર અને ૬ સન્નિપાતતિમિર.

નેત્રરોગાન્તર્ગત લિંગનાશરોગ

लिंगनाशः सप्तधा स्याद्वातात्पित्तात्कफेन च ॥ १६४ ॥
त्रिदोषैरुपसर्गेण संसर्गेणासृजा तथा ॥

સાત જાતના લિંગનાશરોગના ભેદો:–૧ વાતલિંગનાશ, ૨ પિત્તલિંગનાશ, ૩ કફલિંગનાશ, ૪ ત્રિદોષલિંગનાશ, ૫ ઉપસર્ગલિંગનાશ, ૬ સંસર્ગલિંગનાશ અને ૭ અસૃજલિંગનાશ.

નેત્રરોગાન્તર્ગત દૃષ્ટિરોગ

अष्टधा दृष्टिरोगाः स्युस्तेषु पित्तविदग्धकम् ॥ १६५ ॥
अम्लपित्तविदग्धं च तथा चोष्णविदग्धकम् ॥
नकुलान्ध्यं धूमरान्ध्यं रात्र्यान्ध्यं ह्रस्वदृष्टिकः ॥ १६६ ॥ गम्भीरदृष्टिरित्येते रोगा दृष्टिगता मताः ॥

આઠ જાતના દૃષ્ટિરોગના ભેદો:–૧ પિત્તવિદગ્ધક, ૨ અમ્લપિત્તવિદગ્ધ, ૩ ઉષ્ણવિ-દગ્ધક, ૪ નકુલાન્ધ્ય, ૫ ધૂમરાન્ધ્ય, ૬ રાત્ર્યાન્ધ્ય, ૭ હ્રસ્વદૃષ્ટિક અને ૮ ગમ્ભીરદૃષ્ટિ.

નેત્રરોગાન્તર્ગત અભિષ્યન્દરોગ

अभिष्यन्दाश्च चत्वारो रक्ताद्दोषैस्त्रिभिस्तथा ॥ १६७ ॥

ચાર જાતના અભિષ્યન્દરોગના ભેદો:–૧ વાતાભિષ્યન્દ, ૨ પિત્તાભિષ્યન્દ, ૩ કફાભિષ્યન્દ અને ૪ રક્તાભિષ્યન્દ.

**નેત્રરોગાન્તર્ગત અધિમન્થરોગ**

चत्वारश्चाधिमंथाः स्युर्वातपित्तकफास्रतः ॥

ચાર જાતના અધિમન્થરોગના ભેદોઃ—૧ વાતાધિમન્થ, ૨ પિત્તાધિમન્થ, ૩ કફાધિમન્થ અને ૪ રક્તાધિમન્થ.

**નેત્રરોગાન્તર્ગત સર્વાક્ષિરોગ**

सर्वाक्षिरोगाश्चाष्टौ स्युस्तेषु वातविपर्ययः ॥ १६८ ॥
अल्पशोफोऽन्यतोवातस्तथा पाकात्ययः स्मृतः ॥
शुष्काक्षिपाकश्च तथा शोफोऽध्युषितएव च ॥ १६९ ॥ हताधिमन्थ इत्येते रोगाः सर्वाक्षिसंभवाः ॥

આઠ જાતના સર્વાક્ષિરોગના ભેદોઃ—૧ વાતવિપર્યય, ૨ અલ્પશોફ, ૩ અન્યતોવાત, ૪ પાકાત્યય, ૫ શુષ્કાક્ષિપાક, ૬ શોફ, ૭ અધ્યુષિત અને ૮ હતાધિમન્થ. એ રીતે પ્રથમ કહેલા ચોવીસ જાતના વર્ત્મરોગ, નવ જાતના નેત્રસન્ધિરોગ, તેર જાતના નેત્રશુક્લગતરોગ, પાંચ જાતના નેત્રકૃષ્ણગતરોગ, છ જાતના કાચરોગ, છ જાતના તિમિરરોગ, સાત જાતના લિંગનાશરોગ; આઠ જાતના દૃષ્ટિરોગ, ચાર જાતના અભિષ્યન્દરોગ, ચાર જાતના અધિમન્થ રોગ અને આઠ જાતના સર્વાક્ષિરોગ મળીને ચોરાણું પ્રકારના નેત્રરોગો જાણવા.

**પુંસ્ત્વદોષરોગ**

पुंस्त्वदोषाश्च पंचैव प्रोक्तास्तत्रेर्ष्यकः स्मृतः ॥ १७० ॥
आसेक्यश्चैव कुंभीकः सुगन्धिः षंढसंज्ञकः ॥

પાંચ જાતના પુંસ્ત્વદોષરોગના ભેદોઃ—૧ ઇર્ષ્યક, ૨ આસેક્ય, ૩ કુમ્ભીક, ૪ સુગન્ધિ અને ૫ ષંઢ.

**શુક્ર(ધાતુ)રોગ**

शुक्रदोषास्तथाऽष्टौ स्युर्वातात्पित्तात्कफेन च ॥ १७१ ॥
कुणपं चास्रपित्ताभ्यां पूयाभं श्लेष्मपित्ततः ॥
क्षीणं च वातपित्ताभ्यां ग्रंथिलं श्लेष्मवाततः ॥ १७२ ॥ मलाभं सन्निपाताच्च शुक्रदोषा इतीरिताः ॥

આઠ જાતના શુક્ર(ધાતુ)રોગના ભેદોઃ—૧ વાતજ, ૨ પિત્તજ, ૩ કફજ, ૪ રક્તપિત્તથી થયેલો કુણપ, અને કફપિત્તથી થયેલો પૂયાભ, ૫ વાતપિત્તથી થયેલો ક્ષીણ, ૭ કફવાતથી થયેલો ગ્રન્થિલ અને ૮ સન્નિપાતથી થયેલો મલાભ.

**સ્ત્રીઓના રોગો—આર્તવરોગ**

अथ स्त्रीरोगनामानि प्रोच्यन्ते पूर्वशास्त्रतः ॥ १७३ ॥
अष्टावार्तवदोषाः स्युर्वातपित्तकफैस्त्रिधा ॥
पूयाभं कुणपं ग्रंथि क्षीणं मलसमं तथा ॥ १७४ ॥

હવે સ્ત્રીઓના રોગોનાં નામો અગાઉના વખતમાં ઋષિઓએ કહેલાં શાસ્ત્રોપરથી કહું છું. આઠ જાતના આર્તવરોગના ભેદોઃ—૧ વાતજ, ૨ પિત્તજ, ૩ કફજ, ૪ પૂયાભ, ૫ કુણપ, ૬ ગ્રન્થિ, ૭ ક્ષીણ અને ૮ મલસમ.

**સ્ત્રીઓના રોગો-રક્તપ્રદરરોગ**

तथा च रक्तप्रदरं चतुर्विधमुदाहृतम् ॥
वातपित्तकफैस्त्रेधा चतुर्थं सन्निपाततः ॥ १७५ ॥

ચાર જાતના રક્તપ્રદરરોગના ભેદોઃ—૧ વાતરક્તપ્રદર, ૨ પિત્તરક્તપ્રદર, ૩ કફરક્તપ્રદર અને ૪ સન્નિપાતરક્તપ્રદર.

**સ્ત્રી**ઓના રોગો:—યોનિરોગ

विंशतिर्योनिरोगाः स्युर्वातात्पित्तात्कफादपि ॥
सन्निपाताच्च रक्ताच्च लोहितक्षयका तथा ॥ १७६ ॥
शुष्का च वामिनी चैव षण्ढितांऽतर्मुखी तथा ॥ सूचीमुखी विप्लुता च जातघ्नी च परिप्लुता ॥ १७७ ॥
उपप्लुता प्राक्चरणा महायोनिश्च कर्णिनी ॥ स्यान्नन्दा चातिचरणा योनिरोगा इतीरिताः ॥ १७८ ॥

વીશ જાતના યોનિરોગના ભેદો:—૧ વાતજા, ૨ પિત્તજા, ૩ કફજા, ૪ સન્નિપાતજા, ૫ રક્તજા, ૬ લોહિતક્ષયકા, ૭ શુષ્કા, ૮ વામિની, ૯ ષંઢિતા, ૧૦ અન્તર્મુખી, ૧૧ સૂચીમુખી, ૧૨ વિપ્લુતા, ૧૩ જાતઘ્ની, ૧૪ પરિપ્લુતા, ૧૫ ઉપપ્લુતા, ૧૬ પ્રાક્ચરણા, ૧૭ મહાયોનિ, ૧૮ કર્ણિની, ૧૯ નન્દા અને ૨૦ અતિચરણા.

**સ્ત્રી**ઓના રોગો-યોનિકન્દરોગ

चतुर्विधं योनिकंदं वातपित्तकफैस्त्रिधा ॥ चतुर्थं सन्निपातेन

ચાર જાતના યોનિકન્દના ભેદો:—૧ વાતિક, ૨ પૈત્તિક, ૩ શ્લૈષ્મિક અને ૪ સાન્નિપાતિક.

**સ્ત્રી**ઓના રોગો—ગર્ભજરોગ

तथाऽष्टौ गर्भजा गदाः ॥ १७९ ॥
उपविष्टकगर्भः स्यात्तथा नागोदरः स्मृतः ॥
मक्कल्लो मूढगर्भश्च विष्टम्भो गूढगर्भकः ॥ १८० ॥ जरायुदोषो गर्भस्य पातश्चाष्टमकः स्मृतः ॥

આઠ જાતના ગર્ભજ રોગના ભેદો:—૧ ઉપવિષ્ટકગર્ભ, ૨ નાગોદર, ૩ મક્કલ્લ, ૪ મૂઢગર્ભ, ૫ વિષ્ટમ્ભ, ૬ ગૂઢગર્ભક, ૭ જરાયુદોષ અને ૮ ગર્ભપાત.

**સ્ત્રી**ઓના રોગો—સ્તનરોગ

पंचैव स्तनरोगाः स्युर्वातात्पित्तात्कफादपि ॥ १८१ ॥
सन्निपातात् क्षताच्चैव

પાંચ જાતના સ્તનરોગના ભેદો:—૧ વાતજ, ૨ પિત્તજ, ૩ કફજ, ૪ સન્નિપાતજ અને ૫ ક્ષતજ.

**સ્ત્રી**ઓના રોગો—સ્તન્યરોગ

तथा स्तन्योद्भवा गदाः ॥ बालरोगेषु कथिताः

બાલરોગમાંના સ્તન્યરોગના ભેદો:—૧ વાતજ બાલ (સ્તન્ય) રોગ, ૨ પિત્તજબાલ(સ્તન્ય) રોગ અને ૩ કફજ (સ્તન્ય) રોગ.

**સ્ત્રી**ઓના રોગો—**સ્ત્રી**દોષરોગ

स्त्रीदोषाश्च त्रयः स्मृताः ॥ १८२
अदक्षपुरुषोत्पन्नः सपत्नीविहितस्तथा ॥ दैवाज्जातस्तृतीयस्तु

ત્રણ જાતના સ્ત્રીદોષરોગના ભેદો:—૧ અદક્ષપુરુષોત્પન્ન, ૨ સપત્નીવિહિત અને ૩ દૈવજાત.

**સ્ત્રી**ઓના રોગો—સૂતિકારોગ

तथा च सूतिकागदाः ॥ १८३
ज्वरादयश्चिकित्स्यास्ते यथादोषं यथाबलं ॥

સૂતિકારોગ એટલે સૂવાવડી **સ્ત્રીને** જ્વરાદિક જે અનેક રોગો ઉત્પન્ન થયા હોય તે રોગો, સૂતિકા રોગ કહેવાય છે. તે માટે તે રોગોમાં જે દોષનું અધિકપણું હોય, તેના પ્રમાણમાં બલાબલ જોઈને ઔષધોપચાર કરવો.

**બાલ**રોગ

द्वाविंशतिर्बालरोगास्तेषु क्षीरभवास्त्रयः ॥ १८४ ॥
वातात्पित्तात्कफाच्चैव दंतोद्भेदश्चतुर्थकः ॥
दन्तघातो दन्तशब्दोऽकालदन्तोऽहिपूतनं ॥ १८५ ॥

मुखपाको मुखस्रावो गुदपाकोपशीर्षके ॥ पद्मारुणस्तालुकण्टो विच्छिन्नं पारिगर्भिकः ॥ १८६ ॥
दौर्बल्यं गात्रशोषश्च शय्यामूत्रं कुकूणकः ॥ रोदनं चाजगल्ली स्यादिति द्वाविंशतिः स्मृताः ॥१८७॥

બાવીશ જાતના બાલરોગના ભેદોમાંનું બગડેલું ધાવણ ધાવવાથી બાલકને ત્રણ જાતના જે સ્તન્યરોગો થાય છે તેનાં નામોઃ–૧ વાતજ, ૨ પિત્તજ, ૩ કફજ, ૪ દન્તોદ્ભેદ, ૫ દન્તઘાત, ૬ દન્તશબ્દ, ૭ અકાલદન્ત, ૮ અહિપૂતન, ૯ મુખપાક, ૧૦ મુખસ્રાવ, ૧૧ ગુદપાક, ૧૨ ઉપશીર્ષક, ૧૩ પદ્મારુણ, ૧૪ તાલુકણ્ટ, ૧૫ વિચ્છિન્ન, ૧૬ પારિગર્ભિક, ૧૭ દૌર્બલ્ય, ૧૮ ગાત્રશોષ, ૧૯ શય્યામૂત્ર, ૨૦ કુકૂણક, ૨૧ રોદન અને ૨૨ અજગલ્લી.

**બા**લગ્રહરોગ

तथा बालग्रहाः ख्याता द्वादशैव मुनीश्वरैः ॥
स्कन्दग्रहो विशाखः स्यात् श्वग्रहश्च पितृग्रहः ॥ १८८ ॥
नैगमेयग्रहस्तद्वच्छकुनिः शीतपूतना ॥ मुखमण्डनिका तद्वत्पूतना चान्धपूतना ॥ १८९ ॥
रेवती चैव संख्याता तथा स्याच्छुष्करेवती ॥

બાર જાતના બાલગ્રહરોગના ભેદોઃ–૧ સ્કન્દગ્રહ, ૨ વિશાખગ્રહ, ૩ શ્વગ્રહ, ૪ પિતૃગ્રહ, ૫ નૈગમેયગ્રહ, ૬ શકુનિ, ૭ શીતપૂતના, ૮ મુખમણ્ડનિકા, ૯ પૂતના, ૧૦ અન્ધપૂતના, ૧૧ રેવતી અને ૧૨ શુષ્કરેવતી.

**વા**તરક્તાદિક ચરણ ભેદોઃ–ન કહેલા રોગો

तथा चरणभेदास्तु वातरक्तादिकाश्च ये ॥ १९० ॥
द्विचत्वारिंशदुक्तास्ते रोगेष्वेव मुनीश्वरैः ॥

મુનીશ્વરોએ વાતરક્તપાદ, સુપ્તિપાદ, સ્તમ્ભપાદ અને સ્ફુટનપાદ આદિક ચરણના ભેદો બેંતાલીશ પ્રકારના કહ્યા છે, તે આ ગ્રન્થકારે વાત અને શ્લીપદાદિક રોગની અન્દર કહેલા છે પણ જુદા વર્ણવ્યા નથી.

**સ**ન્નિપાતાદિક રોગ

द्विषष्टिर्दोषभेदाः स्युः सन्निपातादिकाश्च ये ॥ १९१
तेऽपि रोगेषु गणिताः पृथक्प्रोक्ता न ते क्वचित् ॥

વાતાદિ દોષોના સન્નિપાતાદિક જે બાસઠ ભેદો ઋષિઓએ (રોગોને વિષે) ગણ્યા છે, તે બાસઠ ભેદો રોગોની અન્દર એકઠા કરેલા છે, પણ તેઓનાં લક્ષણો વિગેરે કયાંય પણ જૂદાં જૂદાં કહેલ નથી.

**વ**મનાદિ કર્મોથી થનારા રોગો

हीनमिथ्याऽतियोगानां भेदैः पंचदशोदिताः ॥ १९२ ॥
पंचकर्मभवा रोगा रोगेष्वेव प्रकीर्तिताः ॥

૧ વમન, ૨ વિરેચન, ૩ નિરુહણબસ્તિ, ૪ અનુવાસનબસ્તિ અને ૫ નસ્ય, આ પાંચે જાતનાં કર્મો, ઉત્તર ખણ્ડમાં સવિસ્તર વર્ણવેલ છે. એ પાંચે જાતમાંના દરેક કર્મના હીનયોગ, મિથ્યાયોગ અને અતિયોગ નામે ત્રણ ત્રણ ભેદો કરવાથી બધા મળીને પન્નર પ્રકારના રોગો થાય છે, તે નીચે પ્રમાણે કહું છુંઃ–૧ વમન હીનયોગ, ૨ વિરેચન હીનયોગ, ૩ નિરુહણબસ્તિ હીનયોગ. ૪ અનુવાસનબસ્તિ હીનયોગ અને ૫ નસ્ય હીનયોગ; ૬ વમન મિથ્યાયોગ, ૭ વિરેચન મિથ્યાયોગ, ૮ નિરુહણબસ્તિ મિથ્યાયોગ; ૯ અનુવાસનબસ્તિ મિથ્યા-

યોગ, ૧૦ નસ્ય મિથ્યાયોગ, ૧૧ વમન અતિયોગ, ૧૨ વિરેચન અતિયોગ, ૧૩ નિરુહણબસ્તિ અતિયોગ, ૧૪ અનુવાસનબસ્તિ અતિયોગ અને ૧૫ નસ્ય અતિયોગ.

**સ્ને**હપાનાદિથી થનારા રોગો

स्नेहस्वेदौ तथा धूमो गंडूषोंऽजनतर्पणे ॥ १९३ ॥
अष्टादशैतज्जाः पीडास्ताश्च रोगेषु लक्षिताः ॥

૧ સ્નેહપાન, ૨ સ્વેદવિધિ, ૩ ધૂમપાન, ૪ ગણ્ડૂષ, ૫ અંજન અને ૬ તર્પણ આ છએ જાતનાં કર્મો ઉત્તર ખણ્ડમાં સવિસ્તર વર્ણવેલ છે. એ છએ જાતમાંનાં દરેક કર્મના હીનયોગ, મિથ્યાયોગ અને અતિયોગ નામે ત્રણ ત્રણ ભેદો કરવાથી બધા મળીને અઢાર પ્રકારના રોગો થાય છે, તે નીચે પ્રમાણે કહું છું:–૧ સ્નેહપાન હીનયોગ, ૨ સ્વેદવિધિ હીનયોગ, ૩ ધૂમપાન હીનયોગ, ૪ ગણ્ડૂષ હીનયોગ, ૫ અંજન હીનયોગ અને ૬ તર્પણ હીનયોગ; ૭ સ્નેહપાન મિથ્યાયોગ, ૮ સ્વેદવિધિ મિથ્યાયોગ, ૯ ધૂમપાન મિથ્યાયોગ, ૧૦ ગણ્ડૂષ મિથ્યાયોગ, ૧૧ અંજન મિથ્યાયોગ, ૧૨ તર્પણ મિથ્યાયોગ; ૧૩ સ્નેહપાન અતિયોગ, ૧૪ સ્વેદવિધિ અતિયોગ, ૧૫ ધૂમપાન અતિયોગ, ૧૬ ગણ્ડૂષ અતિયોગ. ૧૭ અંજન અતિયાગ અને ૧૮ તર્પણ અતિયાગ.

शीतोपद्रव एकः स्यात्

**શીતો**પદ્રવ

ઘણી ઠણ્ડી પડવાને લીધે મનુષ્યને ટાઢની જે પીડા થાય તેનું નામ શીતોપદ્રવ કહેલ છે.

एकश्चोष्णोपतापकः ॥ १९४ ॥

ઉષ્ણોપદ્રવ

ઘણી ગરમી પડવાને લીધે, મનુષ્યને ગરમીની જે પીડા થાય, તેનું નામ ઉષ્ણોપદ્રવ કહેલ છે.

शल्योपद्रव एकश्च

**શલ્યો**પદ્રવ

શલ્ય એટલે નખ, વાળ, પથ્થર, હાડકાં, શીંગડાં અને કાણ્ટા વિગેરે પદાર્થોમાંથી એકાદો પદાર્થ પેટમાં જવાને લીધે, મનુષ્યને જે ઉપદ્રવ થાય, તેનું નામ શલ્યોપદ્રવ કહેલ છે.

क्षाराच्चैकः स्मृतस्तथा ॥

**ક્ષારો**પદ્રવ

મૂર્ખ વૈદ્યે સોમલ વિગેરે વિષક્ષાર–ઝેરીખાર ખવરાવવાથી જે ઉપદ્રવ થાય, તનું નામ ક્ષારોપદ્રવ કહેલ છે.

स्थावरं जंगमं चैव कृत्रिमं च त्रिधा विषं ॥ १९५ ॥

**વિષો** કેટલાં છે ?

૧ સ્થાવર, ૨ જંગમ અને કૃત્રિમ, ૩ એ રીતે વિષ ત્રણ જાતનું છે,

तेषां च कालकूटाद्यैर्नवधा स्थावरं विषं ॥

**સ્થાવ**ર વિષનાં નામો

આ ત્રણ વિષોમાંનું સ્થાવરવિષ, ૧ કાલકૂટ, ૨ વછનાગ, ૩ શૃંગક, ૪ પ્રદીપક, ૫ હાલાહલ, ૬ બ્રહ્મપુત્ર, ૭ હારિદ્ર, ૮ સકતુક અને ૯ સૌરાષ્ટ્રિક, એ રીતે નવ પ્રકારનું છે. એ નવે વિષોના લક્ષણો મધ્યમખણ્ડમાં વિસ્તારથી વર્ણવ્યાં છે.

जंगमं बहुधा प्रोक्तं तत्र लूता भुजंगमाः ॥ १९६ ॥
वृश्चिका मूषिकाः कीटाः प्रत्येकं ते चतुर्विधाः ॥

જંગમવિષ વર્ણન

दंष्ट्राविषं नखविषं वालशृंगास्थिभिस्तथा ॥ १९७ ॥
मूत्रात्पुरीषाच्छुक्राच्च दृष्टेर्निश्वासतस्तथा ॥ लालायाः स्पर्शतस्तद्वत्

જંગમ વિષના ઘણા ભેદો છે, તેઓમાંથી ૧ લૂતા, ૨ ભૂજંગમ–સર્પ, ૩ વિંછી, ૪ ઉન્દર અને ૫ કીડા, એ દરેકનું વિષ, વાત, પિત્ત, કફ અને સન્નિપાત, એઓનો પ્રકોપ કરનારું ચાર ચાર જાતનું છે. તેમાં કોઇની ડાઢમાં વિષ હોય છે, કોઇના નખમાં વિષ હોય છે, કોઇના વાળમાં વિષ હોય છે, કોઇના શિંગડામાં વિષ હોય છે, કોઇના હાડકામાં વિષ હોય છે, કોઇના મૂત્રમાં વિષ હોય છે, કોઇના મળમાં વિષ હોય છે, કોઇની વીર્યધાતુમાં વિષ હોય છે, કોઇની દૃષ્ટિમાં વિષ હોય છે, કોઇના શ્વાસમાં વિષ હોય છે, કોઇની લાળમાં વિષ હોય છે અને કોઇના સ્પર્શમાં જ વિષ હોય છે. એ સર્વ સ્થળે વિષ રહે છે. તે લૂતા, સર્પ આદિની જાતિ, તેઓનું વિષ અને તેઓના પર કરવાનાં ઔષધોના પ્રયોગો એ સર્વ ગુરુ પાસેથી અને અનુભવ ઉપરથી જાણવાનું છે.

**શંકાવિષ વર્ણન**

तथा शंकाविषं मतम् ॥ १९८ ॥

અતિ અન્ધારામાં લૂતા, સર્પાદિ કોઇ પ્રાણી કરડે તે વખતે કોઇ પણ ઝેરી પ્રાણી કરડયું છે એવી શંકા થવાની સાથે જ ઝેરના વેગથી તાવ, ઉલટી, મૂર્ચ્છા, દાહ, ગ્લાનિ, મોહ અને અતિસાર એ સર્વમાંનાં કેટલાંક લક્ષણો થવા માંડે ત્યારે શંકાવિષ થયેલું સમજવું.

**કૃત્રિમ વિષનાં નામો**

कृत्रिमं द्विविधं प्रोक्तं गरदूषीविभेदतः ॥

કૃત્રિમ વિષ બે પ્રકારનું છે: ૧ ગરવિષ અને ૨ દૂષીવિષ.

**ગરવિષ વર્ણન**

નાના પ્રકારનાં પ્રાણીઓ, નાના પ્રકારના શરીર સમ્બન્ધી મળ, પરસ્પર વિરુદ્ધ ઔષધી, ઔષધિઓની ભસ્મો તથા અલ્પ વીર્યોનું વિષ એ સર્વના યોગથી આ વિષ થાય છે.

**દૂષીવિષ વર્ણન**

જીર્ણ થઇ ગયેલું, વિષ નાશ કરનારી ઔષધિઓથી હત વીર્ય થયેલું, ત્રણ, વાયુ અને ઉષ્ણતા એઓથી શોષાયલું અથવા જેઓમાં વિષનો સમ્પૂર્ણ ગુણ નથી એવું આ વિષ જાણવું.

**સાત ધાતુઓ વિષવાળી ક્યારે કહેવાય ?**

सप्तधातुविषं ज्ञेयं तथा सप्तोपधातुजम् ॥ १९९ ॥
तथैवोपविषेभ्यश्च जातं सप्तविधं ततः ॥

સુવર્ણાદિ સાતે ધાતુઓને શોધ્યા વગર તેઓની કરેલી અને કાચી એવી ભસ્મો ખાવાથી વિષના સરખી જે પીડા થાય છે, તેથી તેઓનું વિષ એવું નામ આપેલ છે. આ સાતે ધાતુઓ મધ્યમખણ્ડમાં વિસ્તારથી આપેલ છે.

**સાત ઉપધાતુઓ વિષયવાળી ક્યારે કહેવાય ?**

હરતાલ આદિ સાતે ઉપધાતુઓને શોધ્યા વગર, તેઓની કરેલી કાચી એવી ભસ્મો ખાવાથી, વિષના સરખી જે પીડા થાય છે, તેથી તેઓનું વિષ એવું નામ આપેલ છે. આ સાતે ઉપધાતુઓ મધ્યમખણ્ડમાં વિસ્તારથી આપેલ છે.

ત ઉપવિષો વિષવાળાં ક્યારે કહેવાય?

આકડો, થોર વગેરે સાતે અશુદ્ધ ઉપવિષો ખાવાથી વિષના સરખી પીડા થાય છે તેથી તેઓનું વિષ એવું નામ આપેલ છે. આ સાતે ઉપવિષો મધ્યમખણ્ડમાં વિસ્તારથી આપેલ છે.

૮ નીરવિષ કયું કહેવાય?

दुष्टनीरविषं चैकं

જે પાણીની અન્દર ગારો, શેવાળ, પાંદડાં, ખડ, લૂતા આદિ જંતુઓનાં મલમૂત્ર, માછલાં અને દેડકાં આદિ પ્રાણીઓ, એ સર્વના સડવાથી ખરાબ થયેલાં પાણીમાં સ્નાન કરે અથવા એ પાણી પીએ તો વિષના સરખી પીડા થાય છે તેથી એ પાણીને દુષ્ટ નીરવિષ કહે છે.

દિગ્ધજવિષ કયું કહેવાય?

तथैकं दिग्धजं विषम् ॥ २०० ॥

વિષ ચોપડેલું શસ્ત્ર શરીરે વાગવાથી તેનો જે જખમ થાય છે, તે જખમ જલદી ન રુઝાતાં વિષના સરખા જ્વરાદિક ઉપદ્રવો થવા માંડે છે તેથી તે દિગ્ધજ વિષ કહેવાય છે.

કયા ઔષધોને અડવાથી ખરજ આવે?

कपिकच्छूभवा कंडूर्दुष्टनीरभवा तथा ॥ तथा सूरणकण्डूश्च

ભેરવની શીંગ, દુષ્ટ–સડેલું પાણી અને રાની–જંગલી સૂરણ, એ ત્રણે ઔષધો શરીરે અડવા માત્રમાં જ ખરજ આવે છે.

કયા ઔષધથી શરીર સૂજીને ખરજ આવે?

शोथो भल्लातजस्तथा ॥ २०१ ॥

ભીલામાનું તેલ અથવા ભીલામું, શરીરે અડવા માત્રમાંજ શરીર સૂજી આવે અને પછી ખરજ આવવા માંડે છે.

કયા પદાર્થો મદકારક છે?

मदश्चतुर्विधश्चान्यः पूगभंगाक्षकोद्रवैः ॥
चतुर्विधोऽन्यो द्रव्याणां फलत्वङ्मूलपत्रजः ॥ २०२ ॥

સોપારી, ભાંગ, બેહેડાંના ફલની અન્દરનાં બીનો ગર્ભ અને કોદરા નામે અનાજ એ ચારે પદાર્થો મદકારક છે અને એ ચારે પદાર્થોમાંથી ચાર જાતના આગન્તુક મદો ઉત્પન્ન થાય છે. તે ચારે મદો પ્રથમ કહેલાં સાત જાતના મદોથી જૂદા જાણવા. તેમજ કેટલાક મદો ઔષધોના ફલમાંથી, કેટલાક મદો ઔષધોના મૂળમાંથી, કેટલાક મદો ઔષધોની છાલમાંથી, અને કેટલાક મદો ઔષધોનાં પાંદડાંમાંથી થાય છે. એ રીતે જૂદી જૂદી જાતના ચાર પ્રકારના મદો ઉત્પન્ન થાય છે, એમ જાણવું,

રોગગણનાનો ઉપસંહાર

इति प्रसिद्धा गणिता ये किलोपद्रवा भुवि ॥
असंख्याश्चापरे धातुमूलजीवादिसम्भवाः ॥ २०३ ॥

એ પ્રકારે પૃથ્વીપર રોગરૂપ પ્રસિદ્ધ ઉપદ્રવોની ગણના મેં–શાર્ઙ્ગધરાચાર્યે કહી બતાવી. અને એ સિવાય બીજા નાના પ્રકારના ધાતુઓ, નાના પ્રકારની વનસ્પતિઓ અને નાના પ્રકારનાં પ્રાણીઓ, એઓનાથી ઉત્પન્ન થનારા રોગો અસંખ્ય છે, પણ તેઓની ગણના થતી નથી તેથી તેઓની ગણના અનુમાનથી, અનુભવથી અથવા ગુરૂપદેશથી જાણવી.

એ રીતે દામોદરના પુત્ર શાર્ઙ્ગધરે રચેલી શાર્ઙ્ગધર સંહિતાને વિષે પૂર્વખણ્ડના સ્થાનમાંના સૂત્ર રોગગણના નામે સાતમા અધ્યાયની ગુર્જર ટીકા સમ્પૂર્ણા.

श्री

# शार्ङ्गधरसंहिता

## મધ્યમખણ્ડ

### અધ્યાય ૧ લો, સ્વરસાદિ ઔષધો

**પાચ** કષાયનાં નામો

अथातः स्वरसः कल्कः क्वाथश्च हिमफाण्टकौ ॥
ज्ञेयाः कषायाः पंचैते लघवः स्युर्यथोत्तरम् ॥ १ ॥

૧ સ્વરસ, ૨ કલ્ક, ૩ કવાથ, ૪ હિમ અને ૫ ફાણ્ટ, એ પાંચે કષાયો જાણવા; તે કષાયો, ઉત્તરોત્તર, એકના કરતાં એક, લઘુ જાણવો; પાચન થવામાં હલકો જાણવો.

**સ્વર**સનો પહેલો પ્રકાર

अहतात्तत्क्षणाकृष्टात् द्रव्यात् क्षुण्णात्समुद्धरेत् ॥
वस्त्रनिष्पीडितो यः स रसः स्वरस उच्यते ॥ २ ॥

જીવજન્તુએ ન ખાધેલી અને તે જ વખતે જંગલમાંથી આણેલી ઔષધિને કચરી, વસ્ત્રથી ગાળી લઇને કાઢેલો જે રસ, તે રસનું નામ સ્વરસ અથવા અંગરસ કહેવાય છે.

**સ્વર**સનો બીજો પ્રકાર

कुडवं चूर्णितं द्रव्यं क्षिप्तं च द्विगुणे जले ॥
अहोरात्रं स्थितं तस्मात् भवेद्वा रस उत्तमः ॥ ३ ॥

ચૂર્ણ કરેલાં કે કચરેલાં એક કુડવ ઔષધને બે કુડવ પાણીની અન્દર, એક દિવસ રાત્રી પલાળી બીજે દિવસે પ્રભાતમાં વસ્ત્રથી ગાળીને કાઢેલું તે ઔષધિનું જે પાણી, તે પાણીનું નામ ઉત્તમ સ્વરસ કહેવાય છે.

**સ્વર**સનો ત્રીજો પ્રકાર

आदाय शुष्कद्रव्यं वा स्वरसानामसम्भवे ॥
जलेऽष्टगुणिते साध्ये पादशिष्टं च गृह्यते ॥ ४ ॥

સ્વરસ કાઢવા સરખી લીલી ઔષધી ન મળી શકે એમ હોય તો પછી સૂકી ઔષધી આણી, તેને આઠગણા પાણીમાં નાંખી ચોથો ભાગ પાણી બાકી રહે ત્યાંસુધી ઉકાળી તેને લુગડાંથી ગાળી લઇને કાઢેલું જે પાણી, તેનું નામ પણ સ્વરસ જાણવું.

**પહે**લો સ્વરસ કેટલો પાવો ?

स्वरसस्य गुरुत्वाच्च पलमर्धं प्रयोजयेत् ॥
સ્વરસ વજનમાં ભારે હોવાથી અર્ધો પલ જ પાવો.

**બીજો** સ્વરસ કેટલો પાવો ?

निशोषितं चाग्निसिद्धं पलमात्रं रसं पिबेत् ॥ ५ ॥

એક દિવસરાત્રી બમણા પાણીમાં પલાળી રાખેલાં ઔષધનો સ્વરસ, વજનમાં હલકો હોવાથી એક પલ જ પાવો.

**ત્રીજો** સ્વરસ કેટલો પાવો ?

સૂકી ઔષધીને, આઠગણા પાણીમાં નાંખી, ચોથો ભાગ પાણી બાકી રહે ત્યાંસુધી ઉકાળી લૂગડાંથી ગાળી લઇને કાઢેલો પાણીરૂપે જે સ્વરસ, તે વજનમાં હલકો હોવાથી, એક પલ પાવો.

**સ્વરસ**માં એક કોલ પદાર્થો ક્યા ક્યા નાંખવા ?

मधुश्वेतागुडक्षारान् जीरकं लवणं तथा ॥
घृतं तैलं च चूर्णादीन् कोलमात्रान् रसे क्षिपेत् ॥ ६ ॥

મધ, સાકર, ગોળ, જવખાર, જીરું, સિન્ધાલુણ, ઘી, તેલ અને ચૂર્ણાદિક, આ સર્વ પદાર્થો સ્વરસની અન્દર નાંખવાના હોય તો એક કોલ જ નાંખવા.

**અમૃતાસ્વરસ**

अमृताया रसः क्षौद्रयुक्तः सर्वप्रमेहजित् ॥

ગળોનો સ્વરસ મધ સાથે પીવાથી સર્વ જાતના પ્રમેહના રોગો મટી જાય છે.

**ધાત્રીસ્વરસ**

हरिद्राचूर्णयुक्तो वा रसो धात्र्याः समाक्षिकः ॥ ७ ॥

આંબળાંનો સ્વરસ હળદરનાં ચૂર્ણની અને મધની સાથે પીવાથી સર્વ જાતના પ્રમેહના રોગો મટી જાય છે.

**વાસકસ્વરસ**

वासकस्वरसः पेयो मधुना रक्तपित्तजित् ॥
ज्वरकासक्षयहरः कामलाश्लेष्मपित्तहा ॥ ८ ॥

અરડૂશીનો સ્વરસ મધની સાથે પીવાથી રક્તપિત્ત, જ્વર, કાસ, ક્ષય, કામલા, કફ અને પિત્ત એ સર્વ રોગોનો નાશ થાય છે.

**ત્રિફલાસ્વરસ**

त्रिफलाया रसः क्षौद्रयुक्तो दार्वीरसोऽथवा ॥
निम्बस्य वा गुडूच्या वा पीतो जयति कामलाम् ॥ ९ ॥

ત્રિફલા (હરડાં, બેહેડાં અને આંબળાં) એ ત્રણેનો સ્વરસ મધની સાથે પીવાથી કમલા રોગ મટી જાય છે.

**દાર્વીસ્વરસ**

દારૂહળદરનો સ્વરસ મધની સાથે પીવાથી કામલા રોગ મટી જાય છે.

**નિમ્બસ્વરસ**

કડવા લિમ્બડાનો સ્વરસ મધની સાથે પીવાથી કામલા રોગ મટી જાય છે.

**ગુડૂચીસ્વરસ**

ગળોનો સ્વરસ મધની સાથે પીવાથી કામલા રોગ મટી જાય છે.

**તુલસીપત્રજસ્વરસ**

पीतो मरीचचूर्णेन तुलसीपत्रजो रसः ॥

તુલસીનાં પાંદડાંનો સ્વરસ મરીનાં ચૂર્ણની સાથે પીવાથી વિષમજ્વર મટી જાય છે.

**દ્રોણપુષ્પીપત્રજસ્વરસ**

द्रोणपुष्पीरसो वापि निहंति विषमज्वरान् ॥ १० ॥

કુબાનાં પાંદડાંનો સ્વરસ મરીનાં ચૂર્ણની સાથે પીવાથી વિષમજ્વર મટી જાય છે.

**જમ્બૂપલ્લવસ્વરસ** जम्ब्वाम्रामलकीनां च पल्लवोत्थो रसो जयेत् ॥
मध्वाज्यक्षीरसंयुक्तो रक्तातीसारमुल्बणम् ॥ ११ ॥

જામ્બૂનાં પાંદડાંનો સ્વરસ, મધની સાથે પીવાથી, ભયંકર રક્તાતીસાર મટી જાય છે

**આમ્રપલ્લવસ્વરસ** આમ્બાનાં પાંદડાંનો સ્વરસ, ઘીની સાથે પીવાથી, ભયંકર રક્તાતીસાર મટી જાય છે.

**આમલકીપલ્લવસ્વરસ** આંબળીનાં પાંદડાંનો—આંબળાંના ઝાડનાં પાંદડાંનો સ્વરસ દૂધની સાથે પીવાથી ભયંકર રક્તાતીસાર મટી જાય છે.

***જમ્બ્વાદિપલ્લવસ્વરસ** જામ્બૂ,[1] આમ્બો[1] અને આમ્બળાંનું[1] ઝાડ, એ ત્રણેનાં પાંદડાંનો સ્વરસ મધ, ઘી અને દૂધની સાથે પીવાથી ભયંકર રક્તાતીસાર મટી જાય છે.

**સ્થૂલબબ્બૂલિકાપત્રસ્વરસ** स्थूलबब्बूलिकापत्ररसः पानात् व्यपोहति ॥
सर्वातिसारान् श्योनाककुटजत्वक्रसोऽथवा ॥ १२ ॥

કાણ્ટા વગરના જાડા અને મોટા બાવળનાં પાંદડાંનો સ્વરસ પીવાથી સર્વ પ્રકારના અતિસારો મટી જાય છે.

**શ્યોનાકત્વક્સ્વરસ** શ્યોનાકની—અરડૂશાની છાલનો સ્વરસ પીવાથી સર્વ પ્રકારના અતિસારો મટી જાય છે.

**કુટજત્વક્સ્વરસ** કડાછાલનો સ્વરસ પીવાથી સર્વ પ્રકારનાં અતિસારો મટી જાય છે.

**આર્દ્રકસ્વરસ** आर्द्रकस्वरसः क्षौद्रयुक्तो वृषणवातजित् ॥
श्वासकासारुचीर्हन्ति प्रतिश्यायं व्यपोहति ॥ १३ ॥

આદાંનો સ્વરસ મધની સાથે પીવાથી વૃષણવાત, શ્વાસ, કાસ, અરુચિ અને પ્રતિશ્યાય એ સર્વ રોગો મટી જાય છે.

**બીજપૂરફલસ્વરસ** बीजपूररसः पानान्मधुक्षारयुतो जयेत् ॥
पार्श्वहृद्बस्तिशूलानि कोष्ठवायुं च दारुणम् ॥ १४ ॥

બીજોરાનાં ફલનો સ્વરસ મધ અને જવખારની સાથે પીવાથી પાર્શ્વશૂલ, હૃદયશૂલ, બસ્તિશૂલ અને દારુણ એવો કોષ્ઠવાયુ, એ સર્વ રોગો મટી જાય છે.

**બીજપૂરમૂલસ્વરસ** બીજોરાનાં મૂળનો સ્વરસ, મધ અને જવખારની સાથે પીવાથી, પાર્શ્વશૂલ, હૃદયશૂલ, બસ્તિશૂલ અને દારુણ એવો કોષ્ઠવાયુ, એ સર્વ રોગો મટી જાય છે.

---

* ઉપરનાં ત્રણે ઔષધો ત્રણ અનુપાનને લીધે જુદાં જુદાં જણાવવાં જોઇએ, તે પ્રમાણે જુદાં જુદાં જણાવ્યાં છે, પણ તે ત્રણે ઔષધો બીજા ભાષાન્તરોમાં સાથે જણાવેલ હોવાથી અહીં સાથે પણ જણાવવાં પડયાં છે.

૧ ઉપલા ૧૧ મા શ્લોકમાં આ ત્રણે ઔષધો છુટાં છુટાં પણ લખ્યાં છે.

શતાવરીસ્વરસ

शतावर्याश्च मधुना पित्तशूलहरो मतः ॥

શતાવરીનો સ્વરસ મધની સાથે પીવાથી પિત્તશૂલ મટી જાય છે.

કન્યાસ્વરસ

निशाचूर्णयुतः कन्यारसः प्लीहापचीहरः ॥ १५ ॥

કુંવારનો સ્વરસ, હળદરનાં ચૂર્ણની સાથે પીવાથી, પ્લીહા અને અપચી નામની ગાણ્ઠો મટી જાય છે.

અલમ્બુષાસ્વરસ

अलम्बुषायाः स्वरसः पीतो द्विपलमात्रया ॥
अपचीगण्डमालानां कामलायाश्च नाशनः ॥ १६ ॥

મુણ્ડી—ગોરખમુણ્ડીનો સ્વરસ બે પલ પીવાથી અપચી ગ્રન્થિ, ગણ્ડમાલા ગ્રન્થિ અને કામલા એ સર્વ રોગો મટી જાય છે.

શશમુણ્ડસ્વરસ

शशमुण्डरसः कोष्णो मरीचैरवचूर्णितः ॥
जयेत्सप्तदिनाभ्यासात्सूर्यावर्तार्धभेदकौ ॥ १७ ॥

શશલાંના માથાંનો રસ જરાતરા ગરમ કરી મરીના ચૂર્ણની સાથે સાત દિવસ સુધી પીવાથી સૂર્યાવર્ત અને અર્ધભેદક, એ બે રોગો મટી જાય છે.

બ્રાહ્મીસ્વરસ

ब्राह्मीकूष्माण्डषड्ग्रन्थाशंखिनीस्वरसाः पृथक् ॥
मधुकुष्ठयुताः पीताः सर्वोन्मादापहारिणः ॥ १८ ॥

બ્રાહ્મીનો સ્વરસ મધ અને કઠના ચૂર્ણની સાથે પીવાથી સર્વ જાતના ઉન્માદ રોગો મટી જાય છે.

કૂષ્માણ્ડસ્વરસ

ભૂરાં કોહોળાંનો સ્વરસ મધ અને કઠના ચૂર્ણની સાથે પીવાથી સર્વ જાતના ઉન્માદ રોગો મટી જાય છે.

ષડ્ગ્રન્થાસ્વરસ

ઘોડાવજનો સ્વરસ મધ અને કઠના ચૂર્ણની સાથે પીવાથી સર્વ જાતના ઉન્માદ રોગો મટી જાય છે.

શંખિનીસ્વરસ

ધોળાં ફૂલની શંખાવળીનો સ્વરસ મધ અને કઠનાં ચૂર્ણની સાથે પીવાથી સર્વ જાતના ઉન્માદ રોગો મટી જાય છે.

કૂષ્માણ્ડકસ્વરસ

कूष्माण्डकस्य स्वरसो गुडेन सह योजितः ॥
दुष्टकोद्रवसंजातं मदं पानाद्व्यपोहति ॥ १९ ॥

ભૂરાં કોહોળાંનો સ્વરસ ગોળની સાથે પીવાથી કોદરા નામે ખરાબ અનાજ ખાવાથી થયેલો મદ ઉતરી જાય છે.

ગાંગેરુકીમૂલસ્વરસ

खड्गादिच्छिन्नगात्रस्य तत्कालं पूरितो व्रणः ॥
गांगेरुकीमूलरसैर्जायते गतवेदनः ॥ २० ॥

ગાંગેરુકીનાં—ગંગેટીનાં મૂળનો સ્વરસ તરવાર આદિના ઘાથી જે ઠેકાણે છિન્નવ્રણ થયું હોય, તે ઠેકાણે તે જ વખતે તેની અન્દર રેડવાથી, વેદના ન થતાં તે મટી જાય છે.

पुटपाकस्य कल्कस्य स्वरसो गृह्यते यतः ॥

પુટપાક કરવાનો ખુલાસો

अतस्तु पुटपाकानां युक्तिरत्रोच्यते मया ॥ २१ ॥

ઔષધિનો કલ્ક કરી પછે તેનો પુટપાક કરીને સ્વરસ કાઢવામાં આવે છે; તેટલા માટે પુટપાક કરવાની વિધિ–રીતિ આ ઠેકાણે જ કહું છું.

पुटपाकस्य मात्रेयं लेपस्यांगारवर्णता ॥

પુટપાક કરવાની વિધિ

लेपं च द्व्यंगुलं स्थूलं कुर्याद्वांगुष्ठमात्रया ॥ २२ ॥
काश्मरीवटजम्ब्वादिपत्रैर्वेष्टनमुत्तमम् ॥

પુટપાક કરવા સારુ લીલી વનસ્પતિ આણી, તેને કચરી, તેનો ગોળો ( પિણ્ડો ) કરી (પણ જો સૂકી વનસ્પતિ હોય તો, તે વનસ્પતિને પાણીમાં અથવા જે પ્રવાહી પદાર્થ કહ્યો હોય તેમાં વાટી, તેનો ગોળો (પિણ્ડો) કરી), તેના ઉપર શવન, વડ અથવા જામ્બૂ આદિનાં પાંદડાં મૂકી તેના ઉપર સૂતર વીંટી, પછે તેનાપર બે આંગળ અથવા એક અંગુઠા પ્રમાણ માટીનો થર કરી, તે માટીવાળા ગોળાને અડાયાં છાણાંની અન્દર પકવવા મૂકવો. ગોળા ઉપરની માટી દેવતાના સરખી લાલચોળ દેખાય કે તરત તે ગોળો અડાયાં છાણાંના દેવતાની અન્દરથી કાઢી લઇ, તેની ઉપરની માટી તથા પાંદડાં કાઢી નાંખીને પછે તેને નીચોવી લેવો. એ રીતે નીચોવી લીધેલો જે રસ તેનું નામ પુટપાક જાણવું.

પુટપાકની માત્રા કેટલી લેવી ?

पलमात्रो रसो ग्राह्यः

પુટપાકનો રસ એક પલભાર પીવો.

પુટપાકમાં મધ કેટલું નાંખવું ?

कर्षमात्रं मधु क्षिपेत् ॥ २३ ॥

પુટપાકના રસની અન્દર, એક કર્ષ મધ નાંખવું.

પુટપાકમાં કલ્કાદિ કેટલાં નાંખવા ?

कल्कचूर्णद्रवाद्यास्तु देयाः स्वरसवद्बुधैः ॥

કલ્ક, ચૂર્ણ તથા પ્રવાહી પદાર્થો આદિ, જે પ્રમાણે સ્વરસની અન્દર નાંખવાનાં કહેલ છે તે પ્રમાણેજ પુટપાકમાં પણ નાંખવાં.

તંડુલવારિવિધિ

कंडितं तंडुलपलं जलेऽष्टगुणिते क्षिपेत् ॥ २४ ॥ भावयित्वा जलं ग्राह्यं

એક પલ છડેલા ચોખા આઠગણા પાણીની અન્દર નાંખવા. તે ચોખા પલળ્યા પછી બે હાથથી પાણીની સાથે ચોળવા; એ રીતે હાથથી ચોળેલા ચોખાનું જે પાણી, તે ચોખાનું ધોણ કહેવાય છે.

ક્યા ક્યા રોગોપર તંડુલવારિ વપરાય?

देयं सर्वत्र कर्मसु ॥

બધાં કામની અન્દર તે ધોણ વાપરવામાં આવે છે. (નીચે કુટજત્વક્પુટપાકની અન્દર આ ધોણ આવે છે, તેથી અહીં પ્રથમ લખ્યું છે.)

કુટજત્વક્પુટપાક

तत्कालाकृष्टकुटजत्वचं तंडुलवारिणा ॥ २५ ॥
पिष्टां चतुःपलमितां जम्बूपल्लववेष्टिताम् ॥

सूत्रेण बद्धां गोधूमपिष्टेनोपरिवेष्टिताम् ॥ २६ ॥
लिप्तां च घनपंकेन गोमयैर्वह्निना दहेत् ॥ अङ्गारवर्णां च मृदं दृष्ट्वा वह्नेः समुद्धरेत् ॥ २७ ॥
ततो रसं गृहीत्वा च शीतं क्षौद्रयुतं पिबेत् ॥ जयेत्सर्वानतीसारान्दुस्तरान्सुचिरोत्थितान् ॥ २८ ॥

તે જ વખતે ચાર પલ ભાર (જંગલમાંથી) આણેલી (તાજી) કડાછાલ, ચોખાના ધોણમાં વાટી, તેનો ગોળો (પિણ્ડો) કરી, તેના ઉપર જામ્બૂનાં પાંદડાં મૂકી, તેના ઉપર સૂતર વીંટી, તેના ઉપર ઘઉંનો લોટ ચોપડી, તેના ઉપર માટીનો જાડો થર કરી, તે માટીવાળા ગોળાને, ગાયના છાણનાં અડાયાં–છાણાંની અન્દર પકવવા મૂકવો. ગોળા ઉપરની માટી લાલચોળ દેખાય કે, તરત તે ગોળો, અડાયાં–છાણાંના દેવતાની અન્દરથી કાઢી લઇ, તેના ઉપરની માટી, ઘઉંનો લોટ તથા જામ્બૂનાં પાંદડાં કાઢી નાંખી, પછે તે ગોળો નીચોવીને તેનો રસ કાઢવો. રસ ઠણ્ડો થઈ ગયા પછી તેની અન્દર મધ નાંખીને પીવાથી, લામ્બા વખતથી થયેલા બધી જાતના અતિસારો મટી જાય છે.

**અરલુત્વક્પુટપાક**

अरलुत्वक्कृतश्चैव पुटपाकोऽग्निदीपनः ॥
मधुमोचरसाभ्यां च युक्तः सर्वातिसारजित् ॥ २९ ॥

અરલુત્વકની–અરડૂશાની લીલી છાલ આણી, તેને તે જ વખતે કચરી, તેનો ગોળો કરી, પ્રથમ કહેલી પુટપાકની ક્રિયા પ્રમાણે સઘળી ક્રિયા કરીને, તે ગોળાને અગ્નિ આપવો; પછી તે ગોળો લાલચોળ દેખાય કે તેને બહાર કાઢી, તેની ઉપરની માટી વિગેરે કાઢી નાંખી, તે ગોળાને નીચોવીને તેનો રસ કાઢવો. તે રસ, મધ અને મોચરસના–શેમળાના ગુન્દના ભૂકા સાથે પીવાથી સર્વ જાતના અતિસારો મટી જાય છે.

**ન્યગ્રોધાદિકલ્કપુટપાક**

न्यग्रोधादेश्च कल्केन पूरयेत् गौरतित्तिरैः ॥
निरन्त्रमुदरं सम्यक् पुटपाकेन तत्पचेत् ॥ ३० ॥
तत्कल्कस्वरसः क्षौद्रयुक्तः सर्वातिसारनुत् ॥

વડ, ઉમ્બરો, પીપળો, પારસપીપળો અને પીપર, એ પાંચે વૃક્ષોની છાલનું ચૂર્ણ કરી, પછી તેને પાણીમાં વાટી, તેનો કલ્ક કરીને પછી તેનો ગોળો બનાવવો. પછી ધોળા તેન્તર પક્ષીનું પેટ લઇ, તે પેટમાંનાં આન્તરડાં કાઢી નાખીને પછી તે પેટવાળી ખાલી જગ્યામાં, તે કલ્કનો ગોળો મૂકી, પ્રથમ કહેલી પુટપાકની ક્રિયા પ્રમાણે સઘળી ક્રિયા કરીને, તેને અગ્નિ આપવો. પછી તે ગોળાને બહાર કાઢી, તેની ઉપરની માટી વિગેરે કાઢી નાંખીને પછી તેન્તર પક્ષીના પેટમાં મૂકેલા તે કલ્કના ગોળાને બહાર કાઢી, નીચોવીને તેનો રસ કાઢવો. તે રસ ઠણ્ડો થઈ ગયા પછી મધ મેળવીને પીવાથી, બધી જાતના અતિસારો મટી જાય છે.

**સુપક્વદાડિમીફલપુટપાક**

पुटपाकेन विपचेत्सुपक्वं दाडिमीफलम् ॥ ३१ ॥
तद्रसो मधुसंयुक्तः सर्वातीसारनाशनः ॥

સારી રીતે પાકેલું દાડમ લઇ–આણી પ્રથમ કહેલી પુટપાકની ક્રિયા પ્રમાણે સઘળી ક્રિયા કરીને, તેને અગ્નિ આપવો. પછે તે ગોળો લાલચોળ દેખાય કે, તેને બહાર કાઢી, તેની ઉપરની માટી વિગેરે કાઢી નાંખી, તે દાડમને નીચોવીને તેનો રસ કાઢવો. તે રસ ઠણ્ડો થઈ ગયા પછી મધ મેળવીને પીવાથી, બધી જાતના અતિસારો મટી જાય છે

**બીજપૂરપલ્લવપુટપાક**

बीजपूराम्रजम्बूनां पल्लवानि जटाः पृथक् ॥ ३२ ॥
विपचेत्पुटपाकेन क्षौद्रयुक्तश्च तद्रसः ॥
छर्दिं निवारयेद्घोरां सर्वदोषसमुद्भवाम् ॥ ३३ ॥

બીજોરાના ઝાડનાં લીલાં પાંદડાં આણી, તેઓને, પુટપાકની ક્રિયા પ્રમાણે સઘળી ક્રિયા કરીને, પછી તેઓનો રસ કાઢવો. તે રસ મધ મેળવીને પીવાથી, બધા દોષમાંથી ઉત્પન્ન થયેલા ઘોર છર્દિ રોગ મટી જાય છે.

**બીજપૂરજટાપુટપાક** બીજોરાના ઝાડનાં લીલાં મૂળ આણી, તેઓનો પુટપાકની ક્રિયા પ્રમાણે સઘળી ક્રિયા કરીને, પછી તેઓનો રસ કાઢવો. તે રસ મધ મેળવીને પીવાથી, બધા દોષમાંથી ઉત્પન્ન થયેલો ઘોર છર્દિ રોગ મટી જાય છે.

**આમ્રપલ્લવપુટપાક** આમ્બાના ઝાડનાં લીલાં પાંદડાં આણી, તેઓની પુટપાકની ક્રિયા પ્રમાણે સઘળી ક્રિયા કરીને, પછી તેઓનો રસ કાઢવો. તે રસ મધ મેળવીને પીવાથી, બધા દોષમાંથી ઉત્પન્ન થયેલો ઘોર છર્દિ રોગ મટી જાય છે.

**આમ્રજટાપુટપાક** આમ્બાના ઝાડનાં લીલાં મૂળ આણી, તેઓની, પુટપાકની ક્રિયા પ્રમાણે સઘળી ક્રિયા કરીને, પછી તેઓનો રસ કાઢવો. તે રસ, મધ મેળવીને પીવાથી, બધા દોષમાંથી ઉત્પન્ન થયેલો ઘોર છર્દિ રોગ મટી જાય છે.

**જમ્બૂપલ્લવપુટપાક** જામ્બૂના ઝાડનાં લીલાં પાંદડાં આણી, તેઓની પુટપાકની ક્રિયા પ્રમાણે સઘળી ક્રિયા કરીને, પછી તેઓનો રસ કાઢવો. તે રસ, મધ મેળવીને પીવાથી, બધા દોષમાંથી ઉત્પન્ન થયેલો ઘોર છર્દિ રોગ મટી જાય છે.

**જમ્બૂજટાપુટપાક** જામ્બૂના ઝાડનાં લીલાં મૂળ આણી, તેઓની પુટપાકની ક્રિયા પ્રમાણે સઘળી ક્રિયા કરીને, પછે તેઓનો રસ કાઢવો. તે રસ મધ મેળવીને પીવાથી, બધા દોષમાંથી ઉત્પન્ન થયેલો ઘોર છર્દિ રોગ મટી જાય છે.

**વૃષપત્રપુટપાક**

पिष्टानां वृषपत्राणां पुटपाकरसो हिमः ॥
मधुयुक्तो जयेद्रक्तपित्तकासज्वरक्षयान् ॥ ३४ ॥

અરડુશીનાં લીલાં પાંદડાં આણી, તેઓને વાટી, પછે પુટપાકની ક્રિયા પ્રમાણે સઘળી ક્રિયા કરીને તેઓનો રસ કાઢવો. તે રસ ઠણ્ડો થઈ ગયા પછી તેની સાથે મધ મેળવીને પીવાથી રક્તપિત્ત, કાસ, જ્વર અને ક્ષય, એ સર્વે રોગો મટી જાય છે.

**સપંચાંગક્ષુદ્રાપુટપાક**

पचेत् क्षुद्रां सपञ्चांगां पुटपाकेन तद्रसः ॥
पिप्पलीचूर्णसंयुक्तः कासश्वासकफापहः ॥ ३५ ॥

બેઠીભોંરિંગણીનો મૂળ સાથે આખો છોડ આણી, તેની પુટપાકની ક્રિયા પ્રમાણે સઘળી ક્રિયા કરીને પછી તેનો રસ કાઢવો. એ રસ લીણ્ડીપીપરના ચૂર્ણની સાથે પીવાથી કાસ, શ્વાસ અને કફ, એ સર્વે રોગો મટી જાય છે.

**બિભીતકફપુટપાક**

बिभीतकफलं किंचित् घृतेनाभ्यज्य लेपयेत् ॥
गोधूमपिष्टेनांगारैर्विपचेत्पुटपाकवत् ॥ ३६ ॥

ततः पक्कं समुद्धृत्य त्वचं तस्य मुखे क्षिपेत् ॥ कासश्वासप्रतिश्यायस्वरभंगान् जयेत्ततः ॥ ३७ ॥

બેહેડાંનાં ફલ આણી, તેને કૈંક ઘી લગાડી, તેને ઘઉંના લોટની બાટીની અન્દર મૂકી, પછી તે બાટીને અંગારાપર મૂકીને સેકવી. તે બાટી પરિપકવ થાય ત્યારે તેને, અંગારાપરથી ઉતારી લઈ, તે બાટીની અન્દરથી પરિપકવ થયેલાં બેહેડાં કાઢી લઈ, તેની છાલ ઉખેડીને-કાઢીને મોંમાં રાખવાથી કાસ, શ્વાસ, પ્રતિશ્યાય અને સ્વરભંગ, એ સર્વે રોગો મટી જાય છે.

શુણ્ઠીપુટપાક

चूर्णं किंचित् घृताभ्यक्तं शुंठ्या एरण्डजैर्दलैः ॥
वेष्टितं पुटपाकेन विपचेत् मन्दवह्निना ॥ ३८ ॥

तत उद्धृत्य तच्चूर्णं ग्राह्यं प्रातः सितासमं ॥ तेन यान्ति समं पीडा आमातीसारसम्भवाः ॥३९॥

શુણ્ઠનું ચૂર્ણ કરી, તેની અન્દર કૈંક ઘી નાંખી, તેનો ગોળો કરી તેના ઉપર એરંડાનાં પાંદડાં મૂકી, તેનાપર સૂતર વીંટી, તેનાપર માટીનો લેપ કરી, પ્રથમ કહેલી પુટપાકની ક્રિયા પ્રમાણે અગ્નિની ધીમી આંચ દેવી. પછે તે ગોળો બહાર કાઢી, તેની ઉપરનાં પાંદડાં વિગેરે કાઢી નાંખીને તેનું ચૂર્ણ કરવું. પછે તે શુણ્ઠનું ચૂર્ણ તથા સાકર, એ બન્ને સરખે ભાગે લઈ, સવારના પોરમાં ખાવાથી આમાતીસારની પીડા મટી જાય છે.

શુણ્ઠીકલ્કપુટપાક

शुण्ठीकल्कं विनिक्षिप्य रसैरेरण्डमूलजैः ॥
विपचेत्पुटपाकेन तद्रसः क्षौद्रसंयुतः ॥ ४० ॥
आमवातसमुद्भूतां पीडां जयति दुस्तराम् ॥

એરંડાના મૂળના રસમાં શુણ્ઠનું ચૂર્ણ નાંખી, તેનો કલ્ક કરી તેનો ગોળો વાળી, પ્રથમ કહેલી પુટપાકની ક્રિયા પ્રમાણે અગ્નિ આપી, પછી તે ગોળાને કાઢીને તેનો રસ કાઢવો. તે રસ મધ સાથે પીવાથી, ન મટી શકે એવી આમવાતની પીડા મટી જાય છે.

સૌરણકન્દપુટપાક

सौरणं कन्दमादाय पुटपाकेन पाचयेत् ॥ ४२ ॥
सतैललवणं तस्य रसश्चार्शोविकारनुत् ॥

સૂરણનો કન્દ આણી, તેને કચરી, તેની અન્દર તલનું તેલ તથા સિન્ધાલુણ મેળવી, તેનો ગોળો વાળી, પુટપાકની ક્રિયા પ્રમાણે તૈયાર કરીને તેનો રસ કાઢવો. તે રસ પીવાથી, અર્શરોગ મટી જાય છે.

હરિણશૃંગપુટપાક

शरावसंपुटे दग्धं शृंगं हरिणजं पिबेत् ॥ ४२ ॥
गव्येन सर्पिषा युक्तं हृच्छूलं नाशयेत् ध्रुवम् ॥

હરણનાં શિંગડાંના કટકા કરી, માટીના કોડિયાંની અન્દર મૂકી, તેની ઉપર બીજું કોડિયું ઉંધું વાળી-પાડી, તે બન્ને કોડિયાંની સાન્ધપર કપડું લપેટી, તેનાપર માટી ચોપડી, ગાયનાં અડાયાં-છાણાંનો અગ્નિ આપીને તેની ભસ્મ કરવી. તે ભસ્મ, ગાયના ઘીની સાથે ચાટવાથી નક્કી હૃદયશૂલ મટી જાય છે.

એ રીતે દામોદરના પુત્ર શાર્ઙ્ગધરે રચેલી શાર્ઙ્ગધર સંહિતાને વિષે મધ્યમખણ્ડના ચિકિત્સા-સ્થાનમાંનાં સ્વરસાદિ ઔષધો નામે પહેલા અધ્યાયની ગુર્જર ટીકા સમ્પૂર્ણા.

---

# અધ્યાય ૨ જો, ક્વાથાદિ ઔષધો

**ક્વાથ** કરવાની વિધિ

पानीयं षोडशगुणं क्षुण्णे द्रव्यपले क्षिपेत् ॥
मृत्पात्रे क्राथयेत् ग्राह्यमष्टमांशावशेषितम् ॥ १ ॥

માટીના વાસણમાં એક પલ અધકચર્યું ઔષધ તથા સોલગણું પાણી નાંખીને, તે (માટીનાં વાસણ)ને, "ધીમી આંચવાળા અગ્નિપર" ઉકાળવા મૂકવું અને ઉકળતાં ઉકળતાં આઠમો ભાગ પાણી બાકી રહે ત્યારે હેઠે ઉતારીને ગાળી લેવું, એનું નામ ક્વાથ જાણવું.

કેવો ઉષ્ણ ક્વાથ પીવો ?

तज्जलं पाययेद्धीमान्कोष्णं मृद्वग्निसाधितम् ॥

ધીમી આંચવાળા અગ્નિપર ઉકાળેલું ક્વાથનું પાણી કૈંક ઉંનું ઉંનું અર્થાત્ સેવાતું સેવાતું બુદ્ધિમાન્ વૈદ્યે રોગીને પાવું.

**ક્વાથ**નાં નામો

शृतः क्राथः कषायश्च निर्व्यूहः स निगद्यते ॥ २ ॥

ઉપર કહ્યા પ્રમાણે ઉકાળેલાં પાણીનાં નામ શૃત, ક્વાથ, કષાય અને નિર્વ્યૂહ જાણવાં.

**ક્વાથ** ક્યારે પીવો ?

आहाररसपाके च संजाते

ખાધેલા અન્નના રસનો પાક થયા પછી, એટલે ખાધેલું અન્ન સારી રીતે પાચન થઈ ગયા પછી ક્વાથ પીવાનું કહ્યું છે.

કેટલા પલ ક્વાથ પીવો ?

द्विपलोन्मितं ॥ वृद्धवैद्योपदेशेन पिबेत्क्वाथं सुपाचितम् ॥ ३ ॥

વૃદ્ધ વૈદ્યના કહેવા પ્રમાણે સારી રીતે ઉકાળેલો ક્વાથ બે પલ સુધી પીવો.

**ક્વાથ**માં સાકર કેટલી નાંખવી?

क्वाथे क्षिपेत्सितामंशैश्चतुर्थाष्टमषोडशैः ॥
वातपित्तकफातंके विपरीतं मधु स्मृतम् ॥ ४ ॥

વાત રોગીના ક્વાથમાં, ક્વાથનો ચોથો ભાગ એટલે અર્ધો પલ સાકર નાંખવી. પિત્ત રોગીના ક્વાથમાં, ક્વાથનો આઠમો ભાગ–પા પલ સાકર નાંખવી. અને કફ રોગીના ક્વાથમાં ક્વાથનો સોલમો ભાગ–અર્ધો કર્ષ સાકર નાંખવી.

**ક્વાથ**માં મધ કેટલું નાંખવું?

વાત રોગીના ક્વાથમાં, ક્વાથનો સોલમો ભાગ–અર્ધો કર્ષ મધ નાંખવું. પિત્ત રોગીના ક્વાથમાં, ક્વાથનો આઠમો ભાગ પા પલ મધ નાંખવું અને કફ રોગીના ક્વાથમાં ક્વાથનો ચોથો ભાગ–અર્ધો પલ મધ નાંખવું.

**ક્વાથ**માં શાણ ઔષધો ક્યા ક્યા નાંખવાં?

जीरकं गुग्गुलुं क्षारं लवणं च शिलाजतु ॥
हिङ्गुत्रिकटुकं चैव क्वाथे शाणोन्मितं क्षिपेत् ॥ ५ ॥

જીરું, ગુગળ, જવખાર, સિન્ધાલુણ, શિલાજિત્, સેકલી હિંગું, શુણ્ઠ, લીણ્ડીપીપર અને મરી, એ નવે ઔષધોમાંનું જે ઔષધ ક્વાથમા નાખવું હોય તે ઔષધ એક શાણ નાંખવું.

**ક્વાથ**માં કર્ષ પદાર્થો કયા કયા નાંખવા?

क्षीरं घृतं गुडं तैलं मूत्रं चान्यद्द्रवं तथा ॥
कल्कं चूर्णादिकं क्वाथे निक्षिपेत्कर्षसम्मितम् ॥ ६ ॥

દૂધ, ઘી, ગોળ, તેલ, મૂત્ર, બીજા પ્રવાહી પદાર્થો, કલ્ક અને ચૂર્ણાદિક પદાર્થો, આ પદાર્થોમાંનો જે પદાર્થ, ક્વાથમાં નાંખવો હોય, તે પદાર્થ એક કર્ષ નાંખવો.

**ક્વાથ** ન ઢાંકવાનું કારણ

अपिधानमुखे पात्रे जलं दुर्जरतां व्रजेत् ॥
तस्मादावरणं त्यक्त्वा क्वाथादीनां विनिश्चयः ॥ ७ ॥

ક્વાથ ઉકાળતી વખતે ક્વાથનું વાસણ ઢાંકવાથી, ક્વાથનું પાણી બગડી જાય છે, એટલા માટે ક્વાથ ઉકાળતી વખતે ક્વાથનાં વાસણનું મોઢું ઢાંકવું જ નહિ.

**ગુડૂચ્યાદિગણ** ક્વાથ

गुडूचीधान्यकारिष्टरक्तचन्दनपद्मकैः ॥
गुडूच्यादिगणक्वाथः सर्वज्वरहरः स्मृतः ॥ ८ ॥
दीपनो दाहहृल्लासतृष्णाछर्द्यरुचीर्जयेत् ॥

ગળો, ધાણા, લિમ્બડાની છાલ, રતાંજલી અને પદ્મક, આ પાંચે ઔષધોના ક્વાથનું નામ ગુડૂચ્યાદિ ગણ છે, આ ક્વાથ સર્વ જાતના જ્વરો મટાડે, જઠરાગ્નિ દીપન કરે તથા દાહ, હલ્લાસ, તૃષ્ણા, છર્દિ અને અરુચિ પણ મટાડે.

**ના**ગરાદિપાચન ક્વાથ

नागरं देवकाष्ठं च धान्यकं बृहतीद्वयम् ॥ ९ ॥
दद्यात्पाचनकं पूर्वं ज्वरितानां ज्वरापहम् ॥

શુણ્ઠ, દેવદારુ, ધાણા, ઉભીભોંરિંગણી, અને બેઠી ભોંરિંગણી આ પાંચે ઔષધોનો ક્વાથ, જ્વરવાળાઓના જ્વરનું પાચન થવા માટે, પ્રથમ આપવાથી (સર્વે) જ્વરોનો નાશ થાય છે.

**ક્ષુ**દ્રાદિ કષાય

क्षुद्रा किराततिक्तं च शुण्ठी छिन्ना च पौष्करम् ॥ १० ॥
कषाय एषां शमयेत् पीतश्चाष्टविधं ज्वरम् ॥

બેઠીભોંરિંગણી, કરિયાતું, કડૂ. શુણ્ઠ, ગળો અને પુષ્કરમુળ—શાહતર (યુનાની), આ છએ ઔષધોનો ક્વાથ પીવાથી, અષ્ટવિધ (આઠ જાતના) જ્વરો મટી જાય છે.

**ગુડૂચ્યાદિ** પાચનક્વાથ

गुडूचीपिप्पलीमूलनागरैः पाचनं स्मृतम् ॥ ११ ॥
दद्याद्वातज्वरे पूर्णलिंगे सप्तमवासरे ॥

ગળો, પીપરીમુળના ગણ્ઠોડા અને શુણ્ઠ, આ ત્રણે ઔષધોનો ક્વાથ, વાતજ્વર સમ્પૂર્ણ સ્વરુપમાં આવ્યા પછી, સાતમે દિવસે પાચન થવા સારુ આપવાથી વાતજ્વર મટી જાય છે.

**શા**લિપર્ણ્યાદિ ક્વાથ

शालिपर्णी बला द्राक्षा गुडूची सारिवा तथा ॥ १२ ॥
आसां क्वाथं पिबेत्कोष्णं तीव्रवातज्वरच्छिदम् ॥

સુગન્ધી સમેરવાનાં મૂળ, બલદાણાના—ખરેટીનાં મૂળ, દ્રાક્ષ, ગળો અને કપુરીમધુરી, આ પાંચે ઔષધોનો ક્વાથ, કૈંક ઉંનો ઉંનો પીવાથી, તીવ્ર વાતજ્વર મટી જાય છે.

કાશ્મર્યાદિ કષાય

काश्मरीसारिवाद्राक्षात्रायमाणामृताभवः ॥ १३ ॥
कषायः सगुडः पीतो वातज्वरविनाशनः ॥

શવનનું મૂળ, કપુરીમધુરી, દ્રાક્ષ, ત્રાયમાણ અને ગળો, આ પાંચે ઔષધોનો કવાથ, ગોળ સાથે પીવાથી વાતજ્વર મટી જાય છે.

કટ્ફલાદિપાચન શૃત

कट्फलेन्द्रयवा पाठा तिक्ता मुस्तैः शृतं जलं ॥ १४ ॥
पाचनं दशमेऽह्नि स्यात्तीव्रे पित्तज्वरे नृणां ॥

કાયફળ, ઇન્દ્રજવ, કાળીપાટ, કડુ અને નાગરમોથ, આ પાંચે ઔષધોનો કવાથ, તીવ્ર પિત્તજ્વર આવ્યા પછી, દશમે દિવસે પાચન થવા સારુ આપવાથી તીવ્ર પિત્તજ્વર મટી જાય છે.

પર્પટાદિ કવાથ

पर्पटो वासकस्तिक्ता कैरातो धन्वयासकः ॥ १५ ॥
प्रियंगुश्च कृतः क्काथ एषां शर्करया युतः ॥
पिपासादाहपित्तास्रयुतं पित्तज्वरं जयेत् ॥१६॥

ખડસલિયો, અરડૂશી, કડુ, કરિયાતું, ધમાસો અને ઘઉંલા, આ છએ ઔષધોનો કવાથ, સાકર સાથે પીવાથી, પિપાસા, દાહ અને રક્તપિત્ત યુક્ત પિત્તજ્વર મટી જાય છે.

દ્રાક્ષાદિ કવાથ

द्राक्षा हरीतकी मुस्तं कटुकी कृतमालकः ॥
पर्पटश्च कृतः क्काथ एषां पित्तज्वरापहः ॥ १७ ॥
तृण्मूर्च्छादाहपित्तासृक् शमनो भेदनः स्मृतः ॥

દ્રાક્ષ, હરડે, નાગરમોથ, કડુ, ગરમાળાનો ગોળ અને ખડસલિયો, આ છએ ઔષધોનો કવાથ પીવાથી પિત્તજ્વર, તૃટ્, મૂર્ચ્છા, દાહ અને રક્તપિત્ત, એ રોગોનું શમન થાય છે અને મલાદિકનું ભેદન થાય છે.

પર્પટકવાથ

एकः पर्पटकः श्रेष्ठः पित्तज्वरविनाशनः ॥ १८ ॥
किं पुनर्यदि युज्येत चन्दनोशीरवालकैः ॥

ફક્ત એકલા ખડસલિયાનો કવાથ, પોતે જ પિત્તજ્વરનો નાશ કરનારો છે એટલે મટાડનારો છે.

પર્પટાદિ કવાથ

રતાંજલી, કાળો વાળો અને ધોળો વાળો, આ ત્રણે ઔષધો જો ખડસલિયાની સાથે ભેળ્યાં હોય તો અર્થાત્ આ ચારે ઔષધોનો જો કવાથ કર્યો હોય તો પછી શું ખામી રહે? અર્થાત્ આ કવાથ, પિત્તજ્વરનો નાશ જ કરે.

બીજપૂરશિફાદિ પાચનશૃત

वीजपूरशिफा पथ्या नागरग्रन्थिकैः श्रुतम् ॥ १९ ॥
सक्षारं पाचनं श्लेष्मज्वरे द्वादशवासरे ॥

બીજોરાંના ઝાડનું મૂળ, હરડે, શુણ્ઠ અને પીપરીમૂળના ગણ્ઠોડા, આ ચારે ઔષધોનો કવાથ કફજ્વર આવ્યા પછી બારમે દિવસે પાચન થવા સારુ, જવખારની સાથે આપવાથી, કફજ્વર મટી જાય છે.

**બી**જપૂરાદિ પાચનશૃતઃ— પાઠાન્તર

बीजपूरशिवा पथ्या नागरग्रन्थिकैः शृतम् ॥ १९ ॥
सक्षारं पाचनं श्लेष्मज्वरे द्वादशवासरे ॥

બીજોરાનાં ઝાડનું મૂળ, આંબળાં (શિવાનો "આંબળાં" આવો અર્થ પણ થાય છે), હરડે, શુણ્ઠ અને પીપરીમૂળના ગણ્ઠોડા, એ પાંચે ઔષધોનો કવાથ, કફજ્વર આવ્યા પછી બારમે દિવસે પાચન થવા સારુ જવખારની સાથે આપવાથી કફજ્વર મટી જાય છે.

**ભૂ**નિમ્બાદિ કવાથ

भूनिम्बनिम्बपिप्पल्यः शठी शुण्ठी शतावरी ॥ २० ॥
गुडूची बृहती चेति क्वाथो हन्यात्कफज्वरम् ॥

કરિયાતું, લિમ્બડાની છાલ, લીંડીપીપર, કચૂરો, શુણ્ઠ, શતાવરી, ગળો અને ઉભીભોરિંગણી, આ આઠે ઔષધોનો કવાથ પીવાથી કફજ્વર મટી જાય છે.

**પ**ટોલાદિ કવાથ

पटोलत्रिफलातिक्ताशटीवासामृताभवः ॥ २१ ॥
क्वाथो मधुयुतः पीतो हन्यात्कफकृतं ज्वरम् ॥

પટોલ—કડવાં પરવર, હરડાં, બેહેડાં, આમ્બળાં, કડુ, કચૂરો, અરડૂશી અને ગળો, આ આઠે ઔષધોનો કવાથ મધ સાથે પીવાથી કફજ્વર મટી જાય છે.

**પ**ર્પટાદિ કવાથ

पर्पटाब्दामृताविश्वकैरातैः साधितं जलम् ॥ २२ ॥
पञ्चभद्रमिदं ज्ञेयं वातपित्तज्वरापहम् ॥

ખડસલિયો, નાગરમોથ, ગળો, શુણ્ઠ અને કરિયાતું, આ પાંચે ઔષધોનો, પંચભદ્ર નામે કવાથ વાતપિત્તજ્વરનો નાશ કરનારો છે.

**ક્ષુ**દ્રાદિકષાય

क्षुद्राशुण्ठीगुडूचीनां कषायः पौष्करस्य च ॥ २३ ॥
कफवाताधिके पेयो ज्वरे वापि त्रिदोषजे ॥
कासश्वासारुचिकरे पार्श्वशूलविधायिनि ॥ २४ ॥

બેઠીભોરિંગણી, શુણ્ઠ, ગળો અને પુષ્કરમૂળ—શાહતર (યુનાની), આ ચારે ઔષધોનો કવાથ પીવાથી વાતકફજ્વર તથા શ્વાસ, કાસ, અરુચિ અને પાર્શ્વશૂલવાળો સંનિપાતજ્વર મટી જાય છે.

**આ**રગ્વધાદિ કવાથ

आरग्वधकणामूलमुस्तातिक्ताभयाकृतः ॥
क्वाथः क्षमयति क्षिप्रं ज्वरं वातकफोद्भवम् ॥ २५ ॥
आमशूलप्रशमनो भेदी दीपनपाचनः ॥

ગરમાળાનો ગોળ, પીપરીમૂળના ગણ્ઠોડા, નાગરમોથ, કડૂ અને હરડે, આ પાંચે ઔષધોનો કવાથ પીવાથી વાતકફજ્વર જલદી ઉતરી જાય, આમશૂળ મટી જાય તથા ભેદન અને દીપનપાચન પણ થાય છે.

**અ**મૃતાદિ શૃત

अमृतारिष्टकटुकामुस्तेन्द्रयवनागरैः ॥ २६ ॥
पटोलचन्दनाभ्यां च पिप्पलीचूर्णयुक्शृतम् ॥
अमृताष्टकमेतच्च पित्तश्लेष्मज्वरापहम् ॥ २७ ॥ छर्द्यरोचकहृल्लासदाहतृष्णाविनाशनम् ॥

ગળો, લિમ્બડાની છાલ, કડુ, નાગરમોથ, ઇન્દ્રજવ, શુણ્ઠ, પટોલ–કડવાં પરવર અને રતાંજલી, આ આઠે ઔષધોના કવાથનું નામ અમૃતાષ્ટક પણ છે. આ આઠે ઔષધોનો કવાથ લીણ્ડીપીપરના ચૂર્ણ સાથે પીવાથી પિત્તકફજ્વર, છર્દિ, અરોચક, હલ્લાસ, દાહ અને તૃષ્ણા મટી જાય છે.

પટોલાદિ ગણક્વાથ

पटोलं चन्दनं मूर्वातिक्ता पाठामृतागणः ॥ २८ ॥
पित्तश्लेष्मज्वरच्छर्दिदाहकण्डुविषापहः ॥

પટોલ–કડવાં પરવર, રતાંજલી, મૂર્વા–મોરવેલ, કડુ, કાળીપાટ અને ગળો, આ ૭ ઔષધોનો કવાથ પીવાથી પિત્તકફજ્વર, છર્દિ, દાહ અને કણ્ડૂ પણ મટી જાય છે તથા વિષ (ઝેર) ઉતરી જાય છે.

કણ્ટકાર્યાદિ પાચનશૃત

कण्टकारीद्वयं शुण्ठी धान्यकं सुरदारु च ॥ २९ ॥
एभिः शृतं पाचनं स्यात् सर्वज्वरविनाशनम् ॥

ઉભીભોંરિંગણી, બેઠીભોંરિંગણી, શુણ્ઠ, ધાણા અને દેવદાર, આ પાંચે ઔષધોનો કવાથ પાચન કરે છે અને સર્વ પ્રકારના જ્વરોને મટાડે છે.

દશમૂલા(શાલિપર્ણ્યા)દિ કવાથ

शालिपर्णीपृष्टिपर्णीबृहतीद्वयगोक्षुरैः ॥ ३० ॥
बिल्वाग्निमन्थश्योनाककाश्मरीपाटलायुतैः ॥
दशमूलमिति ख्यातं क्वथितं तज्जलं पिबेत् ॥ ३१ ॥

पिप्पलीचूर्णसंयुक्तं वातश्लेष्मज्वरापहम् ॥ सन्निपातज्वरहरं सूतिकादोषनाशनम ॥ ३२ ॥
शोषशैत्यभ्रमस्वेदकासश्वासविकारनुत् ॥ हृत्कण्ठग्रहपार्श्वार्तितन्द्रामस्तकशूलहृत् ॥ ३३ ॥

સુગન્ધી સમેરવો, સમેરવો, ઉભીભોંરિંગણી, બેઠીભોંરિંગણી, ગોખરુ, બીલી, અરણી, શ્યોનાક–અરડૂશો, શવન અને પાટલા–પાડળ, આ દશે ઔષધોનાં મૂળનો કવાથ, લીણ્ડીપીપરના ચૂર્ણ સાથે પીવાથી વાતકફજ્વર, સન્નિપાતજ્વર, સૂતિકા રોગ, શોષ, શૈત્ય કફ, ભ્રમ, સ્વેદપિત્ત, કાસ, શ્વાસ, હૃદ્ગ્રહ, કણ્ઠગ્રહ, પાર્શ્વાર્તિ, તન્દ્રા અને મસ્તકશૂળ, આ સર્વે રોગો મટી જાય છે.

અભયાદિ શૃત

अभयामुस्तधान्याकरक्तचन्दनपद्मकैः ॥
वासकेन्द्रयवोशीरगुडूचीकृतमालकैः ॥ ३४ ॥

पाठानागरतिक्ताभिः पिप्पलीचूर्णयुक्शृतम् ॥ पिबेत्त्रिदोषज्वरजित्पिपासाकासदाहनुत् ॥ ३५ ॥
प्रलापश्वासतन्द्राघ्नं दीपनं पाचनं परम् ॥ विण्मूत्रानिलविष्टंभवमिशोषारुचिच्छिदम् ॥ ३६ ॥

હરડે, નાગરમોથ, ધાણા, રતાંજલી, પદ્મકનું લાકડું, અરડૂશી, ઇન્દ્રજવ, વાળો, ગળો, ગરમાળાનો ગોળ, કાળીપાટ, શુણ્ઠ અને કડુ, આ તેરે ઔષધોનો કવાથ લીણ્ડીપીપરના ચૂર્ણ સાથે પીવાથી ત્રિદોષજ્વર, પિપાસા, કાસ, દાહ, પ્રલાપ, શ્વાસ અને તન્દ્રા, આ રોગો મટી જાય છે; અત્યન્ત દીપન પાચન થાય છે; વિટ્વિષ્ટમ્ભ, મૂત્રવિષ્ટમ્ભ, અનિલવિષ્ટમ્ભ, વમિ, શોષ અને અરુચિ, આ રોગો પણ મટી જાય છે.

પિપ્પલ્યાદિ કષાય

पिप्पलीपिप्पलीमूलचव्यचित्रकनागरैः ॥
वचासातिविषाजाजीपाठावत्सकरेणुकैः ॥ ३७ ॥
किराततिक्तकं मूर्वा सर्षपा मरिचानि च ॥ कटुकं पुष्करं भार्ङ्गी[1] विडंगं कर्कटाह्वयम् ॥ ३८ ॥
अर्कमूलं बृहत्सिंही श्रेयसी सदुरालभा ॥ दीप्यकं चाजमोदा च शुकनासादिहिंगुभिः ॥ ३९ ॥
एतानि समभागानि गणोऽष्टविंशको मतः ॥ कषायमुपभुञ्जीत वातश्लेष्मज्वरापहः ॥ ४० ॥
हंति वातं तथा शीतं प्रस्वेदमतिवेपथु ॥ प्रलापं चातिनिद्रां च रोमहर्षारुची तथा ॥ ४१ ॥
महावातेऽपतंत्रे च सर्वगात्रे च शून्यताम् ॥ अयं सर्वज्वरान्हंति सन्निपातांस्त्रयोदश ॥ ४२ ॥

લીણ્ડીપીપર, પીપરીમૂળના ગણ્ઠોડા, ચવક, ચિત્રો, શુણ્ઠ, ઘોડાવજ, અતિવિષની કળી, જીરું, કાળીપાટ, કડાછાલ, રેણુકબીજ, કરિયાતું, મૂર્વા–મોરવેલ, સર્ષવ, મરી, કડુ, પુષ્કરમૂળ–શાહતર (યુનાની), ભારંગી, વાવડિંગ, કાકડાશિંગી, આકડાનું મૂળ, ઉભીભોંરિંગણીનાં મૂળ, રાસ્ના, ધમાસો, અજમા, ખોડી અજમોદ, શ્યોનાક–અરડૂશો અને હિંગ, આ અઠ્ઠાવીશે ઔષધો સરખે ભાગે લઇ, તેનો કવાથ કરીને પીવાથી વાતકફજ્વર, વાત, શીત, પ્રસ્વેદ, અતિવેપથુ, પ્રલાપ, અતિનિદ્રા, રોમહર્ષ, અરુચિ, અપતન્ત્ર મહાવાત, સર્વ ગાત્રશૂન્યતા, સર્વ જ્વરો અને તેર જાતના સન્નિપાતજ્વરો મટી જાય છે.

કૈરાતાદિ કષાય

कैरातकटुकीमुस्ताधान्येन्द्रयवनागरैः ॥
दशमूलमहादारुगजपिप्पलिकायुतैः ॥ ४३ ॥
कृतः कषायः पार्श्वार्तिं सन्निपातज्वरं जयेत् ॥ कासश्वासवमीहिक्कातन्द्राहृद्ग्रहनाशनः ॥ ४४ ॥

કરિયાતું, કડુ, નાગરમોથ, ધાણા, ઇન્દ્રજવ, શુણ્ઠ, સુગન્ધી સમેરવો, ઉભીભોંરગણી, બેઠીભોંરિંગણી, ગોખરુ, બીલી, અરણી, શ્યોનાક–અરડૂશો, શવન, પાટલા–પાડળ, એ દશે ઔષધોનાં મૂળો, દેવદારુ અને ગજપીપર, આ અઢારે ઔષધોનો કવાથ પીવાથી પાર્શ્વાર્તિ, સન્નિપાતજ્વર, કાસ, શ્વાસ, વમી, હિક્કા, તન્દ્રા, અને હૃદ્ગ્રહ, આ રોગો મટી જાય છે.

કટ્ફલાદિ કવાથ

कट्फलाम्बुदभार्ङ्गीभिर्धान्यरोहिषपर्पटैः ॥
वचाहरीतकीशृंगीदेवदारुमहौषधैः ॥ ४५ ॥
क्राथः कासं ज्वरं हंति श्वासश्लेष्मगलग्रहान् ॥

કાયફળ, નાગરમોથ, ભારંગીનાં મૂળ, ધાણા, રોશનું ખડ, ખડસાલિયા, ઘોડાવજ, હરડે, કાકડાશિંગી, દેવદારુ અને શુણ્ઠ, આ અગ્યારે ઔષધોનો કવાથ કરીને પીવાથી કાસ, જવર, શ્વાસ, કફ અને ગલગ્રહ, આ રોગો મટી જાય છે.

ગુડૂચીકવાથ

क्राथो जीर्णज्वरं हन्ति गुडूच्याः पिप्पलीयुतः ॥ ४६ ॥

ગળોનો કવાથ લીણ્ડીપીપરના ચૂર્ણ સાથે પીવાથી જીર્ણજ્વર મટી જાય છે.

પર્પટકવાથ

तथा पर्पटजः क्राथः पित्तज्वरहरः परः ॥

ખડસલિયાનો કવાથ લીણ્ડીપીપરના ચૂર્ણની સાથે પીવાથી પિત્તજ્વર મટી જાય છે.

---

૧ નિઘણ્ટ રત્નાકરમાં 'कट्फलं पुष्करं भार्ङ्गी' એમ પાઠ છે.

किं पुनर्यदि युज्येत चन्दनोदीच्यनागरैः ॥ ४७ ॥

**પર્પટાદિ ક્વાથ**

ખડસલિયો, રતાંજલી, વાળો અને શુણ્ઠ, એ ચારે ઔષધોનો ક્વાથ કરીને પીધો હોય તો પછી શું ખામી રહે? અર્થાત્ પિત્તજ્વરનો નાશ જ થાય.

**નિદિગ્ધિકાદિ ક્વાથ**

निदिग्धिकाऽमृताशुण्ठीकषायं पाययेद्भिषक् ॥
पिप्पलीचूर्णसंयुक्तं श्वासकासार्दितापहम् ॥ ४८ ॥
पीनसारुचिवैस्वर्यशूलजीर्णज्वरच्छिदम् ॥

બેઠી ભોંરિંગણી, ગળો અને શુણ્ઠ, એ ત્રણે ઔષધોનો ક્વાથ, લીણ્ડીપીપરના ચૂર્ણ સાથે પીવાથી શ્વાસ, કાસ, અર્દિતવાત, પીનસ, અરુચિ, વૈસ્વર્ય, શૂળ અને જીર્ણજ્વર મટી જાય છે.

**દેવદાર્વાદિ ક્વાથ**

देवदारु वचा कुष्ठं पिप्पली विश्वभेषजम् ॥ ४९ ॥
कट्फलं मुस्तभूनिम्बतिक्तधान्या हरीतकी ॥
गजकृष्णा च दुःस्पर्शा गोक्षुरं धन्वयासकम् ॥ ५० ॥ बृहत्यतिविषा छिन्ना कर्कटा कृष्णजीरकं ॥
क्वाथमष्टावशेषं तु प्रसूतां पाययेत्स्त्रियम् ॥ ५१ ॥ शूलकासज्वरश्वासमूर्च्छाकम्पशिरोऽर्तिजित् ॥

દેવદારુ, ઘોડાવજ, કઠ, લીણ્ડીપીપર, શુણ્ઠ, કાયફળ, નાગરમોથ, કરિયાતું, કડુ, ધાણા, હરડે, ગજપીપર, બેઠીભોંરિંગણી, ગોખરુ, ધમાસો, ઉભીભોંરિંગણી, અતિવિષની કળી, ગળો, કાકડાશિંગી અને શાહજીરું, એ વીશે ઔષધોનો ઉકાળો કરવો અને આઠમો ભાગ પાણી બાકી રહે ત્યારે, તે ક્વાથ નીચે ઉતારી, ગાળી લઇને પ્રસૂત થયેલી—સૂવાવડી સ્ત્રીને પાવાથી પ્રસૂતિ સમ્બન્ધી શૂળ, કાસ, જ્વર, શ્વાસ, મૂર્ચ્છા, કમ્પવાત અને શિરોરોગ મટી જાય છે.

**ક્ષુદ્રાદિ ક્વાથ**

क्षुद्राधान्यकशुंठिभिर्गुडूचीमुस्तपद्मकैः ॥ ५२ ॥
रक्तचंदनभूनिंबपटोलवृषपौष्करैः ॥
कटुकेन्द्रयवाऽरिष्टभार्ङ्गीपर्पटकैः समैः ॥ ५३ ॥ क्वाथं प्रातर्निषेवेत सर्वशीतज्वरच्छिदम् ॥

બેઠીભોંરિંગણી, ધાણા, શુણ્ઠ, ગળો, નાગરમોથ, પદ્મકનું લાકડું, રતાંજલી, કરિયાતું, પટોલ—કડવાં પરવર, અરડૂશી, પુષ્કરમૂળ—શાહતર (યુનાની), કડુ, ઇન્દ્રજવ, લિમ્બડાની છાલ, ભારંગીની છાલ અને ખડસલિયો, એ સોલે ઔષધોનો ક્વાથ, સવારના પોરમાં પીવાથી સર્વે પ્રકારનો શીતજ્વર મટી જાય છે.

**મુસ્તાદિ ક્વાથ**

मुस्ता क्षुद्राऽमृताशुंठीधात्रीक्वाथः समाक्षिकः ॥ ५४ ॥
पिप्पलीचूर्णसंयुक्तो विषमज्वरनाशनः ॥

નાગરમોથ, બેઠીભોંરિંગણી, ગળો, શુણ્ઠ અને આમ્બળાં, એ પાંચે ઔષધોનો ક્વાથ, મધ અને લીણ્ડીપીપરના ચૂર્ણ સાથે પીવાથી, વિષમજ્વર મટી જાય છે.

**પટોલાદિ ક્વાથ**

पटोलेन्द्रयवादारुत्रिफलामुस्तगोस्तनैः ॥ ५५ ॥
मधुकाऽमृतवासानां क्वाथं क्षौद्रयुतं पिबेत् ॥
संतते सतते चैव द्वितीयकतृतीयके ॥ ऐकाहिके वा विषमे दाहपूर्वे नवज्वरे ॥

પટોલ—કડવાં પરવર, ઇન્દ્રયવ, દેવદારુ, હરડાં, બેહેડાં, આમ્બળાં, નાગરમોથ, અંગુર દ્રાક્ષ, જેઠીમધ, ગળો અને અરડૂશી, એ અગ્યારે ઔષધોનો ક્વાથ, મધ સાથે પીવાથી સંતત, સતત, દ્વિતીયક, તૃતીયક અને ઐકાહિક એ બધા વિષમજ્વરો, દાહપૂર્વકજ્વર અને નવજ્વર પણ મટી જાય છે.

પટોલાદિ ક્વાથ
पटोलत्रिफलानिम्बद्राक्षाशम्याकवासकैः ॥ ५७ ॥
क्वाथः सितामधुयुतो जयेदैकाहिकं ज्वरम् ॥

પટોલ—કડવાં પરવર, હરડાં, બેહેડાં, આમ્બળાં, લિમ્બડાની છાલ, દ્રાક્ષ, ગરમાળાનો ગોળ અને અરડૂશી, આ આઠે ઔષધોનો ક્વાથ સાકર અને મધ સાથે પીવાથી, ઐકાહિક જ્વર મટી જાય છે.

ગુડૂચ્યાદિ ક્વાથ
गुडूचीधान्यमुस्ताभिश्चन्दनोशीरनागरैः ॥ ५८ ॥
कृतं क्वाथं पिबेत्क्षौद्रसितायुक्तं ज्वरातुरः ॥
तृतीयज्वरनाशाय तृष्णादाहनिवारणम् ॥

ગળો, ધાણા, નાગરમોથ, રતાંજલી, વાળો અને શુણ્ઠ, એ છએ ઔષધોનો ક્વાથ મધ અને સાકર સાથે પીવાથી તૃતીયજ્વર, તૃષા અને દાહ મટી જાય છે.

દેવદાર્વાદિ શૃત
देवदारु शिवा वासा शालिपर्णी महौषधैः ॥
धात्रीयुक्तं शृतं शीतं दद्यान्मधुसितायुतं ॥ ६० ॥
चातुर्थकज्वरे श्वासे कासे मन्दानले तथा ॥

દેવદારુ, હિમજ, અરડૂશી, સુગન્ધી સમેરવાનાં મૂળ, શુણ્ઠ અને આમ્બળાં, એ છએ ઔષધોનો ક્વાથ, ઠણ્ડો થયા પછી મધ અને સાકર સાથે પીવાથી ચાતુર્થકજ્વર, શ્વાસ, કાસ અને મન્દાનલ મટી જાય છે.

ગુડૂચ્યાદિ ક્વાથ
गुडूचीधान्यकोशीरशुण्ठीवालकपर्पटैः ॥ ६१ ॥
बिल्वप्रतिविषापाठारक्तचन्दनवत्सकैः ॥
किरातमुस्तेन्द्रयवैः क्वथितं शिशिरं पिबेत् ॥ ६२ ॥ सक्षौद्रं रक्तपित्तघ्नं ज्वरातीसारनाशनम् ॥

ગળો, ધાણા, કાળો વાળો, ખડસલિયો, બીલી, અતિવિષની કળી, કાળીપાટ, રતાંજલી, કડાછાલ, કરિયાતું, નાગરમોથ અને ઇન્દ્રજવ, એ ચૌદે ઔષધોનો ક્વાથ, ઠણ્ડો થયા પછી મધ સાથે પીવાથી રક્તપિત્ત તથા જ્વરાતીસાર મટી જાય છે.

નાગરાદિ ક્વાથ
नागरं कुटजो मुस्तममृताऽतिविषा तथा ॥ ६३ ॥
एभिः कृतं पिबेत्क्वाथं ज्वरातीसारनाशनम् ॥

શુણ્ઠ, કડાછાલ, નાગરમોથ, ગળો અને અતિવિષની કળી, એ પાંચે ઔષધોનો ક્વાથ પીવાથી જ્વરાતિસાર મટી જાય છે.

ધાન્યાદિ ક્વાથ
धान्यवालकबिल्वाब्दनागरैः साधितं जलम् ॥ ६४ ॥
आमशूलहरं ग्राहि दीपनं पाचनं परम् ॥

ધાણા, વાળો, બીલી, નાગરમોથ અને શુણ્ઠ, એ પાંચે ઔષધોનો ક્વાથ પીવાથી આમશૂલ મટી જાય છે, મલ, ગ્રાહી (કબજ) થાય છે અને દીપન તથા પાચન પણ થાય છે.

**ધાન્યાદિ ક્વાથ** धान्यनागरजः क्वाथः पाचनो दीपनस्तथा ॥ ६५ ॥
एरण्डमूलयुक्तश्च जयेदामानिलव्यथाम् ॥

ધાણા અને શુણ્ઠનો ક્વાથ પાચન અને દીપન કરનારો છે.

**ધાન્યાદિ ક્વાથ** ધાણા, શુણ્ઠ અને એરંડાનું મૂળ, એ ત્રણે ઔષધોનો ક્વાથ કરીને પીવાથી આમવાતની પીડા મટી જાય છે.

**વત્સકાદિ શૃત** वत्सकाऽतिविषाबिल्वमुस्तवालकजः श्रृतः ॥ ६६ ॥
अतिसारं जयेत्सामं चिरजं रक्तशूलजित् ॥

કડાછાલ, અતિવિષની કળી, બીલી, નાગરમોથ અને વાળો, એ પાંચે ઔષધોનો ક્વાથ પીવાથી ઘણા કાળનો આમાતિસાર અને શૂલ સાથેનો રક્તાતિસાર મટી જાય છે.

**કુટજાદિ ક્વાથ** कुटजातिविषा पाठा धातकीलोध्रमुस्तकैः ॥॥ ६७ ॥
ह्रीबेरदाडिमयुतैः कृतः क्वाथः समाक्षिकः ॥

पेयो मोचरसेनैव कुटजाष्टकसंज्ञकः ॥ ६८ ॥ अतीसारान् जयेद्दाहरक्तशूलामदुस्तरान् ॥

કડાછાલ, અતિવિષની કળી, કાળીપાટ, ધાવણીનાં ફૂલ, લોદર, નાગરમોથ, વાળો અને દાડમની છાલ, એ આઠે ઔષધોનો ક્વાથ, મધ અને મોચરસના—શેમળાના ગુંદના ચૂર્ણ સાથે પીવાથી દાહ, રક્ત, શૂળ અને આમયુક્ત અતિસાર મટી જાય છે.

**હ્રીબેરાદિ ક્વાથ** ह्रीबेरधातकीलोध्रपाठालज्जालुवत्सकैः ॥ ६९ ॥
धान्यकातिविषामुस्तागुडूचीबिल्वनागरैः ॥

कृतः कषायः शमयेदतीसारं चिरोत्थितं ॥ ७० ॥ अरोचकामशूलास्रज्वरघ्नः पाचनः स्मृतः ॥

વાળો, ધાવણીનાં ફૂલ, લોદર, કાળીપાટ, રીસામણીનાં મૂળ, કડાછાલ, ધાણા, અતિવિષની કળી, નાગરમોથ, ગળો, બીલી અને શુણ્ઠ, એ બારે ઔષધોનો ક્વાથ પીવાથી, ઘણા દિવસનો અતિસાર, અરોચક, આમશૂલ, રક્તાતિસાર અને જ્વર મટી જાય છે તથા દોષો પાચન થાય છે.

**ધાતક્યાદિ શૃત** धातकीबिल्वलोध्राणि वालकं गजपिप्पली ॥ ७१ ॥
एभिः कृतं श्रृतं शीतं शिशुभ्यः क्षौद्रसंयुतं ॥
प्रदद्यादवलेहं वा सर्वातीसारशांतये ॥ ७२ ॥

ધાવણીના ફૂલ, બીલી, લોદર, વાળો અને ગજપીપર, એ પાંચે ઔષધોનો ક્વાથ, ટાઢો થયા પછી, બાળક છોકરાંને મધ નાંખીને પાવાથી, બાલકોના સર્વે પ્રકારના અતિસારો મટી જાય છે.

**ધાતક્યાદિ અવલેહ** ધાવણીનાં ફૂલ, બીલી, લોદર, વાળો, ગજપીપર અને મધ એ છએ ઔષધોનો અવલેહ (કરીને) બાલકને ચટાડવાથી, બાલકોના સર્વે પ્રકારના અતિસારો મટી જાય છે.

**શા**લિપર્ણ્યાદિ શૃત

शालिपर्णीबलाबिल्वधान्यशुण्ठीकृतः शृतः ॥
आध्मानशूलसहितां वातजां ग्रहणीं जयेत ॥ ७३ ॥

સુગન્ધી સમેરવાનાં મૂળ, બલદાણા–ખરેટીનાં મૂળ, બીલી, ધાણા અને શુણ્ઠ, એ પાંચે ઔષધોનો ક્વાથ પીવાથી આધ્માનવાત તથા શૂલ સહિત વાતસંગ્રહણી મટી જાય છે.

**ગુ**ડૂચ્યાદિ ક્વાથ

गुडूच्यतिविषाशुंठीमुस्तैः क्वाथः कृतो जयेत् ॥
आमानुषक्तां ग्रहणीं ग्राही पाचनदीपनः ॥ ७४ ॥

ગળો, અતિવિષની કળી, શુણ્ઠ અને નાગરમોથ, એ ચારે ઔષધોનો ક્વાથ, આમ વાળી સંગ્રહણી મટાડે છે તથા ગ્રાહી હોવા છતાં પાચન અને દીપન પણ છે.

**ય**વાદિ ક્વાથ

यवधान्यपटोलानां क्वाथः सक्षौद्रशर्करः ॥
योज्यः सर्वातिसारेषु बिल्वाम्रास्थिभवस्तथा ॥ ७५ ॥

ઇન્દ્રજવ, ધાણા અને પટોલ–કડવાં પરવર, એ ત્રણે ઔષધોનો ક્વાથ, મધ અને સાકર સાથે પીવાથી, સર્વે પ્રકારના અતિસારો મટી જાય છે.

**બિ**લ્વાદી ક્વાથ

બીલી તથા આમ્બાની ગોટલી, એ બન્ને ઔષધોનો ક્વાથ, મધ અને સાકર સાથે પીવાથી, સર્વે પ્રકારના અતિસારો મટી જાય છે.

**ત્રિ**ફલાદિ ક્વાથ

त्रिफलादेवदारुश्च मुस्ता मूषककर्णिका ॥
शिग्रुरेतैः कृतः क्वाथः पिप्पलीचूर्णसंयुतः ॥ ७६ ॥
विडंगचूर्णयुक्तश्च कृमिघ्नः कृमिरोगहा ॥

હરડાં, બેહેડાં, આમ્બળાં, દેવદારુ, નાગરમોથ, ઉન્દરકની અને શરગવાની છાલ, એ સાતે ઔષધોનો ક્વાથ, લીણ્ડીપીપર અને વાવડિંગનાં ચૂર્ણની સાથે પીવાથી, કૃમિઓ મરી જાય છે અને કૃમિરોગ મટી જાય છે.

**ફ**લત્રિકાદિ ક્વાથ

फलत्रिकामृतातिक्तानिम्बकैरातवासकैः ॥ ७७ ॥
जयेन्मधुयुतः क्वाथः कामलां पाण्डुतां तथा ॥

હરડાં, બેહેડાં, આમ્બળાં, ગળો, કડુ, લિમ્બડાની છાલ, કરિયાતું અને અરડૂશી, એ આઠે ઔષધોનો ક્વાથ, મધ સાથે પીવાથી કામલા તથા પાણ્ડુ રોગ મટી જાય છે.

**પુ**નર્નવાદિ ક્વાથ

पुनर्नवाऽभयानिम्बदार्वीतिक्तपटोलकैः ॥ ७८ ॥
गुडूचीनागरयुतैः क्वाथो गोमूत्रसंयुतः ॥
पाण्डुकासोदरश्वासशूलसर्वांगशोथहा ॥ ७९ ॥

સાટોડીના વેલાનાં મૂળ, હરડે, લિમ્બડાની છાલ, દારુહળદર, કડુ, પટોલ–કડવાં પરવર, ગળો અને શુણ્ઠ, એ આઠે ઔષધોનો ક્વાથ, ગાયના મૂત્ર સાથે પીવાથી પાણ્ડુ, કાસ, ઉદર શ્વાસ, શૂલ અને સર્વાંગશોથ મટી જાય છે.

**વા**સાદિ ક્વાથ

वासाद्राक्षाऽभयाक्वाथः पीतः सक्षौद्रशर्करः ॥
निर्हंति रक्तपित्तार्तिं श्वासकासान्सुदारुणान् ॥ ८० ॥

અરડૂશી, દ્રાક્ષ અને હરડે, એ ત્રણે ઔષધોનો ક્વાથ, મધ અને સાકર સાથે પીવાથી, રક્તપિત્ત, શ્વાસ અને કાસ, એ રોગો મોટા ભયંકર હોવા છતાં પણ મટે છે.

વાસકક્વાથ

रक्तपित्तं क्षयं कासं श्लेष्मपित्तज्वरं तथा ॥
केवलो वासकक्काथः पीतः क्षौद्रेण नाशयेत् ॥ ८१ ॥

એકલી અરડૂશીનો જ ક્વાથ મધ સાથે પીવાથી રક્તપિત્ત, ક્ષય, કાસ અને પિત્ત-કફજ્વર મટી જાય છે.

વાસાદિ ક્વાથ

वासाक्षुद्राऽमृताक्काथः क्षौद्रेण ज्वरकासहा ॥

અરડૂશી, બેઠીભોંરિંગણી અને ગળો, એ ત્રણે ઔષધોનો ક્વાથ, મધ સાથે પીવાથી જ્વર તથા કાસ મટી જાય છે.

ક્ષુદ્રાશૃત

कासघ्नः पिप्पलीचूर्णयुक्तः क्षुद्राशृतस्तथा ॥ ८२ ॥

બેઠીભોંરિંગણીનો ક્વાથ, લીંડીપીપરના ચૂર્ણ સાથે પીવાથી, કાસ મટી જાય છે.

ક્ષુદ્રાદિ ક્વાથ

क्षुद्राकुलित्थवासाभिर्नागरेण च साधितः ॥
क्काथः पुष्करचूर्णाढ्यः श्वासकासौ निवारयेत् ॥ ८३ ॥

બેઠીભોંરિંગણી, કળથી, અરડૂશી અને શુંઠ, એ ચારે ઔષધોનો ક્વાથ, પુષ્કરમૂલના–શાહતરના (યુનાની) ચૂર્ણ સાથે પીવાથી શ્વાસ તથા કાસ મટી જાય છે.

રેણુકાદિ ક્વાથ

रेणुकापिप्पलीक्काथो हिंगुकल्केन संयुतः ॥
पानादेव हि पंचापि हिक्का नाशयति क्षणात् ॥ ८४ ॥

રેણુકબીજ અને લીંડીપીપર, એ બન્ને ઔષધોનો ક્વાથ, સેકેલી હિંગના ચૂર્ણ સાથે પીવાથી તે જ ક્ષણે પાંચ પ્રકારની હેડકી મટી જાય છે.

બિલ્વત્વચક્વાથ

बिल्वत्वचो गुडूच्या वा क्काथः क्षौद्रेण संयुतः ॥
जयेत्त्रिदोषजां छर्दिं पर्पटः पित्तजां तथा ॥ ८५ ॥

બીલીના ઝાડની છાલનો ક્વાથ, મધ સાથે પીવાથી ત્રિદોષજ છર્દિ મટી જાય છે.

ગુડૂચીક્વાથ — ગળોનો ક્વાથ, મધ સાથે પીવાથી ત્રિદોષજ છર્દિ મટી જાય છે.

પર્પટક્વાથ — ખડસલિયાનો ક્વાથ, મધ સાથે પીવાથી પિત્તછર્દિ મટી જાય છે.

દશમૂલશૃત

हिंगुपुष्करचूर्णाढ्यं दशमूलशृतं जयेत् ॥
गृध्रसीं केवलः क्काथः शेफालीपत्रजस्तथा ॥ ८६ ॥

સુગન્ધી સમેરવો, ઉભીભોંરિંગણી, બેઠીભોંરિંગણી, ગોખરુ, બીલી, અરણી, શ્યોનાક-અરડૂશો, શવન અને પાટલા–પાડળ, એ દશે ઔષધોનાં મૂળનો ક્વાથ, સેકેલી હિંગ અને પુષ્કરમૂલના–શાહતરના (યુનાની) ચૂર્ણ સાથે પીવાથી ગૃધ્રસીવાત મટી જાય છે.

શેફાલીપત્રજક્વાથ — એકલી નગડનાં પાંદડાંનો ક્વાથ, સેકેલી હિંગ અને પુષ્કરમૂલના શાહતરના (યુનાની) ચૂર્ણ સાથે પીવાથી ગૃધ્રસીવાત મટી જાય છે.

રાસ્નાદિશૃત
राम्नाऽमृतामहादारुनागरैरण्डजं शृतम् ॥
सप्तधातुगते वाते सामे सर्वांगजे पिबेत् ॥ ८७ ॥

રાસ્ના, ગળો, દેવદાર, શુણ્ઠ અને એરંડાનું મૂળ એ પાંચે ઔષધોનો ક્વાથ પીવાથી, સપ્તધાતુની અન્દર રહેલા આમવાત અને સર્વ અંગપીડાવાત મટી જાય છે.

રાસ્નાદિ ક્વાથ
रास्नागोक्षुरकैरण्डदेवदारुपुनर्नवाः ॥
गुडूच्यारग्वधश्चैव क्वाथमेषां विपाचयेत ॥ ८८ ॥
शुण्ठीचूर्णेन संयुक्तं पिबेज्जंघाकटिग्रहे ॥ पार्श्वपृष्ठोरुपीडायामामवाते सुदुस्तरे ॥ ८९ ॥

રાસ્ના, ગોખરુ, એરંડાનું મૂળ, દેવદારુ, સાટોડીનાં મૂળ, ગળો અને ગરમાળાનો ગોળ, એ સાતે ઔષધોનો ક્વાથ, શુણ્ઠના ચૂર્ણ સાથે પીવાથી, જંઘાગ્રહવાત, કટિગ્રહવાત, પાર્શ્વશૂલવાત, પૃષ્ઠશૂલવાત, ઊરુસ્તમ્ભવાત અને ભયંકર આમવાત મટી જાય છે.

મહારાસ્નાદિ ક્વાથ
रास्ना द्विगुणभागा स्यादेकभागास्ततः परे ॥
धन्वयासबलैरण्डदेवदारुशटीवचाः ॥ ९० ॥
वासको नागरं पथ्या चव्या मुस्ता पुनर्नवा ॥ गुडूची वृद्धदारुश्च शतपुष्पाच गोक्षुरः ॥ ९१ ॥
अश्वगन्धा प्रतिविषा कृतमालः शतावरी ॥ कृष्णा सहचरश्चैव धान्यकं बृहतीद्वयम् ॥ ९२ ॥
एभिः कृतं पिबेत्क्वाथं शुण्ठीचूर्णेन संयुतम् ॥ कृष्णाचूर्णेन वा योगराजगुग्गुलुनाऽथवा ॥ ९३ ॥
अजमोदादिना वाऽपि तैलेनैरण्डजेन वा ॥ सर्वांगकम्पे कुब्जत्वे पक्षाघातेऽपबाहुके ॥ ९४ ॥
गृध्रस्यामामवाते च श्लीपदे चापतानके ॥ अन्त्रवृद्धौ तथाऽऽध्माने जंघाजानुगतेऽर्दिते ॥ ९५ ॥
शुक्रामये मेढ्ररोगे वन्ध्यायोन्यामयेषु च ॥ महारास्नादिराख्यातो ब्रह्मणा गर्भकारणम् ॥ ९६ ॥

રાસ્ના બે ભાગ, ધમાસો, બલદાણાનાં—ખરેટીનાં મૂળ, એરંડાનું મૂળ, દેવદારુ, કચૂરો, ઘોડાવજ, અરડૂશી, શુણ્ઠ, હરડે, ચવક, નાગરમોથ, સાટોડીના વેલાનાં મૂળ, ગળો, વરધારો, વરિયાળી, ગોખરુ, આખસન્ધ, અતિવિષની કળી, ગરમાળાનો ગોળ, શતાવરી, લીણ્ડીપીપર, કાણ્ટાઅશેળિયો, ધાણા, ઉભીભોંરિંગણી અને બેઠીભોંરિંગણી, એ પચ્ચીસે ઔષધો એક એક ભાગ લેવાં; પછી એ છવ્વીશે ઔષધોનો ક્વાથ કરવો: પછી શુણ્ઠ, લીણ્ડીપીપર, યોગરાજ ગુગળ, અજમોદાદિ ચૂર્ણ અથવા એરંડિયું તેલ, એ પાંચે અનુપાનોમાંથી, જે અનુપાન રોગીને અનુકૂળ આવતું હોય તે અનુપાનની સાથે ઉપલો ક્વાથ પીવાથી સર્વાંગકમ્પ, કુબ્જત્વ, પક્ષાઘાત, અપબાહુક, ગૃધ્રસી, આમવાત, શ્લીપદ, અપતાનક, અન્ત્રવૃદ્ધિ, આધ્માન, જંઘાવાત, જાનુવાત, અર્દિતવાત, શુક્રામય, મેઢ્રરોગ, વન્ધ્યારોગ અને યોનિરોગ મટી જાય છે. આ મહારાસ્નાદિ ક્વાથ, ગર્ભકારણપર આપવો, એમ બ્રહ્માએ કહેલ છે.

એરણ્ડાદિ શૃત
एरण्डो बीजपूरश्च गोक्षुरो बृहतीद्वयम् ॥
अश्मभेदस्तथा बिल्व एतन्मूलैः कृतः शृतः ॥ ९७ ॥
एरण्डतैलहिंग्वाढ्यः सयवक्षारसैन्धवः ॥ स्तनस्कन्धकटीमेढ्रहृदयोत्थां व्यथां जयेत् ॥ ९८ ॥

એરંડાનું મૂળ, બીજોરાંના ઝાડનું મૂળ, ગોખરુ, ઉભીભોંરિંગણીનાં મૂળ, બેઠીભોંરિંગણીનાં મૂળ, લાકડિયો પાષાણભેદ અને બીલીના ઝાડનાં મૂળ, એ સાતે ઔષધોનો ક્વાથ, એરંડિયું તેલ, સેકેલી હિંગ, જવખાર અને સિન્ધાલુણ નાંખીને પીવાથી, સ્તન, સ્કન્ધ, કટી, મેઢ્ર અને હૃદય, એ સર્વ જગોએ થનારી વાતપીડા મટી જાય છે.

**નાગરાદિ ક્વાથ** नागरैरण्डजः क्वाथः क्वाथ इन्द्रयवस्य च ॥
हिंगुसावर्चलोपेतो वातशूलनिवारणः ॥ ९९ ॥

શુણ્ઠ અને એરંડાનું મૂળ, એ બે ઔષધોનો ક્વાથ, સેંકેલી હિંગ અને સંચળ સાથે પીવાથી, વાતશૂલ મટી જાય છે.

**ઇન્દ્રયવક્વાથ** ઇન્દ્રજવનો ક્વાથ, સેંકેલી હિંગ અને સંચળની સાથે પીવાથી વાતશૂળ મટી જાય છે.

**ત્રિફલાદિ ક્વાથ** त्रिफलाऽऽरग्वधक्वाथः शर्कराक्षौद्रसंयुतः ॥
रक्तपित्तहरो दाहपित्तशूलनिवारणः ॥ १०० ॥

હરડાં, બેહેડાં, આમ્બળાં અને ગરમાળાનો ગોળ, એ ચારે ઔષધોનો ક્વાથ, સાકર તથા મધ સાથે પીવાથી રક્તપિત્ત, દાહ અને પિત્તશૂલ મટી જાય છે.

**એરણ્ડમૂલક્વાથ** एरण्डमूलं द्विपलं जलेऽष्टगुणिते पचेत् ॥
तत्क्वाथो यावशूकाढ्यः पार्श्वहृत्कफशूलहा ॥ १०१ ॥

એરંડાનું મૂળ, બે પલ લઇ, આઠગણા પાણીની અંદર ઉકાળવું. એ ક્વાથ જવખાર સાથે પીવાથી પાર્શ્વ તથા હૃદયકફશૂલ મટી જાય છે.

**દશમૂલક્વાથ** दशमूलकृतः क्वाथः सयवक्षारसैन्धवः ॥
हृद्रोगगुल्मशूलानि कासं श्वासं च नाशयेत् ॥ १०२ ॥

સુગન્ધી સમેરવો, સમેરવો, ઉભીભોંરિંગણી, બેઠીભોંરિંગણી, ગોખરુ, બીલી, અરણી, શ્યોનાક–અરડૂશો, શવન અને પાટલા–પાડળ, એ દશે ઔષધોનાં મૂળનો ક્વાથ, જવખાર અને સિન્ધાલુણ સાથે પીવાથી, હૃદ્રોગ, ગુલ્મ, શૂલ, કાસ અને શ્વાસ મટી જાય છે.

हरीतकीदुरालम्भाकृतमालकगोक्षुरैः ॥
**હરીતક્યાદિ ક્વાથ** पाषाणभेदसहितैः क्वाथो माक्षिकसंयुतः ॥ १०३ ॥
विबन्धे मूत्रकृच्छ्रे च सदाहे सरुजे हितः ॥

હરડે, ધમાસો, ગરમાળાનો ગોળ, ગોખરુ અને લાકડિયો પાષાણભેદ, એ પાંચે ઔષધોનો ક્વાથ, મધ સાથે પીવાથી વિબન્ધ (ઝાડો, પેશાબ બંધ થયો હોય તે) તથા દાહ અને સરુજ (તણખ મારતો) મૂત્રકૃચ્છ્ર રોગ મટી જાય છે.

**વીરતર્વાદિ ક્વાથ** वीरतरुर्वृक्षवन्दा काशः सहचरत्रयम् ॥ १०४ ॥
कुशद्वयं नलो गुन्द्रा बकपुष्पोऽग्निमन्थकः ॥
मूर्वा पाषाणभेदश्च श्योनाको गोक्षुरस्तथा ॥ १०५ ॥ अपामार्गश्च कमलं ब्राह्मी चेति गणो वरः ॥
वीरतर्वादिरित्युक्तः शर्कराश्मरिकृच्छ्रहा ॥ १०६ ॥ मूत्राघातं वायुरोगान्नाशयेन्निखिलानपि ॥

અર્જુનવૃક્ષની–અર્જુન સાદડાની–ધોળા સાજડની છાલ, અર્જુનવૃક્ષ–ધોળા સાજડપર થનારી ગાણ્ઠ, કાંસડો, ધોળો કાણ્ટાઅશેળિયો, પીળો કાણ્ટાઅશેળિયો, કાળો કાણ્ટાઅશેળિયો, મોટો દર્ભ, નાનો દર્ભ, નાળી, ગુન્દ્રા–ગુણ્ડાસિની–લઘુ ગોણ્ડાળ–ઝીંઝવો ઘાંસ, બકપુષ્પા–શિવલિંગી–અગથિયો, અરણીનાં મૂળ, મૂર્વા–મોરવેલ, લાકડિયો પાષાણભેદ, શ્યોનાક–અરડૂશો, ગોખરુ, બહેડો, કમળ અને બ્રાહ્મી, એ ઓગણીશે ઔષધોનો વીરતર્વાદિ નામે ક્વાથ કહેવાય છે. તે ક્વાથ, પીવાથી, શર્કરા, અશ્મરી, મૂત્રકૃચ્છ્ર, મૂત્રાઘાત અને સર્વ વાતરોગો મટી જાય છે.

**એલાદિ ક્વાથ**

एलामधुकगोकण्टरेणुकैरण्डवासकाः ॥ १०७ ॥
कृष्णाश्मभेदसहिताः क्राथ एषां सुसाधितः ॥
शिलाजतुयुतः पेयः शर्कराश्मरिकृच्छ्रहा ॥ १०८ ॥

એલચી, જેઠીમધ, ગોખરુ, રેણુકબીજ, એરંડાનું મૂળ, અરડૂશી, લીણ્ડીપીપર અને પાષાણભેદ, એ આઠે ઔષધોનો ક્વાથ, શિલાજિત્ સાથે પીવાથી શર્કરા, અશ્મરી અને મૂત્રકૃચ્છ્ર રોગ મટી જાય છે.

**સમૂલગોક્ષુરક્વાથ**

समूलगोक्षुरक्राथः सितामाक्षिकसंयुतः ॥
नाशयेन्मूत्रकृच्छ्राणि तथा चोष्णसमीरणम् ॥ १०९ ॥

મૂળ સહિત ગોખરુનો છોડ આણી, તેનો ક્વાથ કરીને પછી તે ક્વાથ, સાકર અને મધ સાથે પીવાથી, મૂત્રકૃચ્છ્ર તથા ઉષ્ણસમીરણ–ઉનવા મટી જાય છે.

**વરાદિ ક્વાથ**

वरादार्व्यब्ददारूणां क्राथः क्षौद्रेण मेहहा ॥
वत्सकस्त्रिफला दार्वी मुस्ता बीजकजस्तथा ॥ ११० ॥

હરડાં, બેહેડાં, આમ્બળાં, દારુહળદર, નાગરમોથ અને દેવદાર, એ છએ ઔષધોનો ક્વાથ, મધ સાથે પીવાથી પ્રમેહ મટી જાય છે.

**વત્સકાદિ ક્વાથ**

કડાછાલ, હરડાં, બેહેડાં, આમ્બળાં, દારુહળદર, નાગરમોથ અને બીયાની છાલ, એ સાતે ઔષધોનો ક્વાથ, મધ સાથે પીવાથી પ્રમેહ મટે છે.

**ફલત્રિકાદિ શૃત**

फलत्रिकाब्ददार्वीणां विशालायाः शृतं पिबेत् ॥
निशाकल्कयुतं सर्वप्रमेहविनिवृत्तये ॥ १११ ॥

હરડાં, બેહેડાં, આમ્બળાં, નાગરમોથ, દારુહળદર અને મોટી ઇન્દ્રવારુણીના વેલાનાં મૂળ, એ છએ ઔષધોનો ક્વાથ, હળદરના કલ્ક સાથે પીવાથી સર્વ પ્રકારના પ્રમેહો મટે છે.

**દાર્વ્યાદિ ક્વાથ**

दार्वी रसांजनं मुस्तं भल्लातः श्रीफलं वृषः ॥
कैरातश्च पिबेदेषां क्राथं शीतं समाक्षिकम् ॥ ११२ ॥
जयेत्सशूलं प्रदरं पीतश्वेतासितारुणम् ॥

દારુહળદર, રસવંતી, નાગરમોથ, ભીલામું, બીલી, અરડૂશી અને કરિયાતું, એ સાતે ઔષધોનો ક્વાથ, ટાઢો થયા પછી, મધ સાથે પીવાથી, શૂળ સહિત પીળું, ધોળું, કાળું અને રાતું પ્રદર મટી જાય છે.

**ન્યગ્રોધાદિ ગણક્વાથ**

**न्यग्रोधप्लक्षकोषाम्रवेतसा बदरी तुणिः ॥ ११३ ॥**
**मधुयष्टी प्रियालुश्च लोध्रद्वयमुदुम्बरः ॥**
**पिप्पलश्च मधूकश्च तथा पारिसपिप्पलः ॥ ११४ ॥ सल्लकी तिन्दुकी जम्बूद्वयमाम्रतरुः शिवा ॥**
**कदम्बककुभौ चैव भल्लातकफलानि च ॥ ११५ ॥ न्यग्रोधादिगणक्वाथं यथालाभं च कारयेत् ॥**
**अयं क्वाथो महाग्राही व्रण्यो भग्नं च साधयेत् ॥ ११६ ॥ योनिदोषहरो दाहमेदोमेहविषापहः ॥**

વડ, પીપર અને ડુંગરી આમ્બો, એ ત્રણેની છાલ, નેતર, બોરડીની છાલ, વેલિયા પીપળાની છાલ, જેઠીમધ, ચારોલી, લાલ લોદર, સફેત લોદર, ઉંબરો, પીપળો, મહુડો, પારસ પીપળો, શાલેડું (ધૂપેડો), ટીમ્બરુ (ટીમ્બરવો), રાજ (રાવણું) જામ્બૂ, ડુંગરી (વિલરિયાં) જામ્બૂ, આમ્બો, એ નવેની છાલ, હિમજ, કદમ્બની છાલ, કકુભની–અર્જુનસાદડાની–ધોળા સાજડની છાલ અને ભીલામું, આ ત્રેવીસે ઔષધોના ક્વાથને ન્યગ્રોધાદિ ગણક્વાથ કહે છે. આ ક્વાથનાં ઔષધોમાંથી જેટલાં ઔષધો મળે, તેટલાં લઇ, તેનો ક્વાથ કરવો. આ ક્વાથ મહાગ્રાહી–અવષ્ટંભક, વ્રણ રોગ, અસ્થિભંગ રોગ, યોનિ રોગ, દાહ, મેદ, મેહ અને વિષવિકાર મટાડે છે.

**બિલ્વાદિ ક્વાથ**

बिल्वोऽग्निमन्थः श्योनाकः काश्मरी पाटला तथा ॥ ११७ ॥
क्वाथ एषां जयेन्मेदोदोषं क्षौद्रेण संयुतः ॥

બીલી, અરણી, શ્યોનાક–અરડૂશો, શવન અને પાટલા–પાડળ, એ પાંચે ઔષધોનાં મૂળનો ક્વાથ, મધ નાંખીને પીવાથી મેદોદોષ મટી જાય છે.

**ત્રિફલાક્વાથ**

क्षौद्रेण त्रिफलाक्वाथः पीतो मेदोहरः स्मृतः ॥ ११८ ॥

હરડાં, બેહેડાં અને આમ્બળાં, એ ત્રણે ઔષધોનો ક્વાથ, મધ નાંખીને પીવાથી મેદોરોગ મટે છે.

**ઉષ્ણામ્બુ**

शीतीभूतं तथोष्णाम्बु मेदोहृत्क्षौद्रसंयुतम् ॥

ગરમ પાણી, ટાઢું થયા પછી, મધ નાંખીને પીવાથી મેદોરોગ મટી જાય છે.

**ચવ્યાદિક્વાથ**

चव्यचित्रकविश्वानां साधितो देवदारुणा ॥ ११९ ॥
क्वाथस्त्रिवृच्चूर्णयुतो गोमूत्रेणोदरान् जयेत् ॥

છવક, ચિત્રો, શુણ્ઠ અને દેવદારુ, એ ચારે ઔષધોનો ક્વાથ ગાયના મૂત્રની તથા નસોતરના ચૂર્ણની સાથે પીવાથી ઉદર રોગ મટે છે.

**પુનર્નવાદિક્વાથ**

पुनर्नवाऽमृतादारुपथ्यानागरसाधितः ॥ १२० ॥
गोमूत्रगुग्गुलुयुतः क्वाथः शोथोदरापहः ॥

સાટોડીના વેલાનાં મૂળ, ગળો, દેવદારુ, હરડે અને શુણ્ઠ, એ પાંચે ઔષધોનો ક્વાથ ગાયના મૂત્રની તથા ગુગળની સાથે પીવાથી શોથોદર મટી જાય છે.

**પથ્યાદિ ક્વાથ**

**पथ्यारोहीतकक्वाथं यवक्षारकणायुतम् ॥ १२१ ॥**
**पिबेत्प्रातर्यकृत्प्लीहगुल्मोदरनिवृत्तये ॥**

હરડે અને રગતરોહિડો, એ બન્ને ઔષધોનો ક્વાથ, જવખાર અને લીણ્ડીપીપરના ચૂર્ણ સાથે સવારના પોહોરમાં પીવાથી યકૃત્, પ્લીહ, ગુલ્મ અને ઉદર રોગ મટી જાય છે.

पुनर्नवा दारुनिशा निशा शुण्ठी हरीतकी ॥ १२२ ॥
**પુનર્નવાદિ શૃત** गुडूची चित्रको भार्ङ्गी देवदारुश्च तैः शृतः ॥
पाणिपादोदरमुखप्रासं शोफं निवारयेत् ॥ १२३ ॥

સાટોડીના વેલાનાં મૂળ, દારુહળદર, હળદર, શુણ્ઠ, હરડે, ગળો, ચિત્રો, ભાર્ઙ્ગીની છાલ અને દેવદાર, એ નવે ઔષધોનો ક્વાથ પીવાથી હાથ, પગ, ઉદર અને મુખ, એ સર્વ જગ્યાપરનો શોફ મટી જાય છે.

**ફલત્રિકક્વાથ** फलत्रिकोद्भवं क्वाथं गोमूत्रेणैव पाययेत् ॥
वातश्लेष्मकृतं हन्ति शोथं वृषणसम्भवम् ॥ १२४ ॥

હરડાં, બેહેડાં અને આમ્બળાં, એ ત્રણે ઔષધોનો ક્વાથ, ગાયના મૂત્રની સાથે પીવાથી, વાતકફકૃત વૃષણશોથ મટી જાય છે.

**રાસ્નાદિ શૃત** रास्नाऽमृता बला यष्टी गोकण्टैरण्डजः शृतः ॥
एरण्डतैलसंयुक्तो वृद्धिमंत्रोद्भवां जयेत् ॥ १२५ ॥

રાસ્ના, ગળો, બલદાણાનાં–ખરેટીનાં મૂળ, જેઠીમધ, ગોખરુ અને એરંડાનું મૂળ, એ છએ ઔષધોનો ક્વાથ, એરંડિયા તેલની સાથે પીવાથી અન્ત્રવૃદ્ધિ રોગ મટી જાય છે.

**કાંચનારત્વચક્વાથ** कांचनारत्वचः क्वाथः शुण्ठीचूर्णेन नाशयेत् ॥
गण्डमालां तथा क्वाथः क्षौद्रेण वरुणत्वचः ॥ १२६ ॥

કાંચનારનાં–ચંપાકાડીનાં ઝાડની છાલનો ક્વાથ, શુણ્ઠના ચૂર્ણની સાથે પીવાથી ગણ્ડમાલા મટે છે.

**વરુણત્વચ ક્વાથ** વરણાનાં ઝાડની છાલનો ક્વાથ, મધની સાથે પીવાથી ગણ્ડમાલા મટે છે.

**શાખોટવલ્કલક્વાથ** शाखोटवल्कलक्वाथं गोमूत्रेण युतं पिबेत् ॥
श्लीपदानां विनाशाय मेदोदोषनिवृत्तये ॥ १२७ ॥

શાખોટનાં–સાહોડાનાં–સાગની જાતનાં ઝાડની છાલનો ક્વાથ, ગાયના મૂત્રની સાથે પીવાથી શ્લીપદ તથા મેદો રોગ મટે છે.

**પુનર્નવાદિ ક્વાથ** पुनर्नवावरुणयोः क्वाथोऽन्तर्विद्रधीन् जयेत् ॥
तथा शिग्रुभवः क्वाथो हिङ्गुसैन्धवसंयुतः ॥ १२८ ॥

સાટોડીના વેલાનાં મૂળ તથા વરણાની છાલ, એ બન્ને ઔષધોનો ક્વાથ પીવાથી અન્તર્વિદ્રધિ રોગ મટી જાય છે.

**શિગ્રુભવક્વાથ** શરગવાની છાલનો ક્વાથ, સેકલી હિઙ્ગુ અને સિન્ધાલુણની સાથે પીવાથી અન્તર્વિદ્રધિ રોગ મટે છે.

**વરુણાદિ ગણક્વાથ.** वरुणो बकपुष्पश्च बिल्वाऽपामार्गचित्रकाः ॥
अग्निमन्थद्वयं शिग्रुद्वयं च बृहतीद्वयम् ॥ १२९ ॥

**सैरेयकत्रयं मूर्वा मेषशृंगी किरातकः ॥ अजशृङ्गी च बिम्बी च करंजश्च शतावरी ॥ १३० ॥**
**वरुणादिगणक्वाथः कफमेदोहरः स्मृतः ॥ हन्ति गुल्मं शिरःशूलं तथाऽभ्यन्तरविद्रधीन् ॥ १३१ ॥**

વરણો, બકપુષ્પ–અગથિયો, બીલી, અઘેડો, ચિત્રો, મોટી અરણી, નાની અરણી, મીઠો શરગવો, કડવો શરગવો, ઉભીભોંરિંગણી, બેઠીભોંરિંગણી, ધોળો કાણ્ટાઅશેળિયો, પીળો કાણ્ટા અશેળિયો, કાળો કાણ્ટાઅશેળિયો, મૂર્વા–મોરવેલ, મરડાશિંગી, કરિયાતું, કાકડાશિંગી, કડવાં ઘોલાંના વેલાનું મૂળ, કરંજ અને શતાવરી, આ એકવીસે ઔષધોનો ક્વાથ, વરુણાદિ ગણક્વાથ કહેવાય છે. એ ક્વાથ પીવાથી કફ, મેદ, ગુલ્મ, શિરઃશૂલ તથા અભ્યંતરવિદ્રધિ રોગ મટે છે.

ઉષકાદિ ગણચૂર્ણ

उषकस्तुत्थकं हिङ्गु कासीसद्वयसैन्धवम् ॥
सशिलाजतु कृच्छ्राश्मगुल्ममेदःकफापहम् ॥ १३२ ॥

ખારો શોધેલો મોરથુથુ, સેકેલી હિંગ, શોધેલ સફેત હીરાકસી, શોધેલ પીળી હીરાકસી, સિન્ધાલુણ અને શિલાજિત્, આ સાતે ઔષધોનું ચૂર્ણ ખાવાથી મૂત્રકૃચ્છ, અશ્મરી, ગુલ્મ, મેદ અને કફ રોગ મટી જાય છે.

ઉષકાદિ રજોયુક્ત વરુણાદિ ગણક્વાથ

वरुणादिगणक्वाथमपक्के मध्यविद्रधौ ॥
ऊषकादिरजोयुक्तं पिबेच्छमनहेतवे ॥ १३३ ॥

વરણો, બકપુષ્પ–અગથિયો, બીલી, અઘેડો, ચિત્રો, મોટી અરણી નાની અરણી, મીઠો શરગવો, કડવો શરગવો, ઉભીભોંરિંગણી, બેઠીભોંરિંગણી, ધોળો. કાણ્ટા· અશેળિયો, પીળો કાણ્ટાઅશેળિયો, કાળો કાણ્ટાઅશેળિયો, મૂર્વા–મોરવેલ, મરડાશિંગી, કરિયાતું, કાકડાશિંગી, કડવાં ઘોલાંના વેલાનાં મૂળ, કરંજ અને શતાવરી, આ એકવીસે આષધોનો ક્વાથ, વરુણાદિ ગણક્વાથ કહેવાય છે.

ખારો, શોધેલો મોરથુથુ, સેકેલી હિંગ, શોધેલ સફેતહીરાકસી, શોધેલ પીળી હીરાકસી, સિન્ધાલુણ અને શિલાજિત્, આ સાતેઔષધોનું ચૂર્ણ, ઉપકાદિ ગણ નામનું ચૂર્ણ કહેવાય છે. ઉપલો કાઢો, આ ચૂર્ણ નાંખીને પીવાથી અપક્વ મધ્યવિદ્રધિની ગાંઠ મટી જાય છે

ખદિરાદિ ક્વાથ.

खदिरत्रिफलाक्काथो महिषीघृतसंयुतः ॥
विडंगचूर्णयुक्तश्च भगन्दरविनाशन· ॥ १३४ ॥

ખેરની છાલ, હરડાં, બેહેડાં અને આમ્બળાં, આ ચારે ઔષધોનો ક્વાથ, ભેંસના ઘીની તથા વાવડિંગના ચૂર્ણની સાથે પીવાથી ભગંદર રોગ મટી જાય છે.

પટોલાદિ ક્વાથ

पटोलत्रिफलानिम्बकिरातखदिरासनैः ॥
क्वाथः पीतो जयेत्सर्वानुपदंशान्सगुग्गुलुः ॥ १३५ ॥

પટોલ–કડવાં પરવર, હરડાં, બેહેડાં, આમ્બળાં, લિમ્બડાની છાલ, કરિયાતું, ખેરની છાલ અને બીયો, આ આઠે ઔષધોનો ક્વાથ, ગુગળની સાથે પીવાથી સર્વે જાતના ઉપદંશો મટી જાય છે.

**અમૃતાદિ ક્વાથ** अमृतैण्डचवासानां क्राथ एरण्डतैलयुक् ॥
पीतः सर्वांगसंचारि वातरक्तं जयेत् ध्रुवम् ॥ १३६ ॥

ગળો, એરંડાનું મૂળ અને અરડૂશી, આ ત્રણે ઔષધોનો ક્વાથ, એરંડિયા તેલની સાથે પીવાથી આખા અંગમાં ફેલાઇ ગયેલો વાતરક્ત રોગ નક્કી મટી જાય છે.

**પટોલાદિ ક્વાથ** पटोलं त्रिफला तिक्ता गुडूची च शतावरी ॥
एतत्क्राथो जयेत्पीतो वाताऽस्रं दाहसंयुतम् ॥ १३७ ॥

પટોલ–કડવાં પરવર, હરડાં, બેહેડાં, આમ્બળાં, કડુ, ગળો અને શતાવરી, એ સાતે ઔષધોનો ક્વાથ પીવાથી દાહયુક્ત વાતરક્ત મટી જાય છે.

**ધાત્ર્યાદિ ક્વાથ** क्राथोऽवल्गुजचूर्णाढयो धात्रीखदिरसारयोः ॥
जयेत्सुशीलितो नित्यं कुष्ठं पथ्याशिनां नृणाम् ॥ १३८ ॥

આમ્બળાં તથા ખેરસાર, આ બન્ને ઔષધોનો ક્વાથ, બાબચીનાં ચૂર્ણ સાથે પીવાથી, હમ્મેશાં શાન્ત સ્વભાવવાળા અને પથ્ય પાળવાવાળા માણસોનું કુષ્ઠ મટી જ જાય છે.

**લઘુમંજિષ્ઠાદિ ક્વાથ** मंजिष्ठा त्रिफलातिक्ता वचा दारुनिशाऽमृता ॥
निम्बश्चैषां कृतः क्राथो वातरक्तविनाशनः ॥ १३९ ॥
पामाकपालिकाकुष्ठरक्तमण्डलजिन्मतः ॥

મજીઠ, હરડાં, બેહેડાં, આમ્બળાં, કડુ, ઘોડાવજ, દારુ હળદર અને લિમ્બડાની છાલ, એ નવે ઔષધોનો ક્વાથ પીવાથી વાતરક્ત, પામા, કપાલિકા કુષ્ઠ અને રક્તમણ્ડલ રોગ મટી જાય છે.

**બૃહત્મંજિષ્ઠાદિ ક્વાથ** मंजिष्ठामुस्तकुटजगुडूचीकुष्ठनागरैः ॥ १४० ॥
भार्ङ्गीक्षुद्रावचानिम्बनिशाद्वयफलत्रिकैः ॥
पटोलकटुकीमूर्वाविडंगासनचित्रकैः ॥ १४१ ॥ शतावरीत्रायमाणाकृष्णेन्द्रयववासकैः ॥
भृङ्गराजमहादारुपाठाखदिरचन्दनैः ॥ १४२ ॥ त्रिवृद्वरुणकरातबाकुचीकृतमालकैः ॥
शाखोटकमहानिम्बकरंजातिविषाजलैः ॥ १४३ ॥ इन्द्रवारुणिकानन्तासारिवापर्पटैः समैः ॥
एभिः कृतं पिबेत्क्राथं कणागुग्गुलुसंयुतम् ॥ १४४ ॥ अष्टादशसु कुष्ठेषु वातरक्तार्दिते तथा ॥
उपदंशे श्लीपदे च प्रसुप्तौ पक्षघातके ॥ १४५ ॥ मेदोदोषे नेत्ररोगे मंजिष्ठादि प्रशस्यते ॥

મજીઠ, નાગરમોથ, કડાછાલ, ગળો, કઠ, શુણ્ઠ, ભારંગીનાં મૂળ, બેઠીભોંરિંગણી ઘોડાવજ, લિમ્બડાની છાલ, હળદર, દારુ હળદર, હરડાં, બેહેડાં, આમ્બળાં, પટોલ–કડવાં પરવર, કડુ, મૂર્વા–મોરવેલ, વાવડિંગ, બિયો, ચિત્રો, શતાવરી, ત્રાયમાણ, લીણ્ડીપીપર, ઇન્દ્રજવ, અરડૂશી, ભાંગરો, દેવદાર, કાળીપાટ, ખેરના ઝાડની છાલ, રતાંજલી, નસોતર, વરણો કરિયાતું, બાબચીનાં મૂળ, ગરમાળાનો ગોળ, શાખોટક–સાહોડા–સાગની જાત, બકાનની છાલ, કરંજ, અતિવિષની કળી, વાળો, ઇન્દ્રવારુણીનાં મૂળ, જવાસો, કપુરીમધુરી અને ખડસલિયો, એ પીસ્તાલીશે ઔષધોનો ક્વાથ, લીણ્ડીપીપર અને ગુગળના ચૂર્ણ સાથે

પીવાથી, અઢાર પ્રકારનાં કુષ્ઠ, વાતરક્ત, અર્દિતવાત, ઉપદંશ, શ્લીપદ, પ્રસુપ્ત (શૂન્યાંગ) રોગ, પક્ષાઘાતક, મેદોદોષ અને નેત્રરોગ મટી જાય છે.

**પથ્યાદિ ક્વાથ** पथ्याऽक्षधात्रीभूनिम्बनिशानिम्बाऽमृतायुतः ॥ १४६ ॥
कृतः क्वाथः षडंगोऽयं सगुडः शीर्षशूलहृत् ॥
भ्रूशंखकर्णशूलानि तथाऽर्धशिरसो रुजम् ॥ १४७ ॥
सूर्यावर्तं शंखकं च दंतपातं च तद्रुजम् ॥ नक्तांध्यं पटलं शुक्रं चक्षुःपीडां व्यपोहति ॥ १४८ ॥

હરડાં, બેહેડાં, આબળાં, કરિયાતું, હળદર અને લિમ્બડાપરની ગળો, એ છએ ઔષધોનો ક્વાથ, ગોળ સાથે પીવાથી, શીર્ષશૂલ, ભ્રૂશૂલ, શંખશૂલ, કર્ણશૂલ, અર્ધશિરસરોગ, સૂર્યાવર્તરોગ, કર્ણશંખકશૂળ, દન્તપાતરોગ, દન્તરોગ, નક્તાન્ધ્ય રોગ, પટલરોગ, શુક્રરોગ અને ચક્ષુ:પીડા રોગ મટે છે.

**વાસાદિ ક્વાથ** वासाविश्वाऽमृतादार्वीरक्तचन्दनचित्रकैः ॥
भूनिम्बनिम्बकटुकापटोलत्रिफलाम्बुदैः ॥ १४९ ॥
यवकालिङ्गकुटजैः क्वाथः सर्वाक्षिरोगहा ॥ वैस्वर्यं पीनसं श्वासं नाशयेदुरसः क्षतम् ॥ १५० ॥

અરડૂશી, શુણ્ઠ, ગળો, દારુહળદર, રતાંજલી, ચિત્રો, કરિયાતું, લિમ્બડાની છાલ, કડુ, પટોલ–કડવાં પરવર, હરડાં, બેહેડાં, આમ્બળાં, નાગરમોથ, જવ, ઇન્દ્રજવ અને કડાછાલ, એ સત્તરે ઔષધોનો ક્વાથ પીવાથી, સર્વ જાતના અક્ષિરોગ, વૈસ્વર્ય રોગ, પીનસ રોગ, શ્વાસ રોગ અને ઉર:ક્ષત રોગ મટે છે.

**અમૃતાદિ ક્વાથ** अमृतात्रिफलाक्वाथः पिप्पलीचूर्णसंयुतः ॥
सक्षौद्रः शीलितो नित्यं सर्वनेत्रव्यथां जयेत् ॥ १५१ ॥

ગળો, હરડાં, બેહેડાં અને આમ્બળાં, એ ચારે ઔષધોનો ક્વાથ, ટાઢો થયા પછી, લીણ્ડીપીપરના ચૂર્ણની તથા મધની સાથે પીવાથી સર્વ જાતની નેત્રપીડા મટી જાય છે.

**અશ્વત્થાદિ શૃત** अश्वत्थोदुम्बरप्लक्षवटवेतसजः शृतः ॥
व्रणशोथोपदंशानां नाशनं क्षालनात्स्मृतम् ॥ १५२ ॥

પીપળો, ઉમ્બરો, પીપર, વડ અને નેતર, એ પાંચે ઔષધોના મૂળના ક્વાથથી વ્રણ, શોથ અને ઉપદંશ, એઓને ધોવાથી, એ રોગો મટી જાય છે.

**પ્રમથ્યા કરવાની વિધિ** प्रमथ्या प्रोच्यते द्रव्यपलात्कल्कीकृतात् शृतात् ॥ तोयेऽष्टगुणिते

લીલી વનસ્પતિને એક પલ આણી, તેને વાટીને, તેની ચટણી કરવી. પણ જો સૂકી વનસ્પતિ હોય તો, તે સૂકી વનસ્પતિને પાણીની અન્દર વાટીને, તેની ચટણી કરવી. પછી તે ચટણીને આઠગણા પાણીની અન્દર ઉકાળવી, અને બે પલ પાણી બાકી રહે ત્યારે હેઠે ઉતારીને ગાળી લેવી. એ ગાળી લીધેલા પાણીનું નામ પ્રમથ્યા જાણવું.

**પ્રમથ્યા કેટલી લેવી?** तस्याः पानमाहुः पलद्वयम् ॥ १५३ ॥

એ પ્રમથ્યા પીવાની માત્રા બે પલની જાણવી.

**મુ**સ્તકાદિ પ્રમથ્યા

मुस्तकेन्द्रयवैः सिद्धा प्रमथ्या द्विपलोन्मिता ॥
सुशीता मधुसंयुक्ता रक्तातीसारनाशिनी ॥ १५४ ॥

નાગરમોથ અને ઇન્દ્રજવ, એ બન્ને ઔષધો, એક એક પલ આણીને તેમની પ્રમથ્યા કરવી. એ પ્રમથ્યા ટાઢી થયા પછી મધ સાથે પીવાથી રક્તાતીસાર મટે છે.

**ય**વાગૂ કરવાની વિધિ

साध्यं चतुष्पलं द्रव्यं चतुःषष्टिपले जले ॥
तत्क्वाथेनार्धशिष्टेन यवागूं साधयेद्धनाम् ॥ १५५ ॥

ચાર પલ ઔષધ લઇ, તેને થોડાંક કચરી, પછી તેને ચોસઠ પલ પાણીની અન્દર ઉકાળવાં, અને બત્રીશ પલ પાણી બાકી રહે ત્યારે હેઠે ઉતારીને ગાળી લેવાં. એ ગાળેલાં પાણીની અન્દર બીજું જે કંઈ દ્રવ્ય નાંખવું હોય તે નાંખી, પાછું ઉકાળીને ઘાટું કરવું, તેનું નામ યવાગૂ જાણવું.

**આ**મ્રાદિ યવાગૂ

आम्राऽऽम्रातकजम्बूत्वक्कषाये विपचेद्बुधः ॥
यवागूं शालिभिर्युक्तां तां भुक्त्वा ग्रहणीं जयेत् ॥ १५६ ॥

આમ્બો, અમ્બોડો અને જામ્બૂ, એ ત્રણેનાં ઝાડની છાલ, ચાર ચાર પલ લઇ, તેમને થોડીક કચરી, પછી તેને ચોસઠ પલ પાણીની અન્દર ઉકાળવી અને બત્રીશ પલ પાણી બાકી રહે, ત્યારે હેઠે ઉતારીને ગાળી લેવી.એ ગાળી લીધેલાં પાણીની અન્દર, નાંખવા જોઇએ તેટલા ચોખા નાંખી, પાછું ઉકાળીને ઘાટું કરવું. એ યવાગૂ પીવાથી સંગ્રહણી મટી જાય છે.

**યૂ**ષ કરવાની વિધિ

कल्कद्रव्यपलं शुण्ठी पिप्पली चार्धकार्षिकी ॥
वारिप्रस्थेन विपचेत्स द्रवो यूष उच्यते ॥ १५७ ॥

કોઇ પણ ઔષધ એક પલ લઇ, તેને અધકચરાં કરીને તેનો કલ્ક કરવો. એ કલ્ક એક પલ, શુણ્ઠ અને લીંડીપીપર(જે કોઇ યૂષની અન્દર નાંખવાનાં હોય ત્યાં)અર્ધ અર્ધ કર્ષ લઇ, એ ત્રણે ઔષધોને મિશ્ર કરીને એક પ્રસ્થ પાણીમાં( જરાક )ઉકાળવાં, તેનું નામ યૂષ જાણવું.

**સપ્ત**મુષ્ટિક યૂષ

कुलित्थयवकोलैश्च मुद्गैर्मूलकग्रन्थिकैः ॥
शुण्ठीधान्याकयुक्तैश्च यूषः श्लेष्मानिलापहः ॥ १५८ ॥
सप्तमुष्टिक इत्येष सन्निपातज्वरं जयेत् ॥ आमवातहरः कण्ठहृद्वक्त्राणां विशोधनः ॥ १५९ ॥

કળથી, જવ, બોર, મગ, મૂળાનો કાંદો અને પાન્દડાંઓની મધ્યમાં રહેલી લીલા રંગની ગાણ્ઠ, શુણ્ઠ અને ધાણા, એ સાતે ઔષધો એક એક મુષ્ટિક–મુઠી લઇને તેનો યૂષ કરવો એ સપ્તમુષ્ટિક યૂષ પીવાથી કફ, વાત, સન્નિપાતજ્વર અને આમવાત મટી જાય છે તથા કણ્ઠ, હૃદય અને મુખ સાફ થાય છે.

**પી**વા સારુ ઔષધોનું પાણી કરવાની વિધિ

क्षुण्णं द्रव्यपलं साध्यं चतुःषष्टिपले जले ॥
अर्धशिष्टं च तद्देयं पाने भक्तादिसंविधौ ॥ १६० ॥

અધકચરા ઔષધો એક પલ લઇને, તેને ચોસઠ પલ પાણીમાં ઉકાળવાં અને બત્રીશ પલ પાણી બાકી રહે, ત્યારે હેઠે ઉતારીને ગાળી લેવાં. એ ગાળી લીધેલું પાણી (ટાઢું થયા પછી), તરશ લાગે ત્યારે અને જમતા ટાણે ભોજન સાથે પીવા આપવું.

ઉશીરાદિ જલપાન

उशीरपर्पटोदीच्यमुस्तनागरचन्दनैः ॥
जलं शृतं हिमं पेयं पिपासाज्वरनाशनम् ॥ १६१ ॥

કાળો વાળો, ખડસલિયો, વાળો, નાગરમોથ, શુણ્ઠ અને રતાંજલી, એ છએ ઔષધો, એક એક પલ લઇને ચોંસઠ પલ પાણીમાં ઉકાળવાં, અને બત્રીશ પલ પાણી બાકી રહે ત્યારે હેઠે ઉતારીને ગાળી લેવાં. એ ગાળી લીધેલું પાણી ટાઢું થયા પછી પીવાથી પિપાસા અને જ્વર મટી જાય છે.

સિદ્ધ ઉષ્ણોદક કરવાની વિધિ

अष्टमेनांशशेषेण चतुर्थेनार्धकेन वा ॥
अथवा क्वथनेनैव सिद्धमुष्णोदकं वदेत् ॥ १६२ ॥

ચૂલાપર ઊકળવા મૂકેલાં પાણીનો આઠમો ભાગ, ચોથો ભાગ, અથવા અર્ધો ભાગ પાણી બળી જાય ત્યારે તે પાણીને, કિંવા ઉકાળેલાં પાણીને, સિદ્ધ ઉષ્ણોદક કહે છે.

સિદ્ધ ઉષ્ણોદક કયા કયા રોગોપર દેવું?

श्लेष्मामवातमेदोघ्नं बस्तिशोधनदीपनम् ॥
कासश्वासज्वरहरं पीतमुष्णोदकं निशि ॥ १६३ ॥

રાતે ઊનું પાણી પીવાથી કફ, આમવાત અને મેદોદોષ મટે છે. બસ્તિનું શોધન થાય છે, જઠરાગ્નિ પ્રદીપ્ત થાય છે તથા કાસ, શ્વાસ અને જ્વર મટે છે.

ક્ષીરપક્વૌષધિ વિધિ

क्षीरमष्टगुणं द्रव्यात् क्षीरान्नीरं चतुर्गुणम् ॥ क्षीरावशेषं

ઔષધ એક ભાગ, દૂધ આઠ ભાગ અને પાણી બત્રીશ ભાગ લઇ, એ ત્રણે પદાર્થોને એકત્ર કરીને ઉકાળવા અને તેમની અન્દર નાંખેલું પાણી બળી જાય કે તરત તે ઔષધવાળાં દૂધને હેઠે ઉતારી લેવું.

ક્ષીરપક્વૌષધિ કયા કયા રોગોપર દેવી?

तत्पीतं शूलमामोद्भवं जयेत् ॥ १६४ ॥

ઉપર કહેલી વિધિ પ્રમાણે તૈયાર કરેલું ઔષધિવાળું દૂધ પીવાથી આમશૂળ મટે છે.

પંચમૂલીક્ષીરશૃત

सर्वज्वराणां जीर्णानां क्षीरं भैषज्यमुत्तमम् ॥
श्वासात्कासाच्छिरःशूलात्पार्श्वशूलात्सपीनसात् ॥ १६५
मुच्यते ज्वरितः पीत्वा पञ्चमूलीशृतं पयः ॥

સુગન્ધી સમેરવો, સમેરવો, ઉભી ભોંરિંગણી, બેઠી ભોંરિંગણી અને ગોખરુ, એ પાંચે ઔષધોનાં મૂળોને અધકચરાં કરવાં. એ અધકચરાં મૂળો એક ભાગ, દૂધ આઠ ભાગ તથા પાણી બત્રીશ ભાગ લઇ, ત્રણે પદાર્થોને એકત્ર કરીને ઉકાળવા અને તેમની અન્દર નાંખેલું પાણી બળી જાય કે તરત તે ઔષધવાળાં દૂધને હેઠે ઉતારી લેવું. એ ઔષધવાળું દૂધ પીવાથી સર્વ પ્રકારના જીર્ણજ્વરો, શ્વાસ, કાસ, શિરઃશૂલ, પાર્શ્વશૂલ, પીનસ રોગ તથા જ્વર મટી જાય છે.

ત્રિકણ્ટકાદિ ક્ષીરપાક

त्रिकण्टकबलाव्याघ्रीगुडनागरसाधितम् ॥ १६६ ॥
वर्चोमूत्रविबन्धघ्नं कफज्वरहरं पयः ॥

ગોખરુ, બલદાણાનાં–ખરેટીનાં મૂળ, બેઠી ભોરિંગણી, ગોળ અને શુણ્ઠ, એ પાંચે ઔષધોને અધકચરાં કરવાં. એ અધકચરાં ઔષધો એક ભાગ, દૂધ આઠ ભાગ અને પાણી બત્રીશ ભાગ લઈ, ત્રણે પદાર્થોને એકત્ર કરીને ઉકાળવા અને તેમની અન્દર નાંખેલું પાણી બળી જાય કે તરત, તે ઔષધવાળાં દૂધને હેઠે ઉતારી લેવું. એ ઔષધવાળું દૂધ પીવાથી, વર્ચ (ઝાડો) અને મૂત્ર સાફ આવે છે તથા કફજ્વર મટે છે.

अथान्नप्रक्रिया चैव प्रोच्यते नातिविस्तरात् ॥ १६७ ॥

**અન્નપ્રક્રિયાનાં નામો**

હવે યવાગૂ, કૃસરા, વિલેપી, પેયા અને યૂષ, એ પાંચે દ્રવ્યોની અન્નપ્રક્રિયા ટૂંકામા કહું છું.

**યવાગૂની અને કૃસરાની વિધિ અને ગુણ**

यवागूः षड्गुणजले सिद्धा स्यात्कृसरा घना ॥
तण्डुलैर्मुद्गमाषैश्च तिलैर्वा साधिता हिता ॥ १६८ ॥
यवागूर्ग्राहिणी बल्या तर्पिणी वातनाशिनी ॥

યવાગૂ અને કૃસરા બન્ને ગ્રાહિણી, બલ્યા, તર્પિણી અને વાતનાશક છે, તે નીચે પ્રમાણે બનાવવા.

**તણ્ડુલયવાગૂ** — ચોખા લઈ, તેની અન્દર છગણું પાણી નાંખીને, તેને ઉકાળવા અને પાકે ત્યારે ઉતારી લેવા. તેનું નામ તણ્ડુલયવાગૂ જાણવું.

**તણ્ડુલકૃસરા** — ચોખા લઈ, તેની અન્દર છગણું પાણી નાંખીને, તેને ઉકાળવા અને ઘાટો પાક થાય ત્યારે ઉતારી લેવા. તેનું નામ તણ્ડુલકૃસરા જાણવું.

**મુદ્‌ગયવાગૂ** — મગ લઈ, તેની અન્દર છગણું પાણી નાંખીને, તેને ઉકાળવા અને પાકે ત્યારે ઉતારી લેવા, તેનું નામ મુદ્‌ગયવાગૂ જાણવું.

**મુદ્‌ગકૃસરા** — મગ લઈ, તેની અન્દર છગણું પાણી નાંખીને, તેને ઉકાળવા અને ઘાટો પાક થાય ત્યારે ઉતારી લેવા. તેનું નામ મુદ્‌ગકૃસરા જાણવું.

**માષાયવાગૂ** — અડદ લઈ, તેની અન્દર છગણું પાણી નાંખીને, તેને ઉકાળવા અને પાકે ત્યારે ઉતારી લેવા. તેનું નામ માષાયવાગૂ જાણવું.

**માષાકૃસરા** — અડદ લઈ, તેની અન્દર છગણું પાણી નાંખીને, તેને ઉકાળવા અને ઘાટો પાક થાય ત્યારે ઉતારી લેવા. તેનું નામ માષાકૃસરા જાણવું.

**તિલયવાગૂ** — તલ લઈ, તેની અન્દર છગણું પાણી નાંખીને, તેને ઉકાળવા અને પાકે ત્યારે ઉતારી લેવા. તેનું નામ તિલયવાગૂ જાણવું.

**તિલકૃસરા** — તલ લઈ, તેની અન્નર છગણું પાણી નાંખીને, તેને ઉકાળવા અને ઘાટો પાક થાય ત્યારે ઉતારી લેવા. તેનું નામ તિલકૃસરા જાણવું.

**વિલેપી કરવાની વિધિ**

विलेपी च घना सिक्था सिद्धा नीरे चतुर्गुणे ॥१६९॥

ચોખા એક ભાગ અને પાણી ચાર ભાગ લઈ, તે બન્નેને એકત્ર કરીન ઉકાળવાં–પકાવવાં. પાકી–સીજી જઈને ઘાટા તથા ચીકણા થાય ત્યારે હેઠે ઉતારી લેવા. તેનું નામ વિલપી જાણવું.

**વિલેપીના ગુણો** बृंहणी तर्पिणी हृद्या मधुरा पित्तनाशिनी ॥
વિલેપી, બૃંહણી, તર્પિણી, હૃદ્યા, મધુર અને પિત્તનાશક છે.

**પેયા કરવાની વિધિ** द्रवाधिका स्वल्पसिक्था चतुर्दशगुणे जले ॥१७०॥
सिद्धा पेया बुधैर्ज्ञेया यूषः किंचिद्घनः स्मृतः ॥

દ્રવ્ય એક ભાગ અને પાણી ચૌદ ભાગ લઇ, તે બન્નેને એકત્ર કરીને સારી રીતે ઉકાળવાં. પછી તે વધારે પાતળું, થોડુંક ચીકણું અને પરિપક્વ થયેલું–પાકેલું જણાય કે તેને હેઠે ઉતારી લેવું. તેનું નામ પેયા જાણવું.

**યૂષ કરવાની વિધિ** પેયાના કરતાં યૂષ જરાક ઘાટું હોય છે. તે બનાવવાની વિધિ પેયાના જેવી જ છે.

**પેયાના ગુણો** पेया लघुतरा ज्ञेया ग्राहिणी धातुपुष्टिदा ॥१७१॥
પેયા, અત્યન્ત લઘુ–હલકી છતાં, ગ્રાહિણી અને ધાતુપુષ્ટિદા છે.

**યૂષના ગુણો** यूषो बल्यस्ततः कण्ठ्यो लघुपाकः कफापहः ॥
યૂષ, બલ્ય–બળ દેનાર, કણ્ઠ્ય–કણ્ઠને હિતકારક અને એનો પાક લઘુ–હલકો હોવા છતાં કફનો નાશ કરનાર છે.

**ભક્ત કરવાની વિધિ** जले चतुर्दशगुणे तण्डुलानां चतुष्पलम् ॥ १७२ ॥ विपचेत्स्रावयेन्मण्डं
ચોખા ચાર પલ અને પાણી છપ્પન પલ લઇ, તે બન્નેને એકત્ર કરીને ચૂલાપર સીજવા મૂકવાં, ચોખા સીઝી–ચઢી જાય કે, તરત મણ્ડ કાઢવો અર્થાત ઓસાવી લેવા. એ ઓસાવી લીધેલા ચોખાનું નામ ભક્ત જાણવું.

**ભક્તના ગુણો** स भक्तो मधुरो लघुः ॥
ભક્ત–રાન્ધેલા ચોખા, મધુર તથા લઘુ–હલકા જાણવા.

**તણ્ડુલમણ્ડની વિધિ** नीरे चतुर्दशगुणे सिद्धो मंडस्त्वसिक्थकः ॥ १७३ ॥
ચોખા ચાર પલ અને પાણી છપ્પન પલ લઇ, તે બન્નેને એકત્ર કરીને ચૂલાપર સીજવા મૂકવાં, ચોખા સીઝી–ચઢી જાય કે, તરત ઉના ઉના ઓસાવી લેવા. તે ઓસાવતી વખતે ચોખાની અંદરથી નીકળેલું અને ચીકાસ વગરનું જે પાણી તેને તણ્ડુલમણ્ડ જાણવું.

**તણ્ડુલમણ્ડના ગુણો** शुंठीसैन्धवसंयुक्तः पाचनो दीपनः परः ॥
એ તણ્ડુલમણ્ડ, શુણ્ઠ અને સિન્ધાલુણની સાથે પીવાથી પાચન અને દીપન થાય છે.

**અષ્ટગુણમણ્ડ** नीरे चतुर्दशगुणे मण्डोऽष्टगुण उच्यते ॥ १७४ ॥
धान्यत्रिकटुसिन्धूत्थमुद्गतण्डुलयोजितः ॥
भृष्टश्च हिङ्गुतैलाभ्यां स मण्डोऽष्टगुणः स्मृतः ॥ १७५ ॥
दीपनः प्राणदो बस्तिशोधनो रक्तवर्धनः ॥ ज्वरजित्सर्वदोषघ्नो मण्डोऽष्टगुण उच्यते ॥ १७६ ॥

ધાણા, શુણ્ઠ, મરી, લીણ્ડીપીપર, સિન્ધાલુણ, મગ, ચોખા, હિઙ્ગ અને તેલ એ નવે વસ્તુમાંથી, પ્રથમ તેલની અન્દર હિઙ્ગ નાંખી, પછી તે તેલની અન્દર એક પલ મગ અને એ પલ ચોખા નાંખીને સેકવા. એ રીતે તેલની અન્દર નાંખેલ હિઙ્ગ, મગ અને ચોખા સેકાઈ ગયા પછી ધાણા, શુણ્ઠ, મરી, લીણ્ડીપીપર અને સિન્ધાલુણ, એ પાંચેનું ચૂર્ણ, હિઙ્ગવાળા મગ–ચોખાના પ્રમાણમાં ઘણું ખારું અને તીખું ન થાય તેમ નાંખવું. પછી તે ઔષધિવાળા મગ–ચોખાથી ચૌદગણું પાણી લઇ, તે પાણીની અન્દર ઔષધિવાળા મગ–ચોખા પકાવવા. મગ–ચોખા ચઢી–પાકી જાય કે તરત ઓસાવી લેવા. તે ઓસામણનું નામ અષ્ટગુણમણ્ડ જાણવું. એ અષ્ટગુણમણ્ડ, અગ્નિ દીપન કરે છે, પ્રાણદ છે, બસ્તિશોધન કરે છે, રક્તવર્ધન છે, જ્વર, વાત, પિત્ત તથા કફ, એ દોષોનો નાશ કરે છે. એ રીતે આ મણ્ડ, આઠ ગુણો કરે છે, તેથી જ આ અષ્ટગુણમણ્ડ કહેવાય છે.

**વાટ્યમણ્ડ**

सुकण्डितैस्तथाभृष्टैर्वाट्यमण्डो यवैर्भवेत् ॥
कफपित्तहरः कण्ठयो रक्तपित्तप्रसादनः ॥ १७७ ॥

સારી રીતે ખાંડીને સેકેલા યવનો મણ્ડ, શ્લોક એક સો બોન્તેરમાં કહ્યા પ્રમાણે કરવો. આ મણ્ડનું નામ વાટ્યમણ્ડ જાણવું. આ મણ્ડ પીધાથી કફ, પિત્ત, કણ્ઠ્ય રોગ અને રક્તપિત્ત રોગ મટે છે.

**લાજમણ્ડ**

लाजैर्वा तंडुलैर्भृष्टैर्लाजमंडः प्रकीर्तितः ॥
श्लेष्मपित्तहरो ग्राही पिपासाज्वरजिन्मतः ॥ १७८ ॥

શાળની અથવા ચોખાની ધાણીનો મણ્ડ, શ્લોક એક સો બોન્તેરમાં કહ્યા પ્રમાણે કરવો. આ મણ્ડનું નામ લાજમણ્ડ જાણવું. આ મણ્ડ કફ અને પિત્ત રોગ મટાડે છે, ગ્રાહી છે અને પિપાસા તથા જ્વરનો નાશ કરે છે.

એ રીતે દામોદરના પુત્ર શાર્ઙ્ગધરે રચેલી શાર્ઙ્ગધર સંહિતાને વિષે મધ્યમ ખણ્ડના ચિકિત્સાસ્થાનમાંનાં ક્વાથાદિ ઔષધો નામે બીજા અધ્યાયની ગુર્જર ટીકા સમ્પૂર્ણ.

---

## અધ્યાય ૩ જો, ફાણ્ટાદિ ઔષધો

**ફાણ્ટ કરવાની વિધિ**

क्षुण्णे द्रव्यपले सम्यग्जलमुष्णं विनिक्षिपेत् ॥
मृत्पात्रे कुडवोन्मानं ततस्तु स्रावयेत्पटात् ॥ १ ॥

માટીના વાસણમાં ભૂકો કરેલું ઔષધ એક પલ તથા ખદખદાવેલું ઉનું પાણી એક કુડવ નાંખવું ને ઉનું પાણી ટાઢું થયા પછી લુગડાથી ગાળી લેવું. એ ગાળી લીધેલાં પાણીનું નામ ફાણ્ટ જાણવું.

**ફાણ્ટનાં નામો**

स स्याच्चूर्णद्रवः फाण्टः

એ ગાળી લીધેલાં પાણીનાં બીજાં નામો ચૂર્ણદ્રવ અને ફાણ્ટ જાણવાં.

**ફાણ્ટ પીવાની માત્રા**

तन्मानं द्विपलोन्मितम् ॥

તે ફાણ્ટ પીવાની માત્રા બે પલની જાણવી.

**ફાણ્ટમાં મધ આદિ પદાર્થો કેટલા નાંખવા?**

मधुश्वेतागुडादींश्च क्वाथवत्तत्र निक्षिपेत् ॥ २ ॥

મધ, શાકર, ગોળ આદિ પદાર્થો કવાથના પ્રમાણે જ ફાણ્ટની અન્દર નાંખવા.

**મધૂકાદિ ફાણ્ટ**

मधूकपुष्पं मधुकं चन्दनं सपरूषकम् ॥
मृणालं कमलं लोध्रं गंभारीं नागकेशरम् ॥ ३ ॥
त्रिफलां सारिवां द्राक्षां लाजान्कोष्णे जले क्षिपेत् ॥ सितामधुयुतः पेयः फाण्टो वासौ हिमोऽथवा॥
वातपित्तज्वरं दाहं तृष्णामूर्च्छाऽरतिभ्रमान् ॥ रक्तपित्तं मदं हन्यान्नात्र कार्या विचारणा ॥ ५ ॥

મહુડાનાં ફૂલ, જેઠીમધ, રતાંજલી, પરુષક–ફાલસા, કમળનું નાળવું–દીણ્ડીયું, કમળનું ફૂલ, લોદર, શવનની છાલ, નાગકેશર, હરડાં, બેહેડાં, આમ્બળાં, કપુરીમધુરીના વેલાનાં મૂળ, દ્રાક્ષ અને શાળની ધાણી, એ પન્નરે ઔષધોને સરખે ભાગે લઇને તેમનું ચૂર્ણ કરવું. એ ચૂર્ણ એક પલ લઇને એક કુડવ કૈંક ઉના પાણીમાં નાંખવું. એ ઉનું પાણી ટાઢું થયા પછી લુગડાથી ગાળી લેવું. એ ફાણ્ટ સાકર અને મધ સાથે પીવાથી વાતપિત્તજ્વર, દાહ, તૃષ્ણા, મૂર્ચ્છા, અરતિ–અસ્વસ્થપણું, ભ્રમ, રક્તપિત્ત અને મદ રોગ મટી જાય છે, એમાં કંઇ વિચાર કરવા જેવું નથી.

**મધૂકાદિ હિમ**

ઉપર કહેલાં પન્નરે ઔષધોને સરખે ભાગે લઇને તેમનો હિમ કરવો. એ હિમ સાકર અને મધ સાથે પીવાથી ફાણ્ટ પીધાથી જે રોગો મટે છે તે રોગો મટી જાય છે.

**આમ્રાદિ ફાણ્ટ**

आम्रजम्बूकिसलयैर्वटशृङ्गप्ररोहकैः ॥
उशीरेण कृतः फाण्टः सक्षौद्रो ज्वरनाशनः ॥ ६ ॥
पिपासाच्छर्द्यतीसारान् मूर्च्छां जयति दुस्तराम् ॥

આમ્બાની ડાંખળીપરનાં કુંપળિયાંનો ફણગો–કાણ્ટો, જામ્બૂની ડાંખળીપરનાં કુંપળિયાંનો ફણગો–કાણ્ટો, વડની ઉપરના ભાગમાંનો કુંપળિયાંનો ફણગો–કાણ્ટો અથવા વડવાઇનાં કુંપળિયાં અને વાળો, એ ચારે ઔષધોનો કરેલો ફાણ્ટ, મધ સાથે પીવાથી જ્વર, પિપાસા, છર્દિ, અતિસાર અને ભયંકર મૂર્ચ્છા મટી જાય છે.

**મધૂકાદિ ફાણ્ટ**

मधूकपुष्पगंभारीचन्दनोशीरधान्यकैः ॥ ७ ॥
द्राक्षया च कृतः फाण्टः शीतः शर्करया युतः ॥
तृष्णापित्तहरः प्रोक्तो दाहमूर्च्छाभ्रमान् जयेत् ॥ ८ ॥

મહુડાનાં ફૂલ, શવન, રતાંજલી, વાળો, ધાણા અને દ્રાક્ષ, એ છએ ઔષધોનો ફાણ્ટ, ટાઢો થયા પછી સાકર સાથે પીવાથી તૃષ્ણા, પિત્ત, દાહ, મૂર્ચ્છા અને ભ્રમ મટી જાય છે.

**મન્થ કોને કહેવો?**

मन्थोऽपि फाण्टभेदः स्यात्तेन चात्रैव कथ्यते ॥

મન્થ, ફાણ્ટનો ભેદ છે, એટલા માટે આ ઠેકાણે કહું છું.

**મન્થ** કરવાની વિધિ

**जले चतुष्पले शीते क्षुण्णं द्रव्यपलं क्षिपेत् ॥९॥ मृत्पात्रे मन्थयेत्सम्यक्**

માટીના વાસણની અન્દર ચાર પલ ટાઢું પાણી નાંખી, પછી તેમાં ચૂર્ણ કરેલું–ભુંકો કરેલું એક પલ ઔષધ નાંખીને તેને સારી રીતે મથવું અર્થાત્ વલોવવું. પછી તે પાણી ગાળી લેવું. એ ગાળી લીધેલાં પાણીનું નામ મન્થ જાણવું.

**મન્થ** પીવાની માત્રા

**तस्माच्च द्विपलं पिबेत् ॥**

તે મન્થ પીવાની માત્રા બે પલની જાણવી.

ખર્જૂરાદિ મન્થ

**खर्जुरदाडिमद्राक्षातिन्तिडीकाम्लिकामलैः ॥ १० ॥**
**सपरूषैः कृतो मन्थः सर्वमद्यविकारनुत् ॥**

ખજૂર, દાડમનાં બી, દ્રાક્ષ, કોકમ, આમ્બલી, આમ્બળાં અને પુરૂષક–ફાલસા એ સાતે ઔષધોનો મન્થ કરવો. એ મન્થ પીવાથી સર્વ પ્રકારના મદ્યના વિકારો મટી જાય છે.

**મસૂરાદિ મન્થ**

**क्षौद्रयुक्ता मसूराणां सक्तवो दाडिमांभसा ॥ ११ ॥**
**मथिता वारयंत्याशु छर्दि दोषत्रयोद्भवाम् ॥**

મસૂરની દાળ સેકીને તેનો લોટ કરવો. એ સેકેલી મસૂરની દાળનો જે લોટ, તેનું નામ સાથવો જાણવું. તે મસૂરના સાથવાની અન્દર પાકેલા દાડમનાં બીનું પાણી નાંખીને, તે મસૂરના સાથવાને હાથથી મથવો. આ મસૂરાદિ મન્થ, મધ સાથે ખાવાથી, ત્રિદોષજન્ય છર્દિ જલદીથી મટી જાય છે.

**યવમન્થ**

**प्लावितैः शीतनीरेण सघृतैर्यवसक्तुभिः ॥ १२ ॥**
**नातिसान्द्रद्रवैर्मथस्तृष्णादाहास्रपित्तहा ॥**

જવ સેકીને તેનો લોટ કરવો. એ સેકેલા જવના લોટનું નામ જવનો સાથવો જાણવું. તે જવના સાથવાની અન્દર ઘીનું મોણ દઇ, પછી તે જવના સાથવાને ટાઢા પાણીની અન્દર, ઘણો પાતળો થઇ જાય નહિ, તેમ ઘાટો પણ થઇ જાય નહિ એવી રીતે મથવો. આ યવમન્થ ખાવાથી તૃષ્ણા, દાહ અને રક્તપિત્ત રોગ મટી જાય છે.

એ રીતે દામોદરના પુત્ર શાર્ઙ્ગધરે રચેલી શાર્ઙ્ગધર સંહિતાને વિષે મધ્યમખણ્ડના ચિકિત્સાસ્થાનમાંનાં ફાણ્ટાદિ ઔષધો નામે ત્રીજા અધ્યાયની ગુર્જર ટીકા સમ્પૂર્ણા.

---

# અધ્યાય ૪ થો, હિમ ઔષધો

**હિમ** કરવાની વિધિ

**क्षुण्णं द्रव्यपलं सम्यक्षड्भिर्नीरपलैः प्लुतम् ॥ निशोषितं**

સારી રીતે કચરેલાં એક પલ ઔષધને, છ પલ પાણીની અન્દર રાતના માટીના વાસણમાં ડૂબાડીને સવારના પોહોરમાં ગાળી લેવું. એનું નામ હિમ જાણવું

**હિમનાં** બીજાં નામો

**हिमः स स्यात्तथा शीतकषायकः ॥ १ ॥**

એ ગાળી લીધેલા પાણીનાં બીજાં નામો હિમ અને શીતકષાયક જાણવાં.

तन्मानं फाण्टवज्ज्ञेयं सर्वत्रैवैष निश्चयः ॥

**હિ**મ પીવાની માત્રા — હિમ પીવાની માત્રા ફાણ્ટ પ્રમાણે અર્થાત્ બે પલની જાણવી, એવો સર્વ ઠેકાણે નિશ્ચય કરેલો છે.

**આ**મ્રાદિ હિમ

आम्रं जंबूं च ककुभं चूर्णीकृत्य जले क्षिपेत् ॥ २ ॥
हिमं तस्य पिबेत्प्रातः सक्षौद्रं रक्तपित्तजित् ॥

આમ્બો, જામ્બૂ અને અર્જુન વૃક્ષ—અર્જુન સાદડા—ધોળો સાજડ, એ ત્રણે ઔષધોની છાલનો હિમ કરવો. એ હિમ સવારના પોહોરમાં મધની સાથે પીવાથી, રક્તપિત્ત રોગ મટી જાય છે.

**મ**રીચાદિ હિમ

मरीचं मधुयष्टिं च काकोदुम्बरपल्लवाः ॥ ३ ॥
नीलोत्पलं हिमस्तज्जस्तृष्णाच्छर्दिनिवारणः ॥

મરી, જેઠીમધ, કાળા ઉમ્બરાનાં કુમ્પળિયાં—કુંણાં પાન્દડાં અને કાળું કમળ, એ ચારે ઔષધોનો હિમ કરવો. એ હિમ પીવાથી તૃષ્ણા તથા છર્દિ મટી જાય છે.

**ની**લોત્પલાદિ હિમ

नीलोत्पलं बला द्राक्षा मधूकं मधुकं तथा ॥ ४ ॥
उशीरं पद्मकं चैव काश्मरी च परूषकं ॥
एतच्छीतकषायश्च वातपित्तज्वरान् जयेत् ॥ ५ ॥ सप्रलापभ्रमच्छर्दिमोहतृष्णानिवारणः ॥

કાળું કમળ, બલદાણાનાં—ખરેટીનાં મૂળ, દ્રાક્ષ, મહૂડાનાં ફૂલ, જેઠી મધ, વાળો, પદ્મકનું લાકડું, શવન અને પરૂષક—ફાલસા, એ નવે ઔષધોનો હિમ કરવો. એ હિમ પીવાથી વાતપિત્તજ્વર, સારી પેઠે પ્રલાપ, ભ્રમ, છર્દિ, મોહ અને તૃષ્ણા રોગ મટી જાય છે.

**અ**મૃતાહિમ

अमृताया हिमः पेयो जीर्णज्वरहरः स्मृतः ॥ ६ ॥

ગળોનો હિમ કરવો. એ હિમ પીધાથી જીર્ણજ્વર મટી જાય છે.

**વા**સાહિમ

वासायाश्च हिमः कासरक्तपित्तज्वरान् जयेत् ॥

અરડૂશીનાં પાન્દડાંનો હિમ કરવો. એ હિમ પીવાથી કાસ, રક્તપિત્ત અને જ્વર મટી જાય છે.

**ધા**ન્યાકહિમ

प्रातः सशर्करः पेयो हिम धान्याकसंभवः ॥ ७ ॥
अंतर्दाहं तथा तृष्णां जयेत्स्रोतोविशोधनः ॥

ધાણાનો હિમ કરવો. એ હિમ સવારના પોહોરમાં સાકરની સાથે પીવાથી અન્તર્દાહ તથા તૃષ્ણા મટી જાય છે અને સ્રોતસોનું (મૂત્રાદિના માર્ગનું) શોધન થાય છે.

**ધા**ન્યાકાદિ હિમ

धान्याकधात्रीवासानां द्राक्षापर्पटयोर्हिमः ॥ ८ ॥
रक्तपित्तं ज्वरं दाहं तृष्णां शोषं च नाशयेत् ॥

ધાણા, આમ્બળાં, અરડૂશી, દ્રાક્ષ અને ખડસલિયો, એ પાંચે ઔષધોનો હિમ કરવો. એ હિમ પીધાથી રક્તપિત્ત, જ્વર, દાહ, તૃષ્ણા અને શોષ મટી જાય છે.

એ રીતે દામોદરના પુત્ર શાર્ઙ્ગધરે રચેલી શાર્ઙ્ગધર સંહિતાને વિષે મધ્યમ ખણ્ડના ચિકિત્સાસ્થાનમાંનાં હિમ ઔષધો નામે ચોથા અધ્યાયની ગુર્જર ટીકા સમ્પૂર્ણ.

# અધ્યાય ૫ મો, કલ્ક ઔષધો

:લ્ક કરવાની વિધિ

द्रव्यमार्द्रं शिलापिष्टं शुष्कं वा सजलं भवेत् ॥

લીલું ઔષધ આણીને તેને શિલાપર ચટણીના સરખું બારીક ાટવું. પણ જો સૂકું ઔષધ હોય તો, તેમાં પાણી નાંખીને, તેને શિલાપર ચટણીના ારખું બારીક વાટવું, તેનું નામ કલ્ક જાણવું.

:લ્કનાં બીજાં નામો

प्रक्षेपाऽऽवापकल्कास्ते

એ કલ્કનાં બીજાં નામો પ્રક્ષેપ, આવાપ અને કલ્ક જાણવાં.

:લ્ક ખાવાની માત્રા

तन्मानं कर्षसंमितम् ॥ १ ॥

એ કલ્ક, ખાવાની માત્રા એક કર્ષની છે.

:લ્કમાં બે કર્ષ પદાર્થો ક્યા ક્યા નાંખવા?

कल्के मधु घृतं तैलं देयं द्विगुणमात्रया ॥

મધ, ઘી અને તેલ, એ ત્રણ પદાર્થોમાંનો જે પદાર્થ કલ્કમાં નાંખવો હોય, તે પદાર્થ બે કર્ષ નાંખવો.

:લ્કમાં એક કર્ષ પદાર્થો ક્યા ક્યા નાંખવા?

सितागुडौ समौ दद्यात्

સાકર અને ગોળ, એ બે પદાર્થોમાંનો જે પદાર્થ, કલ્કમાં નાંખવો હોય, તે પદાર્થ એક કર્ષ નાંખવો.

:લ્કમાં ચાર કર્ષ પદાર્થો ક્યા ક્યા નાંખવા?

द्रवा देयाश्चतुर्गुणाः ॥ २ ॥

દ્રવ–પ્રવાહી પદાર્થોમાંનો જે પ્રવાહી પદાર્થ કલ્કમાં નાંખવો હોય તે પ્રવાહી પદાર્થ ચાર કર્ષ નાંખવો.

ર્ધમાનપિપ્પલીકલ્ક

त्रिवृद्धया पंचवृद्धया वा सप्तवृद्धयाऽथवा कणाः ॥
पिबेत्पिष्ट्वा दशदिनं तास्तथैवापकर्षयेत् ॥ ३ ॥
वं विंशद्दिनैः सिद्धं पिप्पलीवर्धमानकम् ॥ अनेन पांडुवातास्रकासश्वासारुचिज्वराः ॥ ४ ॥
दरार्शःक्षयश्लेष्मवाता नश्यन्त्युरोग्रहाः ॥

પહેલે દિવસે ત્રણ લીણ્ડીપીપર, બીજે દિવસે છ લીણ્ડીપીપર, ત્રીજે દિવસે નવ લીણ્ડીપીપર, એ પ્રમાણે દરરોજ ત્રણ ત્રણ લીણ્ડીપીપર વધારતાં, દશમે દિવસે ત્રીશ લીણ્ડીપીપર લેવી. લીણ્ડીપીપરનો રોજ કલ્ક કરી, તે કલ્ક દૂધ અથવા બીજા પ્રવાહી ાદાર્થોમાં ભેળીને પીવો. એજ રીતે અગિયારમે દિવસે ત્રીશ લીણ્ડીપીપર, બારમે દિવસે ત્યાવીશ લીણ્ડીપીપર, તેરમે દિવસે ચોવીસ લીણ્ડીપીપર, એ પ્રમાણે દરરોજ ત્રણ ત્રણ ીણ્ડીપીપર ઘટાડતાં, વીશમે દિવસે ત્રણ લીણ્ડીપીપર લઈ, તેનો કલ્ક કરી દૂધ અથવા બીજા ાવાહી પદાર્થો લઈ, તેમાં તે કલ્ક ભેળીને પીવો. ઉપર પ્રમાણે જ પાંચ અથવા સાત લીણ્ડીપીપરનો વીશ દિવસ સુધી પ્રયોગ કરવો. એ રીતે ત્રણ, પાંચ કે સાત લીણ્ડીપીપરના આ ાયોગનું નામ વર્ધમાન પિપ્પલીકલ્ક જાણવું. એ વર્ધમાન પિપ્પલી કલ્કના પ્રયોગનું સેવન

કરવાથી પાણ્ડુરોગ, વાતરક્ત, કાસ, શ્વાસ, અરુચિ, જ્વર, ઉદર રોગ, અર્શ, ક્ષય, કફ, વાત અને ઉરોગ્રહ રોગ મટી જાય છે.

**નિમ્બદલકલ્ક**

लेपान्निंबदलैः कल्को व्रणशोधनरोपणः ॥ ५ ॥
भक्षणाच्छर्दिकुष्ठानि पित्तश्लेष्मकृमीन् जयेत् ॥

લિમ્બડાનાં પાન્દડાંનો કલ્ક કરવો. તે કલ્કનો વ્રણનાપર લેપ કરવાથી, વ્રણનું શોધન થઇને પછી તે વ્રણનું રોપણ થાય છે એટલે વ્રણ ભરાઇ આવે છે. આ કલ્ક (પાણી સાથે) પીવાથી છર્દિ, કુષ્ઠ, પિત્ત, કફ અને કૃમિવિકાર મટે છે.

**મહાનિમ્બજટાકલ્ક**

महानिंबजटाकल्को गृध्रसीनाशनः स्मृतः ॥ ६ ॥

બકાનનાં મૂળિયાંનો કલ્ક (પાણી સાથે) પીવાથી ગૃધ્રસી વાત મટી જાય છે.

**રસોનકલ્ક**

शुद्धकल्को रसोनस्य तिलतैलेन मिश्रितः ॥
वातरोगान् जयेत्तीव्रान् विषमज्वरनाशनः ॥ ७ ॥

નીચેના શ્લોકમાં કહ્યા પ્રમાણે શુદ્ધ કરેલી લસણની કળિયોનો કલ્ક કરી, તલના તેલ સાથે પીવાથી, ભયંકર વાતરોગો તથા વિષમજ્વર મટી જાય છે.

**પક્વકન્દરસોનકલ્ક**

पक्वकन्दरसोनस्य गुलिका निस्तुषीकृता ॥
पाटयित्वा च मध्यस्थं दूरीकुर्यात्तदंकुरम् ॥ ८ ॥
तदुग्रगन्धनाशाय रात्रौ तक्रे विनिक्षिपेत् ॥ अपनीय च तन्मध्याच्छिलायां पेषयेत्ततः ॥ ९ ॥
तन्मध्ये पंचमांशेन चूर्णमेषां विनिक्षिपेत् ॥ सौवर्चलं यवानी च भर्जितं हिंगु सैन्धवम् ॥ १० ॥
कटुत्रिकं जीरकं च समभागानि चूर्णयेत् ॥ एकीकृत्य ततः सर्वं कल्कं कर्षप्रमाणतः ॥ ११ ॥
खादेदग्निबलापेक्षी ऋतुदोषाद्यपेक्षया ॥ अनुपानं ततः कुर्यादेरंडश्रृतमन्वहम् ॥ १२ ॥
सर्वांगैकांगजं वातमर्दितं चापतंत्रकम् ॥ अपस्मारमथोन्मादमूरुस्तंभं च गृध्रसीम् ॥ १३ ॥
उरःपृष्ठकटीपार्श्वकुक्षिपीडां क्रिमीन् जयेत् ॥ अजीर्णमातपं रोषमतिनीरं पयो गुडम् ॥ १४ ॥
रसोनमश्नन्पुरुषस्त्यजेदेतन्निरंतरम् ॥ मद्यं मांसं तथाऽम्लं च रसं सेवेत नित्यशः ॥ १५ ॥

પાકા લસણનાં કન્દની ફોતરાં કાઢી નાંખેલી કળિયોને ચીરી, કળીની વચમાં રહેલા કાણ્ટાને કાઢી નાંખવો. પછે વચમાંના કાણ્ટા કાઢી નાંખેલ કળિયોને, આકરી ગન્ધ મટાડવા સારુ રાતના છાશમાં પલાળી મૂકવી; સવારે છાશમાંથી કાઢી, તેને પથરાપર વાટીને પછી તેનો કલ્ક કરવો. પછી સંચળ, અજમોદ, સેકેલી હિંગ, સિન્ધાલુણ, શુણ્ઠ, મરી, લીણ્ડી-પીપર અને જીરું, એ આઠે ઔષધો સરખે ભાગે લઇ, તેમનું ચૂર્ણ કરીને પછી ઉપરના લસણના કલ્કનો પાંચમો ભાગ ચૂર્ણ, તે કલ્કની સાથે ભેળવવું. એ રીતે ચૂર્ણ ભેળવેલો લસણની કળીનો કલ્ક એક કર્ષ પ્રમાણ સુધી, એરંડાના મૂળના ક્વાથના અનુપાનમાં, જઠ-રાગ્નિનું બળ, ઋતુ તથા વાતાદિ દોષ, એ સર્વ જોઇને પચી શકે તેટલો ખાવાથી, સર્વાંગ વાત, એકાંગ વાત, અર્દિત વાત, અપતંત્રક વાત, અપસ્માર વાત, ઉન્માદ રોગ, ઊરુસ્તમ્ભ

રોગ અને ગૃધ્રસી વાત મટે છે. ઉર, પૃષ્ઠ, કટી, પાર્શ્વ અને કુક્ષિ એ સર્વ ઠેકાણે થતી પીડા મટી જાય છે અને કૃમિઓનો નાશ થાય છે.

આ કલ્ક અજીર્ણ થયું હોય ત્યારે, અતિ તડકો પડતો હોય ત્યારે, રોષ થયો હોય ત્યારે, ઘણું પાણી પીધું હોય ત્યારે, દૂધ પીધું હોય ત્યારે અને ગોળ ખાધો હોય ત્યારે ખાવો નહિ, પણ હમ્મેશાં આ કલ્ક ખાનારે મદ્ય, માંસ અને ખાટો રસ ખાવાં.

**પિપ્પલ્યાદિ કલ્ક**

पिप्पली पिप्पलीमूलं भल्लातकफलानि च ॥
एतत्कल्कश्च सक्षौद्र ऊरुस्तंभनिवारणः ॥ १६ ॥

લીંડીપીપર, પીપરીમૂળના ગણ્ઠોડા અને ભિલામું એ ત્રણ ઔષધોનો કલ્ક મધની સાથે ખાવાથી, ઊરુસ્તમ્ભ વાત મટી જાય છે.

**વિષ્ણુક્રાંતાજટાકલ્ક**

विष्णुक्रान्ताजटाकल्कः सिताक्षौद्रघृतैर्युतः ॥
परिणामभवं शूलं नाशयेत्सप्तभिर्दिनैः ॥ १७ ॥

વિષ્ણુક્રાન્તા—કાળી શંખાવળીનાં મૂળનો કલ્ક, સાકર, મધ અને ઘીની સાથે ખાવાથી, સાત દિવસની અન્દર પરિણામશૂળ મટી જાય છે.

**શુણ્ઠ્યાદિ કલ્ક**

शुंठीतिलगुडैः कल्कं दुग्धेन सह योजयेत् ॥
परिणामभवं शूलमामवातं च नाशयेत् ॥ १८ ॥

શુણ્ઠ, તલ અને ગોળ એ ત્રણે ઔષધોનો કલ્ક દૂધની સાથે ખાવાથી, પરિણામ શૂલ તથા આમવાત મટી જાય છે.

**અપામાર્ગબીજકલ્ક**

अपामार्गस्य बीजानां कल्कस्तंडुलवारिणा ॥
पीतो रक्तार्शसां नाशं कुरुते नात्र संशयः ॥ १९ ॥

અઘેડાનાં બીનો કલ્ક, ચોખાના ધોણની સાથે ખાવાથી, રક્તાર્શ મટી જાય છે, એમાં કંઈ પણ સંશય નથી.

**બદર્યાદિ કલ્ક**

बदरीमूलकल्केन तिलकल्कश्च योजितः ॥
मधुक्षीरयुतः कुर्याद्रक्तातीसारनाशनम् ॥ २० ॥

બોરડીનાં મૂળનો કલ્ક તથા તલનો કલ્ક, એ બે કલ્કોને એકત્ર કરવા. પછી એ કલ્ક મધ અને દૂધની સાથે ખાવાથી રક્તાતિસાર મટી જાય છે.

**લાક્ષાકલ્ક**

कूष्मांडकरसोपेतां लाक्षां कर्षद्वयं पिबेत् ॥
रक्तक्षयमुरोघातं क्षयरोगं च नाशयेत् ॥ २१ ॥

લાખ (પીપળાના વૃક્ષની લાખ), ભૂરાં કોળાંના રસની સાથે વાટીને તેનો કલ્ક કરવો. એ કલ્ક ભૂરાં કોળાંના રસની સાથે બે કર્ષ સુધી પીવાથી રક્તક્ષય, ઉરોઘાત અને ક્ષયરોગ મટી જાય છે.

**તંડુલીયજટાકલ્ક**

तंडुलीयजटाकल्कः सक्षौद्रः सरसांजनः ॥
· तंडुलोदकसंपीतो रक्तप्रदरनाशनः ॥ २२ ॥

તાંદલજાનાં મૂળિયાંનો કલ્ક, મધ, રસવંતી અને ચોખાના ધોણમાં પીવાથી રક્તપ્રદર મટી જાય છે.

અંકોલમૂલકલ્ક

अंकोलमूलकल्कश्च सक्षौद्रस्तंडुलांबुना ॥
अतिसारहरः प्रोक्तस्तथा विषहरः स्मृतः ॥ २३ ॥

અંકોલનાં મૂળનો કલ્ક, મધ અને ચોખાના ધોણમાં પીવાથી અતિસાર મટી જાય છે તથા વિષ ઉતરી જાય છે.

વંધ્યાકર્કોટિકામૂલકલ્ક

वन्ध्याकर्कोटिकामूलं पाटलाया जटाऽथवा ॥
घृतेन बिल्वमूलं वा द्विविधं नाशयेद्विषम् ॥ २४ ॥

નર (વાંઝિયા) કણ્ટોલાનાં મૂળિયાંનો કલ્ક ઘીની સાથે ખાવાથી વચ્છનાગાદિ તથા સર્પાદિના વિષ ઉતરી જાય છે.

પાટલાજટાકલ્ક

પાટલાનાં–પાડળનાં મૂળિયાંનો કલ્ક, ઘીની સાથે ખાવાથી વચ્છનાગાદિ તથા સર્પાદિ વિષ ઉતરી જાય છે.

બિલ્વમૂલકલ્ક

બીલીનાં મૂળિયાંનો કલ્ક ઘીની સાથે ખાવાથી વચ્છનાગાદિ તથા સર્પાદિ વિષ ઉતરી જાય છે.

અભયાદિકલ્ક

अभयासैन्धवकणाशुंठीकल्कस्त्रिदोषहा ॥

હરડે, સિન્ધાલુણ, લીણ્ડીપીપર અને શુણ્ઠ, એ ચારે ઔષધોનો કલ્ક ખાવાથી ત્રિદોષ મટી જાય છે.

પથ્યાદિ કલ્ક

पथ्यासैन्धवशुंठीभिः कल्को दीपनपाचनः ॥ २५ ॥

હરડે, સિન્ધાલુણ અને શુણ્ઠ એ ત્રણે ઔષધોનો કલ્ક પીવાથી દીપનપાચન થાય છે.

ત્રિવૃતાદિ કલ્ક

त्रिवृत्पलाशबीजानि पारसीययवानिका ॥
कंपिल्लकं विडंगं च गुडश्च समभागकः ॥ २६ ॥
तक्रेण कल्कमेतेषां पिबेत्कृमिगणापहम् ॥

નસોતર, ખાખરાનાં બી–પિત્તપાપડો, છુવારી અજમોદ, કપીલો અને વાવડિંગ એ પાંચે ઔષધોનું ચૂર્ણ કરી, તે ચૂર્ણના જેટલો જ ગોળ, તે ચૂર્ણની સાથે ભેળી તેનો કલ્ક કરવો. તે કલ્ક, છાસની સાથે પીવાથી કૃમિગણ નાશ પામે છે.

તિલકલ્ક

नवनीततिलैः कल्को जेता रक्तार्शसां स्मृतः ॥ २७ ॥
नवनीतसितानागकेशरैश्चापि तद्विधः ॥

તલને બારીક વાટી, તેનો માખણમાં કલ્ક કરીને ખાવાથી રક્તાર્શ મટી જાય છે.

નાગકેશરકલ્ક

નાગકેશર બારીક વાટી, તેનો સાકર અને માખણમાં કલ્ક કરીને ખાવાથી રક્તાર્શ મટી જાય છે.

શુણ્ઠ્યાદિ કલ્ક

पीतो मसूरयूषेण कल्कः शुंठीशलाटुजः ॥ २८ ॥
जयेत्संग्रहणीं तद्वत्तक्रेण बृहतीभवः ॥

શુણ્ઠ અને બીલી એ બન્ને ઔષધોનો કલ્ક, મસૂરના યૂષ સાથે ખાવાથી સંગ્રહણી રોગ મટી જાય છે.

બૃહતીભવકલ્ક — ઉભી ભોંરિંગણીના ડોડવાનો કલ્ક, છાસની સાથે ખાવાથી સંગ્રહણી રોગ મટી જાય છે.

એ રીતે દામોદરના પુત્ર શાર્ઙ્ગધરે રચેલી શાર્ઙ્ગધરસંહિતાને વિષે મધ્યમખણ્ડના ચિકિત્સાસ્થાનમાંનાં કલ્ક ઔષધો નામે પાંચમા અધ્યાયની ગુર્જર ટીકા સમ્પૂર્ણ.

---

# અધ્યાય ૬ ઠ્ઠો, ચૂર્ણ ઔષધો

अत्यन्तशुष्कं यत् द्रव्यं सुपिष्टं वस्त्रगालितम् ॥

ચૂર્ણ કરવાની વિધિ — સાવ સૂકું ઔષધ સારી રીતે ખાંડી, દળીને લૂગડાંથી ચાળી લેવું, એનું નામ ચૂર્ણ જાણવું.

तत्स्याच्चूर्णं रजः क्षोदः

ચૂર્ણનાં બીજાં નામો — એ ચાળી લીધેલા ભૂકાનું નામ ચૂર્ણ, રજ અથવા ક્ષોદ જાણવું.

तन्मात्रा कर्पसम्मिता ॥ १ ॥

ચૂર્ણ ખાવાની માત્રા — ચૂર્ણ ખાવાની માત્રા એક કર્ષની જાણવી.

चूर्णे गुडः समो देयः

ચૂર્ણની અન્દર ગોળ કેટલો નાંખવો? — ચૂર્ણની અન્દર ગોળ નાંખવો હોય તો ચૂર્ણની માત્રાના જેટલા જ નાંખવો અર્થાત્ એક કર્ષ નાંખવો.

शर्करा द्विगुणा भवेत् ॥

ચૂર્ણની અન્દર સાકર કેટલી નાંખવી? — ચૂર્ણની અન્દર સાકર નાંખવી હોય તો ચૂર્ણની માત્રાથી બમણી નાંખવી અર્થાત્ બે કર્ષ નાંખવી.

चूर्णेषु भर्जितं हिङ्गु देयं नोत्क्लेदकृद्भवेत् ॥ २ ॥

ચૂર્ણની અન્દર હિંગ કેવી ભેળવવી? — ચૂર્ણની અન્દર હિઙ્ગ નાંખવી હોય તો સેકેલી હિઙ્ગ નાંખવી, કે જેથી કરીને હિચકો આવે જ નહિ.

लिहेच्चूर्णं द्रवैः सर्वैर्घृताद्यैर्द्विगुणोन्मितैः ॥

ચૂર્ણની અન્દર મધાદિ ચીકણા પદાર્થો કેટલા નાંખવા? — મધ, ઘી, તલ આદિ ચીકણા પદાર્થોની સાથે ચૂર્ણ ચાટવાનું કહેલું હોય તો ચૂર્ણની માત્રાથી, તે ચીકણા પદાર્થો બમણા લેવા.

पिबेच्चतुर्गुणैरेव चूर्णमालोडितं द्रवैः ॥ ३ ॥

ચૂર્ણની અન્દર દૂધ આદિ પ્રવાહી પદાર્થો કેટલા નાંખવા? — દૂધ, પાણી, ગૌમૂત્ર, રસ આદિ પ્રવાહી–પાતળા પદાર્થોની અન્દર ચૂર્ણ નાંખી હલાવીને–ડોહીને પીવાનું કહેલું હોય તો, ચૂર્ણની માત્રાથી તે પ્રવાહી–પાતળા પદાર્થો ચોગણા લેવા.

चूर्णावलेहगुटिकाकल्कानामनुपानकम् ॥
वातपित्तकफातंके त्रिद्व्येकपलमाहरेत् ॥ ४ ॥

**વાત** રોગના અનુપાનની માત્રા

ચૂર્ણ, અવલેહ, ગુટિકા અથવા કલ્કના સાથે જે અનુપાન આપવાનું કહ્યું હોય, તે અનુપાન વાત રોગપર ત્રણ પલ સુધી આપવું.

**પિત્ત** રોગના અનુપાનની માત્રા

ચૂર્ણ, અવલેહ, ગુટિકા અથવા કલ્કના સાથે જે અનુપાન આપવાનું કહ્યું હોય, તે અનુપાન પિત્ત રોગ પર બે પલ સુધી આપવું.

**કફ** રોગના અનુપાનની માત્રા

ચૂર્ણ, અવલેહ, ગુટિકા અથવા કલ્કના સાથે જે અનુપાન આપવાનું કહ્યું હોય, તે અનુપાન કફ રોગ પર એક પલ સુધી આપવું.

**ચૂર્ણાદિ** ઔષધો અનુપાનના યોગથી, કેવી રીતે વિશેષ ગુણ કરે છે, તેનું દષ્ટાન્ત

यथा तैलं जले क्षिप्तं क्षणेनैव प्रसर्पयेत् ॥
अनुपानबलादंगे तथा सर्पति भेषजम् ॥ ५ ॥

તેલનું ટીપું પાણીની અન્દર પડતાંની સાથે જ ક્ષણ માત્રમાં જેમ ફેલાઈ જાય છે, તેમ ચૂર્ણાદિ ઔષધો અનુપાનના યોગથી, આખા અંગની અન્દર તરત ફેલાઈ જાય છે.

**ભાવના** દેવાની વિધિ

द्रवेण यावता सम्यक्चूर्णं सर्वं प्लुतं भवेत् ॥
भावनायाः प्रमाणं तु चूर्णे प्रोक्तं भिषग्वरैः ॥ ६ ॥

ચૂર્ણને જે પ્રવાહી—પાતળા પદાર્થની ભાવના આપવી હોય, તે પ્રવાહી—પાતળો પદાર્થ, ચૂર્ણ, સારી પેઠે પાતળું થાય તેટલો લઇ, તે ચૂર્ણમાં નાંખીને પછી તેની સૂકાય ત્યાં સુધી ખરલ કરવી. તેનું નામ વૈદ્યોએ ભાવના કહેલ છે.

**આમ્બલાદિ ચૂર્ણ**

आमलं चित्रकः पथ्या पिप्पली सैन्धवं तथा ॥
चूर्णितोऽयं गणो ज्ञेयः सर्वज्वरविनाशनः ॥ ७ ॥
भेदी रुचिकरः श्लेष्मजेता दीपनपाचनः ॥

આમ્બળાં, ચિત્રો, હરડે, લીણ્ડીપીપર અને સિન્ધાલુણ, આ પાંચે ઔષધોનું ચૂર્ણ સર્વે પ્રકારના જ્વરો મટાડનારું, ભેદી, રુચિકર અને કફનાશક છે તથા દીપનપાચન કરનારું છે.

**પિપ્પલીચૂર્ણ**

मधुना पिप्पलीचूर्णं लिहेत्कासज्वरापहम् ॥ ८ ॥
हिक्काश्वासहरं कण्ठ्यं प्लीहघ्नं बालकोचितम् ॥

લીણ્ડી પીપરનું ચૂર્ણ મધ સાથે ચાટવાથી કાસ, જ્વર, હિક્કા અને શ્વાસ મટી જાય છે. કણ્ઠય—કણ્ઠ સુધરે છે, પ્લીહા મટે છે અને બાળકોને પણ આ ચૂર્ણ આપવા યોગ્ય છે.

**ત્રિફલાચૂર્ણ**

एका हरीतकी योज्या द्वौ च योज्यौ बिभीतकौ ॥ ९ ॥
चत्वार्यामलकान्येव त्रिफलैषा प्रकीर्तिता ॥
त्रिफला मेहशोथघ्नी नाशयेद्विषमज्वरान् ॥ १० ॥
दीपनी श्लेष्मपित्तघ्नी कुष्ठहन्त्री रसायनी ॥ सर्पिर्मधुभ्यां संयुक्ता सर्वनेत्रामयान् जयेत् ॥ ११ ॥

એક હરડે, બે બેહેડાં અને ચાર આમ્બળાં, એ રીતે આ ત્રણે ઔષધોનાં ચૂર્ણનું નામ ત્રિફલા કહેવાય છે. આ ત્રિફલા પ્રમેહ, શોથ, વિષમજ્વર, કફ, પિત્ત તથા કુષ્ઠ મટાડે છે, દીપની અને રસાયની છે. આ ચૂર્ણ ઘી તથા મધ સાથે ખાવાથી, સર્વે નેત્રરોગ મટી જાય છે.

ત્ર્યૂષણ ચૂર્ણ

पिप्पली मरिचं शुंठी त्रिभिस्त्र्यूषणमुच्यते ॥
दीपनं श्लेष्ममेदोघ्नं कुष्ठपीनसनाशनम् ॥ १२ ॥
जयेदरोचकं सामं मेहगुल्मगलामयान् ॥

લીણ્ડીપીપર, મરી અને શુણ્ઠ એ ત્રણે ઔષધોનાં ચૂર્ણને ત્ર્યૂષણ ચૂર્ણ કહે છે. આ ચૂર્ણ દીપન કરનારું છે તથા કફ, મેદોરોગ, કુષ્ઠ, પીનસ, અરોચક રોગ, આમવાત, મેહ, ગુલ્મ અને ગલરોગ મટાડે છે.

પંચકોલચૂર્ણ

पिप्पलीचव्यविश्वाह्वपिप्पलीमूलचित्रकैः ॥ १३ ॥
पंचकोलमितिख्यातं रुच्यं पाचनदीपनम् ॥
आनाहप्लीहगुल्मघ्नंशूलश्लेष्मोदरापहम् ॥ १४ ॥

લીણ્ડીપીપર, ચવક, શુણ્ઠ, પીપલી મૂળના ગણ્ઠોડા અને ચિત્રો, એ પાંચ ઓષધોનાં ચૂર્ણને પંચકોલ ચૂર્ણ કહે છે. આ ચૂર્ણ રુચ્ય–રુચિ ઉત્પન્ન કરનારું, પાચન કરનારું અને દીપન કરનારું છે તથા આનાહ રોગ, પ્લીહ, ગુલ્મ, શૂળ, કફ અને ઉદરરોગ મટાડનારું છે.

ત્રિગન્ધચૂર્ણ

त्रिगंधमेलात्वक्पत्रैश्चतुर्जातं सकेशरैः ॥
त्रिगंधं सचतुर्जातं रूक्षोष्णं लघु पित्तकृत् ॥ १५ ॥
वर्ण्यं रुचिकरं तीक्ष्णं पित्तश्लेष्मामयान् जयेत् ॥

એલચી, તજ અને તમાલપત્ર, એ ત્રણે ઔષધોનાં ચૂર્ણને ત્રિગન્ધ ચૂર્ણ કહે છે. આ ચૂર્ણ રૂક્ષ, ઉષ્ણ, લઘુ–હલકું, પિત્ત કરનારું, વર્ણ્ય–શરીરનો વર્ણ સારો કરનારું, રુચિકર અને તીક્ષ્ણ છે તથા પિત્ત અને કફ સમ્બન્ધી રોગ મટાડે છે.

ચતુર્જાત ચૂર્ણ

એલચી, તજ, તમાલપત્ર અને નાગકેશર, એ ચારે ઔષધોનાં ચૂર્ણને ચતુર્જાત ચૂર્ણ કહે છે. આ ચૂર્ણ રૂક્ષ, ઉષ્ણ, લઘુ–હલકું, પિત્ત કરનારું, વર્ણ્ય–શરીરનો વર્ણ સારો કરનારું, રુચિકર અને તીક્ષ્ણ છે તથા પિત્ત અને કફ સમ્બન્ધી રોગ મટાડે છે.

વ્યાઘ્રાદિ ચૂર્ણ

व्याघ्रीजीरकधात्रीणां चूर्णं मधुयुतं लिहेत् ॥ १६ ॥
ऊर्ध्ववातमहाश्वासतमकैर्मुच्यते क्षणात् ॥

બેઠી ભોંરિંગણી, જીરું અને આમ્બળાં, એ ત્રણે ઔષધોનું ચૂર્ણ, મધની સાથે ખાવાથી ઊર્ધ્વવાત, મહાશ્વાસ અને તમકશ્વાસ ક્ષણ માત્રમાં મટી જાય છે.

કૃષ્ણાદિ ચૂર્ણ

कृष्णारुणामुस्तकशृंगिकाणां तुल्येन चूर्णेन समाक्षिकेण ॥ १७ ॥
ज्वरातिसारः प्रशमं प्रयाति सश्वासकासः सवमिः शिशूनाम् ॥

લીણ્ડીપીપર, અતિવિષ, નાગરમોથ અને કાકડાશિંગી, આ ચારે ઔષધોનું ચૂર્ણ, બાળકોને મધની સાથે ચટાડવાથી જ્વરાતિસાર, શ્વાસ, કાસ અને વમિ રોગ મટી જાય છે.

**જીવનીયગણચૂર્ણ**

काकोली क्षीरकाकोली जीवकर्षभकौ तथा ॥ १८ ॥
मेदा चान्या महामेदा जीवन्ती मधुकं तथा ॥
मुद्गपर्णी माषपर्णी जीवनीयो गणस्त्वयम् ॥ १९ ॥ जीवनीयगणः स्वादुर्गर्भसंधानकृत् गुरुः ॥
स्तन्यकृत् बृंहणो वृष्यः स्निग्धः शीतस्तृषापहः ॥२०॥ रक्तपित्तं क्षतं शोषं ज्वरदाहानिलान् जयेत्॥

કાકોલી–આખસન્ધ, ક્ષીરકાકોલી–આખસન્ધ, જીવક–ભોંયકોહોળું–ફગવેલાનો કન્દ, ઋષભક–ભોંયકોહોળું–ફગવેલાનો કન્દ, મેદા–શતાવરી, મહામેદા–શતાવરી, મીઠી ખરખોડી, જેઠી મધ, જંગલી મગ અને જંગલી અડદ, એ રીતે એ દશ ઔષધોને જીવનીયગણ ચૂર્ણ કહે છે. એ જીવનીયગણ ચૂર્ણ, સ્વાદુ, ગર્ભસન્ધાનકૃત, ગુરુ–ભારે, સ્તન્યકૃત, બૃંહણ, વૃષ્ય, સ્નિગ્ધ અને શીત છે તથા તૃષા રકતપિત્ત, ક્ષત, શોષ, જ્વર દાહ અને અનિલ–વાતરોગ મટાડે છે.

**અષ્ટવર્ગચૂર્ણ**

द्वे मेदे द्वे च काकोल्यौ जीवकर्षभकौ तथा ॥ २१ ॥
ऋद्धिवृद्धी च तैः सर्वैरष्टवर्ग उदाहृतः ॥
अष्टवर्गो बुधैः प्रोक्तो जीवनीयसमो गुणैः ॥ २२ ॥

મેદા–શતાવરી, મહામેદા–શતાવરી, કાકોલી–આખસન્ધ, ક્ષીર કાકોલી–આખસન્ધ, જીવક–ભોંયકોહોળું–ફગવેલાનો કન્દ, ઋષભક–ભોંયકોહોળું–ફગવેલાનો કન્દ, ઋદ્ધિ–કુક્કુરકન્દ અને વૃદ્ધિ–કુક્કુરકન્દ, આ આઠે ઔષધોનાં ચૂર્ણને અષ્ટવર્ગ ચૂર્ણ કહે છે. આ અષ્ટવર્ગ ચૂર્ણ, સ્વાદુ, ગર્ભસન્ધાનકૃત, ગુરુ, સ્તન્યકૃત્, બૃંહણ, વૃષ્ય, સ્નિગ્ધ અને શીત છે તથા તૃષા, રકતપિત્ત, ક્ષત, શોષ, જ્વર, દાહ અને અનિલ–વાતરોગ મટાડે છે.

**લવણપંચકચૂર્ણ**

सिन्धु सौवर्चलं चैव विडं सामुद्रिकं गडम् ॥
एकद्वित्रिचतुष्पंचलवणानि क्रमाद्विदुः ॥ २३ ॥
तेषु मुख्यं सैन्धवं स्यादनुक्ते तत्प्रयोजयेत् ॥ सैन्धवाद्यं रोमकांतं ज्ञेयं लवणपंचकम् ॥ २४ ॥
मधुरं सृष्टविण्मूत्रं स्निग्धं सूक्ष्मं वलापहम् ॥ वीर्योष्णं दीपनं तीक्ष्णं कफपित्तविवर्द्धनम् ॥ २५ ॥

સિન્ધાલુણ, સંચળ, બિડલવણ, મીઠું અને વડાગરું મીઠું, એ રીતે આ પાંચે મીઠાંઓ લવણ કહેવાય છે. આ પાંચેમાં મુખ્ય સિન્ધાલુણ છે, જે સ્થાને એકલો લવણ શબ્દ લખ્યો હોય, તે ઠેકાણે તો સિન્ધાલુણ જ વાપરવું. જ્યાં બે લવણ લખ્યાં હોય ત્યાં પ્રથમ પાંચમાંનાં બે લેવાં, જ્યાં ત્રણ લવણ લખ્યાં હોય ત્યાં પ્રથમ પાંચમાંનાં ત્રણ લેવાં, જ્યાં ચાર લવણ લખ્યાં હોય ત્યાં પ્રથમ પાંચમાંનાં ચાર લેવાં અને પાંચ લવણ લખ્યાં હોય ત્યાં પાંચે લેવાં. એ રીતે આ લવણપંચક ચૂર્ણ, મધુર, સૃષ્ટવિણ્મૂત્ર, સ્નિગ્ધ, સૂક્ષ્મ, બલનાશક, ઉષ્ણ વીર્ય, દીપન અને તીક્ષ્ણ છે તથા કફ અને પિત્ત વધારનાર છે.

**સ્વર્જિકાદિ ક્ષાર**

स्वर्जिका यावशूकश्च क्षारयुग्ममुदाहृतम् ॥
ज्ञेयौ वह्निसमौ क्षारौ स्वर्जिकायावशूकजौ ॥ २६ ॥
क्षाराश्चान्येऽपि गुल्मार्शोग्रहणीरुक्छिदः सराः ॥ पाचनाः क्रमिपुंस्त्वघ्नाः शर्कराश्मरिनाशनाः॥२७॥

સાજીખાર અને જવખાર એ બન્ને ક્ષારોને ક્ષારયુગ્મ કહે છે. આ બે ક્ષારો અગ્નિના સરખા કડક છે. આ બે ક્ષારો પણ ગુલ્મ, અર્શ અને ગ્રહણી મટાડનારા, સર–સારકો અને પાચન કરનારા છે તથા કૃમિ વિકાર, પુંસ્ત્વ રોગ, શર્કરા અને અશ્મરી રોગ મટાડે છે.

સુદર્શનચૂર્ણ

त्रिफला रजनीयुग्मं कंटकारीयुगं शटी ॥
त्रिकटु ग्रंथिकं मूर्वा गुडूची धन्वयासकः ॥ २८ ॥
कटुकी पर्पटो मुस्तं त्रायमाणा च वालकम् ॥ निंबः पुष्करमूलं च मधुयष्टी च वत्सकम् ॥ २९ ॥
यवानींद्रयवो भार्ङ्गी शिग्रुबीजं सुराष्ट्रजा ॥ वचा त्वक्पद्मकोशीरं चंदनातिविषाबलाः ॥ ३० ॥
शालिपर्णी पृष्ठिपर्णी विडंगं तगरं तथा ॥ चित्रको देवकाष्ठं च चव्यं पत्रं पटोलजम् ॥ ३१ ॥
जीवकर्षभकौ चैव लवंगं वंशरोचना ॥ पुंडरीकं च काकोली पत्रकं जातिपत्रकम् ॥ ३२ ॥
तालीसपत्रं च तथा समभागानि चूर्णयेत् ॥ सर्वचूर्णस्य चार्धांशं कैरातं निक्षिपेत्सुधीः ॥ ३३ ॥
एतत्सुदर्शनं नाम चूर्णं दोषत्रयापहम् ॥ ज्वरांश्च निखिलान् हन्यान्नात्र कार्या विचारणा ॥ ३४ ॥
पृथग्द्वन्द्वागन्तुजांश्च धातुस्थान् विषमज्वरान् ॥ सन्निपातोद्भवांश्चापि मानसानपि नाशयेत् ॥ ३५ ॥
शीतज्वरैकाहिकादीन्मोहं तन्द्रां भ्रमं तृषाम् ॥ श्वासं कासं च पांडुं च हृद्रोगं हंति कामलाम्॥३६॥
त्रिकपृष्ठकटीजानुपार्श्वशूलनिवारणम् ॥ शीतांबुना पिबेद्धीमान्सर्वज्वरनिवृत्तये ॥ ३७ ॥
सुदर्शनं यथा चक्रं दानवानां विनाशनम् ॥ तद्वज्ज्वराणां सर्वेषामिदं चूर्णं प्रणाशनम् ॥ ३८ ॥

હરડાં, બેહેડાં, આમ્બળાં, હળદર, દારુહળદર, ઉભીભોંરિંગણી, બેઠીભોંરિંગણી, કચૂરો, શુણ્ઠ, મરી, લીણ્ડીપીપર, પીપલીમૂળના ગણ્ઠોડા, મૂર્વા–મોરવેલ, ગળો, ધમાસો, કડુ, ખડસલિયો, નાગરમોથ, ત્રાયમાણ વાળો, લિમ્બડાની છાલ, પુષ્કરમૂલ–શાહતર (યુનાની), જેઠીમધ, કડાછાલ, અજમા, ઇન્દ્રજવ, ભારીંગની છાલ, શરગવાનાં બી, ફૂલાવેલી ફટકી, ઘોડાવજ, તજ, પદ્મકનું લાકડું, કાળો વાળો, સુખડ, અતિવિષની કળી, બલદાણાનાં–ખરેટીનાં મૂળ, સુગન્ધી સમેરવો, સમેરવો, વાવડિંગ, તગર, ચિત્રો, દેવદારુ, ચવક, પટોલનાં–કડવાં પરવરનાં પાંદડાં, જીવક–ભોંયકોહોળું–ફગવેલાનો કન્દ, ઋષભક–ભોંયકોહોળું–ફગવેલાનો કન્દ, લવંગ, વંશલોચન, સફેદ કમલ, કાકોલી–આખસન્ધ, તમાલપત્ર, જાવંત્રી અને તાલીસપત્ર, એ ત્રેપને ઔષધો સરખે ભાગે લઈ, એ સર્વનો અર્ધો ભાગ કરિયાતું, એ સર્વ ઔષધોની સાથે ભેળીને તેમનું ચૂર્ણ કરવું. એ સુદર્શન ચૂર્ણ, ત્રિદોષ તથા સર્વ પ્રકારના જ્વરો મટાડે છે, એમાં કંઈ વિચાર કરવા જેવું નથી. વાતજ્વર, પિત્તજ્વર, કફજ્વર, વાતપિત્તજ્વર, વાતકફજ્વર, પિત્તકફજ્વર, આગન્તુકજ્વર, ધાતુસ્થજ્વર, વિષમજ્વર, સન્નિપાતજ્વર, માનસજ્વર, શીતજ્વર, ઐકાહિકજ્વર, મોહ, તન્દ્રા, ભ્રમ, તૃષા, શ્વાસ, કાસ, પાણ્ડુ, હૃદ્રોગ અને કામલારોગ મટાડે છે. ત્રિક, પૃષ્ઠ, કટી, જાનુ અને પાર્શ્વ, એ જગોમાંનાં શૂળો પણ મટાડે છે. બુદ્ધિમાનો સર્વ જાતના જ્વરો મટાડવા સારુ, આ ચૂર્ણ ટાઢા પાણીમાં જ પીએ છે. સુદર્શન ચક્રે જેવી રીતે સર્વ રાક્ષસોનો નાશ કર્યો છે, તેવી જ રીતે આ સુદર્શન ચૂર્ણ પણ સર્વ જ્વરનો નાશ કરનારું છે.

ત્રિફલાપિપ્પલીચૂર્ણ

कासश्वासज्वरहरा त्रिफला पिप्पलीयुता ॥
चूर्णिता मधुना लीढा भेदिनी चाग्निबोधिनी ॥ ३९ ॥

હરડાં, બેહેડાં, આમળાં અને લીણ્ડીપીપર, એ ચારે ઔષધોનું ચૂર્ણ મધની સાથે ચાટવાથી કાસ, શ્વાસ અને જ્વર મટે છે, મલ ભેદન થાય છે અને અગ્નિ પ્રદીપ્ત થાય છે.

કટ્ફલાદિ ચૂર્ણ

कट्फलं मुस्तकं तिक्ता शटी शृंगी च पौष्करम् ॥[1]
चूर्णमेषां च मधुना शृंगवेररसेन वा ॥ ४० ॥
लिहेज्ज्वरहरं कंठयं कासश्वासारुचीर्जयेत् ॥ वायुं छर्दिं तथा शूलं क्षयं चैव व्यपोहति ॥ ४१ ॥

કાયફળ, નાગરમોથ, કડુ, કચૂરો, કાકડાશિંગી અને પુષ્કરમૂળ–શાહતર (યુનાની), આ છએ ઔષધોનું ચૂર્ણ, મધ અથવા આદાના રસની સાથે ચાટવાથી જ્વર, કાસ, શ્વાસ, અરુચિ, વાત, છર્દિ, શૂલ અને ક્ષય મટે છે તથા આ ચૂર્ણ કણ્ઠય પણ છે.

કટ્ફલાદિ ચૂર્ણ

कट्फलं पौष्करं शृंगी मुस्ता त्रिकटुकं शटी ॥
समस्तान्येकशो वापि सूक्ष्मचूर्णानि कारयेत् ॥ ४२ ॥
आर्द्रकस्वरसक्षौद्रैर्लिह्यात्कफविनाशनम् ॥ शूलानिलारुचिच्छर्दिकासश्वासक्षयापहम् ॥ ४३ ॥

કાયફળ, પુષ્કરમૂળ–શાહતર (યુનાની), કાકડાશિંગી, નાગરમોથ, શુણ્ઠ, મરી, લીણ્ડીપીપર અને કચૂરો એ આઠે ઔષધો જૂદાં જૂદાં અથવા ભેગાં કુટીને તેનું બારીક ચૂર્ણ કરવું. એ ચૂર્ણ આદાના રસની અથવા મધની સાથે ચાટવાથી કફ, શૂળ, વાત, અરુચિ, છર્દિ, કાસ અને ક્ષય મટે છે.

કટ્ફલાદિ ચૂર્ણ

कट्फलं पौष्करं कृष्णा शृंगी च मधुना सह ॥
श्वासकासज्वरहरः श्रेष्ठो लेहः कफान्तकृत् ॥ ४४ ॥

કાયફળ, પુષ્કરમૂળ–શાહતર (યુનાની), લીણ્ડીપીપર અને કાકડાશિંગી, એ ચારે ઔષધોનું ચૂર્ણ, મધની સાથે ચાટવાથી શ્વાસ, કાસ તથા જ્વર મટે છે. આ ચૂર્ણ, કફનો નાશ કરવામાં પણ ઉત્તમ છે.

શૃંગ્યાદિ ચૂર્ણ

शृंगी प्रतिविषा कृष्णा चूर्णिता मधुना लिहेत् ॥
शिशोः कासज्वरच्छर्दिशान्त्यै वा केवला विषा ॥ ४५ ॥

કાકડાશિંગી, અતિવિષની કળી અને લીણ્ડીપીપર, એ ત્રણે ઔષધોનું ચૂર્ણ બાલકને મધની સાથે ચટાડવાથી કાસ, જ્વર અને છર્દિ રોગ મટે છે.

વિષાચૂર્ણ

અતિવિષની કળીનું ચૂર્ણ બાલકને મધની સાથે ચટાડવાથી સાક, જ્વર અને છર્દિ રોગ મટે છે.

યવક્ષારાદિ ચૂર્ણ

यवक्षारविषाशृंगीमागधीपौष्करोद्भवम् ॥
चूर्णं क्षौद्रयुतं लीढं पंचकासाञ्जयेच्छिशोः ॥ ४६ ॥

જવખાર, અતિવિષની કળી, કાકડાશિંગી, લીણ્ડીપીપર અને પુષ્કરમૂળ–શાહતર (યુનાની), આ પાંચે ઔષધોનું ચૂર્ણ, મધની સાથે ચટાડવાથી બાલકની પાંચે કાસ મટે છે

---

૧ तिक्ता शटी ને બદલે तिक्ता शुण्ठी એવો પાઠ છે. એટલે શતનો અર્થ કચૂરો છે ત્યાં शुण्ठीનો અર્થ શુણ્ઠ કરવો.

**શુંઠ્યાદિ ચૂર્ણ**

शुंठीप्रतिविषाहिंगुमुस्ताकुटजचित्रकैः ॥
चूर्णमुष्णांबुना पीतमामातीसारनाशनम् ॥ ४७ ॥

શુણ્ઠ, અતિવિષની કળી, સેકલી હિઙ્ગ, નાગરમોથ, કડાછાલ અને ચિત્રો, એ છએ ઔષધોનું ચૂર્ણ, ઉના પાણીની સાથે ખાવાથી આમાતિસાર મટી જાય છે.

**હરીતક્યાદિ ચૂર્ણ**

हरीतकी प्रतिविषा सिन्धु सौवर्चलं वचा ॥
हिंगु चेति कृतं चूर्णं पिबेदुष्णेन वारिणा ॥ ४८ ॥
आमातीसारशमनं ग्राहिचाग्निप्रबोधनम्

હરડે, અતિવિષની કળી, સિન્ધાલુણ, સંચળ, ઘોડાવજ અને સેકલી હિઙ્ગ, એ છએ ઔષધોનું ચૂર્ણ, ઉના પાણીની સાથે ખાવાથી આમાતિસાર મટે છે, મલાદિ ગ્રાહી થાય છે અને જઠરાગ્નિ પ્રદીપ્ત થાય છે.

**લઘુગંગાધર ચૂર્ણ**

मुस्तमिंद्रयवं बिल्वं लोध्रं मोचरसं तथा ॥ ४९ ॥
धातकीं चूर्णयेत्तक्रगुडाभ्यां पाययेत्सुधीः ॥
सर्वातीसारशमनं निरुणद्धि प्रवाहिकाम् ॥ ५० ॥ लघुगंगाधरं नाम चूर्णं संग्राहकं परम् ॥

નાગરમોથ, ઇન્દ્રજવ, બીલી, લોદર, મોચરસ અને ધાવણીનાં ફૂલ, એ છએ ઔષધોનું ચૂર્ણ, છાશ તથા ગોળની સાથે ખાવાથી સર્વ પ્રકારના અતિસાર તથા પ્રવાહિકા રોગ મટે છે. આને લઘુગંગાધર ચૂર્ણ કહે છે. આ ચૂર્ણ સંગ્રાહક છે, મલને સારી રીતે અટકાવનારું છે.

**વૃદ્ધગંગાધર ચૂર્ણ**

मुस्तारलुकशुंठीभिर्धातकीलोध्रवालकैः ॥ ५१ ॥
बिल्वमोचरसाभ्यां च पाठेन्द्रयववत्सकैः ॥
आम्रबीजं प्रतिविषा लज्जालुरिति चूर्णितम् ॥ ५२ ॥ क्षौद्रतंडुलपानीयैः पीतैर्याति प्रवाहिका ॥
सर्वातिसारा ग्रहणी प्रशमं यांति वेगतः ॥ ५३ ॥ वृद्धगंगाधरं चूर्णं सरिद्वेगविबंधकम् ॥

નાગરમોથ, અરડૂશો, શુણ્ઠ, ધાવણીનાં ફૂલ, લોદર, વાળો, બીલી, મોચરસ, કાળીપાટ, ઇન્દ્રજવ, કડાછાલ, આમ્બાની ગોટલી, અતિવિષની કળી અને રિસામણી, એ ચૌદે ઔષધોનું ચૂર્ણ, મધ તથા ચોખાના ધોણની સાથે પીવાથી પ્રવાહિકા, સર્વ પ્રકારના અતિસારો અને ગ્રહણી જલદીથી મટે છે. આને વૃદ્ધગંગાધર ચૂર્ણ કહે છે. આ ચૂર્ણ નદીના વેગ સરખા અતિસારને પણ મટાડે છે.

**અજમોદાદિ ચૂર્ણ**

अजमोदामोचरसं सशृंगवेरं सधातकीकुसुमम् ॥ ५४ ॥
गोदधिमंथितयुक्तं गंगामपि वाहिनीं रुंध्यात् ॥

અજમોદ, મોચરસ, આદું અને ધાવણીનાં ફૂલ, એ ચારે ઔષધોનું ચૂર્ણ ગાયના દહીંના મન્થની સાથે ખાવાથી, ગંગાના પ્રવાહના વેગ સરખો અતિસારનો વેગ હોય તો પણ તે મટી જાય છે.

**મરિચ્યાદિ ચૂર્ણ**

तक्रेण यः पिबेन्नित्यं चूर्णं मरिचसंभवम् ॥ ५५ ॥
चित्रसौवर्चलोपेतं ग्रहणी तस्य नश्यति ॥
उदरप्लीहमंदाग्निगुल्मार्शोनाशनं भवेत् ॥ ५६ ॥

મરી, ચિત્રો અને સંચળ, એ ત્રણે ઔષધોનું ચૂર્ણ છાશની સાથે જે નિત્ય ખાય, તેના ગ્રહણી, ઉદરરોગ, પ્લીહારોગ, મન્દાગ્નિરોગ, ગુલ્મરોગ અને અર્શરોગ પણ મટે છે.

કપિત્થાષ્ટક ચૂર્ણ

अष्टौ भागाः कपित्थस्य षड्भागा शर्करा मता ॥
दाडिमं तिन्तिडीकं च श्रीफलं धातकी तथा ॥ ५७ ॥

अजमोदा च पिप्पल्यः प्रत्येकं स्युस्त्रिभागिकाः ॥ मरिचं जीरकं धान्यं ग्रंथिकं वालकं तथा॥५८॥ सौवर्चलं यवानी च चातुर्जातं सचित्रकम् ॥ नागरं चैकभागाः स्युः प्रत्येकं सूक्ष्मचूर्णितम् ॥५९॥ कपित्थाष्टकसंज्ञं स्याच्चूर्णमेतद्गलामयान् ॥ अतीसारं क्षयं गुल्मं ग्रहणीं च व्यपोहति ॥ ६० ॥

કોઠું, આઠ ભાગ; શાકર, ૭ ભાગ; દાડમની છાલ, આમ્બલી, બીલી, ધાવણીનાં ફૂલ, બોડી અજમોદ અને લીંડીપીપર, એ છએ ઔષધો ત્રણ ત્રણ ભાગ; મરી, જીરું ધાણા, પીપલીમૂળના ગણ્ઠોડા, વાળો, સંચળ, અજમા, એલચી, તજ, તમાલપત્ર, નાગકેશર, ચિત્રો, અને શુણ્ઠ, એ તેરે ઔષધો એક એક ભાગ લેવાં, પછી એ બધાં ઔષધોનું ઝીણું ચૂર્ણ કરવું, આ કપિત્થાષ્ટક ચૂર્ણ ખાવાથી ગલરોગ, અતિસાર, ક્ષય, ગુલ્મ અને ગ્રહણી મટી જાય છે.

દાડિમાષ્ટક ચૂર્ણ

दाडिमी द्विपला ग्राह्या खंडा चाष्टपलानि च ॥
त्रिगंधस्य पलं चैकं त्रिकटु स्यात्पलत्रयम् ॥ ६१ ॥

एतदेकीकृतं सर्वं चूर्णं स्याद्दाडिमाष्टकम्॥ रुचिकृद्दीपनं कंठयं ग्राहि कासज्वरापहम् ॥ ६२ ॥

દાડમની છાલ, બે પલ; સાકર, આઠ પલ; એલચી, તજ અને તમાલપત્ર, એ ત્રણે ઔષધો મળીને એક પલ; શુણ્ઠ, મરી અને લીણ્ડીપીપર, એ ત્રણે ઔષધો મળીને ત્રણ પલ લેવાં; પછી એ બધાં ઔષધોનું ચૂર્ણ કરવું. આ દાડિમાષ્ટક ચૂર્ણ, રુચિકર, દીપન, કણ્ઠ્ય અને ગ્રાહિ છે તથા કાસ અને જ્વરને મટાડનાર છે.

બૃહદ્દાડિમાષ્ટક ચૂર્ણ

दाडिमस्य पलान्यष्टौ शर्करायाः पलाष्टकम् ॥
पिप्पलीपिप्पलीमूलं यवानी मरिचं तथा ॥ ६३ ॥

धान्यकं जीरकं शुंठी प्रत्येकं पलसंमितम् ॥ कर्षमात्रा तुगाक्षीरी त्वक्पत्रैलाश्च केसरम् ॥ ६४ ॥ प्रत्येकं कोलमात्राः स्युस्तच्चूर्णं दाडिमाष्टकम् ॥ अतिसारं क्षयं गुल्मं ग्रहणीं च गलग्रहम् ॥६५॥ मंदाग्निं पीनसं कासं चूर्णमेतत् व्यपोहति ॥

દાડમની છાલ, આઠ પલ; શાકર, આઠ પલ; લીણ્ડીપીપર, પીપલીમૂળના ગણ્ઠોડા, અજમા, મરી, ધાણા, જીરું અને શુણ્ઠ, એ સાતે ઔષધો એક એક પલ; વંશલોચન, એક કર્ષ; તજ, તમાલપત્ર, એલચી અને નાગકેશર, એ ચારે ઔષધો એક એક પલ લેવાં. પછી એ બધાં ઔષધોનું ચૂર્ણ કરવું. એ બૃહદ્દાડિમાષ્ટક ચૂર્ણ અતિસાર, ક્ષય, ગુલ્મ, ગ્રહણી, ગલગ્રહ, મન્દાગ્નિ, પીનસ અને કાસ મટાડે છે.

પિપ્પલ્યાદિ ચૂર્ણ

पिप्पली बृहती व्याघ्री यवक्षारकलिंगकाः ॥ ६६ ॥
चित्रकं सारिवापाठा शठी लवणपंचकम् ॥

तच्चूर्णं पाययेद्दध्ना सुरयोष्णांबुनापि वा ॥ ६७ ॥ मारुतग्रहणीदोषशमनं परमं हितम् ॥

લીણ્ડીપીપર, ઉભીભોંરિંગણી, બેઠીભોંરિંગણી, જવખાર, ઇન્દ્રજવ, ચિત્રો, કપુરીમધુરી, કાળીપાટ, કચૂરો, સિન્ધાલુણ, સંચળ, બિડલવણ, મીઠું અને વડાગરું મીઠું, એ ચૌદે ઔષધોનું ચૂર્ણ, દહીંની સાથે અથવા સુરા-મદ્યની સાથે અથવા ઉના પાણીની સાથે ખાવાથી વાત-સંગ્રહણી મટી જાય છે.

**તાલીસાદિ ચૂર્ણ**

तालीसं मरिचं शुंठी पिप्पली वंशरोचना ॥ ६८ ॥
एकद्वित्रिचतुःपंचकर्षैर्भागान्प्रकल्पयेत् ॥
एलात्वचोस्तु कर्षार्धं प्रत्येकं भागमावहत् ॥ ६९ ॥ मृतं वंगं मृतं ताम्रं समभागानि कारयेत् ॥
द्वात्रिंशत्कर्षतुलिता प्रदेया शर्करा बुधैः ॥ ७० ॥ तालीसाद्यमिदं चूर्णं रोचनं पाचनं स्मृतम् ॥
कासश्वासज्वरहरं छर्द्यतीसारनाशनम् ॥ ७१ ॥ शोषाध्मानहरं प्लीहग्रहणीपांडुरोगजित् ॥

તાલીસપત્ર, એક કર્ષ; મરી, બે કર્ષ; શુણ્ઠ, ત્રણ કર્ષ; લીણ્ડીપીપર, ચાર કર્ષ; વંશલોચન, પાંચ કર્ષ; એલચી તથા તજ, એ બંને ઔષધો અર્ધો અર્ધો કર્ષ; બંગ (કલી) ભસ્મ આઠ કર્ષ; તામ્રભસ્મ, આઠ કર્ષ; અને સાકર, બત્રીશ કર્ષ; એ પ્રમાણે સર્વે ઔષધો લેવાં. પછી પ્રથમ કાષ્ઠ ઔષધિઓનું ચૂર્ણ કરીને પછી તેમાં સાકર તથા ભસ્મો ભેળવવી. આ તાલીસાદિ ચૂર્ણ, રોચન તથા પાચન છે. કાસ, શ્વાસ, જ્વર, છર્દિ, અતિસાર, શોષ, આધ્માન વાત, પ્લીહા, ગ્રહણી અને પાણ્ડુરોગ મટાડનાર છે.

**લવંગાદિ ચૂર્ણ**

लवंगं शुद्धकर्पूरमेलात्वङ्नागकेशरम् ॥ ७२ ॥
जातीफलमुशीरं च नागरं कृष्णजीरकम् ॥
कृष्णागरुस्तुगाक्षीरी मांसी नीलोत्पलं कणा ॥ ७३ ॥ चंदनं तगरं वालं कंकोलं चेति चूर्णयेत् ॥
समभागानि सर्वाणि सर्वेभ्योऽर्धा सिता भवेत् ॥ ७४ ॥ लवंगाद्यमिदं चूर्णं राजार्हं वह्निदीपनम् ॥
रोचनं तर्पणं वृष्यं त्रिदोषघ्नं बलप्रदम् ॥ ७५ ॥ हृद्रोगं कंठरोगं च कासं हिक्कां च पीनसम् ॥
यक्ष्माणं तमकश्वासमतीसारमुरःक्षतम् ॥ ७६ ॥ प्रमेहारुचिगुल्मादीन् ग्रहणीमपि नाशयेत् ॥

લવંગ, શુદ્ધ કપૂર, એલચી, તજ, નાગકેશર, જાયફળ, કાળો વાળો, શુણ્ઠ, શાહજીરું, કૃષ્ણાગરુ-કાળું અગર, વંશલોચન, બાલછડ, કાળું કમળ, લીણ્ડીપીપર, સુખડ, તગર, વાળો અને ચણકબાબ, એ અઢારે ઔષધોનું ચૂર્ણ કરી, તે ચૂર્ણનો અર્ધો ભાગ સાકર આણી, તેનું પણ ચૂર્ણ કરીને, ઉપલાં ઔષધમાં સાથે ભેળવવું. એ લવંગાદિ ચૂર્ણ રાજાને ખવરાવવા લાયક છે. એ ચૂર્ણ દીપન, રોચન, તર્પણ, વૃષ્ય, ત્રિદોષ મટાડનાર, બલ આપનાર, હૃદ્રોગ, કણ્ઠરોગ, કાસ, હિક્કા, પીનસ, યક્ષ્માણ, તમક શ્વાસ, અતિસાર, ઉરઃક્ષત, પ્રમેહ, અરુચિ, ગુલ્મ અને ગ્રહણી મટાડે છે.

**જાતીફલાદિ ચૂર્ણ**

जातीफललवंगैलापत्रत्वङ्नागकेशरैः ॥ ७७ ॥
कर्पूरचन्दनतिलैस्त्वक्क्षीरीतगरामलैः ॥
तालीसपिप्पलीपथ्यास्थूलजीरकचित्रकैः ॥ ७८ ॥
शुंठी विडंगमरिचैः समभागविचूर्णितैः ॥ यावन्त्येतानि सर्वाणि कुर्याद्भंगां च तावतीम् ॥ ७९ ॥

सर्वचूर्णसमा देया शर्करा च भिषग्वरैः ॥ कर्षमात्रं ततः खादेन्मधुना प्लावितं सुधीः ॥ ८० ॥
अस्य प्रभावात् ग्रहणीकासश्वासारुचिक्षयाः ॥ वातश्लेष्मप्रतिश्यायाः प्रशमं यांति वेगतः ॥ ८१ ॥

જાયફળ, લવંગ, એલચી, તમાલપત્ર, તજ, નાગકેશર, કપૂર, સુખડ, કાળા તલ, વંશલોચન, તગર, આમ્બળાં, તાલીસપત્ર, લીણ્ડીપીપર, હરડે કલોંજીજીરું, ચિત્રો, શુણ્ઠ, વાવડિંગ અને મરી; એ વીશે ઔષધો સરખે ભાગે લઇ, તે સર્વ ઔષધોના જેટલી ભાંગ તે સર્વ ઔષધોની સાથે ભેળી તેમનું ચૂર્ણ કરવું. પછી તે ચૂર્ણના બરોબર સાકર તે ચૂર્ણની સાથે ભેળવવી. એ ચૂર્ણ એક કર્ષ સુધી મધની સાથે ચાટવું. આના પ્રભાવથી ગ્રહણી, કાસ, શ્વાસ, અરુચિ, ક્ષય, વાત, શ્લેષ્મ અને પ્રતિશ્યાય જલદીથી મટે છે.

**મહાખાણ્ડવ ચૂર્ણ**

मरिचं नागपुष्पाणि तालीसं लवणानि च ॥
प्रत्येकमेकभागाः स्युः पिप्पलीमूलचित्रकैः ॥८२॥

त्वक्कणा तिन्तिडीकं च जीरकं च द्विभागिकम् ॥ धान्याम्लवेतसौ विश्वं भद्रैला बदराणि च॥ ८३॥
अजमोदा जलधरः प्रत्येकं स्युस्त्रिभागिकाः ॥ सर्वौषधिचतुर्थांशं दाडिमस्य फलं भवेत् ॥ ८४ ॥
द्रव्येभ्यो निखिलेभ्यश्च सिता देयाऽर्धमात्रया ॥ महाखांडवसंज्ञं स्याच्चूर्णमेतत्सुरोचनम् ॥ ८५ ॥
अग्निदीप्तिकरं हृद्यं कासातीसारनाशनम् ॥ हृद्रोगकंठजठरमुखरोगप्रणाशनम् ॥ ८६ ॥
विषूचिकां तथाऽऽध्मानमर्शोगुल्मकृमीनपि ॥ छर्दिं पंचविधां श्वासं चूर्णमेतत् व्यपोहति ॥ ८७ ॥

મરી, નાગકેશર, તાલીસપત્ર, સિન્ધાલુણ, સંચળ, બિડલવણ, મીઠું અને વડાગરુ મીઠું, એ આઠે ઔષધો એક એક ભાગ; પીપરીમૂળના ગણ્ઠોડા, ચિત્રો, તજ, લીણ્ડીપીપર, આમ્બલીની છાલ અને જીરું, એ છએ ઔષધો બે બે ભાગ; ધાણા, અમ્લવેતસફલ, શુણ્ઠ, મોટી એલચી(એલચા)ના દાણા, નાનાં ચણિયાં બોર, બોડી અજમોદ અને નાગરમોથ, એ સાતે ઔષધો ત્રણ ત્રણ ભાગ અને ઉપલાં બધાં ઔષધોનો ચોથો ભાગ દાડમની છાલ લઇને પછી તેઓનું ચૂર્ણ કરવું. પછી તે બધાં ચૂર્ણનો અર્ધો ભાગ સાકર લઇ, તે જ ચૂર્ણની સાથે ભેળવવી. આ મહાખાણ્ડવ ચૂર્ણ સુરોચન, અગ્નિદીપન અને હૃદ્ય છે તથા કાસ, અતિસાર, હૃદ્‌રોગ, કણ્ઠરોગ, જઠરરોગ, મુખરોગ, વિષૂચિકા, આધ્માનવાત, અર્શ, ગુલ્મ, કૃમિ, છર્દિ અને પાંચે શ્વાસો મટાડે છે.

**નારાયણ ચૂર્ણ**

चित्रकस्त्रिफला व्योषं जीरकं हपुषा वचा ॥
यवानी पिप्पलीमूलं शतपुष्पाऽजगंधिका ॥ ८८ ॥

अजमोदा शटी धान्यं बिडंगं स्थूलजीरकम् ॥ हेमाह्वा पौष्करं मूलं क्षारौ लवणपंचकम् ॥ ८९ ॥
कुष्ठं चेति समांशानि विशाला स्यात् द्विभागिका ॥ त्रिवृत्त्रिभागा विज्ञेया दन्त्या भागत्रयं भवेत्॥
चतुर्भागा सातला स्यात्सर्वाण्येकत्र चूर्णयेत् ॥ पाचनस्नेहनाद्यैश्च स्निग्धकोष्ठस्य रोगिणः ॥ ९१ ॥
दद्याच्चूर्णं विरेकाय सर्वरोगप्रणाशनम् ॥ हृद्रोगे पांडुरोगे च कासे श्वासे भगंदरे ॥ ९२ ॥
मंदेऽग्नौ च ज्वरे कुष्ठे ग्रहण्यां च गलग्रहे ॥ दद्याद्युक्तानुपानेन तथाऽऽध्माने सुरादिभिः ॥९३॥
गुल्मे बदरनीरेण विड्भंगे दधिमस्तुना ॥ उष्णांबुभिरजीर्णे च वृक्षाम्लैः परिकर्तिषु ॥ ९४ ॥

उष्ट्रीदुग्धेनोदरेषु तथा तक्रेण वा गवाम् ॥ प्रसन्नया वातरोगे दाडिमांभोभिरर्शसि ॥ ९५ ॥
द्विविधे च विषे दद्यात् घृतेन विषनाशनम् ॥ चूर्णं नारायणं नाम दुष्टरोगगणापहम् ॥ ९६ ॥

ચિત્રો, હરડાં, બેહેડાં, આમ્બળાં, શુણ્ઠ, મરી, લીણ્ડીપીપર, જીરું, પલાંશી, ઘોડાવજ, અજમા, પીપરીમૂળના ગણ્ઠોડા, વરિયાળી, તલવણી, બોડીઅજમોદ, કચૂરો, ધાણા, વાવડિંગ, કલોંજીજીરું, દારુડી, પુષ્કરમૂળ—શાહતર (યુનાની), સાજીખાર, જવખાર, સિન્ધાલુણ, સંચળ, બિડલવણ, મીઠું, વડાગરું મીઠું અને કઠ, એ ઓગણત્રીશે ઔષધો એક એક ભાગ; ઇન્દ્રવાણિયાનાં મૂળ બે ભાગ; નસોતર ત્રણ ભાગ; નેપાળાનાં મૂળ ત્રણ ભાગ; સાતલાનું—પીળા થોરનું—કણ્ટાળા થોરનું મૂળ ચાર ભાગ; એ પ્રમાણે સર્વે ઔષધો એકઠાં કરીને તેઓનું ચૂર્ણ કરવું. પછી પાચન સ્નેહનાદિ ઔષધોથી રોગીનો કોઠો સ્નિગ્ધ કરીને તેને જુલાબ લાવવા સારુ આ ચૂર્ણ આપવાથી, તેના બધા રોગો મટી જાય છે. વળી હૃદ્રોગ, પાણ્ડુરોગ, કાસ, શ્વાસ, ભગન્દર, મન્દાગ્નિ, જ્વર, કુષ્ઠ, ગ્રહણી, અને ગલગ્રહ, આ સર્વ રોગોપર, યોગ્ય અનુપાનની સાથે આ ચૂર્ણ ખવરાવવું. વળી આ ચૂર્ણ, આધ્માન વાતપર સુરાદિ મદ્યમાં; ગુલ્મપર બોરડીના મૂળના ક્વાથમાં; વિડ્ભંગપર—ગાણ્ઠા ગડબા સાથે પાણી પડતું હોય એવા પ્રકારના ઝાડાપર દહીંની તરમાં; અજીર્ણપર ઉંના પાણીમાં; પરિકર્તિ રોગપર—ગુદાના મુખપર કાતરવા સરખી પીડા થતી હોય એવા રોગપર આમ્બલીના ઝાડની છાલના ક્વાથમાં; ઉદરરોગપર ઉણ્ટડીના દૂધમાં વા ગાયની છાસમાં; વાતરોગપર મદ્યમાં; અર્શપર દાડમના રસમાં અને સ્થાવર જંગમ વિષપર ઘીમાં આપવું. એ રીતે આ નારાયણ ચૂર્ણ, દુષ્ટ રોગોના સમૂહનો નાશ કરનારું છે.

**હપુષાદિ ચૂર્ણ**

हपुषा त्रिफला चैव त्रायमाणा च पिप्पली ॥
हेमक्षीरी त्रिवृच्चैव सातला कटुका वचा ॥ ९७ ॥
नीलिनी सैन्धवं कृष्णं लवणं चेति चूर्णयेत् ॥ उष्णोदकेन मूत्रेण दाडिमत्रिफलारसैः ॥ ९८ ॥
तथा मांसरसेनापि यथायोग्यं पिबेन्नरः ॥ अजीर्णे प्लीह्नि गुल्मेषु शोफार्शोविषमाग्निषु ॥ ९९ ॥

પલાંશી, હરડાં, બેહડાં, આમ્બળાં, ત્રાયમાણ, લીણ્ડીપીપર, દારુડીનું મૂળ, નસોતર, સાતલાનું—પીળા થોરનું—કણ્ટાળા થોરનું મૂળ, કડુ, ઘોડાવજ, ગળીનો છોડ, સિન્ધાલુણ અને સંચળ એ ચૌદે ઔષધોનું ચૂર્ણ, ઉંનું પાણી, ગૌમૂત્ર, દાડમનો રસ, હરડાં, બેહેડાં અને આમ્બળાનો ક્વાથ અથવા હરણાદિના માંસનો રસ, આ અનુપાનોમાંનું જે અનુપાન રોગીને યોગ્ય લાગે તે અનુપાનની સાથે આપવાથી, અજીર્ણ, પ્લીહા, ગુલ્મ, શોફ, અર્શ, વિષમાગ્નિ રોગ, હલીમક, કામલા, પાણ્ડુ રોગ, કુષ્ઠ, આધ્માન વાત અને ઉદર રોગ મટી જાય છે.

**પંચસમ ચૂર્ણ**

हलीमककामलापांडुकुष्ठाध्मानोदरेष्वपि ॥
शुंठी हरीतकी कृष्णा त्रिवृत्सौवर्चलं तथा ॥ १०० ॥
समभागानि सर्वाणि सूक्ष्मचूर्णानि कारयेत् ॥ ज्ञेयं पंचसमं चूर्णमेतच्छूलहरं परम् ॥ १०१ ॥
आध्मानजठरार्शोघ्नमामवातहरं स्मृतम् ॥

શુણ્ઠ, હરડે, લીણ્ડીપીપર, નસોતર અને સંચળ એ પાંચે ઔષધો સરખે ભાગે લઇને તેમનું ઝીણું ચૂર્ણ કરવું. આ ચૂર્ણને પંચસમ ચૂર્ણ કહે છે. આ ચૂર્ણ, શૂલ આધ્માન વાત, જઠર રોગ, અર્શ અને આમવાત મટાડે છે.

**કૃષ્ણાદિ ચૂર્ણ**

कर्षमात्रा भवेत्कृष्णा त्रिवृता स्यात्पलोन्मिता ॥ १०२ ॥
खण्डात्पलं च विज्ञेयं चूर्णमेकत्र कारयेत् ॥
कर्षोन्मितं लिहेदेतत्क्षौद्रेणाध्माननाशनम् ॥ १०३ ॥ गाढविट्कोदरकफान् पित्तशूलं च नाशयेत् ॥

લીણ્ડીપીપર એક કર્ષ, નસોતર એક પલ અને ખાણ્ડ એક પલ, એ પ્રમાણે એ ત્રણે ઔષધો ભેગાં કરીને તેમતું ચૂર્ણ કરવું. એ ચૂર્ણ, મધની સાથે એક કર્ષ સુધી ચાટવાથી આધ્માન વાત, ગાઢવિટ્કરોગ, ઉદરરોગ, કફરોગ અને પિત્તશૂલ મટી જાય છે.

**લવણત્રિતયાદી ચૂર્ણ**

लवणत्रितयं क्षारौ शतपुष्पाद्वयं वचा ॥ १०४ ॥
अजमोदाजगन्धा च हपुषा जीरकद्वयम् ॥
मरिचं पिप्पलीमूलं पिप्पली गजपिप्पली ॥ १०५ ॥ हिंगुश्च हिंगुपत्री च शटी पाठोपकुंचिका ॥
शुण्ठी चित्रकचव्यानि विडंगं चाम्लवेतसम् ॥ १०६ ॥ दाडिमं तिन्तिडीकं च त्रिवृद्दन्ती शतावरी॥
इन्द्रवारुणिका भार्ङ्गी देवदारुर्यवानिका ॥ १०७ ॥ कुस्तुंबरुस्तुंबरूणी पौष्करं बदराणि च ॥
शिवा चेति समांशानि चूर्णमेकत्र कारयेत् ॥ १०८ ॥ भावयेदार्द्रकरसैर्बीजपूररसैस्तथा ॥
तत्पिबेत्सर्पिषो जीर्णमद्येनोष्णोदकेन वा ॥ १०९ ॥ कोलांभसा वा तक्रेण दुग्धेनोष्ट्रेण मस्तुना ॥
यकृत्प्लीहकटीशूलगुदकुक्षिहृदामयान् ॥ ११० ॥ अर्शोविष्टम्भमन्दाग्निगुल्माष्ठीलोदराणि च ॥
हिक्काध्मानश्वासकासाञ्जयेदेतान्न संशयः ॥ १११ ॥ एतैरेवौषधैःसम्यग्घृतं वा साधयेत्सुधीः ॥

સિન્ધાલુણ, સંચળ, બીડલવણ, સાજીખાર, જવખાર, વરિયાળી, સૂવા, ઘોડાવજ, બોડી અજમોદ, તલવણી, પલાંશી, જીરું, શાહજીરું, મરી, પીપરીમૂળના ગણ્ઠોડા, લીણ્ડીપીપર, ગજ-પીપર, સેકેલી હિંગ, હિંગુપત્રી—બાફળી, કચૂરો, કાળીપાટ, કલોંજીજીરું, શુણ્ઠ, ચિત્રો, ચવક, વાવડિંગ, અમ્લવેતસ ફળ, દાડમની છાલ, આમ્બલીની છાલ, નસોતર, નેપાળાનાં મૂળ, શતા-વરી, ભાર્ઙ્ગીનાં મૂળ, દેવદારુ, અજમા, ધાણા, તુમ્બરુ—ચિરફળ, પુષ્કરમૂળ—શાહતર (યુનાની), બોરડીનાં મૂળ અને હિમજ, એ એકતાલીસે ઔષધો સરખે ભાગે લઇને તેઓનું ચૂર્ણ કરવું. એ ચૂર્ણને, આદાના રસની તથા બીજોરાના રસની ભાવના દેવી. એ ચૂર્ણ, સૂકાઈ ગયા પછી, ઘી, જૂનું મદ્ય, ઉનું પાણી, બોરડીનાં મૂળનો ક્વાથ, ગાયના દૂધની છાસ, ઉણ્ટડીનું દૂધ અને દહીંની તર, આ અનુપાનોમાંનું જે અનુપાન યોગ્ય હોય, તે અનુપાનની સાથે આપવાથી યકૃત્, પ્લીહા, કટીશૂલ, ગુદરોગ, કુક્ષિરોગ, હૃદ્રોગ, અર્શ, અવિષ્ટમ્ભ, મન્દાગ્નિ, ગુલ્મ, અષ્ઠીલા વાત, ઉદર રોગ, હિક્કા, આધ્માન વાત, શ્વાસ અને કાસ મટી જાય છે, એમાં કંઇ પણ સંશય નથી. આ ચૂર્ણ, સારી પેઠે ઘીની અન્દર સોંતળીને—સેકીને ખાવાથી, ઉપર કહેલા સર્વે રોગો મટી જાય છે.

**તુમ્બર્વાદિ ચૂર્ણ**

तुम्बरूणि त्रिलवणं यवानी पुष्कराह्वयम् ॥ ११२ ॥
यवक्षाराभयाहिङ्गुविडंगानि समानि च ॥

त्रिवृत्त्रिभागा विज्ञेया सूक्ष्मचूर्णानि कारयेत् ॥ ११३ ॥ पिबेदुष्णेन तोयेन यवक्काथेन वा पिबेत् ॥ जयेत्सर्वाणि शूलानि गुल्माध्मानोदराणि च ॥ ११४ ॥

તુમ્બરુ–ચિરફળ, સિન્ધાલુણ, સંચળ, બીડલવણ, અજમા, પુષ્કરમૂળ–શાહતર (યુનાની), જવખાર, હરડે, સેકેલી હિંગ અને વાવડિંગ, એ દશે ઔષધો એક એક ભાગ તથા નસોતર ત્રણ ભાગ લઇને પછી એ બધાં ઔષધોનું સૂક્ષ્મ ચૂર્ણ કરવું. એ ચૂર્ણ, ઉંના પાણી સાથે અથવા જવના ક્વાથની સાથે પીવાથી, સર્વે પ્રકારનાં શૂલો, ગુલ્મરોગ, આધ્માન વાત અને ઉદરરોગ મટી જાય છે.

**ચિત્રકાદિ ચૂર્ણ**

चित्रको नागरं हिंगु पिप्पली पिप्पलीजटा ॥
चव्याजमोदामरिचं प्रत्येकं कर्षसंमितम् ॥ ११५ ॥

स्वर्जिका च यवक्षाः सिन्धु सौवर्चलं बिडम् ॥ सामुद्रिकं रोमकं च कोलमात्राणि कारयेत् ॥ ११६ ॥ एकीकृत्याखिलं चूर्णं भावयेन्मातुलुंगजैः ॥ रसैर्दाडिमजैर्वापि शोषयेदातपेन च ॥ ११७ ॥ एतच्चूर्णं जयेत् गुल्मं ग्रहणीमामजां रुजम् ॥ अग्निं च कुरुते दीप्तं रुचिकृत्कफनाशनम् ॥ ११८ ॥

ચિત્રો, શુણ્ઠ, સેકેલી હિંગ, લીણ્ડીપીપર, પીપરીમૂળના ગણ્ઠોડા, ચવક, ખોડી અજમોદ અને મરી, એ આઠે ઔષધો એક એક કર્ષ, સાજીખાર, જવખાર, સિન્ધાલુણ, સંચળ, બીડ લવણ, મીઠું અને વડાગરું મીઠું, એ સાતે ક્ષારો એક એક કોલ લઇ, એ સર્વેનું ચૂર્ણ કરવું. પછી એ ચૂર્ણને બીજોરાના ફલના રસની અથવા દાડમના બીના રસની ભાવના દઇને તડકામાં સૂકવવું. એ ચૂર્ણ, ગુલ્મ સંગ્રહણી તથા આમવાત પીડા મટાડે છે, અગ્નિ પ્રદીપ્ત કરે છે, રુચિ ઉત્પન્ન કરે છે અને કફનો નાશ કરે છે.

**વડવાનલ ચૂર્ણ**

सैन्धवं पिप्पलीमूलं पिप्पली चव्यचित्रकम् ॥
शुण्ठी हरीतकी चेति क्रमवृद्धानि चूर्णयेत् ॥ ११९ ॥
वडवानलनामैतच्चूर्णं स्यादग्निदीपनम् ॥

સિન્ધાલુણ એક ભાગ, પીપરીમૂળના ગણ્ઠોડા બે ભાગ, લીણ્ડીપીપર ત્રણ ભાગ, ચવક ચાર ભાગ, ચિત્રો પાંચ ભાગ, શુણ્ઠ છ ભાગ અને હરડે સાત ભાગ, એ પ્રમાણે એ સાતે ઔષધો લઇને તેમનું ચૂર્ણ કરવું. આ વડવાનલ ચૂર્ણ ખાવાથી અગ્નિ દીપન થાય છે.

**અજમોદાદિ ચૂર્ણ**

अजमोदा विडंगानि सैन्धवं देवदारु च ॥ १२० ॥
चित्रकः पिप्पलीमूलं शतपुष्पा च पिप्पली ॥

मरिचं चेति कर्षांशं प्रत्येकं कारयेत् बुधः ॥१२१॥ कर्षास्तु पंच पथ्याया दश स्युर्वृद्धदारुकात् ॥ नागराच्च दशैव स्युः सर्वाण्येकत्र चूर्णयेत् ॥ १२२ ॥ पिबेत्कोष्णजलेनैव चूर्णं श्वयथुनाशनम् ॥ आमवातरुजं हन्ति सन्धिपीडां च गृध्रसीम् ॥ १२३ ॥ कटीपृष्ठगुदस्थां च जंघयोश्च रुजं जयेत् ॥ तूनीं प्रतूनीं विश्वाचीं कफवातामयान् जयेत् ॥१२४॥ समेन वा गुडेनास्य वटकान्कारयेत् भिषक्॥

ખોડી અજમોદ, વાવડિંગ સિન્ધાલુણ, દેવદારુ, ચિત્રો, પીપરીમૂળના ગણ્ઠોડા, વરિયાળી, લીણ્ડીપીપર અને મરી, એ નવે ઔષધો એક એક કર્ષ, હરડે, પાંચ કર્ષ; વરધારો, દશ કર્ષ

અને શુણ્ઠ, દશ કર્ષ લઈ એ સર્વે ઔષધોનું ચૂર્ણ કરવું. એ ચૂર્ણ ઉંના પાણી સાથે ખાવાથી સ્વયથુ, આમવાત, સન્ધિવાતપીડા, ગૃધ્રસીવાત, કટિશૂળ, પૃષ્ઠશૂળ, ગુદશૂળ, જંઘાશૂળ, તૂની વાત, પ્રતૂનીવાત, વિશ્વાચી વાત અને કફવાત રોગ મટી જાય છે.

**અજમોદાદિ ગુટિકા** ઉપરુ કહેલાં સર્વે ઔષધોનું ચૂર્ણ કર્યા પછી એ ચૂર્ણ જેટલો ગોળ લઈ, ચૂર્ણની સાથે ભેળીને તેમની ગોળીઓ કરવી. એ ગોળી ઉંના પાણી સાથે ખાવાથી, ઉપર કહેલા સર્વે રોગ મટી જાય છે.

**શુણ્ઠયાદિ ચૂર્ણ**

शुण्ठी सौवर्चलं हिंगु दाडिमं चाम्लवेतसम् ॥ १२५ ॥
चूर्णमुष्णांबुना पेयं श्वासहृद्रोगशान्तये ॥

શુણ્ઠ, સંચળ, સેકેલી હિંગ, દાડમ અને અમ્લવેતસ ફળ, એ પાંચે ઔષધોનું ચૂર્ણ, ઉંના પાણીની સાથે પીવાથી શ્વાસ, તથા હૃદ્રોગ મટી જાય છે.

**હિંગ્વાદિ ચૂર્ણ**

हिंगु पाठाऽभया धान्यं दाडिमं चित्रकः शटी ॥ १२६ ॥
अजमोदा त्रिकटुकं हपुषा चाम्लवेतसम् ॥
अजगन्धा तिन्तिडीकं जीरकं पौष्करं वचा ॥ १२७ ॥
चव्यं क्षारद्वयं पंचलवणानि विचूर्णयेत् ॥ प्राग्भोजनस्य मध्ये वा चूर्णमेतत्प्रयोजयेत् ॥ १२८ ॥
पिबेद्वा जीर्णमद्येन तक्रेणोष्णोदकेन वा ॥ गुल्मे वातकफोद्भूते हृद्रोगेऽष्ठीलिकासु च ॥ १२९ ॥
हृद्बस्तिपार्श्वशूलेषु शूले च गुदयोनिजे ॥ मूत्रकृच्छ्रे तथाऽऽनाहे पांडुरोगेऽरुचौ तथा ॥ १३० ॥
हिक्कायां यकृति प्लीहि कासे श्वासे गलग्रहे ॥ ग्रहण्यर्शोविकारेषु चूर्णमेतत्प्रशस्यते ॥ १३१ ॥
भावितं मातुलुंगस्य बहुशः स्वरसेन वा ॥ कुर्याच्च गुटिकां वैद्यो वातश्लेष्मज्वरापहाम् ॥ १३२ ॥

સેકેલી હિંગ, કાળીપાટ, હરડે, ધાણા, દાડમની છાલ, ચિત્રો, કચૂરો, ખોડી અજમોદ, શુણ્ઠ, મરી, લીણ્ડીપીપર, પલાંશી, અમ્લવેતસ ફળ, તલવણી, આમ્બલીની છાલ, જીરું, પુષ્કરમૂળ—શાહતર (યુનાની), ઘોડાવજ, ચવક, સાજીખાર, જવખાર, સિન્ધાલુણ, સંચળ, બીડલવણ, મીઠું અને વડાગરુ મીઠું, એ છવ્વીશે ઔષધો સરખે ભાગે લઇને તેમનું ચૂર્ણ કરવું. એ ચૂર્ણ જમવાની અગાઉ અથવા અર્ધું જમ્યા પછી જુનું મદ્ય, છાસ વા ઉંનું પાણી, આ અનુપાનોમાંના કોઈ પણ અનુપાનની સાથે ખાવાથી, વાતકફજ્વર, વાતકફથી થયેલ ગુલ્મરોગ, હૃદ્રોગ અષ્ઠીલિકાવાત, હૃદયશૂળ, બસ્તિશૂળ, પાર્શ્વશૂળ, ગુદશૂળ, યોનિશૂળ, મૂત્રકૃચ્છ્ર રોગ, આનાહ, રોગ, પાણ્ડુરોગ, અરુચિ, હિક્કા, યકૃત્, પ્લીહા, કાસ, શ્વાસ, ગલગ્રહ રોગ, ગ્રહણી અને અર્શ મટી જાય છે.

**હિંગ્વાદિ ગુટિકા** ઉપર કહેલાં છવ્વીશે ઔષધો સરખે ભાગે લઇને તેમનું ચૂર્ણ કરીને એ ચૂર્ણને ઘણું કરી બીજોરાંના રસની ઘણી ભાવનાઓ આપીને પછી તેની ગોળીઓ બનાવવી. એ ગોળી ખાવાથી, ઉપર કહેલા સર્વે રોગો મટી જાય છે.

**યવાનીખાંડવ ચૂર્ણ**

यवानी दाडिमं शुण्ठी तिन्तिडीकाम्लवेतसौ ॥
वदराम्लं च कुर्वीत चतुःशाणमितानि च ॥ १३३ ॥
सार्धद्विशाणं मरिचं पिप्पली दशशाणिका ॥ त्वक्सौवर्चलधान्याकं जीरकं द्विद्विशाणकम् ॥ १३४ ॥

चतुःषष्टिमितैः शाणैः शर्करामत्र योजयेत् ॥ चूर्णितं सर्वमेकत्र यवानी खांडवाभिधम् ॥ १३५ ॥
चूर्णं जयेत्पांडुरोगं हृद्रोगं ग्रहणीं ज्वरम् ॥ छर्दिशोषातिसारांश्च प्लीहानाहविबंधताः ॥ १३६ ॥
अरुचिं शूलमंदाग्निमर्शोजिह्वागलामयान् ॥

અજમા, દાડમની છાલ, શુણ્ઠ, આમ્બલીની છાલ, અમ્લવેતસ ફળ અને ખાટાં બોર, એ છએ ઔષધો ચાર ચાર શાણ; મરી, અર્દ્ધી શાણ; લીણ્ડીપીપર, દશ શાણ; તજ, સંચળ, ધાણા અને જીરું, એ ચારે ઔષધો બે બે શાણ અને સાકર ચોંસઠ શાણ; એ પ્રમાણે એ સર્વે ઔષધો ભેગાં કરીને તેમનું ચૂર્ણ કરવું. એ યવાનીખાણ્ડવ ચૂર્ણ, પાણ્ડુરોગ, હૃદ્રોગ, ગ્રહણી, જ્વર, છર્દિ, શોષ, અતિસાર, પ્લીહા, આનાહ રોગ, વિબન્ધતા રોગ, અરુચિ, શૂલ, મન્દાગ્નિ અર્શ, જિહ્વા રોગ અને ગલરોગ મટાડે છે.

**તાલીસાદિ ચૂર્ણ**

तालीसं मरीचं शुण्ठी पिप्पली वंशरोचना ॥ १३७ ॥
एकद्वित्रिचतुःपंचकर्षैर्भागान् प्रकल्पयेत् ॥
एलात्वचोस्तु कर्षार्धं प्रत्येकं भागमावहेत् ॥ १३८ ॥ द्वात्रिंशत्कर्षतुलिता प्रदेया शर्करा बुधैः ॥
तालीसाद्यमिदं चूर्णं रोचनं पाचनं स्मृतम् ॥ १३९ ॥ कासश्वासज्वरहरं छर्द्यतीसारनाशनम् ॥
शोषाध्मानहरं प्लीहग्रहणीपांडुरोगजित् ॥ १४० ॥ पक्त्वा वा शर्करां चूर्णं क्षिपेत्स्याद्गुटिका यथा ॥

તાલીસપત્ર એક કર્ષ, મરી બે કર્ષ, શુણ્ઠ ત્રણ કર્ષ, લીણ્ડીપીપર ચાર કર્ષ, વંશલોચન પાંચ કર્ષ, એલચી તથા તજ, એ બન્ને ઔષધો અર્ધો અર્ધો કર્ષ અને સાકર બત્રીશ કર્ષ, એ પ્રમાણે એ સર્વે ઔષધો લઇને તેમનું ચૂર્ણ કરવું. એ તાલિસાદિ ચૂર્ણ, રોચન અને પાચન કરનારું છે, તથા કાસ, શ્વાસ, જ્વર, છર્દિ, અતીસાર, શોષ, આધ્માન વાત, પ્લીહા, ગ્રહણી અને પાણ્ડુરોગ મટાડે છે.

**તાલીસાદિ ગુટિકા** ઉપર કહેલાં ઔષધો લઇને તેમનું ચૂર્ણ કર્યા પછી બત્રીશ કર્ષ સાકર લઈ, તેની ચાસણી કરી, તે ચાસણીની અન્દર ઉપલું ચૂર્ણ નાંખીને તેની ગોળી કરવી. આ ગોળી, રોચન અને પાચન કરનાર છે તથા ઉપર કહેલા સર્વ રોગો મટાડે છે.

**સિતોપલાદિ ચૂર્ણ**

सितोपला षोडश स्यादष्टौस्याद्वंशरोचना ॥ १४१ ॥
पिप्पली स्याच्चतुष्कर्षा स्यादेला च द्विकार्षिकी ॥
एकः कर्षस्त्वचः कार्यश्चूर्णयेत्सर्वमेकतः ॥ १४२ ॥
सितोपलादिकं चूर्णं मधुसर्पिर्युतं पिबेत् ॥ श्वासकासक्षयहरं हस्तपादांगदाहजित् ॥ १४३ ॥
मंदाग्निं सुप्तजिह्वत्वं पार्श्वशूलमरोचकम् ॥ ज्वरमूर्ध्वगतं रक्तं पित्तमाशु व्यपोहति ॥ १४४ ॥

સાકર સોલ કર્ષ, વંશલોચન આઠ કર્ષ, લીણ્ડીપીપર ચાર કર્ષ, એલચી બે કર્ષ અને તજ એક કર્ષ, એ પ્રમાણે એ સર્વે ઔષધો લઇને તેઓનું ચૂર્ણ કરવું. એ સિતોપલાદિ ચૂર્ણ, મધ અને ઘીની સાથે ખાવાથી, શ્વાસ, કાસ, ક્ષય, હાથ પગની અન્દર થતી દાહ, મન્દાગ્નિ, સુપ્તજિહ્વ, પાર્શ્વશૂલ, અરોચક, જ્વર અને ઉર્ધ્વગત રક્તપિત્ત રોગ જલદી મટી જાય છે

**ભાસ્કરલવણ ચૂર્ણ**

सामुद्रलवणं कार्यमष्टकर्षमितं बुधैः ॥
पंच सौवर्चलं ग्राह्यं बिडं सैन्धवधान्यके ॥ १४५ ॥
पिप्पली पिप्पलीमूलं कृष्णजीरकपत्रकम् ॥ नागकेशरतालीसमम्लवेतसकं तथा ॥ १४६ ॥
द्विकर्षमात्राण्येतानि प्रत्येकं कारयेद्बुधः ॥ मरिचं जीरकं विश्वमेकैकं कर्षमात्रकम् ॥ १४७ ॥
दाडिमं स्याच्चतुष्कर्षं त्वगेला चार्धकार्षिकी ॥ एतच्चूर्णीकृतं सर्वं लवणं भास्कराभिधम् ॥ १४८ ॥
शाणप्रमाणं देयं तु मस्तुतक्रसुरासवैः ॥ वातश्लेष्मभवं गुल्मं प्लीहानमुदरं क्षयम् ॥ १४९ ॥
अर्शांसि ग्रहणीं कुष्ठं विबंधं च भगंदरम् ॥ शोफं शूलं श्वासकासमामवातं च हृद्रुजम् ॥ १५० ॥
मंदाग्निं नाशयेदेतद्दीपनं पाचनं परम् ॥ सर्वलोकहितार्थाय भास्करेणोदितं पुरा ॥ १५१ ॥

મીઠું આઠ કર્ષ, સંચળ પાંચ કર્ષ, બીડલવણ, સિન્ધાલુણ, ધાણા, લીંડીપીપર, પીપરીમૂળના ગણ્ઠોડા, શાહજીરું, તમાલપત્ર, નાગકેશર, તાલીસપત્ર અને અમ્લવેતસ ફળ, એ દશે ઔષધો બે બે કર્ષ; મરી, જીરું, અને શુણ્ઠ, એ ત્રણે ઔષધો એક એક કર્ષ; દાડમની છાલ, ચાર કર્ષ; તજ અને એલચી, એ બન્ને ઔષધો અર્ધો અર્ધો કર્ષ, એ પ્રમાણે સર્વ ઔષધો એકઠાં કરીને તેઓનું ચૂર્ણ કરવું. એ ભાસ્કરલવણ ચૂર્ણ, દહીંની તર, છાસ, સુરા વા આસવ, એમાંના કોઇની સાથે એક શાણ સુધી ખાવાથી, વાતકફથી ઉત્પન્ન થયેલા ગુલ્મરોગ, પ્લીહા, ઉદરરોગ, ક્ષય, અર્શ, ગ્રહણી, કુષ્ઠ, વિબન્ધ, ભગન્દર, શોફ, શૂલ, શ્વાસ, કાસ, આમવાત, હૃદ્રોગ અને મન્દાગ્નિ મટે છે તથા દીપન અને પાચન થાય છે. સર્વ લોકના હિતને સારુ ભાસ્કરાચાર્યે આ ચૂર્ણ કહેલ છે.

**એલાદિ ચૂર્ણ**

एलाप्रियंगुमुस्तानि कोलमज्जा च पिप्पली ॥
श्रीचन्दनं तथा लाजा लवंगं नागकेशरम् ॥ १५२ ॥
एतच्चूर्णीकृतं सर्वं सिताक्षौद्रयुतं लिहेत् ॥ वातपित्तकफोद्भूतां छर्दिं हंत्यतिवेगतः ॥ १५३ ॥

એલચી, ધઉંલા, નાગરમોથ, બોરની છાલ, લીંડીપીપર, સુખડ, શાળની ધાણી, લવિંગ અને નાગકેશર, એ નવે ઔષધોનું ચૂર્ણ, સાકર અને મધની સાથે ચાટવાથી, વાત, પિત્ત અને કફથી થયેલો છર્દિ રોગ તરત મટી જાય છે.

**પંચનિંબ ચૂર્ણ**

मूलं पत्रं फलं पुष्पं त्वचं निंबात्समाहरेत् ॥
सूक्ष्मचूर्णमिदं कुर्यात्पलैः पंचदशोन्मितैः ॥ १५४ ॥
लोहभस्महरीतक्यौ चक्रमर्दकचित्रकौ ॥ भल्लातकविडंगानि शर्कराऽऽमलकं निशा ॥ १५५ ॥
पिप्पली मरिचं शुण्ठी बाकुची कृतमालकः ॥ गोक्षुरश्च पलोन्मानमेकैकं कारयेद्बुधः ॥ १५६ ॥
सर्वमेकीकृतं चूर्णं भृङ्गराजेन भावयेत् ॥ अष्टभागावशिष्टेन खदिरासनवारिणा ॥ १५७ ॥
भावयित्वा च संशुष्कं कर्षमात्रं ततः पिबेत् ॥ खदिरासनतोयेन सर्पिषा पयसाऽथवा ॥ १५८ ॥
मासेन सर्वकुष्ठानि विनिहंति रसायनम् ॥ पंचनिंबमिदं चूर्णं सर्वरोगप्रणाशनम् ॥ १५९ ॥

લિમ્બડાનાં મૂળ, પાન્દડાં, ફળ–લિમ્બોળી, ફૂલ અને છાલ, એ પાંચે અંગો સરખે ભાગે લઇને તેમનું ચૂર્ણ કરવું. એ ચૂર્ણ, પન્દર પલ, લોહભસ્મ, હરડે, કુંવાડિયાનાં બી, ચિત્રો,

ભિલામું, વાવડિંગ, શાકર, આમ્બળાં, હળદર, લીણ્ડીપીપર, મરી, શુણ્ઠ, બાબચીનાં બી, ગરમાળાનો ગોળ અને ગોખરુ, એ પન્દરે ઔષધો એક એક પલ લઈ, તેમનું ચૂર્ણ કરીને, પછી એ ચૂર્ણને, લિમ્બડાના પંચાંગનાં ચૂર્ણની સાથે ભેળવવું. એ બન્ને ચૂર્ણો મિશ્ર કરીને, પછી તે ચૂર્ણને ભાંગરાના રસની ભાવના દેવી. તે સૂકાયા પછી ખેરની છાલનો ક્વાથ, અષ્ટમાંશ રહે ત્યારે ઉતારીને તેની પણ એક ભાવના દેવી. તે સૂકાયા પછી બીયાની છાલનો ક્વાથ અષ્ટમાંશ રહે ત્યારે ઉતારીને તેની પણ એક ભાવના દેવી. ભાવના દીધા પછી એ ચૂર્ણ સાવ સૂકાઈ જાય ત્યારે, એક કર્ષ લઈ, ખેરની છાલનો ક્વાથ, બીયાની છાલનો ક્વાથ, ઘી વા દૂધ, એમાંના કોઇની સાથે પી જવાથી, એક માસમાં સર્વ પ્રકારનાં કુષ્ઠો મટી જાય છે. આ પંચનિમ્બ ચૂર્ણ રસાયન છે અને સર્વ રોગનો નાશ કરે છે.

**શતાવર્યાદિ ચૂર્ણ**

शतावरी गोक्षुरश्च बीजं च कपिकच्छुजम् ॥
गांगेरुकी चातिबला बीजमिक्षुरकोद्भवम् ॥ १६० ॥

चूर्णितं सर्वमेकत्र गोदुग्धेन पिबेन्निशि ॥ न तृप्तिं याति नारीभिर्नरश्चूर्णप्रभावतः ॥ १६१ ॥

શતાવરી, ગોખરુ, કઉચાં, ગાંગેરુકી–ગંગેટી, અતિબલા–ખપાટ અને એખરો, એ છએ ઔષધોનું ચૂર્ણ, ગાયના દૂધમાં પીએ તો એ ચૂર્ણના પ્રભાવથી, ઘણી સ્ત્રીઓ ભોગવ્યા છતાં પણ પુરુષને તૃપ્તિ ન થાય.

**અશ્વગંધાદિ ચૂર્ણ**

अश्वगंधा दशपला तन्मात्रो वृद्धदारुकः ॥
चूर्णीकृत्योभयं विद्वान् घृतभांडे निधापयेत् ॥ १६२ ॥

कर्षैकं पयसा पीत्वा नारीभिर्नैव तृप्यति ॥ अगत्वा प्रमदां भूयो वलिपलितवर्जितः ॥ १६३ ॥

આખસન્ધ અને વરધારો, એ બન્ને ઔષધો દશ દશ પલ લઇ, તેમનું ચૂર્ણ કરીને પછી તેને ઘીવાળા માટલામાં રાખવું.એ ચૂર્ણ એક કર્ષ લેઇ, ગાયના દૂધમાં નાંખીને પીએ તો ઘણી સ્ત્રીઓ ભોગવ્યા છતાં પણ તે પુરુષને તૃપ્તિ ન થાય. વળી આ ચૂર્ણ ખાનારો પુરુષ, જો સ્ત્રી પાસે ન જાય તો શરીરપર પડેલી કરચલી મટી જાય અને તેના ધોળા વાળ કાળા થાય.

**મૂસલ્યાદિ ચૂર્ણ**

मुसलीकंदचूर्णं तु गुडूचीसत्त्वसंयुतम् ॥
वानरीगोक्षुराभ्यां च शाल्मलीशर्करामलैः ॥ १६४ ॥
आलोड्य घृतदुग्धेन पाययेत्कामवर्धनम् ॥

ધોળી મુસલી, ગળોનું સત્ત્વ, કઉચાં, ગોખરુ, શેમળાનું મૂળ, સાકર અને આમ્બળાં, એ સાતે ઔષધોનું ચૂર્ણ, ઘી ભેળવેલા ગાયના દૂધમાં ખાવાથી કામવૃદ્ધિ થાય છે.

**ચિત્રકાદિ ચૂર્ણ**

चित्रकं त्रिफला मुस्तं विडंगं त्र्यूषणानि च ॥ १६५ ॥
समभागानि कार्याणि नवभागा हतायसः ॥

एतदेकीकृतं चूर्णं मधुसर्पियुतं लिहेत् ॥ १६६ ॥ गोमूत्रमथवा तक्रमनुपाने प्रशस्यते ॥
पांडुरोगं जयत्युग्रं हृद्रोगं च भगंदरम् ॥ १६७ ॥ शोथकुष्ठोदरार्शांसि मंदाग्निमरुचिं कृमीन् ॥

ચિત્રો, હરડાં, બેહેડાં, આમ્બળાં, નાગરમોથ, વાવડિંગ, શુણ્ઠ, મરી અને લીણ્ડીપીપર, એ નવે ઔષધો સરખે ભાગે લઈ, તેમનું ચૂર્ણ કરી, તેની સાથે તેના જ જેટલી લોહભસ્મ ભેળવવી

એ ચૂર્ણ, મધ તથા ઘીસાથે ચાટી, તેનાપર ગૌમૂત્ર વા છાશ પીવાથી ઉગ્ર પાણ્ડુરોગ, હૃદ્રોગ, ભગન્દર, શોથ, કુષ્ઠ, ઉદરરોગ, અર્શ, મન્દાગ્નિ રોગ, અરુચિ અને કૃમિરોગ મટી જાય છે.

**આ**કારકરભાદિ ચૂર્ણ

आकारकरभः शुण्ठी कंकोलं कुंकुमं कणा ॥ १६८ ॥
जातीफलं लवंगं च चंदनं चेति कार्षिकान् ॥

चूर्णानि मानतः कुर्यादहिफेनपलोन्मितम् ॥ १६९ ॥ सर्वमेकीकृतं चूर्णं माषैकं मधुना लिहेत ॥ शुक्रस्तंभकरं चूर्णं पुंसामानंदकारकम् ॥ १७० ॥ नारीणां प्रीतिजननं सेवेत निशि कामुकः ॥

અક્કલકરો, શુણ્ઠ, ચણકબાબ, કેશર, લીણ્ડીપીપર, જાયફળ, લવિઙ્ગ અને સુખડ, એ આઠે ઔષધો, એક એક કર્ષ લઇ, તેમનું ચૂર્ણ કરી, તેની સાથે એક પલ અફીણ ભેળવવું. એ ચૂર્ણ મધની સાથે એક માષા સુધી ચાટવાથી, શુક્રનું સ્તમ્ભન થવા સાથે પુરુષોને આનન્દ કરનારું અને પુરુષપર સ્ત્રીઓને પ્રીતિ ઉત્પન્ન કરનારું છે, એટલા માટે કામી જનોએ આ ચૂર્ણ રાત્રિના સેવન કરવું.

એ રીતે દામોદરના પુત્ર શાર્ઙ્ગધરે રચેલી શાર્ઙ્ગધર સંહિતાને વિષે મધ્યમ ખણ્ડના ચિકિત્સાસ્થાનમાંનાં ચૂર્ણ ઔષધો નામે છઠ્ઠા અધ્યાયની ગુર્જર ટીકા સમ્પૂર્ણ.

---

## અધ્યાય ૭ મો, વટક ઔષધો

**ગો**ળી કરવાની વિધિ

लेहवत्साध्यते वह्नौ गुडो वा शर्कराऽथवा ॥
गुग्गुलुर्वा क्षिपेत्तत्र चूर्णं तन्निर्मिता वटी ॥ १ ॥

कुर्यादवह्निसिद्धेन क्वचिद्गुग्गुलुना वटीम् ॥ द्रवेण मधुनावाऽपि गुटिकां कारयेद्बुधः ॥ २ ॥

અગ્નિના પર ગોળનો, શાકરનો અથવા ગુગળનો, અવલેહના સરખો પાક કરી, તેની અન્દર ચૂર્ણ નાંખીને ગોળી કરવી. પકાવ્યા (પાક કર્યા) વગર જો ગોળી કરવી હોય તો, ગુગળને શોધી, તેની અન્દર ચૂર્ણ નાંખીને ગોળી કરવી. તેમ જ પ્રવાહી પદાર્થની અન્દર અને મધની અન્દર પણ ચૂર્ણ નાંખીને ગોળી કરવી.

**ગો**ળીનાં બીજાં નામો

वटकाश्चाथ कथ्यंते तन्नाम गुटिका वटी ॥
मोदको वटिका पिंडी गुडो वर्तिस्तथोच्यते ॥ ३ ॥

વટક, ગુટિકા, વટી, મોદક, વટિકા, પિણ્ડી, ગુડ અને વર્તિ, એ આઠ નામો ગોળીનાં જાણવાં.

**ગો**ળી વાળવામાં સાકર કેટલી નાંખવી?

सिता चतुर्गुणा देया

સાકરમાં ગોળી વાળવી હોય તો, ઔષધોના ચૂર્ણથી ચોગણી સાકર લેવી.

**ગો**ળી વાળવામાં ગોળ કેટલો નાંખવો?

वटीषु द्विगुणो गुडः ॥

ગોળમાં ગોળી વાળવી હોય તો, ઔષધોના ચૂર્ણથી બમણો ગોળ લેવો.

**ગોળી** વાળવામાં ગુગળ વા મધ કેટલાં નાંખવાં?

**चूर्णाच्चूर्णसमःकार्यो गुग्गुलुर्मधु तत्समम् ॥ ४ ॥**

ગુગળમાં વા મધમાં ગોળી વાળવી હોય તો, ઔષધોના ચૂર્ણ જેટલો ગુગળ વા મધ લેવું.

**ગોળી** વાળવામાં પ્રવાહી પદાર્થ કેટલો નાંખવો?

**द्रवं च द्विगुणं देयं मोदकेषु भिषग्वरैः ॥**

પ્રવાહી પદાર્થમાં ગોળી વાળવી હોય તો ઔષધોના ચૂર્ણથી બમણો પ્રવાહી પદાર્થ લેવો.

**ગોળી** ખાવાની માત્રા

**कर्षप्रमाणात्तन्मात्रा बलं दृष्ट्वा प्रयुज्यते ॥ ५ ॥**

રોગીની શક્તિ વિગેરે જોઇને, એક કર્ષ સુધી ગોળીની માત્રા આપવી.

**બા**હુશાલગુડ

**इन्द्रवारुणिका मुस्तं शुण्ठी दंती हरीतकी ॥**
**त्रिवृत् शटी विडंगानि गोक्षुरश्चित्रकस्तथा ॥ ६ ॥**
**तेजोह्वा च द्विकर्षाणि पृथग्द्रव्याणि कारयेत् ॥ सूरणस्य पलान्यष्टौ वृद्धदारु चतुष्पलम् ॥ ७ ॥**
**चतुष्पलं स्याद्भल्लातः क्वाथयेत्सर्वमेकतः ॥ जलद्रोणे चतुर्थांशं गृह्णीयात्क्वाथमुत्तमम् ॥ ८ ॥**
**क्वाथद्रव्यात्त्रिगुणितं गुडं क्षिप्त्वा पुनः पचेत् ॥ सम्यक्पक्वं च विज्ञाय चूर्णमेतत्प्रदापयेत् ॥ ९ ॥**
**चित्रकस्त्रिवृता दंती तेजोह्वा पलिकाः पृथक् ॥ पृथक् त्रिपलिकाः कार्या व्योषैलामरिचत्वचः ॥१०॥**
**निक्षिपेन्मधु शीते च तस्मिन्प्रस्थप्रमाणतः ॥ एवं सिद्धो भवेच्छ्रीमान् बाहुशालगुडः शुभः ॥११॥**
**जयेदर्शांसि सर्वाणि गुल्मं वातोदरं तथा ॥ आमवातं प्रतिश्यायं ग्रहणीक्षयपीनसान् ॥ १२ ॥**
**हलीमकं पांडुरोगं प्रमेहं च रसायनम् ॥**

નાની ઇન્દ્રવારુણીના વેલાનાં ફલ અથવા મૂળ, નાગરમોથ, શુણ્ઠ, નેપાળનાં મૂળ, હરડે, નસોતર, કચૂરો, વાવડિંગ, ગોખરુ, ચિત્રો અને તેજબલ, એ અગ્યારે ઔષધો બે બે કર્ષ; સૂરણ, આઠ પલ; વરધારો, ચાર પલ અને ભિલામું, ચાર પલ, એ પ્રમાણે સર્વ ઔષધો એકઠાં કરી, તેઓને કુટી, તેઓની અન્દર એક દ્રોણ પાણી નાંખીને તેમનો કવાથ કરવો. બળતાં બળતાં જ્યારે ચતુર્થાંશ પાણી બાકી રહે ત્યારે તે ક્વાથને, ઉત્તમ પ્રકારનો કવાથ થયેલો માની, હેઠે ઉતારીને ગાળી લેવો. પછી ઉપરના કાઢાનાં ઔષધોથી ત્રગણો ગોળ, ગાળેલા ક્વાથની અન્દર નાંખીને, પાછો તેનો ધાટો કવાથ થાય ત્યાંસુધી પાક કરવા અગ્નિપર મૂકવો. એ સર્વનો સારી રીતે ધાટો પાક થઈ ગયો જણાય કે, તરત ચિત્રો, નસોતર, નેપાળાનાં મૂળ અને તેજબલ, એ ચારે ઔષધો એક એક પલ તથા શુણ્ઠ, મરી, લીણ્ડીપીપર, એલચી, મરી અને તજ, એ છએ ઔષધો ત્રણ ત્રણ પલ લઇ, તે સર્વેનું ચૂર્ણ કરીને, તેની અન્દર નાંખવું. તે પછી જ્યારે તે પાક ટાઢો થાય ત્યારે, તેની અન્દર એક પ્રસ્થ મધ નાંખવું. એ પ્રમાણે સારી રીતે તૈયાર થયેલા આ પાકને બાહુશાલ ગુડ કહે છે. આ ગુડ, સર્વ પ્રકારના અર્શો, ગુલ્મ, વાતોદર, આમવાત, પ્રતિશ્યાય, ગ્રહણી, ક્ષય, પીનસ, હલીમક પાણ્ડુ અને પ્રમેહ મટાડે છે. આ ગુડ, રસાયન પણ છે.

**મરિચાદિ** ગુટિકા

**मरिचं कर्षमात्रं स्यात्पिप्पली कर्षसंमिता ॥ १३ ॥**
**अर्धकर्षो यवक्षारः कर्षयुग्मं च दाडिमम् ॥**

एतच्चूर्णीकृतं युंज्यादष्टकर्षगुडेन हि ॥ १४ ॥शाणप्रमाणां गुटिकां कृत्वा वक्त्रे विधारयेत् ॥
अस्याः प्रभावात्सर्वेऽपि कासा यांत्येवसंक्षयम् ॥ १५ ॥

મરી એક કર્ષ, લીંડીપીપર એક કર્ષ, જવખાર અર્ધો કર્ષ અને દાડમની છાલ બે કર્ષ, એ પ્રમાણે એ ચારે ઔષધો લઇ, તેમનું ચૂર્ણ કરી, તેની સાથે આઠ કર્ષ ગોળ મેળવીને એક શાણ પ્રમાણની ગોળી બનાવવી. એ ગોળી મોઢામાં રાખવાથી સર્વ પ્રકારના કાસ રોગ મટી જાય છે.

ગુડાદિ ગુટિકા

गुडशुण्ठीशिवामुस्तैर्गुटिकां धारयेन्मुखे ॥
श्वासकासेषु सर्वेषु केवलं वा बिभीतकम् ॥ १६ ॥

શુણ્ઠ, હિમજ અને નાગરમોથ, એ ત્રણે ઔષધો સરખે ભાગે લઇ, તેમનું ચૂર્ણ કરી, તે ચૂર્ણથી બમણો ગોળ, આ ચૂર્ણની સાથે ભેળીને તેની ગોળી કરવી. એ ગોળી મોંમાં રાખવાથી, સર્વ પ્રકારના શ્વાસો તથા કાસો મટી જાય છે.

બિભીતક

બેહેડાંની છાલ ફક્ત મોંમાં રાખવાથી, સર્વ પ્રકારના શ્વાસો તથા કાસો મટી જાય છે.

આમલાદિ ગુટિકા

आमलं कमलं कुष्ठं लाजाश्च वटरोहकम् ॥
एतच्चूर्णस्य मधुना गुटिकां धारयेन्मुखे ॥ १७ ॥
तृष्णां प्रवृद्धां हंत्येषा मुखशोषं च दारुणम् ॥

આમ્બળાં, કમળ (ફૂલ), કઠ, શાળની ધાણી અને વડની વડવાઇનાં કમળિયાં, એ પાંચે ઔષધોનું ચૂર્ણ કરી, તેની અંદર મધ નાંખીને તેની ગોળી કરવી. એ ગોળી મોંમાં રાખવાથી, સારી પેઠે વૃદ્ધિ પામેલી તૃષા તથા દારુણ મુખશોષ મટી જાય છે.

સંજીવનીગુટિકા

विडंगं नागरं कृष्णा पथ्यामलबिभीतकौ ॥ १८ ॥
वचा गुडूची भल्लातं सविषं चात्र योजयेत् ॥
एतानि समभागानि गोमूत्रेणैव पेषयेत् ॥ १९ ॥

गुंजाभा गुटिका कार्या दद्यादार्द्रकजै रसैः ॥ एकामजीर्णगुल्मेषु द्वे विषूच्यां च दापयेत् ॥ २० ॥
तिस्रश्च सर्पदष्टे तु चतस्रः सांनिपातिके ॥ वटी संजीवनी नाम्ना संजीवयति मानवम् ॥ २१ ॥

વાવડિંગ, શુણ્ઠ, લીંડીપીપર, હરડાં, બેહેડાં, આમ્બળાં, ઘોડાવજ, ગળો ભિલામું અને શોધેલો વછનાગ, એ દશે ઔષધો સરખે ભાગે લઇ તેમનું ચૂર્ણ કરી, તે ચૂર્ણને ગાયના મૂત્રમાં વાટીને—ખરલ કરીને, તેની એક ગુંજ પ્રમાણની ગોળી કરવી. એ ગોળી આદાના રસની અંદર નીચે પ્રમાણે આપવી:—અજીર્ણ અને ગુલ્મ રોગપર એક એક ગોળી, વિષૂચીપર બે ગોળી, સર્પવિષપર ત્રણ ગોળી અને સન્નિપાતપર ચાર ગોળી આપવી. આ ગોળીનું નામ સંજીવની વટી છે, કારણ કે, આ ગોળી માણસને જીવાડે છે.

વ્યોષાદિ ગુટિકા

व्योषाम्लवेतसं चव्यं तालीसं चित्रकस्तथा ॥
जीरकं तिंतिडीकं च प्रत्येकं कर्षभागकम् ॥ २२ ॥

त्रिसुगंधं त्रिशाणं स्याद्गुडः स्यात्कर्षविंशतिः॥ योषादिगुटिका सामपीनसश्वासकासजित् ॥ २३ ॥ रुचिस्वरकरा ख्याताप्रतिश्यायप्रणाशिनी ॥

શુણ્ઠ, મરી, લીણ્ડીપીપર, અમ્લવેતસ ફલ, ચવક, તાલીસપત્ર, ચિત્રો, જીરૂં અને આમ્બલીની છાલ, એ નવે ઔષધો એક એક કર્ષ તથા તજ, તમાલપત્ર અને એલચી એ ત્રણે ઔષધો ત્રણ ત્રણ શાણ; એ પ્રમાણે સર્વે ઔષધો લઈ, તેમનું ચૂર્ણ કરી, તે ચૂર્ણથી બમણો એટલે વીશ કર્ષ ગોળ લઈ, ગોળની સાથે ઉપલું ચૂર્ણ મિશ્ર કરીને, તેની ગોળી વાળવી; એ ગોળીનું નામ યોષાદિ ગુટિકા છે. એ ગોળી આમ, પીનસ, શ્વાસ, કાસ અને પ્રતિશ્યાય મટાડે છે, રુચિ કરે છે તથા સ્વર સુધારે છે.

વૃદ્ધદારુકાદિ મોદક

वृद्धदारुकभल्लातशुण्ठीचूर्णेन योजितः ॥ २४ ॥
मोदकः सगुडो हन्यात् षड्विधार्शःकृतां रुजम् ॥

વરધારો, ભિલામું અને શુણ્ઠ, એ ત્રણેનું ચૂર્ણ કરી, તેનાથી બમણો ગોળ, તે ચૂર્ણની સાથે ભેળીને તેની ગોળી કરવી. એ ગોળી ખાવાથી છએ જાતના અર્શ રોગો મટી જાય છે.

ગુડશુણ્ઠીવટિકા

आमेषु सगुडां शुण्ठीम्

શુણ્ઠ એક ભાગ અને ગોળ બે ભાગ લઈ, તેમની ગોળી કરીને ખાવાથી આમ મટી જાય છે.

ગુડપિપ્પલીવટિકા

अजीर्णे गुडपिप्पलीम् ॥ २५ ॥

લીણ્ડીપીપર એક ભાગ અને ગોળ બે ભાગ લઈ તેમની ગોળી કરીને ખાવાથી અજીર્ણ મટી જાય છે.

જીરગુડવટિકા

कृच्छ्रे जीरगुडं दद्यात्

જીરું એક ભાગ અને ગોળ બે ભાગ લઇ, તેમની ગોળી કરીને ખાવાથી મૂત્રકૃચ્છ્ર રોગ મટી જાય છે.

ગુડાભયાવટિકા

अर्शस्सु सगुडाभयाम् ॥

હરડે એક ભાગ અને ગોળ બે ભાગ લઇ, તેમની ગોળી કરીને ખાવાથી, અર્શ રોગ મટી જાય છે.

સૂરણવટક

शुष्कसूरणचूर्णस्य भागान्वात्रिंशदाहरेत् ॥ २६ ॥
भागान् षोडश चित्रस्य शुंठ्या भागचतुष्टयम् ॥
द्वौ भागौ मरिचस्यापि सर्वाण्येकत्र चूर्णयेत् ॥ २७॥ गुडेन पिंडीकां कुर्यादर्शसां नाशिनीं पराम् ॥

સૂકા સૂરણનું ચૂર્ણ બત્રીશ ભાગ, ચિત્રો સોલ ભાગ, શુણ્ઠ ચાર ભાગ અને મરી બે ભાગ, એ પ્રમાણે એ સર્વે ઔષધો એકઠાં કરી, તેમનું ચૂર્ણ કરી, તેનાથી બમણો ગોળ લઇ, તેને ચૂર્ણની સાથે ભેળી, તેની ગોળી કરીને ખાવાથી, અર્શ રોગ નાશ પામે છે.

બૃહત્સૂરણવટક

सूरणो वृद्धदारुश्च भागैः षोडशभिः पृथक् ॥ २८ ॥
मुसलीचित्रकौ ज्ञेयावष्टभागमितौ पृथक् ॥
शिवा बिभीतको धात्री विडंगं नागरं कणा ॥ २९ ॥

भल्लातः पिप्पलीमूलं तालीसं च पृथक् पृथक् ॥ चतुर्भागप्रमाणानि त्वगेला मरीचं तथा ॥ ३० ॥
द्विभागमात्राणि पृथक् ततस्त्वेकत्र चूर्णयेत् ॥ द्विगुणेन गुडेनाथ वटकान् कारयेत् बुधः ॥ ३१ ॥
प्रबलाऽग्निकरा एते तथाऽर्शोनाशनाः पराः ॥ ग्रहणीं वातकफजां श्वासं कासं क्षयामयं ॥ ३२ ॥
प्लीहानं श्लीपदं शोथं हिक्कां मेहं भगंदरम् ॥ निहन्युः पलितं वृष्यास्तथा मेध्या रसायनाः ॥३३॥

સૂકું સૂરણ અને વરધારો, એ બન્ને ઔષધો સોલ સોલ ભાગ; મુસલી અને ચિત્રો, એ બન્ને ઔષધો આઠ આઠ ભાગ; હરડાં, બેહેડાં, આમ્બળાં, વાવડિંગ, શુણ્ઠ, લીણ્ડીપીપર, ભિલામું, પીપરીમૂળના ગણ્ઠોડા અને તાલીસપત્ર, એ નવે ઔષધો ચાર ચાર ભાગ તથા તજ, એલચી અને મરી, એ ત્રણે ઔષધો બે બે ભાગ; એ પ્રમાણે એ સર્વે ઔષધો ભેગાં કરી, તેમનું ચૂર્ણ કરી, તે ચૂર્ણથી બમણો ગોળ, તે ચૂર્ણની સાથે ભેળીને તેની ગોળી કરવી. એ ગોળી ખાવાથી જઠરાગ્નિ બળવાન્ થાય છે, અને અર્શ, વાત, કફજન્ય સંગ્રહણી, શ્વાસ, કાસ, ક્ષય, પ્લીહા, શ્લીપદ, શોથ, હિક્કા, મેહ અને ભગંદર મટે છે. ધોળા વાળ કાળા થાય છે. આ ગોળી વૃષ્ય, મેધ્ય અને રસાયન છે.

**મણ્ડૂરવટક**

त्रिफला त्र्यूषणं चव्यं पिप्पलीमूलचित्रकौ ॥
दारुमाक्षिकधातुस्त्वग्दार्वी मुस्तं विडंगकम् ॥ ३४ ॥
प्रत्येकं कर्षमात्राणि सर्वं द्विगुणितं तथा ॥ मंडूरं चूर्णयेच्छुद्धं गोमूत्रेऽष्टगुणे क्षिपेत् ॥ ३५ ॥
पक्त्वा च वटकान्कृत्वा दद्यात्तक्रानुपानतः ॥ कामलापांडुमेहार्शः शोथकुष्ठकफामयान् ॥ ३६ ॥
ऊरुस्तंभमजीर्णं च प्लीहानं नाशयंति वा ॥

હરડાં, બેહેડાં, આમ્બળાં, શુણ્ઠ, મરી, લીણ્ડીપીપર, ચવક, પીપરીમૂળના ગણ્ઠોડા, ચિત્રો, દેવદારુ, સુવર્ણમાક્ષિક ભસ્મ, તજ, દારુહળદર, નાગરમોથ અને વાવડિંગ, એ પન્નરે ઔષધો એક એક કર્ષ લઇ, તેમનું ચૂર્ણ કરી, તે સર્વ ઔષધોથી બમણી મણ્ડૂરભસ્મ, ઉપરનાં ચૂર્ણ સાથે ભેળી, તે સર્વથી આઠગણું ગૌમૂત્ર લઇ, તેની અંદર ઉપરનું સર્વ ચૂર્ણ નાંખી, તેમને પકાવી તેની ગોળી કરવી. એ ગોળી છાસની સાથે ખાવાથી, કામલા પાણ્ડુ, મેહ, અર્શ, શોથ, કુષ્ઠ, કફ, ઊરુસ્તમ્ભ, અજીર્ણ અને પ્લીહા મટે છે.

**પિપ્પલીમોદક**

क्षौद्राद्द्विगुणितं सर्पिर्घृताद्द्विगुणपिप्पली ॥ ३७ ॥
सिता द्विगुणिता तस्याः क्षीरं देयं चतुर्गुणं ॥
चातुर्जातं क्षौद्रतुल्यं पक्त्वा कुर्याच्च मोदकान् ॥ ३८ ॥
धातुस्थांश्च ज्वरान्सर्वान् श्वासं कासं च पांडुताम् ॥ धातुक्षयं वह्निमांद्यं पिप्पलीमोदको जयेत् ॥ ३९ ॥

મધ એક ભાગ; ઘી બે ભાગ; લીણ્ડીપીપર ચાર ભાગ; સાકર આઠ ભાગ; દૂધ બત્રીશ ભાગ તથા તજ, તમાલપત્ર, એલચી અને નાગકેશર, એ ચારે ઔષધો એક ભાગ; એ પ્રમાણે સર્વે ઔષધો એકઠાં કરી તેમને પકાવીને તેમની ગોળી કરવી. એ ગોળી, ધાતુગત સર્વે પ્રકારના જ્વરો, શ્વાસ, કાસ, શુણ્ઠ, ધાતુક્ષય અને અગ્નિમાંદ્ય રોગ મટાડે છે. એ ગોળીનું નામ પિપ્પલીમોદક છે.

**ચન્દ્રપ્રભાદિ ગુટિકા**

चंद्रप्रभा वचा मुस्तं भूनिंबाऽमृतदारुकम् ॥
हरिद्राऽतिविषा दार्वी पिप्पलीमूलचित्रकौ ॥ ४० ॥
धान्याकं त्रिफला चव्यं विडंगं गजपिप्पली ॥ व्योषं माक्षिकधातुश्च द्वौ क्षारौ लवणत्रयम् ॥ ४१ ॥
एतानि शाणमात्राणि प्रत्येकं कारयेत् बुधः ॥ त्रिवृद्दंती पत्रकं च त्वगेला वंशरोचना ॥ ४२ ॥
प्रत्येकं कर्षमात्राणि कुर्यादेतानि बुद्धिमान् ॥ द्विकर्षं हतलोहं स्याच्चतुष्कर्षा सिता भवेत् ॥ ४३ ॥
शिलाजत्वष्टकर्षं स्यादष्टौ कर्षाश्च गुग्गुलोः ॥ एभिरेकत्र संक्षुण्णैः कर्तव्या गुटिका शुभा ॥ ४४ ॥
चंद्रप्रभेति विख्याता सर्वरोगप्रणाशिनी ॥ प्रमेहान् विंशतिं कृच्छ्रं मूत्राघातं तथाऽश्मरीम् ॥ ४५ ॥
विबंधानाहशूलानि मेहनग्रंथिमर्बुदम् ॥ अंडवृद्धिं तथा पांडुं कामलां च हलीमकम् ॥ ४६ ॥
अंत्रवृद्धिं कटीशूलं श्वासं कासं विचर्चिकाम् ॥ कुष्ठान्यर्शांसि कण्डुं च प्लीहोदरभगंदरम् ॥ ४७ ॥
दंतरोगं नेत्ररोगं स्त्रीणामार्तवजां रुजम् ॥ पुंसां शुक्रगतान् दोषान्मंदाग्निमरुचिं तथा ॥ ४८ ॥
वायुं पित्तं कफं हन्यात् बल्या वृष्या रसायनी ॥ चन्द्रप्रभायां कर्षस्तु चतुःशाणो विधीयते ॥ ४९ ॥

કચૂરો, ધોડાવજ, નાગરમોથ, કરિયાતું, ગળો, દેવદારુ, હળદર, અતિવિષની કળી, દારુહળદર, પીપરીમૂળના ગણ્ઠોડા, ચિત્રો, ધાણા, હરડાં, બેહેડાં, આમ્બળાં, ચવક, વાવડિંગ, ગજપીપર, શુણ્ઠ, મરી, લીણ્ડીપીપર, સુવર્ણમાક્ષિકભસ્મ, જવખાર, સાજીખાર, સિન્ધાલુણ, બીડલવણ અને સંચળ, એ સત્તાવિશે ઔષધો, એક એક શાણ; નસોતર, નેપાળાનું મૂળ, તમાલપત્ર, તજ, એલચી અને વંશલોચન, એ છએ ઔષધો એક એક કર્ષ; લોહભસ્મ બે કર્ષ, સાકર ચાર કર્ષ, શિલાજિત આઠ કર્ષ, શોધેલો ગુગળ આઠ કર્ષ; એ પ્રમાણે એ સર્વ ઔષધો એકઠાં કરી, તેમનું સારી રીતે ચૂર્ણ કરીને, તેની ગોળી કરવી. એ ગોળીનું નામ ચન્દ્રપ્રભા છે. એ ગોળી સર્વ રોગનો નાશ કરવામાં પ્રસિદ્ધ છે. એ ગોળી ખાવાથી, વીશ જાતના પ્રમેહો, મૂત્રકૃચ્છ્ર, મૂત્રાઘાત, અશ્મરી, વિબંધ, આનાહ, શૂલ, મેહન, અર્બુદ ગાણ્ઠ, અણ્ડવૃદ્ધિ, પાણ્ડુ, કામલા, હલીમક, અન્ત્રવૃદ્ધિ, કટીશૂલ, શ્વાસ, કાસ, વિચર્ચિકા, કુષ્ટ-અર્શો, કણ્ડૂ, પ્લીહા, ઉદર, ભગન્દર, દંતરોગ, નેત્રરોગ, સ્ત્રીના આર્તવરોગ, પુરુષના શુક્રગત-દોષ, મન્દાગ્નિ, અરુચિ, વાત, પિત્ત અને કફ મટે છે. એ ગોળી, બલ્યા, વૃષ્યા અને રસાયની છે. આ ચન્દ્રપ્રભા ગોળીના ઔષધોનાં વજન કરતીવખતે ચાર શાણનો એક કર્ષ ગણવો.

**કાંકાયનગુટિકા**

यवानी जीरकं धान्यं मरिचं गिरिकर्णिका ॥
अजमोदोपकुंची च चतुःशाणाः पृथक् पृथक् ॥ ५० ॥
हिंगु षट्शाणिकं कार्यं क्षारौ लवणपंचकम् ॥ त्रिवृच्चाष्टमितैः शाणैः प्रत्येकं कल्पयेत्सुधीः ॥ ५१ ॥
दंती शटी पौष्करं च विडंगं दाडिमं शिवा ॥ चित्रोऽम्लवेतसः शुंठी शाणैः षोडशभिः पृथक् ॥ ५२ ॥
बीजपूररसेनैषां गुटिकां कारयेत् बुधः ॥ घृतेन पयसा मद्यैरम्लैरुष्णोदकेन वा ॥ ५३ ॥
पिबेत्कांकायनप्रोक्तां गुटिकां गुल्मनाशिनीम् ॥ मद्येन वातिकं गुल्मं गोक्षीरेण च पैत्तिकम् ॥ ५४ ॥
मूत्रेण कफगुल्मं च दशमूलैस्त्रिदोषजम् ॥ उष्ट्रीदुग्धेन नारीणां रक्तगुल्मं निवारयेत् ॥ ५५ ॥
हृद्रोगं ग्रहणीं शूलं क्रिमीनर्शांसि नाशयेत् ॥

અજમા, જીરું, ધાણા, મરી, ગરણીનાં બી, બોડી અજમોદ, અને કલોંજીજીરું, એ સાતે ઔષધો ચાર ચાર શાણ; સેકેલી હિંગ ૭ શાણ; જવખાર, સાજીખાર, સિન્ધાલુણ, સંચળ, બીડલવણ, મીઠું, વડાગરું મીઠું અને નસોતર, એ આઠે ઔષધો આઠ આઠ શાણ; નેપાળાનું મૂળ, કચૂરો, પુષ્કરમૂળ–શાહતર (યુનાની), વાવડિંગ, દાડમની છાલ, હિમજ, ચિત્રો, અમ્લવેતસફળ અને શુણ્ઠ, એ નવે ઔષધો સોલ સોલ શાણ, એ પ્રમાણે ઉપર લખેલાં સર્વે ઔષધો લઇ, તેમનું ચૂર્ણ કરી, તે ચૂર્ણની બીજોરાં લીમ્બુનાં રસમાં, ગોળી વાળવી. એ ગોળી કાંકાયન મુનિએ કહેલ હોવાથી, એ ગોળીને કાંકાયન ગુટિકા કહે છે. એ ગોળી ઘી, દૂધ, ખાટું મદ્ય વા ઉષ્ણોદક, એ અનુપાનો સાથે ખાવાથી ગુલ્મ રોગ મટે છે; મદ્ય સાથે ખાવાથી વાતગુલ્મ; ગાયના દૂધ સાથે ખાવાથી પિત્તગુલ્મ; ગાયના મૂત્ર સાથે ખાવાથી કફગુલ્મ; દશમૂળના કવાથ સાથે ખાવાથી ત્રિદોષગુલ્મ અને ઉણ્ટડીનાં દૂધની સાથે ખાવાથી સ્ત્રીઓને થનારો રક્તગુલ્મ મટી જાય છે. વળી આ ગોળી ખાવાથી હૃદ્રોગ, ગ્રહણી, શૂલ, કૃમિરોગ અને અર્શ રોગ મટી જાય છે.

नागरं पिप्पलीमूलं पिप्पली चव्यचित्रकौ ॥५६ ॥
યોગરાજગુગ્ગુલુ — भृष्टं हिंग्वजमोदं च सर्षपा जीरकद्वयम् ॥
रेणुकेन्द्रयवाः पाठा विडंगं गजपिप्पली ॥ ५७ ॥
कटुकाऽतिविषा भार्ङ्गी वचा मूर्वेति भागतः ॥ प्रत्येकं शाणिकानि स्युर्द्रव्याणीमानि विंशतिः ॥ ५८ ॥
द्रव्येभ्यः सकलेभ्यश्च त्रिफला द्विगुणा भवेत् ॥ एभिश्चूर्णीकृतैः सर्वैः समो देयश्च गुग्गुलुः ॥५९॥
वंगं रौप्यं च नागं च लोहसारस्तथाऽभ्रकम् ॥ मंडूरं रससिन्दूरं प्रत्येकं पलसंमितम् ॥ ६० ॥
गुडपाकसमं कृत्वा इमं दद्याद्यथोचितम् ॥ एकपिंडं ततः कृत्वा धारयेत् घृतभाजने ॥ ६१ ॥
गुटिकाः शाणामात्रास्तु कृत्वा ग्राह्या यथोचिताः ॥ गुग्गुलुर्योगराजोऽयं त्रिदोषघ्नोरसायनः ॥६२॥
मैथुनाहारपानानां त्यागो नैवात्र विद्यते ॥ सर्वान्वातामयान्कुष्ठानर्शांसि ग्रहणीगदम् ॥ ६३ ॥
प्रमेहं वातरक्तं च नाभिशूलं भगंदरम् ॥ उदावर्तं क्षयं गुल्ममपस्मारमुरोग्रहम् ॥ ६४ ॥
मंदाग्निश्वासकासांश्च नाशयेदरुचिं तथा ॥ रेतोदोषहरः पुंसां रजोदोषहरः स्त्रियाम् ॥ ६५ ॥
पुंसामपत्यजनको वंध्यानां गर्भदस्तथा ॥ रास्नादिक्वाथसंयुक्तो विविधं हंति मारुतम् ॥ ६६ ॥
काकोल्यादिशृतात्पित्तं कफमारग्वधादिना ॥ दार्वीशृतेन मेहांश्च गोमूत्रेण च पांडुताम् ॥ ६७ ॥
मेदोवृद्धिं च मधुना कुष्ठं निंबशृतेन वा ॥ छिन्नाक्वाथेन वातास्रं शोथं शूलं कणाशृतात् ॥ ६८ ॥
पाटलाक्वाथसहितो विषं मूषकजं जयेत् ॥ त्रिफलाक्वाथसहितो नेत्रार्तिं हंति दारुणाम् ॥ ६९ ॥
पुनर्नवादिक्वाथेन हन्यात्सर्वोदराण्यपि ॥

શુણ્ઠ, પીપરીમૂળના ગણ્ઠોડા, લીણ્ડીપીપર, ચવક, ચિત્રો, સેકેલી હિંગ, બોડી અજમોદ, સર્ષવ, જીરું, શાહજીરું, રેણુકબીજ, ઇન્દ્રજવ, કાળીપાટ, વાવડિંગ, ગજપીપર, કડુ, અતિવિષની કળી, ભાર્ઙ્ગીની છાલ, ઘોડાવજ અને મૂર્વા–મોરવેલ, આ વીશે ઔષધો એક એક શાણ તથા હરડાં, બેહેડાં અને આમ્બળાં, એ ત્રણે ઔષધો ચાલીશ શાણ, એ પ્રમાણે એ

સર્વે ઔષધો એકઠાં કરીને, તેમનું ચૂર્ણ કરવું. પછી એ ચૂર્ણના જેટલો શુદ્ધ ભેંસોગુગળ લઇ, તેને ગોળના પાકના સરખો પાતળો કરીને, તેની અંદર ઉપરનાં બધાં ઔષધોનું ચૂર્ણ તથા તે ઉપરાંત બંગભસ્મ, રૌપ્યભસ્મ, નાગભસ્મ, લોહભસ્મ, અભ્રકભસ્મ, મણ્ડૂરભસ્મ અને શોધેલો રસસિન્દૂર, એ સાતે ઔષધો એક એક પલ નાંખી, તે સર્વે જણસો ગુગળના પાકની સાથે મિશ્ર કરીને, તેમનો એક પિંડ (પિંડો) બનાવીને ઘીના વાસણમાં મૂકવો. એ પિંડમાંથી એક એક શાણની ગોળી બનાવી, જે અનુપાનની સાથે ખાવામાં અનુકૂળ આવે, તે અનુપાનની સાથે લેવી. આ યોગરાજ ગુગ્ગુલુ, ત્રિદોષ મટાડનારો અને રસાયન કહેવાય છે. આ ગોળી ખાનારને મૈથુન કરવાની તથા ખાવાપીવાની છૂટ છે, તે છતાં પણ જો પથ્ય પાળે તો વધારે સારું. આ ગોળી સર્વે પ્રકારના વાતરોગો, કુષ્ઠો, અર્શ, ગ્રહણી, પ્રમેહ, વાતરક્ત, નાભિશૂલ, ભગન્દર, ઉદાવર્ત, ક્ષય, ગુલ્મ, અપસ્માર, ઉરોગ્રહ, મંદાગ્નિ, શ્વાસ, કાસ અને અરુચિ મટાડે છે. પુરુષના રેતોદોષને મટાડે છે. સ્ત્રીઓનાં રજોદોષ(અટકાવના વિકાર)ને મટાડે છે. પુરુષની ધાતુને શુદ્ધ કરી, વધારીને છોકરું ઉત્પન્ન થઇ શકે, એવી બનાવે છે. વાંઝણી સ્ત્રીના ગર્ભાશયને ગર્ભ ધારણ કરી શકે, એવું બનાવે છે. આ ગોળી, વિવિધ પ્રકારના વાત રોગોપર રાસ્નાદિ ક્વાથમાં; પિત્ત રોગપર કાકોલ્યાદિ શૃતમાં;* કફ રોગપર આરગ્વધાદિ ક્વાથમાં; મેહ રોગપર દાર્વી શૃતમાં; પાણ્ડુરોગપર ગૌમૂત્રમાં; મેદો-વૃદ્ધિપર મધમાં; કુષ્ટપર નિમ્બશૃતમાં; વાતરક્તપર છિન્ના ક્વાથમાં; શોથ તથા શૂલપર કણાશૃતમાં; મૂષક વિષપર પાટલા ક્વાથમાં; દારુણ એવી નેત્રાર્તિપર ત્રિફલા ક્વાથમાં અને સર્વે ઉદર રોગપર પુનર્નવાદિ ક્વાથમાં ખાવી.

કૈશોરગુગ્ગુલ

त्रिफलायास्त्रयः प्रस्थाः प्रस्थैकममृता भवेत् ॥ ७० ॥
संकुट्य लोहपात्रे तु सार्धद्रोणाम्बुना पचेत् ॥
जलमर्धशृतं ज्ञात्वा गृह्णीयाद्वस्त्रगालितम् ॥ ७१ ॥

ततः क्वाथे क्षिपेच्छुद्धं गुग्गुलुं प्रस्थसंमितम् ॥ पुनः पचेदयःपात्रे दर्व्या संघट्टयेन्मुहुः ॥ ७२ ॥
सांद्रीभूतं च तं ज्ञात्वा गुडपाकसमाकृतिम् ॥ चूर्णीकृत्य ततस्तत्र द्रव्याणीमानि निक्षिपेत् ॥७३॥
त्रिफलाऽर्धपला ज्ञेया गुडूची पलिका मता ॥ षडक्षं त्र्यूषणं प्रोक्तं विडंगानां पलार्धकम् ॥ ७४ ॥
दंती कर्षमिता कार्या त्रिवृत्कर्षमिता स्मृता ॥ ततः पिण्डीकृतं सर्वं घृतपात्रे विनिक्षिपेत् ॥ ७५॥
गुटिकाः शाणिकाः कार्या युंज्याद्दोषाद्यपेक्षया ॥ अनुपाने भिषग्दद्यात्कोष्णं नीरं पयोऽथवा ॥ ७६ ॥
मंजिष्ठादिशृतं वापि युक्तियुक्तमतःपरम् ॥ जयेत्सर्वाणि कुष्ठानि वातरक्तं त्रिदोषजम् ॥ ७७ ॥
सर्वव्रणांश्च गुल्मांश्च प्रमेहपिटिकास्तथा ॥ प्रमेहोदरमन्दाग्निकासश्वयथुपाण्डुजान् ॥ ७८ ॥

---

* કાકોલ્યાદિ ક્વાથ　　काकोल्याख्याऽमृताक्वाथं पिबेत्कोष्णं यथाबलम् ॥
पथ्यभोजी त्रिसप्ताहान् मुच्यते वातशोणितात् ॥

અર્થઃ—કાકોલી—આખસન્ધ અને ગળો, એનો ક્વાથ, રોગીનું બળ, વિગેરે જોઇને કૈંક ઉંનો પાવો. એ રોગી જો પથ્ય વસ્તુનો ખાનારો હશે, તો ૨૧ દિવસમાં વાતરક્ત મટશે (નિ૦ પૃષ્ઠ ૮૭૨).

हन्ति सर्वामयान्नित्यमुपयुक्तो रसायनः ॥ कैशोरकाभिधानोऽयं गुग्गुलुः कान्तिकारकः ॥ ७९ ॥
वासादिना नेत्रगदान् गुल्मादीन् वरुणादिना ॥ क्काथेन खदिरस्यापि व्रणकुष्ठानि नाशयेत् ॥ ८० ॥
अम्लं तीक्ष्णमजीर्णं च व्यवायं श्रममातपम् ॥ मद्यं रोषं त्यजेत्सम्यग्गुणार्थी पुरसेवकः ॥ ८१ ॥

હરડાં, બેહેડાં, આમ્બળાં અને ગળો, એ ચારે ઔષધો એક એક પ્રસ્થ લઈ, એ સર્વે ઔષધોને સારી પેઠે અધકચરાં કરી, લોઢાની કઢાઇમાં દોઢ દ્રોણ પાણી નાંખી, તેમાં ઉપરનાં અધકચરાં ઔષધો નાંખીને તે ઔષધોનો કાઢો કરવો અને કાઢાનું અર્ધું પાણી બળી જાય ત્યારે તે કાઢાને વસ્ત્રથી ગાળી લેવો. એ ગાળી લીધેલું પાણી, પાછું કઢાઇમાં નાંખી, તેની અન્દર શોધેલો ગુગળ એક પ્રસ્થ નાંખીને પાછો તેનો કાઢો કરવો, તે વખતે ગુગળ બળી ન જાય તેટલા માટે,લોઢાનો તવીથો વારંવાર ચારે બાજુ લોઢાની કઢાઇની અન્દર ફેરવ્યા કરવો, અને ગોળના પાકના સરખો ઘાટો કાઢો થાય ત્યાંસુધી તે કાઢાને ઉકાળવો. પછી હરડાં, બેહેડાં, અને આમ્બળાં, એ ત્રણે ઔષધો અર્ધો અર્ધો પલ; ગળો એક પલ; શુણ્ઠ, મરી, લીણ્ડીપીપર અને વાવડિંગ, એ ચારે ઔષધો અર્ધો અર્ધો પલ; નેપાળાનાં મૂળ અને નસોતર, એ બન્ને ઔષધો એક એક કર્ષ; એ પ્રમાણે એ સર્વે ઔષધો લઈ, તેમનું ચૂર્ણ કરીને ઉપરનાં ઘાટા કાઢામાં નાંખવું. એ રીતે ઔષધો, ઘાટા કાઢામાં નાંખ્યા પછી તવીથાથી કાઢાની સાથે ઔષધોને મિશ્ર કરી, તેમનો એક પિંડ (પિણ્ડો) બનાવીને ઘીના વાસણમાં મૂકવો. આની ગોળી એક શાણની કરવી. પછી રોગીના વાતાદિ દોષોના પ્રમાણમાં આ ગોળી આપવી. આ ગોળી, કૈંક ઉનું પાણી, દૂધ, વા મંજિષ્ઠાદિ ક્વાથ, એ ત્રણ અનુપાનોમાં અથવા વૈદ્યને યોગ્ય લાગે તે ઔષધના અનુપાનમાં નિત્ય આપવાથી, સર્વ પ્રકારનાં કુષ્ઠો, ત્રિદોષજન્ય વાતરક્ત, સર્વ પ્રકારનાં વ્રણો, ગુલ્મરોગ, પ્રમેહપિટિકા, મેહ, ઉદર, મંદાગ્નિ, કાસ, શ્વયથુ અને પાંડુ, એ સર્વે રોગો મટી જાય છે. આ કૈશોરગુગ્ગુલ રસાયન હોવાથી કાંતિ વધારનારો છે. આ ગુગળ, નેત્રરોગપર, વાસાદિક કાઢા સાથે ખાવો, ગુલ્માદિ રોગપર, વરુણાદિ કાઢા સાથે ખાવો; તથા વ્રણ અને કુષ્ઠરોગપર, ખેરની છાલના કાઢા સાથે ખાવો. નિરોગી થવાની ઇચ્છા રાખનારા એવા આ ગુગળનું સેવન કરનારે ખાટા, તીક્ષ્ણ અને અજીર્ણ કરનારા પદાર્થોનો, વ્યવાયનો–સ્ત્રીસંગનો, શ્રમનો, તડકામાં ફરવાનો, મદ્ય પીવાનો અને રોષનો સાવ ત્યાગ કરવો.

**ત્રિફલાગુગ્ગુલ**

त्रिपलं त्रिफलाचूर्णं कृष्णाचूर्णं पलोन्मितम् ॥
गुग्गुलुः पंचपलिकः क्षोदयेत्सर्वमेकतः ॥ ८२ ॥
ततस्तु गुटिकां कृत्वा प्रयुंज्याद्वह्न्यपेक्षया ॥ भगंदरं गुल्मशोथावर्शांसि च विनाशयेत् ॥ ८३ ॥

હરડાં, બેહેડાં, આમ્બળાં અને લીણ્ડીપીપર, એ ચારે ઔષધો એક એક પલ લઇને પછી તેમનું ચૂર્ણ કરવું. પછી શુદ્ધ કરેલો ગુગળ પાંચ પલ લઇ, તેને વાટી, તેની અન્દર ઉપરનું ચૂર્ણ મિશ્ર કરીને તેમની ગોળી કરવી. પછી રોગીના જઠરાગ્નિના પ્રમાણમાં આ ગોળી ખાવાથી ભગન્દર, ગુલ્મ, શોથ અને અર્શ રોગ મટી જાય છે.

ગોક્ષુરાદિ ગુગ્ગુલ

अष्टाविंशतिसंख्यानि पलान्यानीय गोक्षुरात् ॥
विपचेत् षड्गुणे नीरे क्वाथो ग्राह्योऽर्धशेषितः ॥ ८४ ॥
ततः पुनः पचेत्तत्र पुरं सप्तपलं क्षिपेत् ॥ गुडपाकसमाकारं ज्ञात्वा तत्र विनिक्षिपेत् ॥ ८५ ॥
त्रिकटुत्रिफलामुस्तं चूर्णितं पलसप्तकम् ॥ ततः पिण्डीकृतं चास्य गुटिकामुपयोजयेत् ॥ ८६ ॥
हन्यात्प्रमेहं कृच्छ्रं च प्रदरं मूत्रघातकम् ॥ वातास्रं वातरोगांश्च शुक्रदोषं तथाऽश्मरीम् ॥ ८७ ॥

ગોખરુ અઠ્ઠાવીશ પલ આણી, તેને અધકચરાં કરી, તેનાથી છગણું પાણી, તેની અન્દર રેડીને તેનો કાઢો કરવો. કાઢાનું અર્ધું પાણી બળી જાય ત્યારે તે કાઢાને ગાળી લઇ, તેની અન્દર શુદ્ધ કરેલો ગુગળ, સાત પલ નાંખીને પાછો કાઢો કરવો. તે વખતે ગુગળ બળી ન જાય તેટલા માટે, તવીથો વારંવાર કઢાઇની અન્દર ચારે બાજુ ફેરવ્યા કરવો અને ગોળના પાકના સરખો ધાટો કાઢો થાય ત્યાંસુધી તે કાઢાને ઉકાળવો. પછી શુણ્ઠ, મરી, લીણ્ડીપીપર, હરડાં, બેહેડાં, આમ્બળાં અને નાગરમોથ, એ સાતે ઔષધો એક એક પળ લઈ તેમનું ચૂર્ણ કરી, તે ચૂર્ણને તે કવાથની સાથે મિશ્ર કરી, તેનો એક પિંડ (પિંડો) બનાવીને પછી તેની ગોળી કરવી. એ ગોળી, પ્રમેહ, મૂત્રકૃચ્છ્ર, પ્રદર, મૂત્રઘાતક, વાતરક્ત, વાતરોગ, શુક્રદોષ અને અશ્મરી રોગ મટાડે છે.

ત્રિફલામોદક

त्रिफलाऽष्टपला कार्या भल्लातं च चतुष्पलम् ॥
बाकुची पंचपलिका विडङ्गानां चतुष्पलम् ॥ ८८ ॥
हतलोहं त्रिवृच्चैव गुग्गुलुश्च शिलाजतु ॥ एकैकं पलमात्रं स्यात्पलार्धं पौष्करं भवेत् ॥ ८९ ॥
चित्रकस्य पलार्धं स्यात् द्विशाणं मरिचं भवेत् ॥ नागरं पिप्पली मुस्तं त्वगेलापत्रकुंकुमम् ॥ ९० ॥
शाणोन्मितं स्यादेकैकं चूर्णयेत्सर्वमेकतः ॥ ततस्तत्प्रक्षिपेच्चूर्णं पक्वखण्डे च तत्समे ॥ ९१ ॥
मोदकान् पलिकान् कृत्वा प्रयुंजीत यथोचितान् ॥ हन्युः सर्वाणि कुष्ठानि त्रिदोषप्रभवामयान् ॥ ९२ ॥
भगंदरप्लीहगुल्मान् जिह्वाताल्गुलामयान् ॥ शिरोऽक्षिभ्रूगतान् रोगान् मन्यापृष्ठगतानपि॥ ९३ ॥
प्राग्भोजनस्य देयं स्यादधःकायस्थिते गदे ॥ भेषजं भक्तमध्ये च रोगे जठरसंस्थिते ॥ ९४ ॥
भोजनस्योपरि ग्राह्यमूर्ध्वजत्रुगदेषु च ॥

હરડાં, બેહેડાં અને આમ્બળાં, એ ત્રણે ઔષધો આઠ પલ; ભિલામું ચાર પલ: બાબચી પાંચ પળ; વાવડિંગ ચાર પળ; લોહભસ્મ, નસોતર, શોધેલો ગુગળ અને શિલાજિત્, એ ચારે ઔષધો એક એક પળ: પુષ્કરમૂળ—શાહતર (યુનાની), અર્ધો પલ; ચિત્રો અર્ધો લપ. મરી બે શાણ; શુણ્ઠ, લીણ્ડીપીપર, નાગરમોથ, તજ, એલચી તમાલપત્ર અને નાગકેશર, એ સાતે ઔષધો એક એક શાણ લઇ, એ બધાં ઔષધોને ભેગાં કરી, તેમનું ચૂર્ણ કરી, એ ચૂર્ણના જેટલી શાકર લઇને તેની ચાસણી કરવી. ચાસણી થવામાં જરાક વાર હોય ત્યારે; ઉપલું ચૂર્ણ તેની અન્દર નાંખીને તવીથાથી હલાવવું. પાક સરખું થાય ત્યારે હેઠે ઉતારી લઇને, તેનો એક એક પળનો મોદક વાળવો. આ મોદક, રોગના પ્રમાણમાં ખાવાથી, સર્વ પ્રકારનાં કુષ્ઠો, ત્રિદોષથકી ઉત્પન્ન થયેલ રોગ, ભગન્દર, પ્લીહા, ગુલ્મ, જિહ્વારોગ, તાલુરોગ, ગલરોગ,

શિરોરોગ, અક્ષિરોગ, ભ્રૂરોગ, મન્યારોગ અને પૃષ્ઠગત રોગ મટી જાય છે. અધઃકાયસ્થિત રોગમાં જમવાની પહેલાં આ મોદક ખાવો, જઠરની અન્દરના રોગમાં જમવા ટાણે ભાતના કોળિયા સાથે આ મોદક ખાવો અને ઉર્ધ્વજત્રુ રોગમાં જમી રહ્યા પછી આ મોદક ખાવો.

कांचनारत्वचो ग्राह्यं पलानां दशकं बुधैः ॥ ९५ ॥

**કાંચનારગુગ્ગલ** त्रिफला षट्पला कार्या त्रिकटु स्यात्पलत्रयम् ॥

पलैकं वरुणं कुर्यादेला त्वक् पत्रकं तथा ॥ ९६ ॥

एकैकं कर्षमात्रं स्यात्सर्वाण्येकत्र चूर्णयेत् ॥ यावच्चूर्णमिदं सर्वं तावन्मात्रस्तु गुग्गुलुः ॥ ९७ ॥
संकुट्य सर्वमेकत्र पिण्डं कृत्वा च धारयेत् ॥ गुटिकाः शाणिकाः कार्या प्रातर्ग्राह्या यथोचिताः ॥९८॥
गण्डमालां जयत्युग्रामपचीमर्बुदानि च ॥ ग्रन्थीन् व्रणांश्च गुल्मांश्च कुष्ठानि च भगंदरम् ॥ ९९ ॥
प्रदेयश्चानुपानार्थं क्वाथो मुंडिनिकाभवः ॥ क्वाथः खदिरसारस्य पथ्याक्वाथोष्णकं जलम् ॥१००॥

કાંચનાર—ચમ્પાકાઠી વૃક્ષની છાલ, દશ પલ; હરડાં, બેહેડાં અને આમળાં, એ ત્રણે ઔષધો ત્રણ પલ; વરણો એક પલ; એલચી તજ અને તમાલપત્ર, એ ત્રણે ઔષધો એક એક કર્ષ; એ પ્રમાણે સર્વે ઔષધો એકઠાં કરીને તેમનું ચૂર્ણ કરવું. પછી આ ચૂર્ણના જેટલો શોધેલો ભેંસોગુગળ લઈ, ઉપલા ચૂર્ણની સાથે ભેળી, તે સર્વને પાટ પર સારી રીતે લઢીને, તેનો એક પિંડ (પિંડો) કરવો, એ પિંડની એક એક શાણની ગોળી કરવી. એ ગોળી અનુકૂલ અનુપાનની સાથે સવારમાં ખાવાથી, ભયંકર ગણ્ડમાલા, અપચી, અર્બુદ, ગ્રન્થિ, વ્રણ, ગુલ્મ, કુષ્ઠ અને ભગન્દર રોગ મટી જાય છે. આ ગોળી, ગોરખમુણ્ડીનો ક્વાથ, ખેરસારનો ક્વાથ, હરડેનો ક્વાથ વા ઊંનું પાણી, એ ચાર અનુપાનોમાંનાં યોગ્ય અનુપાનની સાથે આપવી.

**માષાદિ મોદક** निस्तुषं माषचूर्णं स्यात्तथा गोधूमसम्भवम् ॥

निस्तुषं यवचूर्णं च शालितंडुलजं तथा ॥ १०१ ॥

सूक्ष्मं च पिप्पलीचूर्णं पलिकान्युपकल्पयेत् ॥ एतदेकीकृतं सर्वं भर्जयेद्गोघृतेन च ॥ १०२ ॥
अर्धमात्रेण सर्वेभ्यस्ततः खण्डं समं क्षिपेत् ॥ जलं च द्विगुणं दत्त्वा पाचयेत्तं शनैः शनैः ॥ १०३
ततः पक्वं समुद्धृत्य वृत्तान् कुर्वीत मोदकान् ॥ भुक्त्वा सायं पलैकं च पिबेत् क्षीरं चतुर्गुणम् ॥१०४॥
वर्जनीयौ विशेषेण क्षाराम्लौ द्वौ रसावपि ॥ कृत्वैवं रमयेन्नारीर्बह्वीर्न क्षीयते नरः ॥ १०५ ॥

અડદની છડિયાળ(છડીદાળ)નો લોટ, ઘઉંનો મેંદો (પડસૂળીનો લોટ), જવનો લોટ, ચોખાનો લોટ અને લીણ્ડીપીપરનું ચૂર્ણ, એ પાંચે વાનાં એક એક પળ લઇને મિશ્ર કરવાં. પછી અઢી પળ ગાયનું ઘી લઈ, તેની અંદર ઉપરનાં પાંચે વાનાંનો ભૂકો નાંખીને સેકવો. સેકાઈ રહે કે તરત તેની અંદર સાડા સાત પળ સાકર અને પન્નર પળ પાણી નાંખીને ધીમેતાપે ઉકાળવું. જ્યારે પાક થઈ જાય ત્યારે હેઠું ઉતારીને તેના ગોળ મોદક વાળવા. એ લાડુ સાંજના નિદ્રા ટાણે એક પળ ભાર ખાઇને, તેનાપર ચાર પળ દૂધ પીવું. એ લાડુ ખાનારે ઘણું કરીને ખાટું, ખારું, ખાવું નહિ. એ પ્રમાણે આ લાડુ ખાનારો, ઘણી સ્ત્રીઓ સાથે રમવા છતાં, ક્ષીણ થતો નથી.

એ રીતે દામોદરના પુત્ર શાર્ઙ્ગધરે રચેલી શાર્ઙ્ગધર સંહિતાને વિષે મધ્યમ ખણ્ડના ચિકિત્સાસ્થાનમાંનાં વટક ઔષધો નામે સાતમા અધ્યાયની ગુર્જર ટીકા સમ્પૂર્ણ.

# અધ્યાય ૮ મો, અવલેહ ઔષધો

**અવલેહ કરવાની વિધિ**

क्वाथादीनां पुनः पाकाद्घनत्वं

આ મધ્યમ ખણ્ડના આગલા અધ્યાયોમાં આવેલાં ક્વાથાદિ ઔષધોને પાછાં ઉકાળીને પાકના સરખાં ઘાટાં બનાવવાં. એ ઔષધો ઘાટાં થાય ત્યારે તેને રસક્રિયા કહે છે.

**અવલેહનાં નામો**

सा रसक्रिया ॥ सोऽवलेहश्च लेहः स्यात्

એ રસક્રિયાનાં નામો અવલેહ વા લેહ જાણવાં.

**અવલેહ ખાવાની માત્રા**

तन्मात्रा स्यात्पलोन्मिता ॥ १ ॥

અવલેહ ખાવાની માત્રા, એક પળની જ જાણવી.

**અવલેહમાં સાકર કેટલી નાંખવી ?**

सिता चतुर्गुणा कार्या चूर्णाच्च द्विगुणो गुडः ॥

અવલેહની અન્દર સાકર નાંખવી હોય તો, અવલેહની અન્દર પડનારાં ઔષધોના ચૂર્ણથી ચોગણી નાંખવી.

**અવલેહમાં ગોળ કેટલો નાંખવો ?**

અવલેહની અન્દર ગોળ નાંખવો હોય તો, અવલેહની અન્દર પડનારાં ઔષધના ચૂર્ણથી બમણો નાંખવો.

**અવલેહમાં પ્રવાહી પદાર્થ કેટલો નાંખવો ?**

द्रवं चतुर्गुणं दद्यादिति सर्वत्र निश्चयः ॥ २ ॥

અવલેહની અન્દર પ્રવાહી પદાર્થો નાંખવા હોય તો, અવલેહની અન્દર પડનારાં ઔષધના ચૂર્ણથી ચોગણા નાંખવા. એ રીતે સર્વ અવલેહોમાં નિશ્ચય કરેલો છે.

**પરિપક્વ થયેલા અવલેહની પરિક્ષા**

सुपक्के तंतुमत्त्वं स्यादवलेहेऽप्सु मज्जनं ॥

खरत्वं पीडिते मुद्रागंधवर्णरसोद्भवः ॥ ३ ॥

સારી રીતે અવલેહનો પાક થઈ ગયા પછી તે પાકને તવીથાથી ઉંચો કરતાં, લાળના સરખો તાર આવે છે; પાણીમાં નાખવાથી બૂડી જાય છે; ચપટીમાં લઇને દાબવાથી કડણુ અને ચીકણો લાગે છે. વળી જે ઔષધના રસમાંથી બનાવ્યો હોય, તે ઔષધના સરખી સુગન્ધ, તેના સરખો રંગ અને તેના સરખો રસ ઉત્પન્ન થાય છે.

**અવલેહનાં અનુપાનનું વર્ણન**

दुग्धमिक्षुरसो यूषो पंचमूलकषायजः ॥

वासाक्काथो यथायोग्यमनुपानं प्रशस्यते ॥ ४ ॥

દૂધ, શેરડીનો રસ, પંચમૂલના (સુગન્ધી સમેરવો, સમેરવો, ઉભી ભોંરિંગણી, બેઠીભોંરિંગણી અને ગોખરુ એ પાંચેના મૂળના) કષાયનો યૂષ અને અરડૂશીનો ક્વાથ એ અનુપાનોમાંથી જે અનુપાન અનુકૂળ આવે તેની યોજના કરવાથી તે ગુણાવહ થાય છે.

**કણ્ટકાર્યવલેહ**

कंटकारीतुलां नीरद्रोणे पक्त्वा कषायकम् ॥

पादशेषं गृहीत्वा च तस्मिन् चूर्णानि दापयेत् ॥ ५ ॥

पृथक्पलानि चैतानि गुडूचीचव्यचित्रकाः ॥ मुस्तं कर्कटशृंगी च त्र्यूषणं धन्वयासकः ॥ ६ ॥

भार्ङ्गी रास्ना शटी चैव शर्करा पलविंशतिः ॥ प्रत्येकं च पलान्यष्टौ प्रदद्यात् घृततैलयोः ॥ ७ ॥
पक्त्वा लेहत्वमानीय शीते मधु पलाष्टकम् ॥ चतुष्पलं तुगाक्षीर्याः पिप्पलीनां चतुष्पलम् ॥ ८ ॥
क्षिप्त्वा निदध्यात्सुदृढे मृण्मये भाजने शुभे ॥ लेहोऽयं हंति हिक्कार्तिश्वासकासानशेषतः ॥ ९ ॥

એક તુલા અધકચરી બેઠીભોંરિંગણી લઈ, તેમાં એક દ્રોણ પાણી નાંખીને તેને ઉકાળવા મૂકવું. ઉકળતાં ઉકળતાં ચોથો ભાગ પાણી બાકી રહે ત્યારે હેઠે ઉતારીને ગાળી લેવું. એ ગાળી લીધેલા કાઢાની અન્દર નીચે લખેલાં ઔષધો નાંખવાં. ગળો, ચવક, ચિત્રો, નાગરમોથ, કાકડાશિંગી, શુણ્ઠ, મરી, લીણ્ડીપીપર, ધમાસો, ભાર્ઙ્ગી, રાસ્ના અને કચૂરો, એ બારે ઔષધો એક એક પલ; સાકર વીશ પલ, ઘી આઠ પલ અને તેલ આઠ પલ લેવું. પછી પ્રથમનાં બારે ઔષધોનું ચૂર્ણ કરીને ઉપરના ક્વાથમાં નાંખવું. ચૂર્ણ નાંખ્યા પછી સાકર અને બાકીના બે પ્રવાહી પદાર્થો, ઉપરના ક્વાથમાં નાંખીને પાછો ઉપરનો ક્વાથ ઉકાળવો અને પાકના સરખો ઘટ્ટ થાય ત્યારે હેઠે ઉતારવો. ટાઢો થયા પછી તેની અન્દર મધ આઠ પળ નાંખવું અને વંશલોચન તથા લીણ્ડીપીપર, એ બન્ને ઔષધો ચાર ચાર પળ લઈ, તેનું ચૂર્ણ કરીને નાંખવું. પછે તે અવલેહને તવીથાથી હલાવીને માટીના સ્વચ્છ મજબૂત માટલામાં ભરવો. આ અવલેહ ચાટવાથી, હિક્કા, શ્વાસ અને કાસ, એ સર્વથા ઘણું કરીને મટી જાય છે.

**ચ્યવનપ્રાશાવલેહ (જીવન)**

पाटलाऽरणिकाश्मर्यबिल्वारलुकगोक्षुराः ॥
पर्ण्यौ बृहत्यौ पिप्पल्यः शृंगीद्राक्षामृताभयाः ॥ १० ॥
बला भूम्यामली वासा ऋद्धी जीवन्तिका शटी ॥ जीवकर्षभकौ मुस्तं पौष्करं काकनासिका ॥ ११ ॥
मुद्गपर्णी माषपर्णी विदारी च पुनर्नवा ॥ काकोल्यौ कमलं मेदे सूक्ष्मैलाऽगरुचन्दनम् ॥ १२ ॥
एकैकं पलसंमानं स्थूलचूर्णितमौषधम् ॥ एकीकृत्य बृहत्पात्रे पंचामलशतानि च ॥ १३ ॥
पचेत् द्रोणजले क्षिप्त्वा ग्राह्यमष्टांशशेषितम् ॥ ततस्तु तान्यामलानि निष्कुलीकृत्य वाससा ॥ १४ ॥
दृढहस्तेन संमर्द्य क्षिप्त्वा तत्र ततो घृतम् ॥ पलसप्तमितं तानि किंचित् भृष्टाऽल्पवह्निना ॥ १५ ॥
ततस्तत्र क्षिपेत्क्वाथं खंडं चार्धतुलोन्मितम् ॥ लेहवत्साधयित्वा च चूर्णानीमानि दापयेत् ॥ १६ ॥
पिप्पली द्विपला ज्ञेया तुगाक्षीरी चतुष्पला ॥ प्रत्येकं च त्रिशाणाः स्युस्त्वगेलापत्रकेशराः ॥ १७ ॥
ततस्त्वेकीकृते तस्मिन् क्षिपेत् क्षौद्रं च षट्पलम् ॥ इत्येतत् च्यवनप्रोक्तं च्यवनप्राशसंज्ञिकम् ॥ १८ ॥
लेहं वह्निबलं दृष्ट्वा खादेत् क्षीणो रसायनम् ॥ बालवृद्धक्षतक्षीणा नारीक्षीणाश्च शोषिणः ॥ १९ ॥
हृद्रोगिणः स्वरक्षीणा ये नरास्तेषु युज्यते ॥ कासं श्वासं पिपासां च वातास्रमुरसो ग्रहम् ॥ २० ॥
वातपित्तं शुक्रदोषं मूत्रदोषं च नाशयेत् ॥ मेधां स्मृतिं स्त्रीषु हर्षं कांतिं वर्णं प्रसन्नताम् ॥ २१ ॥
अस्य प्रयोगादाप्नोति नरोऽजीर्णविवर्जितः ॥

પાટલા—પાડળ, અરણી, શવન, બીલી, અરલુક—અરડૂશો, ગોખરુ, સુગન્ધી સમેરવો, સમેરવો, ઉભીભોંરિંગણી અને બેઠીભોંરિંગણી, એઓનાં મૂળ, લીણ્ડીપીપર, કાકડાશિંગી, દ્રાક્ષ, ગળો, હરડે, બલાનાં-ખરેટીનાં મૂળ, ભોંયઆમ્બલી, અરડૂશી, ઋદ્ધિ—કુક્કુરકન્દ, વૃદ્ધિ-કુક્કુરકન્દ, મીઠી ખરઓડી, કચૂરો, જીવક—વિદારીકન્દ—ફગવેલાનો કન્દ, ઋષભક—વિદારીકન્દ

ફગવેલાનો કન્દ, નાગરમોથ, પુષ્કરમૂળ—શાહતર (યુનાની), સૂરિયાના વેલાનાં મૂળ, રાની મગ, રાની અડદ, વિદારીકન્દ—ફગવેલાનો કન્દ, સાટોડી, કાકોલી—આખસન્ધ, ક્ષીરકાકોલી—આખસન્ધ, કમળ, મેદા—શતાવરી; મહામેદા—શતાવરી; ઝીણી એલચી અને કાળું અગર, એ આડત્રીશે ઔષધો એક એક પલ લઇને તેમનો જાડા ચૂર્ણના સરખો ભૂકો કરવો. એ રીતે તૈયાર કરેલો ઉપરનો ભૂકો તથા પાંચસો મોટાં આમ્બળાં એક મોટા વાસણમાં નાંખવાં. પછે તેમાં એક દ્રોણ પાણી નાંખીને ઉકાળવા મૂકવું; અને ઉકળતાં ઉકળતાં આઠમો ભાગ પાણી બાકી રહે ત્યારે હેઠે ઉતારીને ગાળી લેવું. ત્યારબાદ કાઢામાંનાં ઔષધોના ભૂકા સાથેનાં પાચસો આમ્બળામાંથી ઠળિઆ કાઢી નાંખવા. પછી એક કપડાંને એક વાંસણના મોંપર બાંધીને પછી ઠળિયા વગરની આમ્બળાંની છાલના ગર્ભને કપડાની સાથે, હાથથી ખૂબ જોર દઇને મસળવો. મસળતાં મસળતાં તે છાલવાળો ગર્ભ કપડામાંથી ગળાઈ જાય કે તરત કપડું છોડી લઇને, છાલવાળા ગર્ભનો વાસણની અન્દર પડેલો જે શિરા જેવો લોંદો, તેને કઢાઇમાં નાંખવો; પછી તે જ કઢાઇમાં સાત પળ ઘી નાંખીને, તે આમ્બળાંના ગર્ભના લોંદાને ધીમે ધીમે તાપે સેકી કાઢવો. ત્યારબાદ ઉપલા ગાળી લીધેલા કાઢામાં આમ્બળાંની છાલના ગર્ભનો સેકી મૂકેલો લોંદો તથા અર્ધ તુલા ખાંડ નાંખીને, તેજ ઉકાળાને પાછો ઉકાળવો અને પાકના સરખો ઘાટો થાય ત્યારે હેઠે ઉતારવો. પછે લીંડીપીપર બે પલ; વંશલોચન ચાર પલ તથા તજ, એલચી, તમાલપત્ર અને નાગકેશર, એ ચારે ઔષધો ત્રણ ત્રણ શાણ લઈ, તે સર્વનું ચૂર્ણ કરી, ઉપરના પાકમાં નાંખીને, તે સર્વને તવીથાથી હલાવીને પાકની સાથે ભેળી દેવું. ત્યારપછી છ પલ મધ તે પાકની અન્દર નાંખવું. એ રીતે આ અવલેહ ચ્યવન ઋષિએ કહ્યો છે, તેથી તે ચ્યવનપ્રાશ કહેવાય છે. આ અવલેહ રસાયન છે, માટે ક્ષીણ મનુષ્યે અગ્નિના બળના પ્રમાણચાં પચે તેટલો ખાવો. વળી બાળ, વૃદ્ધ, ક્ષતક્ષીણ, નારીક્ષીણ, શોષી, હૃદ્રોગી અને સ્વરક્ષીણ, એવા નરોને આ અવલેહ ખવરાવવો. આ અવલેહ ખાવાથી કાસ, શ્વાસ, પીપાસા, વાતરક્ત, ઉરોગ્રાહ, વાતપિત્ત, શુક્રદોષ અને મૂત્રદોષ મટી જાય છે. વળી આ અવલેહ ખાવાથી બુદ્ધિ વૃદ્ધિ પામે, સ્મરણશક્તિમાં વધારો થાય, સ્ત્રીમાં હર્ષ થાય, કાંતિ વધે, વર્ણ સારો થાય અને મન પ્રસન્ન રહે છે; પણ તે મનુષ્યે પોતાને અજીર્ણ થવા દેવું નહિ.

કુષ્માણ્ડકાવલેહ

निष्कुलीकृत्य कूष्मांडखंडान् पलशतं पचेत् ॥ २२ ॥
निक्षिप्य द्वितुलं नीरमर्धशिष्टं च गृह्यते ॥
तानि कूष्मांडखंडानि पीडयेत् दृढवाससा ॥ २३ ॥ आतपे शोषयेत्किंचिच्छूलाग्रैर्बहुशो व्यधेत् ॥
क्षिप्त्वा ताम्रकटाहे च दद्यादष्टपलं घृतम् ॥ २४ ॥ तेन किंचिद्भर्जयित्वा पूर्वोक्तं च श्रृतं क्षिपेत् ॥
खंडं पलशतं दत्त्वा सर्वमेकत्र पाचयेत् ॥ २५ ॥ सुपक्के पिप्पलीशुंठीजीराणां द्विपलं पृथक् ॥
पृथक्पलार्धं धान्याकं पत्रैला मरिचं त्वचम् ॥ २६ ॥ चूर्णीकृत्य क्षिपेत्तत्र घृतार्धं क्षौद्रमावहेत् ॥
खादेदग्निबलं दृष्ट्वा रक्तपित्ती ज्वरी क्षयी ॥ २७ ॥ शोषतृष्णाभ्रमच्छर्दिश्वासकासक्षतातुरः ॥
कूष्मांडकावलेहोऽयं बालवृद्धेषु युज्यते ॥ २८ ॥ उरःसंधानकृत् वृष्यो बृंहणो बलकृन्मतः ॥

મજાનું ભૂરું કોહોળું આણી, તેની છાલ ઉતારી, પછી તેને નિષ્કુલીકૃત્ય એટલે ઠળિયા વગરનું કરીને તેના ઝીણા ઝીણા કટકા કરવા. એ રીતે તૈયાર કરેલા ભૂરા કોહોળાના કટકા સો પલ લઈ, તેની અન્દર બે તુલા પાણી નાંખીને ઉકાળવા મૂકવા. ઉકળતાં ઉકળતાં અર્ધું પાણી બાકી રહે ત્યારે હેઠે ઉતારીને ગાળી લેવા. તે બફાયલા કોહોળાના કટકાઓને જાડા કપડામાં નાંખી, દબાવીને તેમાંથી પાણી કાઢી નાંખવું. પછી કોહોળાના કટકાઓને જરાતરા તડકામાં સૂકાવા મૂકવા અને જરાતરા સૂકાય કે, તે દરેક કટકાને સોયાથી સારી પેઠે વિંધવા. ત્યારબાદ તે કટકાઓને, ત્રામ્બાની કઢાઈમાં નાંખી, તેની અન્દર આઠ પળ ઘી નાંખીને જરાતરા સેકવા, ત્યારબાદ ઉપલા ગાળી લીધેલા કાઢામાં ઘીની અન્દર સેકાયલા કોહોળાના કટકાઓ તથા સો પલ ખાંડ નાંખીને, તે જ ઉકાળાને પાછો ઉકાળવો અને પાકના સરખો ઘાટો થાય ત્યારે હેઠે ઉતારવો. પછી લીણ્ડીપીપર, શુણ્ઠ અને જીરું, એ ત્રણે ઔષધો બે બે પલ તથા ધાણા, તમાલપત્ર, એલચી, મરી અને તજ, એ પાંચે ઔષધો અર્ધો અર્ધો પલ લઈ, તે સર્વેનું ચૂર્ણ કરી, ઉપરના પાકમાં નાંખી, તે સર્વેને તવીથાથી હલાવીને પાકની સાથે ભેળી દેવું. ત્યાર પછી ચાર પલ મધ તે પાકની અન્દર નાંખવું. એ રીતે બનાવેલા અવલેહને કુષ્માણ્ડકાવલેહ કહે છે. એ અવલેહ જઠરાગ્નિના બળના પ્રમાણમાં ખાવાથી, રક્તપિત્ત, જ્વર, ક્ષય, શોષ, તૃષ્ણા, ભ્રમ, છર્દિ, શ્વાસ, કાસ અને ક્ષત રોગીના રોગ મટી જાય છે. આ અવલેહ, બાળ અને વૃદ્ધ, બન્નેને ઉપયોગી, ઉરઃસન્ધાન કરનાર, વૃષ્ય અને બળ દેનાર છે.

**સૂરણાવલેહ**

युक्त्या कुष्मांडखंडस्य सूरणं विपचेत्सुधीः ॥ २९ ॥
अर्शसां मूढवातानां मंदाग्नीनां च शम्यते ॥

સારી બુદ્ધિવાળા માણસે કુષ્માણ્ડકાવલેહની ક્રિયા પ્રમાણે સૂરણનો પણ અવલેહ તૈયાર કરીને ખાવાથી, અર્શ, મૂઢવાત અને મન્દાગ્નિ મટી જાય છે.

**અગસ્ત્યહરિતક્યાવલેહ**

हरीतकीशतं भद्रं यवानामाढकं तथा ॥ ३० ॥
पलानि दशमूलस्य विंशतिश्च नियोजयेत् ॥
चित्रकः पिप्पलीमूलमपामार्गः शटी तथा ॥ ३१ ॥
कपिकच्छुः शंखपुष्पी भार्ङ्गी च गजपिप्पली ॥ बला पुष्करमूलं च पृथग्द्विपलमात्रया ॥ ३२ ॥
पचेत्पंचाढके नीरे यवैः स्विन्नैः शृतं नयेत् ॥ तच्चाभया शतं दद्यात्काथे तस्मिन्विचक्षणः ॥ ३३ ॥
सर्पिस्तैलाष्टपलकं क्षिपेत् गुडतुलां तथा ॥ पक्त्वा लेहत्वमानीय सिद्धे शीते पृथक्पृथक् ॥ ३४ ॥
क्षौद्रं च पिप्पलीचूर्णं दद्यात्कुडवमात्रया ॥ हरीतकीद्वयं खादेत्तेन लेहेन नित्यशः ॥ ३५ ॥
क्षयं कासं ज्वरं श्वासं हिक्कार्शोऽरुचिपीनसान् ॥ नाशयेदेष ग्रहणीं वलीपलितनाशनः ॥ ३६ ॥
बलवर्णकरः पुंसामवलेहो रसायनम् ॥ विहितोऽगस्त्यमुनिना सर्वरोगप्रणाशनः ॥ ३७ ॥

શ્રેષ્ઠ સો હરડે, એક આઢક જવ, સુગન્ધી સમેરવો, સમેરવો, ઉભીભોંરિંગણી, બેઠી ભોંરિંગણી, ગોખરુ, બીલી, અરણી, શ્યોનાક–અરડૂશો, શવન અને પાટલા–પાડળ, એ દશે ઔષધો બે બે પલ; ચિત્રો, પીપરીમૂળના ગણ્ઠોડા, અઘેડો, કચૂરો, કઉચાં, શંખપુષ્પી–શ્રોળ

ફૂલની શંખાવળીની ભાજી, ભાર્ઙ્ગીની છાલ, ગજપીપર, બલાનાં–ખરેટીનાં મૂળ અને પુષ્કરમૂળ શાહતર (સુનાની), એ દશે ઔષધો બે બે પલ; એ રીતે ઉપર જે બાવીશ ઔષધો કહ્યાં, તેમાંથી હરડે તથા યવ, એ બે ઔષધો કાઢીને જૂદાં રાખવાં. પછી વીશે ઔષધોને અધકચરાં કરી, તેમની અન્દર પાંચ આઢક પાણી નાંખીને તેમનો કવાથ કરવો. કવાથ તૈયાર થાય કે તરત તે ક્વાથને ગાળી લેવો. પછી ઉપર જૂદા રાખેલા એક આઢક જવ લઈ, તેને ઉકાળવા અને બફાઈ જાય એટલે તેને ગાળી લેવા. પછી આ ગાળેલું પાણી, ઉપરના ગાળી લીધેલા કવાથનાં પાણીની સાથે ભેળી દેવું. હવે ઉપરનાં ગાળી લીધેલાં બન્ને કવાથનાં મિશ્ર પાણીની અન્દર, જૂદી રાખેલી આખી સો હરડે, ઘી તથા તેલ, એ બન્ને આઠ આઠ પળ અને ગોળ એક તુલા, એ સર્વ નાંખીને, તે કાઢાને પાછો ઉકાળવો અને પાકના સરખો ઘાટો થાય ત્યારે હેઠે ઉતારવો અને ટાઢો થાય ત્યારે તેની અન્દર મધ અને લીણ્ડીપીપરનું ચૂર્ણ, એ બન્ને એક એક કુડવ નાંખી, તેમને તવીથાથી હલાવીને પાકની સાથે ભેળી દેવું. પછી આ અવલેહમાંની બે હરડે, આ અવલેહ સાથે હમ્મેશાં ખાવાથી, ક્ષય, કાસ, જ્વર, શ્વાસ, હિક્કા, અર્શ, અરુચિ પીનસ અને સંગ્રહણી મટી જાય છે. શરીરપર પડેલી કરચલી મટી જાય છે, ધોળા વાળ કાળા થાય છે, બળ વધે છે અને શરીરનો વર્ણ સારો થાય છે. આ અવલેહ રસાયન છે. અગસ્ત્ય મુનીએ કહ્યો છે, તેથી તેને અગસ્ત્યહરીતકયાવલેહ કહે છે અને સર્વ રોગ મટાડે છે.

કુટજાવલેહ

कुटजत्वक्तुलां द्रोणे जलस्य विपचेत्सुधीः ॥
कषायं पादशेषं च गृह्णीयाद्वस्त्रगालितम् ॥ ३८ ॥

त्रिंशत्पलं गुडस्यात्र दत्वा च विपचेत्पुनः ॥ सान्द्रत्वमागतं ज्ञात्वा चूर्णानीमानिदापयेत् ॥ ३९ ॥
रसांजनं मोचरसं त्रिकटु त्रिफलां तथा ॥ लज्जालुं चित्रकं पाठां बिल्वमिन्द्रयवान् वचाम् ॥ ४० ॥
भल्लातकं प्रतिविषां विडंगानि च वालकम् ॥ प्रत्येकं पलसंमानं घृतस्य कुडवं तथा ॥ ४१ ॥
सिद्धशीते ततो दद्यान्मधुनः कुडवं तथा ॥ जयेदेषोऽवलेहस्तु सर्वाण्यर्शांसि वेगतः ॥ ४२ ॥
दुर्नामप्रभवान् रोगानतीसारमरोचकम् ॥ ग्रहणीं पांडुरोगं च रक्तपित्तं च कामलाम् ॥ ४३ ॥
अम्लपित्तं तथा शोषं कार्श्यं चैव प्रवाहिकाम् ॥ अनुपाने प्रयोक्तव्यमाजं तक्रं पयोदधि ॥ ४४ ॥
घृतं जलं वा जीर्णे च पथ्यभोजी भवेन्नरः ॥

એક તુલા અધકચરી કડાછાલ લઇ, તેમાં એક દ્રોણ પાણી નાંખીને ઉકાળવા મૂકવું અને ઉકળતાં ઉકળતાં ચોથો ભાગ પાણી બાકી રહે ત્યારે હેઠે ઉતારીને ગાળી લેવું. એ ગાળી લીધેલા કાઢાની અન્દર ત્રીસ પલ ગોળ નાંખીને, પાછો એ ગાળી લીધેલો કાઢો ઉકાળવો અને ઘાટો થવા આવે ત્યારે, રસવન્તી, મોચરસ, શુણ્ઠ, મરી, લીણ્ડીપીપર, હરડાં, બેહેડાં, આમ્બળાં, રીસામણી, ચિત્રો, કાળીપાટ, બીલી, ઇન્દ્રજવ, ઘોડાવજ, ભીલામું, અતિવિષની કળી, વાવડિંગ અને વાળો, એ અઢારે ઔષધો એક એક પલ લઇ, તેમનું ચૂર્ણ કરીને તેની અન્દર નાંખવું. ત્યાર પછી એક કુડવ ઘી, ઉપરના પાકમાં નાંખી તેને તવીથાથી હલાવીને હેઠે ઉતારવો. એ અવલેહ ટાઢો થયા પછી તેની અન્દર એક કુડવ મધ નાંખવું. આ અવ-

લેહ ત્વરાથી સર્વ પ્રકારના અર્શો, અર્શ સમ્બન્ધની રેગો, અતિસાર, અરોચક, ગ્રહણી, પાણ્ડુ, રક્તપિત્ત, કામલા, અમ્લપિત્ત, શોફ, કાર્શ્ય અને પ્રવાહિકા મટાડે છે. હવે આ અવલેહ બકરીનાં દૂધની છાશ, દૂધ, દહીં, ઘી વા જલ, એ અનુપાનોમાંનાં ગોગ્ય અનુપાન સાથે ખાવો. વળી આ અવલેહ પચી ગયા પછી પણ પથ્ય પદાર્થ ખાવો, અપથ્ય પદાર્થ ખાવો નહિ.

આદ્ર કુટજાવલેહ

कुटजत्वक्तुलामार्द्रां द्रोणनीरे विपाचयेत् ॥ ४५ ॥
पादशेषं श्तं नीत्वा चूर्णान्येतानि दापयेत् ॥
लज्जालुर्धातकी बिल्वं पाठा मोचरसस्तथा ॥ ४६ ॥ मुस्तं प्रतिविषा चैव प्रत्येकं स्यात्पलं पलम् ॥
ततस्तु विपचेत् भूयो यावद्दर्वीप्रलेपनम् ॥ ४७ ॥ जलेन छागदुग्धेन पीतो मंडेन वा जयेत् ॥
सर्वातिसारान् घोरांस्तु नानावर्णान् सवेदनान् ॥ ४८ ॥ असृग्दरं समस्तं च सर्वार्शांसि प्रवाहिकाम् ॥

લીલી કડાછાલ એક તુલા લઇ, તેને અધકચરી કરી, તેમાં એક દ્રોણ પાણી નાંખીને ઉકાળવા મૂકવું અને ઉકળતાં ઉકળતાં ચોથો ભાગ પાણી બાકી રહે ત્યારે હેઠે ઉતારીને ગાળી લેવું. એ ગાળી લીધેલા કાઢાની અન્દર નીચે લખેલાં ઔષધો નાંખવાં. રીસામણીનાં મૂળ, ધાવણીનાં ફૂલ, બીલી, કાળીપાટ, મોચરસ, નાગરમોથ અને અતિવિષની કળી, એ સાતે ઔષધો એક એક પલ લઇ, તેમનું ચૂર્ણ કરીને ઉપરના ક્વાથમાં નાંખવું, ત્યાર પછી ઉપરના ક્વાથને પાછો ઉકાળવો અને તે ક્વાથ તવીથાને ચોંટવા માંડે ત્યારે હેઠે ઉતારવો. આ અવલેહ, પાણી, બકરીનું દૂધ વા મણ્ડ, એ અનુપાનોમાંનાં યોગ્ય અનુપાન સાથે પીવાથી, જૂદી જૂદી જાતની વેદનાવાળા સર્વે ઘોર અતિસારો, સ્ત્રીઓનાં સર્વ પ્રકારનાં રક્તપ્રદરો, સર્વ પ્રકારના અર્શો અને પ્રવાહિકા, એ સર્વે રોગો મટી જાય છે.

એ રીતે દામોદરના પુત્ર શાર્ઙ્ગધરે રચેલી શાર્ઙ્ગધર સંહિતાને વિષે મધ્યમખણ્ડના ચિકિત્સાસ્થાનમાંનાં અવલેહ ઔષધો નામે આઠમા અધ્યાયની ગુર્જર ટીકા સમ્પૂર્ણ.

---

## અધ્યાય ૯ મો, ઘૃતાદી ઔષધો

कल्काच्चतुर्गुणीकृत्य घृतं वा तैलमेव च ॥ चतुर्गुणे द्रवे साध्यं

કલ્કયુક્ત સિદ્ધ ઘૃત સ્નેહની તથા કલ્કયુક્ત સિદ્ધ તૈલની વિધિ

કલ્ક એક ભાગ, ઘી ચાર ભાગ અને દ્રવ–પ્રવાહી પદાર્થ સોળ ભાગ લઇ, એ ત્રણે પદાર્થોને એકત્ર કરીને ઉકાળવા અને તેની અન્દરનો દ્રવ પદાર્થ બળી જઇને જયારે ઘી બાકી રહે કે તરત, તે ઘીને ગાળી લેવું. આનું નામ સિદ્ધ ઘૃતસ્નેહ જાણવું.

કલ્કયુક્ત સિદ્ધ તૈલ સ્નેહની વિધિ.

ઉપર પ્રમાણે ઘીને બદલે તેલ લઇને બનાવેલા તેલને સિદ્ધ તૈલ સ્નેહ કહે છે.

સ્નેહ પદાર્થ ખાવાની માત્રા

तस्य मात्रा पलोन्मिता ॥ १ ॥

આ સ્નેહ પદાર્થો–સિદ્ધ ઘૃતાદિ સ્નેહો ખાવાની માત્રા એક પલની છે.

**ક્વા**થયુક્ત સ્નેહ કેમ કરવો?

निक्षिप्य क्राथयेत्तोयं क्राथद्रव्याच्चतुर्गुणम् ॥
पादशिष्टं गृहीत्वा च स्नेहं तेनैव साधयेत् ॥ २ ॥

ઉકાળો કરવાના પદાર્થો એક ભાગ તથા પાણી ચાર ભાગ, એ બન્નેને એકત્ર કરીને ઉકાળવાં અને ચોથો ભાગ પાણી બાકી રહે ત્યારે તેની અન્દર ઘૃતાદિ સ્નેહ નાંખીને પાછાં ઉકાળવાં. તેની અન્દરનું પાણી બળી ગયલું જણાય કે, તરત તે ઘૃતાદિ સ્નેહને તૈયાર થયલો માની, હેઠે ઉતારીને ગાળી લેવો.

**મૃ**દુ દ્રવ્યવાળા કાઢામાં પાણી કેટલું નાંખવું?

चतुर्गुणं मृदुद्रव्ये

ક્વાથમાં કુણી ઔષધીઓ હોય તો ચોગણ્ પાણી નાંખવું.

**ક**ઠિન દ્રવ્યવાળા કાઢામાં પાણી કેટલું નાંખવું?

कठिनेऽष्टगुणं जलम् ॥

ક્વાથમાં કઠણ ઔષધીઓ હોય તો આઠગણું પાણી નાંખવું.

**મ**ધ્યમ દ્રવ્યવાળા કાઢામાં પાણી કેટલું નાંખવું?

तथा च मध्यमे द्रव्ये दद्यादष्टगुणं पयः ॥ ३ ॥

ક્વાથમાં મધ્યમ ઔષધીઓ હોય તો આઠગણું પાણી નાંખવું.

**અ**ત્યન્ત કઠણ દ્રવ્યના કાઢામાં પાણી કેટલું નાંખવું?

अत्यन्तकठिने द्रव्ये नीरं षोडशिकं मतम् ॥

ક્વાથમાં અત્યન્ત કઠણ ઔષધીઓ હોય તો સોલગણું પાણી નાંખવું.

**ક**ર્ષથી પલ સુધી વજનના ક્વાથમાં પાણી કેટલું નાંખવું?

कर्षादितः पलं यावत् क्षिपेत् षोडशिकं जलम् ॥ ४ ॥

સ્નેહ પદાર્થમાં કર્ષથી આરંભીને પલ નામનાં વજન સુધી ઔષધોનો કાઢો કરવો હોય તો, તે ક્વાથની અન્દર સોલગણું પાણી નાંખવું.

**પ્ર**સૃતિથી કુડવસુધી વજનના ક્વાથમાં પાણી કેટલું નાંખવું?

तदूर्ध्वं कुडवं यावत् भवेदष्टगुणं पयः ॥

સ્નેહ પદાર્થમાં પ્રસૃતિથી આરંભીને કુડવ નામનાં વજન સુધી ઔષધોનો કાઢો કરવો હોય તો, તે ક્વાથની અન્દર આઠગણું પાણી નાંખવું.

**પ્ર**સ્થથી ખારી સુધી વજનના ક્વાથમાં પાણી કેટલું નાંખવું?

प्रस्थादितः क्षिपेन्नीरं खारी यावच्चतुर्गुणम् ॥ ५ ॥

સ્નેહ પદાર્થમાં પ્રસ્થથી આરંભીને ખારી નામનાં વજન સુધી ઔષધોનો કાઢો કરવો હોય તો તે, ક્વાથની અન્દર ચારગણું પાણી નાંખવું

**પા**ણીમાં કરવાના સ્નેહમાં કલ્ક કેટલો નાંખવો?

अंबुक्राथरसैर्यत्र पृथक्स्नेहस्य साधनम् ॥
कल्कस्यांशं तत्र दद्याच्चतुर्थं षष्ठमष्टमम्॥ ६ ॥

પાણીની અન્દર સ્નેહપદાર્થ તૈયાર કરવો હોય તો, સ્નેહપદાર્થનો ચોથો ભાગ કલ્ક લેવો.

**ક્વા**થમાં કરવાના સ્નેહમાં કલ્ક કેટલો નાંખવો? ક્વાથની અન્દર સ્નેહ પદાર્થ તૈયાર કરવો હોય તો, તે સ્નેહ પદાર્થનો છટ્ઠો ભાગ કલ્ક લેવો.

**ર**સમાં કરવાના સ્નેહમાં કલ્ક કેટલો નાંખવો? રસની અન્દર સ્નેહ પદાર્થ તૈયાર કરવો હોય તો, સ્નેહ પદાર્થનો આઠમો ભાગ કલ્ક લેવો.

दुग्धे दध्नि रसे तक्रे कल्को देयोऽष्टमांशकः ॥

**દૂધાદિમાં કરવાના સ્નેહમાં કલ્ક કેટલો નાંખવો?**

દૂધમાં, દહીંમાં, વનસ્પતિના રસમાં અથવા છાશમાં સ્નેહ પદાર્થ તૈયાર કરવો હોય તો, સ્નેહ પદાર્થનો આઠમો ભાગ કલ્ક લેવો.

कल्कस्य सम्यक्पाकार्थं तोयमत्र चतुर्गुणम् ॥ ७ ॥

**કલ્કના પાકમાં પાણી કેટલું નાંખવું?**

કલ્કનો સારી રીતે પાક કરવા માટે કલ્કના કરતાં ચોગણું પાણી કલ્કમાં નાંખવું.

द्रवाणि यत्र स्नेहेषु पंचादीनि भवंति हि ॥ तत्र स्नेहसमान्याहुः

**સ્નેહમાં પાંચથી વધારે દ્રવો કેટલા નાંખવા?**

સ્નેહ પદાર્થની અન્દર, પાંચથી વધારે દ્રવ પદાર્થો નાંખવા હોય તો, તે ઠેકાણે જેટલો સ્નેહ પદાર્થ હોય તેના જેટલા જ દ્રવ પદાર્થો લેવા.

यथा पूर्वं चतुर्गुणम् ॥ ८ ॥ द्रवेण केवलेनैव स्नेहपाको भवेद्यदि ॥

**સ્નેહમાં એકથી ચાર સુધી દ્રવો કેટલા નાંખવા?**

સ્નેહ પદાર્થની અન્દર, કેવળ પાંચથી ઓછા અર્થાત્ એકથી ચાર સુધી દ્રવ પદાર્થ નાંખવાં હોય તો તે દ્રવ પદાર્થો સ્નેહ પદાર્થથી ચોગણા નાંખવા.

तत्रांबुपिष्टः कल्कः स्याज्जलं चात्र चतुर्गुणम् ॥ ९ ॥

**પાણીમા વાટેલા કલ્કયુક્ત કવાથવાળા સ્નેહમાં પાણી નાંખવાની માત્રા.**

જે ઠેકાણે સ્નેહ પદાર્થને, પાણીમાં વાટેલા કલ્કની સાથે, કેવળ કાઢામાં જ, તૈયાર કરવો હોય તો, તે ઠેકાણે તે સ્નેહ પદાર્થથી ચોગણું પાણી લેવું.

क्वाथेन केवलेनैव पाको यत्रेरितः क्वचित् ॥
क्वाथद्रव्यस्य कल्कोऽपि तत्र स्नेहे प्रयुज्यते ॥ १० ॥

**ક્વાથદ્રવ્યના કલ્કવાળા સ્નેહની વિધિ**

કોઇ ઠેકાણે કેવળ કાઢાની અન્દર સ્નેહ પદાર્થ, તૈયાર કરવાનું કહ્યું હોય તો તે ઠેકાણે, કાઢામાં દ્રવ્યોનો કલ્ક કરી, પછી તે કલ્કને, તે સ્નેહ પદાર્થમાં નાંખીને, પછી તે સ્નેહ પદાર્થને સિદ્ધ કરવો—પકાવવો.

कल्कहीनस्तु यः स्नेहः स साध्यः केवले द्रवे ॥

**કલ્કરહિત સ્નેહ કેમ બનાવવો?**

જે સ્નેહ પદાર્થ કલ્ક વગરનો કરવો લખ્યો હોય, તે સ્નેહ પદાર્થને, માત્ર દ્રવ પદાર્થમાંજ પકાવવો. (દ્રવ પદાર્થ બળી જાય કે તે સ્નેહ પદાર્થને તૈયાર થયલો માનીને હેઠે ઉતારી લેવો.)

पुष्पकल्कस्तु यः स्नेहस्तत्र तोयं चतुर्गुणम् ॥ ११ ॥

**પુષ્પકલ્કવાળા સ્નેહમાં પાણી કેટલું નાંખવું?**

જે સ્નેહ પદાર્થમાં પુષ્પકલ્ક નાંખવાનો લખ્યો હોય, તે સ્નેહ પદાર્થમાં સ્નેહ પદાર્થથી ચોગણું પાણી નાંખવું.

स्नेहे स्नेहाष्टमांशश्च पुष्पकल्कः प्रयुज्यते ॥

**સ્નેહમાં પુષ્પકલ્ક કેટલો નાંખવો**

સ્નેહ પદાર્થના પાકની અન્દર, ફૂલનો કલ્ક નાંખવો લખ્યો હોય તો, તે ફૂલનો કલ્ક, સ્નેહ પદાર્થનો આઠમો ભાગ નાંખવો.

**સિદ્ધ સ્નેહનાં લક્ષણો**

**वर्तिवत्स्नेहकल्कः स्याद्यदांऽगुल्या विमर्दितः ॥ १२ ॥**
**शब्दहीनोऽग्निनिक्षिप्तः स्नेहः सिद्धो भवेत्तदा ॥**

સ્નેહની અન્દર નાંખેલા કલ્કને ચપટીથી દબાવી જોઇએ ત્યારે, તે કલ્કની વાટ વણાય; અને તે કલ્કને અગ્નિપર નાંખીએ ત્યારે તે કલ્ક છમછમ ન થાય ત્યારે સ્નેહ સિદ્ધ થયેલ છે એમ જાણવું.

**સિદ્ધ તેલ સ્નેહનાં અને સિદ્ધ ઘૃતસ્નેહનાં લક્ષણો**

**यदा फेनोद्गमस्तैले फेनशांतिश्च सर्पिषि ॥ १३ ॥**
**गंधवर्णरसोत्पत्तिः स्नेहसिद्धिस्तदा भवेत् ॥**

તેલ સ્નેહના પાકપર ફીણ ચઢી આવે, સારી ગંધ આવવા માંડે, ઉત્તમ રંગ ચઢેલો દેખાય અને ઉત્તમ રસ નીકળેલો જણાય, ત્યારે તેલ સ્નેહ સિદ્ધ થયેલ છે, એમ જાણવું. આજ પ્રમાણે ઘૃતને પણ સ્નેહસિદ્ધ થયેલ જાણવું.

**ત્રણ પ્રકારનાં સ્નેહનાં નામો**

**स्नेहपाकस्त्रिधा प्रोक्तो मृदुर्मध्यः खरस्तथा ॥ १४ ॥**

મૃદુ, મધ્ય અને ખર, એ રીતે ત્રણ જાતનો સ્નેહ બનાવવામાં આવે છે.

**સ્નેહની અન્દરના મૃદુ પાકનાં લક્ષણ**

**ईषत्सरसकल्कस्तु स्नेहपाको मृदुर्भवेत् ॥**

જે સ્નેહના પાકની અન્દરનો કલ્ક પાણીથી જરાતરા ભીનો જણાય તે પાકને મૃદુ જાણવો.

**સ્નેહની અન્દરના મધ્ય પાકનાં લક્ષણ**

**मध्यपाकस्य सिद्धिश्च कल्के नीरसकोमले ॥ १५ ॥**

જે સ્નેહના પાકની અન્દરનો કલ્ક મૃદુ હોવા છતાં, પાણીનો અંશ ન રહે તે પાકને મધ્ય જાણવો.

**સ્નેહની અન્દરના ખર પાકનાં લક્ષણ**

**ईषत्कठिनकल्कश्च स्नेहपाको भवेत्खरः ॥**

જે સ્નેહના પાકની અન્દરનો કલ્ક, જરાતરા કઠણ થયો હોય તે પાકને ખર જાણવો.

**સ્નેહની અન્દરના દગ્ધ પાકનાં લક્ષણ**

**तदूर्ध्वं दग्धपाकः स्याद्दाहकृन्निष्प्रयोजनः ॥ १६ ॥**

જે સ્નેહના પાકની અન્દરનો કલ્ક, ખર પાક કરતાં પણ વધારે કઠણ થયો હોય, તે પાક બળી ગયેલો અને દાહ કરનારો હોવાથી નિરુપયોગી છે.

**સ્નેહની અન્દરના આમ પાકનાં લક્ષણ**

**आमपाकश्च निर्वीर्यो वह्निमांद्यकरो गुरुः ॥**

જો સ્નેહના પાકની અન્દરનો કલ્ક કાચો રહી ગયો હોય, તો તે પાક પરાક્રમ વગરનો, જઠરાગ્નિને મન્દ કરનારો અને ભારે છે.

**સ્નેહના મૃદુ પાકના ઉપયોગનું વર્ણન**

**नस्यार्थे स्यान्मृदुः पाको**

સ્નેહનો મૃદુ પાક, નાકની અન્દર નસ્ય દેવામાં વાપરવો.

**સ્નેહના મધ્ય પાકનાં**

**मध्यमः सर्वकर्मसु ॥ १७ ॥**

ઉપયોગનું વર્ણન — સ્નેહનો મધ્ય પાક, સર્વ કામમાં વાપરવો.

**સ્નેહના ખર પાકના ઉપયોગનું વર્ણન**

अभ्यंगार्थे खरः प्रोक्तो युंज्याদেवं यथोचितम् ॥

સ્નેહનો ખર પાક, અભ્યંગ કરવાના કામમાં વાપરવો.

**ઘી, તેલ અનેગોળાદિ દ્રવ્યો, ઉષિત (વાસી) વાપરવાનાં કારણ**

घृततैलगुडादींश्च साधयेन्नैकवासरे ॥ १८

प्रकुर्वंत्युषिता ह्येते विशेषाद्गुणसंचयम् ॥

ઘી, ગોળ અને તેલ આદિ દ્રવ્યોનો સ્નેહ, એક દિવસમાં તૈયાર કરવો નહિ, પણ વાસી રાખીને એટલે એક રાત, તે બધાંને રાખી મૂકીને બીજે દિવસે સ્નેહ કરવાનો આરંભ કર્યો હોય તો તેમાં વિશેષ ગુણ ઉત્પન્ન થાય છે.

**પિપ્પલ્યાદિ ક્ષીરઘૃત**

पिप्पलीपिप्पलीमूलचव्यचित्रकनागरैः ॥ १९ ॥

ससैन्धवैश्च पलिकैर्घृतप्रस्थं विपाचयेत् ॥

क्षीरं चतुर्गुणं दत्वा तत् घृतं प्लीहनाशनम् ॥ २० ॥ विषमज्वरमंदाग्निहरं रुचिकरं परम् ॥

લીણ્ડીપીપર, પીપરીમૂળના ગણ્ઠોડા, ચવક, ચિત્રો, શુણ્ઠ અને સિન્ધાલુણ, એ છએ ઔષધો એક એક પલ લઇને, તેમનો કલ્ક કરવો. એ કલ્ક છ પલ, ઘી એક પ્રસ્થ અને દૂધ ચાર પ્રસ્થ લેવું. એ ઉપરાંત કલ્કનો સારો પાક થવા માટે ઘીથી ચોગણું પાણી નાંખી, પછી એ ચારે પદાર્થોને એકત્ર કરી, ઘી બાકી રહે ત્યાંસૂધી ઉકાળીને પછી તે ઘીને ગાળી લેવું. આ પિપ્પલ્યાદિ ક્ષીરઘૃત, પ્લીહા, વિષમજ્વર અને મંદાગ્નિ મટાડે છે તથા સારી રીતે રુચિકર છે.

**ચાંગેરી ઘૃત**

पिप्पली पिप्पलीमूलं चित्रको हस्तिपिप्पली ॥ २१ ॥

श्वदंष्ट्रा नागरं धान्यं पाठा बिल्वं यवानिका ॥

द्रव्यैश्च पलकैरेतैश्चतुःषष्टिपलं घृतम् ॥ २२ ॥ घृताच्चतुर्गुणं दद्याच्चांगेरीस्वरसं बुधः ॥
तथा चतुर्गुणं दत्वा दधिसर्पिर्विपाचयेत् ॥ २३ ॥ शनैश्शनैर्विपक्तव्यं चांगेरीघृतमुत्तमम् ॥
तत् घृतं कफवातघ्नं ग्रहण्यर्शोविकारनुत् ॥ २४ ॥ हंत्यानाहगुदभ्रंशं मूत्रकृच्छ्रं प्रवाहिकाम् ॥

લીણ્ડીપીપર, પીપરીમૂળના ગણ્ઠોડા, ચિત્રો, ગજપીપર, ગોખરુ, શુણ્ઠ, ધાણા, કાળી-પાટ, બીલી અને ઓડી અજમોદ, એ દશે ઔષધો, એક એક પલ લઇને, તેમનો કલ્ક કરવો. એ કલ્ક દશ પલ; ઘી ચોસઠ પલ; ખાટી ભાજીનો રસ, દહીં અને પાણી એ ત્રણે પદાર્થો બસો છપ્પન પલ લઇ, એ પાંચે પદાર્થોને એકત્ર કરીને ધીમી ધીમી આંચે ઘી બાકી રહે ત્યાંસૂધી ઉકાળીને પછી તે ઘીને ગાળી લેવું. આ ઘીને ચાંગેરીઘૃત કહે છે. આ ઘૃત કફવાત, ગ્રહણી, અર્શ આનાહ, ગુદભ્રંશ, મૂત્રકૃચ્છ્ર અને પ્રવાહિકા રોગ મટાડે છે.

**મસૂરઘૃત**

मसूराणां पलशतं नीरद्रोणे विपाचयेत् ॥ २५ ॥

पादशेषं शृतं नीत्वा दत्वा बिल्वपलाष्टकम् ॥

ग्रहणीं भिन्नविट्कं च नाशयेच्च प्रवाहिकाम् ॥ घृतप्रस्थं पचेत्तेन सर्वातीसारनाशनम् ॥ २६ ॥

મસૂર સો પલ લઇ, તેની અન્દર એક દ્રોણ પાણી નાંખીને, તેને ઉકાળવા અને ચોથો ભાગ પાણી બાકી રહે ત્યારે, તેને હેઠે ઉતારીને ગાળી લેવા. એ ગાળી લીધેલા પાણીની

અન્દર બીલીનો કલ્ક આઠ પલ તથા ઘી એક પ્રસ્થ નાંખી તે પદાર્થોને એકત્ર કરી, ઘી બાકી રહે ત્યાંસુધી ઉકાળીને પછી તે ઘીને ગાળી લેવું. આ મસ્તુરઘૃત સર્વાતિસાર, ગ્રહણી, ભિન્નવિકા અને પ્રવહિકા રોગ મટાડે છે.

કામદેવઘૃત

अश्वगंधा तुलैका स्यात्तदर्धो गोक्षुरः स्मृतः ॥ २७ ॥
बलाऽमृता शालिपर्णी विदारी च शतावरी ॥
पुनर्नवाऽश्वत्थशुण्ठी काश्मर्यास्तु फलान्यपि ॥ २८ ॥ पद्मबीजं माषबीजं दद्याद्दशपलं पृथक् ॥
चतुर्द्रोणेऽम्भसां पक्त्वा पादशेषं शृतं नयेत् ॥ २९ ॥ जीवनीयगणः कुष्ठं पद्मकं रक्तचंदनम् ॥
पत्रकं पिप्पली द्राक्षा कपिकच्छुफलं तथा ॥ ३० ॥ नीलोत्पलं नागपुष्पं सारिवे द्वे बले तथा ॥
पृथक्कर्षसमा भागाः शर्करायाः पलद्वयम् ॥ ३१ ॥ रसश्च पौंड्रकेक्षूणामाढकैकं समाहरेत् ॥
घृतस्य चाढकं दत्वा पाचयेन्मृदुनाऽग्निना ॥ ३२ ॥ घृतमेतन्निहंत्याशु रक्तपित्तमुरःक्षतम् ॥
हलीमकं पांडुरोगं वर्णभेदं स्वरक्षयम् ॥ ३३ ॥ वातरक्तं मूत्रकृच्छ्रं पार्श्वशूलं च कामलाम् ॥
शुक्रक्षयमुरोदाहं कार्श्यमोजःक्षयं तथा ॥ स्त्रीणां चैवाप्रजातानां गर्भदं शुक्रदं नृणाम् ॥
कामदेवघृतं नाम हृद्यं बल्यं रसायनम् ॥ ३५ ॥

આખસન્ધ એક તુલા; ગોખરુ અર્ધ તુલા; બલાનાં–ખરેટીનાં મૂળ, ગળો, સુગન્ધી સમેરવો, વિદારીકન્દ, ભોંયકોહોળું–ફગવેલાનો કન્દ, શતાવરી, સાટોડી, પીપળનાં મૂળ, શુણ્ઠ શવનનાં ફળ, કમળકાકડી અને અડદ, એ અગ્યારે ઔષધો દશ દશ પલ, એ પ્રમાણે એ તેરે ઔષધોને એકઠાં કરી, અધકચરાં કરી, તેમની અન્દર ચાર દ્રોણ પાણીનાંખીને, તેમને ઉકાળવાં, અને ચોથો ભાગ પાણી બાકી રહે ત્યારે તેમને હેઠે ઉતારીને ગાળી લેવાં. ત્યાર-બાદ મેદા–શતાવરી, કાકોલી–આખસન્ધ, ક્ષીરકાકોલી–આખસન્ધ, જીવક–ફગવેલાનો કન્દ, ઋષભક–ફગવેલાનો કન્દ, જીવંતી–મીઠી ખોરખડી, જેઠીમધ, રાની મગ, રાની અડદ, કઠ પદ્મક, રતાંજલિ, તમાલપત્ર, લીણ્ડીપીપર, દ્રાક્ષ, કઉચાં, કાળું કમળ, નાગકેશર, ધોળી કપુરીમધુરી, કાળી કપુરીમધુરી, બલા–ખરેટી અને નાગબલા–ગંગેટી, એ ત્રેવીશે ઔષધો એક એક કર્ષ લઇને તેમનો કલ્ક કરવો. કછી ઉપરના ગાળી લીધેલા કવાથના પાણીની અન્દર ઉપરનો કલ્ક ત્રેવીશ કર્ષ, સાકર બે પલ તથા ધોળી શેરડીનો રસ અને ઘી એ બન્ને એક એક આઢક નાંખીને, તે સર્વ વસ્તુને ધીમે ધીમે તાપે ઘી બાકી રહે ત્યાંસુધી ઉકાળીને પછી તે ઘીને ગાળી લેવું. આ કામદેવઘૃતના સેવનથી રક્તપિત્ત, ઉરઃક્ષત, હલી-મક, પાણ્ડુરોગ, વર્ણભેદ, સ્વરક્ષય, વાતરક્ત, મૂત્રકૃચ્છ્ર, પાર્શ્વશૂલ, કામલા, શુક્રક્ષય, ઉરોદાહ કાર્શ્ય અને ઓજઃક્ષય રોગો મટે છે, અપ્રજ એટલે જે સ્ત્રીને ગર્ભ ન રહેતો હોય તેને ગર્ભ રહે અને પુરુષનું વીર્ય વધે. આ કામદેવ ઘૃત હૃદ્ય, બલ્ય અને રસાયન છે.

પાનીયકલ્યાણઘૃત

त्रिफला द्वे निशे कौन्ती सारिवे द्वे प्रियंगुका ॥
शालीपर्णी पृष्ठिपर्णी देवदार्वेलवालुकम् ॥ ३६ ॥
नतं विशाला दंती च दाडिमं नागकेशरम् ॥ नीलोत्पलैला मंजिष्ठा विडंगं कुष्ठपद्मकम् ॥ ३७ ॥

जातिपुष्पं चंदनं च तालीसं बृहती तथा ॥ एतैः कर्षसमैः कल्कैर्जलं दत्त्वा चतुर्गुणम् ॥ ३८ ॥
घृतप्रस्थं पचेद्धीमानपस्मारे ज्वरे क्षये ॥ उन्मादे वातरक्ते च कासे मंदानले तथा ॥ ३९ ॥
प्रतिश्याये कटीशूले तृतीयकचतुर्थके ॥ मूत्रकृच्छ्रे विसर्पे च कंडूपांड्वामये तथा ॥ ४० ॥
विषद्वये प्रमेहेषु सर्वथैवोपयुज्यते ॥ वंध्यानां पुत्रदं भूतयक्षरक्षोहरं स्मृतम् ॥ ४१ ॥

હરડાં, બેહેડાં, આમળાં, હળદર, દારુહળદર, રેણુકબીજ, ધોળી કપુરીમધુરી, કાળી કપુરીમધુરી, ધઉંલા, સુગન્ધી સમેરવો, દેવદારુ, એલવાલુક સુગન્ધી પદાર્થ, તગર, મોટી ઇન્દ્રવારુણીનું મૂળ, દાડમ, નાગકેશર, કાળુ કમળ, એલચી, મજીઠ, વાવડિંગ, કઠ, પદ્મક, જાઇનાં ફુલ સુખડ, તાલીસપત્ર અને ઉભીભોંરિંગણી, એ અઠયાવીશે ઔષધો એક એક કર્ષ લઇને તેમનો કલ્ક કરવો. એ કલ્ક અઠ્ઠાવીશ કર્ષ, ઘી એક પ્રસ્થ અને પાણી ચાર પ્રસ્થ લઈ, એ ત્રણે પદાર્થોને એકત્ર કરી, ઘી બાકી રહે ત્યાંસુધી ઉકાળીને પછી તે ઘીને ગાળી લેવું. આ ઘૃત, અપસ્માર, જ્વર, ક્ષય, ઉન્માદ, વાતરક્ત, કાસ, મંદાનલ, પ્રતિશ્યાય, કટીશૂલ, તૃતીયક જ્વર, ચતુર્થક જ્વર, મૂત્રકૃચ્છ્ર, વિસર્પ, કણ્ડૂ, પાણ્ડુ, બે જાતનાં વિષો અને પ્રમેહ રોગો મટાડે છે; વાંઝણી સ્ત્રીને પુત્ર આપે છે અને ભૂત, યક્ષ અને રક્ષને–રાક્ષસને હરનારું છે.

અમૃતાઘૃત

अमृताक्वाथकल्काभ्यां सक्षीरं विपचेत् घृतं ॥
वातरक्तं जयत्याशु कुष्ठं जयति दुस्तरम् ॥ ४२ ॥

અધકચરી ગળો સોલ ભાગ તથા પાણી ચોંસઠ ભાગ લઇ, એ બન્ને પદાર્થોને એકત્ર કરીને ઉકાળવા, અને ચોથો ભાગ પાણી બાકી રહે ત્યારે તેમને હેઠે ઉતારીને ગાળી લેવા. એ રીતે તૈયાર કરેલો ગળોનો કાઢો સોલ ભાગ, દૂધ સોલ ભાગ, ઘી ચાર ભાગ અને ગળોનો કલ્ક એક ભાગ લઈ, એ બધા પદાર્થોને એકત્ર કરી, ઘી બાકી રહે ત્યાંસુધી ઉકાળીને પછી તે ઘીને ગાળી લેવું. આ ઘી વાતરક્ત રોગ તથા દુસ્તર કુષ્ઠ રોગ ઝટ મટાડે છે.

મહાતિક્તઘૃત

सप्तच्छदः प्रतिविषा शम्याकः कटुरोहिणी ॥
पाठा मुस्तमुशीरं च त्रिफला पर्पटस्तथा ॥ ४३ ॥

पटोलनिंबमंजिष्ठाः पिप्पली पद्मकं शटी ॥ चंदनं धन्वयासश्च विशाला द्वे निशे तथा ॥ ४४ ॥
गुडूची सारिवे द्वे च मूर्वा वासा शतावरी ॥ त्रायंतीन्द्रयवा यष्टी भूनिंबश्चाक्षभागिकाः ॥ ४५ ॥
घृतं चतुर्गुणं दद्यात् घृतादामलकीरसः ॥ द्विगुणः सर्पिषश्चात्र जलमष्टगुणं भवेत् ॥ ४६ ॥
तत्सिद्धं पाययेत्सर्पिर्वातरक्तेषु सर्वथा ॥ कुष्ठानि रक्तपित्तं च रक्तार्शांसि च पांडुताम् ॥ ४७ ॥
हृद्रोगगुल्मविसर्पप्रदरान् गंडमालिकाम् ॥ क्षुद्ररोगान् ज्वरांश्चैव महातिक्तमिदं जयेत् ॥ ४८ ॥

સાતવણની છાલ, અતિવિષની કળી, ગરમાળાનો ગોળ, કડુ, કાળીપાટ, નાગરમોથ, વાળો, હરડાં, બેહેડાં, આમ્બળાં, ખડસલિયો, પટોલ–કડવાં પરવર, લિમ્બડાની છાલ, મજીઠ, લીંડીપીપર, પદ્મક, કચૂરો, સુખડ, ધમાસો, મહેન્દ્રવારુણી, હળદર, દારૂહળદર, ગળો, ધોળી કપુરીમધુરી, કાળી કપુરીમધુરી, મુર્વા–મોરવેલ, અરડૂશી, શતાવરી, ત્રાયમાણ, ઇન્દ્રજવ, જેઠીમધ અને કરિયાતું એ બત્રીસે ઔષધો એક એક અક્ષ (કર્ષ) લઇને તેમનો કલ્ક કરવો;

એ કલ્ક બત્રીશ કર્ષ, ઘી એક સો અઠ્ઠાવીશ કર્ષ, આમ્બળાંનો રસ બસો છપ્પન કર્ષ અને પાણી એક હજાર ને ચોવીસ કર્ષ લઇ, એ ચારે પદાર્થોને એકત્ર કરી, ઘી બાકી રહે ત્યાંસુધી ઉકાળીને પછી તે ઘીને ગાળી લેવું. આ મહાતિક્તઘૃત, ઘણું કરી વાતરક્તપર પાવું. વળી આ ઘીથી કુષ્ઠ, રક્તપિત્ત, રક્તાર્શો, પાણ્ડુ, હૃદ્રોગ, ગુલ્મ, વિસર્પ, પ્રદર, ગણ્ડમાલિકા, ક્ષુદ્રરોગો અને જ્વર રોગ મટે છે.

કાસીસાદીઘૃત

कासीसं द्वे निशे मुस्तं हरितालं मनःशिलाम् ॥
कंपिल्लकं गंधकं च विडंगं गुग्गुलुं तथा ॥ ४९ ॥
सिक्थकं मरिचं कुष्ठं तुत्थकं गौरसर्षपान् ॥ रसांजनं च सिन्दूरं श्रीवासा रक्तचंदनम् ॥ ५० ॥
इरिमेदं निंबपत्रं करंजं सारिवां वचाम् ॥ मंजिष्ठां मधुकं मांसीं शिरीषं लोध्रपद्मकम् ॥ ५१ ॥
हरीतकीं प्रपुन्नाटं चूर्णयेत् कार्षिकान् पृथक् ॥ ततस्तत् चूर्णमालोड्य त्रिंशत्पलमिते घृते ॥ ५२ ॥
स्थापयेत्ताम्रपात्रे च घर्मे सप्तदिनानि वै ॥ अस्याभ्यंगेन कुष्ठानि दद्रूपामाविचर्चिकाः ॥ ५३ ॥
शूकदोषा विसर्पाश्च विस्फोटा वातरक्तजाः ॥ शिरस्फोटोपदंशाश्च नाडीदुष्टव्रणानि च ॥ ५४ ॥
शोथो भगंदरश्चैव लूताः शाम्यंति देहिनाम् ॥ शोधनं रोपणं चैव सवर्णकरणं घृतम् ॥ ५५ ॥

હીરાકશી, હળદર, દારુહળદર, નાગરમોથ, હરતાલ, મનશિલ, કપિલો, ગન્ધક, વાવડિંગ, ગુગળ, મીણ, મરી, કઠ, મોરથુથુ, સર્ષવ, રસવંતી, સિન્દૂર, ગંધોબેરજો, રતાંજલી, ઇરિમેદ–દુર્ગન્ધી ખેરનો કાથો, લિમ્બડાનાં પાંદડાં, કરંજનાં બી, કપુરીમધુરી, ઘોડાવજ, મજીઠ, જેઠીમધ, બાલછડ, શરસડાની છાલ, લોદર, પદ્મક, હરડે, અને કુવાડિયાનાં બી, એ બત્રીશે ઔષધો એક એક કર્ષ લઇ, તેમનું ચૂર્ણ કરીને પછી તેને લુગડાંથી ચાળવું. એ ચાળેલું ચૂર્ણ બત્રીશ કર્ષ તથા ઘી ત્રીશ પલ લઇ, એ બન્નેને ત્રામ્બાનાં વાસણની અન્દર નાંખી, એકરસ કરીને સાત દિવસ પર્યંત તડકામાં રાખી મૂકવાં. આ ઘી શરીરે ચોળવાથી સર્વે કુષ્ઠો, દદ્રુ, પામા, વિચાચકા, શૂકરોગ, વિસર્પ, વાતરક્તવિસ્ફોટ, ઉપદંશ, શિરસ્ફોટ, નાડી વ્રણ, દુષ્ટવ્રણ, શોથ, ભગન્દર અને લૂતા રોગ મટી જાય છે. આ ઘી વ્રણાદિનું શોધન અને રોપણ કરે છે તથા વ્રણવાળી જગાને શરીરના વર્ણ સરખી કરે છે.

જાત્યાદિ ઘૃત

जातीनिंबपटोलाश्च द्वे निशे कटुरोहिणी ॥
मंजिष्ठा मधुकं सिक्थं करंजोशीरसारिवाः ॥ ५६ ॥
तुत्थं च विपचेत्सम्यक्कल्कैरेभिर्घृतं बुधः ॥
अस्य लेपात्प्ररोहंति सूक्ष्मनाडीव्रणा अपि ॥ ५७ ॥ मर्माश्रिताः क्लेदिनश्च गंभीराः सरुजो व्रणाः ॥

જાઇ, લિમ્બડો અને પટોલ–કડવાં પરવર, એ ત્રણેનાં પાંદડાં, હળદર, દારુહળદર, કડુ, મજીઠ, જેઠીમધ, મીણ, કરંજનાં બી, વાળો, કપુરીમધુરી અને મોરથુથુ, એ તેરે ઔષધો સરખે વજને લઇને તેમનો કલ્ક કરવો. એ કલ્ક એક ભાગ અને ઘી ચાર ભાગ લઇ, એ બન્નેને ત્રાંબાનાં વાસણમાં નાખી, એક રસ કરીને અગ્નિપર તપાવવાં. આ ઘીના લેપનથી સુક્ષ્મ નાડીવ્રણો તથા મર્મસ્થાનમાં રહેલાં, પરુ વહેનારાં, ભયંકર દેખાવનાં અને વેદનાવાળાં વ્રણો પણ મટે છે.

બિન્દુઘૃત

चित्रकः शंखिनी पथ्या कंपिल्लस्त्रिवृतायुगम् ॥ ५८ ॥
वृद्धदारुश्च शम्याको दन्ती दन्तीफलं तथा ॥
कोशातकी देवदाली नीलिनी गिरिकर्णिका ॥ ५९ ॥ सातला पिप्पलीमूलं विडंगं कटुकी तथा ॥
हेमक्षीरी च विपचेत्कल्कैरेभिः पिचून्मितैः ॥ ६० ॥ घृतप्रस्थं स्नुहीक्षीरे षट्पले तु पलद्वये ॥
अर्कक्षीरस्य मतिमान् तत्सिद्धं गुल्मकुष्ठहृत् ॥ ६१ ॥ हंति शूलमुदावर्तं शोथाध्मानं भगंदरम् ॥
शमयत्युदराण्यष्टौ निपीतं बिन्दुसंख्यया ॥ ६२ ॥ गोदुग्धेनोष्ट्रदुग्धेन कौलत्थेन शृतेन वा ॥
उष्णोदकेन वा पीत्वा बिन्दुवेगैर्विरेचयेत् ॥ ६३ ॥ एतद्बिन्दुघृतं नाम नाभिलेपाद्विरेचयेत् ॥

ચિત્રો, શંખિની–ધોળાં ફૂલની શંખાવળીની ભાજી, હરડે, કપિલો, ધોળું નસોતર, કાળું નસોતર, વરધારો, ગરમાળાનો ગોળ, નેપાળાનું મૂળ, નેપાળો, કડવા તુરિયાના વેલાનું મૂળ, કુકડવેલાં, ગળી, ગરણીનાં બી, સાતલા–પીળો થોર,–કણ્ટાળો થોર, પીપરીમૂળના ગણ્ઠોડા, વાવડિંગ, કડુ અને દારુડીનાં મૂળ, એ ઓગણીશે ઔષધો એક એક પિચુ (કર્ષ) લઇને તેમનો કલ્ક કરવો. એ કલ્ક ઓગણીશ કર્ષ, ઘી એક પ્રસ્થ, દાંડલિયા થોરનું દૂધ છ પલ, આકડાનું દૂધ બે પલ અને પાણી ચાર પ્રસ્થ લઈ, એ પાંચે પદાર્થોને એકત્ર કરી, ઘી બાકી રહે ત્યાંસુધી ઉકાળીને પછી તે ઘીને ગાળી લેવું. આ ઘીથી ગુલ્મ, કુષ્ઠ, શૂલ ઉદાવર્ત વાત, શોથ, આધ્માન વાત, ભગન્દર અને આઠ જાતના ઉદર રોગ મટે છે. વળી ગાયનું દૂધ, ઉંટડીનું દૂધ, કળથીનો ક્વાથ અને ઉનું પાણી, એ અનુપાનોમાંથી રોગીના રોગને જે અનુપાન યોગ્ય જણાય, તે અનુપાનની સાથે, આ બિન્દુઘૃતના જેટલાં ટીપાં નાંખીને પાઇએ, તેટલા જ જુલાબ રોગીને લાગે છે. વળી આ ઘૃતનો નાભિપર લેપ કરવાથી પણ રોગીને જુલાબ લાગે છે.

ત્રિફલાઘૃત

त्रिफलाया रसप्रस्थं प्रस्थं वासारसोद्भवम् ॥ ६४ ॥
भृंगराजरसप्रस्थं प्रस्थमाजं पयः स्मृतम् ॥
दत्त्वा तत्र घृतप्रस्थं कल्कैः कर्षमितैः पृथक् ॥ ६५ ॥
त्रिफला पिप्पली द्राक्षा चंदनं सैन्धवं बला ॥ काकोली क्षीरकाकोली मेदा मरिचनागरम् ॥ ६६ ॥
शर्करा पुंडरीकं च कमलं च पुनर्नवा ॥ निशायुग्मं च मधुकं सर्वैरेभिर्विपाचयेत् ॥ ६७ ॥
नक्तांध्यं नकुलांध्यं च कंडूं पिल्लं तथैव च ॥ नेत्रस्रावं च पटलं तिमिरं चाजकं जयेत् ॥ ६८ ॥
अन्येऽपि प्रशमं यांति नेत्ररोगाः सुदारुणाः ॥ त्रिफलाघृतमेतद्धि पाने नस्यादिषूचितम् ॥ ६९ ॥

હરડાં, બેહેડાં અને આમ્બળાં, એ ત્રણેનો સ્વરસ, અરડૂશીનો રસ, ભાંગરાનો રસ, બકરીનું દૂધ અને ઘી, એ પાંચે પદાર્થો એક એક પ્રસ્થ લેવા. પછી હરડાં, બેહેડાં, આમ્બળાં, લીણ્ડીપીપર, દ્રાક્ષ, સુખડ, સિન્ધાલુણ, બલા–ખરેટી, કાકોલી–આખસન્ધ, ક્ષીરકાકોલી–આખસન્ધ, મેદા–શતાવરી, મરી, શુણ્ઠ, શાકર, ધોળું કમળ, સાટોડી, હળદર, દારુહળદર અને જેઠીમધ, એ વીશે ઔષધો એક એક કર્ષ લઈ, તેમનો કલ્ક કરી, એ કલ્કને ઉપરના પાંચ પદાર્થોની સાથે મેળવી, ઘી બાકી રહે ત્યાંસુધી ઉકાળીને પછી તે ઘીને ગાળી લેવું. આ ઘીના ખાવાથી નક્તાંધ્ય, નકુલાંધ્ય, કંડૂ, પિલ્લ, નેત્રસ્રાવ, પટલ, તિમિર અને અજક

રોગ મટે છે, અને બીજા પણ સારી પેઠે ભયંકર નેત્ર રોગો મટે છે. આ ત્રિફલા ઘૃત પેટમાં ખાવામાં અને નાકમાં નાખવામાં ઉપયોગી છે.

ગૌર્યાદ્યઘૃત

द्वे हरिद्रे स्थिरा मूर्वा सारिवाचंदनद्वयैः ॥
मधुपर्णी च मधुकं पद्मकेशरपद्मकैः ॥ ७० ॥
उत्पलोशीरमेदाभिस्त्रिफलापंचवल्कलैः ॥ कल्कैः कर्षमितैरेतैर्घृतप्रस्थं विपाचयेत् ॥ ७१ ॥
विसर्पलूताविस्फोटविषकीटव्रणापहम् ॥ गौर्याद्यमिति विख्यातं सर्पिर्विषहरं परम् ॥ ७२ ॥

હળદર, દારુહળદર, સુગન્ધી સમેરવો, મૂર્વા-મોરવેલ, કપુરીમધુરી, સુખડ, રતાંજલી, ગળો, જેઠીમધ, કમળ, નાગકેશર, પદ્મક, કાળું કમળ, વાળો, મેદા–શતાવરી, હરડાં, બેહેડાં, આમ્બળાં, વડની છાલ, ઉમ્બરાની છાલ, પીપળાની છાલ અને પારસપીપળાની છાલ. એ ત્રેવીશે ઔષધો એક એક કર્ષ લઇને તેમનો કલ્ક કરવો. એ કલ્ક ત્રેવીશ કર્ષ, ઘી એક પ્રસ્થ અને પાણી ચાર પ્રસ્થ લઈ, એ ત્રણે પદાર્થોને એકત્ર કરી, ઘી બાકી રહે ત્યસુધી ઉકાળીને પછી તે ઘીને ગાળી લેવું. આ ઘૃત વિસર્પ. લૂતા, વિસ્ફોટ, વિષદોષ, કીટ વિકાર અને વ્રણ રોગ મટાડે છે. આ ગૌર્યાદ્ય ઘૃત પ્રસિદ્ધ છે, અને તે બધા વિષદોષને હરે છે.

મયૂરઘૃત

बलामधुकरास्नाभिर्दशमूलफलत्रिकैः ॥
पृथग्द्विपलिकैरेभिर्द्रोणनीरेण पाचयेत् ॥ ७३ ॥
मयूरं पक्षपित्तान्त्रयकृत्पादास्यवर्जितम् ॥ पादशेषं शृतं नीत्वा क्षीरं दत्वा च तत्समम् ॥ ७४ ॥
घृतप्रस्थं पचेत्सम्यग्जीवनीयैः पिचून्मितैः ॥ तत्सिद्धं शिरसः पीडां मन्यापृष्ठग्रहं तथा ॥ ७५ ॥
अर्दितं कर्णनासाक्षिजिह्वागलरुजो जयेत् ॥ पाने नस्ये तथाभ्यंगे कर्णपूरेषु युज्यते ॥ ७६ ॥
हेमंतकाले शिशिरे वसंतेषु च शस्यते ॥

બલા–ખરેટી, જેઠીમધ, રાસ્ના, સુગન્ધી સમેરવો, સમેરવો, ઉભીભોંરિંગણી, બેઠીભોંરિંગણી, ગોખરુ, બીલી, અરણી, શ્યોનાક–અરડૂશો, શવન, પાટલા–પાડળ, હરડાં, બેહેડાં અને આમ્બળાં, એ સોલે ઔષધો બે બે પલ લઇ અધકચરાં કરવાં. ત્યારપછી મોરને મારી, મોરની પાંખો, કાળજાનું પિત્ત, આંતરડાં, યકૃત્, પગ, મુખ, ચામડી તથા બીજા જે હાડકાંઓ છે તે સર્વેને કાઢી નાંખીને આખા મોરનું એકલું શુદ્ધ માંસ જ કાઢવું. પછી ઉપર વર્ણવેલ અધકચરાં ઔષધો બત્રીશ પલ, આખા મોરનું શુદ્ધ માંસ તથા પાણી એક દ્રોણ, એ ત્રણેને એકત્ર કરીને ઉકાળવાં અને પા દ્રોણ પાણી બાકી રહે ત્યારે હેઠે ઉતારીને ગાળી લેવાં. ત્યારબાદ મેદા–શતાવરી, મહામેદા–શતાવરી, કાકોલી–આખસન્ધ, ક્ષીરકાકોલી–આખસન્ધ, જીવક-વિદારીકન્દ, ઋષભક–વિદારીકન્દ–ફગવેલાનો કન્દ, મીઠી ખરખોડી, જેઠીમધ, રાની મગ અને રાની અડદ, એ દશે ઔષધો એક એક પિચૂ (અક્ષ) લઇને તેમનો કલ્ક કરવો. આ કલ્ક દશ અક્ષ, ઉપરનો ગાળી લીધેલો કાઢો પા દ્રોણ, દૂધ પા દ્રોણ અને ઘી એક પ્રસ્થ લઈ, એ ચારે પદાર્થોને એકત્ર કરી, ઘી બાકી રહે ત્યાંસુધી ઉકાળીને પછી તે ઘીને ગાળી લેવું. આ ઘી પાન કરવામાં, નસ્ય લેવામાં, અભ્યંગ કરવામાં અને કાનની અન્દર નાંખવામાં વાપરે

તો શિરસપીડા, મન્યાગ્રહ, પૃષ્ઠગ્રહ, અર્દિત વાત, કર્ણ રોગ, નાસા રોગ, અક્ષિરોગ, જિહ્વારોગ અને ગલ રોગ મટે છે. આ ઘીનું સેવન હેમંત, શિશિર અને વસંત ઋતુમાં કરવાથી વિશેષ ફાયદો થાય છે.

फलघृत

त्रिफला मधुकं कुष्ठं द्वे निशे कटुरोहिणी ॥ ७७ ॥
विडंगं पिप्पली मुस्तं विशाला कट्फलं वचा ॥
द्वे मेदे द्वे च काकोल्यौ सारिवे द्वे प्रियंगुका ॥ ७८ ॥ शतपुष्पा हिंगु रास्ना चंदनं रक्तचंदनम् ॥
जातीपुष्पं तुगाक्षीरी कमलं शर्करा तथा ॥ ७९ ॥ अजमोदा च दंती च कल्कैरेतैश्च कार्षिकैः ॥
जीववत्सैकवर्णाया घृतप्रस्थं च गोः क्षिपेत् ॥ ८० ॥ चतुर्गुणेन पयसा पचेदारण्यगोमयैः ॥
सुतिथौ पुष्यनक्षत्रे मृद्भांडे ताम्रजे तथा ॥ ८१ ॥ ततः पिबेच्छुभदिने नारी वा पुरुषोऽथवा ॥
एतत्सर्पिर्नरः पीत्वा स्त्रीषु नित्यं वृषायते ॥ ॥ ८२ ॥ पुत्रानुत्पादयेद्धीमान् वंध्याऽपि लभते सुतम् ॥
अनायुषं या जनयेद्या च सूता पुनः स्थिता ॥ ८३ ॥ पुत्रं प्राप्नोति सा नारी बुद्धिमंतं शतायुषम् ॥
एतत्फलघृतं नाम भारद्वाजेन भाषितम् ॥ ८४ ॥ अनुक्तं लक्ष्मणामूलं क्षिपेत्तत्र चिकित्सकः ॥

હરડાં, બેહેડાં, આમ્બળાં, જેઠીમધ, કઠ, હળદર, દારુહળદર, કડુ, વાવડિંગ, લીંડીપીપર, નાગરમોથ, મોટી ઇન્દ્રવારુણી, કાયફળ, ઘોડાવજ, મેદા–શતાવરી મહામેદા–શતાવરી, કાંકોલી–આખસન્ધ, ક્ષીરકાંકોલી–આખસન્ધ, ધોળી કપુરીમધુરી, કાળી કપુરીમધુરી, ધઉંલા, સૂવા, હિંગ, રાસ્ના, સુખડ, રતાંજલી, જાઇનાં ફૂલ, વંશલોચન, કમલ, સાકર, બોડી અજમોદ અને નેપાળાનાં મૂળ, એ બત્રીશે ઔષધો એક એક કર્ષ લઇને તેમનો કલ્ક કરવો. એ કલ્ક બત્રીશ કર્ષ, જીવતાં વાછડાંવાળી એક જ રંગની ગાયનું ઘી એક પ્રસ્થ દૂધ ચાર પ્રસ્થ અને પાણી ચાર પ્રસ્થ લઇ, એ ચારે વસ્તુને એકત્ર કરી, માટીનાં અથવા ત્રાંબાનાં વાસણમાં નાંખી, તે વાસણને પુષ્ય નક્ષત્રયુક્ત શુભ તિથિવાળા દિવસે અડાયાં છાણાંના અગ્નિપર ઘી બાકી રહે ત્યાંસુધી ઉકાળીને પછી તે ઘીને ગાળી લેવું. સ્ત્રી અથવા પુરુષે સારે દિવસે આ ઘી ખાવાનો આરંભ કરવો. આ ઘી ખાનારો પુરુષ નિત્ય સ્ત્રીસંગ કરવા સાથે બુદ્ધિમાન્ છોકરો ઉત્પન્ન કરનારો થાય. વાંઝણી સ્ત્રી, જો આ ઘીનું સેવન કરે, તો તેને પુત્રની પ્રાપ્તિ થાય. જે સ્ત્રીને મુવેલું છોકરું અવતરતું હોય અથવા જે સ્ત્રીને છોકરું આવીને મરી જતું હોય, તેવી સ્ત્રીને આ ઘીના સેવનથી, સો વર્ષની આવરદાવાળો બુદ્ધિમાન્ છોકરો થાય. આ ફલઘૃત ભારદ્વાજ ઋષિએ કહ્યું છે, પણ તે ઋષિએ જો કે આ ઘીમાં ધોળી બેઠીભોંરિંગણીનાં મૂળ નાંખવાનું લખ્યું નથી, તોપણ શાર્ઙ્ગધરાચાર્યના મત પ્રમાણે તો વૈદ્યે ધોળી બેઠીભોંરિંગણીનાં મૂળ આ ઘીમાં નાંખવાં.

वृषादि घृत

वृषनिंबाऽमृताव्याघ्रीपटोलानां शृतेन च ॥ ८५ ॥
कल्केन पक्वं सर्पिस्तु निहन्याद्विषमज्वरान् ॥
पांडुं कुष्ठं विसर्पं च कृमीनर्शांसि नाशयेत् ॥ ८६ ॥

અરડૂશી, લિમ્બડો, ગળો, બેઠીભોંરિંગણી અને પટોલ–કડવાં પરવર, એ પાંચે ઔષધો સરખે ભાગે લઇ, તેમનો ક્વાથ કરીને તે ક્વાથને ગાળી લેવો. પછી એ ક્વાથનાં ઔષધોનો

કલ્ક એક ભાગ, ઘી ચાર ભાગ અને ઉપલા કાઢાનું પાણી સોલ ભાગ લઇ, એ ત્રણે પદાર્થોને મિશ્ર કરી, ઘી બાકી રહે ત્યાંસૂધી ઉકાળીને પછી તે ઘીને ગાળી લેવું. આ ઘી વિષમજ્વર, પાંડુ, કુષ્ઠ, વિસર્પ, કૃમિ અને અર્શ રોગ મટાડે છે.

**લઘુફલઘૃત**

सहचरे द्वे त्रिफलां गुडूचीं सपुनर्नवाम् ॥
शुकनासां हरिद्रे द्वे रास्नां मेदां शतावरीम् ॥ ८७ ॥
कल्कीकृत्य घृतं प्रस्थं पचेत् क्षीरे चतुर्गुणे ॥ तत्सिद्धं पाययेन्नारीं योनिशूलनिपीडिताम् ॥ ८८ ॥
पीडिता चलिता या च निःसृता विवृता च या ॥ पित्तयोनिश्च विभ्रांता षंढयोनिश्च या स्मृता ॥८९॥
प्रपद्यंते हि ताः स्थानं गर्भं गृह्णंति चासकृत् ॥ एतत्फलघृतं नाम योनिदोषहरं परम् ॥ ९० ॥

પીળો કાણ્ટાઅશેળિયો, કાળો કાણ્ટાઅશેળિયો, હરડાં, બેહેડાં, આમ્બળાં, ગળો, સાટોડી, શુકનાસા—અરડૂશો, હળદર, દારૂહળદર, રાસ્ના, મેદા—શતાવરી અને શતાવરી, એ તેરે ઔષધો પા (૦૧) પ્રસ્થ લઇને તેમનો કલ્ક કરવો. એ કલ્ક પા (૦૧) પ્રસ્થ, ઘી એક પ્રસ્થ, ગાયનું દૂધ ચાર પ્રસ્થ અને પાણી ચાર પ્રસ્થ લઇ, એ ચારે પદાર્થોને એકત્ર કરી, ઘી બાકી રહે ત્યાંસૂધી ઉકાળીને પછી તે ઘીને ગાળી લેવું. આ ઘી જે સ્ત્રીને યોનિશૂલ હોય તેને આપવું. પીડિતાયોનિ, ચલિતાયોનિ, નિઃસૃતાયોનિ, વિવૃતાયોનિ, પિત્તયોનિ, વિભ્રાતયોનિ અને પંઢયોનિ, એવા પ્રકારના રોગોવાળી સ્ત્રીઓને આ ઘી આપ્યું હોય તો ઉપલા રોગો મટી જઇ, યોનિ પોતાને સ્થાનકે આવીને વારંવાર ગર્ભને ધારણ કરી શકે છે. આ ફલઘૃત યોનિદોષ મટાડવામાં શ્રેષ્ઠ છે.

**લાક્ષાદિ તૈલ**

लाक्षाढकं क्वाथयित्वा जलस्य चतुराढकैः ॥
चतुर्थांशं शृतं नीत्वा तैलप्रस्थं विनिक्षिपेत् ॥ ९१ ॥
मस्त्वाढकं च गोदध्नस्तत्रैव विनियोजयेत् ॥ शतपुष्पामश्वगंधां हरिद्रां देवदारु च ॥ ९२ ॥
कटुकीं रेणुकां मूर्वां कुष्ठं च मधुयष्टिकाम् ॥ चंदनं मुस्तकं रास्नां पृथक् कर्षप्रमाणतः ॥ ९३ ॥
चूर्णयेत्तत्र निक्षिप्य साधयेन्मृदुवह्निना ॥ अस्याऽभ्यंगात्प्रशाम्यंति सर्वेऽपि विषमज्वराः ॥ ९४ ॥
कासश्वासप्रतिश्यायत्रिकपृष्ठग्रहास्तथा ॥ वातं पित्तमपस्मारमुन्मादं यक्षराक्षसान् ॥ ९५ ॥
कंडूं शूलं च दौर्गन्ध्यं गात्राणां स्फुरणं जयेत् ॥ पुष्टगर्भा भवेदस्य गर्भिण्यभ्यंगतो भृशम् ॥ ९६ ॥

બોરડીની વા પીપળાની લાખ એક આઢક લઇ, તેની અન્દર ચાર આઢક પાણી નાંખીને તેને ઉકાળવી અને ચોથો ભાગ પાણી બાકી રહે ત્યારે તેને હેઠે ઉતારીને ગાળી લેવી. એ ગાળી લીધેલા લાખના કાઢાના પાણીની અન્દર તલનું તેલ એક પ્રસ્થ અને ગાયનાં દહીંની આછ—દહીંપરનું પાણી એક આઢક નાંખવાં. એ ઉપરાંત સૂવા, આખસન્ધ, હળદર, દેવદારુ, કડુ, રેણુંક બીજ, મૂર્વા—મોરવેલ, કઠ, જેઠીમધ, સુખડ, નાગરમોથ અને રાસ્ના, એ બારે ઔષધો એક એક કર્ષ લઇ, તેમનો કલ્ક કરી, એ કલ્કને પણ ઉપરના પ્રવાહી પદાર્થોની સાથે મિશ્ર કરી, ધીમે ધીમે તાપે તેલ બાકી રહે ત્યાં સૂધી ઉકાળીને પછી તે તેલને ગાળી લેવું. આ તેલ શરીરે ચોળવાથી સર્વ પ્રકારના વિષમજ્વરો, કાસ,

શ્વાસ, પ્રતિશ્યાય, ત્રિકગ્રહ, પૃષ્ઠગ્રહ, વાતરોગ, પિત્તરોગ, અપસ્માર, ઉન્માદ, યક્ષોન્માદ, રાક્ષસોન્માદ, કંડૂ, શૂલ, દૌર્ગન્ધ્ય રોગ અને ગાત્રસ્ફુરણ રોગ મટે છે. આ તેલ જો ગર્ભિણી સ્ત્રીને શરીરે ચોળવામાં આવે છે, તે સ્ત્રીનો ગર્ભ પુષ્ટ થાય છે.

**અંગારકતૈલ**

मूर्वा लाक्षा हरिद्रे द्वे मंजिष्ठा सेन्द्रवारुणी ॥
बृहती सैन्धवं कुष्ठं रास्ना मांसी शतावरी ॥ ९७ ॥
आरनालाढके तत्र तैलप्रस्थं विपाचयेत् ॥ तैलमंगारकं नाम सर्वज्वरविमोक्षणम् ॥ ९८ ॥

મૂર્વા–મોરવેલ, બોરડીની વા પીપળાની લાખ, હળદર, દારુહળદર, મજીઠ, ઇન્દ્રવારુણી, ઉભીભોંરિંગણી, સિન્ધાલુણ, કઠ, રાસ્ના, બાલછડ અને શતાવરી, એ બારે ઔષધો બે પ્રસૃતિ લઇને તેમનો કલ્ક કરવો. એ કલ્ક બે પ્રસૃતિ, તલનું તેલ એક પ્રસ્થ તથા ચોખાનું વાસી ઓસામણ એક આઢક લઇ, એ ત્રણે પદાર્થોને મિશ્ર કરી, તેલ બાકી રહે ત્યાંસુધી ઉકાળીને પછી તે તેલને ગાળી લેવું. આ અંગારક નામનું તેલ સર્વ પ્રકારના તાવ મટાડે છે.

**નારાયણતૈલ**

अश्वगंधा बला बिल्वं पाटला बृहतीद्वयम् ॥
श्वदंष्ट्राऽतिबला निंबः स्योनाकं च पुनर्नवा ॥ ९९ ॥
प्रसारिणीमग्निमंथः कुर्याद्दशपलं पृथक् ॥ चतुर्द्रोणे जले पक्त्वा पादशेषं शृतं नयेत् ॥ १०० ॥
तैलाढकेन संयोज्य शतावर्या रसाढकम् ॥ क्षिपेत्तत्र च गोक्षीरं तैलात्तस्माच्चतुर्गुणम् ॥ १०१ ॥
शनैर्विपाचयेदेभिः कल्कैर्द्विपलिकैः पृथक् ॥ कुष्ठैला चंदनं मूर्वा वचा मांसी ससैन्धवैः ॥ १०२ ॥
अश्वगंधाबलारास्नाशतपुष्पेन्द्रदारुभिः ॥ पर्णीचतुष्टयेनैव तगरेण च साधयेत् ॥ १०३ ॥
तत्तैलं नावनेऽभ्यंगे पाने बस्तौ च योजयेत् ॥ पक्षाघातं हनुस्तंभं मन्यास्तम्भं गलग्रहम् ॥ १०४ ॥
कुब्जत्वं बधिरत्वं च गतिभंगं कटिग्रहम् ॥ गात्रशोषेन्द्रियध्वंसौ नष्टशुक्रज्वरक्षयान् ॥ १०५ ॥
अंत्रवृद्धिं कुरंडं च दंतरोगं शिरोग्रहम् ॥ पार्श्वशूलं च पांगुल्यं बुद्धिहानिं च गृध्रसीम् ॥ १०६ ॥
अन्यांश्च विषमान् वातान् जयेत्सर्वांगसंश्रयान् ॥ अस्य प्रभावाद्वंध्यापि नारी पुत्रं प्रसूयते ॥
मर्त्यो गजो वा तुरगस्तैलादस्मात्सुखी भवेत् ॥ यथा नारायणो देवो दुष्टदैत्यविनाशनः ॥१०८॥
तथैव वातरोगाणां नाशनं तैलमुत्तमम् ॥

આખસન્ધ, બલાનાં–ખરેટીનાં મૂળ, બીલી, પાટલાના–પાડળનાં મૂળ, ઉભીભોંરિંગણી, બેઠીભોંરિંગણી, ગોખરુ, અતિબલા–ખપાટ, લિમ્બડાની છાલ, શ્યોનાક–અરડૂશો, સાટોડીનાં મૂળ, પ્રસારિણી–નારીવેલ અને અરણી, આ તેરે ઔષધો, દશ દશ પલ લઇ, તેઓને અધકચરાં કરી, તેમની અન્દર ચાર દ્રોણ પાણી નાંખીને પછી તેમને ઉકાળવાં અને ચોથો ભાગ પાણી બાકી રહે ત્યારે તેમને હેઠે ઉતારીને ગાળી લેવાં. પછી તેની અન્દર તલનું તેલ એક આઢક, શતાવરીનો સ્વરસ એક આઢક અને ગાયનું દૂધ ચાર આઢક લઇને એ ત્રણે પ્રવાહી પદાર્થોને નાંખવા. એ ઉપરાંત કઠ, એલચી, સુખડ, મૂર્વા–મોરવેલ, ઘોડાવજ, બાલછડ, સિન્ધાલુણ, આખસન્ધ, બલાનાં–ખરેટીનાં મૂળ, રાસ્ના, વરિયાળી, દેવદારુ સુગન્ધી સમેરવો, રાની મગ, રાની અડદ અને તગર, એ સત્તરે ઔષધો બે બે પલ લઇ, તેમનો કલ્ક કરી,

એ કલ્કને પણ ઉપરના પ્રવાહી પદાર્થોની સાથે મિશ્ર કરી, ધીમે ધીમે તાપે તેલ બાકી રહે ત્યાંસુધી ઉકાળીને પછી તે તેલને ગાળી લેવું. આ તેલ નસ્ય કર્મમાં, અભ્યંગ કરવામાં, પીવામાં અને બસ્તિ કર્મમાં વાપરવું. આ તેલથી પક્ષાઘાત, હનુસ્તંભ, મન્યાસ્તંભ, ગલગ્રહ, કુબ્જત્વ, બધિરત્વ, ગતિભંગ, કટિગ્રહ, ગાત્રશોષ, ઇન્દ્રિયધ્વંસ, નષ્ટશુક્ર, જ્વર, ક્ષય, અંત્રવૃદ્ધિ, કુરંડ–વૃષણવૃદ્ધિ, દંતરોગ, શિરોગ્રહ, પાર્શ્વશૂલ, પાંગુલ્ય, બુદ્ધિહાનિ વાત, ગૃધ્રસી અને બીજા આખા અંગમાં થનારા વિષમ વાતો મટે છે. આ તેલના પ્રભાવથી વાંઝણી સ્ત્રીને પુત્ર આવે છે. આ તેલના અભ્યંગથી મનુષ્યને સુખ થાય છે, એટલું જ નહિ પણ હાથી અને ઘોડાને પણ આ તેલ ચોળવાથી સુખ થાય છે. જેમ નારાયણ દેવ દુષ્ટ દૈત્યોનો નાશ કરે છે, તેમ આ નારાયણ તેલ બધા વાત રોગોનો નાશ કરે છે.

**વારુણ્યાદિ તૈલ**

वारुण्या औत्तरं मूलं कुट्टितं तु पलत्रयम् ॥ १०९ ॥
पलद्वादशकं तैलं क्षणं वह्नौ विपाचितम् ॥
निष्कत्रयं भक्तयुतं सेवेतास्माद्विनश्यति ॥ ११० ॥ हस्तकंपः शिरःकंपः कंपो मन्याशिराभवः ॥

ઇન્દ્રવારુણીના વેલાનું ઉત્તર દિશાની કોરનું મૂળ આણી, તેને કુટીને તેનો કલ્ક કરવો. એ કલ્ક ત્રણ પલ, તલનું તેલ બાર પલ અને પાણી અડતાલીશ પલ લઇ, એ ત્રણે પદાર્થોને એકત્ર કરી, તેલ બાકી રહે ત્યાંસુધી ક્ષણવાર અગ્નિપર ઉકાળીને પછી તે તેલને ગાળી લેવું. આ તેલ ત્રણ નિષ્ક લઇ, રાંધેલા ચોખાની–ભાતની સાથે ખાવાથી હસ્તકમ્પ, શિરઃકમ્પ અને મન્યાશિરાકમ્પ રોગ મટે છે.

**બલાતૈલ**

बलामूलकषायेण दशमूलशृतेन च ॥ १११ ॥
कुलित्थयवकोलानां क्राथेन पयसा तथा ॥
अष्टाष्टभागयुक्तेन भागमेकं च तैलकम् ॥ ११२ ॥
गणेन जीवनीयेन शतावर्यैन्द्रदारुणा ॥ मंजिष्ठाकुष्ठशैलेयतगरागरुसैन्धवैः ॥ ११३ ॥
वचापुनर्नवामांसीसारिवाद्वयपत्रकैः ॥ शतपुष्पाऽश्वगंधाभ्यामेलया च विपाचयेत् ॥ ११४ ॥
गर्भार्थिनीनां नारीणां नराणां क्षीणरेतसाम् ॥ व्यायामक्षीणगात्राणां सूतिकानां च युज्यते ॥ ११५ ॥
राज्ञां योग्यमिदं तैलं सुखिनां च विशेषतः ॥ बलातैलमितिख्यातं सर्ववातामयापहम् ॥ ११६ ॥

અધકચરાં બલાનાં–ખરેટીનાં મૂળ આઠ ભાગ તથા પાણી બત્રીશ ભાગ લઇ, એ બન્ને પદાર્થોને એકત્ર કરીને ઉકાળવા અને ચોથો ભાગ પાણી બાકી રહે ત્યારે તેમને હેઠે ઉતારીને ગાળી લેવા. સુગન્ધી સમેરવો, સમેરવો, ઉભીભોંરિંગણી, બેઠીભોંરિંગણી, ગોખરુ, બીલી, અરણી, શ્યોનાક–અરડૂશો, શવન અને પાટલા–પાડળ, એ દશે ઔષધોનાં અધકચરાં મૂલો આઠ ભાગ તથા પાણી બત્રીશ ભાગ લઇ, એ બન્ને પદાર્થોને એકત્ર કરીને ઉકાળવા અને ચોથો ભાગ પાણી બાકી રહે ત્યારે તેમને હેઠે ઉતારીને ગાળી લેવા. કળથી, જવ અને બોરના ઠળિયાની અંદરનું બીજ, એ ત્રણે ઔષધોમાંનાં દરેક ઔષધો, આઠ ભાગ લઈ તથા તે દરેક ઔષધોમાં બત્રીશ ભાગ પાણી નાંખી, એ ત્રણે ઔષધોને જૂદાં જૂદાં ઉકાળી, ચોથો

ભાગ પાણી બાકી રહે ત્યારે હેઠે ઉતારીને પછી તેમને જૂદાં જૂદાં ગાળવાં. એ રીતે પાંચે કાઢાનાં ગાળી લીધેલાં પાણીને ભેગાં કરીને, તેમની અન્દર ગાયનું દૂધ આઠ ભાગ તથા તલનું તેલ એક ભાગ નાંખવાં. એ ઉપરાંત મેદા–શતાવરી, મહામેદા–શતાવરી, કાકોલી–આખસન્ધ, ક્ષીરકાકોલી–આખસન્ધ, જીવક–ભોંયકોહોળું–ફગવેલાનો કન્દ, ઋષભક–ભોંયકોહોળું–ફગવેલાનો કન્દ, મીઠી ખરખોડી, જેઠીમધ, રાની મગ, રાની અડદ, શતાવરી, દેવદારુ મજીઠ, કઠ, પથ્થરફૂલ, તગર, અગરચંદન, સિન્ધાલુણ, ઘોડાવજ, સાટોડી, બાલછડ, ધોળી કપુરીમધુરી, કાળી કપુરીમધુરી, તમાલપત્ર, સૂવા, આખસન્ધ અને એલચી, એ સતાવીશે ઔષધો, તેલનો ચોથો ભાગ લઇ, તેમનો કલ્ક કરી, તે કલ્કને ઉપરના પ્રવાહી પદાર્થો સાથે મિશ્ર કરી, તેલ બાકી રહે ત્યાંસુધી ઉકાળીને પછી તે તેલને ગાળી લેવું. આ તેલને, ગર્ભની ઇચ્છાવાળી સ્ત્રીએ, ધાતુ ક્ષીણવાળા પુરુષે, વ્યાયામને લીધે ક્ષીણ થયેલા ગાત્રવાળાએ અને સૂવાવડી સ્ત્રીએ શરીરે ચોળવું. ઘણુકરીને–વિશેષે કરીને આ તેલ રાજાઓને અને સૂખી મનુષ્યોને યોગ્ય છે. આ બલા તૈલ, સર્વ વાત રોગનો નાશ કરવામાં એ રીતે પ્રખ્યાત છે.

**પ્રસારિણી તેલ**

प्रसारिणीपलशतं जलद्रोणे विपाचयेत् ॥
पादशिष्टः शृतो ग्राह्यस्तैलं दधि च तत्समम् ॥ ११७ ॥
कांजिकं च समं तैलात् क्षीरं तैलाच्चतुर्गुणम् ॥ तैलात्तथाष्टमांशेन सर्वकल्कानि योजयेत् ॥ ११८ ॥
मधुकं पिप्पलीमूलं चित्रकः सैन्धवं वचा ॥ प्रसारिणी देवदारु रास्ना च गजपिप्पली ॥ ११९ ॥
भल्लातः शतपुष्पा च मांसी चैभिर्विपाचयेत् ॥ एतत्तैलं वरं पक्वं वातश्लेष्मामयान् जयेत् ॥ १२० ॥
कौब्ज्यं पंगुत्वखंजत्वे गृध्रसीमर्दितं तथा ॥ हनुपृष्ठशिरोग्रीवाकटिस्तंभं च नाशयेत् ॥ १२१ ॥
अन्यांश्च विषमान् वातान् सर्वानाशु व्यपोहति ॥

પ્રસારિણી–નારીવેલ સો પલ લઇ, તેની અન્દર એક દ્રોણ પાણી નાંખીને, તેને ઉકાળવી અને ચોથો ભાગ પાણી બાકી રહે ત્યારે તેને હેઠે ઉતારીને ગાળી લેવી. એ ગાળી લીધેલા કાઢાની અન્દર તેલ, દહીં અને કાંજિક–કાંજી, એ ત્રણે પદાર્થો પા પા દ્રોણ નાંખવાં તથા ગાયનું દૂધ એક દ્રોણ નાંખવું. પછી જેઠીમધ, પીપરીમૂળના ગણ્ઠોડા, ચિત્રો, સિન્ધાલુણ, ઘોડાવજ, પ્રસારિણી–નારીવેલ, દેવદારુ, રાસ્ના, ગજપીપર, ભીલામું, સૂવા અને બાલછડ, એ બારે ઔષધો, તેલનો આઠમો ભાગ લઇ, તેમનો કલ્ક કરી, એ કલ્કને ઉપરના પ્રવાહી પદાર્થો સાથે મિશ્ર કરી, તેલ બાકી રહે ત્યાંસુધી ઉકાળીને પછી તે તેલને ગાળી લેવું. આ તૈયાર કરેલું ઉત્તમ તેલ શરીરે ચોળવાથી વાતકફ રોગ, કૌબ્જ્ય, પંગુત્વ, ખંજત્વ, ગૃધ્રસીવાત, આર્દતવાત, હનુસ્તમ્ભવાત, પૃષ્ઠસ્તમ્ભવાત, શિરોસ્તમ્ભવાત, ગ્રીવાસ્તમ્ભવાત અને કટિસ્તમ્ભવાત મટે છે તથા બીજા વિષમ વાત રોગો પણ ઝટ મટે છે-

**માષાદિ તેલ**

माषा यवातसी क्षुद्रा मर्कटी च कुरंटकः ॥ १२२ ॥
गोकंटश्टुण्टुकश्चैषां प्रत्येकं पलसप्तकम् ॥
चतुर्गुणांबुना पक्त्वा पादशेषं शृतं नयेत् ॥ १२३ ॥
कार्पासास्थीनि बदरं शणबीजं कुलित्थकम् ॥ पृथक्चतुर्दशपलं चतुर्गुणजले पचेत् ॥ १२४ ॥

चतुर्थांशावशिष्टं च गृह्णीयात्क्वाथमुत्तमम् ॥ प्रस्थैकं छागमांसस्य चतुःषष्टिपले जले ॥ १२५ ॥
निक्षिप्य पाचयेद्धीमान् पादशेषं शृतं नयेत् ॥ तैलप्रस्थे ततः क्वाथान्सर्वानेतान् विनिक्षिपेत् ॥१२६॥
कल्कैरेभिश्च विपचेदमृताकुष्ठनागरैः ॥ रास्नापुनर्नवैरण्डैः पिप्पल्या शतपुष्पया ॥ १२७ ॥
बला प्रसारिणीभ्यां च मांस्या कटुकया तथा ॥ पृथगर्धपलैरेतैः साधयेन्मृदुनाग्निना ॥ १२८ ॥
हन्यात्तैलमिदं शीघ्रं ग्रीवास्तंभापबाहुकौ ॥ अर्धांगशोषमाक्षेपमूरुस्तंभापतानकौ ॥ १२९ ॥
शाखाकंपं शिरःकंपं विश्वाचीमर्दितं तथा ॥ माषादिकमिदं तैलं सर्ववातविकारनुत् ॥ १३० ॥

અડદ, જવ, અળશી, બેડીભોરિંગણી, કઉચાં, કાણ્ટાઅશેળિયો, ગોખરુ અને ટુણ્ટુક—અરડૂશો, એ આઠે ઔષધો સાત સાત પલ લઈ, તેમને અધકચરાં કરી, તેમની અન્દર પાણી બસો ચોવીશ પલ નાંખીને પછી તેમને ઉકાળવાં અને ચોથો ભાગ પાણી બાકી રહે ત્યારે તેમને હેઠે ઉતારીને ગાળી લેવાં. કપાસિયાનો સરકો, બોરનો ઠળિયો, શણનાં બી અને કળથી એ ચારે ઔષધો, ચૌદ પલ લઈ, તેમને અધકચરાં કરી, તેમની અન્દર પાણી બસો ચોવીશ પલ નાંખીને પછી તેમને ઉકાળવાં અને ચોથો ભાગ પાણી બાકી રહે ત્યારે તેમને હેઠે ઉતારીને ગાળી લેવાં. બકરાનું માંસ એક પ્રસ્થ તથા પાણી ચોસઠ પલ લઈ, એ બન્નેને એકત્ર કરીને ઉકાળવાં અને ચોથો ભાગ કાઢો બાકી રહે ત્યારે તેમને હેઠે ઉતારીને ગાળી લેવાં. એ ગાળી લીધેલા ત્રણે કાઢાનાં પાણી તથા તલનું તેલ એક પ્રસ્થ લઇ, એ બધાને મિશ્ર કરવાં. પછી ગળો, કઠ, શુણ્ઠ, રાસ્ના, સાટોડી, એરંડાનું મૂળ, લીણ્ડીપીપર, સૂવા બલાનાં—ખરેટીનાં મૂળ, પ્રસારિણી—નારીવેલ, બાલછડ અને કડુ, એ બારે ઔષધો અર્ધો અર્ધો પલ લઇ, તેમનો કલ્ક કરી, એ કલ્કને પણ ઉપરના પ્રવાહી પદાર્થો સાથે મિશ્ર કરીને ધીમે ધીમે તાપે, તેલ બાકી રહે ત્યાંસુધી ઉકાળીને પછી તે તેલને ગાળી લેવું. આ માષાદિક તેલ શરીરે ચોળવાથી ગ્રીવાસ્તંભ, અપબાહુક, અર્ધાંગવાત, શોષ રોગ, આક્ષેપક, ઉરુસ્તંભ, અપતાનકવાત, શાખાકંપ વાત, શિરઃકંપ વાત, વિશ્વાચી વાત અને અર્દિત વાત, એ સર્વે વાતરોગ મટે છે.

**શતાવરીતેલ**

शतावरी बलायुग्मं पर्ण्यौ गंधर्वहस्तकः ॥
अश्वगंधा श्वदंष्ट्रा च बिल्वः काशः कुरंटकः ॥ १३१ ॥
एषां सार्धपलान् भागान् कल्पयेच्च विपाचयेत् ॥ चतुर्गुणेन नीरेण पादशेषं शृतं नयेत् ॥ १३२ ॥
नियोज्य तैलप्रस्थे च क्षीरप्रस्थं विनिक्षिपेत् ॥ शतावरीरसप्रस्थं जलप्रस्थं च योजयेत् ॥१३३॥
शतावरीदेवदारुमांसीतगरचन्दनम् ॥ शतपुष्पा बला कुष्ठमेला शैलेयमुत्पलम् ॥ १३४ ॥
ऋद्धिर्मेदा च मधुकं काकोली जीवकस्तथा ॥ एषां कर्षसमैः कल्कैस्तैलं गोमयवह्निना ॥ १३५ ॥
पचेत्तेनैव तैलेन नरः स्त्रीषु वृषायते ॥ नारी च लभते पुत्रं योनिशूलं च नश्यति ॥ १३६ ॥
अंगशूलं शिरःशूलं कामलां पांडुतां गरम् ॥ गृध्रसीं प्लीहशोषांश्च मेहान् दंडापतानकम् ॥ १३७ ॥
सदाहं वातरक्तं च वातपित्तगदार्दितम् ॥ असृग्दरं तथाध्मानं रक्तपित्तं च नश्यति ॥ १३८ ॥
शतावरीतैलमिदं कृष्णात्रेयेण भाषितम् ॥ ॐनारायण्यैस्वाहा ॥ उत्तराभिमुखो भूत्वा खनेनखदिरशंकुना
ॐसर्वव्याधिनाशिन्यै स्वाहा ॥ इत्युत्पाटनमंत्रः ॥ ॐकुमारजीविन्यै स्वाहा ॥ इति पाचनमंत्रः ॥

શતાવરી, બલાનાં–ખરેટીનાં મૂળ, અતિબલાનાં–ખપાટનાં મૂળ, સુગન્ધી સમેરવાનાં મૂળ, સમેરવાનાં મૂળ, એરંડાનું મૂળ, આખસન્ધ, ગોખરુ, બીલીના ઝાડનાં મૂળ, કાંસ–કાંસડો અને કાણ્ટાઅશેળિયો, એ અગ્યારે ઔષધો ડોઢ ડોઢ પલ લઈ, તેમને અધકચરાં કરી, પછી તેમની અન્દર પાણી છાસઠ પલ નાંખીને પછી એ બન્નેને ઉકાળવાં અને ચોથો ભાગ પાણી બાકી રહે ત્યારે તેમને હેઠે ઉતારીને ગાળી લેવાં. એ ગાળી લીધેલા કાઢાના પાણીની અન્દર તલનું તેલ, ગાયનું દૂધ, શતાવરીનો સ્વરસ અને પાણી, એ ચારે પ્રવાહી પદાર્થો એક એક પ્રસ્થ નાંખવા. એ ઉપરાંત શતાવરી, દેવદારુ, બાલછડ, તગર, સુખડ, સૂવા, બલાનાં–ખરેટીનાં મૂળ, કઠ, એલચી, પથ્થરફૂલ, કમળ, ઋદ્ધિ–વારાહીકન્દ, મેદા–શતાવરી, જેઠીમધ, કાકોલી–આખસન્ધ અને જીવક–વિદારીકન્દ–ફગવેલાનો કન્દ, એ સોલે ઔષધો એક એક કર્ષ લઈ, તેમનો કલ્ક કરી, એ કલ્કને પણ ઉપરના પ્રવાહી પદાર્થોમાં નાંખી, એ સર્વેને મિશ્ર કરીને ગાયના છાણના છાણાંના અગ્નિપર તેલ બાકી રહે ત્યાંસુધી ઉકાળીને પછી તે તેલને ગાળી લેવું. આ તેલને પુરુષ શરીરે ચોળે તો તેને નિત્ય સ્ત્રીસંગ કરવાનું સામર્થ્ય આવે છે; તથા સ્ત્રી શરીરે ચોળે તો તેને છોકરો થાય છે. વળી આ તેલથી યોનિશૂલ, અંગશૂલ, શિરાશૂલ કામલા, પાંડુરોગ, વિષદોષ, ગૃધ્રસી વાત, પ્લીહા, શોષ, મેહ, દંડાપતાનક વાત, દાહયુક્ત વાતરક્ત, વાતપિત્તજન્યવિકાર, અર્દિતવાત, રક્તપ્રદર, આધ્માન વાત અને રક્તપિત્ત રોગ મટે છે. આ શતાવરી તૈલ કૃષ્ણાત્રેય ઋષિએ કહેલ છે.

આ તેલ બનાવવાને માટે જંગલમાંથી શતાવરી કેમ લાવવી? તેનું વર્ણન નીચે પ્રમાણે કરું છું. ૐ નારાયણ્યૈ સ્વાહા, એ મંત્ર ભણી, નમસ્કાર કરી, ઉત્તર દિશામાં મુખ રાખીને ખેરના ખીલાથી શતાવરીને ખોદવી; પછી ૐ સર્વવ્યાધિનાશિન્યૈ સ્વાહા, એ મંત્ર ભણી, નમસ્કાર કરી, શતાવરીને ઉપાડવી, અને ૐ કુમારજીવિન્યૈ સ્વાહા, એ મંત્ર ભણી, નમસ્કાર કરી, શતાવરીને તેલના પાકના ઉપયોગમાં લેવી.

**કાસીસાદિ તૈલ** कासीसं लांगली कुष्ठं शुण्ठी कृष्णा च सैन्धवम् ॥
मनःशिलाऽश्वमारं च विडंगं चित्रको वृषः ॥ १४० ॥
दंती कोशातकीबीजं हेमाह्वा हरितालकः ॥ कल्कैः कर्षमितैरेतैस्तैलप्रस्थं विपाचयेत् ॥ १४१ ॥
स्नुह्यर्कपयसी दद्यात्पृथग्द्विपलसंमिते ॥ चतुर्गुणं गवां मूत्रं दत्त्वा सम्यक्प्रसाधयेत् ॥ १४२ ॥
कथितं खरनादेन तैलमर्शोविनाशनम् ॥ क्षारवत्पातयत्येतदर्शांस्यभ्यंगतो भृशम् ॥ १४३ ॥
वलीर्न दूषयत्येतत्क्षारकर्मकरं स्मृतम् ॥

હિરાકશી, દૂધિયો વચ્છનાગ, કઠ, શુણ્ઠ, લીણ્ડીપીપર, સિન્ધાલુણ, મનશિલ, કણેર, વાવડિંગ, ચિત્રો, અરડૂશી, નેપાળાના મૂળ, કડવાં તુરિયાનાં બી, દારુડીનું મૂળ અને હરતાલ, એ પન્નરે ઔષધો એક એક કર્ષ લઈને તેમનો કલ્ક કરવો. એ કલ્ક પન્નર કર્ષ, તલનું તેલ એક પ્રસ્થ, દાંડલિયા થોરનું દૂધ તથા આકડાનું દૂધ, એ બન્ને બે બે પલ અને ગૌમૂત્ર ચાર પ્રસ્થ લઇ, એ પાંચે પદાર્થોને એકત્ર કરી, તેલ બાકી રહે ત્યાંસુધી ઉકાળીને પછી તે તેલને

ગાળી લેવું. આ તેલ ખરનાદ ઋષિએ કહેલ છે. આ તેલને અર્શનાંપર જેમ ક્ષાર લગાડીએ છીએ તેમ ચોપડવું એટલે અર્શ ખરી પડે છે. વળી આ તેલ, ક્ષારની માફક કામ કરે છે તે છતાં, ગુદાના મુખની અન્દર આવેલી ત્રિવલી(કુડલી–આમણ)ને પીડા કરતું નથી.

**પિણ્ડતેલ**

मंजिष्ठासारिवासर्जयष्टीसिक्थैः पलोन्मितैः ॥ १४४ ॥
पिंडाख्यं साधयेत्तैलमैरंडं वातरक्तनुत् ॥

મજીઠ, કપુરીમધુરી, રાળ, જેઠીમધ અને મીણ, એ પાંચે ઔષધો એક એક પલ લઈ, તેમનો કલ્ક કરી, એ કલ્કને વીશ પલ એરંડિયા તેલમાં ખદખદાવીને પછી તેનો મલમ કરવો. આ પિંડતેલ મલમથી વાતરક્ત રોગ મટે છે.

**અર્કપત્રરસતેલ**

अर्कपत्ररसे पक्वं हरिद्राकल्कसंयुतम् ॥१४५॥
नाशयेत्सार्षपं तैलं पामां कच्छूं विचर्चिकाम् ॥

હળદરનો કલ્ક એક ભાગ, સર્ષવનું તેલ ચાર ભાગ અને આકડાનાં પાન્દડાંનો સ્વરસ સોલ ભાગ લઈ, એ ત્રણે પદાર્થોને એકત્ર કરી, તેલ બાકી રહે ત્યાંસુધી ઉકાળીને પછી તે તેલને ગાળી લેવું. આ તેલ ચોળવાથી પામા, કચ્છૂ અને વિચર્ચિકા રોગ મટે છે.

**મરિચાદિ તેલ**

मरिचं हरितालं च त्रिवृतं रक्तचंदनम् ॥ १४६ ॥
मुस्तं मनःशिला मांसी द्वे निशे देवदारु च ॥
विशाला करवीरं च कुष्ठमर्कपयस्तथा ॥ १४७ ॥

तथैव गोमयरसं कुर्यात्कर्षमितान् पृथक् ॥ विषं चार्धपलं देयं प्रस्थं च कटुतैलकम् ॥ १४८ ॥
गोमूत्रं द्विगुणं दद्याज्जलं च द्विगुणं भवेत् ॥ मरिचाद्यमिदं तैलं सिध्मकुष्ठप्रणाशनम् ॥ १४९ ॥
जयेत्कुष्ठानि सर्वाणि पुंडरीकं विचर्चिकाम् ॥ पामां चित्राणि रक्तं च कंडूं कच्छूंप्रणाशयेत्॥१५०॥

મરી, હરતાલ, નસોતર, રતાંજલી, નાગરમોથ, મનશિલ, બાલછડ, હળદર, દારુહળદર, દેવદારુ, મોટી ઇન્દ્રવારુણીનાં મૂળ, કણેરનાં મૂળ, કઠ, આંકડાનો ક્ષીર અને ગાયના છાણનો રસ, એ પન્નરે પદાર્થો એક એક કર્ષ તથા શોધેલો વચ્છનાગ અર્ધ પલ લઇને પછી એ સોલે ઔષધોનો કલ્ક કરવો. પછી સરસિયું તેલ એક પ્રસ્થ, ગૌમૂત્ર બે પ્રસ્થ અને પાણી બે પ્રસ્થ લઇ, એ ત્રણે પદાર્થોની અન્દર ઉપરનો કલ્ક મિશ્ર કરી, તેલ બાકી રહે ત્યાંસુધી ઉકાળીને પછી તે તેલને ગાળી લેવું. આ મારિચાદ્ય તેલ શરીરે ચોળવાથી સિધ્મકુષ્ઠ, સર્વપ્રકારનાં કુષ્ઠો, પુંડરીક કુષ્ઠ, વિચર્ચિકા કુષ્ઠ, પામા, ચિત્રકુષ્ઠ, રક્તકુષ્ઠ, કણ્ડૂ અને કચ્છૂ રોગ મટે છે.

**ત્રિફલાદિ તેલ**

त्रिफलाऽरिष्टभूनिंबं द्वे निशे रक्तचंदनम् ॥
एतैः सिद्धमरुंषीणां तैलमभ्यंजने हितम् ॥ १५१ ॥

હરડાં, બેહેડાં, આમ્બળાં, લિમ્બડો, કરિયાતું, હળદર, દારુહળદર અને રતાંજલી એ આઠે ઔષધો સરખે ભાગે લઇને તેમનો કલ્ક કરવો. એ કલ્ક એક ભાગ, તલનું તેલ ચાર ભાગ અને પાણી સોલ ભાગ લઈ, એ ત્રણે પદાર્થોને એકત્ર કરી, તેલ બાકી રહે ત્યાંસુધી ઉકાળીને પછી તે તેલને ગાળી લેવું. આ તેલ ચોપડવાથી અરુંષી રોગ મટે છે.

भावयेन्निंबबीजानि भृंगराजरसेन हि ॥
**નિમ્બબીજતૈલ** तथाऽसनस्य तोयेन तत्तैलं हंति नस्यतः ॥ १५२ ॥
अकालपलितं सद्यः पुंसां दुग्धान्नभोजिनाम् ॥

લિમ્બડાની લિમ્બોળીને પ્રથમ ભાંગરાના રસની ભાવના દેવી અને સૂકાયા પછી પાછી બીયાની છાલના કાઢાની ભાવાના દેવી. એ રીતે ભાવના દીધેલી લિમ્બોળીનું તેલ કાઢવું. આ તેલનું, દૂધ ભાત ખાનારા પુરુષે નસ્ય લેવાથી, કવખતે ધોળા થયેલા વાળ જલદી કાળા થાય છે.

**યષ્ટીમધુતૈલ** यष्टीमधुकक्षीराभ्यां नवधात्रीफलैः शृतम् ॥ १५३ ॥
तैलं नस्यकृतं कुर्यात् केशान् श्मश्रूणि सर्वशः ॥

જેઠીમધ અને ઠળિયા કાઢેલાં લીલાં આમ્બળાં, એ બન્ને ઔષધો સરખે ભાગે લઇને તેમનો કલ્ક કરવો. એ કલ્ક એક ભાગ, તલનું તેલ ચાર ભાગ, ગાયનું દૂધ સોલ ભાગ અને પાણી સોલ ભાગ લઈ એ ચારે પદાર્થોને એકત્ર કરી, તેલ બાકી રહે ત્યાંસુધી ઉકાળીને પછી તે તેલને ગાળી લેવું. આ તેલનું નસ્ય લેવાથી માંથું, મૂંછ અને ડાઢીએથી જતા રહેલા વાળ પાછા આવે છે.

**કરંજાદિ તૈલ** करंजश्चित्रको जाती करवीरश्च पाचितम् ॥१५४ ॥
तैलमेभिर्द्रुतं हन्यादभ्यंगादिन्द्रलुप्तकम् ॥

કરંજની છાલ, ચિત્રો, જાઇનાં પાંદડાં અને કણેરનાં મૂળ, એ ચારે ઔષધો સરખે ભાગે લઇને તેમનો કલ્ક કરવો. એ કલ્ક એક ભાગ, તલનું તેલ ચાર ભાગ અને પાણી સોલ ભાગ લઈ, એ ત્રણે પદાર્થોને એકત્ર કરી, તેલ બાકી રહે ત્યાંસુધી ઉકાળીને પછી તે તેલને ગાળી લેવું. આ તેલ ચોળવાથી ઇન્દ્રલુપ્તક રોગ જલદી નાશ પામે છે.

**નીલિકાદિ તૈલ** नीलिका केतकीकन्दं भृंगराजः कुरंटकः ॥ १५५ ॥
तथाऽर्जुनस्य पुष्पाणि बीजकात्कुसुमान्यपि ॥

कृष्णास्तिलाश्च तगरं समूलं कमलं तथा ॥ १५६॥ अयोरजः प्रियंगुश्च दाडिमत्वग्गुडूचिका ॥
त्रिफलापद्मपंकश्च कल्कैरेभिः पृथक्पृथक् ॥ १५७ ॥ कर्षमात्रं पचेत्तैलं त्रिफलाक्वाथसंयुतम् ॥
भृंगराजरसेनैव सिद्धं केशस्थिरीकृतम् ॥ १५८ ॥ अकालपलितं हंति दारुणं चोपजिह्विकाम् ॥

ગળી, કેવડાનો કન્દ, ભાંગરો, કાણ્ટાઅશેળિયો, અર્જુન વૃક્ષનાં—અર્જુન સાદડાનાં—ધોળાં સાજડના ફૂલ, બીયાનાં ફૂલ, કાળા તલ, તગર, કન્દ સહિત કમલફૂલ, લોઢાનો ભૂકો, ધઊંલા, દાડમની છાલ, ગળો, હરડાં, બેહેડાં, આમ્બળાં અને કમળની નીચેનો ગારો—કાદવ, એ સત્તરે ઔષધો કર્ષ કર્ષ લઇને તેમનો કલ્ક કરવો. એ કલ્ક સત્તર કર્ષ; તલનું તેલ અડસઠ કર્ષ; હરડાં, બેહેડાં અને આમ્બળાનો ક્વાથ બસો બોતેર કર્ષ અને ભાઙ્ગરાનો રસ બસો બોતેર કર્ષ લઈ, એ ચારે પદાર્થોને એકત્ર કરી, તેલ બાકી રહે ત્યાંસુધી ઉકાળીને પછી તે ગાળી લેવું. આ તેલ ચોપડવાથી કેશ સ્થિર થાય છે અર્થાત ખરી પડતા નથી; કવખતે થયેલા ધોળા વાળ કાળા થાય છે તથા દારુણ કપાલરોગ અને ઉપજિહ્વિક જિહ્વારોગ મટે છે.

भृंगराजरसेनैव लोहकिट्टं फलत्रिकम् ॥ १५९ ॥

ભૃંગરાજતેલ — सारिवां च पचेत्कल्कैस्तैलं दारुणनाशनम् ॥
अकालपलितं कंडूमिन्द्रलुप्तं च नाशयेत् ॥ १६० ॥

લોઢાનો ભૂકો, હરડાં, બેહેડાં, આમ્બળાં અને કપુરીમધુરી, એ પાંચે ઔષધો સરખે ભાગે લઇને તેમનો કલ્ક કરવો. એ કલ્ક એક ભાગ, તલનું તેલ ચાર ભાગ અને ભાંગરાનો રસ સોલ ભાગ લઈ, એ ત્રણે પદાર્થોને એકત્ર કરી, તેલ બાકી રહે ત્યાંસુધી ઉકાળીને પછી તે તેલને ગાળી લેવું. આ તેલ મસ્તકપર ચોળવાથી દારુણ કપાલ રોગ, કણ્ડુ વાત અને ઇન્દ્રલુપ્ત કપાલ રોગ મટે છે તથા કવખતે થયેલા ધોળા વાળ કાળા થાય છે.

इरिमेदत्वचं क्षुण्णां पचेच्छतपलोन्मिताम् ॥

ઇરિમેદાદિ તેલ — जलद्रोणेन तत्क्वाथं गृह्णीयात्पादशेषितम् ॥ १६१ ॥
तैलस्यार्धाढकं दत्त्वा कल्कैः कर्षमितैः पचेत् ॥

इरिमेदलवंगाभ्यां गैरिकागरुपद्मकैः ॥ १६२ ॥ मंजिष्ठालोध्रमधुकैर्लाक्षान्यग्रोधमुस्तकैः ॥ त्वग्जातिफलकर्पूरकंकोलखदिरैस्तथा ॥ १६३ ॥ पतंगधातकीपुष्पसूक्ष्मैलानागकेशरैः ॥ कट्फलेन च संसिद्धं तैलं मुखरुजं जयेत् ॥ १६४ ॥ प्रदुष्टमांसं पलितं शीर्णदन्तं च सौषिरम् ॥ श्यावदंतं प्रहर्षं च विद्रधिं कृमिदन्तकम् ॥ १६५ ॥ दन्तस्फुटनदौर्गन्ध्यजिह्वाताल्वोष्ठजां रुजम् ॥

અધકચરી દુર્ગન્ધી ખેરની છાલ સો પલ તથા પાણી એક દ્રોણ લઈ, એ બન્ને પદાર્થોને એકત્ર કરીને ઉકાળવા, અને ચોથો ભાગ પાણી બાકી રહે ત્યારે તેમને હેઠે ઉતારીને ગાળી લેવા. એ ગાળી લીધેલા કાઢાના પાણીની અન્દર, તલનું તેલ અર્ધો આઢક નાખવું. એ ઉપરાંત દુર્ગન્ધી ખેરની છાલ, લવંગ, ગેરુ, અગરચંદન, પદ્મક, મજીઠ, લોદર, જેઠીમધ, લાખ વડની છાલ, નાગરમોથ, તજ, જાયફલ, કપૂર, ચણકબાબ, ખેરની છાલ, પતંગ, ધાવણીનાં ફૂલ, ઝીણી એલચી, નાગકેશર અને કાયફળ. એ એકવીશે ઔષધો એક એક કર્ષ લઈ તેમનો કલ્ક કરી, એ કલ્કને પણ ઉપરના કાઢાના પાણીમાં નાંખી, એ ત્રણે પદાર્થોને એકત્ર કરી, તેલ બાકી રહે ત્યાંસુધી ઉકાળીને પછી તે તેલને ગાળી લેવું. આ તેલ મુખરોગ, પ્રદુષ્ટ માંસદન્ત રોગ, પલિત કપાલ રોગ, શીર્ણદન્ત રોગ, સૌષિર દન્તમૂલ રોગ, શ્યાવદન્ત રોગ, દન્તહર્ષ રોગ, દન્તવિદ્રધિ રોગ, કૃમિદન્તક દન્ત રોગ, દન્તસ્ફુટન રોગ, દન્તદૌર્ગન્ધ્ય રોગ, જિહ્વા રોગ, તાલુ રોગ અને ઓષ્ઠ રોગ મટાડે છે.

જાત્યાદિ તેલ — जातिनिंबपटोलानां नक्तमालस्य पल्लवाः ॥ १६६ ॥
सिक्थं समधुकं कुष्ठं द्वे निशे कटुरोहिणी ॥

मंजिष्ठा पद्मकं लोध्रमभया नीलमुत्पलम् ॥ १६७ ॥ तुत्थकं सारिवा बीजं नक्तमालस्य दापयेत् ॥ एतानि समभागानि पिष्ट्वा तैलं विपाचयेत् ॥ १६८ ॥ नाडीव्रणे समुत्पन्ने स्फोटके कच्छुरोगिषु ॥ सद्यः शस्त्रप्रहारेषु दग्धविद्धेषु चैव हि ॥ १६९ ॥ नखदंतक्षते देहे व्रणे दुष्टे प्रशस्यते ॥

જાઇ, લિમ્બડો, પટોલ–કડવાં પરવર અને કરંજ, એ ચારેનાં પાન્દડાંઓ; મીણ, જેઠીમધ, કઠ, હળદર, દારુહળદર, કડુ, મજીઠ, પદ્મક, લોદર, હરડે, કાળું કમળ, મોરથુથું,

કપુરીમધુરી અને કરંજનાં બી, એ અઢારે ઔષધો સરખે ભાગે લઇને તેમનો કલ્ક કરવો. એ કલ્ક એક ભાગ, તલનું તેલ ચાર ભાગ અને પાણી સોલ ભાગ લઈ, એ ત્રણે પદાર્થોને એકત્ર કરી, તેલ બાકી રહે ત્યાંસુધી ઉકાળીને પછી તે તેલને ગાળી લેવું. આ તેલ નાડીવ્રણ, સ્ફોટક રોગ, કચ્છુ રોગ, તરત થયેલો શસ્ત્રપ્રહાર, દગ્ધ રોગ, વિદ્ધ રોગ, નખક્ષત, દંતક્ષત અને દેહની અન્દરનાં દુષ્ટ વ્રણો મટાડે છે.

હિંગ્વાદિ તેલ

हिंगुतुंबुरुशुंठीभिः कटुतैलं विपाचयेत् ॥ १७० ॥
तस्य पूरणमात्रेण कर्णशूलं प्रणश्यति ॥

હિઙ્ગુ, તુંબરુ—ચિરફળ અને શુણ્ઠ, એ ત્રણે ઔષધો સરખે ભાગે લઇને તેમનો કલ્ક કરવો. એ કલ્ક એક ભાગ, સરસિયું તેલ ચાર ભાગ અને પાણી સોલ ભાગ લઈ એ ત્રણે પદાર્થોને એકત્ર કરી, તેલ બાકી રહે ત્યાંસુધી ઉકાળીને પછી તે તેલને ગાળી લેવું. આ તેલ કાનમાં રેડવાથી કર્ણશૂલ મટી જાય છે.

બાલબિલ્વાદિ તેલ

बालबिल्वानि गोमूत्रे पिष्ट्वा तैलं विपाचयेत् ॥ १७१ ॥
साजक्षीरं च नीरं च बाधिर्यं हंति पूरणात् ॥

કુણી બીલીને ગોમૂત્રમાં વાટીને તેનો કલ્ક કરવો. એ બીલીનો કલ્ક એક ભાગ, તલનું તેલ ચાર ભાગ, બકરીનું દૂધ સોલ ભાગ અને પાણી સોલ ભાગ લઈ, એ ચારે પદાર્થોને એકત્ર કરી, તેલ બાકી રહે ત્યાંસુધી ઉકાળીને પછી તે તેલને ગાળી લેવું. આ તેલ કાનમાં રેડવાથી બાધિર્ય રોગ મટે છે.

ક્ષારતેલ

बालमूलकशिंबीनां क्षारः क्षारयुगं तथा ॥ १७२ ॥
लवणानि च पंचैव हिंगु शिग्रु महौषधम् ॥
देवदारु वचा कुष्ठं शतपुष्पा रसांजनम् ॥ १७३ ॥ ग्रंथिकं भद्रमुस्तं च कल्कैः कर्षमितैः पृथक् ॥
तैलप्रस्थं च विपचेत्कदलीबीजपूरयोः ॥ १७४ ॥ रसाभ्यां मधुसूक्तेन चातुर्गुण्यमितेन च ॥
पूयस्रावं कर्णनादं शूलं बधिरतां क्रमीन् ॥ १७५ ॥ अन्यांश्च कर्णजान् रोगान्मुखरोगांश्च नाशयेत् ॥

ઝીણા મૂળાની શિંગ—મોગરી—મોગરા (મૂલાફળી)નો ક્ષાર, જવખાર, સાજીખાર, સિન્ધાલુણ, સંચળ, બિડલવણ, વડાગરું મીઠું, દરિયાનું મીઠું, હિઙ્ગુ, શરગવાની છાલ, શુણ્ઠ, દેવદારુ, ઘોડાવજ, કઠ, સુવા, રસવંતી, પીપરીમૂળના ગણ્ઠોડા અને નાગરમોથ, એ અઢારે ઔષધો એક એક કર્ષ લઇને તેમનો કલ્ક કરવો. એ કલ્ક અઢાર કર્ષ, તલનું તેલ એક પ્રસ્થ, કેળના કન્દનો રસ, બીજોરાં લીમ્બુનો રસ અને મધુસૂક્ત, એ ત્રણે ઔષધો ચાર ચાર પ્રસ્થ લઈ, એ સર્વે પદાર્થોને એકત્ર કરી, તેલ બાકી રહે ત્યાં સુધી ઉકાળીને પછી તે તેલને ગાળી લેવું. આ તેલ પૂયસ્રાવ, કર્ણનાદ, કર્ણશૂલ, બધિરતા, કૃમિરોગ, બીજા કર્ણરોગો અને મુખરોગોને મટાડે છે.

મધુસૂક્ત કરવાની વિધિ

जंबीराणां फलरसः प्रस्थैकः कुडवोन्मितम् ॥
माक्षिकं तत्र दातव्यं पलैका पिप्पली स्मृता ॥
एतदेकीकृतं सर्वं मृद्भांडे च निधापयेत् ॥ धान्यराशिस्थितं मासं मधुसूक्तमुदाहृतम् ॥

કાગદી લીમ્બુનો રસ એક પ્રસ્થ, મધ એક કુડવ અને લીણ્ડીપીપરનું ચૂર્ણ એક પલ લઈ, એ ત્રણે પદાર્થોને મિશ્ર કરી, માટીના ઘડામાં નાંખી, માટીના ઘડાનાં મોઢાંને કપડાં

તથા માટીવતી છાંદી લઇને, પછી તે ઘડાને અનાજના ઢગલાની અન્દર એક મહિના સુધી ડાટી મૂકવો. આ મધુસૂક્ત દવા, ઉપરના ક્ષાર તૈલમાં આવેલ છે, તેથી અહીં આપી છે.

પાઠાદિ તૈલ

पाठा द्वे च निशे मूर्वापिप्पलीजातिपल्लवैः ॥ १७६ ॥
दंत्या च तैलं संसिद्धं नस्यं स्यात् दुष्टपीनसे ॥

કાળીપાટ, હળદર, દારુહળદર, મૂર્વા–મોરવેલ, લીણ્ડીપીપર, જાઇનાં પાંદડાં અને નેપાળાનાં મૂળ, એ સાતે ઔષધો સરખે ભાગે લઇ, તેમનો કલ્ક કરવો. એ કલ્ક એક ભાગ, તલનું તેલ ચાર ભાગ અને પાણી સોલ ભાગ લઈ, એ ત્રણે પદાર્થોને એકત્ર કરી, તેલ બાકી રહે ત્યાંસુધી ઉકાળી, પછી તે તેલ ગાળી લેવું. આ તેલનું નસ્ય લીધાથી દુષ્ટ પીનસ રોગ મટે છે.

કુષ્ઠાદિ તૈલ

कुष्ठं बिल्वकणाशुंठीद्राक्षाकल्ककषायवत् ॥ १७७ ॥
साधितं तैलमाज्यं वा नस्यात्क्षवथुनाशनम् ॥

કઠ, બીલી, લીણ્ડીપીપર, શુણ્ઠ અને દ્રાક્ષ, એ પાંચે ઔષધો સરખે ભાગે લઇને તેમનો કલ્ક કરવો. એ કલ્ક એક ભાગ, તલનું તેલ ચાર ભાગ અને પાણી સોલ ભાગ લઈ, એ ત્રણે પદાર્થોને એકત્ર કરી, તેલ બાકી રહે ત્યાંસુધી ઉકાળીને પછી તે તેલને ગાળી લેવું. આ તેલનુ નસ્ય લેવાથી ક્ષવથુ રોગ નાશ પામે છે.

કુષ્ટાદિ ઘૃત

ઉપરના જ પદાર્થોને તલના તેલને બદલે ઘીમાં એ જ પ્રમાણમાં લેઇને એજ રીતિએ ઘી બનાવાય છે.

વ્યાઘ્રયા તૈલ

व्याघ्रीदंतीवचाशिग्रुतुलसीव्योषसैन्धवैः ॥ १७८ ॥
कल्कैश्च पाचनं तैलं पूतिनासागदापहम् ॥

બેઠીભોંરિંગણી, નેપાળાનાં મૂળ, ઘોડાવજ, શરગવાની છાલ, તુલસીનાં પાન્દડાં, શુણ્ઠ, મરી, લીણ્ડીપીપર અને સિન્ધાલુણ, એ નવે ઔષધો સરખે ભાગે લઇને તેમનો કલ્ક કરવો. એ કલ્ક એક ભાગ, તલનું તેલ ચાર ભાગ અને પાણી સોલ ભાગ લઈ, એ ત્રણે પદાર્થોને એકત્ર કરી, તેલ બાકી રહે ત્યાંસુધી ઉકાળીને પછે તે તેલને ગાળી લેવું. આ તેલ સૂંઘવાથી, પૂતિ નાસા રોગ મટે છે.

ગૃહધૂમાદિ તૈલ

गृहधूमकणादारुक्षारनक्ताह्वसैन्धवैः ॥ १७९ ॥
सिद्धं शिखरीबीजैश्च तैलं नासार्शसां हितम् ॥

ધુંસ, લીણ્ડીપીપર, દેવદારુ, જવખાર, કરંજ, સિન્ધાલુણ અને અઘેડાનાં બી, એ સાતે ઔષધો સરખે ભાગે લઇને તેમનો કલ્ક કરવો. એ કલ્ક એક ભાગ, તલનું તેલ ચાર ભાગ અને પાણી સોલ ભાગ લઈ, એ ત્રણે પદાર્થોને એકત્ર કરી, તેલ બાકી રહે ત્યાંસુધી ઉકાળીને પછે તે તેલને ગાળી લેવું. આ તેલ નાસાર્શ રોગ મટાડે છે.

વજ્રતૈલ

वज्रीक्षीरं रविक्षीरं द्रवं धत्तूरचित्रकम् ॥ १८० ॥
महिषीविड्भवं द्रावं सर्वांशं तिलतैलकम् ॥
पचेत्तैलावशेषं च गोमूत्रेऽथ चतुर्गुणे ॥ १८१ ॥
तैलावशेषं प्रसवा च तत्तैलं प्रस्थमात्रकम् ॥ गंधकामिशिलातालं विडंगातिविषाविषम् ॥ १८२ ॥

तिक्तकोशातकी कुष्ठं वचा मांसी कटुत्रयम् ॥ पीतदारु च यष्ट्याह्वं सर्जिकाक्षारजीरकम् ॥ १८३ ॥
देवदारु च कर्षांशं चूर्णं तैले विनिक्षिपेत् ॥ वज्रतैलमिदं ख्यातमभ्यंगात्सर्वकुष्ठनुत् ॥ १८४ ॥

દાણ્ડલિયા થોરનું દૂધ, આંકડાનું દૂધ, ધંતુરાનો રસ, ચિત્રાનો રસ અને ભેંસના છાણનો રસ. એ પાંચે ઔષધો સરખે ભાગે લઈ, તેમની અન્દર તલનું તેલ, તે પાંચેની બરોબર નાંખીને, પછી તેમને તેલ બાકી રહે ત્યાંસુધી ઉકાળવાં. ત્યારબાદ તેલથી ચોગણું ગાયનું મૂત્ર, ઉપરના તેલમાં નાંખીને, તેમને પાછાં તેલ બાકી રહે ત્યાંસુધી ઉકાળીને પછી તે તેલને ગાળી લેવું. પછી ગન્ધક, ચિત્રો, મનશિલ, હરતાલ, વાવડિઙ્ગ, અતિવિષની કળી, શુદ્ધ કરેલો વછનાગ, કડવાં તુરિયાં, કઠ, ઘોડાવજ, બાલછડ, શુણ્ઠ, મરી, લીણ્ડીપીપર, દારુહળદર જેઠીમધ, સાજીખાર, જીરું અને દેવદારુ, એ ઓગણીશે ઔષધો એક એક કર્ષ લઇ, તેમનું ચૂર્ણ કરીને પછી તે ચૂર્ણને એક પ્રસ્થ તેલની અન્દર મેળવવું. આ વજ્રતૈલ, શરીરે ચોળવાથી, સર્વે પ્રકારનાં કુષ્ઠો મટે છે.

કરવીરાદિ તૈલ

करवीरशिफां दंती त्रिवृत्कोशातकीफलम् ॥
रंभाक्षारोदके तैलं प्रशस्तं लोमशातनम् ॥ १८५ ॥

કરેણના મૂળ, નેપાળાનાં મૂળ, નસોતર અને કડવાં તુરિયાં. એ ચારે ઔષધો સરખે ભાગે લઇને તેમનો કલ્ક કરવો. એ કલ્ક એક ભાગ, તલનું તેલ ચાર ભાગ અને કેળના ક્ષારનું પાણી સોલ ભાગ લઈ, એ ત્રણે પદાર્થોને એકત્ર કરી, તેલ બાકી રહે ત્યાંસુધી ઉકાળીને પછી તે તેલને ગાળી લેવું. આ તેલ, જે જગ્યાએથી વાળ કાઢી નાંખવા હોય, ત્યાં ચોળવાથી વાળ નીકળી જાય છે.

ચંદનાદિ તૈલ

चंदनांबु नखं वाप्यं यष्टी शैलेयपद्मकम् ॥
मंजिष्ठा सरलं दारु सठ्येला पूतिकेशरम् ॥ १८६ ॥
पत्रं सेव्यं मुरा मांसी कंकोलं वनितांबुदम् ॥ हरिद्रे सारिवे तिक्ता लवंगागरुकुंकुमम् ॥ १८७ ॥
त्वग्रेणुनलिकाश्चैभिस्तैलं मस्तु चतुर्गुणम् ॥ लाक्षारससमं सिद्धं ग्रहघ्नं बलवर्धनम् ॥ १८८ ॥
रक्तपित्तक्षतक्षीणश्वासकासविनाशनम् ॥ आयुःपुष्टिकरं चैव वशीकरणमुत्तमम् ॥ १८९ ॥
विशेषात्क्षयरोगघ्नं अपस्मारज्वरं हरम् ॥

સુખડ, વાળો, નખલા, કઠ, જેઠીમધ, પથ્થરફૂલ, પદ્મક, મજીઠ, ગન્ધોબેરજો, દેવદારુ, કપૂરકાચલી, એલચી, જબાદ કસ્તૂરી, તમાલપત્ર, કાળો વાળો, મુરા—એકાંગીમુરા, બાલછડ, ચણકબાબ, ધઉંલા, નાગરમોથ, હળદર, દારુહળદર, ધોળી કપુરીમધુરી, કાળી કપુરીમધુરી, કડુ. લવિંગ, અગરચન્દન, કેશર, તજ, રેણુકબીજ અને નલિકા, એ એકત્રીશે ઔષધો સરખે ભાગે લઇને તેમનો, કલ્ક કરવો, એ કલ્ક એક ભાગ, તલનું તેલ ચાર ભાગ, દહીંની તર સોલ ભાગ અને અળતો સોલ ભાગ લઈ, એ ચારે પદર્થોને એકત્ર કરી, તેલ બાકી રહે ત્યાંસુધી ઉકાળીને પછી તે તેલને ગાળી લેવું. આ તેલ, ગ્રહઘ્ન તથા બલવર્ધન છે. વળી રક્તપિત્ત, ક્ષતક્ષીણ, શ્વાસ અને કાસ રોગ મટાડનારું, આયુષ્ય વધારનારું અને ઉત્તમ પ્રકારનું વશીકરણ કરનારું, ક્ષયરોગ, અપસ્માર અને જ્વર રોગ મટાડનારું છે.

लाक्षाप्रस्थोऽष्टगुणजले दत्त्वा पादावशिष्टतैलसमो लाक्षारसो ग्राह्यः ॥
अथवा षड्गुणजलेन एकविंशतिवारान् गालयित्वा रसो ग्राह्यः ॥

**લાક્ષારસ–અળતો કરવાની વિધિ**

એક પ્રસ્થ લાખને આઠ પ્રસ્થ પાણીની અન્દર નાંખીને ઉકાળવી અને બે પ્રસ્થ પાણી બાકી રહે ત્યારે હેઠે ઉતારીને ગાળી લેવી. એ ગાળી લીધેલા પાણીનું નામ અળતો–લાક્ષારસ જાણવું. અથવા એક પ્રસ્થ લાખની અન્દર છ પ્રસ્થ પાણી નાંખીને લાખનું પાણી કરવું અને એ પાણીને એકવીશ વાર ગાળવું. એ ગાળી લીધેલા પાણીનું નામ અળતો–લાક્ષારસ જાણવું.

**વચાદિ તેલ**

वचां सटीं हरिद्रे द्वे देवदारुमहौषधी ॥ १९० ॥
हरीतकीमतिविषामुस्तकेन्द्रयवान्समान् ॥
एतान्दशपलान् भागान् चतुर्द्रोणेऽम्भसः पचेत् ॥ १९१ ॥ चक्रमर्दरसैस्तैलं कटुकं मृदुनाऽग्निना ॥
पादशेषे विनिक्षिप्य सिन्दूरमिव तारयेत् ॥ १९२ ॥ एतत्तैलं निहंत्याशु गंडमालां सुदारुणाम् ॥

ઘોડાવજ, કપુરકાચલી, હળદર, દારુહળદર, દેવદારુ, શુણ્ઠ, હરડે, અતિવિષની કળી, મોથ અને ઇન્દ્રજવ, એ દશે ઔષધો દશ દશ પલ લઇને તેમનો કલ્ક કરવો. એ કલ્ક સો પલ તથા પાણી ચાર દ્રોણ લઈ, એ બન્નેને એકત્ર કરીને ઉકાળવાં અને ચોથો ભાગ પાણી બાકી રહે ત્યારે તેમને હેઠે ઉતારીને ગાળી લેવાં. એ ગાળી લીધેલા કાઢાના પાણીની અન્દર સરસિયું તેલ ચારસો પલ તથા કુંવાડિયાનાં પાન્દડાંનો રસ સોલસો પલ નાંખીને, તેમને ધીમે ધીમે તાપે, તેલ બાકી રહે ત્યાંસુધી ઉકાળીને પછી તે તેલને ગાળી લેવું. પછી તેની અન્દર સિન્દૂર નાંખીને તે સિન્દૂરને ઘૂંટવો. આ તેલ, ભયંકર ગંડમાલા રોગ તરત મટાડે છે.

**નિર્ગુણ્ડી તેલ**

निर्गुण्डीस्वरसे तैलं लाङ्गलीमूलकल्कितम् ॥
तैलं नस्यान्निहन्त्याशु गण्डमालां सुदारुणाम् ॥

દૂધિયાવછનાગના મૂલનો કલ્ક એક ભાગ, તલનું તેલ ચાર ભાગ, નગડનો રસ સોલ ભાગ તથા પાણી સોલ ભાગ લઇ, એ સર્વેને મિશ્ર કરી, તેલ બાકી રહે ત્યાંસુધી ઉકાળીને પછી તે તેલને ગાળી લેવું. આ તેલનું નસ્ય આપવાથી, જલદી દારુણ ગણ્ડમાલા રોગ મટી જાય છે.

એ રીતે દામોદરના પુત્ર શાર્ઙ્ગધરે રચેલી શાર્ઙ્ગધર સંહિતાને વિષે મધ્યમખણ્ડના ચિકિત્સાસ્થાનમાંનાં ઘૃતાદિ ઔષધો નામે નવમા અધ્યાયની ગુર્જર ટીકા સમ્પૂર્ણ.

---

## અધ્યાય ૧૦ મો, આસવાદિ ઔષધો

**પરિપક્વ આસવાદિનાં લક્ષણ**

द्रवेषु चिररकालस्थं द्रव्यं यत्संधितं भवेत् ॥

ઘણો વખત સુધી પ્રવાહી પદાર્થોની અંદર રહેલાં ઔષધોમાં આથો આવે ત્યારે તે આસવાદિને તૈયાર થયેલા જાણવા.

आसवारिष्टभेदैस्तु प्रोच्यते भेषजोचितम् ॥ १ ॥

**આસવાદિનાં નામો**

ઉપરનો પ્રવાહી પદાર્થ, આસવ અને અરિષ્ટ એ બે પ્રકારથી ઔષધોમાં ઉત્તમ કહેવાય છે.

**આસવ બનાવવાની વિધિ**

यदपक्कौषधां बुम्यांसिद्धं मद्यं स आसवः ॥

પાણીની અંદર, કાચાં ઔષધોનું તૈયાર કરેલું જે મદ્ય, તેનું નામ આસવ જાણવું.

**અરિષ્ટ બનાવવાની વિધિ**

अरिष्टः क्काथसाध्यः स्यात् ॥

જેમ ક્વાથ કરીએ છીએ, તેમ ક્વાથ કરીને, તે ક્વાથના પ્રવાહીમાં નાંખેલાં ઔષધોનો જે ઉભરો આવવો, તેનું નામ અરિષ્ટ જાણવું.

**આસવ અને અરિષ્ટ પીવાની માત્રા**

तयोर्मानं पलोन्मितम् ॥ २ ॥

આસવ અને અરિષ્ટ પીવાની માત્રા એક પલની જાણવી.

**અરિષ્ટમાં નાંખવાના પદાર્થોની માત્રા**

अनुक्तमानारिष्टेषु द्रवद्रोणे तुलां गुडम् ॥
क्षौद्रं क्षिपेद्गुडादर्धं प्रक्षेपं दशमांशकम् ॥ ३ ॥

જે અરિષ્ટના પ્રયોગમાં નાંખવાના પદાર્થોનું વજન ન લખ્યું હોય તે અરિષ્ટના પ્રયોગમાં જો દ્રવ પદાર્થ એક દ્રોણ સુધી નાંખવાનો હોય તો ગોળ એક તુલા નાંખવો. ગોળનો અર્ધો ભાગ મધ નાંખવું અને તેની અન્દર ઔષધોનું ચૂર્ણ ગોળનો દશમો ભાગ નાંખવું.

**શીતરસસીધુ બનાવવાની વિધિ**

ज्ञेयः शीतरसः सीधुरपक्कमधुरद्रवैः ॥
सिद्धः पक्करसः सीधुः संपक्कमधुरद्रवैः ॥ ४ ॥

ન પાકેલા એવા શેરડીના રસ આદિ મીઠા પદાર્થોનો બનાવેલો જે મદ્ય, તે શીતરસસીધુ કહેવાય છે.

**પકવરસસીધુ બનાવવાની વિધિ**

સારી રીતે પાકેલા એવા મીઠા પ્રવાહી પદાર્થોનો બનાવેલો જે મદ્ય, તે પકવરસસીધુ કહેવાય છે.

**સુરા બનાવવાની વિધિ**

परिपक्कान्नसंधानसमुत्पन्नां सुरां जगुः ॥

ચોખા આદિ રાંધેલાં અન્નોમાંથી, અગ્નિવડે યન્ત્રદ્વારા કાઢવામાં આવેલું જે મદ્ય, તેને સુરા કહે છે.

**પ્રસન્નાનાં લક્ષણ**

सुरामंडः प्रसन्ना स्यात्

તે સુરાનો જે મણ્ડ અર્થાત્ પાતળો ભાગ, તેનું નામ પ્રસન્ના જાણવું.

**કાદમ્બરીનાં લક્ષણ**

ततः कादंबरी घना ॥ ५ ॥

તે પ્રસન્નાથી જે ધાટો ભાગ, તેનું નામ કાદમ્બરી જાણવું.

**જગલનાં લક્ષણ**

तदधो जगलो ज्ञेयो

સુરાની નીચેના ધાટા પદાર્થનું નામ જગલ જાણવું.

**મેદકનાં લક્ષણ**

मेदको जगलाद्धनः ॥

જગલની નીચેના ધાટા પદાર્થનું નામ મેદક જાણવું.

**સુરાબિજ વા કિણ્વકનાં લક્ષણ**

**पक्वोसौ हृतसारः स्यात्सुराबीजं च किण्वकम् ॥ ६ ॥**

મેદકને પકાવીને તેમાંથી સાર કાઢતાં, જે બાકી રહે, તેનું નામ સુરાબીજ અથવા કિણ્વક જાણવું.

**વારુણી કરવાની વિધિ**

**यत्तालखर्जूररसैः संधिता सा हि वारुणी ॥**

તાડનો રસ (તાડી) અને ખજૂરીનો રસ, એઓમાંથી અગ્નિ સંયોગવડે યન્ત્રદ્વારા કાઢવામાં આવેલાં મદ્યનું નામ વારુણી જાણવું.

**સૂક્ત કરવાની વિધિ**

**कंदमूलफलादीनि सस्नेहलवणानि च ॥ ७ ॥**
**यत्र द्रवेऽभिषूयंते तत्सूक्तमभिधीयते ॥**

કન્દ, મૂલ, ફલ, તેલાદિક સ્નેહ અને લવણ, એ સર્વે પદાર્થોને, પાણી આદિ પ્રવાહી પદાર્થોની અન્દર નાંખીને તેઓમાંથી કાઢવામાં આવેલાં મદ્યનું નામ સૂક્ત જાણવું.

**ચુક્ર કરવાની વિધિ**

**विनष्टमम्लतां यातं मधु वा मधुरद्रवः ॥ ८ ॥**
**विनष्टः संधितो यस्तु तच्चुक्रमभिधीयते ॥**

બગડી જઇને ખાટા થઇ ગયેલાં મદ્યને અથવા બગડી ગયેલા મીઠા પ્રવાહી પદાર્થોને આથવાથી બનેલાં મદ્યનું નામ ચુક્ર જાણવું.

**ગુડસૂક્ત કરવાની વિધિ**

**गुडांबुना सतैलेन कंदमूलफलैस्तथा ॥ ९ ॥**
**संधितं चाम्लतां यातं गुडसूक्तं प्रचक्षते ॥**

ગોળ, પાણી, તેલ, કન્દ, મૂળ અને ફલ એ સર્વે પદાર્થોને એકત્ર કરીને આથવાથી ખટાશ આવેલા પદાર્થનું નામ ગુડસૂક્ત જાણવું.

**ઇક્ષુસૂક્ત કરવાની વિધિ**

**एवमेवेक्षुसूक्तं स्यात्**

શેરડી, પાણી, તેલ, કન્દ, મૂળ અને ફલ, એ સર્વે પદાર્થોને એકત્ર કરીને આથવાથી ખટાશ આવેલા પદાર્થનું નામ ઇક્ષુસૂક્ત જાણવું.

**મૃદ્વીકાસૂક્ત કરવાની વિધિ**

**मृद्वीकासंभवं तथा ॥ १० ॥**

દ્રાક્ષ, પાણી, તેલ, કન્દ, મૂળ અને ફલ, એ સર્વે પદાર્થોને એકત્ર કરીને આથવાથી ખટાશ આવેલા પદાર્થનું નામ મૃદ્વીકાસૂક્ત જાણવું.

**તુષાંબુ કરવાની વિધિ**

**तुषांबु संधितं ज्ञेयमामैर्विदलितैर्यवैः ॥**

કાચા, ભરડેલા અને ફોતરાંવાળા જવને પાણીમાં આથ્યા પછી તેમાં આવેલા આથાનું નામ તુષાંબુ જાણવું.

**સૌવીર કરવાની વિધિ**

**यवैस्तु निस्तुषैः पक्वैः सौवीरं संधितं भवेत् ॥ ११ ॥**

ફોતરાંવગરના જવને, રાંધીને આથવાથી, તેમાં આવેલા આથાનું નામ સૌવીર જાણવું.

**કાંજિક કરવાની વિધિ**

**कुल्माषधान्यमंडादि संधितं कांजिकं विदुः ॥**

કળથી અથવા ચોખાને પાણીમાં રાંધી, તેનું ઓસામણ કાઢી,

પછી તેમાં શુણ્ઠ, રાઇ, જીરું, હિંગ, સિન્ધાલુણ અને હળદર વગેરે પદાર્થો નાખીને પછી તેને ચાર દિવસ સુધી આથી રાખ્યા પછી આવેલા આથાનું નામ કાંજિક જાણવું.

**શંડાકી કરવાની વિધિ**

शंडाकी संधिता ज्ञेया मूलकैः सर्षपादिभिः ॥ १२ ॥

મૂળાનાં પંચાગોને તથા રાઈ, હળદર, હિંગ, સિન્ધાલુણ, જીરું અને શુણ્ઠ, એ સર્વેનાં ચૂર્ણને પાણીની અન્દર નાંખી, વાસણનું મોઢું બંધ કરીને ત્રણ ચાર દિવસ સુધી આથી રાખવાથી, આવેલા આથાનું નામ શંડાકી જાણવું.

**ઉશીરાસવ**

उशीरं वालकं पद्मं काश्मरीं नीलमुत्पलम् ॥
प्रियंगुः पद्मकं लोध्रं मंजिष्ठां धन्वयासकम् ॥ १३ ॥
पाठां किराततिक्तं च न्यग्रोधोदुम्बरं शटीम् ॥
पर्पटं पुंडरीकं च पटोलं कांचनारकम् ॥ १४ ॥ जंबूं शाल्मलिनिर्यासं प्रत्येकं पलसंमितान् ॥
भागान्सुचूर्णितान्कृत्वा द्राक्षायाः पलविंशतिः ॥ १५ ॥ धातकीं षोडशपलां जलद्रोणद्वये क्षिपेत् ॥
शर्करायास्तुलां दत्वा क्षौद्रस्यैकतुलां तथा ॥ १६ ॥ मासं च स्थापयेद्भांडे मांसीमरिचधूपिते ॥
उशीरासव इत्येष रक्तपित्तविनाशनः ॥ १७ ॥ पांडुकुष्ठप्रमेहार्शःकृमिशोथहरस्तथा ॥

કાળો વાળો, વાળો, રાતું કમળ, શવન મૂળ, કાળું કમળ, ઘઉંલા, પદ્મક, લોદર, મજીઠ, ધમાસો કાળીપાટ, કરિયાતું કડુ, વડની છાલ, ઉંબરાની છાલ, કચુરો ખડસલિયો, ધોળું કમળ, પટોલ-કડવાં પરવર, કાંચનારનાં-ચમ્પાકાડીનાં ઝાડની છાલ, જાંબૂનાં ઝાડની છાલ અને મોચરસ શેમળાનો ગુન્દ, એ બાવીશે ઔષધો એક એક પલ, દ્રાક્ષ વીશ પલ તથા ધાવણીના ફૂલ સોલ પલ લઈ, એ ચોવીશે ઔષધોમાંથી દ્રાક્ષને જૂદી કાઢી લઇને બાકીનાં ત્રેવીશ ઔષધોનું બારીક ચૂર્ણ કરવું. પછી ઉપરનું, દ્રાક્ષ સહિત ચૂર્ણ શાકર એક તુલા, મધ એક તુલા તથા પાણી બે દ્રોણ લઇ, એ સર્વે પદાર્થોને, બાલછડ અને મરીનો ધૂંવાડો દીધેલાં માટલામાં નાંખી, તેનું મોઢું કપડછન્દથી બન્ધ કરી, તે દવાને એક માસ સુધી તેની અન્દર રાખવી. એ રીતે તૈયાર કરેલો આ ઉશીરાસવ, રક્તપિત્ત, પાંડુ, કુષ્ઠ, પ્રમેહ, અર્શ, કૃમિ અને શોથ રોગ મટાડે છે.

**કુમાર્યાસવ**

सुपक्करससंशुद्धं कुमार्याः पत्रमाहरेत् ॥ १८ ॥
यत्नेन रसमादाय पात्रे पाषाणमृन्मये ॥
द्रोणे गुडतुलां दत्त्वा घृतभांडे निधापयेत् ॥ १९ ॥ माक्षिकं पक्वलोहं च तस्मिन्नर्धतुलां क्षिपेत् ॥
कटुत्रिकं लवंगं च चातुर्जातकमेव च ॥ २० ॥ चित्रकं पिप्पलीमूलं विडंगं गजपिप्पली ॥
चविकं हपुषा धान्यं क्रमुकं कटुरोहिणी ॥ २१ ॥ मुस्ता फलत्रिकं रास्ना देवदारु निशाद्वयं ॥
मूर्वा मधुरसा दंती मूलं पुष्करसंभवम् ॥ २२ ॥ बला चातिबला चैव कपिकच्छुत्रिकंटकम् ॥
शतपुष्पा हिंगुपत्री आकल्लकमुटीङ्गणम् ॥ २३ ॥ पुनर्नवाद्वयं लोध्रं धातुमाक्षिकमेव च ॥
एषां चार्धपलं दत्त्वा धातक्यास्तु पलाष्टकम् ॥ २४ ॥ पलं चार्धपलं चैव पलद्वयमुदाहृतं ॥
वपुर्वयःप्रमाणेन बलवर्णाग्निदीपनम् ॥ २५ ॥ बृंहणं रोचनं वृष्यं पक्तिशूलनिवारणम् ॥

अष्टावुदरजान् रोगान् क्षयमुग्रं च नाशयेत् ॥ २६ ॥ विंशतिं मेहजान् रोगानुदावर्तमपस्मृतिम् ॥
मूत्रकृच्छ्रमपस्मारं शुक्रदोषं तथाऽश्मरीम् ॥ २७ ॥ कृमिजं रक्तपित्तं च नाशयेत्तु न संशयः ॥

. સારી રીતે પાકેલી ચોખ્ખા રસવાળી કુવારને આણીને, યત્નથી પત્થર અથવા માટીનાં વાસણમાં કુંવારનો ગર્ભ એક દ્રોણ કાઢવો. પછી ઘીનાં રીઢાં માટલામાં એક દ્રોણ કુંવારનો ગર્ભ અને એક તુલા ગોળ નાંખવો. ત્યારબાદ મધ અર્ધો તુલા; લોહભસ્મ અર્ધો તુલાનો પાઠ છતાં અર્ધો પલ; શુણ્ઠ, મરી, લીણ્ડીપીપર, લવિંગ, તજ, તમાલપત્ર, એલચી, નાગકેશર, ચિત્રો, પીપરીમૂળના ગણ્ઠોડા, વાવડિંગ, ગજપીપર, ચવક, પલાંસી, ધાણા સોપારી, કડુ, નાગરમોથ, હરડાં, બેહેડાં આમ્બળા, રાસ્ના, દેવદારુ, હળદર, દારુહળદર, મૂર્વા–મોરવેલ, જેઠી-મધ, નેપાળાનું મૂળ, પુષ્કરમૂળ–શાહતર (યુનાની), કમળકાકડી, બલા–ખરેટી, અતિબલા–ખપાટ, કઉચાં, ગોખરુ, સૂવા, હિંગુપત્રી–બાફળી, અક્કલકરો, ઓટીંગણ, સાટોડી, લોદર, પઠાણી લોદર અને માક્ષિકભસ્મ, એ બેન્તાલીશે ઔષધો અર્ધો અર્ધો પલ અને ધાવણીના ફૂલ આઠ પલ લઇ, આ પીસ્તાલીશે ઔષધોમાંથી મધ, માક્ષિકભસ્મ તથા લોહભસ્મ, એ ત્રણને જુદાં કાઢી લઇને બાકીનાં બેન્તાલીશ ઔષધોનું બારીક ચૂર્ણ કરવું. પછી મધ, માક્ષિકભસ્મ તથા લોહભસ્મ સહિત ઉપરનું ચૂર્ણ, પ્રથમ જેમાં કુંવારનો રસ તથા ગોળ નાંખેલ છે, તેની અન્દર નાંખી, તે માટલાનું મોઢું કપડછન્દથી બન્ધ કરી, તે દવાને એક માસ સૂધી તેની અન્દર રાખવી. એ રીતે તૈયાર કરેલો આ કુમાર્યાસવ શરીર અને ઉમ્મરના પ્રમાણમાં અર્ધા પલથી બે પલ સૂધી પીવાથી, બળ આવે, શરીરનો વર્ણ સારો થાય અને જઠરાગ્નિ પ્રદિપ્ત થાય. વળી આ આસવ, બૃંહણ, રોચન અને વૃષ્ય છે. પક્તિશૂલ, આઠ ઉદરરોગ, ઉગ્ર ક્ષયરોગ, વીશ જાતના મેહો, ઉદાવર્ત, અપસ્મૃતિપણું–વિસ્મૃતિપણું મૂત્રકૃચ્છ્ર, અપસ્માર, શુક્રદોષ, અશ્મરી, કૃમિજ અને રક્તપિત્ત રોગ મટાડે છે, એમાં કૈં પણ સંશય નથી.

पिप्पली मरिचं चव्यं हरिद्रा चित्रको घनः ॥ २८ ॥
**પિપ્પલ્યાસવ** विडंगं क्रमुको लोध्रः पाठा धात्र्येलवालुकम् ॥
उशीरं चंदनं कुष्ठं लवंगं तगरं तथा ॥ २९ ॥
मांसी त्वगेला पत्रं च प्रियंगुर्नागकेशरम् ॥ एषामर्धपलान् भागान्सूक्ष्मचूर्णीकृतान् शुभान् ॥ ३० ॥
जलद्रोणद्वये क्षिप्त्वा दद्याद्गुडतुलात्रयम् ॥ पलानि दश धातक्या द्राक्षा षष्टिपला भवेत् ॥ ३१ ॥
एतान्येकत्र संयोज्य मृद्भांडे च विनिक्षिपेत् ॥ ज्ञात्वा गतरसं सर्वं पाययेदग्न्यपेक्षया ॥ ३२ ॥
क्षयं गुल्मोदरं कार्श्यं ग्रहणीं पांडुतां तथा ॥ अर्शांसि नाशयेच्छीघ्रं पिप्पल्याद्यासवस्त्वयम् ॥ ३३ ॥

લીણ્ડીપીપર, મરી, ચવક, હળદર, ચિત્રો, નાગરમોથ, વાવડિંગ, સોપારી, લોદર, કાળીપાટ, આમ્બળાં, એલવાલુક નામે સુગન્ધી પદાર્થ, વાળો, સુખડ, કઠ, લવિંગ, તગર, બાલછડ, તજ, એલચી, તમાલપત્ર, ઘઉંલા અને નાગકેશર. એ ત્રેવીશે ઔષધો અર્ધો અર્ધો પલ, ગોળ ત્રણ તુલા, ધાવણીનાં ફૂલ દશ પલ અને દ્રાક્ષ સાઠ પલ લઇ, એ છવીશે ઔષધોમાંથી ગોળને તથા દ્રાક્ષને જુદી કાઢી લઇને બાકીનાં ચોવીશ ઔષધોનું બારીક ચૂર્ણ

કરવું. પછી ગોળ તથા દ્રાક્ષ સહિત ઉપરનું ચૂર્ણ અને બે દ્રોણ પાણી, એ સર્વ પદાર્થોને, એકત્ર કરી, માટીના વાસણમાં નાંખી, તેનું મોઢું કપડછન્દથી બન્ધ કરી, તે દવાને એક માસ સુધી તેની અન્દર રાખવાથી, તે દવામાંનો રસ, ઉત્તમ થયેલો સમજાય ત્યારે તે દવાને બહાર કાઢવી. એ રીતે તૈયાર થયેલો આ પિપ્પલ્યાસવ જઠરાગ્નિના પ્રમાણમાં પીવાથી, ક્ષય, ગુલ્મ ઉદરરોગ, કાર્શ્ય, ગ્રહણી, પાંડુ અને અર્શો જલદીથી મટી જાય છે.

લોહાસવ

लोहचूर्ण त्रिकटुकं त्रिफलां च यवानिकाम् ॥
विडंगं मुस्तकं चित्रं चतुःसंख्यापलं पृथक् ॥ ३४ ॥

धातकीकुसुमानां तु प्रक्षिपेत्पलविंशतिम् ॥ चूर्णीकृत्य ततः क्षौद्रं चतुःषष्टिपलं क्षिपेत् ॥ ३५ ॥
दद्याद्गुडतुलां तत्र जलद्रोणद्वयं तथा ॥ घृतभांडे विनिक्षिप्य निदध्यान्मासमात्रकम् ॥ ३६ ॥
लोहासवममुं मर्त्यः पिबेद्वह्निकरं परम् ॥ पांडुश्वयथुगुल्मानि जठराण्यर्शसां रुजम् ॥ ३७ ॥
कुष्ठं प्लीहामयं कंडूं कासं श्वासं भगंदरम् ॥ अरोचकं च ग्रहणीं हृद्रोगं च विनाशयेत् ॥ ३८ ॥

લોહભસ્મ, શુણ્ઠ, મરી, લીણ્ડીપીપર, હરડાં, બેહેડાં, આમ્બળાં, બોડી અજમોદ, વાવડિંગ, નાગરમોથ અને ચિત્રો. એ અગ્યારે ઔષધો ચાર ચાર પલ તથા ધાવણીનાં ફૂલ વીશ પલ લઇને પછી એ બારે ઔષધોનું બારીક ચૂર્ણ કરવું. એ રીતે તૈયાર કરેલું ઉપલું ચૂર્ણ, ચોસઠ પલ મધ, એક તુલા ગોળ અને બે દ્રોણ પાણી લઈ, એ સર્વે પદાર્થોને એકત્ર કરી, ઘીનાં રીઢાં માટલામાં નાંખી, તેનું મોઢું કપડછન્દથી બન્ધ કરી, તે દવાને એક માસ સુધી તેની અન્દર રાખવી. એ રીતે તૈયાર કરેલો આ લોહાસવ, જે માણસ પીએ, તેની જઠરાગ્નિ પ્રદીપ્ત થાય છે. વળી આ આસવ, પાંડુ, શ્વયથુ, ગુલ્મ, ઉદર; અર્શ, કુષ્ઠ, પ્લીહા, કણ્ડૂ, કાસ, શ્વાસ, ભગન્દર, અરોચક, ગ્રહણી અને હૃદ્રોગ મટાડે છે.

મૃદ્વીકારિષ્ટ

मृद्वीकायाः पलशतं चतुर्द्रोणेऽम्भसः पचेत् ॥
द्रोणशेषे सुशीते च पूते तस्मिन्प्रदापयेत् ॥ ३९ ॥

तुले द्वे क्षौद्रखंडाभ्यां धातक्याः प्रस्थमेव च ॥ कंकोलकं लवंगं च फलं जात्यास्तथैव च ॥४०॥
पलांशकं च मरिचं त्वगेलापत्रकेशराः ॥ पिप्पली चित्रकं चव्यं पिप्पलीमूलरेणुके ॥ ४१ ॥
पृथक्पलोन्मितैर्भागैः सूक्ष्मचूर्णं च कारयेत् ॥ घृतभांडे विनिक्षिप्य चंदनागरुधूपिते ॥ ४२ ॥
कर्पूरवासिते ह्येष ग्रहण्या दीपनः परः ॥ अर्शसां नाशने श्रेष्ठ उदावर्तस्य गुल्मनुत् ॥ ४३ ॥
जठरक्रिमिकुष्ठानि व्रणानि विविधानि च ॥ अक्षिरोगशिरोरोगगलरोगांश्च नाशयेत् ॥ ४४ ॥

દ્રાક્ષ સો પલ અને પાણી ચાર દ્રોણ લઇ, એ બન્ને પદાર્થોને એકત્ર કરીને ઉકાળવા, અને એક દ્રોણ પાણી બાકી રહે ત્યારે તેમને હેઠે ઉતારીને ગાળી લેવા. એ હેઠે ઉતારીને ગાળી લીધેલા એક દ્રોણ પ્રવાહી પદાર્થની અન્દર આવેલો ઉભરો ઉતરી જાય ત્યારે તેની અન્દર, મધ તથા ખાંડ એક એક તુલા નાંખવાં. તે ઉપરાંત ધાવણીનાં ફૂલ એક પ્રસ્થ, ચણકબાબ, લવંગ, જાયફળ, કપૂરકાચલી, મરી, તજ, એલચી, તમાલપત્ર, કેશર, લીણ્ડી-પીપર, ચિત્રો, ચવક, પીપરીમૂળના ગણ્ઠોડા અને રેણુકબીજ, એ ચૌદે ઔષધો એક એક

પલ લઈ તેમનું બારીક ચૂર્ણ કરી, તે ચૂર્ણને પણ ઉપરનાં ઔષધોની સાથે મિશ્ર કરીને પછી તે સર્વે પદાર્થોને, ચન્દન તથા અગરચન્દનનો ધૂપ દીધેલાં અને કપૂરની વાસવાળાં ઘીનાં રીઢાં માટલામાં નાંખી, તેનું મોઢું કપડછન્દથી બન્ધ કરી, તે દવાને એક માસ સુધી તેની અન્દર રાખવી. એ રીતે તૈયાર કરેલો આ મૃદ્વીકારિષ્ટ, ગ્રહણી મટાડે છે, પરમ દીપન છે તથા અર્શ અને ઉદાવર્ત વાતનો નાશ કરવામાં શ્રેષ્ઠ છે. વળી ગુલ્મ, જઠર, કૃમિકુષ્ઠ, જૂદી જૂદી જાતનાં વ્રણો, અક્ષિરોગ, શિરોરોગ અને ગલરોગ મટાડે છે.

કુટજારિષ્ટ

तुलां कुटजमूलस्य मृद्वीकार्धतुलां तथा ॥
मधूकपुष्पकाश्मर्यौ भागान्दशपलोन्मितान् ॥ ४५ ॥
चतुर्द्रोणेऽम्भसः पक्त्वा क्वाथे द्रोणावशेषिते ॥ धातक्या विंशतिपलं गुडस्य च तुलां क्षिपेत् ॥४६॥
मासमात्रं स्थितो भांडे कुटजारिष्टसंज्ञितः ॥ ज्वरान् प्रशमयेत्सर्वान् कुर्यात्तीक्ष्णं धनंजयम् ॥ ४७॥

કડાછાલ એક તુલા, દ્રાક્ષ અર્ધી તુલા, મહુડાનાં ફુલ તથા શવનનાં મૂળ, એ બન્ને ઔષધો દશ દશ પલ લઈ, એ સર્વેને અધકચરાં કરી, ચાર દ્રોણ પાણીમાં નાંખીને ઉકાળવા અને એક દ્રોણ પાણી બાકી રહે ત્યારે તેમને હેઠે ઉતારીને ગાળી લેવાં. એ ગાળી લીધેલા કાઢાના પાણીની અન્દર ધાવણીનાં ફૂલનું ચૂર્ણ વીશ પલ તથા ગોળ એક તુલા નાંખી, તે સર્વેને મિશ્ર કરી, માટલામાં નાંખી, તેનું મોઢું કપડછંદથી બન્ધ કરી, તે દવાને એક માસ સુધી તેની અન્દર રાખવી. એ રીતે તૈયાર કરેલો આ કુટજારિષ્ટ, સર્વ પ્રકારના જ્વરો મટાડે છે અને જઠરાગ્નિ પ્રદીપ્ત કરે છે.

વિડંગારિષ્ટ

विडंगं ग्रंथिकं रास्ना कुटजत्वक्फलानि च ॥
पाठैलवालुकं धात्री भागान् पंचपलान् पृथक् ॥ ४८ ॥
अष्टद्रोणेऽम्भसः पक्त्वा कुर्यात् द्रोणावशेषितम् ॥
पूते शीते क्षिपेत्तत्र क्षौद्रं पलशतत्रयम् ॥ ४९ ॥ धातकीं विंशतिपलां त्रिजातं द्विपलं तथा ॥
प्रियंगुकांचनाराणां सलोध्राणां पलं पलम् ॥५०॥ व्योषस्य च पलान्यष्टौ चूर्णीकृत्य प्रदापयेत् ॥
घृतभांडे विनिक्षिप्य मासमेकं विधारयेत् ॥५१॥ ततः पिबेद्यथार्हं तु जयेद्विद्रधिमूर्च्छितम् ॥
ऊरुस्तंभाश्मरीमेहान् प्रत्यष्ठीलाभगंदरान् ॥ ५२ ॥ गंडमालां हनुस्तंभं विडंगारिष्टसंज्ञितः ॥

વાવડિંગ, પીપરીમૂળના ગણ્ઠોડા, રાસ્ના, કડાછાલ, ઇંદ્રજવ, કાળીપાટ, એલવાલુક નામે સુગન્ધી પદાર્થ અને આમ્બળાં, એ આઠે ઔષધો પાંચ પાંચ પલ લઈ, તેમને અધકચરાં કરી, આઠ દ્રોણ પાણીની અન્દર ઉકાળવાં અને એક દ્રોણ પાણી બાકી રહે ત્યારે તેમને હેઠે ઉતારીને ગાળી લેવાં. એ ગાળી લીધેલા એક દ્રોણ પ્રવાહી પદાર્થની અન્દર આવેલો ઉભરો ઉતરીને તે ટાઢો થાય ત્યારે તેની અન્દર, મધ ત્રણસો પલ નાંખવું. એ પછી ધાવણીનાં ફૂલ વીશ પલ, તજ, તમાલપત્ર અને એલચી, એ ત્રણે ઔષધો મળીને બે પલ; ધઉંલા, કાંચનાર–ચમ્પાકાઠી અને લોદર એ ત્રણે ઔષધો એક એક પલ; શુણ્ઠ મરી અને લીણ્ડીપીપર, એ ત્રણે ઔષધો મળીને આઠ પલ, એ રીતે એ સર્વ ઔષધો લઈ, તેમનું ચૂર્ણ કરી, એ ચૂર્ણને

પણ ઉપરના પ્રવાહી પદાર્થોની સાથે મિશ્ર કરી, પછી તે સર્વે પદાર્થોને ઘીનાં રીઢાં માટલાંની અન્દર નાંખી, તેનું મોઢું કપડછન્દથી બન્ધ કરી, તે દવાને એક માસ સુધી તેની અન્દર રાખવી. એ રીતે તૈયાર કરેલો આ વિડંગારિષ્ટ પીવાયોગ્ય રીતિએ પીવાથી, ઘણો વધેલો વિદ્રધિ, ઊરુસ્તંભ, અશ્મરી, મેહ, પ્રત્યષ્ઠીલા વાત, ભગન્દર, ગણ્ડમાલા અને હનુસ્તંભ વાત મટી જાય છે.

દેવદાર્વરિષ્ટ

तुलार्धं देवदारु स्याद्वासा च पलविंशतिः ॥५३॥
मंजिष्ठेन्द्रयवा दंती तगरं रजनीद्वयम् ॥
रास्ना कृमिघ्नं मुस्तं च शिरीषं खदिरार्जुनौ ॥५४॥ भागान्दशपलान्दद्यायवान्या वत्सकस्य च ॥
चंदनस्य गुडूच्याश्च रोहिण्याश्चित्रकस्य च ॥ ५५ ॥ भागानष्टपलानेतानष्टद्रोणेऽम्भसः पचेत् ॥
द्रोणशेषे कषाये च पूते शीते प्रदापयेत् ॥ ५६ ॥ धातक्याः षोडशपलं माक्षिकस्य तुलात्रयम् ॥
व्योषस्य द्विपलं दद्यात् त्रिजातकचतुष्पलम् ॥ ६७॥ चतुष्पलं प्रियंगोश्च द्विपलं नागकेशरम् ॥
सर्वाण्येतानि संचूर्ण्य घृतभांडे निधापयेत् ॥ ५८ ॥ मासादूर्ध्वं पिबेदेनं प्रमेहं हंति दुर्जयम् ॥
वातरोगान् ग्रहण्यर्शोमूत्रकृच्छ्राणि नाशयेत् ॥५९॥ देवदार्वादिकोऽरिष्टः कण्डूकुष्ठविनाशनः ॥

દેવદારુ અર્ધી તુલા, અરડૂશી વીશ પલ, મજીઠ, ઇન્દ્રજવ, નેપાળાનું મૂળ, તગર, હળદર, દારુહળદર. રાસ્ના, વાવડિંગ, નાગરમોથ, શરસડાની અંતરછાલ, ખેરની છાલ અને અર્જુનવૃક્ષની-અર્જુન સાદડાની-ધોળા સાજડની છાલ, એ બારે ઔષધો દશદશ પલ, અજમા, કડાછાલ, રતાંજલી, ગળો, કડુ અને ચિત્રો, એ છએ ઔષધો આઠ આઠ પલ, એ રીતે એ સર્વે ઔષધોને લઇ, તેમને અધકચરાં કરી, આઠ દ્રોણ પાણીની અન્દર ઉકાળવાં અને એક દ્રોણ પાણી બાકી રહે ત્યારે તેમને હેઠે ઉતારીને ગાળી લેવાં. એ ગાળી લીધેલા એક દ્રોણ પ્રવાહી પદાર્થની અન્દર આવેલો ઊભરો ઉતરી જઇને તે ટાઢો થાય ત્યારે, તેની અન્દર, ધાવણીનાં ફૂલ સોલ પલ, મધ ત્રણ તુલા, શુણ્ઠ, મરી અને લીણ્ડીપીપર, એ ત્રણે ઔષધો મળીને બે પલ, તજ, તમાલપત્ર, અને એલચી એ ત્રણે ઔષધો મળીને ચાર પલ, ઘઉંલા ચાર પલ અને નાગકેશર બે પલ લઇ, પછી એ દશે ઔષધોમાંથી મધને જૂદું કાઢી લઇને બાકીનાં નવે ઔષધોનું બારીક ચૂર્ણ કરવું. એ ચૂર્ણ મધ સાથે નાંખી, તે સર્વ ઔષધોને મિશ્ર કરી, ઘીનાં રીઢાં માટલામાં નાંખી, તેનું મોઢું કપડછન્દથી બન્ધ કરી તે દવાને એક માસ સુધી તેની અન્દર રાખવી. એ રીતે એક માસ પછી આ દેવદાર્વરિષ્ટ પીધાથી, દુર્જય પ્રમેહ, વાતરોગ, ગ્રહણી, અર્શ, મૂત્રકૃચ્છ્ર, કણ્ડૂ અને કુષ્ઠ મટે છે.

ખદિરારિષ્ટ

खदिरस्य तुलार्धं तु देवदारु च तत्समम् ॥ ६० ॥
बाकुची द्वादशपला दार्वी स्यात्पलविंशतिः ॥
त्रिफला विंशतिपला ह्यष्टद्रोणेऽम्भसः पचेत् ॥ ६१ ॥ कषाये द्रोणशेषे च पूते शीते विनिक्षिपेत् ॥
तुलाद्वयं माक्षिकस्य तुलैका शर्करा मता ॥ ६२ ॥ धातक्या विंशतिपलं कंकोलं नागकेशरम् ॥
जातीफलं लवंगैलात्वक्पत्राणि पृथक् पृथक् ॥ ६३ ॥ पलोन्मितानि कृष्णाया दद्यात्पलचतुष्टयम् ॥

घृतभांडे विनिक्षिप्य मासादूर्ध्वं पिबेत्ततः ॥ ६४ ॥ महाकुष्ठानि हृद्रोगं पांडुरोगार्बुदे तथा ॥
गुल्मं ग्रंथिं कृमीन् कासं श्वासं प्लीहोदरं जयेत् ॥ ६५ ॥ एष वै खदिरारिष्टः सर्वकुष्ठनिवारणः ॥

ખેરની છાલ અર્ધ તુલા, દેવદારુ અર્ધ તુલા, બાબચીનાં બી બાર પલ, દારુહળદર વીશ પલ, હરડાં, બેહેડાં અને આમ્બળાં, એ ત્રણે ઔષધો મળીને વીશ પલ, એ રીતે એ સર્વે ઔષધોને લઈ, તેમને અધકચરાં કરી, આઠ દ્રોણ પાણીની અન્દર ઉકાળવાં અને એક દ્રોણ પાણી બાકી રહે ત્યારે તેમને હેઠે ઉતારીને ગાળી લેવાં. એ ગાળી લીધેલા એક દ્રોણ પ્રવાહી પદાર્થની અન્દર આવેલો ઉભરો ઉતરી જઇને તે ટાઢો થાય ત્યારે તેની અન્દર, મધ બે તુલા, શાકર એક તુલા, ધાવણીનાં ફૂલ વીશ પલ, ચણકબાબ, નાગકેશર, જાયફળ, લવિંગ, એલચી, તજ અને તમાલપત્ર, એ સાતે ઔષધો એક એક પલ, તથા લીણ્ડીપીપર ચાર પલ લઇ, પછી એ અગ્યારે ઔષધોમાંથી મધને જૂદું કાઢી લઇને બાકીનાં દશે ઔષધોનું બારીક ચૂર્ણ કરવું. એ ચૂર્ણ મધ સાથે નાંખી, તે સર્વે ઔષધોને મિશ્ર કરી, ઘીના રીઢાં માટલામાં નાંખી, તેનું મોઢું કપડછન્દથી બન્ધ કરી, તે દવાને એક માસ સુધી તેની અન્દર રાખવી. એ રીતે એક માસ પછી આ ખદિરારિષ્ટ પીધાથી, મહાકુષ્ઠ, હૃદ્રોગ, પાંડુરોગ, અર્બુદરોગ, ગુલ્મ, ગ્રંથિ, કૃમિરોગ, કાસ, શ્વાસ, પ્લીહા ઉદરરોગ તથા સર્વે કુષ્ઠો મટે છે.

બબ્બૂલારિષ્ટ

तुलाद्वयं तु बब्बूल्याश्चतुर्द्रोणे जले पचेत् ॥ ६६ ॥
द्रोणशेषे रसे शीते गुडस्य त्रितुलां क्षिपेत् ॥
धातकीं षोडशपलां कृष्णां च द्विपलां तथा ॥ ६७ ॥

जातीफलानि कंकोलमेलात्वक्पत्रकेशरम् ॥ लवंगं मरिचं चैव पलिकान्युपकल्पयेत् ॥ ६८ ॥
मासं भाण्डे स्थितस्त्वेष बब्बूलारिष्टको जयेत् ॥ क्षयं कुष्ठमतीसारं प्रमेहश्वासकासनुत् ॥ ६९ ॥

બાવળની અન્તરછાલ બે તુલા લઇ, તેને અધકચરી કરીને ચાર દ્રોણ પાણીની અન્દર ઉકાળવી અને એક દ્રોણ પાણી બાકી રહે ત્યારે તેને હેઠે ઉતારીને ગાળી લેવી. આ ગાળી લીધેલો કાઢો ટાઢો થયા પછી, તેની અન્દર, ગોળ ત્રણ તુલા, ધાવણીનાં ફુલ સોલ પલ, લીણ્ડીપીપર બે પલ, જાયફળ, ચણકબાબ, એલચી, તજ, તમાલપત્ર, નાગકેશર, લવિંગ અને મરી એ આઠે ઔષધો એક એક પલ લઈ પછી એ અગ્યારે ઔષધોમાંથી ગોળને જૂદો કાઢી લઇને, બાકીનાં દશે ઔષધોનું બારીક ચૂર્ણ કરવું. એ ચૂર્ણ ગોળ સાથે નાંખી, તે સર્વ ઔષધોને મિશ્ર કરી. માટલામાં નાંખી તેનું મોઢું કપડછન્દથી બન્ધ કરી, તે દવાને એક માસ સુધી તેની અન્દર રાખવી. એ રીતે તૈયાર કરેલો આ બબ્બૂલારિષ્ટ ક્ષય, કુષ્ઠ, અતિસાર, પ્રમેહ, શ્વાસ અને કાસ મટાડે છે.

દ્રાક્ષારિષ્ટ

द्राक्षातुलार्थं द्विद्रोणे जलस्य विपचेत्सुधीः
पादशेषे कषाये च पूते शीते विनिक्षिपेत् ॥ ७० ॥

गुडस्य द्वितुलां तत्र त्वगेलापत्रकेशरम् ॥ प्रियंगुर्मरिचं कृष्णां विडंगं चेति चूर्णयेत् ॥ ७१ ॥
पृथक्पलोन्मितैर्भागैस्ततो भांडे निधापयेत् ॥ समंततो घट्टयित्वा पिबेज्जातरसं ततः ॥ ७२ ॥
उरःक्षतं क्षयं हंति कासश्वासगलामयान् ॥ द्राक्षारिष्टाह्वयः प्रोक्तो बलकृन्मलशोधनः ॥ ७३ ॥

દ્રાક્ષ અર્ધી તુલા લઈને તેને બે દ્રોણ પાણીની અન્દર ઉકાળવી અને અર્ધો દ્રોણ પાણી બાકી રહે ત્યારે તેને હેઠે ઉતારીને ગાળી લેવી. એ ગાળી લીધેલા અર્ધા દ્રોણ પ્રવાહી પદાર્થની અન્દર આવેલો ઉભરો ઉતરીને તે ટાઢો થાય ત્યારે, તેની અન્દર, ગોળ બે તુલા તથા તજ, એલચી તમાલપત્ર, નાગકેશર, ધાવડીનાં ફૂલ, મરી, લીણ્ડીપીપર અને વાવડિંગ, એ આઠે ઔષધો એક એક પલ લઈને તેમનું બારીક ચૂર્ણ કરવું. એ ચૂર્ણ ઉપર લખેલા ગોળ સાથે નાંખી તે સર્વે ઔષધોને મિશ્ર કરી, માટલામાં નાંખી, તેનું મોઢું કપડછન્દથી બન્ધ કરી, તે દવાને એક માસ સુધી તેની અન્દર રાખવી. પછી આ દ્રાક્ષારિષ્ટના રસને હલાવીને પીવાથી, ઉરઃક્ષત, ક્ષય, કાસ, શ્વાસ અને ગલરોગ મટે છે. વળી આ અરિષ્ટ બલ દેનારો અને મલશોધન છે.

**રોહીતકારિષ્ટ**

रोहीतकतुलामेकां चतुर्द्रोणे जले पचेत् ॥
पादशेषे रसे शीते पूते पलशतद्वयम् ॥ ७४ ॥

दद्याद्गुडस्य धातक्याः पलषोडशिका मता ॥ पंचकोलं त्रिजातं च त्रिफलां च विनिक्षिपेत् ॥७५॥
चूर्णयित्वा पलांशेन ततो भांडे निधापयेत् ॥ मासादूर्ध्वं च पिबतां गुदजा यांति संक्षयम् ॥ ७६ ॥
ग्रहणीपांडुहृद्रोगप्लीहगुल्मोदराणि च ॥ कुष्ठशोफारुचिहरो रोहितारिष्टसंज्ञितः ॥ ७७ ॥

રગતરોહિડાની અન્તરછાલ એક તુલા લઈ, તેને અધકચરી કરીને ચાર દ્રોણ પાણીની અન્દર ઉકાળવી અને એક દ્રોણ પાણી બાકી રહે ત્યારે તેને હેઠે ઉતારીને ગાળી લેવી. એ ગાળી લીધેલા એક દ્રોણ પ્રવાહી પદાર્થની અન્દર આવેલો ઉભરો ઉતરીને તે ટાઢો થાય ત્યારે તેની અન્દર ગોળ બસો પલ, ધાવણીનાં ફૂલ સોલ પલ, લીણ્ડીપીપર, પાપરીમૂળના ગણ્ઠોડા, ચવક, ચિત્રો, શુણ્ઠ, તજ, તમાલપત્ર, એલચી, હરડાં, બેહેડાં અને આમ્બળાં, એ અગ્યારે ઔષધો એક એક પલ લઈ, પછી આ તેરે ઔષધોમાંથી ગોળને જૂદો કાઢી લઈને, બાકીનાં બારે ઔષધોનું બારીક ચૂર્ણ કરવું. એ ચૂર્ણ ગોળ સાથે નાંખી, તે સર્વે ઔષધોને મિશ્ર કરી, માટલામાં નાંખી, તેનું મોઢું કપડછન્દથી બન્ધ કરી, તે દવાને એક માસ સુધી તેની અન્દર રાખવી. એ રીતે એક માસ વીત્યા બાદ આ રોહિતારિષ્ટ પીવાથી હર્ષ, સંગ્રહણી, પાંડુ, હૃદ્રોગ, પ્લીહા, ગુલ્મ, ઉદરરોગ, કુષ્ઠ, શોફ અને અરુચિ મટે છે.

**દશમૂલારિષ્ટ**

पर्ण्यौ बृहत्यौ गोकंटो बिल्वोऽग्निमंथकोऽरलुः ॥
पाटला काश्मरी चेति दशमूलमिहोच्यते ॥७८॥
दशमूलानि कुर्वीत भागैः पंचपलैः पृथक् ॥

पंचविंशत्पलं कुर्याच्चित्रकं पौष्करं तथा ॥ ७९ ॥ कुर्याद्विंशत्पलं लोध्रं गुडूची तत्समा भवेत् ॥
पलैः षोडशभिर्धात्री रविसंख्यैर्दुरालभा ॥ ८० ॥ खदिरो बीजसारश्च पथ्या चेति पृथक्पलैः ॥
अष्टभिर्गुणितैः कुष्ठं मंजिष्ठा देवदारु च ॥ ८१ ॥ विडंगं मधुकं भार्ङ्गी कपित्थोऽक्षः पुनर्नवा ॥
चव्यं मांसी प्रियंगुश्च सारिवा कृष्णजीरकः ॥ ८२ ॥ त्रिवृता रेणुका रास्ना पिप्पली क्रमुकः शटी ॥
हरिद्रा शतपुष्पा च पद्मकं नागकेशरम् ॥ ८३ ॥ मुस्तमिन्द्रयवाः शृंगी जीवकर्षभकौ तथा ॥
मेदा चान्या महामेदा काकोल्यौ ऋद्धिवृद्धिके ॥ ८४ ॥ कुर्यात्पृथग्द्विपलिकान् पचेदष्टगुणे जले ॥

चतुर्थांशं शृतं नीत्वा मृद्भांडे संनिधापयेत् ॥ ८५ ॥ चतुःषष्टिपलां द्राक्षां पचेन्नीरे चतुर्गुणे ॥
त्रिपादशेषं शीतं च पूर्वक्काथे शृतं क्षिपेत् ॥ ८६ ॥ द्वात्रिंशत्पलिकं क्षौद्रं दद्याद्गुडचतुःशतम् ॥
त्रिंशत्पलानि धातक्याः कंकोलं जलचंदनम् ॥ ८७ ॥ जातीफलं लवंगं च त्वगेलापत्रकेशरम् ॥
पिप्पली चेति संचूर्ण्य भागैर्द्विपलिकैः पृथक् ॥ ८८ ॥ शाणमात्रां च कस्तूरीं सर्वमेकत्र निक्षिपेत् ॥
भूमौ निखातयेद्भांडं ततो जातरसं पिबेत् ॥ ८९ ॥ कतकस्य फलं क्षिप्त्वा रसं निर्मलतां नयेत् ॥
ग्रहणीमरुचिं शूलं श्वासं कासं भगंदरम् ॥ ९० ॥ वातव्याधिं क्षयं छर्दिं पांडुरोगं च कामलाम् ॥
कुष्ठान्यर्शांसि मेहांश्च मंदाग्निमुदराणि च ॥ ९१ ॥ शर्करामश्मरीं मूत्रकृच्छ्रं धातुक्षयं जयेत् ॥
कृशानां पुष्टिजननो वंध्यानां गर्भदः परः ॥ ९२ ॥ अरिष्टो दशमूलाख्यस्तेजःशुक्रबलप्रदः ॥

સુગન્ધી સમેરવો, સમેરવો, ઉભી ભોંરિંગણી, બેઠી ભોંરિંગણી ગોખરુ, બીલી, અરણી, અરલુ–અરડૂશો, પાટલા–પાડળ અને શવન, એ દશે ઔષધોનાં મૂલો પાંચ પાંચ પલ, ચિત્રો પચ્ચીશ પલ, પુષ્કરમૂલ–શાહતર (યુનાની) પચ્ચીશ પલ, લોદર વીશ પલ, ગળો વીશ પલ, આમ્બળાં સોલ પલ, ધમાસો બાર પલ, ખેરની છાલ, બીયાની છાલ અને હરડે, એ ત્રણે ઔષધો આઠ આઠ પલ; કઠ મજીઠ, દેવદારુ, વાવડિંગ, જેઠીમધ, ભારૂંગીની છાલ, કોઠ, બેહેડાં, સાટોડીનાં મૂળ, ચવક, બાલછડ, ધઉંલા, કપુરીમધુરી, શાહજીરું, નસોતર, રેણુક-બીજ, રાસ્ના, લીંડીપીપર, સોપારી, કચૂરો, હળદર, વરિયાળી, પદ્મક, નાગકેશર, નાગર-મોથ, ઇન્દ્રજવ, કાકડાશિંગી, જીવક–વિદારીકન્દ–ફગવેલાનો કન્દ, ઋષભક–વિદારીકન્દ–ફગવેલાનો કન્દ, મેદા–શતાવરી, મહામેદા–શતાવરી, કાકોલી–આખસન્ધ, ક્ષીરકાકોલી–આખસન્ધ, ઋદ્ધિ–વારાહી કન્દ અને વૃદ્ધિ–વારાહી કન્દ, એ પાંત્રીશે ઔષધો બે બે પલ લઇ, તેમને અધકચરાં કરીને આઠગણાં પાણીની અન્દર ઉકાળવાં અને ચોથો ભાગ પાણી બાકી રહે ત્યારે તેમને હેઠે ઉતારીને ગાળી લેવાં. એ ગાળી લીધેલા ક્વાથનું પાણી માટીના વાસણમાં નાંખવું. પછી દ્રાક્ષ ચોંસઠ પલ લઇને બસો ને છપ્પન પલ પાણીની અન્દર ઉકાળવી અને ચોથો ભાગ પાણી બળી જઇને ત્રણ ભાગ પાણી બાકી રહે ત્યારે તેને હેઠે ઉતારીને ગાળી લેવી. એ ગાળી લીધેલું દ્રાક્ષના ક્વાથનું પાણી, ટાઢું થયા પછી, ઉપરના માટીના વાસણમાં, ક્વાથની સાથે નાંખવું, પછી મિશ્ર કરેલા એ બન્ને કાઢાની અન્દર, મધ બત્રીસ પલ, ગોળ ચાર સો પલ, ધાવણીનાં ફૂલ ત્રીશ પલ, ચણકબાબ, વાળો, સુખડ, જાયફળ, લવિંગ, તજ, એલચી, તમાલપત્ર, નાગકેશર અને લીંડીપીપર, એ દશે ઔષધો બે બે પલ લઈ, પછી એ તેરે ઓષધોમાંથી મધ તથા ગોળને જૂદાં કાઢી લઇને બાકીનાં અગ્યારે ઓષધોનું બારીક ચૂર્ણ કરવું. એ ચૂર્ણ મધ તથા ગોળની સાથે નાંખવું. ત્યારબાદ એક શાણ કસ્તૂરીનું ચૂર્ણ નાંખી, તરત તેનું મોઢું કપડછન્દથી બન્ધ કરીને તેને જમીનની અન્દર ડાટવું. ડાટયે એક મહિનો થાય ત્યારે તેનો ઉત્તમ રસ થયો જાણી, તેને જમીનમાંથી બહાર કાઢી, મોઢાપરથી કપડછન્દ કાઢી નાંખીને, તેની અન્દર કતકફળનું ચૂર્ણ નાંખવાથી, આ રસ ચોખો નિર્મળ થાય છે. એ રીતે તૈયાર કરેલો આ દશમૂલારિષ્ટ પીવાથી, ગ્રહણી, અરુચિ શૂલ,

શ્વાસ, કાસ, ભગન્દર, વ્યાતવ્યાધિ, ક્ષય છર્દિ, પાંડુ, કામલા, કુષ્ઠો, અર્શો, મેહો, મંદાગ્નિ, ઉદરરોગ, શર્કરા, અશ્મરી, મૂત્રકૃચ્છ્ર અને ધાતુક્ષય રોગ મટે છે. કૃશ પુષ્ટ થાય છે. વાંઝણી સ્ત્રી ગર્ભવતી થાય છે તથા તેજ, શુક્ર અને બલ વધે છે.

એ રીતે દામોદરના પુત્ર શાર્ઙ્ગધરે રચેલી શાર્ઙ્ગધર સંહિતાને વિષે મધ્યમ ખણ્ડના ચિકિત્સા-સ્થાનમાંનાં આસવાદિ ઔષધો નામે દશમા અધ્યાયની ગુર્જર ટીકા સમ્પૂર્ણ.

## અધ્યાય ૧૧ મો,-ધાતુશોધનમારણ ઔષધો

स्वर्णं तारं ताम्रमारं नागवंगौ च तीक्ष्णकम् ॥ धातवः सप्त विज्ञेयाः

**સાત** ધાતુનાં નામો — સોનું, રૂપું, ત્રામ્બું, પીતળ, સીસું, કલઈ અને પોલાદનું લોઢું–ગજવેલ, એ સાતે ધાતુઓ જાણવી.

**સ્વર્ણ**-સોનાનું શોધન — ततस्तान् शोधयेत् बुधः ॥१॥ स्वर्णताराराताम्रायःपत्राण्यग्नौ प्रतापयेत् ॥ निषिञ्चेत्तप्ततप्तानि तैले तक्रे च कांजिके ॥ २ ॥

गोमूत्रे च कुलित्थानां कषाये च त्रिधा त्रिधा ॥ एवं स्वर्णादिलोहानां विशुद्धिः संप्रजायते ॥ ३ ॥

એ ધાતુઓને બુદ્ધિમાનો નીચે પ્રમાણે શોધે છેઃ સોનાની ધાતુનાં પત્રાં કરી, તે પત્રાંને અગ્નિમાં તપાવીને પહેલી વાર તેલમાં બોળવાં; પછી તેલમાંથી કાઢી, પાછાં તે પત્રાંને અગ્નિમાં તપાવીને બીજી વાર તેલમાં બોળવાં; પછી તેલમાંથી કાઢી, પાછાં તે પત્રાંને અગ્નિમાં તપાવીને ત્રીજી વાર તેલમાં બોળવાં. એ રીતે ત્રણ વાર તેલમાં બોળ્યા પછી, પાછી આ ધાતુને તપાવીને તેલમાં બોળ્યાની રીતિએ જ છાશમાં, કાંજીમાં, ગોમૂત્રમાં અને કળથીના કાઢામાં ત્રણ ત્રણ વાર બોળવી. એ રીતે બોળવાથી આ સોનાની ધાતુનું શોધન થાય છે.

**તાર**-રૂપાનું શોધન — રૂપાંની ધાતુનું શોધન, સોનાની ધાતુના શોધન પ્રમાણે કરવું.

**આર**-પીત્તળનું શોધન — પીતળની ધાતુનું શોધન, સોનાની ધાતુનાં પ્રમાણે કરવું.

**તામ્ર**-ત્રાંબાનું શોધન — ત્રાંબાની ધાતુનું શોધન, સોનાની ધાતુના શોધન પ્રમાણે કરવું.

**અય**-લોઢાનું શોધન — લોઢાની ધાતુનું શોધન, સોનાની ધાતુના શોધન પ્રમાણે કરવું.

એ પ્રમાણે સોનું, રૂપું, પીતળ, ત્રામ્બું અને લોઢું, એ પાંચે ધાતુનું શોધન એક સરખું થાયછે.

**નાગ**-સીસાંનું શોધન — नागवंगौ प्रतप्तौ च गालितौ तौ निषेचयेत् ॥ त्रिधा त्रिधा विशुद्धिः स्यादर्कदुग्धेन च त्रिधा ॥ ४ ॥

સીસાંના કટકાને એક કુરડીમાં ભરી, તે કુરડીને અગ્નિપર તપાવી, તેનો રસ કરીને તે રસને પહેલીવાર તેલની અન્દર[1] રેડવો. પછી તેલમાંથી કાઢી, પાછું તે સીસાંને કુરડીમાં

[1] રેડતી વખતે સીસુ ઉડીને રેડનારના અંગપર પડે છે, માટે તેલના ટોપપર ઘણ્ટીનું પડ મૂકી તે ઘણ્ટીના પડનાં છિદ્રદ્વારા રસ રેડવો. જો કે ઉપર ઘણ્ટીનું પડ મૂકયું છે, તે છતાં પણ પાસે ઉભા રહીને રસ રેડવો નહિ, પણ જેમ બને તેમ દૂરથી રસ રેડવો. તે એ રીતે કે, કુરડીમાંનો રસ મોટા કડછાના ચાડામાં રેડી, તે કડછાવડે ઘણ્ટીનાં છિદ્રમાં રસને રેડવો અથવા ખાસ લાંબી સાણસી કરાવી, તે સાણસીથી કુરડીને પકડીને ઘણ્ટીના છિદ્રમાં રસને રેડવો.

ભરી, તે કુરડીને અગ્નિપર તપાવી, તેનો રસ કરીને, તે રસને બીજી વાર તેલની અન્દર રેડવો. પછી તે સીસાને તેલમાંથી કાઢી, પાછું કુરડીમાં ભરી, તે કુરડીને અગ્નિપર તપાવી, તેનો રસ કરીને, તે રસને ત્રીજી વાર તેલની અન્દર રેડવો. એ રીતે ત્રણ વાર તેલમાં રેડ્યા પછી, આ ધાતુને તપાવીને, તેલમાં બોળ્યાની રીતિએ જ છાશમાં, કાંજીમાં, ગોમૂત્રમાં, કળથીના કાઢામાં અને આંકડાના દૂધમાં ત્રણ વાર રેડવી. એ રીતે રેડવાથી આ સીસાની ધાતુનું શોધન થાય છે.

**વઙ્ગ**-કલઇનું શોધન

કલાઇની ધાતુનું શોધન, સીસાંની ધાતુના શોધન પ્રમાણે કરવું.

**સ્વર્ણ**-સોનાની ભસ્મની પહેલી વિધિ

स्वर्णाच्च द्विगुणं सूतमम्लेन सह मर्दयेत् ॥
तद्गोलके समं गन्धं निदध्यादधरोत्तरम् ॥ ५ ॥
गोलकं च ततो रुंध्याच्छरावदृढसंपुटे ॥
त्रिंशद्वनोत्पलैर्दद्यात्पुटान्येवं चतुर्दश ॥ ६ ॥ निरुत्थं जायते भस्म गंधो देयः पुनः पुनः ॥

શુદ્ધ કરેલું સોનાનું ચૂર્ણ એક ભાગ તથા શુદ્ધ કરેલો પારો બે ભાગ લઈ, એ બન્નેને લિમ્બુના રસમાં ખરલની અન્દર ઘુંટીને એમનો ગોળો વાળવો. પછી એ ગોળાના વજન જેટલો શોધેલો આમલસારો ગન્ધક લઇને તેનો બારીક ભૂંકો કરવો. ત્યારબાદ માટીનાં બે મજબૂત કોડિયાં લઈ તે બે કોડિયાંમાંથી એક કોડિયાંની અન્દર અર્ધો ગન્ધક નાંખી, તેની ઉપર ગોળો મૂકીને, બાકી અર્ધો ગન્ધક ગોળાની ઉપર નાંખી–પાથરી, તેની ઉપર બીજું કોડિયું ઉંધું વાળી, તે બન્ને કોડિયાંની સાંધપર લૂગડું લપેટી, તેનાપર સૂતર વીંટીને, પછી તે લુગડાંની અને સૂતરની ઉપર ભીંની માટીનો લેપ કરવો. પછી ત્રીશ મોટાં અડાયાં છાણાં લઈ, તેના પ્રમાણમાં ખાંડો ખોદી, અર્ધાં છાણાં નીચે તથા અર્ધાં ઉપર નાંખી, તે છાણાંની મધ્યમાં કપડછન્દ કરેલું કોડિયાનું સંપુટ મૂકીને અગ્નિ દેવો. એ અગ્નિ ઠરી જાય કે તરત સંપુટને બહાર કાઢી લેવો. ત્યારબાદ પહેલા પુટની ક્રિયા પ્રમાણે બધા મળીને ચૌદ પુટો દેવા. એ રીતે જે ચૌદ પુટો દેવાનું લખ્યું, તેમાં પ્રથમ પુટ દીધા પછી ઠરી ગયેલા સમ્પુટની અન્દરના ગન્ધક મિશ્ર ગોળાને, લિમ્બુના રસમાં ઘુંટીને પાછો તેનો ગોળો વાળવો. એ ગોળાને તેરે વખત સમ્પુટમાં મૂકવા ટાણે ગન્ધક તો નવો નવો નાંખવાથી સોનાની ભસ્મ નિરુત્થ થાય છે અર્થાત્ પાછી જીવતી થતી નથી.

**સ્વર્ણ**-સોનાની ભસ્મની બીજી વિધિ

कांचने गालिते नागं षोडशांशेन निक्षिपेत् ॥ ७ ॥
चूर्णयित्वा तथाऽम्लेन घृष्ट्वा कृत्वा च गोलकम् ॥
गोलकेन समं गंधं दत्त्वा चैवाधरोत्तरम् ॥ ८ ॥
शरावसंपुटे धृत्वा पुटेत् त्रिंशद्वनोपलैः ॥ एवं सप्तपुटैर्हैमं निरुत्थं भस्म जायते ॥ ९ ॥

સોનાનો રસ સોલ ભાગ તથા સીસું એક ભાગ લઈ, એ બન્નેને સોનું ગાળવાની કુરડીમાં નાંખીને અગ્નિપર ગાળવા મુકવાં અને તે બન્ને ધાતુઓ ઓગળી જાય કે તરત તેમનો, ખાંડી ભૂંકો કરી એ ભૂંકાને ખરલની અન્દર નાંખી, લિમ્બુના રસમાં ઘુંટીને, એનો ગોળો વાળવો.

પછી એ ગોળાના વજન જેટલો શોધેલો અમલસારો ગન્ધક લઈ, તેનો બારીક ભૂકો કરવો. ત્યારબાદ માટીના બે મજબૂત કોડિયાં લઈ, તે બે કોડિયાંમાંથી એક કોડિયાંની અન્દર અર્ધો ગન્ધક નાંખી, તેની ઉપર ગોળો મુકીને બાકી રહેલો અર્ધો ગન્ધક ગોળાની ઉપર નાંખી-પાથરી, તેની ઉપર બીજું કોડિયું ઉંધું વાળી તે બન્ને કોડિયાંની સાંધપર લૂગડું લપેટી, તેના પર સૂતર વીંટીને, પછી તે લૂગડાંની અને સુતરની ઉપર ભીંની માટીનો લેપ કરવો. પછી ત્રીશ મોટાં અડાયાં છાણાં લઈ, તેના પ્રમાણમાં ખાડો ખોદી, અર્ધાં છાણાં નીચે તથા અર્ધાં છાણાં ઉપર નાંખી, તે છાણાંની મધ્યમાં કપડછન્દ કરેલું કોડિયાંનુ સંપુટ મુકીને અગ્નિ દેવો, એ અગ્નિ ઠરી જાય કે તરત સંપુટને બહાર કાઢી લેવો. ત્યારબાદ પહેલા પુટની ક્રિયા પ્રમાણે બધા મળીને સાત પુટો દેવાથી, સોનાની ભસ્મ નિરુત્થ થાય છે અર્થાત્ પાછી જીવતી થતી નથી.

**સ્વર્ણ-સોનાની ભસ્મની ત્રીજી વિધિ**

काचनाररसैर्घृष्ट्वा समसूतकगंधयोः ॥
कज्जलीहेमपत्राणि लेपयेत्सममात्रया ॥ १० ॥
कांचनारत्वचः कल्कं मूषायुग्मं प्रकल्पयेत् ॥
धृत्वा तत्संपुटे गोलं मृन्मूषासंपुटे च तत् ॥ ११ ॥ निधाय संधिरोधं च कृत्वा संशोष्य गोमयैः॥
वह्निं खरतरं कुर्यादेवं दद्यात्पुटत्रयम् ॥ १२ ॥ निरुत्थं जायते भस्म सर्वकार्येषु योजयेत् ॥

શુદ્ધ કરેલો પારો તથા શુદ્ધ કરેલો આમલસારો ગન્ધક, એ બન્ને એક એક ભાગ લઈ તે બન્નેને મિશ્ર કરી, ખરલની અન્દર નાંખી, કાંચનાર–ચમ્પાકાઠી વૃક્ષની છાલના રસમાં ઘુંટીને તેમની કજ્જલી કરવી. પછી એ કજ્જલીના વજન જેટલાં સોનાનાં પત્રાં લઇને, તે પત્રાંનીપર કજ્જલીનો લેપ કરવો. ત્યારબાદ કાંચનાર–ચમ્પાકાઠી વૃક્ષની છાલનો કલ્ક કરીને તે કલ્કની બે મૂષો કરવી. એ કાંચનાર–ચમ્પાકાઠી વૃક્ષની છાલના કલ્કની એક મૂષમાં કજ્જલીનો લેપ કરેલાં સોનાનાં પત્રા રાખી–મૂકી, તેની ઉપર કાંચનાર–ચમ્પાકાઠી વૃક્ષની છાલના કલ્કની બીજી મૂષ ઉન્ધી વાળી. તે બન્ને મૂષની સાંધને મેળવી દઇને તેમનો ગોળો વાળવો. ત્યારબાદ માટીનાં બે કોડિયાં લઇ, તે બે કોડિયામાંના એકની અન્દર ઉપલો ગોળો રાખી–મૂકી, તેની ઉપર માટીનું બીજું કોડિયું ઉન્ધું વાળી, તે બન્ને કોડિયાંની સાંધપર લૂગડું લપેટી, તેના પર સૂતર વીંટીને, પછી તે લૂગડાંની અને સૂતરની ઉપર ભીંની માટીનો લેપ કરવો. એ લેપ સારી રીતે સૂકાયા પછી, મોટાં અડાયાં છાણાં લઇ, તેના પ્રમાણમાં ખાડો ખોદી, અર્ધાં છાણાં નીચે તથા અર્ધાં છાણાં ઉપર નાંખી, તે છાણાંની મધ્યમાં કપડછંદ કરેલું માટીનાં કોડિયાંનું સમ્પુટ મૂકીને ખરતર એટલે આકરો અગ્નિ દેવો. એ અગ્નિ ઠરી જાય કે તરત સમ્પુટને બહાર કાઢી લેવી. ત્યારબાદ પહેલા પુટની ક્રિયા પ્રમાણે બધાં મળીને ત્રણ પુટો દેવાથી સોનાની ભસ્મ નિરુત્થ થાય છે અર્થાત્ પાછી જીવતી થતી નથી.

**સ્વર્ણ-સોનાના ભસ્મની ચોથી વિધિ**

कांचनारप्रकारेण लांगली हंति कांचनम् ॥ १३ ॥

કાચનાર-ચમ્પાકાઠી વૃક્ષની છાલના રસમા કરેલ સ્વર્ણભસ્મ પ્રમાણે, દૂધિયા વછનાગના વેલાના મૂળના રસમાં સોનાની ભસ્મ કરવી.

સ્વર્ણ-સોનાની ભસ્મની પાંચમી વિધિ

ज्वालामुखी तथा हन्यात् ॥

કાંચનાર—ચમ્પાકાઠી વૃક્ષની છાલના રસમાં કરેલ સ્વર્ણભસ્મ પ્રમાણે, જ્વાલામુખી—ભાટજામ્ભળી—ડુંગરી—વેલરિયાં જામ્બૂના રસમાં સોનાની ભસ્મ કરવી.

સ્વર્ણ સોનાની ભસ્મની છઠ્ઠી વિધિ

तथा हंति मनःशिला ॥

કાંચનાર—ચમ્પાકાઠી વૃક્ષની છાલના રસમાં કરેલ સ્વર્ણભસ્મ પ્રમાણે, મનશીલમાં સોનાની ભસ્મ કરવી.

સ્વર્ણ-સોનાની ભસ્મની સાતમી વિધિ

शिलासिन्दूरयोश्चूर्णं समयोरर्कदुग्धकैः ॥ १४ ॥
सप्तैव भावना दद्याच्छोषयेच्च पुनः पुनः ॥
ततस्तु गलिते हेम्नि कल्कोऽयं दीयते समः ॥ १५ ॥
पुनर्धमेदतितरां यथा कल्को विलीयते ॥ एवं वेलात्रयं दद्यात्कल्कं हेममृतिर्भवेत् ॥ १६ ॥

શુદ્ધ કરેલો મનશીલ તથા શુદ્ધ કરેલો સિન્દૂર, એ બન્ને એક એક ભાગ લઇ, તે બન્નેનું ચૂર્ણ કરવું; આંકડાના દૂધમાં સૂકાય ત્યાંસૂધી તેને ખરલ કરવી, આ રીતે ખરલ કરવી તેનું નામ ભાવના જાણવું. એ રીતે સાત ભાવના દીધા પછી સોનાને ગાળીને તેનો રસ કરવો. એ રસ તથા ઉપલું ચૂર્ણ એક એક ભાગ લઇ, તે બન્નેને, સોનું ગાળવાની કુરડીમાં નાંખી, અગ્નિપર મૂકીને ખૂબ ફુંકવું. એ પ્રમાણે ત્રણ વખત સોનાની સાથે ચૂર્ણ નાંખીને ફુંકવાથી સોનાની ભસ્મ થાય છે.

સ્વર્ણ-સોનાની ભસ્મની આઠમી વિધિ

पारावतमलैर्लिम्पेदथवा कुक्कुटोद्भवैः ॥
हेमपत्राणि तेषां च प्रदद्यादधरोत्तरम् ॥ १७ ॥
गंधचूर्णं समं दत्वा शरावयुगसंपुटे ॥ प्रदद्यात्कुक्कुटपुटं पंचभिर्गोमयोत्पलैः ॥ १८ ॥
एवं नवपुटं दद्याद्दशमं च महापुटम् ॥ त्रिंशद्वनोत्पलैर्देयं जायते हेमभस्मकम् ॥ १९ ॥

ખબૂતરની ચરક, સોનાનાં પત્રાંની બન્ને બાજુપર ચોપડવી. પછી શુદ્ધ કરેલો આમલસારો ગન્ધક ખબૂતરની ચરક ચોપડેલાં સોનાનાં પત્રાંનાં વજન જેટલો લઇને, તેનો બારીક ભૂકો કરવો. ત્યારબાદ માટીનાં બે મજબૂત કોડિયાં લઇ, તે બે કોડિયાંમાંથી એક કોડિયાની અન્દર અર્ધો ગન્ધક નાંખી, તેની ઉપર ઉપલાં પત્રાં મૂકીને, બાકી રહેલો અર્ધો ગન્ધક, તે પત્રાંની ઉપર નાંખી—પાથરી, તેની ઉપર બીજું કોડિયું ઉંધું વાળી, તે બન્ને કોડિયાંની સાંધપર લૂગડું લપેટી, તેનાપર સૂતર વીંટીને, પછી તે લૂગડાંની અને સૂતરની ઉપર ભીની માટીનો લેપ કરવો. પછી ગાયના છાણનાં પાંચ અડાયાં—છાણાંનો કુકકુટપુટ આપવો. એ પ્રમાણે બધા મળીને નવ પુટો દેવા. એ રીતે નવ પુટ દીધા બાદ, દશમો મહાપુટ ત્રીશ અડાયા છાણાંનો દેવાથી, સોનાની ભસ્મ તૈયાર થાય છે.

કુકકુટપુટ વિધિ

वितस्तिमात्रिके खाते कथितं कुक्कुटं पुटम्[1] ॥

ઘનચોરસ એટલે સાધારણ કદના માણસની એક વેંતનો ઉપર, નીચે તથા ચારે કોર ફરતો ખાડો ખોદી, તે ખાડાને અડાયાં છાણાંથી અર્ધો ભરી, તેની ઉપર

૧ બીજા ગ્રન્થનો પાઠ છે.

મધ્યભાગમાં કપડછન્દ કરેલું કોડિયાનું સમ્પુટ મૂકીને પછી બાકી રહેલા અર્ધા ખાડાને અડાયાં છાણાંથી માથા સુધી ભરીને જે અગ્નિ દેવો, તેનું નામ કુકકુટપુટ જાણવું. આ પુટ ઉપરની ભસ્મમાં હોવાથી અહીં લખ્યો છે.

**સ્વર્ણ**-સોનાની સિદ્ધ ભસ્મની નવમી વિધિ

ખબૂતરની ચરકમાં કરેલ સ્વર્ણભસ્મ પ્રમાણે, કુકડાની ચરકમાં પણ સોનાની ભસ્મ કરવામાં આવે છે.

**સ્વર્ણ**-સોનાની ભસ્મના ગુણ

सुवर्णं च भवेत्स्वादु तिक्तं स्निग्धं हिमं गुरु ॥
बुद्धिविद्यास्मृतिकरं विषहारि रसायनम् ॥ २० ॥

આ સોનાની ભસ્મ, સ્વાદિષ્ટ, કડવી, સ્નિગ્ધ, ટાઢી અને ભારે છે. વળી આ સુવર્ણભસ્મ, બુદ્ધિ તથા વિદ્યાને વધારનારી, સ્મરણશક્તિ ખીલવનારી, વિષ હરનારી અને રસાયન છે.

[1]**સ્વર્ણ** સોનાની અપક્વ ભસ્મના અવગુણ

बलं च वीर्यं हरते नराणां रोगव्रजान् पोषयतीह काये ॥
असौख्यकार्यं च सदैव हेमापक्वं सदोषं मरणं करोति ॥ २१ ॥

સોનાની દોષવાળી અપક્વ ભસ્મ, પુરુષોનાં બલ અને વીર્યનો નાશ કરીને તથા શરીરની અન્દર રોગના સમુદાયને ઉત્પન્ન કરીને, શરીરને હમ્મેશાં અસુખાકારી રાખે છે અને છેવટે મરણ પમાડે છે.

**તાર** રૂપાની ભસ્મની પહેલી વિધિ

भागैकं तालकं मर्द्य याममम्लेन केनचित् ॥
तेन भागत्रयं तारपत्राणि परिलेपयेत् ॥ २१ ॥
धृत्वा मूषापुटे रुध्वा पुटेत् त्रिंशद्वनोत्पलैः ॥
समुद्धृत्य पुनस्तालं दत्त्वा रुध्वा पुटे पचेत् ॥ २२ ॥ एवं चतुर्दशपुटैस्तारं भस्म प्रजायते ॥

શુદ્ધ કરેલી હરતાલ એક ભાગ લઈ, ખરલની અન્દર નાંખીને, તેને લિમ્બુના અથવા કોઈ પણ ખાટા પદાર્થના રસમાં, એક પહોર સુધી ઘુંટીને, તેનો કલ્ક કરવો. પછી રૂપાનાં પત્રાં ત્રણ ભાગ લઈને, તે પત્રાં પર હરતાલના કલ્કનો લેપ કરવો. ત્યારબાદ માટીની બે મજબૂત મૂષ લઇ, એક મૂષની અન્દર કલ્કનો લેપ કરેલાં રૂપાનાં પત્ર રાખી–મૂકી તેની ઉપર માટીની બીજી મૂષ ઉંધી વાળી, તે બન્ને મૂષની સાંધપર લુગડું લપેટી, તેનાપર સૂતર વીંટીને પછી તે લુગડાંની અને સૂતરની ઉપર ભીંની માટીનો લેપ કરવો. પછી ત્રીશ મોટાં અડાયાં છાણાં લઇ, તેના પ્રમાણમાં ખાડો ખોદી, અર્ધાં છાણાં નીચે તથા અર્ધાં છાણાં ઉપર નાંખી, તે છાણાંની મધ્યમાં કપડછંદ કરેલું મૂષનું સંપુટ મૂકીને અગ્નિ દેવો; એ અગ્નિ સાવ ઠરી જાય કે તરત સંપુટને બહાર કાઢી લેવો, ત્યારબાદ પહેલા પુટની ક્રિયા પ્રમાણે બધા મળીને ચૌદ પુટો દેવાથી, રૂપાની ઉત્તમ ભસ્મ થાય છે.

**તાર**-રૂપાની ભસ્મની બીજી વિધિ

स्नुहीक्षीरेण संपिष्टं माक्षिकं तेन लेपयेत् ॥ २३ ॥
तालकस्य प्रकारेण तारपत्राणि बुद्धिमान् ॥
पुटेच्चतुर्दशपुटैस्तारं भस्म प्रजायते ॥ २४ ॥

---

૧ બીજા ગ્રન્થનો પાઠ છે.

શુદ્ધ કરેલી સોનામુખી ઉપધાતુ એક ભાગ લઇ, ખરલની અન્દર નાંખીને, તેને દાંડલીઆ થોરના દૂધમાં, એક પહોર સુધી ઘુંટીને તેનો કલ્ક કરવો. ત્યારબાદ માટીનાં બે મજબૂત કોડિયાં લઇ, એક કોડિયાંની અન્દર કલ્કનો લેપ કરેલાં રૂપાનાં પત્રાં રાખી-મૂકી, તેની ઉપર માટીનું બીજું કોડિયું ઉન્ધું વાળી, તે બન્ને કોડીયાની સાંધપર લુગડું લપેટી, તેનાપર સુતર વીંટીને, પછી તે લુગડાંની અને સુતરની ઉપર ભીની માટીનો લેપ કરવો. પછી ત્રીશ મોટાં અડાયાં છાણાં લઇ, તેના પ્રમાણમાં ખાડો ખોદી, અર્ધાં છાણાં નીચે તથા અર્ધાં છાણાં ઉપર નાંખી, તે છાણાંની મધ્યમાં કપડછંદ કરેલું કોડિયાનું સંપુટ મૂકીને અગ્નિ ઠરી જાય કે તરત સંપુટને બહાર કાઢી લેવો. ત્યારબાદ પહેલા પુટની ક્રિયા પ્રમાણે બધા મળીને ચૌદ પુટો દેવાથી, રૂપાની ઉત્તમ ભસ્મ થાય છે.

[1]તાર-રૂપાની સિદ્ધ ભસ્મના ગુણ

रौप्यं शीतं कषायं च स्वादुपाकरसं सरम् ॥
वयसः स्थापनं स्निग्धं लेखनं वातपित्तजित् ॥
प्रमेहादिकरोगांश्च नाशयत्यचिरात् ध्रुवम् ॥ ॥

આ રૂપાની ભસ્મ, ટાઢી, તુરી, પાકી ગયા પછી રસમાં સ્વાદિષ્ટ, ઝાડો લાવનારી, અવસ્થાને જાળવનારી, સ્નિગ્ધ, મળને ખણીને-ખોતરીને કાઢનારી, વાતનો નાશ કરનારી અને થોડા કાળમાં પ્રમેહાદિક રોગોને ટાળનારી છે.

[1]તાર-રૂપાની અપકવ ભસ્મના અવગુણ

अशुद्धं रजतं कुर्यात्पांडुकंडुगलग्रहान् ॥
विबंधं वीर्यनाशं च बलहानिं शिरोरुजम् ॥

રૂપાની અપકવ ભસ્મ, પાંડુરોગ. ખરજ, ગળાનું પકડાવું, બંધકોશ-ઝાડો બંધ થવાનો રોગ, વીર્યનો નાશ, બળનો નાશ, અને શિરોરોગ કરે છે.

તામ્ર-તામ્બાની ભસ્મની પહેલી વિધિ

सूक्ष्माणि ताम्रपत्राणि कृत्वासंस्वेदयेद्बुधः ॥
वासरत्रयमम्लेन ततः खल्वे विनिक्षिपेत् ॥ २५ ॥
पादांशं सूतकं दत्वा याममम्लेन मर्दयेत् ॥
तत उद्धृत्य पत्राणि लेपयेद्विगुणेन च ॥ २६ ॥ गंधकेनाम्लघृष्टेन तस्य कुर्याच्च गोलकम् ॥
ततः पिष्ट्वा च मीनाक्षीं चांगेरीं वा पुनर्नवाम् ॥ २७॥ तत्कल्केन बर्पिगोलं लेपयेदंगुलोन्मितम् ॥
धृत्वा तद्गोलकं भांडे शरावेण च रोधयेत् ॥ २८ ॥ वालुकाभिः प्रपूर्याथ विभूतिलवणांबुभिः ॥
दत्त्वा भाण्डमुखे मुद्रां ततश्चुल्यां विपाचयेत् ॥ २९ ॥ क्रमवृद्धयाग्निना सम्यग्यावद्यामचतुष्टयम् ॥
स्वांगशीतलमुद्धृत्य मर्दयेत्सूरणद्रवैः ॥ ३० ॥ दिनैकं गोलकं कुर्यादर्धगंधेन लेपयेत् ॥
सघृतेन ततो मूषां पुटे गजपुटे पचेत् ॥ ३१ ॥ स्वांगशीतं समुद्धृत्य मृतं ताम्रं शुभं भवेत् ॥

બુદ્ધિમાન્ વૈદ્યે ત્રામ્બાનાં બારીકમાં બારીક પત્રાં કરી, તે પત્રાંને, ત્રણ દિવસ સુધી લીમ્બુના રસમાં ધીમા તાપે સારી રીતે ઉકાળવાં. તે પછી તે પત્રાં ચાર ભાગ અને શુદ્ધ કરેલો પારો એક ભાગ લઇ, તે બન્નેને મિશ્ર કરી, ખરલની અન્દર નાંખી, લીમ્બુના રસમાં

૧ બીજા ગ્રન્થનો પાઠ છે.

એક પહોર સુધી ઘુણટવાં. ત્યારબાદ તે પત્રાંનું જેટલું વજન થાય, તેટલા વજનથી બમણો શુદ્ધ કરેલો આમલસારો ગન્ધક લઇ, તેને ખરલની અન્દર નાંખી, લીમ્બુના રસમાં ઘુંટી, તેનો કલ્ક કરી, તે કલ્કને તે પત્રાંપર ચોપડીને, તેનો ગોળો વાળવો. એ પછી ગાણ્ડવાળી ધ્રો, ચુકાની ભાજી—ખાટી ભાજી અથવા સાટોડી, આ ત્રણ વનસ્પતિમાંથી જે વનસ્પતિ મળે, તેને વાટીને તેનો કલ્ક કરવો. એ કલ્કનો ઉપરના ત્રામ્બાનાં પત્રાના ગોળાપર, ચારે કોર ફરતો એક આંગળનો થર કરી, તે ગોળાને એક માટલાંની—હાંડલાંની અન્દર રાખી, તે ગોળાપર ઉન્ધું કોડિયું ઢાંકી, તે કોડિયાંની સાંધને ભીંજવેલ રાખ અને મીઠાથી છાંદી લેવી. પછી તે કોડિયાંથી તે છેક માટલાનાં મોઢાં સૂધી રેતી ભરી, પાછું તે માટલાનાં મોઢાંને પણ ભીંજવેલ રાખ અને મીઠાંથી છાંદી લઇને પછી તેને ચૂલાપર મૂકવું. પછી ધીમે ધીમે વધતા વધતા તાપથી ચાર પહોર સૂધી સારી રીતે તપાવવું. ત્યારબાદ રેતી સહિત તે આખું હાંડલું ટાઢું થાય ત્યારે, તે ગોળાને હાંડલામાંથી કાઢી લઇને, એક દિવસ પર્યન્ત સૂરણના રસમાં ઘુણ્ટીને, તેનો ગોળો વાળવો. પછી શુદ્ધ કરેલો આમલસારો ગન્ધક, ઉપરના ગોળાના વજનથી અર્ધો લઈ, ખરલની અન્દર નાંખી, તેને ઘીની અન્દર ઘુણ્ટીને, તેનો કલ્ક કરવો. એ કલ્કનો ઉપલા ગોળાપર લેપ કરવો. એ રીતે લેપ કરેલો ઉપલો ગોળો એક કોડિયામાં રાખી—મૂકી, તેની ઉપર બીજું કોડિયું ઉન્ધું વાળી, તે બન્ને કોડિયાંનીસાંધપર લૂગડું લપેટી, તેનાપર સૂતર વીંટીને, પછી તે લૂગડાંની અને સૂતરની ઉપર ભીંની માટીનો લેપ કરવો. પછી ગજપુટ અગ્નિ દેવો. એ અગ્નિ ઠરી જઇને સંપુટ પણ ઠરી જવા આવે કે તરત સંપુટને બહાર કાઢીને, તેની અન્દરથી તામ્રભસ્મને કાઢી લેવી. એ રીતે મારેલી તામ્રભસ્મ સારી થાય છે.

ગજપુટ વિધિ

घनचौरसकेसार्द्धहस्ते चैव तु गर्तके ॥
पूर्ववत् दीयते चाग्निस्तत् पुटं गजसंज्ञितम् ॥

ઘનચોરસ એટલે સાધારણ કદના માણસના દોઢ હાથ ઉપર, નીચે તથા ચારે કોર ફરતો ખાડો ખોદી, તે ખાડાને અડાયાં છાણાંથી અર્ધો ભરી, તેની ઉપર મધ્ય ભાગમાં કપડછન્દ કરેલું કોડિયાનું સમ્પુટ મૂકીને પછી બાકી રહેલા અર્ધા ખાડાને અડાયાં છાણાંથી મોઢા સૂધી ભરીને જે અગ્નિ દેવો, તેનું નામ ગજપુટ જાણવું. આ ગજપુટ ઉપરની ભસ્મમાં હોવાથી અહીં લખ્યો છે.

તામ્ર-ત્રાંબાની ભસ્મની પરીક્ષા

वांतिं भ्रान्तिं क्लमं मूर्च्छां न करोति कदाचन ॥ ३२ ॥

મારેલી અથવા સિદ્ધ કરેલી તામ્રભસ્મ, ઉલટી, ભ્રાંતિ (ભ્રમ), ગ્લાનિ અને મૂર્ચ્છા કોઇ પણ દિવસ કરતી નથી.

[1]તામ્ર-ત્રાંબાની પક્વ ભસ્મના ગુણ

ताम्रं कषायं मधुरं सतिक्तमम्लं च पाके कटु सारकं च ॥
पित्तापहं श्लेष्महरं च शीतं तद्रोपणं स्याल्लघुलेखनं च ॥
पांडूदराशोंज्वरकुष्ठकासश्वासक्षयान्पीनसमम्लपित्तम् ॥
शोथं क्रिमिं शूलमपाकरोति प्राहुर्बुधा बृंहणमल्पमेतत् ॥

૧ બીજા ગ્રન્થનો પાઠ છે.

ત્રાંબાની ભસ્મ, તુરી, મીઠી, કડવી, ખાટી, પાકી ગયા પછી તીખી, ઝાડો લાવનારી, પિત્ત મટાડનારી, કફ હરનારી, ટાઢી, વ્રણ રુઝાવનારી અને હલકી છે તથા મલને ખણીને–ખોતરીને કાઢનારી છે. પાંડુ, ઉદરરોગ, અર્શ, જ્વર, કુષ્ઠ, કાસ, ક્ષય, શ્વાસ, પીનસ, અમ્લપિત્ત, શોથ, કૃમિ તથા શૂલ, એ સર્વ રોગોને મટાડે છે. વળી બુદ્ધિમાનોનું એવું કહેવું છે કે, આ ત્રાંબાની ભસ્મ અલ્પબૃંહણ કરે છે.

[1]તામ્ર-ત્રાંબાંની અપક્વ ભસ્મના અવગુણ

एको दोषो विषे ताम्रे त्वसम्यग्मारिते पुनः ॥
दाहः स्वेदोऽरुचिर्मूर्च्छा क्लेदो रेको वमिर्भ्रमः ॥

ઝેરની અન્દર તો એક દોષ–અવગુણ છે, પણ સારી રીતે ન મરાયેલી એટલે કાચી તામ્રભસ્મ દાહ, સ્વેદ, અરુચિ, મૂર્ચ્છા, ગ્લાનિ, જુલાબ, ઉલટી અને ભ્રમ, એટલા દોષો–અવગુણો કરે છે.

[1]આર-પીત્તળની ઉપધાતુની ઉત્પત્તિનું વર્ણન

रीतिर्हि चोपधातुः स्यात्ताम्रस्य जसदस्य च ॥

પીત્તળ, એ ઉપધાતુ છે અને ત્રાંબા તથા જસતમાંથી બને છે. એ બે ધાતુઓમાં ત્રાંબુ બે ભાગ અને જસત એક ભાગ લઈ, એ બન્નેને, મિશ્ર કરીને રસ કરવાથી, પીત્તળ નામની ઉપધાતુ થાય છે.

આર-પીત્તળ શોધવાની વિધિ

[2]अर्कक्षीरेण संपिष्टो गंधकस्तेन लेपयेत् ॥
समेनारस्य पत्राणि शुद्धान्यम्लद्रवैर्मुहुः ॥ ३३ ॥

પીત્તળનાં પત્રાં કરી, તે પત્રાંને અગ્નિમાં તપાવી, લીમ્બુના રસમાં વારંવાર અર્થાત્ ત્રણ અથવા સાત વખત બોળીને શુદ્ધ કરવાં.

[3]આર-પીતળની ભસ્મની પહેલી વિધિ

ततो मूषापुटं धृत्वा पुटेद्गजपुटेन च ॥
एवं पुटद्वयेनैव भस्मारं भवति ध्रुवम् ॥ ३४ ॥

શુદ્ધ કરેલો આમલસારો ગંધક એક ભાગ લઈ, તેને ખરલની અન્દર નાંખી, આકડાના ક્ષીરમાં–દૂધમાં ઘુણ્ટીને તેનો કલ્ક કરવો. પછી એ કલ્કના વજન જેટલાં શુદ્ધ કરેલાં પીતળનાં પત્રાં લઇને, તે પત્રાંની પર કલ્કનો લેપ કરવો. ત્યારબાદ માટીનાં બે મજબૂત કોડિયાં લઈ, એક કોડિયાંની અન્દર કલ્કનાં લેપવાળાં પીતળનાં પત્રાં રાખી–મૂકી, તેની ઉપર બીજું કોડિયું ઉન્ધું વાળી, તે બન્ને કોડિયાની સાંધપર લૂગડું લપેટી તેનાપર સૂતર વીંટીને, પછી તે લૂગડાની અને સૂતરની ઉપર ભીંની માટીનો લેપ કરવો. પછી ગજપુટ અગ્નિ દેવો. એ અગ્નિ ઠરી જાય કે તરત સંપુટને બહાર કાઢી લેવો. ત્યારબાદ પહેલા પુટની ક્રિયા પ્રમાણે બધા મળી બે પુટો દેવાથી પીતળની ઉત્તમ ભસ્મ થાય છે.

---

૧ બીજા ગ્રન્થનો પાઠ છે.

૨ આર્કક્ષીરેણ સંપિષ્ટો ગંધકસ્તેન લેપયેત ॥ સમેન આટલા શબ્દોનો અર્થ, પીતળની ભસ્મ કરવાની પહેલી વિધિમાં લીધો છે અને તે પછીના શબ્દોનો અર્થ આ ઠેકાણે શોધનની અન્દર લીધો છે.

૩ આ ગ્રન્થકારે પીતળને ધાતુની અન્દર ગણી છે, પરન્તુ પીતળ ઉપધાતુ છે.

[1]આર-પીતળની પક્વ ભસ્મના ગુણ

रीतिका तु भवेद्रूक्षा सतिक्ता लवणा रसे ॥
शोधिनी पांडुरोगघ्नी कृमिहृन्नातिलेखिनी ॥

પીતળની ભસ્મ, રુક્ષ, સારી પેઠે કડવી, રસમાં ખારી, શોધન કરનારી—ઝાડો લાવનારી, પાંડુ રોગ હરનારી અને કૃમિનો નાશ કરનારી છે તથા મલને ઘણો ખણીને—ખોતરીને કાઢતી નથી અર્થાત્ મલને સામાન્ય રીતે ખણીને—ખોતરીને કાઢે છે.

[1]આર-પીતળની અપક્વ ભસ્મના અવગુણ

विविधरोगचयं कुरुते भ्रमं गुदरुजं ह्यतिमेहरुजांगणम् ॥
विविधतापकमातनुते तनावमृतमारकमाशु हि मृत्युदम् ॥

પીતળની અપક્વ ભસ્મ, જૂદા જૂદા રોગોનો સમુદાય, ભ્રમ, અર્શ, સર્વ પ્રકારના પ્રમેહો અને શરીરમાં અનેક પ્રકારના દાહો ઉત્પન્ન કરીને નિશ્ચય તરત મૃત્યુને પમાડે છે.

[1]કાંસ્ય-કાંસાનું શોધન

[2]पत्तलीकृतपत्राणि कांस्यस्याग्नौ प्रतापयेत् ॥
निषिंचेत्तप्ततप्तानि तैले तक्रे च कांजिके ॥
गोमूत्रे च कुलत्थानां कषाये च त्रिधा त्रिधा ॥ एवं छदनकांस्यस्य विशुद्धिः संप्रजायते ॥

કાંસાનાં પત્રાં કરી, તે પત્રાંને અગ્નિમાં તપાવીને પહેલી વાર તેલમાં ઓળવાં. પછી તેલમાંથી કાઢી, પાછાં તે પત્રાંને અગ્નિમાં તપાવીને બીજી વાર તેલમાં ઓળવાં; પછી તેલમાંથી કાઢી, પાછાં તે પત્રાંને અગ્નિમાં તપાવીને ત્રીજી વાર તેલમાં ઓળવાં. એ રીતે ત્રણ વાર તેલમાં ઓળ્યા પછી, પાછી આ ધાતુને તપાવીને, ત્રણ વાર તેલમાં ઓળ્યા પ્રમાણે છાસમાં, કાંજીમાં, ગોમૂત્રમાં અને કળથીના કાઢામાં ત્રણ ત્રણ વાર ઓળવી. એ રીતે ઓળવાથી, આ કાંસાની ઉપધાતુનું શોધન થાય છે.

કાંસ્ય-કાંસા ઉપધાતુની ઉત્પત્તિનું વર્ણન

अष्टभागेन ताम्रेण द्विभागं कुटिलं युतम् ॥
एकत्र द्रावितं तस्मात्कांस्यं स्याद्भाजने शुभम् ॥

આઠ ભાગ ત્રાંબું અને બે ભાગ કલિ, એ બન્ને ધાતુઓ એકત્ર કરીને રસ કરવાથી, કાંસાની ઉપધાતુ થાય છે. વળી કાંસાનું ભોજનપાત્ર પણ શુભકારક છે.

[3]કાંસ્ય-કાંસાની પક્વ ભસ્મની પહેલી વિધિ

आरवत्कांस्यमप्येवं भस्मतां याति निश्चितम् ।

કાંસાની ભસ્મની પહેલી વિધિ, આર—પિત્તળની ભસ્મની પહેલી વિધિ પ્રમાણે જાણવી.

કાંસ્ય-કાંસાની પક્વ ભસ્મના ગુણ

कांस्यं कषायं तीक्ष्णोष्णं लेखनं विशदं सरम् ॥
गुरु नेत्रहितं रूक्षं कफपित्तहरं परम् ॥

કાંસાની ભસ્મ, તુરી, તીક્ષ્ણ, ઉષ્ણ—ગરમ, મળને ખણીને—ખોતરીને કાઢનારી, વિશદ એટલે શરીરને સ્વચ્છ કરનારી, ઝાડો લાવનારી, ભારે, નેત્રને હિતકારી, રુક્ષ અને કફ, પિત્તનો નાશ કરનારીમાં શ્રેષ્ઠ છે.

---

૧ બીજા ગ્રન્થનો પાઠ છે.

૨ આ ગ્રન્થકારે કાંસાનું શોધન જણાવ્યા વગર, કાંસાની ધાતુ બનાવવાનું લખ્યું છે, એથી મેં અહીં પાછું શોધન લખ્યું છે.

૩ આ ગ્રન્થકારે, કાંસાને ધાતુની અન્દર ગણેલ છે, પરંતુ કાંસુ, પીત્તળની જેમ, ઉપધાતુ છે.

કાંસ્ય--કાંસાની અપક્વ ભસ્મના અવગુણ

विविधरोगचयं कुरुते भ्रमं गुदरुजं द्युतिमेहरुजां गणम् ॥
विविधतापकमातनुते तनावमृतकंसकमाशु हि मृत्युदम् ॥

કાંસાની અપક્વ ભસ્મ, જૂદા જૂદા રોગોના સમુદાય, ભ્રમ, અર્શ, સર્વ પ્રકારના પ્રમેહો અને શરીરમાં અનેક પ્રકારના દાહો ઉત્પન્ન કરીને નિશ્ચય તરત મૃત્યુને પમાડેછે.

તામ્ર—ત્રાંબાની ભસ્મની બીજી વીધિ

अर्कक्षीरं वटक्षीरं निर्गुण्डी क्षीरिका तथा ॥ ३५ ॥
ताम्ररीतिध्वनिवधे समगंधकयोगतः ॥

શુદ્ધ કરેલો આમલસારો ગન્ધક એક ભાગ લઇ, તેને ખરલની અન્દર નાંખીને આંકડાના ક્ષીરમાં, વડનાં ક્ષીરમાં, નગડના રસમાં વા ગાયના દૂધમાં ઘુણ્ટીને તેનો કલ્ક કરવો. પછી એ કલ્કના વજન જેટલાં શુદ્ધ કરેલાં ત્રાંબાનાં પત્રાં લઇને, તે પત્રાંપર કલ્કનો લેપ કરવો. ત્યારબાદ માટીનાં બે મજબૂત કોડિયાં લઈ, એક કોડિયાની અન્દર કલ્કનો લેપ કરેલાં ત્રાંબાનાં પત્રાં રાખી—મૂકી, તેની ઉપર બીજું કોડિયું ઉંધું વાળી, તે બન્ને કોડિયાંની સાંધપર લુગડું લપેટી, તેનાપર સૂતર વીંટીને પછી તે લુગડાંની અને સૂતરની ઉપર ભીંની માટીનો લેપ કરવો. પછી ગજપુટ અગ્નિ દેવો. એ અગ્નિ ઠરી જાય કે તરત સંપુટ બહાર કાઢી લેવો. ત્યારબાદ પહેલા પુટની ક્રિયા પ્રમાણે બધા મળીને બે પુટો દેવાથી, ત્રામ્બાની ઉત્તમ ભસ્મ થાય છે.

આર-પીતળની ભસ્મની બીજી વિધિ

આર—પીતળની ભસ્મની બીજી વિધિ, તામ્ર—ત્રામ્બાની ભસ્મની બીજી વિધિ પ્રમાણે જાણવી.

કાંસ્ય—કાંસની ભસ્મની બીજી વિધિ

કાંસ્ય—કાંસાની ભસ્મની બીજી વિધિ, તામ્ર—તામ્બાની ભસ્મની બીજી વિધિ પ્રમાણે જાણવી.

નાગ-સીસાંની ભસ્મની પહેલી વિધિ

तांबूलीरससंपिष्टशिलालेपात्पुनः पुनः ॥ ३६ ॥
द्वात्रिंशद्भिः पुटैर्नागो निरुत्थो याति भस्मताम् ॥

શુદ્ધ કરેલો મનશીલ એક ભાગ લઇ, તેનું ચૂર્ણ કરી, ખરલની અન્દર નાંખી, નાગરવેલના પાનના રસમાં ઘુંટીને, તેનો કલ્ક કરવો. પછી એ કલ્કના વજન જેટલાં શુદ્ધ કરેલાં સીસાનાં પત્રાં લઇ, તે પત્રાં પર કલ્કનો લેપ કરવો. ત્યારબાદ માટીનાં બે મજબૂત કોડિયાં લઈ, એક કોડિયાની અન્દર કલ્કનો લેપ કરેલાં સીસાંનાં પત્રાં રાખી—મૂકી, તેની ઉપર બીજું કોડિયું ઉંધું વાળી, તે બન્ને કોડિયાંની સાંધપર લુગડું લપેટી, તેના પર સૂતર વીંટીને પછી તે લુગડાંની અને સૂતરની ઉપર ભીંની માટીનો લેપ કરવો. પછી ગજપુટ અગ્નિ દેવો. એ અગ્નિ ઠરી જાય કે તરત સંપુટને બહાર કાઢી લેવો. ત્યારબાદ પહેલા પુટની ક્રિયા પ્રમાણે બધા મળીને બત્રીશ પુટો દેવાથી સીસાંની ભસ્મ નિરુત્થ થાય છે અર્થાત્ પાછી જીવતી થતી નથી.

નાગ-સીસાંની ભસ્મની બીજી વિધિ

अश्वत्थचिंचात्वक्चूर्णं चतुर्थांशेन निक्षिपेत् ॥ ३७ ॥
मृत्पात्रे द्राविते नागे लोहदर्व्या प्रचालयेत् ॥

૧ બીજા ગ્રન્થનો પાઠ છે.

यामैकेन भवेद्भस्म तत्तुल्यां च मनःशिलाम् ॥ ३८ ॥ कांजिकेन द्रवं पिष्ट्वा पचेत् दृढपुटेन च ॥ स्वांगशीतं पुनः पिष्ट्वा शिलया कांजिकेन च ॥ ३९ ॥ पुनः पुटेच्छरावाभ्यामेवं षष्टिपुटैर्मृतिः ॥

પીપળાની છાલ એક ભાગ તથા આમ્બલીની છાલ એક ભાગ લઈ, તે બન્નેને મિશ્ર કરીને, તેમનું ચૂર્ણ કરવું. પછી શુદ્ધ કરેલા સીસાંના કટકા આઠ ભાગ લઈ, તેને માટીના વાસણમાં ભરી, તે માટીના વાસણને અગ્નિપર તપાવી, તેનો રસ કરવો. જેવો સીસાંનો રસ થઈ જાય કે તરત ઉપલાં ચૂર્ણને, રસની અન્દર નાંખી, લોઢાના તવિથા(કડછી)થી, એક પહોર હલાવવાને લીધે સીસાંની ભસ્મ થાય છે અર્થાત્ સીસાંનો ભૂકો થઈ જાય છે. પછી શુદ્ધ કરેલો મનશીલ આઠ ભાગ લઇ તેનું ચૂર્ણ કરી, સીસાંના ભુકાની સાથે મિશ્ર કરી ખરલની અન્દર નાંખી, કાંજીના રસમાં લઢીને–ઘુંટીને તેનો ગોળો વાળવો. ત્યારબાદ માટીનાં બે મજબૂત કોડિયાં લઈ એક કોડિયાંની અન્દર ઉપલો ગોળો રાખી–મૂકી તેની ઉપર માટીનું બીજુ કોડિયું ઉંધું વાળી, તે બન્ને કોડિયાંની સાંધપર લૂગડું લપેટી તેનાપર સૂતર વીંટીને પછી તે લૂગડાંની અને સૂતરની ઉપર ભીંની માટીનો લેપ કરવો. પછી દૃઢપુટ–ગજપુટ અગ્નિ દેવો. એ અગ્નિ ઠરી જાય કે તરત સંપુટને બહાર કાઢી લેવો, ત્યારબાદ પહેલા પુટની ક્રિયા પ્રમાણે બધા મળી સાઠ પુટો દેવાથી સીસાંની ઉત્તમ ભસ્મ થાય છે.

**[1]નાગ-સીસાંની પક્વ ભસ્મના ગુણ**

सीसं रंगगुणं ज्ञेयं विशेषान्मेहनाशनम् ॥
नागस्तु नागशततुल्यबलं ददाति व्याधिं च नाशयति जीवनमातनोति ॥
वह्निं प्रदीपयति कामबलं करोति मृत्युं च नाशयति संततसेवितः सः ॥

સીસાંની ભસ્મ, કલાઇની ભસ્મના જેવો જ ગુણ કરનારી, ઘણું કરી પ્રમેહનો નાશ કરનારી, સો હાથીના જેટલું બળ દેનારી, સર્વ રોગોનો નાશ કરનારી, જીવન વધારનારી, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનારી, કામના બળને વધારનારી અને હમ્મેશાં સેવન કરવાથી મૃત્યુનો નાશ કરનારી, અર્થાત્ આયુષ્ય વધારનારી છે.

**[1]નાગ-સીસાંની અપક્વ ભસ્મના અવગુણ**

कुष्ठानि गुल्मारुचिपांडुरोगान् क्षयं कफं रक्तविकारकृच्छ्रम् ॥
ज्वराश्मरीशूलभगंदराद्यं नागं त्वपक्वं कुरुते नराणाम् ॥

સીસાંની કાચી ભસ્મ, કુષ્ઠ, ગુલ્મ, અરુચિ, પાંડુરોગ, ક્ષય, કફ, રક્તવિકાર–લોહીવિકાર, મૂત્રકૃચ્છ્ર, જ્વર, અશ્મરી, શૂલ અને ભગન્દર, એ સર્વ રોગો પેદા કરે છે.

**બઙ્ગ-કલઇની ભસ્મની પહેલી વિધિ**

मृत्पात्रे द्राविते वंगे चिंचाऽश्वत्थत्वचो रजः ॥ ४० ॥
क्षिप्त्वा तेन चतुर्थांशमयोदर्व्या प्रचालयेत् ॥
ततो द्वियाममात्रेण वंगभस्म प्रजायते ॥ ४१ ॥

अथ भस्मसमं तालं क्षिप्त्वाऽम्लेन प्रमर्दयेत् ॥ ततो गजपुटे पक्त्वा पुनरम्लेन मर्दयेत् ॥४२॥ तालेन दशमांशेन याममेकं ततः पुटेत् ॥ एवं दशपुटैः पक्वो वंगस्तु म्रियते ध्रुवम् ॥ ४३ ॥

---

૧ બીજા ગ્રન્થનો પાઠ છે;

આમ્બલીની છાલ સવ્વા ભાગ તથા પીપળાની છાલ સવ્વા ભાગ લઇ, તે બન્ને મિશ્ર કરી, તેમનું ચૂર્ણ કરવું. પછી શુદ્ધ કરેલા કલાઇના કટકા દશ ભાગ લઇ, તેને માટીના વાસણમાં ભરી, તે માટીના વાસણને અગ્નિપર તપાવી, તેનો રસ કરવો. જેવો કલાઇનો રસ થઇ જાય કે તરત ઉપલા ચૂર્ણ, રસની અન્દર નાંખી, લોઢાના તવિથા(કડછી)થી, બે પહોર સુધી હલાવવાથી, કલઇની ભસ્મ થાય છે અર્થાત્ કલઇનાં કટકાનો ભૂકો થઇ જાય છે, પછી શુદ્ધ કરેલી હરતાલ દશ ભાગ લઇ, તેનું ચૂર્ણ કરી, કલઇના ભૂકાની સાથે મિશ્ર કરી, ખરલની અન્દર નાંખી, લીમ્બુ (ખાટા પદાર્થ)ના રસમાં લઢી-ઘુંટી, તેનો ગોળો વાળવો. ત્યારબાદ માટીનાં બે મજબૂત કોડિયાં લઇ, એક કોડિયાની અન્દર ઉપલો ગોળો રાખી-મૂકી તેની ઉપર માટીનું બીજું કોડિયું ઉંધું વાળી, તે બન્ને કોડિયાંની સાંધપર લૂગડું લપેટી, તેના પર સુતર વીંટી, પછી તે લૂગડાંની અને સુતરની ઉપર ભીંની માટીનો લેપ કરવો. પછી ગજપુટ અગ્નિ દેવો. એ અગ્નિ ઠરી જાય કે તરત સંપુટ બહાર કાઢી લેવો. ત્યારબાદ પહેલા પુટની ક્રિયા પ્રમાણે બધા મળી દશ પુટો દેવાથી, નિશ્ચય કલઇની ઉત્તમ ભસ્મ થાય છે.

[1]**અથ**-કલઇની પક્વ ભસ્મના ગુણ

वंग लघु सरं रूक्षं कुष्ठं मेहकफक्रमीन् ॥
निहंति पांडुं सश्वासं नेत्र्यमीषत्तु पित्तलम् ॥
सिंहो गजौघं तु यथा निहंति तथैब वंगोऽखिलमेहवर्गम् ।
देहस्य सौख्यं प्रबलेंद्रियत्वं नरस्य पुष्टिं विदधाति नूनम् ॥

કલઇની ભસ્મ, હલકી, ઝાડો લાવનારી અને રુક્ષ છે. કુષ્ઠ, પ્રમેહ, કફ, કૃમિ (જીવડા), પાંડુ, શ્વાસ તથા નેત્ર રોગ મટાડે છે પણ કંઇક-જરાતરા પિત્તને કરે-વધારે છે. જેવી રીતે સિંહ, હાથીના સમૂહ(જથ્થા)નો નાશ કરે છે, તેવી રીતે આ કલઇની ભસ્મ પણ સર્વ જાતના પ્રમેહનો નાશ કરી, ઇન્દ્રિયોને બલવાન્ કરી, નક્કી મનુષ્યના દેહને સુખી કરીને પુષ્ટ કરે છે.

[1]**અથ**-કલઇની અપક્વ ભસ્મના અવગુણ

पाकेन हीनः खलु वंगकोसौ कुष्ठानि गुल्मानि महातिरोगान् ॥
पांडुप्रमेहापचिवातशोणितं बलापहारं कुरुते नराणाम् ॥

કલઇની કાચી ભસ્મ, કુષ્ટો, ગુલ્મરોગો, મોટા રોગો, પાંડુ, પ્રમેહ અપચિ અને વાતરક્ત, એ સર્વ રોગોને પેદા કરે છે અને મનુષ્યના બલનો નાશ કરે છે.

**અથ**-લોઢાની ભસ્મની પહેલી વિધિ

शुद्धं लोहभवं चूर्णं पातालगरुडीरसैः ॥
मर्दयित्वा पुटेद्वह्नौ दद्यादेवं पुटत्रयम् ॥ ४४ ॥
पुटत्रयं कुमार्या च कुठारच्छिन्निकारसैः ॥पुटषट्कं ततो दद्यादेवं तीक्ष्णमृतिर्भवेत् ॥ ४५ ॥

શુદ્ધ કરેલા પોલાદ નામના લોઢાનું ચૂર્ણ લઇ, તેને ખરલની અન્દર નાંખી, મ૦ તાનીના-કા૦ વેવડીના-સૂ૦ વસન્તવેલના-વાસણવેલના રસમાં ઘુંટીને તેનો ગોળો વાળવો. ત્યારબાદ માટીનાં બે મજબૂત કોડિયાં લઇ, એક કોડિયાંની અન્દર ઉપલો ગોળો રાખી-મૂકી,

---

૧ બીજા ગ્રન્થનો પાઠ છે.

તેની ઉપર બીજું કોડિયું ઉંધું વાળી, તે બન્ને કોડિયાની સાંધપર લૂગડું લપેટી, તેના પર સૂતર વીંટીને, પછી તે લૂગડાંની અને સૂતરની ઉપર ભીંની માટીનો લેપ કરવો. પછી ગજપુટ અગ્નિ દેવો. એ અગ્નિ ઠરી જાય કે, તરત સંપુટને બહાર કાઢી લેવો. એ રીતે બધા મળી વેવડીના રસના ત્રણ ગજપુટ અગ્નિ આપ્યા પછી, કુમારના રસના ત્રણ ગજપુટ અગ્નિ તથા રાની તુલસીના રસના છ ગજપુટ અગ્નિ, વેવડીના રસના ગજપુટ અગ્નિ પ્રમાણે આપવા. એ રીતે બધા મળીને બાર પુટો દેવાથી, લોઢાની ઉત્તમ ભસ્મ થાય છે.

અથ-લોઢાની ભસ્મની બીજી વિધિ

क्षिपेत्तु द्वादशांशेन दरदं तीक्ष्णचूर्णतः ॥
मर्दयेत्कन्यकाद्रावैर्यामयुग्मं ततः पुटेत् ॥ ४६ ॥
एवं सप्तपुटैर्मृत्युं लोहचूर्णमवाप्नुयात् ॥

શુદ્ધ કરેલ પોલાદ નામે લોઢાનું ચૂર્ણ બાર ભાગ તથા શુદ્ધ કરેલો હિંગળો એક ભાગ લઇ, એ બન્નેને મિશ્ર કરી, ખરલની અન્દર નાંખી, કુંવારના રસમાં બે પહોર સુધી ઘુંટી, તેમનો ગોળો વાળવો. ત્યારબાદ માટીનાં બે મજબૂત કોડિયાં લઇ, એક કોડિયાંની અન્દર ઉપલો ગોળો રાખી—મૂકી, તેની ઉપર બીજું કોડિયું ઉંધું વાળી, તે બન્ને કોડયાંની સાંધપર લૂગડું લપેટી, તેનાપર સૂતર વીંટીને, પછી તે લૂગડાંની અને સૂતરની ઉપર ભીંની માટીનો લેપ કરવો. પછી ગજપુટ અગ્નિ દેવો. એ અગ્નિ ઠરી જાય કે તરત સંપુટને બહાર કાઢી લેવો. ત્યાર બાદ પહેલા પુટની ક્રિયા પ્રમાણે બધા મળીને સાત પુટો દેવાથી, લોઢાની ઉત્તમ ભસ્મ થાય છે.

અથ-લોઢાની ભસ્મની ત્રીજી વિધિ

रसैः कुठारच्छिन्नायाः पातालगरुडीरसैः ॥ ४७ ॥
स्तन्येन चार्कदुग्धेन तीक्ष्णस्यैवं मृतिर्भवेत् ॥

શુદ્ધ કરેલ પોલાદ નામે લોઢાનું ચૂર્ણ લઇ, તેને ખરલની અન્દર નાખી, રાની તુલસીના રસમાં ઘુંટી, તેનો ગોળો વાળવો. ત્યારબાદ માટીનાં બે મજબૂત કોડિયાં લઇ, એક કોડિયાની અન્દર ઉપલો ગોળો રાખી—મૂકી, તેની ઉપર બીજું કોડિયું ઉંધું વાળી, તે બન્ને કોડિયાંની સાંધપર લૂગડું લપેટી, તેનાપર સૂતર વીંટી પછી તે લૂગડાંની અને સૂતરની ઉપર ભીંની માટીનો લેપ કરવો. પછી ગજપુટ અગ્નિ દેવો. એ અગ્નિ ઠરી જાય કે તરત સંપુટ બહાર કાઢી લેવો. એ રીતે બધા મળી રાની તુલસીના રસના સાત ગજપુટ અગ્નિ આપ્યા પછી, વેવડીના રસના સાત ગજપુટ અગ્નિ, સ્ત્રીનાં ધાવણના સાત ગજપુટ અગ્નિ અને આંકડાના ક્ષીરના સાત ગજપુટ અગ્નિ, રાની તુલસીના રસના ગજપુટ અગ્નિ પ્રમાણે આપવા. આ રીતે બધા મળી અઠયાવીશ પુટો દેવાથી, લોઢાની ઉત્તમ ભસ્મ થાય છે.

અથ-લોઢાની ભસ્મની ચોથી વિધિ

सूतकाद्द्विगुणं गंधं दत्त्वा कुर्याच्च कज्जलीम् ॥ ४८ ॥
द्वयोः समं लोहचूर्णं मर्दयेत्कन्यकाद्रवैः ॥
यामयुग्मं ततः पिंडं कृत्वा ताम्रस्य पात्रके ॥ ४९ ॥
घर्मे धृत्वा ऋबूकस्य पत्रैराच्छादयेत् बुधः ॥ यामार्धेनोष्णतां भूयाद्धान्यराशौ न्यसेत्ततः ॥ ५० ॥
दत्त्वोपरि शरावं तु त्रिदिनान्ते समुद्धरेत् ॥ पिष्ट्वा च गालयेद्वस्त्रादेवं वारितरं भवेत ॥ ५१ ॥

શુદ્ધ કરેલો પારો એક ભાગ તથા શુદ્ધ કરેલો આમલસારો ગન્ધક બે ભાગ લઇ, આ બન્નેને મિશ્ર કરી, ખરલની અન્દર ઘુંટી. તેમની કજ્જલી કરવી. પછી આ કજ્જલીના વજન જેટલું શુદ્ધ કરેલ પોલાદ નામે લોઢાનું ચૂર્ણ લેવું, ત્યારબાદ કજ્જલી તથા પોલાદનું ચૂર્ણ એકઠું કરી, ખરલની અન્દર નાંખી, કુંવારના રસમાં બે પહોર સુધી ઘુંટી, તેમને ગોળો વાળવો. ત્યાર બાદ ડાહ્યા મનુષ્યે, એ ગોળાને, બે ત્રણ એરંડાનાં પાન્દડામાં લપેટી, ત્રામ્બાના વાસણમાં મૂકી, અર્ધા પહોર સુધી તડકામાં રાખવો. એ રીતે તડકામાં રાખ્યા પછી, ત્રામ્બાના વાસણમાં મૂકેલા ગોળાપર એક કોડિયું ઉંધું વાળી, ત્રામ્બામાંના વાસણને અડેલી કોડિયાંની કોરને માટીથી છાંદી લીધા બાદ, એ ગોળાવાળા ત્રામ્બાના વાસણને ત્રણ દિવસ પર્યન્ત અનાજના ઢગલામાં રાખી–ભારી, પછી કાઢી લેવું. ત્યારબાદ એ ગોળીનો ખરલની અન્દર નાંખી, તેની ખરલ કરી, તેનું ચૂર્ણ કરવું, એ ચૂર્ણને લૂગડાવતી ચાળી લેવાથી, લોઢાની ઉત્તમ એવી વારિતર–પાણીમાં તરનારી ભસ્મ થાય છે.

**અય-લોઢાની પક્વ ભસ્મના ગુણ**

लोहं तिक्तं सरं शीतं कषायं मधुरं गुरु ॥
रूक्षं वयस्यं चक्षुस्यं लेखनं वातलं जयेत् ॥
कफं पित्तं गरं शूलं शोफार्शःप्लीहपांडुता ॥ मेदो मेहक्रिमीन् कुष्ठं हरंत्येव न संशयः ॥

આ લોહભસ્મ, કડવી, ઝાડો લાવનારી, ટાઢી, તુરી, મીઠી, ભારે, રુક્ષ, અવસ્થાને જાળવી રાખનારી, નેત્રને હિતકારી, મળને ખણી–ખોતરીને કાઢનારી અને વાનો નાશ કરનારી છે. વળી કફ, પિત્ત, વિષ, શૂલ, શોફ, અર્શ, બરલ, પાંડુ, મેદ, પ્રમેહ, કૃમિ (જીવડા) અને કુષ્ટ, એ સર્વ રોગોનો નાશ કરે છે, એમાં કૈં પણ સંશય નથી.

**[1] અય લોઢાની અપક્વ ભસ્મના અવગુણ**

षंढत्वकुष्ठामयमृत्युदं भवेत् हृद्रोगशूलौ कुरुतेश्मरीं च ॥
नानारुजानां च तथा प्रकोपं करोति हृल्लासमशुद्धलोहम् ॥
जीवहारिमदकारिचायसं देहशुद्धिमदसंस्कृतं ध्रुवम्॥ पाटवं न तनुते शरीरके दारुणां हृदिरुजां च यच्छति॥

લોઢાની અપક્વ ભસ્મ, ષંઢપણું, કોઢ, મૃત્યુ, હૃદ્રોગ, શૂલ અશ્મરી, નાના પ્રકારના રોગો અને હૃલ્લાસ રોગ, એ સર્વ રોગોને ઉત્પન્ન કરનારી, જીવહારી, મદને કરનારી, દેહની અન્દર અશુદ્ધપણું કરનારી, શરીરને અશક્ત કરનારી અને હૃદયની અન્દર દારુણ–ભયંકર પીડા કરનારી છે.

**[1] અય-લોઢાની ભસ્મ ખાવાની માત્રા**

गुंजामेकां समारभ्य यावत्स्युर्नव रक्तिकाः ॥
तावल्लोहं समश्नीयाद्यथा दोषानलं नरः ॥

નરે, કફાદિ દોષોના પ્રમાણમાં એક ગુંજાથી આરંભીને, નવ રતિસુધી લોઢાની ભસ્મ ખાવી.

**અય-લોઢાની ભસ્મ ખાનારે, કયો કયો પદાર્થ ન ખાવો ?**

कूष्मांडं तिलतैलं च माषान्नं राजिकां तथा ॥
मद्यमम्लरसं चैव वर्जयेल्लोहसेवकः ॥

લોહભસ્મ ખાનારાને કોળું, તલનું તેલ, અડદની બનાવેલી વસ્તુ, રાઇ, મદ્ય અને ખાટા પદાર્થનો રસ, એ સર્વ વસ્તુનો ત્યાગ કરવો અર્થાત્ એ સર્વ વસ્તુ ખાવી નહિ.

---

૧ બીજા ગ્રન્થનો પાઠ છે.

यशदं गिरिजं तस्य दोषाः शोधनमरणे ॥ वंगस्येव हि बोद्धव्या

**યશદ**–જસતનું શોધન

ડુઙ્ગરમાં થયેલી યશદ–જસતની ભસ્મના દોષો, શોધન કરવાની વિધિ અને મારણ કરવાની વિધિ, બંગના–કલઇના પ્રમાણે જાણવી અર્થાત્ આ યશદનું–જશતનું શોધન, બંગશોધન પ્રમાણે જાણવું.

**ય**શદ-જશતની પક્વ ભસ્મની પહેલી વિધિ

યશદ-જસતની ભસ્મની પહેલી વિધિ, બંગ ભસ્મની પહેલી વિધિ પ્રમાણે જાણવી.

[1]**યશદ**–જસતની ભસ્મના ગુણ

गुणांस्तु गणयाम्यथ ॥
यशदं च सरं तिक्तं शीतलं कफपित्तहृत् ॥
चक्षुष्यं परमं मेहान् पाण्डुं श्वासं च नाशयेत् ॥

હવે યશદ–જસત ભસ્મના ગુણ કહું છું:- જસત ભસ્મ, ઝાડો લાવનારી, કડવી, ટાઢી, કફ મટાડનારી, પિત્ત મટાડનારી અને નેત્રને બહુ જ હિતકારી છે. વળી પ્રમેહ, પાણ્ડુ અને શ્વાસ રોગનો નાશ કરે છે.

[1]**યશદ** જસતની અપક્વ ભસ્મના અવગુણ

[2]યશદની–જસતની કાચી ભસ્મ, કુષ્ઠો, ગુલ્મ રોગો, મોટા રોગો, પાંડુ, પ્રમેહ, અપચિ અને વાતરક્ત, એ રોગોને પેદા કરીને મનુષ્યના બલનો નાશ કરે છે.

**સ્વર્ણ**–સોનાની ભસ્મની દશમી વિધિ

एवं सर्वाणि लोहानि स्वर्णादीन्यपि मारयेत् ॥
शिलागंधार्कदुग्धोक्ताः स्वर्णाद्याः सर्वधातवः ॥ ५२ ॥
म्रियन्ते द्वादशपुटैः सत्यं गुरुवचो यथा ॥

એ રીતે સર્વે લોહ અને સુવર્ણાદિ સર્વ ધાતુઓ મારવાનું જો કે કહ્યું છે તથાપિ સર્વે ધાતુઓ મારવાનો બીજો પ્રકાર નીચે પ્રમાણે કહું છું:–શુદ્ધ કરેલો મનશીલ એક ભાગ તથા શુદ્ધ કરેલો આમલસારો ગન્ધક એક ભાગ લઇ, એ બન્નેનું ચૂર્ણ કરી, ખરલની અન્દર નાંખી, આકડાના ક્ષીરમાં ઘુણ્ટી, તેમનો કલ્ક કરવો. પછી એ કલ્કના વજન જેટલાં સોનાનાં પત્રાં લઇ, તે પત્રાંનીપર કલ્કનો લેપ કરવો. ત્યારબાદ માટીનાં બે મજબૂત કોડિયાં લઇ, એક કોડિયાની અન્દર કલ્કનો લેપ કરેલાં સોનાનાં પત્રાં રાખી–મૂકી, તેની ઉપર બીજું કોડિયું ઉંધું વાળી, તે બન્ને કોડિયાંની સાંધપર લૂગડું લપેટી, તેનાપર સુતર વીંટીને પછી તે લૂગડાંની અને સુતરની ઉપર ભીંની માટીનો લેપ કરવો. પછી ગજપુટ અગ્નિ દેવો. એ અગ્નિ ઠરી જાય કે તરત સમ્પુટને બહાર કાઢી લેવો. ત્યારબાદ પહેલાં પુટની ક્રિયા પ્રમાણે બધા મળી બાર પુટો દેવાથી સોનાની ઉત્તમ ભસ્મ થાય છે.

**તાર**-રૂપાની ભસ્મની ત્રીજી વિધિ

તાર–રૂપાની ભસ્મની ત્રીજી વિધિ, સોનાની ભસ્મની દશમી વિધિ પ્રમાણે જાણવી.

---

૧ બીજા ગ્રન્થનો પાઠ છે.

૨ યશદ શોધનમાં બંગના અવગુણ પ્રમાણે અવગુણ જણાવવા લખ્યાથી અહીં બંગ પ્રમાણે અવગુણ લખ્યા છે.

**તામ્ર**-ત્રામ્બાની ભસ્મની ત્રીજી વિધિ

તામ્ર—ત્રામ્બાની ભસ્મની ત્રીજી વિધિ, સોનાની ભસ્મની દશમી વિધિ પ્રમાણે જાણવી.

**આર**-પિતળની ભસ્મની ત્રીજી વિધિ

આર—પીતળની ભસ્મની ત્રીજી વિધિ, સોનાની ભસ્મની દશમી વિધિ પ્રમાણે જાણવી.

**કાંસ્ય**-કાંસાની ભસ્મની ત્રીજી વિધિ

કાંસ્ય—કાંસાની ભસ્મની ત્રીજી વિધિ, સોનાની ભસ્મની દશમી વિધિ પ્રમાણે જાણવી.

**નાગ**-સીસાંની ભસ્મની ત્રીજી વિધિ

નાગ—સીસાંની ભસ્મની ત્રીજી વિધિ, સોનાની ભસ્મની દશમી વિધિ પ્રમાણે જાણવી.

**બંગ**-કલઇની ભસ્મની બીજી વિધિ

બંગ—કલઇની ભસ્મની બીજી વિધિ, સોનાની ભસ્મની દશમી વિધિ પ્રમાણે જાણવી.

**અય**-લોઢાની ભસ્મની પાંચમી વિધિ

અય—લોઢાની ભસ્મની પાંચમી વિધિ, સોનાની ભસ્મની દશમી વિધિ પ્રમાણે જાણવી.

**યશદ**-જસતની ભસ્મની બીજી વિધિ

યશદ—જસત ભસ્મની બીજી વિધિ, સોનાની ભસ્મની દશમી વિધિ પ્રમાણે જાણવી.

**સાત** ઉપધાતુનાં નામો

माक्षिकं तुत्थकाभ्रौ च नीलांजनशिलालकाः ॥ ५३ ॥
रसकश्चेति विज्ञेया एते सप्तोपधातवः ॥

સ્વર્ણમાક્ષિક—સોનામખી, મોરથુથુ, અભ્રક—અભરક, સુરમો, મનશીલ, હરતાલ અને ખાપરિયું, એ સાતે ઉપધાતુઓ જાણવી.

**સ્વર્ણમાક્ષિક**-સોનામખીનું શોધન

माक्षिकस्य त्रयो भागा भागैकं सैन्धवस्य च ॥ ५४ ॥
मातुलुंगद्रवैर्वाथ जंबीरोत्थद्रवैः पचेत् ॥
चालयेल्लोहजे पात्रे यावत्पात्रं तु लोहितम् ॥ ५५ ॥ भवेत्ततस्तु संशुद्धिः स्वर्णमाक्षिकमृच्छति ॥

સોનામખી ઉપધાતુ ત્રણ ભાગ અને સિન્ધાલુણ એક ભાગ લઇ, એ બન્નેને મિશ્ર કરીને તેમનું ચૂર્ણ કરવું. એ ચૂર્ણને, લોઢાની કડાઇમાં નાંખી, પછી એ કડાઇને ચૂલાપર મૂકી, તે કડાઇના તળે તાપ કરીને પછી એ ચૂર્ણમાં બીજોરાંનો રસ અથવા કાગદી લીમ્બુનો રસ, ચૂર્ણ ભીંજી જાય તેટલો નાંખી, જ્યાંસૂધી કડાઇ લાલચોળ અગ્નિ જેવી થાય ત્યાંસૂધી કડાઇની અન્દરનાં ચૂર્ણને લોઢાના તવિથાથી હલાવી ઘુંટી, પછી કડાઇ હેઠે ઉતારી લેવી. ત્યારબાદ કડાઇની અન્દર રહેલું સોનામખી ઉપધાતુનું ચૂર્ણ ઠરી ગયા પછી બહાર કાઢી લેવું. આ રીતે કરવાથી આ સોનામખી ઉપધાતુનું શોધન થાય છે.

**સ્વર્ણમાક્ષિક-સોનામખીની ભસ્મની પહેલી વિધિ**

**कुलत्थस्य कषायेण घृष्टा तैलेन वा पुटेत् ॥ ५६ ॥**
**तक्रेण वाजमूत्रेण म्रियते स्वर्णमाक्षिकम् ॥**

ઉપર પ્રમાણે શોધેલી સોનામખી ઉપધાતુને, ખરલની અન્દર નાંખી, કળથીના કાઢામાં, ખરલ કરી, તેનો ગોળો વાળવો. પછી માટીનાં બે મજબૂત કોડિયા

લઇ, એક કોડિયાની અન્દર ઉપલો ગોળો મૂકી તેની ઉપર બીજું કોડિયું ઉંધું વાળી, તેબન્ને કોડયાની સાંધપર લૂગડું લપેટી, તેનાપર સૂતર વીંટી, પછી તે લૂગડાંની અને સૂતરની ઉપર ભીંની માટીનો લેપ કરવો. પછી ગજપુટ અગ્નિ દેવાથી, સોનામખી ઉપધાતુની ઉત્તમ ભસ્મ થાય છે

**સ્વર્ણમાક્ષિક-સોનામખીની ભસ્મની બીજી વિધિ** — શોધેલ સ્વર્ણમાક્ષિક–સોનામખી ઉપધાતુની, તલના તેલમાં ભસ્મ કરવાની બીજી વિધિ, સ્વર્ણમાક્ષિક–સોનામખી ઉપધાતુની ભસ્મની પહેલી વિધિ પ્રમાણે જાણવી.

**સ્વર્ણમાક્ષિક-સોનામખીની ભસ્મની ત્રીજી વિધિ** — શોધેલ સ્વર્ણમાક્ષિક–સોનામખી ઉપધાતુની, છાશમાં ભસ્મ કરવાની ત્રીજી વિધિ, સ્વર્ણમાક્ષિક–સોનામખી ઉપધાતુની ભસ્મની પહેલી વિધિ પ્રમાણે જાણવી.

**સ્વર્ણમાક્ષિક-સોનામખીની ભસ્મની ચોથી વિધિ** — શોધેલ સ્વર્ણમાક્ષિક–સોનામખી ઉપધાતુની, ગોમૂત્રમાં ભસ્મ કરવાની ચોથી વિધિ, સ્વર્ણમાક્ષિક–સોનામખી ઉપધાતુની ભસ્મની પહેલી વિધિ પ્રમાણે જાણવી.

**સ્વર્ણમાક્ષિક–સોનામખીની પક્વ ભસ્મના ગુણ**

सुवर्णमाक्षिकं स्वादु तिक्तं वृष्यं रसायनम् ॥
चक्षुष्यं वर्तिहृत्कंठं पांडुमेहविषोदरम् ॥
अर्शः शोफं क्षयं कंडुं त्रिदोषानपि नाशयेत् ॥

સોનામખી ઉપધાતુની સિદ્ધ ભસ્મ, સ્વાદિષ્ટ, કડવી, વીર્યની વૃદ્ધિ કરનાર, રસાયન અને નેત્રને હિતકારક છે. વળી લિંગવર્તિ રોગ, કંઠ રોગ, પાંડુ રોગ, પ્રમેહ રોગ, વિષ રોગ, ઉદર રોગ, અર્શ રોગ, શોફ, ક્ષય રોગ, કંડૂ રોગ અને ત્રિદોષનો નાશ કરે છે.

**[1] સ્વર્ણમાક્ષિક-સોનામખીની અપક્વ ભસ્મના અવગુણ**

मंदानलत्वं बलहानिमुग्रां विष्टंभितां नेत्रगदान् सकुष्ठान् ॥
तथैव मालां व्रणपूर्विकां च शुध्यादिहीनं खलु माक्षिकं तु ॥

સોનામખીની અપક્વ ભસ્મ, જઠરાગ્નિ મન્દ કરે છે, બળની હાનિ કરે છે, ઉગ્ર છે અને ઝાડાને કબજ કરે છે. વળી નેત્ર રોગ, કુષ્ટ રોગ અને વ્રણવાળી કંઠમાળા, એટલા રોગોને નિશ્ચય ઉત્પન્ન કરે છે.

**તારમાક્ષિક–રૂપામખીનું શોધન**

कर्कोटीमेषशृंग्युत्थैर्द्रवैर्जम्बीरजैर्दिनम् ॥ ५७ ॥
भावयेदातपे तीव्रे विमला शुध्यति ध्रुवम् ॥

રૂપામખી ઉપધાતુનું ચૂર્ણ કરી તે ચૂર્ણને કણ્ટોલાના વેલાના રસમાં પલાળી, ખરલ કરીને એક દિવસ તડકામાં સૂકવવું. તેવી જ રીતે ચમારદૂધેલીના વેલાના રસમાં તથા કાગદી લીમ્બુના રસમાં એક એક દિવસ પલાળી, ખરલ કરીને એક એક દિવસ તડકામાં સૂકવવાથી, રૂપામખી ઉપધાતુનું શોધન થાય છે.

**[1] તારમાક્ષિક-રૂપામખીની ભસ્મની પહેલી વિધિ**

स्वर्णमाक्षिकवत् ज्ञेयं तारमाक्षिकमारणम् ॥

તારમાક્ષિક–રૂપામખી ઉપધાતુની ભસ્મની પહેલી વિધિ, સ્વર્ણમાક્ષિક ઉપધાતુની ભસ્મની પહેલી વિધિ પ્રમાણે જાણવી.

---

૧ બીજા ગ્રન્થનો પાઠ છે.

**તારમાક્ષિક-રૂપામખીની ભસ્મની બીજી વિધિ, ત્રીજી વિધિ અને ચોથી વિધિ** તારમાક્ષિક—રૂપામખી ઉપધાતુની ભસ્મની બીજી વિધિ, ત્રીજી વિધિ, અને ચોથી વિધિ એ દરેક વિધિ સ્વર્ણમાક્ષિક ઉપધાતુની ભસ્મની અનુક્રમે બીજી, ત્રીજી અને ચોથી વિધિ પ્રમાણે જાણવી.

**તારમાક્ષિક-રૂપામખીની પક્વ ભસ્મનાં ગુણ[1]**

सुतारमाक्षिकं स्वादु तिक्तं वृष्यं रसायनम् ॥
चक्षुष्यं वर्तिहृत्कंठ्यं पांडुमेहविषोदरम् ॥
अर्शः शोफं क्षयं कंडूं त्रिदोषानपि नाशयेत् ॥

રૂપામખી ઉપધાતુની ભસ્મ, સ્વાદિષ્ટ, કડવી, વીર્યની વૃદ્ધિ કરનાર, રસાયન અને નેત્રને હિતકારક છે. વળી લિંગવર્તિ રોગ, કંઠ રોગ, પાંડુ રોગ, વિષ રોગ, ઉદર રોગ, અર્શ રોગ, શોફ, ક્ષય રોગ અને ત્રિદોષનો નાશ કરે છે.

**તારમાક્ષિક-રૂપામખીની અપક્વ ભસ્મના અવગુણ[1]**

मंदानलत्वं बलहानिमुग्रां विष्टंभितां नेत्रगदान् सकुष्ठान् ॥
तथैव मालां व्रणपूर्विकां च शुध्यादिहीनं खलु माक्षिकं तु ॥

રૂપામખીની અપક્વ ભસ્મ, જઠરાગ્નિ મન્દ કરે છે, બળની હાનિ કરે છે, ઉગ્ર છે અને ઝાડાને કબજ કરે છે. વળી નેત્ર રોગ, કુષ્ઠ રોગ અને વ્રણવાળી કંઠમાળા, એટલા રોગોને નિશ્ચય ઉત્પન્ન કરે છે.

**તુત્થ-મોરથુથુનું શોધન**

विठया मर्दयेत्तुत्थं मार्जारककपोतयोः ॥ ५८ ॥
दशांशं टंकणं दत्वा पचेन्मृदुपुटे ततः ॥ पुटं दध्ना पुटं क्षौद्रैर्देयं तुत्थविशुद्धये ।

મોરથુથુ બે ભાગ, મીન્દડાનું ગૂ એક ભાગ તથા હોલાની ચરક એક ભાગ લઈ, એ ત્રણેને મિશ્ર કરીને ખરલ કરવાં. ત્યારબાદ તેની અન્દર મોરથુથુનો દશમો ભાગ પાટિયો ટંકણખાર નાંખી, ફરી ખરલ કરીને તેમનો ગોળો વાળવો; પછી માટીનાં બે મજબૂત કોડિયાં લઈ, એક કોડિયાની અન્દર ઉપલો ગોળો મૂકી, તેની ઉપર બીજું કોડિયું ઉંધું વાળી, તે બન્ને કોડિયાંની સાંધપર લૂગડું લપેટી, તેનાપર સૂતર વીંટી, પછી તે લૂગડાંની અને સૂતરની ઉપર ભીંની માટીનો લેપ કરવો. પછી અડાયાં છાણાંના હલકા પુટનો અગ્નિ દેવો. એ રીતે પ્રથમ પુટ દીધા પછી, ઠરી ગયેલા સંપુટની અન્દરના ગોળાને ખરલની અન્દર નાખી, દહીંની અન્દર ઘૂંટી, પાછો તેનો ગોળો વાળી, તે ગોળાને માટીના કુરડાના સંપુટમાં મૂકી, કપડછંદ કરી, ઉપર પ્રમાણે અગ્નિ દેવો. એ પ્રમાણે બીજો પુટ દીધા પછી ઠરી ગયેલા સંપુટની અન્દરના ગોળાને ખરલની અન્દર નાંખી, મધની અંદર ઘૂંટી, પાછો તેનો ગોળો વાળી, તે ગોળાને માટીના કુરડાના સંપુટમાં મૂકી, કપડછંદ કરી, ઉપર પ્રમાણે અગ્નિ દેવાથી, મોરથુથુનું શોધન થાય છે.

**તુત્થ-મોરથુથુની ભસ્મ કરવાની વિધિ[1]**

किंचिन्मारणमप्युक्तं तुत्थकस्य यथाक्रमम् ॥
गंधाश्मटंकणं युक्तं लकुचद्रावमर्दितम् ॥
अंधमूषागतं द्वित्रिकुक्कुटैर्मृतिमाप्नुयात् ॥

૧ બીજા ગ્રન્થનો પાઠ છે.

હવે હું મોરથુથુનું ક્રમ પ્રમાણે કાંઇક મારણ નીચે પ્રમાણે કહું છું:–શોધેલો અમલસારો ગંધક, શોધેલો પાટિયો ટંકણખાર અને ચુકા–ખાટી ભાજીનો રસ, એ ત્રણે પદાર્થોને સરખે ભાગે લઈ, ખરલની અન્દર નાખી, મિશ્ર કરવા પછી એ ત્રણે પદાર્થોથી બમણા શુદ્ધ કરેલા મોરથુથુને, ખરલની અન્દરનાં ત્રણે ઔષધોની સાથે મિશ્ર કરી, ઘૂંટી, તેમનો ગોળો વાળવો. પછી અંધમૂષામાં–નીચે ઝીણાં છિદ્રવાળી આખી કુરડીમાં તે ગોળો મૂકી, તે કુરડીના છિદ્રની ઉપર ઠીંકરાનો કટકો મૂકી, તેના ઉપર લુગડું લપેટી, તેના પર સૂતર વીંટી, પછી તે લૂગડાંની અને સૂતરની ઉપર ભીંની માટીનો લેપ કરવો. પછી કુક્કુટપુટ અગ્નિ દેવો. એ અગ્નિ ઠરી જાય કે તરત કપડછંદ કરેલી અંધમૂષાને બહાર કાઢી લેવી. ત્યારબાદ પહેલા પુટની ક્રિયા પ્રમાણે બધા મળીને બે અથવા ત્રણ કુક્કુટપુટો દેવાથી મોરથુથુની ઉત્તમ ભસ્મ થાય છે.

**તુત્થ-મોરથુથુની ભસ્મના ગુણ[1]**

तुत्थकं कटुकं क्षारं कषायं विषदं लघु ॥
लेखनं भेदि चक्षुष्यं कंडूकृमिविषापहम् ॥

મોરથુથુની ભસ્મ, તીખી, ખારી, તુરી, સ્વચ્છ અને હલકી છે. શોધન કરનારી, મળને ભેદીને બહાર કાઢનારી અને નેત્રને હિતકારક છે તથા કંડૂ રોગ, કૃમિ રોગ તથા વિષ, એટલાંનો નાશ કરે છે.

**અભ્રકનું શોધન**

कृष्णाभ्रकं धमेद्वह्नौ ततः क्षीरे विनिक्षिपेत् ॥
भिन्नपत्रं तु तत्कृत्वा तंडुलीयाम्लयोर्द्रवैः ॥ ६० ॥ भावयेदष्टयामं तदेवं शुद्धयति चाभ्रकम् ॥

કાળા અભ્રકને અગ્નિમાં તપાવી, ગાયના દૂધમાં બોળવો. પછી તેનાં છૂટાં છૂટાં પત્રાં કરી, તે પત્રાંને, તાંજલજાની ભાજીના અને લીંબુના–ખાટા પદાર્થના મિશ્ર રસમાં આઠ પહોર સુધી ભીંજવવાથી અભ્રક શુદ્ધ થાય છે.

**ધાન્યાભ્રક કરવાની વિધિ[1]**

पादांशशालिसंयुक्तमभ्रं बध्वाथ कंबले ॥
त्रिरात्रं स्थापयेन्नीरे तत् क्लिन्नं मर्दयेत्करैः ॥
तन्नीरे एव यत्नेन यावत्सर्वं स्रवेत्ततः ॥
कंबलाद्गलितं सूक्ष्मं वालुकासदृशं च यत् ॥ तद्धान्याभ्रमिति प्रोक्तमभ्रमारणसिद्धये ॥

શુદ્ધ કરેલો અભ્રક ચાર ભાગ તથા કમોદ એક ભાગ લઈ, એ બન્નેને મિશ્ર કરી, કાંબળામાં બાંધી, ત્રણ રાત સુધી પાણીમાં ભીંજવવાં. પછી અભ્રક તથા કમોદ બાંધેલા તે કાંબળાને પાણીથી ભરેલા વાસણમાં મૂકી ચોળવા માંડવાથી, રેતીના સરખી ઝીણી અભ્રક થઈને જે પાણીમાં નીકળી પડે છે તેનું નામ ધાન્યાભ્રક જાણવું.

**અભ્રકની ભસ્મની પહેલી વિધિ**

कृत्वा धान्याभ्रकं तत्तु शोषयित्वाऽथ मर्दयेत् ॥ ६१ ॥
अर्कक्षीरैर्दिनं खल्वे चक्राकारं च कारयेत् ॥
वेष्टयेदर्कपत्रैश्च सम्यग्गजपुटे पचेत् ॥ ६२ । पुनर्मर्द्यं पुनः पाच्यं सप्तवारं प्रयत्नतः ॥
ततो. वटजटाक्काथैस्तद्वद्देयं पुटत्रयम् ॥ ६३ ॥ म्रियते नात्र संदेहः

---

૧ બીજા ગ્રંથનો પાઠ છે.

ધાન્યાભ્રક કરવાની જે વિધિ ઉપર કહેલ છે, તે વિધિ પ્રમાણે ધાન્યાભ્રક કર્યા પછી તે ધાન્યાભ્રકને આંકડાના ક્ષીરમાં એક દિન પર્યન્ત ખરલ કરી, તેની ગોળ થેપલી કરવી. પછી તે થેપલીની ઉપર તથા નીચે આંકડાનું પાન્દડું મૂકી, પછી તે થેપલીને એક કોડિયામાં મૂકી, તેની ઉપર બીજું કોડિયું ઉંધું વાળી, તે બન્ને કોડિયાની સાંધપર લૂગડું લપેટી, તેનાપર સૂતર વીંટી, પછી તે લૂગડાની અને સૂતરની ઉપર ભીંની માટીનો લેપ કરવો. પછી ગજપુટ અગ્નિ દેવો. એ અગ્નિ ઠરી જાય કે તરત સંપુટને બહાર કાઢી લેવો. ત્યારબાદ પહેલા પુટની ક્રિયા પ્રમાણે બધા મળીને સાત પુટો આપ્યા પછી વડવાઇના કાઢામાં ચાર પહોર ઘુણ્ટી, તેની થેપલી કરી, તે થેપલીની ઉપર તથા નીચે આંકડાના પાન્દડાં મૂકી, પછી તે થેપલીને સંપુટમાં મૂકી, કપડછન્દ કરી ગજપુટ અગ્નિ આપવો. ત્યારબાદ વડવાઇના પહેલા પુટની ક્રિયા પ્રમાણે બધા મળી વડવાઇના કાઢાના ત્રણ પુટો દેવા. એ રીતે બધા મળી દશ પુટો દેવાથી, અભ્રકની ઉત્તમ ભસ્મ થાય છે, એમાં કૈં પણ સંશય નથી.

**અભ્રકભસ્મના સામાન્ય ગુણ** सर्वयोगेषु योजयेत् ॥ मृतं त्वभ्रं हरेन्मृत्युं जरापलितनाशनम ६४ ॥
अनुपानैश्च संयुक्तं तत्तद्रोगहरं परम् ॥

અભ્રક ભસ્મ, સર્વ રોગને વિષે વાપરવામાં આવે છે અને તે મૃત્યુનું હરણ કરે છે. વૃદ્ધાવસ્થા મટાડીને ધોળા વાળને કાળા કરે છે અને જે જે અનુપાનની સાથે આપવામાં આવે છે, તે તે અનુપાનના જેવો ગુણ કરીને તે તે વ્યાધિને મટાડે છે.

**અભ્રક ભસ્મની બીજી વિધિ** शुद्धं धान्याभ्रकं मुस्तं शुंठीषड्भागयोजितम् ॥ ६५ ॥
मर्दयेत् कांजिकेनैव दिनं चित्रकजै रसैः ॥
ततो गजपुटं दद्यात्तस्मादुद्धृत्य मर्दयेत् ॥ ६६ ॥ त्रिफलावारिणा तद्वत्पुटेदेवं पुटैस्त्रिभिः ॥
बलागोमूत्रमुसलीतुलसीसूरणद्रवैः ॥ ६७ ॥ मर्दितं पुटितं वह्नौ त्रिस्त्रिवेलं व्रजेन्मृतिम् ॥

ધાન્યાભ્રક કરવાની જે વિધિ ઉપર કહેલ છે, તે વિધિ પ્રમાણે ધાન્યાભ્રક કરવો. પછી ધાન્યાભ્રક છ ભાગ અને નાગરમોથ તથા શુણ્ઠ એ બન્ને એક એક ભાગ લઇ, એ ત્રણેને મિશ્ર કરી, કાંજીની અન્દર એક દિન સૂધી ઘુણ્ટવાં અને બીજે દિવસે ચિત્રાના રસમાં એક દિન સૂધી ઘુણ્ટી, તેમની ગોળ થેપલી કરવી. પછી તે થેપલીની ઉપર તથા નીચે આંકડાનું પાન્દડું મૂકી પછી તે થેપલીને એક કોડિયામાં મૂકી, તેની ઉપર બીજું કોડિયું ઉન્ધું વાળી, તે બન્ને કોડિયાંની સાંધપર લૂગડું લપેટી, તેનાપર સૂતર વીંટી, પછી તે લૂગડાંની અને સૂતરની ઉપર ભીંની માટીનો લેપ કરવો. પછી ગજપુટ અગ્નિ દેવો. એ અગ્નિ ઠરી જાય કે તરત સંપુટ બહાર કાઢી, સંપુટની અન્દરની થેપલી ઠરી ગયા પછી, તે થેપલીને ખરલની અન્દર નાંખી, ત્રિફલાના કાઢામાં ચાર પહોર ઘુણ્ટી, તેની થેપલી કરી, તે થેપલીની ઉપર તથા નીચે આકડાનાં પાન્દડાં મૂકી, પછી તે થેપલીને સંપુટમાં મૂકી, કપડછન્દ કરી, ગજપુટ અગ્નિ આપવો. ત્યારબાદ ત્રિફલાના પહેલા પુટની ક્રિયા પ્રમાણે બધા મળી ત્રિફલાના કાઢાના ત્રણ પુટો દેવા. એ પ્રમાણે ત્રિફલાના ત્રણ પુટો દીધા પછી બલાના—બલદાણાના—ખરેટીના રસના

કે કાઢાના, મુસલીના કાઢાના, ગોમૂત્રના, તુલસીના રસના અને સૂરણના કન્દના રસના, એ પાંચેમાંના દરેકના ત્રણ ત્રણ પુટો, અર્થાત્ બધા મળી પન્દર પુટો, ત્રિફલાના કાઢાના પુટની વિધિ પ્રમાણે આપવાથી, અભ્રકની ઉત્તમ ભસ્મ થાય છે.

**અભ્રક ભસ્મના ગુણ**[1]

अभ्रं कषायं मधुरं सुशीतमायुष्करं धातुविवर्धनं च ॥
हन्यात्रिदोषं व्रणमेहकुष्ठं प्लीहोदरग्रन्थिविषकृमींश्च ॥
रोगान् हंति दृढयति वपुर्वीर्यवृद्धिं विधत्ते ॥ तारुण्याढयं रमयति शतं योषितां नित्यमेव ॥
दीर्घायुष्कान् जनयति सुतान् सिंहतुल्यप्रभावात ॥ मृत्योर्भीतिं हरति सुतरां सेव्यमानं मृताभ्रम् ॥

અભ્રક ભસ્મ, તુરી, મધુર અને ટાઢી છે. આયુષ્ય તથા ધાતુની વૃદ્ધિ કરે છે. ત્રિદોષ, વ્રણ, પ્રમેહ, કુષ્ઠ, પ્લીહા, ઉદરની ગાંઠ, ઝેર અને કૃમિ રોગનો નાશ કરે છે. જો અભ્રક ભસ્મનું નિરંતર સેવન પુરુષ કરે તો રોગો મટે છે, શરીર દૃઢ થાય છે, વીર્ય વૃદ્ધિ પામે છે, હમ્મેશાં જુવાન રહે છે, સો સ્ત્રીઓની સાથે રમણ કરી શકે છે, મોટી આવરદાવાળા સિંહના સરખા પરાક્રમી પુત્રો પેદા કરે છે અને સારી રીતે મૃત્યુનો ભય પણ નાશ પામે છે.

**અભ્રકની અપક્વ ભસ્મના અવગુણ**[1]

पीडां विधत्ते विविधां नराणां कुष्ठं क्षयं पांडुगदं च कुर्यात् ॥
हृत्पार्श्वपीडां च करोत्यसह्यामशुद्धमभ्रं गुरुवह्निहृत्स्यात् ॥

અભ્રકની અપક્વ ભસ્મ, મનુષ્યોના શરીરમાં વિવિધ પ્રકારની પીડા કરે છે, કોઢ, ક્ષય અને પાણ્ડુ એ રોગોને ઉત્પન્ન કરે છે, હૃદય અને પડખામાં અસહ્ય પીડા ઉત્પન્ન કરે છે, પાચન થવામાં બહુ ભારે છે અને જઠરાગ્નિનો નાશ કરે છે.

**અભ્રક ભસ્મ ખાનારે કયો કયો પદાર્થ ન ખાવો?**[1]

क्षाराम्लं द्विदलं चैव कर्कटी कारवेल्लकम् ॥
वृंताकं च करीरं च तैलं चाभ्रे विवर्जयेत् ॥

અભ્રક ભસ્મ ખાનારે, ખારા અને ખાટા પદાર્થો, દાળો, કાકડી, કારેલાં, રીંગણાં, કેરડાં અને તેલ, એ સર્વે પદાર્થો ખાવા નહિ.

**નીલાંજન—કાળા સુરમાનું શોધન**

नीलांजनं चूर्णयित्वा जम्बीरद्रवभावितम् ॥ ६८ ॥
दिनैकमातपे शुद्धं सर्वकार्येषु योजयेत् ॥

કાળા સુરમાનું ચૂર્ણ કરી, તે ચૂર્ણને કાગદી લીમ્બુના રસમાં ડૂબાડી ખરલ કરી, એક દિવસ તડકામાં સૂકવવાથી, તે કાળા સુરમાનું ચૂર્ણ શુદ્ધ થઇ બધાં કાર્યોમાં વાપરવા યોગ્ય થાય છે.

**કાળા સુરમાના ગુણ**[1] नीलांजनं नीलवर्णं स्निग्धं गुरुतरं स्मृतम् ॥
सर्वाण्येतान्यंजनानि नेत्राणां च हितानि वै ॥ विषघ्नानि विशेषाच्च हिध्माध्मानहराणि च ॥

કાળો સુરમો, કાળા રંગનો, સ્નિગ્ધ અને જડ છે તથા સર્વ પ્રકારનાં અંજનો, નેત્રને પરમ હિતકારક, વિષનો નાશ કરનાર તથા હિધ્મા—હેડકી અને આધ્માન વાતનો નાશ કરનાર છે.

---

૧ બીજા ગ્રન્થનો પાઠ છે.

ગૈરિક—ગેરુનું, કાસીસ-હીરાકસીનું, ટંકણ-ટંકણખારનું, વરાટિકા-કોડીનું, તોરી-ફટકીનું, શંખનું અને કંકુષ્ટ-ખોદાર કાંકરાનું શોધન

एवं गैरिककासीसटंकणानि वराटिका ॥६९॥
तोरी शंखं च कंकुष्ठं शुद्धिमायाति निश्चितम् ॥

ગેરુનું શોધન, કાળા સુરમાના શોધન પ્રમાણે કરવું. હીરાકસીનું-પાટિયા ટંકણખારનું, કોડીઓનું, ફટકીનું, શંખનું અને ખોદારકાંકરાનું એ દરેકનું શોધન, કાળા સુરમાના શોધન પ્રમાણે કરવું.

ગૈરિક—ગેરુના ગુણ[1]

गैरिकं रक्तपित्तास्रकफहिक्काविषापहम् ॥
चक्षुष्यमन्यद्बल्यं च विशेषाज्ज्वरनाशनम् ॥

શોધેલો ગેરુ, રક્તપિત્ત, લોહીનો વિકાર, કફ અને હેડકી એ સર્વ રોગોને મટાડે છે. વિષનો નાશ કરે છે, આંખ સમ્બન્ધી રોગોને હિતકારક છે, વધારે બલ આપે છે અને વિશેષમાં જ્વર મટાડવાની શક્તિ પણ ધરાવે છે.

કાસીસ—હિરાકસીના ગુણ[1]

काशीशमम्लमुष्णं च तिक्तं च तुवरं तथा ॥
वातश्लेष्महरं केश्यं नेत्रकंडूविषप्रणुत् ॥
मूत्रकृच्छ्राश्मरीश्वित्रनाशनं परिकीर्तितम् ॥

શોધેલી હિરાકસી, ખાટી, ગરમ, કડવી અને તૂરી છે. વળી તે વાત કફને હરનારી, કેશની વૃદ્ધિ કરનારી, નેત્રરોગ, કણ્ડૂ રોગ, વિષરોગ, મૂત્રકૃચ્છ્ર રોગ, અશ્મરી રોગ અને શ્વિત્ર રોગનો નાશ કરનારી છે.

ટંકણ—ટંકણખારના ગુણ[1]

टंकणोऽग्निकरो रूक्षः कफघ्नो वातपित्तकृत् ॥

શોધેલો પાટિયો ટંકણખાર, જઠરાગ્નિ પ્રદીપ્ત કરનાર તથા રુક્ષ છે, કફનો નાશ કરનાર છે અને વાત અને પિત્ત કરનારો છે.

વરાટિકા—કોડીના ગુણ[1]

कपर्दिका हिमा नेत्रहितास्फोटक्षयापहा ॥
कर्णस्रावाग्निमांद्यघ्नी पित्तास्रकफनाशिनी ॥

શુદ્ધ કરેલી કોડીની ભસ્મ, ઠણ્ડી છે. નેત્ર રોગ, વિસ્ફોટક રોગ, ક્ષય રોગ, કર્ણસ્રાવરોગ, અગ્નિમાંદ્યરોગ, પિત્તરોગ, લોહીવિકારરોગ અને કફરોગનો નાશ કરે છે.

તોરી—ફટકીના ગુણ[1]

स्फटिका तु कषायोष्णा वातपित्तकफव्रणान् ॥
निहंति श्वित्रवीसर्पान् योनिसंकोचकारिणी ॥

શોધેલી ફટકી, તુરી, ઉષ્ણ, વાત, પિત્ત, કફ, કોઢ, વ્રણ અને વિસર્પનો નાશ કરનારી તથા યોનિનો સંકોચ કરનારી છે.

શંખના ગુણ[1]

शंखः क्षारो हिमो ग्राही ग्रहणीरेचनाशनः ॥
नेत्रपुष्पहरो वर्ण्यस्तारुण्यपिटिकाप्रणुत् ॥

શંખની ભસ્મ, ટાઢી અને ગ્રાહી છે. વળી તે સંગ્રહણી રોગ મટાડે છે, રેચને બન્ધ કરે છે, ફુલું મટાડે છે, શરીરનો વર્ણ સારો કરે છે અને મોઢાપરના ખીલને મટાડે છે.

---

૧ બીજા ગ્રન્થનો પાઠ છે.

કંકુષ્ઠ-બોદારકાંકરાના ગુણ[1]

कंकुष्ठं तिक्तकटुकं वीर्ये चोष्णं प्रकीर्तितम् ॥
गुल्मोदावर्तशूलघ्नं रसरंजं व्रणापहम् ॥

શુદ્ધ કરેલો બોદારકાંકરો, કડવો તથા તીખો છે, વીર્યને વિષે ઉષ્ણ કહ્યો છે, વળી ગુલ્મરોગ, ઉદાવર્તરોગ, શૂલરોગ તથા વ્રણરોગ પણ મટાડે છે અને રસને રંગે છે.

દોલાયંત્રનું વર્ણન[1]

निबद्धमौषधं शोध्यं दृढे तत्त्रिगुणांबरे ॥
गदपोटलिकां काष्ठे दृढं बध्वा गुणेन हि ॥ प्रवाहिपूर्णकुंभांतः खावलंबनसंस्थितम् ॥
अधस्ताज्ज्वालयेदग्निं तत्तदुक्तक्रमेण हि ॥ दोलायंत्रमिदं ख्यातं वैद्यैर्विमलबुद्धिभिः ॥

જે પ્રવાહી પદાર્થમાં ઔષધ શોધવાનું લખ્યું હોય તે પ્રવાહી પદાર્થને એક માટલામાં ભરવો. પછી જે ઔષધ શોધવાનું હોય, તે ઔષધની ત્રેવડા લૂગડામાં પોટલી બાંધવી. ત્યારબાદ માટલાપર એક લાકડી આડી મૂકી, તે લાકડીને દોરાનો એક કોરનો છેડો બાંધી, તે દોરાનો બીજી કોરનો છેડો પોટલી સાથે બાંધી, તે પોટલીને માટલાંની અન્દરના પ્રવાહી પદાર્થની મધ્યમાં લટકતી રાખવી. પછી તે માટલાંને ચૂલાપર મૂકી, જેટલા દિવસ સૂધી જે પ્રમાણે અગ્નિ આપવો કહ્યો હોય, તેટલા દિવસ સૂધી તે પ્રમાણે અગ્નિ આપવો તેનું નામ બુદ્ધિમાન્ વૈદ્યોએ દોલાયંત્ર પાડ્યું છે.

મનઃશિલ-મનશીલનું શોધન

पचेत्त्र्यहमजामूत्रैर्दोलायंत्रे मनःशिलाम् ॥ ७० ॥
भावयेत्सप्तधा पित्तैरजायाः शुद्धिमृच्छति ॥

મનશીલના કટકા કરી, તેમની ત્રેવડા લૂગડામાં પોટલી બાંધી, તે પોટલી દોલાયંત્રની અન્દર બકરીના મૂત્રમાં ત્રણ દિવસ સૂધી અગ્નિ આપી, પછી તે મનશીલ બહાર કાઢી લેવો. પછી મનશીલને ખરલની અન્દર નાંખી, બકરીનાં કલેજાના પિત્તમાં ભીંજવી, પછી તેની ખરલ બકરીના કલેજાનું પિત્ત સુકાઈ જાય ત્યાંસુધી કરવી. ત્યારબાદ પહેલી ભાવના પ્રમાણે બધી મળીને સાત ભાવના દેવાથી મનશીલનું શોધન થાય છે.

મનઃશિલ—મનશીલના ગુણ[1]

मनःशिला गुरुर्वर्ण्या सरोष्णा लेखनी कटुः ॥
तिक्ता स्निग्धा विषश्वासकासभूतविषास्त्रनुत् ॥

શુદ્ધ કરેલો મનશીલ, ભારે, શરીરના વર્ણને—વાનને સુન્દર કરનાર, દસ્ત સાફ કરનાર, ઉષ્ણ, લેખન—ખોતરીને દોષને શુદ્ધ કરનાર, તીખો, કડવો અને સ્નિગ્ધ છે; વળી વિષ રોગ, શ્વાસ, કાસ, ભુતનો ઉપદ્રવ અને રક્તજન્ય વિકાર એ સર્વેનો નાશ કરે છે.

તાલ-હરતાલનું શોધન

तालकं कणशः कृत्वा तच्चूर्णं कांजिके क्षिपेत् ॥ ७१ ॥
दोलायंत्रेण यामैकं ततः कुष्मांडजैर्द्रवैः ॥
तिलतैले पचेद्यामं यामं च त्रिफलाजलैः ॥ ७२ ॥ एवं यंत्रे चतुर्यामं पाच्यं शुध्यति तालकम् ॥

હરતાલના કટકા કરી, તે કટકાઓની ત્રેવડા લૂગડાંમાં પોટલી બાંધી, તે પોટલી દોલાયંત્રની અન્દર કાંજીમાં એક પહોર સૂધી અગ્નિ આપી, પછી તે હરતાલના કટકા બાંધેલી

૧ બીજા ગ્રન્થનો પાઠ છે.

પોટલી બહાર કાઢી લેવી. હવે કાંજીની અન્દર, દોલાયંત્રમાં એક પહોર સુધી હરતાલને અગ્નિ આપ્યા પ્રમાણે જ, કોહોળાંના રસની અન્દર, તલના તેલની અન્દર અને ત્રિફલાના કાઢાની અન્દર દોલાયંત્રમાં એક એક પહોર સુધી હરતાલને અગ્નિ આપવો. એ પ્રમાણે જૂદા જૂદા ચારે પ્રવાહી પદાર્થોની અન્દર દોલાયંત્રમાં એક એક પહોર સુધી એટલે ચાર પહોર સુધી અગ્નિ આપવાથી, હરતાલ શુદ્ધ થાય છે.

**તાલ**-હરતાલની ભસ્મની પહેલી વિધિ[1]

सदलं तालकं शुद्धं पुनर्नवारसेन तु ॥
खल्वे विमर्दयेदेकं दिनं पश्चाद्विशोषयेत् ॥
संशोष्य गोलकं तस्य कुर्यात्तं च विशोषयेत् ॥
ततः पुनर्नवाक्षीरैः स्थाल्यर्धं तु प्रपूरयेत् ॥ तत्र तं गोलकं धृत्वा पुनस्तेनैव पूरयेत् ॥
आकंठं पिठरं तस्य पिधानं धारयेन्मुखे ॥ दिनान्यंतरशून्यानि पंचवह्निं प्रदीपयेत् ॥
स्थालीं चुल्यां समारोप्य क्रमाद्वह्निं विवर्धयेत् ॥ एवं तु म्रियते तालम्

શુદ્ધ કરેલી પડવાળી હરતાલના કટકાઓને, સાટોડીના રસમાં, એક દિવસ સુધી ખરલ કરી, તેનો ગોળો વાળી, પછી તે ગોળાને સૂકવવો. પછી માટીનો ઘડો લઇ, તે ઘડાને સાટોડીના રસથી અર્ધો ભરી, તેની અન્દર હરતાલનો સૂકાયેલો ગોળો મૂકી, પછી તે ઘડો સાટોડીના રસથી પૂર્ણ ભરી, તેના મોંપર કોડિયું ઢાંકી, તેને ચૂલાપર મૂકી, રાત્રિદિવસ પાંચ દિવસ પર્યંત ચાલુ અગ્નિ આપવો. તે અગ્નિ ધીમેધીમે વધારતાં જવો. એ રીતે અગ્નિ આપવાથી હરતાલની ઉત્તમ ભસ્મ થાય છે.

**તાલ**-હરતાલ ભસ્મ ખાવાની માત્રા

मात्रा तस्यैव रक्तिका

હરતાલ ભસ્મની માત્રા એક રતિની કહેલ છે.

**તાલ**-હરતાલ ભસ્મના ગુણ[1]

श्लेष्मरक्तविषवातभूतनुत् केवलं च खलु पुष्पहृत्स्त्रियाः ॥
स्निग्धमुष्णकटुकं च दीपनं कुष्ठहारिहरितालमुच्यते ॥

હરતાલ ભસ્મ એકલી આપવાથી સ્ત્રીઓનાં પુષ્પનો-અટકાવનો નાશ કરે છે; અને અનુપાન સાથે આપવાથી કફરોગ, રક્તવિકાર, વિષરોગ, વાતરોગ અને ભૂત બાધાનો નાશ કરે છે; વળી સ્નિગ્ધ, ઉષ્ણ અને તીખી છે, જઠરાગ્નિ પ્રદીપ્ત કરે છે અને કુષ્ઠ રોગનો નાશ કરે છે.

**ખર્પર**-ખાપરિયું શોધવાની પહેલી વિધિ

नृमूत्रे वाथ गोमूत्रे सप्ताहं रसकं पचेत् ॥ ७३ ॥
दोलायंत्रेण शुद्धिः स्यात्ततः कार्येषु योजयेत् ॥

કાળાં ખાપરિયાના કટકા કરી, તેમની ત્રેવડા લૂગડામાં પોટલી બાંધી, પછી તે પોટલીને દોલાયંત્રની અન્દર મનુષ્યના મૂત્રમાં રાત્રિ દિવસ સાત દિવસ પર્યન્ત ભીંજવી રાખવી અને રોજ મૂત્ર પણ નવું નાંખવું. એથી કાળું ખાપરિયું શુદ્ધ થાય છે. એ શુદ્ધ થયેલું કાળું ખાપરિયું બધા કામની અન્દર વાપરવું.

---

૧ બીજા ગ્રન્થનો પાઠ છે.

**ખપર-ખાપરિયું શોધવાની બીજી વિધિ**

ગાયના મૂત્રમાં ખાપરિયું શોધવાની આ બીજી વિધિ, પુરુષના મૂત્રમાં ખાપરિયું શોધવાની પહેલી વિધિ પ્રમાણે જાણવી.

**ખર્પર-ખાપરિયાના ગુણ[1]**

खर्परं कटुकं क्षारं कषायं वामकं लघु ॥
लेखनं भेदनं शीतं चक्षुष्यं कफपित्तहृत्॥ विषाश्म कुष्ठकंडूनां नाशनं परमं मतम्

શુદ્ધ કરેલું ખાપરિયું તીખું, ક્ષારવાળું, તુરું, વમન કરાવનારું, હલકું, લેખન કરનારું, ભેદન કરનારું, ટાઢું (ઠંડું), આંખના રોગને હિતકારક, કફ, પિત્તનો નાશ કરનારું, વિષરોગ, પથરી, કોઢ અને કણ્ડૂરોગ મટાડવામાં પરમ શ્રેષ્ઠ છે.

**સર્વ ધાતુઓનું સત્ત્વ કાઢવાની વિધિ**

लाक्षामीनपयश्छागं टंकणं मृगशृंगकम् ॥ ७४ ॥
पिण्याकं सर्षपाः शिग्रुगुंजोर्णगुडसैन्धवम् ॥
यवतिक्ता घृतं क्षौद्रं यथालाभं विचूर्णयेत् ॥ ७५ ॥
एभिर्विमिश्रिताः सर्वे धातवो गाढवह्निना ॥ मूषाध्माताः प्रजायंते मुक्तसत्त्वा न संशयः ॥७६॥

જે ધાતુનું સત્ત્વ કાઢવું હોય તે ધાતુ, લાખ, માછલું, ગાયનું દૂધ, બકરાનું માંસ, શુદ્ધ પાટિયો ટંકણખાર, હરણશિંગ-હરણનું શિંગડું, તલનો ખેળ, સર્ષવ, શરગવાનાં બી, ચણોઠી, ઉંન-ઘેટાના વાળ, ગોળ, સિન્ધાલુણ, જવ-યવ, કડુ, ઘી અને મધ, એ સત્તરે ઔષધોમાંથી જેટલાં ઔષધો મળે તે સર્વે ઔષધો એકઠાં કરવાં. પછી સત્ત્વ કાઢવાની ધાતુને, અને આઠમો ભાગ પ્રત્યેક ઔષધ લઇ તેમનું ચૂર્ણ કરી પછી તે ચૂર્ણને અને ધાતુને ખરલની અન્દર નાંખી સારી રીતે ઘુંટી, તેમનો ગોળો વાળવો. પછી એ ગોળો એક મૂષમાં-ઠીકરાની કુરડીમાં મૂકી, તે મૂષને આકરા અગ્નિપર મૂકી, ભુંગળીથી સારી રીતે ફુંકવાથી, તે ધાતુમાંથી સત્ત્વ નીકળે છે, એમાં કાંઇ સંશય નથી.

**વજ્ર હીરાનું શોધન**

कुलत्थकोद्रवक्काथैर्दोलायंत्रे विपाचयेत् ॥
व्याघ्रीकन्दगतं वज्रं त्रिदिनं शुद्धिमृच्छति ॥ ७७ ॥

હીરાને કુક્કુરકન્દની અન્દર ખોસીને તે હીરો ખોસેલા કુક્કુરકન્દની ત્રેવડા લુગડામાં પોટલી બાન્ધી, પછી તે પોટલી દોલાયંત્રની અન્દર કળથી તથા કોદરા નામે ધાન્યના કાઢામાં નાંખી, પછી તેને ત્રણ દિવસ પર્યંત અગ્નિ આપવાથી, હીરાનું શોધન થાય છે.

**વજ્ર-હીરાની ભસ્મની પહેલી વિધિ**

तप्तं तप्तं तु तद्वज्रं खरमूत्रैर्निषेचयेत् ॥
पुनस्ताप्यं पुनः सेच्यमेवं कुर्यात्त्रिसप्तधा ॥ ७८ ॥
मत्कुणैस्तालकं पिष्ट्वा यावद्भवति गोलकम् ॥
तद्गोले निहितं वज्रं तद्गोलं वह्निना धमेत् ॥ ७९ ॥ सिंचयेदश्वमूत्रेण तद्गोले च क्षिपेत्पुनः ॥
रुध्वा ध्मातं पुनः सेच्यमेवं कुर्याच्च सप्तधा ॥ ८० ॥ एवं च म्रियते वज्रं चूर्णं सर्वत्र योजयेत् ॥

એ રીતે શુદ્ધ કરેલા હીરા(પહેલા રત્ન)ને અગ્નિમાં તપાવી, પહેલી વાર ગધેડાનાં મૂત્રમાં બોળવો. પછી ગધેડાના મૂત્રમાંથી કાઢી, પાછો તે હીરાને તપાવી, બીજી વાર

[1] બીજા ગ્રન્થનો પાઠ છે.

ગધેડાના મૂત્રમાં બોળવો; એ રીતે પહેલી તથા બીજી વખતે હીરાને તપાવી, ગધેડાનાં મૂત્રમાં બોળ્યા પ્રમાણે એકવીશ વાર તપાવી તપાવીને, ગધેડાનાં મૂત્રમાં બોળવો. ત્યારબાદ હડતાલને માંકડની સાથે ઘુણ્ટી-લઢી, તેનો ગોળો વાળી, તે ગોળામાં હીરાને ખોશી, એ ગોળાને મૂષમાં ઘાલી, તે મૂષને કોલસાની વચમા મૂકી, પછી તેને ભૂગળીથી ફૂંકવી; અને જેવો ગોળો લાલચોળ થાય કે તરત તેને ઘોડાના મૂત્રમાં બોળવો. પછી એ હીરાને બહાર કાઢી લઇ, પાછી હરતાલને માંકડની સાથે લઢી, તેનો ગોળો વાળી, તે ગોળામાં હીરાને ખોશી, એ ગોળાને મૂષમાં ઘાલી, તે મૂષને કોલસાની વચમાં મૂકી, પછી તેને, ભૂંગળીથી ફૂંકવી અને જેવો ગોળો લાલચોળ થાય કે, તરત તેને ઘોડાનાં મૂત્રમાં બોળવો. એ રીતે પહેલી તથા બીજી વાર હરતાલના ગોળામાં હીરાને ખોશી, તે ગોળાને મૂષમાં ઘાલી, તપાવીને ઘોડાનાં મૂત્રમાં બોળ્યાની રીતિએ જ સાત વાર તપાવી તપાવી, ઘોડાંનાં મૂત્રમાં બોળવાથી, હીરાની ઉતમ ભસ્મ થાય છે. એ-ભસ્મને વાટી, તેનું ચૂર્ણ કરી, પછી તે ચૂર્ણને સર્વ પ્રયાગમાં વાપરવું.

**વજ્ર—હીરાની ભસ્મની બીજી વિધિ**

हिंगुसैन्धवसंयुक्ते क्वाथे कौलत्थजे क्षिपेत् ॥ ८१ ॥
तप्तं तप्तं पुनर्वज्रं भूयाच्चूर्णं त्रिसप्तधा ॥

કળથી લઇ, તેનો કાઢો કરી, તેની અન્દર હિંગ તથા સિન્ધાલુણ મેળવી, તેની અન્દર શુદ્ધ કરેલા હીરા(પહેલા રત્ન)ને અગ્નિમાં તપાવી, પહેલીવાર બોળવો. પાછો તે હીરાને તે કાઢામાંથી બહાર કાઢી, તેને પાછો તપાવીને બીજીવાર તે જ કાઢામાં બોળવો. એ રીતે પહેલી તથા બીજી વખતે હીરાને તપાવી, ઉપરના કાઢામાં બોળ્યાની રીતિએ જ એકવીશ વાર તપાવી તપાવી, ઉપરના કાઢામાં બોળવાથી, હીરાની ઉત્તમ ભસ્મ થાય છે.

**વજ્ર—હીરાની ભસ્મની ત્રીજી વિધિ**

मंडूकं कांस्यजे पात्रे निगृह्य स्थापयेत्सुधीः ॥ ८२ ॥
स भीतो मूत्रयेत्तत्र तन्मूत्रे वज्रमावपेत् ॥
तप्तं तप्तं च बहुधा वज्रस्यैवं मृतिर्भवेत् ॥ ८३ ॥

દેડકાંને પકડી કાંસાના વાસણપર ધરવું કે તરત તે દેડકું ભયને લીધે તે વાસણની અન્દર મૂતરી પડે છે. તે પછી શુદ્ધ કરેલા હીરાને અગ્નિમાં તપાવી, ઉપરના મૂત્રમાં પહેલીવાર બોળવો. પાછો તે હીરાને મૂત્રમાંથી બહાર કાઢી, તેને પુનઃ તપાવીને, બીજી વાર ઉપરના મૂત્રમાં બોળવો. એ રીતે પહેલી તથા બીજી વખતે હીરાને તપાવી, ઉપરના મૂત્રમાં બોળ્યાની રીતિએ જ ઘણી વખત અર્થાત્ એકવીશ વાર તપાવી તપાવીને, ઉપરના મૂત્રમાં બોળવાથી હીરાની ઉત્તમ ભસ્મ થાય છે.

**વૈક્રાન્ત-તરમરીનું શોધન** — वैक्रान्तं वज्रवच्छोध्यम् — વૈક્રાન્ત—તરમરી(પહેલા ઉપરત્ન)નું શોધન, હીરાના પ્રથમ શોધન પ્રમાણે કરવું.

**નીલ-નીલમનું શોધન** — नीलं वा — નીલ—નીલમ(સાતમા રત્ન)નું શોધન, હીરાના પ્રથમ શોધન પ્રમાણે કરવું.

**લોહિત–માણેકનું શોધન**

लोहितं तथा ॥ લોહિત–માણેક(બીજા રત્ન)નું શોધન, હીરાના પ્રથમ શોધન પ્રમાણે કરવું.

**વૈક્રાન્ત–તરમરીની ભસ્મની પહેલી વિધિ**

हयमूत्रेण तत्सेच्यं तप्तं तप्तं द्विसप्तधा ॥ ८४ ॥
ततस्तु मेषश्रृंग्यास्तु पंचांगे गोलके क्षिपेत् ॥
पुटेन्मूषापुटे रुध्वा कुर्यादेवं च सप्तधा ॥ ८५ ॥ वैक्रान्तं भस्मतां याति वज्रस्थाने नियोजयेत् ॥

એ રીતે શુદ્ધ કરેલા વૈક્રાંત–તરમરી(પહેલા ઉપરત્ન)ને અગ્નિમાં તપાવી,પહેલી વાર ઘોડાના મૂત્રમાં બોળવો. પાછો તે તરમરીને ઘોડાનાં મૂત્રમાંથી કાઢી, તેને પુનઃ તપાવી, બીજી વાર ઘોડાના મૂત્રમાં બોળવો. એ રીતે પહેલી તથા બીજી વખતે તરમરીને તપાવીને ઘોડાના મૂત્રમાં બોળ્યાની રીતિએ જ ચૌદ વાર તપાવી તપાવીને ઘોડાના મૂત્રમાં બોળવો. ત્યારબાદ ચમારદૂધલીના વેલાનાં પંચાંગો(મૂળ, છાલ, ફૂલ, ફળ અને પાણ્દડાંઓ)ને ઘુંટીને–લઢીને, તેનો ગોળો વાળવો. પછી એ ચમારદૂધલીના ગોળામાં તરમરીને ખોશવો, ત્યારબાદ માટીનાં બે મજબૂત કોડિયાં લઈ, એક કોડિયાની અન્દર ઉપલો ગોળો મૂકી, તેની ઉપર બીજું કોડિયું ઉંન્ધું વાળી, તે બન્ને કોડિયાંની સાંધપર લુગડું લપેટી, તેનાપર સૂતર વીંટી, પછી તે લુગડાંની અને સૂતરની ઉપર ભીની માટીનો લેપ કરવો. પછી અડાયાં–છાણાંનો પુટ આપવો. એ અગ્નિ ઠરી જાય કે તરત સંપુટને બહાર કાઢી લેવો. ત્યારબાદ પહેલા પુટની ક્રિયા પ્રમાણે બધા મળી, સાત પુટો દેવાથી તરમરીની ભસ્મ થાય છે. એ ભસ્મને હીરાની ભસ્મનાં ઠેકાણે વાપરવી.

**મણિ-સૂર્યકાન્તનું શોધન**

स्वेदयेद्दोलिकायंत्रे जयन्त्याः स्वरसेन च ॥ ८६ ॥
मणिमुक्ताप्रवालानां यामैकं शोधनं भवेत् ॥

સૂર્યકાન્ત મણિ(બીજા ઉપરત્ન)ને દોલાયન્ત્રની અન્દર જાઇના રસમાં એક પહોર અગ્નિ આપવાથી, સૂર્યકાન્ત મણિનું શોધન થાય છે.

**મુક્તા-મોતીનું, પ્રવાલ-પરવાળા મરક્ત-લીલા પાના, પુષ્પરાગ-પોખરાજ, ગોમેદ-રાહુરત્ન, વૈડૂર્ય-કેતુ રત્ન, ચન્દ્રકાન્ત મણિ, સ્ફટિક મણિ, પૈરોજ–પીરોજા, અને રાજાવર્તનું શોધન કરવાની, તથા વજ્ર–હીરા, લોહિત-માણેક, નીલ–નીલમ, અને વૈક્રાન્ત-તરમરીને શોધવાની બીજી વિધિ**

મોતી(ત્રીજા રત્ન)નું, પરવાળા( ચોથા રત્ન)નું, લીલાં પાના-( પાંચમા રત્ન )નું, પોખરાજ( છઠ્ઠા રત્ન )નું, ગોમેદ( આઠમા રત્ન )નું વૈડૂર્ય–કેતુ(નવમા રત્ન)નું, ચન્દ્રકાન્ત મણિ(ત્રીજા ઉપરત્ન)નું, સ્ફટિક મણિ(ચોથા ઉપરત્ન)નું, પીરોજા મણિ(પાંચમા ઉપરત્ન)નું, રાજાવર્ત મણિ(છઠ્ઠા ઉપરત્ન)નું એ દરેકનું શોધન કરવાની પેહેલી વિધિ, તથા હીરા(પહેલા રત્ન)નું, માણેક(બીજા રત્ન)નું, નીલ-નીલમ મણિ-(સાતમા રત્ન)નું, અને વૈક્રાન્ત–તરમરી(પહેલા ઉપરત્ન)નું એ દરેક રત્ન તથા ઉપરત્નનું શોધન કરવાની બીજી વિધિ સૂર્યકાન્ત મણિના શોધન પ્રમાણે જાણવી.

મણિ-સૂર્યકાન્તની ભસ્મની પહેલી વિધિ

कुमार्यास्तण्डुलीयेन स्तन्येन च निषेचयेत् ॥ ८७ ॥
प्रत्येकं सप्तवेलं च तप्ततप्तानि कृत्स्नशः ॥
मौक्तिकानि प्रवालानि तथा रत्नान्यशेषतः ॥ ८८ ॥ क्षणाद्विविधवर्णानि म्रियन्ते नात्र संशयः ॥

શુદ્ધ કરેલા સૂર્યકાન્ત મણિ(બીજા ઉપરત્ન)ને અગ્નિમાં તપાવી, પહેલી વાર કુંવારના રસમાં બોળવો. પછી તે સૂર્યકાન્ત મણિને કુંવારના રસમાંથી કાઢી, તેને પાછો તપાવી, બીજી વાર કુંવારના રસમાં બોળવો. એરીતે પહેલી તથા બીજી વાર કુંવારના રસમાં બોળ્યાની રીતિએ જ સાત વાર કુંવારના રસમાં બોળવો. એ રીતે કુંવારના રસમાં સાત વાર બોળ્યા પછી પાછા એ મણિને તાંજલજાની ભાજીના રસમાં અને સ્ત્રીઓના ધાવણમાં સાત સાત વાર બોળવાથી, ક્ષણુ ક્ષણમાં રંગ ફરી જઇને સૂર્યકાંત મણિની ઉત્તમ ભસ્મ થાય છે, એમાં કંઈ પણ સંશય નથી.

મુક્તા–મોતીની, પ્રવાલ-પરવાળાની, લોહિત માણેકની, મરક્ત-લીલાં પાનાની, પુષ્પરાગ–પોખરાજની, નીલ-નીલમની, ગોમેદ-રાહુરત્નની, વૈડૂર્ય-કેતુરત્નની, ચન્દ્રકાન્ત-મણિની, સ્ફટિક મણિની, પેરોજ-પીરોજાની, અને રાજાવર્તની એ દરેકની ભસ્મની પેહેલી તથા વજ્ર–હીરાની ભસ્મની ચોથી તથા વૈક્રાન્ત-તરમરીની ભસ્મની બીજી વિધિ

મુક્તા-મોતી(ત્રીજા રત્ન)ની ભસ્મ, પ્રવાલ-પરવાળા(ચોથા રત્ન)ની ભસ્મ, માણેક(બીજા રત્ન)ની ભસ્મ, લીલાં પાનાં(પાંચમા રત્ન)ની ભસ્મ, પોખરાજ(છઠ્ઠા રત્ન)ની ભસ્મ, નીલ–નીલમ મણિ(સાતમા રત્ન)ની ભસ્મ, ગોમેદ(આઠમા રત્ન)ની ભસ્મ, વૈડૂર્ય–કેતુ રત્ન (નવમા રત્ન)ની ભસ્મ, ચન્દ્રકાન્ત મણિ(ત્રીજા ઉપરત્ન)ની ભસ્મ, સ્ફટિક મણિ(ચોથા ઉપરત્ન)ની ભસ્મ, પીરોજા મણિ (પાંચમા ઉપરત્ન)ની ભસ્મ, રાજાવર્ત મણિ(છઠ્ઠા ઉપરત્ન)ની ભસ્મ, એ દરેક રત્નો તથા ઉપરત્નોની ભસ્મો સૂર્યકાન્ત મણિની ભસ્મની પહેલી વિધિ પ્રમાણે કરવી.

વજ્ર–હીરા(પહેલા રત્ન)ની ભસ્મની ચોથી વિધિ તથા વૈક્રાન્ત–તરમરી(પહેલા ઉપરત્ન)ની ભસ્મની બીજી વિધિ એ દરેકની ભસ્મ કરવાની વિધિ સૂર્યકાન્ત મણિની ભસ્મ પ્રમાણે કરવી.

મુક્તા-મોતીની, પ્રવાલ-પરવાળાની, લોહિત-માણેકની, મરક્ત–લીલાં પાનાંની, પુષ્પરાગ–પોખરાજની, નીલ-નીલમની, ગોમેદ-રાહુરત્નની, વૈડૂર્ય-કેતુ રત્નની, ચન્દ્રકાન્ત મણિની, સ્ફટિક મણિની,

उक्तमाक्षिकवन्मुक्ताः प्रवालानि च मारयेत् ॥ ८९ ॥

મુક્તા-મોતી(ત્રીજા રત્ન)ની ભસ્મની, પ્રવાલ-પરવાળ(ચોથા રત્ન) ની ભસ્મની, માણેક(બીજા રત્ન)ની ભસ્મની, લીલાં પાનાં(પાંચમા રત્ન)ની ભસ્મની, પોખરાજ(છઠ્ઠા રત્ન)ની ભસ્મની, નીલ–નીલમ મણિ(સાતમા રત્ન)ની ભસ્મની, ગોમેદ(આઠમા રત્ન)ની ભસ્મની, વૈડૂર્ય–કેતુ રત્ન(નવમા રત્ન)ની ભસ્મની, ચન્દ્રકાન્ત મણિ(ત્રીજા ઉપરત્ન)ની ભસ્મની, સ્ફટિક મણિની(ચોથા ઉપરત્ન)ની ભસ્મની, પીરોજા મણિ(પાંચમા ઉપરત્ન)ની ભસ્મની રાજાવર્ત મણિ(છઠ્ઠા

પેરોજ-પીરોજાની, રાજાવર્તની, તથા મણિ–મણિ-સૂર્યકાન્તની, એ દરેકની ભસ્મની બીજી, ત્રીજી, ચોથી તથા પાંચમી વિધિ તથા વજ્ર હીરાની ભસ્મની પાંચમી, છઠ્ઠી, સાતમી તથા આઠમી વિધિ

ઉપરત્ન)ની ભસ્મની તથા મણિ–સૂર્યકાન્ત(બીજા ઉપરત્ન)ની ભસ્મની એ દરેક રત્નો તથા ઉપરત્નોની ભસ્મોની બીજી, ત્રીજી, ચોથી તથા પાંચમી એ દરેક વિધિ, અનુક્રમે સોનામખી ઉપધાતુની ભસ્મની પેહેલી, બીજી, ત્રીજી તથા ચોથી વિધિ પ્રમાણે જાણવી. તથા વજ્ર–હીરા(પહેલારત્ન)ની ભસ્મની પાંચમી વિધિ, છઠ્ઠી વિધિ, સાતમી વિધિ તથા આઠમી વિધિ એ દરેક વિધિ, સોનામખીની ભસ્મની અનુક્રમે પેહેલી, બીજી, ત્રીજી તથા ચોથી વિધિ પ્રમાણે જાણવી.

વૈક્રાન્ત તરમરીની ભસ્મની ત્રીજી, ચોથી, પાંચમી તથા છઠ્ઠી વિધિ

વૈક્રાન્ત–તરમરી(પેહેલા ઉપરત્ન)ની ભસ્મની ત્રીજી વિધિ, ચોથી વિધિ, પાંચમી વિધિ તથા છઠ્ઠી વિધિ, એ દરેક વિધિ અનુક્રમે સોનામખીની ભસ્મની પહેલી, બીજી, ત્રીજી તથા ચોથી વિધિ પ્રમાણે જાણવી.

મુક્તા-મોતી[1] પ્રવાલ-પરવાળું, મરકત-લીલું પાનું, પુષ્પરાગ–પોખરાજ[2], ગોમેદ-રાહુરત્ન વૈડૂર્ય-કેતુરત્ન[3], મણિ-સૂર્યકાન્ત, ચન્દ્રકાન્ત સ્ફટિક, પેરોજ-પીરોજાં તથા રાજાવર્ત એ દરેકને શોધવાની બીજી વિધિ

वज्रवत्सर्वरत्नानि शोधयेन्मारयेत्तथा ॥

મોતી (ત્રીજું રત્ન), પ્રવાલ (ચોથું રત્ન), લીલું પાનું (પાંચમું રત્ન), પોખરાજ (છઠ્ઠું રત્ન), ગોમેદ (આઠમું રત્ન) વૈડૂર્ય–કેતુ રત્ન (નવમું રત્ન), સૂર્યકાન્ત મણિ,(બીજું ઉપરત્ન) ચન્દ્રકાન્ત મણિ(ત્રીજું ઉપરત્ન)સ્ફટિક મણિ, (ચોથું ઉપરત્ન) પીરોજું મણિ (પાંચમું ઉપરત્ન) તથા રાજાવર્ત મણિ (છઠ્ઠું ઉપરત્ન) એ દરેક રત્ન તથા ઉપરત્ન શોધવાની બીજી વિધિ હીરાના પ્રથમ શોધન પ્રમાણે જાણવી.

લોહિત-માણેકની મુક્તા-મોતીની, પ્રવાલપરવાળાની, મરકત-લીલાં પાનાંની, પુષ્પરાગ-પોખરાજની, નીલ-નીલમની, ગોમેદ-રાહુ રત્નની વૈડૂર્ય-કેતુરત્નની, મણિ-સૂર્યકાંતની, ચન્દ્રકાંત-મણિની, સ્ફટિક મણિની, પેરોજ-પીરોજાની-તથા રાજાવર્તની એ દરેકની ભસ્મની છઠ્ઠી, સાતમી તથા આઠમી વિધિ

માણેક(બીજા રત્ન)ની ભસ્મની, મોતી,(ત્રીજા રત્ન)ની ભસ્મની, પ્રવાલ(ચોથા રત્ન)ની ભસ્મની, લીલાં પાનાં(પાંચમા રત્ન)ની ભસ્મની, પોખરાજ(છઠ્ઠા રત્ન)ની ભસ્મની, નીલ–નીલમ મણિ (સાતમા રત્ન)ની, ગોમેદ(આઠમા રત્ન)ની ભસ્મની, વૈડૂર્ય–કેતુરત્ન (નવમા રત્ન)ની ભસ્મની, સૂર્યકાંત મણિ(બીજા ઉપરત્ન)ની ભસ્મની, ચન્દ્રકાંત મણિ(ત્રીજા ઉપરત્ન)ની ભસ્મની, સ્ફટિક મણિ (ચોથા ઉપરત્ન)ની ભસ્મની, પીરોજા(પાંચમા ઉપરત્ન)ની ભસ્મની, તથા રાજાવર્ત(છઠ્ઠા ઉપરત્ન)ની ભસ્મની એ દરેક રત્નો તથા ઉપરત્નોની ભસ્મોની છઠ્ઠી, સાતમી અને આઠમી વિધિ, હીરાની ભસ્મની અનુક્રમે પેહેલી, બીજી અને ત્રીજી વિધિ પ્રમાણે જાણવી.

---

૧ લોહિત–માણેક (બીજું રત્ન) શોધવાની પહેલી વિધિ,

૨ નીલ–નીલમ (સાતમું રત્ન) શોધવાની પહેલી વિધિ,

૩ વૈકાન્ત–તરમરી (પહેલું ઉપરત્ન) શોધવાની પહેલી વિધિ, એ દરેકના શોધનની હીરાના શોધનની પહેલી વિધિ પ્રમાણે આવી ગયાથી અહીં દરેકનું શોધન લખ્યું નથી.

**વૈક્રાંત-તરમરીની ભસ્મની સાતમી, આઠમી, નવમી વિધિ**

વૈક્રાંત–તરમરી (પહેલા ઉપરત્ન)ની ભસ્મની સાતમી, આઠમી, અને નવમી વિધિ, હીરાની ભસ્મની અનુક્રમે પહેલી, બીજી અને ત્રીજી વિધિ પ્રમાણે જાણવી.

**વજ્ર-હીરાની ભસ્મના ગુણ[1]**

आयुः पुष्टिं बलं वीर्यं वर्णं सौख्यं करोति च ॥
सेवितं सर्वरोगघ्नं मृतं वज्रं न संशयः ॥

હીરાની ભસ્મ, આયુષ્યની વૃદ્ધિ કરનારી, શરીરને પુષ્ટ કરનારી, બલ દેનારી, વીર્યની વૃદ્ધિ કરનારી, શરીરનો વર્ણ સારો કરનારી અને સુખ આપનારી છે. વળી આ ભસ્મનું સેવન કરવાથી સર્વ પ્રકારના રોગો નાશ પામે છે, એમાં કૈં પણ સંશય નથી.

**વજ્ર-હીરાની અપક્વ ભસ્મના અવગુણ[1]**

पीडां विधत्ते विविधां नराणां कुष्ठं क्षयं पांडुगदं च दुष्टम् ॥
हृत्पार्श्वपीडां कुरुतेति दुस्सहामशुद्धवज्रं गुरुचात्महं त्यजेत् ॥

હીરાની અપક્વ ભસ્મ, મનુષ્યોને વિવિધ પ્રકારની પીડા, કુષ્ઠ, ક્ષય, દુષ્ટ એવો પાણ્ડુરોગ તથા હૃદય અને પડખાંની અન્દર અસહ્ય પીડા કરે છે. વળી ભારે અને પ્રાણનો નાશ કરનારી હોવાથી અપક્વ ભસ્મનો ત્યાગ કરવો અર્થાત્ ખાવી જ નહિ.

**વૈક્રાન્ત-તરમરીની ભસ્મના ગુણ[1]**

वैक्रान्तस्तु त्रिदोषघ्नः षड्रसो देहदार्ढ्यकृत् ॥
पांड्वुदरज्वरश्वासकासयक्ष्मप्रमेहनुत् ॥

વૈક્રાન્ત–તરમરીની ભસ્મ, વાત, પિત્ત અને કફ(ત્રિદોષ)નો નાશ કરનારી, છ રસવાળી, શરીરને મજબૂત કરનારી તથા પાણ્ડુ, ઉદરરોગ, જ્વર, શ્વાસ, કાસ, યક્ષ્મ અને પ્રમેહ રોગનો નાશ કરનારી છે.

**વૈક્રાન્ત-તરમરીની અપક્વ ભસ્મના અવગુણ**

अशुद्धो वज्रवैक्रांतो किलासं दाहसंततम् ॥
पांडुरोगं पार्श्वपीडां कुरुतेतो विशोधयेत् ॥

વૈક્રાન્ત–તરમરીની અપક્વ ભસ્મ, કિલાસ નામે કુષ્ઠ રોગ, દાહ, સંતતજ્વર, પાણ્ડુરોગ અને પડખાંની અન્દર પીડા કરે છે, એટલા માટે જ એને શોધવો.

**લોહિત-માણેકની ભસ્મના ગુણ[1]**

माणिक्यं मधुरं स्निग्धं वातपित्तविनाशनम् ॥
रत्नप्रयोगे प्रज्ञातं रसायनकरं परम् ॥

માણેક(ચુની)ની ભસ્મ, મીઠી અને સ્નિગ્ધ–ચીકાસવાળી છે. વળી તે વાત તથા પિત્તનો નાશ કરે છે. રત્નના પ્રયોગોને વિષે, રસાયનની અન્દર, આ માણેક(ચુનિ)ની ભસ્મ ઉત્તમ રીતે પ્રસિદ્ધ છે.

**મુક્તા-મોતીની ભસ્મના ગુણ[1]**

मौक्तिकं च मधुरं सुशीतलं दृष्टिरोगशमनं विषापहम् ॥
राजयक्ष्ममुखरोगनाशनं क्षीणवीर्यबलपुष्टिवर्द्धनम् ॥

મોતીની ભસ્મ, મીઠી, સારી રીતે–પેઠે ટાઢી, નેત્રના રોગનું શમન કરનારી–નેત્રના રોગને મટાડનારી, વિષનો નાશ કરનારી, રાજયક્ષ્મ તથા મુખરોગને મટાડનારી, ક્ષીણ થયેલા વીર્યની વૃદ્ધિ કરનારી, બળ આપનારી તથા શરીરને પુષ્ટ કરનારી છે.

---

૧ બીજા ગ્રન્થનો પાઠ છે.

प्रवाल-પરવાળાની ભસ્મના ગુણ[1]

क्षयपित्तास्रकासघ्नं दीपनं पाचनं लघु ॥
विषभूतादिशमनं विद्रुमं नेत्ररोगहृत् ॥

પરવાળાંની ભસ્મ, ક્ષય, પિત્ત, રક્ત અને કાસ રોગ મટાડે છે, જઠરાગ્નિ પ્રદીપ્ત કરે છે, અન્નનું પાચન કરે છે અને હલકી છે. વળી વિષરોગ, ભૂતબાધા રોગ અને નેત્રરોગ પણ મટાડે છે.

મરકત-લીલાં પાનાંની ભસ્મના ગુણ[1]

मरकतं हि विषघ्नं शीतलं मधुरं रसे ॥
आमपित्तहरं रुच्यं पुष्टिदं भूतनाशनम् ॥

લીલાં પાનાંની ભસ્મ, વિષનો નાશ કરનારી, ટાઢી અને રસની અન્દર મીઠી છે. વળી આમ તથા પિત્તનો નાશ કરનારી, રુચિકારક, પુષ્ટ કરનારી અને ભૂતબાધા રોગનો નાશ કરનારી છે.

પુષ્પરાગ-પોખરાજની ભસ્મના ગુણ[1]

पुष्परागं विषछर्दिकफवाताग्निमांद्यजित् ॥
दाहकुष्ठार्शशमनं दीपनं लघुपाचनम् ॥

પુષ્પરાગ-પોખરાજની ભસ્મ, વિષરોગ, છર્દિરોગ, કફરોગ, વાત રોગ, અગ્નિમાંદ્ય રોગ, દાહ, કુષ્ઠ અને અર્શ રોગને મટાડનારી, જઠરાગ્નિ પ્રદીપ્ત કરનારી, હલકી અને અન્નનું પાચન કરનારી છે.

નીલ-નીલમ મણિની ભસ્મના ગુણ[1]

नीलः सतिक्तकोष्णश्च कफपित्तानिलापहः ॥
यो दधाति शरीरे स्यात्सौरि मंगलदो भवेत् ॥

નીલ-નીલમ મણિની ભસ્મ, કડવી અને કંઈક ઉંની છે. વળી તે કફ, પિત્ત અને વાતનો નાશ કરે છે. જે મનુષ્ય, આ નીલ-નીલમ મણિને શરીરને વિષે ધારણ કરે છે, તે મનુષ્યને શનિ નામનો ગ્રહ કલ્યાણ કરનારો થાય છે.

ગોમેદ-રાહુરત્નની ભસ્મના ગુણ[1]

गोमेदकोम्ल उष्णश्च वातकोपविकारजित् ॥
दीपनः पाचनश्चैव धृतोऽयं पापनाशनः ॥

ગોમેદ (ગાયનાં મૂત્રનાં સરખાં પીળાં રંગના રાહુનાં) રત્નની ભસ્મ, ખાટી અને ઉષ્ણ-ઉની-ગરમ છે. વળી તે વાત પ્રકોપના વિકારને મટાડનારી, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનારી અને અન્નનું પાચન કરનારી છે. એ ગોમેદ રત્ન શરીરે ધારણ કરવાથી પાપનો નાશ થાય છે.

વૈડૂર્ય-કેતુરત્નની ભસ્મના ગુણ[1]

वैडूर्यमुष्णमम्लं च कफमारुतनाशनम् ॥
गुल्मादिदोषशमनं भूषितं च शुभावहम् ॥

લસણિયા (મીન્ડદાંના આંખના જેવાં રંગવાળા) રત્નની ભસ્મ, ઉષ્ણ-ઉની-ગરમ અને ખાટી છે; વળી તે કફ, વાતનો નાશ કરનારી અને ગુલ્માદિ દોષોનું શમન કરનારી છે. આ વૈડૂર્ય શરીરે ધારણ કરવાથી કલ્યાણ કરે છે.

---

૧ બીજા ગ્રન્થનો પાઠ છે.

મણિ-સૂર્યકાંત મણિની ભસ્મના ગુણ[1]

सूर्यकांतो भवेदुष्णो निर्मलश्च रसायनः ॥
वातश्लेष्महरो मेध्यः पूजनाद्रवितुष्टिदः ॥

સૂર્યકાંત મણિની ભસ્મ, ઉષ્ણ-ઉની-ગરમ, સ્વચ્છ નિર્મળ અને રસાયન છે. વળી તે વાત, શ્લેષ્મને મટાડનારી અને બુદ્ધિને વધારનારી છે. એ સૂર્યકાંત મણિના પૂજનથી સૂર્યદેવ પ્રસન્ન થાય છે.

ચન્દ્રકાંત મણિની ભસ્મના ગુણ[1]

चंद्रकांतस्तु शिशिरः स्निग्धः पित्तास्रतापहृत् ॥
शिवप्रीतिकरस्वच्छो ग्रहालक्ष्मीविनाशकृत् ॥

ચન્દ્રકાંત મણિની ભસ્મ ટાઢી અને ચીકણી-સ્નિગ્ધ છે. વળી તે પિત્ત અને રક્તદાહને મટાડે છે. આ ચન્દ્રકાંત મણિ શિવને પ્રીતિકારક તથા સ્વચ્છ છે અને ગ્રહની પીડા તથા ઘરની દરિદ્રતાનો નાશ કરે છે.

સ્ફટિક મણિની ભસ્મના ગુણ[1]

स्फटिकः समवीर्यश्च पित्तदाहार्तिशोषनुत् ॥
तस्याक्षमाला जपतां दत्ते कोटिगुणं फलम् ॥

સ્ફટિક મણિની ભસ્મ, રસ વીર્યવાળી છે. વળી તે પિત્ત, દાહની પીડા અને શોષને મટાડે છે. સ્ફટિક મણિની માળાથી જપ કરવાને લીધે કોટીગણુ પુણ્ય થાયછે.

પેરોજ-પીરોજાની ભસ્મના ગુણ[1]

पेरोजं सुकषायं स्यान्मधुरं दीपनं परम् ॥
स्थावरं जंगमं चैव संयोगाच्च यथा विषम् ॥
तत्सर्वं नाशयेच्छीघ्रं शूलंभूतादिदोषजम् ॥

પેરોજાની ભસ્મ. સારી રીતે તુરી, મીઠી અને જઠરાગ્નિને સારી રીતે પ્રદીપ્ત કરનારી છે. વળી સંયોગને લીધે થયેલું સ્થાવર તથા જંગમ વિષ, શૂલ રોગ તથા ભૂતબાધાદિ રોગનો જલદી નાશ કરે છે

રાજાવર્તની ભસ્મના ગુણ[1]

राजावर्तः कटु स्निग्धः शिशिरः पित्तनाशनः ॥
सौभाग्यं कुरुते नृणां भूषणेषु प्रयोजितः ॥

રાજાવર્તની ભસ્મ. તીખી, સ્નિગ્ધ-ચીકણી. ટાઢી અને પિત્તનો નાશ કરનારી છે. આ રાજાવર્તને ઘરેણામાં ઘાલવાથી, તે સૌભાગ્ય આપે છે.

**શિલાજિતની ઉત્પત્તિનું વર્ણન**

शिलाजतु समानीय ग्रीष्मतप्तशिलाच्युतम् ॥ ९० ॥

ગ્રીષ્મ ઋતુને વિષે, સખ્ત તડકો પડવાથી. પર્વતપરની મોટી શિલાઓ ઓગળીને, તે શિલાઓ પરથી જે રસ ઝરે છે, તે રસને શિલાજિત કહે છે.

**શિલાજિતનું શોધન**

गोदुग्धैस्त्रिफला क्वाथैर्भृङ्गद्रावैश्च मर्दयेत् ॥
आतपे दिनमेकैकं तच्छुष्कं शुद्धतां व्रजेत् ॥ ९१ ॥

ગાયનુ દૂધ, ત્રિફલાં-હરડાં, બેહેડાં, આમ્બળાં તથા ભાંગરાનો રસ, એ ત્રણેની અન્દર એક એક દિવસ જૂદો જૂદો તે શિલાજિતને સૂકાઈ જાય ત્યાંસૂધી તેને ખરલ કરીને તડકામાં સૂકવવાથી, તે શિલાજિત શુદ્ધ થાય છે.

---

1 બીજા ગ્રન્થનો પાઠ છે.

**શિલાજિત બનાવવાની વિધિ**

मुख्यां शिलाजतुशिलां सूक्ष्मखंडप्रकल्पिताम् ॥
निक्षिप्यात्युष्णपानीये यामैकं स्थापयेत्सुधीः ॥ ९२ ॥
मर्दयित्वा ततो नीरं गृह्णीयाद्वस्त्रगालितम् ॥ स्थापयित्वा च मृत्पात्रे धारयेदातपे बुधः ॥ ९३ ॥
उपरिस्थं घनं यत्स्यात्तत्क्षिपेदन्यपात्रके ॥ धारयेदातपे धीमानुपरिस्थं घनं नयेत् ॥ ९४ ॥
एवं पुनः पुनर्नीत्वा द्विमासाभ्यां जिलाजतु ॥ भूयात्कार्यक्षमं

જે શિલા(કાળમીઢી પાટ)માંથી શિલાજિત ઉત્પન્ન થાય છે, તે શિલાને આણી, તેની ઝીણી ઝીણી કરચુ કરી, તે કરચુને અતિ કડકડના પાણીમાં એક પહોર સુધી રાખી, પછી તે કરચુને તે જ પાણીની અન્દર વાટી, તે પાણીને લુગડાંથી ગાળી, માટીના વાસણમાં નાખી, તડકામાં મૂકવું, અને ઉપરનાં પાણીપર પાણીની જે થરી જામે, તે પાણીની થરીને બીજા વાસણમાં નાંખી, તે વાસણ પણ તડકામાં મૂકવું, આ પ્રમાણે ઉપર ઉપરની પાણીની થરી બે મહિના સુધી લીધા કરવાથી, બે મહિને સુંદર શિલાજિત તૈયાર થાય છે.

**શુદ્ધ શિલાજિતની પરિક્ષા**

वह्नौ क्षिप्तं लिंगोपमं भवेत् ॥ ९५ ॥
निर्धूमं च ततः शुद्धं सर्वकर्मसु योजयेत् ॥

જે શિલાજિતને અગ્નિપર મૂકવાથી ધુંવાડો ન નિકળતાં, લિંગનાં સરખો આકાર થાય, તે શિલાજિતને શુદ્ધ જાણીને સર્વ કામમાં વાપરવો.

**પ્રથમના ગાળવામાં રહેલા ગાળાનો શિલાજિત બનાવવાની બીજી વિધિ**

अधःस्थितं च यच्छेषं तस्मिन्नीरं विनिक्षिपेत् ॥ ९६ ॥
विमर्द्य धारयेद्धर्मे पूर्ववच्चैव तन्नयेत् ॥

પ્રથમ ગાળવા ટાણે બાકી વધેલા ગાળાની અન્દર બીજું પાણી નાંખી, તે ગાળને સારી રીતે લઢીને તડકામાં મૂકવો, અને ઉપરના પાણીપર જે પાણીની થરી જામે, તે પાણીની થરીમાંથી શિલાજિત બનાવવાની પહેલી વિધિ પ્રમાણે શિલાજિત બનાવવો.

**શિલાજિતના ગુણ[1]**

शिलाजतु स्मृतं तिक्तं कटूष्णं कटुपाकि च ॥
रसायनं योगवाहि श्लेष्ममेहाश्मशर्कराः ॥
मूत्रकृच्छ्रं क्षयं श्वासं शोथमर्शांसि पांडुताम् ॥ वातरक्तं तथा कुष्ठमपस्मारोदरं हरेत् ॥

શોધેલો શિલાજિત કડવો, તીખો, ઉષ્ણ, પાક કાળે તીખો, રસાયન અને યોગવાહી છે. અને તે, શ્લેષ્મ, પ્રમેહ, અશ્મરી, શર્કરા, મૂત્રકૃચ્છ્ર, ક્ષય, શ્વાસ, શોથ, અર્શો, પાણ્ડુ, વાતરક્ત, કુષ્ઠ, અપસ્માર અને ઉદરરોગ, એ સર્વે રોગ મટાડે છે.

**મણ્ડૂર-લોઢાના કીટાડાની ઉત્પત્તિ[1]**

ध्मायमानस्य लोहस्य मलो मंडूर उच्यते ॥

લોઢાને તપાવીને ગાળવાથી, જે મેલ નીકળે, તેનું નાંમ મણ્ડૂર લોઢાનો કાટોડા જાણવું.

---

૧ બીજા ગ્રન્થનો પાઠ છે.

अक्रोटरं गुरु स्निग्धं दृढं शतसमाधिकम् ॥
चिरोत्थितजनस्थाने संस्थितं किट्टमाहरेत् ॥

**મણ્ડૂર-લોઢાનો કાટોડો ભસ્મમાં કેવો વાપરવો?**[1]

સો વર્ષપર નાશ પામેલાં જુનાં શહેરની જમીનની અન્દરના, કાણાં વગરના, ભારે, સ્નિગ્ધ અને ઘટ્ટ એવા કિટ્ટની-લોઢાના કાટની ભસ્મ કરવી.

अक्षांगारैर्धमेत्किट्टं लोहजं तद्गवांजलैः ॥ ९७ ॥
सेचयेत्तप्ततप्तं तत्सप्तवारं पुनः पुनः ॥

**મણ્ડૂર લોઢાના કાટોડાનું શોધન**

બેહેડાંના લાકડાંના દેવતાની અન્દર લોઢાના કાટોડાને મૂકીને પુંકણીથી દેવતાને પુંકવો અને જેવો કાટોડો લાલચોળ થાય કે, તરત તેને બહાર કાઢી ગાયના મૂત્રમાં બોળવો. એ રીતે લોઢાના કાટોડાને બેહેડાંના લાકડાંના દેવતામાં સાત વખત તપાવી, ગાયના મૂત્રમાં સાત વખત બોળવાથી લોઢાના કાટોડાનું શોધન થાય છે.

चूर्णयित्वा ततः क्काथैर्द्विगुणैस्त्रिफलाभवैः ॥ ९८ ॥
आलोड्य भर्जयेद्वह्नौ मंडूरं जायते वरम् ॥

**મણ્ડૂર-લોઢાના કાટોડાની ભસ્મની પહેલી વિધિ**

શુદ્ધ કરેલો લોઢાનો કાટોડો એક ભાગ લઇ, તેનું ચૂર્ણ કરવું. ત્યાર બાદ હરડાં, બેહેડાં અને આમ્બળાં, એ ત્રણે ઔષધો એકઠાં કરી, કાટોડાના ચૂર્ણથી બમણાં લઇ, તેમનો કાઢો કરી, તે કાઢાને એક માટલામાં રેડી–ભરી, પછી ઉપલા કાટોડાના ચૂર્ણને, માટલામાં ભરેલા કાઢામાં નાંખીને ડોહોવું–હલાવવું. પછી માટલાંના મોઢાપર છાપણુ–મોટું કોડિયું મૂકી, તે માટલાંના મોઢાંની કોર તથા છાપણની કોરપર લુગડું લપેટી, તેનાપર સૂતર વીંટી, પછી તે લુગડાંની અને સૂતરની ઉપર ભીની માટીનો લેપ કરવો. પછી ગજપુટ અગ્નિ દેવાથી, ઉત્તમ મણ્ડૂર–લોઢાના કાટોડાની ભસ્મ થાય છે.

किट्टं कषायं शिशिरं पांडुश्वयथुशोफजित् ॥
हलीमकं कामलां च हरते कुंभकामलाम् ॥

**મણ્ડૂર-લોઢાના કાટોડાની ભસ્મના ગુણ**[1]

આ કિટ્ટ–મંડૂર ભસ્મ, તૂરી અને ટાઢી છે. પાંડુરોગનો સોજો, શોફ, હલીમક રોગ, કામલા રોગ અને કુંભકામલા રોગ મટાડે છે.

[2]षंढत्वकुष्ठामयमृत्युकारी हृद्रोगशूलौ कुरुतेऽश्मरीं च ॥
नानारुजानां च तथा प्रकोपं कुर्याच्च हृल्लासमशुद्धकिट्टम् ॥

**મણ્ડૂર-લોઢાના કાટોડાની અપકવ ભસ્મના અવગુણ**[1]

મણ્ડૂરની–કિટ્ટની અપકવ ભસ્મ પંઢપણું, કુષ્ઠ, મૃત્યુ, હૃદ્રોગ, શૂલ, અશ્મરી, નાના પ્રકારના રોગો અને હલ્લાસ રોગ, એ સર્વ રોગને ઉત્પન્ન કરે છે.

**ક્ષાર કાઢવાની વિધિ**

क्षारवृक्षस्य काष्ठानि शुष्काण्यग्नौ प्रदीपयेत् ॥ ९९ ॥
नीत्वा तद्भस्म मृत्पात्रे क्षिप्त्वा नीरे चतुर्गुणे ॥ विमर्द्य धारयेद्रात्रौ प्रातरच्छं जलं नयेत् ॥ १००॥
तन्नीरं क्काथयेद्वह्नौ यावत्सर्वं विशुष्यति ॥ ततः पात्रात्समुल्लिख्य क्षारो ग्राह्यः सितप्रभः ॥ १०१ ॥

---

૧ બીજા ગ્રન્થનો પાઠ છે.

૨ ભાવપ્રકાશમાં લોહભસ્મ પ્રમાણે લોઢાના કાટોડાના ગુણો જાણવા, એવો પાઠ હોવાથી લોઢાની અપકવ ભસ્મના અવગુણ પ્રમાણે લોઢાના કાટોડાની અપકવ ભસ્મના અવગુણ લખ્યા છે.

જે વૃક્ષનો ક્ષાર કાઢવાનો હોય, તે વૃક્ષનાં લાકડાં આણી, તેને બાળી, તેની રાખ કરી, તે રાખ માટીના હાંડલામાં ભરી, તે રાખથી ચોગણું પાણી લઈ, તે રાખની અન્દર નાંખી, પછી તે રાખને પાણીની અન્દર સારી પેઠે ડોહી, આખી રાત તેમની તેમ રાખી મૂકવી. પછી બીજે દિવસે સવારના પહોરમાં રાખ નીચે બેસી જઇને જે પાણી આછરી રહ્યું હોય, તે આછરી રહેલાં પાણીને લોઢાની કડાઇમાં નાંખી, ચૂલાપર મૂકી, તેની નીચે તાપ કરવાથી, કડાઇમાંનું પાણી બળી જઇ, કડાઇના તળિયામાં ધોળા ચૂર્ણના ભૂકા સરખો ધોળો ભૂકો ચોટી જાય છે, તે ભૂકાને તવિથાથી કાઢી લેવો. એ ધોળા ભૂકાનું નામ ક્ષાર જાણવું.

**ધોળા** ક્ષારનું નામ

चूर्णाभः प्रतिसार्यः स्यात् ધોળા ચૂર્ણના ભૂકા સરખો જે ક્ષાર હોય, તે ક્ષારને પ્રતિસાર્ય[1] કહે છે.

**પ્રવાહી** ક્ષારનું નામ

पेयः स्यात्क्वाथवत्स्थितः ॥

કાઢાના પાણીના સરખો જે ક્ષાર હોય, તે ક્ષારને "પેય" કહે છે

**બન્ને** ક્ષારો વાપરવાનો ખુલાસો

इति क्षारद्वयं धीमान् युक्तकार्येषु योजयेत्

એ રીતે બુદ્ધિમાન્ વૈદ્યે, બન્ને પ્રકારના ક્ષારોનો યોગ્ય કાર્યમાં ઉપયોગ કરવો. જે પ્રતિસાર્ય નામનો ક્ષાર કહ્યો તે ક્ષાર શ્વાસાદિક ઉપર વાપરવામાં આવેછે.

એ રીતે દામોદરના પુત્ર શાર્ઙ્ગધરે રચેલી શાર્ઙ્ગધર સંહિતાને વિષે મધ્યમ ખણ્ડના ચિકિત્સા સ્થાનમાંનાં ધાતુશોધનમારણ ઔષધો નામે અગ્યારમા અધ્યાયની ગુર્જર ટીકા સમ્પૂર્ણ

---

# અધ્યાય ૧૨ મો–રસાદિ ઔષધો

**પારા**ના સામાન્ય ગુણ

पारदः सर्वरोगाणां जेता पुष्टिकरः स्मृतः ॥
सुज्ञेन साधितः कुर्यात्संसिद्धिं देहलोहयोः ॥ १ ॥

પારો, એ સર્વ રોગનો નાશ કરનારો તથા શરીરને પુષ્ટ કરનારો છે. તે પારો વિદ્વાન્ વૈદ્યે સાધ્યો હોય તો દેહની તથા લોહાદિ ધાતુઓની સારી રીતે સિદ્ધિ કરે છે.

**પારા**નાં નામો

रसेन्द्रः पारदः सूतो हरजः सूतको रसः ॥
मुकुन्दश्चेति नामानि ज्ञेयानि रसकर्मसु ॥ २ ॥

રસેન્દ્ર, પારદ, સૂત, હરજ, સૂતક, રસ અને મુકુન્દ, એ સાતે નામો પારાનાં છે અને તે હરકોઈ પણ રસપ્રયોગમાં આવે છે.

**તામ્રા**દિ ધાતુઓને આપેલાં, **સૂર્યા**દિ નવ ગ્રહોનાં નામો

ताम्रताररनागाश्च हेमवंगौ च तीक्ष्णकम् ॥
कांस्यकं कांतलोहं च धातवो नव ये स्मृताः ॥ ३ ॥
सूर्यादीनां ग्रहाणां ते कथिता नामभिः क्रमात् ॥

તામ્બું, રૂપું, પીતળ, સીસું, સોનું, કલિ, પોલાદ–લોહ, કાંસું અને કાંતલોહ, એ નવે ધાતુઓને સૂર્યાદિ નવ ગ્રહના નામ પ્રમાણે કહેલ છે, તે નીચે પ્રમાણે કહું છું:–ત્રામ્બું તે

---

૧ આ પ્રતિસાર્યની ક્રિયા, ઉત્તરખણ્ડના દશમા અધ્યાયમાં આપેલ છે.

સૂર્ય, રૂપું તે ચન્દ્ર, પીતળ તે મંગળ, સીસું તે બુધ, સોનું તે ગુરુ, કલિ તે શુક્ર, પોલાદ–લોહ તે શનિ, કાંસુ તે રાહુ અને કાંતલોહ તે કેતુ. એ રીતે નવે ગ્રહોના નામો જાણવાં.

પારાનું શોધન　　राजीरसोनमूषायां रसं क्षिप्त्वा विबन्धयेत् ॥४॥
वस्त्रेण दोलिकायन्त्रे स्वेदयेत्कांजिकैस्त्र्यहम् ॥
दिनैकं मर्दयेत्सूतं कुमारीसंभवैर्द्रवैः ॥ ५ ॥ तथा चित्रकजैः क्काथैर्मर्दयेदेकवासरम् ॥
काकमाचीरसैस्तद्वद्दिनमेकं च मर्दयेत् ॥ ६ ॥ त्रिफलायास्तथा क्काथै रसो मर्द्यः प्रयत्नतः ॥
ततस्तेभ्यः पृथक्कुर्यात्सूतं प्रक्षाल्य कांजिकैः ॥७॥ ततः क्षिप्त्वा रसं खल्वे रसादर्धं च सैन्धवम् ॥
मर्दयेन्निम्बुकरसैर्दिनमेकमनारतम् ॥ ८ ॥ ततो राजीरसोनश्च मुख्यश्च नवसादरः ॥
एतैरससमैस्तद्वत्सूतो मर्द्यस्तुषांबुना ॥ ९ ॥ ततः संशोष्य चक्राभं कृत्वा लिप्त्वा च हिंगुना ॥
द्विस्थालीसंपुटे धृत्वा पूरयेल्लवणेन च ॥ १०॥ अथ स्थालीं ततो मुद्रां दद्याद् दृढतरां बुधः॥
विशोष्याग्निं विधायाधो निषिंचेदम्बुनोपरि ॥११॥ ततस्तु कुर्यात्तीव्राग्निं तदधः प्रहरत्रयम् ॥
एवं निपातयेदूर्ध्वे रसो दोषविवर्जितः ॥ १२ ॥ अथोर्ध्वपिठरीमध्ये लग्नो ग्राह्यो रसोत्तमः ॥

એક ભાગ રાઇ અને એક ભાગ લસણ લઈ, એ બન્નેને મિશ્ર કરી, તેમને વાટી, તેમની મૂષ કરી, તેમાં પારો ભરી, મૂષનું મોઢું મેળવી દઇ, તે મૂષની ત્રેવડા લૂગડામાં પોટલી બાન્ધી, તે પોટલીને દોલાયંત્રની અન્દર ત્રણ દિવસ સુધી કાંજીમાં ચાલુ અગ્નિ આપી, ઉકાળવી–બાફવી. પછી તે મૂષમાંથી પારાને કાઢી, ખરલમાં નાંખી, કુંવારના રસમાં એક દિવસ ખરલ કરવો. તે પછી પાછો ચિત્રાના કાઢામાં એક દિવસ ખરલ કરવો. તે પછી પીલુડીના રસમાં એક દિવસ ખરલ કરવો. તે પછી હરડાં, બેહેડાં અને આમ્બળાં(ત્રિફલા)ના કાઢામાં એક દિવસ પ્રયત્નથી ખરલ કરવો. ત્યારબાદ તે પારાને કાંજીની અન્દર સારી રીતે ધોઇ, તે પારાની અન્દરનાં ઔષધો કાઢી નાંખવાં. તે પછી એક ભાગ પારો તથા અર્ધો ભાગ સિન્ધાલુણ લઇ, તે બન્નેને ખરલમાં નાંખી, લિમ્બુના રસની અન્દર એક દિવસ પર્યંત વિસામો ખાધા વગર ચાલુ ઘુણટવાં. તે પછી રાઇ, લસણ અને નવસાર, એ ત્રણે ઔષધો એક એક ભાગ લઇ, પારાની સાથે મિશ્ર કરી, ખરલમાં નાંખી, પછી તે સર્વે ઔષધોની, તુષામ્બુની અન્દર ખરલ કરવી, અને સૂકાઈ ગયા બાદ, તેમની ગોળ થેપલી કરી, તે થેપલીની ચારે કોર ફરતો હિંગનો લેપ કરી, પછી તે થેપલીને હાંડલામાં મૂકી, તેની પર મીઠું ભરી, તે હાંડલાંની પર બીજું હાંડલું ઉન્ધું વાળવું. તે વખતે ઉપલાં હાંડલાંના કાંઠા, તળેના હાંડલાંની ડોકમાં બેશી, તેનાપર લૂગડું લપેટી, તેના પર સૂતર વીંટી પછી તેના પર ભીની માટીનો લેપ કરવો, અને માટી સૂકાઈ ગયા બાદ, તે માટલાંને ચૂલાપર મૂકી, તેની નીચે અગ્નિ કરવો. તે વખતે એ ધ્યાન રાખવું કે, ઉપરનું માટલું તપી, ફાટી જઇ તેમાંથી પારો નીકળી જાય નહિ, એટલા માટે, તે માટલાપર પાણી રેડ્યા કરવું અથવા માટલા પર પાણીથી ટપકતું લૂગડું રાખી મૂકવું અર્થાત્ લૂગડાંમાંથી પાણી ટપકતું બન્ધ ન થાય, તેવી રીતે લૂગડું મૂકી, પછી ત્રણ પહોર સુધી ખૂબ આકરો અગ્નિ આપવો અને માટલું ટાઢું થાય ત્યારે

મોઢાપરનું કપડછન્દ હલકે હાથે ઉખેડી, પછી ઉપરનાં માટલાંને હળવેથી કાઢી લઇ, તેમાં જે પારો ચોટી ગયો હોય, તે કાઢી લેવો. આ પ્રમાણે ઊર્ધ્વપાતન કરી કાઢેલો પારો દોષ રહિત, ઉત્તમ અને સમ્પૂર્ણ કાર્ય કરનારો જાણવો.

ગંધકનું શોધન

लोहपात्रे विनिक्षिप्य घृतमग्नौ प्रतापयेत् ॥ १३ ॥
तप्ते घृते तत्समानं क्षिपेद्गन्धकजं रजः ॥
विद्रुतं गन्धकं ज्ञात्वा दुग्धमध्ये विनिक्षिपेत् ॥१४॥ एवं गंधकशुद्धिः स्यात्सर्वकार्येषु योजयेत् ॥

લોઢાની કડાઇમાં ઘી નાંખી, પછી તે ઘીને ચૂલાપર ઉંનું કરવું. ઘી ઊંનું થાયકે તરત ઘીના વજનના જેટલો આમલસારા ગન્ધકનો ભૂકો તેમાં નાંખવો. જેવો ગન્ધક ઓગળીને ઘીની સાથે ભળી જાય કે તરત, એક વાસણમાં દૂધ ભરી, તેના મોંપર ઝળવાળિયાં લૂગડાંનો કટકો બાંધી ગન્ધક રેડવાથી, ગન્ધક સ્રવી, દૂધમાં પડીને જે કણિયુ કણિયુ થઇ જાય, તેને કાઢી લેવો. આ પ્રમાણે ગન્ધકને શોધી, પછી તે ગન્ધક બધાં કામમાં વાપરવો.

શોધેલા ગંધકના ગુણ[1]

गंधकः कटुकस्तिक्तो वीर्योष्णस्तुवरः सरः ॥
पित्तलः कटुकः पाके कंडूविसर्पजन्तुजित् ॥
हंति कुष्टक्षयप्लीहकफवातान् रसायनः ॥

શોધેલો ગન્ધક, તીખો, કડવો, ઉષ્ણ વીર્ય, તુરો, ઝાડો સાફ લાવનારો, પિત્ત કરનારો, પાકમાં તીખો અને રસાયન છે. તે કણ્ડૂ, વિસર્પ, કૃમિ, કુષ્ઠ, ક્ષય, પ્લીહ, કફ અને વાત, એ સર્વ રોગોને મટાડે છે.

અશુદ્ધ ગંધકના અવગુણ[1]

अशुद्धो गंधकः कुर्यात्कुष्ठं पित्तरुजं भ्रमम् ॥
हंति वीर्यं बलं रूपं तस्माच्छुद्धः प्रयुज्यते ॥

અશુદ્ધ ગન્ધક, કુષ્ઠ, પિત્ત રોગ અને ભ્રમને ઉત્પન્ન કરે છે તથા વીર્ય, બલ અને રૂપ, એ સર્વનો નાશ કરે છે, એટલા માટે શોધેલો ગન્ધક વાપરવો.

હિંગળાનું શોધન

मेषीक्षीरेण दरदमम्लवर्गैश्च भावितम् ॥ १५ ॥
सप्तवारं प्रयत्नेन शुद्धिमायाति निश्चितम् ॥

હિંગળાને ગાડરના દૂધની સાત ભાવના અને લિમ્બુના રસની સાત ભાવના પ્રયત્નવડે આપવાથી, નક્કી હિંગળાની શુદ્ધિ થાય છે.

શોધેલા હિંગળાના ગુણ[1]

तिक्तं कषायं कटु हिंगुलं स्यान्नेत्रामयघ्नं कफपित्तहारि ॥
हृल्लासकंडूज्वरकामलाश्च प्लीहामवातौ च गरं निहन्ति ॥

શોધેલો હિંગળો, તુરો અને તીખો છે. વળી તે, નેત્રરોગ, કફ રોગ, પિત્ત રોગ, હલ્લાસ રોગ, કણ્ડૂ, જ્વર, કામલા, પ્લીહ અને આમવાત રોગ મટાડે છે તથા ગરને–ઝેરને પણ ઉતારે છે.

હિંગળામાંથી પારો કાઢવાની વિધિ

निम्बूरसैर्निम्बपत्ररसैर्वा याममात्रकम् ॥ १६ ॥
पिष्ट्वा दरदमूर्ध्वं च पातयेत्सूतयुक्तिवत् ॥
ततः शुद्धरसं तस्मान्नीत्वा कार्येषु योजयेत् ॥ १७ ॥

---

૧ બીજા ગ્રન્થનો પાઠ છે.

હિંગળાને ખરલની અન્દર નાંખીને પછી તેને લિમ્બુના રસમાં અથવા લિમ્બડાના પાન્દડાંના રસમાં એક પહોર સૂધી ઘુણ્ટીને પછી તે હિંગળાને, નીચે રાખવાંના હાડલાંના તળિયામાં પાતળો પાતળો ચોમેર ચોપડી, તે હાંડલાની પર બીજું હાંડલું ઉંધું વાળવું, તે વખતે ઉપલા હાંડલાના કાંઠા, તળેના હાંડલાની ડોકમાં ખોશી, તે બન્ને કાંઠાઓની સાંધપર લૂગડું લપેટી, તેનાપર સૂતર વીંટી, પછી તેનાપર ભીંની માટીનો લેપ કરવો અને માટી સૂકાઈ ગયા બાદ તે માટલાંને ચૂલાપર મૂકી, તેની નીચે અગ્નિ કરવો. તે વખતે એટલું ધ્યાન રાખવું કે, ઉપરનું માટલું, તપી, ફાટી જઈ, તેમાંથી પારો નીકળી જાય નહિ, એટલા માટે તે માટલાપર પાણી રેડ્યા કરવું વા માટલાપર પાણીથી ટપકતું લૂગડું રાખી મૂકવું અને જેવું પાણી ટપકતું બન્ધ થાય કે તરત તે લૂગડાંપર પાછું પાડી રેડી, તે લૂગડાંને ટપકતું રાખીને ત્રણ પહોર સૂધી ખૂબ આકરો અગ્નિ આપવો અને માટલું ટાઢું થાય ત્યારે મોઢાપરનું કપડછન્દ ધીમે ધીમે કાઢી, ઉપરનાં માટલાંને હળવેથી કાઢી લઈને, પછી ઉપરના માટલામાં જે પારો ચોટી ગયો હોય, તે પારાને છરીવતી અથવા હાથેથી કાઢી લેવો. તે પારો શુદ્ધ હોય છે, તેથી તે પારાને સર્વ કામની અન્દર વાપરવો.

**નવ** પ્રકારના વિષો  कालकूटो वत्सनाभः शृंगकश्च प्रदीपकः ॥
हालाहलो ब्रह्मपुत्रो हारिद्रः सक्तुकस्तथा ॥ १८ ॥ सौराष्ट्रिक इति प्रोक्ता विषभेदा अमी नव ॥

૧ કાલકૂટ વિષ, ૨ વછનાગ વિષ, ૩ શૃંગક વિષ, ૪ પ્રદીપક વિષ, ૫ હાલાહલ વિષ, ૬ બ્રહ્મપુત્ર વિષ, ૭ હારિદ્ર વિષ, ૮ સક્તુક વિષ અને ૯ સૌરાષ્ટ્રિક વિષ, એ નવે મહા વિષો જાણવાં.

કાલકૂટ વિષવર્ણન[1]  देवासुररणे देवैर्हतस्य पृथुमालिनः ॥
दैत्यस्य रुधिराज्जातस्तरुरश्वत्थसंनिभः ॥
निर्यासः कालकूटोऽस्य मुनिभिः परिकीर्तितः ॥ सोऽहिक्षेत्रे शृंगवेरे कोकणे मलये भवेत् ॥

દેવ તથા દૈત્યોના યુદ્ધ વખતે દેવોએ મારેલા જે પૃથુમાલી દૈત્ય, તેના લોહીમાંથી પીપળાના વૃક્ષના સરખું એક ઝાડ ઉત્પન્ન થયું, તે ઝાડમાંથી રસ વહી જઈને ગુંદના સરખો જે પોચો ગાંગડો બાધે, તે ગાંગડાનું નામ "કાલકૂટ વિષ" જાણવું. આ કાલકૂટ વિષનું ઝાડ, અહિક્ષેત્ર, શૃંગવેર, કોકણ અને મલય દેશમાં થાય છે.

વછનાગવિષવર્ણન[1]  सिन्दुवारसदृक्पत्रो वत्सनाभ्याकृतिस्तथा ॥
यत्पार्श्वे न तरोर्वृद्धिर्वत्सनाभः स भाषितः ॥

વાછડાની નાભિના સરખા આકારવાળું, નગડના સરખાં પાંદડાંવાળું તથા જેની આસપાસ કોઇ વૃક્ષ ઉગતું નથી, તેનું નામ "વત્સનાભ–વછનાગ વિષ" જાણવું.

શૃંગકવિષવર્ણન[1]  यस्मिन् गोशृंगके बद्धे दुग्धं भवति लोहितम् ॥
स शृंगक इति प्रोक्तो द्रव्यतत्त्वविशारदैः ॥

ગાયનાં શિંગડાંને બાંધવા માત્રમાં જ ગાયનાં દૂધને લોહીના સરખું કરનારું જે વિષ, તે વિષનું નામ "શૃંગક વિષ" જાણવું, એમ પદાર્થ તત્ત્વજ્ઞાન જાણનારાઓએ કહ્યું છે.

૧ બીજા ગ્રન્થનો પાઠ છે.

અથવા જે વિષ ગાયના શિંગડાંઓની મધ્યમાં કપાલપર બાંધવા માત્રથી જ નાકમાંથી* લોહી પડવા માંડે, તેનું નામ "શૃંગક વિષ" જાણવું.

**પ્રદીપકવિષવર્ણન**[1]

वर्णतो लोहितो यः स्यात् दीप्तिमान्दहनप्रभः ॥
महादाहकरः पूर्वैः कथितः स प्रदीपनः ॥

ઝળઝળાટ બળતા એવા અગ્નિના અંગારા સરખાં, સારી રીતે પ્રકાશવાળાં, રાતા રંગનાં અને ઘણો દાહ કરનારાં વિષને પૂર્વના વિદ્વાનોએ "પ્રદીપક–પ્રદીપન વિષ" નામ આપ્યું છે.

**હાલાહલવિષવર્ણન**[1]

गोस्तनाभफलो गुच्छस्तालपत्रच्छदस्तथा ॥
तेजसा यस्य दह्यन्ते समीपस्था द्रुमादयः ॥
असौ हालाहलो ज्ञेयः किष्किंधायां हिमालये ॥ दक्षिणाब्धितटे देशे कोंकणेऽपि च जायते ॥

તાડનાં પાંદડાંના સરખાં પાંદડાંવાળું, ગાયના આંચળના સરખાં ફલોવાળું–કન્દવાળું અને આજુબાજુનાં વૃક્ષોને પોતાના તેજથી બાળી નાખનારું જે વિષ, તેનું નામ "હાલાહલ વિષ" જાણવું. આ હાલાહલ વિષ, કિષ્કિન્ધા, હિમાલય, કોકણ અને દક્ષિણ સમુદ્રના કિનારાના દેશમાં ઘણું કરી થાય છે.

**બ્રહ્મપુત્રવિષવર્ણન**[1]

वर्णतः कपिलो यः स्यात् तथा भवति सारतः ॥
ब्रह्मपुत्रः स विज्ञेयो जायते मलयाचले ॥

ઝાડમાંથી સ્રવવા ટાણે જે વિષ કપિલ રંગનું થઈ જાય, તેનું નામ "બ્રહ્મપુત્ર વિષ" જાણવું. આ બ્રહ્મપુત્ર વિષ, મલયાચલની આસપાસ ઘણું કરી થાય છે.

**હારિદ્રવિષવર્ણન**[1]

हरिद्रातुल्यमूलो यो हारिद्रः स उदाहृतः ॥

હળદરના ગાંઠિયા સરખી ગાંઠવાળું જે વિષ, તેનું નામ "હારિદ્ર વિષ" જાણવું.

**સક્તુકવિષવર્ણન**[1]

यत् ग्रन्थिः सक्तुकेनेव पूर्णमध्यः स सक्तुकः ॥

જવના સરખા આકારનું અને અન્દરથી ધોળું એવું જે વિષ તેનું નામ "સકતુક વિષ" જાણવું.

**સૌરાષ્ટ્રિકવિષવર્ણન**[1]

सुराष्ट्रविषये यः स्यात्स सौराष्ट्रिक उच्यते ॥

સૌરાષ્ટ્ર દેશમાં થનારું જે વિષ, તેનું નામ "સૌરાષ્ટ્રિક વિષ" જાણવું.

**સાત પ્રકારનાં ઉપવિષો**

अर्कसेहुंडधत्तूरलांगलीकरवीरकम् ॥ १९ ॥
गुंजाहिफेनाइत्येताः सप्तोपविषजातयः ॥

આકડો, થોર, ધન્તૂરો, દૂધિયો વછનાગ, કણેર, ચણોઠી અને અફીણ, એ સાતે ઉપવિષની જાતિમાં ગણાય છે.

**નવે વિષોનું શોધન**[1]

विषभागांश्च कणवत्स्थूलान्कृत्वा तु भाजने ॥
तत्र गोमूत्रकं क्षिप्त्वा प्रत्यहं नित्यनूतनम् ॥
शोषयेत्त्रिदिनादूर्ध्वं कृत्वा तीव्रातपे ततः ॥ प्रयोगेषु प्रयुंजीत भागमानेन तद्विषम् ॥

---

* गोशृंगभित्तिनिक्षिप्तो नासायासृक्प्रवर्तते ॥

1 બીજા ગ્રન્થનો પાઠ છે.

વિષ આણી, તેના ઝીણા કટકા કરી, વાસણમાં ભરી, પછી તે કટકા ડૂબી જાય, ત્યાં સુધી તેનાં અન્દર ગૌમૂત્ર રેડી, તેને આકરા તડકામાં મૂકવું. બીજે દિવસે, વિષની અંદર રેડેલું ગૌમૂત્ર કાઢી નાંખી, બીજું તાજું ગૌમૂત્ર રેડી, તેને પાછું આકરા તડકામાં મૂકવું. એ પ્રમાણે બીજે દિવસે, વિષની અંદર રેડેલાં ગૌમૂત્રની પેઠે તાજું ગૌમૂત્ર રેડી, આકરા તડકામાં બધા મળીને ચાર દિવસ સુધી, નિત્ય રાખી, પછી ગૌમૂત્રને કાઢી નાંખી, તે વિષના કટકાને તડકામાં સૂકવી, તેનો ઝીણો ભૂકો કરી, તે ભૂકાને લૂગડાંથી ચાળી લેવો. એ પ્રમાણે તૈયાર કરેલો વિષનો ભૂકો વજન પ્રમાણે પ્રયોગની અંદર વાપરવો.

**નવે વિષોના ગુણ**[1]

विषं प्राणहरं प्रोक्तं व्यवायि च विकासि च ॥
आग्नेयं वातकफहृत् योगवाहि मदावहम् ॥
तदेव युक्तियुक्तं तु प्राणदायि रसायनम् ॥ पथ्याशिनां त्रिदोषघ्नं बृंहणं वीर्यवर्द्धनम् ॥

વિષ, પ્રાણહર, વ્યવાયિ, વિકાસિ, આગ્નેય, વાતકફ મટાડનાર, યોગવાહિ અને માદક છે. તે જ યુક્તિયુક્ત સેવન કરવાથી, પ્રાણ બળ દેનારું, રસાયન, પથ્ય ખાનારાના ત્રિદોષને મટાડનારું, બૃંહણ અને વીર્યને વધારનારું છે.

**વછનાગ શોધવાની પહેલી વિધિ**[1]

विषं तु खंडशः कृत्वा वस्त्रखंडेन बंधयेत् ॥
गोमूत्रमध्ये निक्षिप्य स्थापयेदातपे त्र्यहम् ॥
गोमूत्रं च प्रदातव्यं नूतनं प्रत्यहं बुधैः ॥
त्र्यहेऽतीते तमुद्धृत्य शोषयेन्मृदु पेषयेत् ॥ शुद्धत्येवं विषं सर्वयोग्यं भवति चार्तिजित् ॥

વછનાગ આણી, તેના કટકા કરી, પછી તે કટકાની, લૂગડાંની અંદર પોટલી બાંધવી. પછી માટીના વાસણમાં ગૌમૂત્ર ભરી, ઉપલી પોટલીને, તેની અંદર ડૂબતી રાખી, તે વાસણ તડકામાં મૂકવું. બીજે દિવસે વાસણની અંદરનું વાસી ગૌમૂત્ર કાઢી નાંખી, બીજું તાજું ગૌમૂત્ર રેડી, તેને પાછું તડકામાં મૂકવું. તેમ ત્રીજે દિવસે પણ વાસણની અંદરનું વાસી ગૌમૂત્ર કાઢી નાંખી, બીજું તાજું ગૌમૂત્ર રેડી, તેને પાછું તડકામાં મૂકવું. પછી ચોથે દિવસે ગૌમૂત્રની અંદરની પોટલી બહાર કાઢી તે પોટલીની અંદરના વછનાગના કટકા તડકાની અંદર સૂકવી, પછી તેનું ચૂર્ણ કરી, તેને લૂગડાંથી ચાળી લેવું. એ પ્રમાણે કરવાથી એ વછનાગ સારી રીતે શુદ્ધ થઇ, રોગ મટાડવામાં સર્વ પ્રકારે યોગ્ય થાય છે.

**વછનાગ શોધવાની બીજી વિધિ**[1]

खंडीकृत्य विषं वस्त्रपरिबद्धं तु दोलया ॥
अजापयसि संस्विन्नं यामतः शुद्धिमाप्नुयात् ॥
अजादुग्धाभावतस्तु गव्यक्षीरेण शोधयेत् ॥

વછનાગના કટકા કરી, પછી તે કટકાની, ત્રેવડા લૂગડામાં પોટલી બાંધવી. પછી તે પોટલીને દોલાયંત્રની અંદર બકરીના દૂધમાં એક પહોર અગ્નિ આપી, તેમાંના વછનાગને બાફવાથી, તે શુદ્ધ થાય છે. કદી બકરીનું દૂધ ન મળે તો પછી ગાયના દૂધમાં શોધવો.

---

૧ બીજા ગ્રન્થનો પાઠ છે.

**શોધેલા વછનાગના ગુણ**[1]

**वत्सनाभोऽतिमधुरः सोष्णो वातकफापहः ॥**
**कंठरुक्संनिपातघ्नः पित्तसंशोधनोऽपि च ॥**

શોધેલો વછનાગ, અતિ મીઠો અને ઉષ્ણ છે. વળી તે વાત કફ રોગોનો નાશ કરે છે, કણ્ઠરોગ અને સન્નિપાત રોગ મટાડે છે અને પિત્તનું સારી રીતે શોધન કરે છે.

**આંકડા નામે ઉપ-વિષનું શોધન**[1]

**पंचगव्येषु शुद्धं तु देयमर्कद्वयं तथा ॥**

ગાયનું મૂતર, ગાયનું છાણ, ગાયનું દૂધ, ગાયનું દહીં અને ગાયનું ઘી, એ પાંચે સરખે ભાગે લઈ, મિશ્ર કરી, તેમાં, આંકડાને એક દિવસ રાખી મુકવાથી, તે શુદ્ધ થાય છે. એ રીતે શુદ્ધ કરેલા બન્ને આકડાઓ, સર્વ કામમાં વાપરવા.

**આંકડા નામે-ઉપવિ-ષના ગુણ**[1]

**अर्कद्वयं सरं वातकुष्टकण्डूविषापहम् ॥**
**विहन्ति प्लीहगुल्मार्शोयकृच्श्लेष्मोदरकृमीन् ॥**

શુદ્ધ કરેલા બન્ને આંકડાઓ, સર–સારક છે. વળી તે વાત, કુષ્ઠ, કણ્ડૂ વિષ, પ્લિહા ગુલ્મ, અર્શ યકૃત, શ્લેષ્મોદર અને કૃમિ, એ સર્વ રોગનો નાશ કરે છે.

**થોર નામે ઉપવિષ-ના દૂધનું શોધન**[1]

**पंचगव्येषु कर्तव्यं स्नुक्क्षीरस्य तु शोधनम् ॥**

ગાયનું મૂતર, ગાયનું છાણ, ગાયનું દૂધ, ગાયનું દહીં અને ગાયનું ઘી, એ પાંચે સરખે ભાગે લઈ, મિશ્ર કરી લૂગડાંથી ગાળી લેવાં. ત્યારબાદ તે પંચગવ્યના પ્રમાણમાં થોરનું દૂધ અન્દર નાંખી એક દિવસ રાખવાથી, તે થોરનું દૂધ પંચગવ્ય સાથે મિશ્ર થઈ જશે. એ રીતે પંચગવ્ય સાથે મિશ્ર થયેલું થોરનું દૂધ સર્વ કાર્યમાં વાપરવા લાયક થાય છે. (હવે પંચગવ્યને મિશ્ર કરી લૂગડાંથી ગાળી જોખવું. જો પચગવ્ય પાંચ તોલા હોય અને તેમાં થોરનું દૂધ પડવાથી તે છ તોલા થાય તો એક તોલો થોરનું દૂધ શુદ્ધ થયેલું જાણવું. હવે જે ઔષધમાં એક તોલો થોરનું દૂધ નાંખવું હોય ત્યાં પંચગવ્ય સાથે છ તોલા થોરનું દૂધ નાંખવું, તેથી થોરનાં દૂધની અન્દરનું જે વિષ, તે પંચ-ગવ્યને લીધે નુકસાન કરતું નથી.)

**શોધેલા થોરના દૂધના ગુણ**[1]

**स्नुहीक्षीरं विषाध्मानं गुल्मोदरहरं परम् ॥**

થોરનું દૂધ, વિષ, આધ્માન અને ગુલ્મોદરનો સારી રીતે નાશ કરે છે.

**ધંતુરા નામે ઉપવિષનું શોધન**[1]

**धत्तूरबीजं गोमूत्रे चतुर्यामोषितं पुनः ॥**
**कंडितं निस्तुषं कृत्वा योगेषु विनियोजयेत् ॥**

ધન્તૂરાનાં બીજ, ચાર પહોર સુધી ગાયના મૂતરમાં પલાળી–ભીંજવી, તેને કાઢી લેવાં અને જરાતરાસ્કાય કે ખાણ્ડી, પછી તેને સૂપડાંવતી ઝાટકી ઉપરનાં ફોતરાં કાઢી નાંખવાં અને અન્દરનાં જે બી રહે તે બી, સર્વ પ્રયોગની અન્દર વાપરવાં.

**શોધેલા ધન્તુરા નામે ઉપવિષના ગુણ**

**धत्तूरः कटुरुष्णश्च कांतिकारी व्रणार्तिनुत् ॥**
**कुष्ठानि हंति लेपेन प्रभावेण ज्वरं जयेत् ॥**
**त्वग्दोषकृच्छ्रकंडूतिज्वरहारी भ्रमावहः ॥**

---

૧ બીજા ગ્રન્થનો પાઠ છે.

શુદ્ધ કરેલો ધન્તૂરો, તીખો, ઉષ્ણ, કાંતિ વધારનાર, વ્રણની પીડાનો નાશ કરનાર, લેપ કરવાથી કુષ્ઠોનો નાશ કરનાર તથા પ્રભાવ વડે કરીને જ્વરનો નાશ કરનાર છે. વળી તે ચામડીના દોષ, મૂત્રકૃચ્છ્ર રોગ, કણ્ડૂ, જ્વર અને ભ્રમ એ રોગો મટાડે છે.

**દૂધિયા વછનાગ નામે ઉપવિષનું શોધન**[1]

लांगली शुद्धिमायाति दिनं गोमूत्रसंस्थिता ॥

દૂધિયા વછનાગના કટકાઓને એક દિવસ ગાયના મૂત્રમાં રાખવાથી, તે શુદ્ધ થાય છે.

**શોધેલા દૂધિયા વછનાગ નામે ઉપવિષના ગુણ**

कलिकारी सरा कुष्ठाशोफार्शोव्रणशूलनुत् ॥
तीक्ष्णोष्णकृमिहल्लघ्वी पित्तला गर्भपातिनी ॥

શુદ્ધ કરેલો દૂધિયો વછનાગ, સારક, તીક્ષ્ણ, ઉષ્ણ, લઘુ અને પિત્તકર છે. વળી તે કુષ્ઠ, શોફ, અર્શ વ્રણ, શૂલ અને કૃમિ રોગ મટાડે છે તથા ગર્ભનો પાત કરે છે.

**કણેર નામે ઉપવિષનું શોધન**[1]

हयारिर्विषवच्छोध्यो गोदुग्धे दोलकेन तु ॥

કણેર લઈને, તેની ત્રેવડા લૂગડામાં પોટલી બાંધવી. પછી તે પોટલીને દોલાયંત્રની* અન્દર બકરીના દૂધમાં* એક પહોર સુધી બાફવાથી, પોટલીની અન્દરનું કણેર શુદ્ધ થાય છે.

**શોધેલી કણેર નામે ઉપવિષના ગુણ**[1]

करवीरद्वयं नेत्ररोगकुष्ठव्रणापहम् ॥
लघ्वुष्णं कृमिकंडूघ्नं भक्षितं विषवन्मतम् ॥

શુદ્ધ કરેલ બન્ને કણેર, લઘુ અને ઉષ્ણ છે. વળી તે, નેત્ર રોગ, કુષ્ઠરોગ, વ્રણ, કૃમિ અને કણ્ડૂ રોગનો નાશ કરનારી તથા ખાધી હોય તો ઝેરના સરખી છે.

**ચણોઠી નામે ઉપવિષનું શોધન**[1]

गुंजाकांजिकसंस्विन्ना प्रहराच्छुध्यति ध्रुवम् ॥

ચણોઠી લઇ, તેની ત્રેવડા લુગડામાં પોટલી બાંધવી. પછી તે પોટલીને દોલ યંત્રની* અન્દર કાંજીમાં એક પહોર સુધી બાફવાથી, પોટલીની અન્દરની ચણોઠી શુદ્ધ થાય છે.

**શોધેલી ચણોઠી નામે ઉપવિષના ગુણ**[1]

गुंजा लघुर्हिमा रूक्षा भेदिनी श्वासकासजित् ॥
कृष्णाकृष्णकुष्ठकंडूश्लेष्मपित्तव्रणापहा ॥

શુદ્ધ કરેલ ચણોઠી લઘુ, ટાઢી, રુક્ષ તથા ભેદન કરનારી છે. વળી તે, શ્વાસ, કાસ, કાળુ કુષ્ઠ, શ્વેત કુષ્ઠ કણ્ડૂ, શ્લેશ્મ પિત્ત, અને વ્રણ રોગનો નાશ કરે છે.

**અફીણ નામે ઉપવિષનું શોધન**[1]

अहिफेनं शृंगवेररसैर्भाव्यं त्रिसप्तधा ॥
शुद्धयुक्तेषु योगेषु योजयेत्तद्विधानतः ॥

અફીણને ખરલની અન્દર નાંખી, તેને આદાના રસમાં ભીંજવી, એક દિવસ ખરલ કરવું. પાછું બીજે દિવસે અફીણ આદાના રસમાં ભીંજવી, એક દિવસ

૧ બીજા ગ્રન્થનો પાઠ છે.

* खंडीकृत्य विषं वस्त्रपरिबद्धं तु दोलया ॥ अजापयसि संस्विन्नं यामतः शुद्धिमाप्नुयात् ॥

(આ દોલાયંત્રનુ વર્ણન પૃષ્ઠ ૧૯૮ મે છે.)

ખરલ કરવું. એ રીતે પહેલે તથા બીજે દિવસે અફિણની ખરલ કર્યા પ્રમાણે એકવીશ દિવસ સુધી ભીંજવીને ખરલ કરવાથી અફિણ શુદ્ધ થાય છે. એ રીતે શુદ્ધ કરેલું અફિણ વિધિપુરસ્સર પ્રયોગમાં વાપરવું.

**શો**ધેલા અફીણ નામે ઉપવિષના ગુણ[1]

अफूकं शोषणं ग्राहि श्लेष्मघ्नं वातपित्तलम् ॥
मदकृद्दाहकृच्छुक्रस्तंभनायासमेहकृत् ॥
अतिसारे ग्रहण्यां च हितं दीपनपाचनम् ॥ सेवितं दिवसैः कैश्चित् भ्रमयत्यन्यथाऽर्तिकृत् ॥

શુદ્ધ કરેલું અફીણ, શોષક-શોષણ કરનારું, ગ્રાહી, વાતકર, પિત્તકર અને મદકારી છે. વળી તે કફ, દાહ, શુક્રસ્તંભ, આયાસ અને મેહ (પ્રમેહ), એ સર્વ રોગને ઉત્પન્ન કરે છે તથા તે અતિસાર અને સંગ્રહણી રોગપર હિતકારક છે, દીપન પાચન કરે છે અને હમ્મેશાં ખાનારનું ચિત્ત ફરે છે અને જો હમ્મેશાં ખાનારને વખતસર ન મળે તો શરીરમાં પીડા પણ થાય છે.

**ને**પાળાનું શોધન[1]

जैपालं रहितं त्वगंकुररसज्ञाभिर्मले माहिषे ॥
निक्षिप्तं त्र्यहमुष्णतोयविमलं खल्वे सवासोर्दितम् ॥
लिप्तं नूतनखर्परेषु विगतस्नेहं रजःसन्निभम् ॥ निंबूकांबुविभावितं च बहुशः शुद्धं गुणाढ्यं भवेत् ॥

નેપાળાનાં બીની છાલ કાઢી નાંખી, અંદરનાં બીની, કપડાંની અંદર પોટલી બાંધી, તે પોટલીને ભેંસના છાણના ઢગલાની મધ્યમાં ત્રણ દિવસ સુધી રાખી મૂકવી. પછી ચોથે દિવસે તે પોટલી બહાર કાઢી, પોટલીની અંદરનાં બીને ઉનાં પાણીથી સ્વચ્છ ધોઇ નાંખી, પછી તે બીપર ઉગેલા કાંટા, તે બીપરની છાલ અને તે બીની અંદરની રસજ્ઞા—જીભલિયો—રેષાઓ કાઢી નાંખી, પછી એકલા ગર્ભને સ્વચ્છ કપડાંના ટુકડાની સાથે ખરલની અંદર નાંખી, ઘુણટવો. (કપડાના ટુકડાની સાથે ઘુણટવાનું કારણ એટલું જ છે કે, ગર્ભની અંદરનું તેલ કપડું પી જાય છે.) પછી તે ગર્ભને, ખરલમાંથી બહાર કાઢી, કોરા ઠીબડામાં ચોપડવો એટલે તે ગર્ભ, સ્નેહ-તેલ રહિત થઇને ધૂળના સરખો થઇ જાય છે. પછી એ ધૂળના સરખા નેપાળાના બીના ગર્ભને, લિમ્બુના રસની ઘણીક—સાતેક ભાવનાઓ આપવાથી, તે ગર્ભ, શુદ્ધ થઇને ગુણકારી થાય છે.

**શો**ધેલા નેપાળાના ગુણ[1]

जेपालः कटुरुष्णश्च क्रमिहारी विरेचनः ॥
दीपनः कफवातघ्नो जठरामयशोधनः ॥

શોધેલો નેપાળો, તીખો, ઉષ્ણ, કરમને મટાડનારો, ઝાડો લાવનારો, જઠરાગ્નિ, પ્રદીપ્ત કરનારો, કફવાતનો નાશ કરનારો અને ઉદર રોગને મટાડનારો છે.

**શો**ધેલા પારાને મુખ લાવવાની પહેલી વિધિ

एतैर्विमर्दितः सूतश्छिन्नपक्षः प्रजायते ॥ २० ॥
मुखं च जायते तस्य धातूंश्च ग्रसते क्षणात् ॥

પ્રથમ પારો લઇ ખરલમાં નાંખવો. ત્યારબાદ ઉપર જે નવ વિષો[2] અને સાત ઉપવિષો[3] ગણાવ્યાં, તેમાંથી પ્રથમ શુદ્ધ કરેલું એક વિષ લઇ, તેને ખરલની

---

1 બીજા ગ્રન્થનો પાઠ છે.

2–1 કાલકૂટ વિષ, 2 વછનાગ વિષ, 3 શૃંગક વિષ, 4 પ્રદીપક વિષ, 5 હાલાહલ વિષ, 6 બ્રહ્મપુત્ર વિષ, 7 હારિદ્ર વિષ, 8 સક્તુક વિષ અને 9 સૌરાષ્ટ્રિક વિષ, એ નવ વિષો.

3–1 આકડો, 2 થોર, 3 ધન્તુરો, 4 દૂધિયો વછનાગ, 5 કણેર, 6 ચણોઠી, અને 7 અફીણ એ સાત ઉપવિષો.

અંદરના પારાની સાથે મિશ્ર કરી, પછી તે બન્નેને સાત દિવસ સુધી ખરલ કરવાં. ત્યાર બાદ પારામાંથી વિષો કાઢી નાંખવા માટે પારાને કાંજીથી ધોઇ નાંખવો.ત્યારબાદ શુદ્ધ કરેલા બીજા વિષની સાથે સાત દિવસ સુધી પારાને ખરલ કરી, પાછો પારાને કાંજીથી ધોઈ નાંખવો. એ પ્રમાણે શુદ્ધ કરેલાં નવે વિષો અને સાતે ઉપવિષોની અન્દરનાં જેટલાં વિષો અને ઉપવિષો મળે, તેટલાં વિષો અને ઉપવિષોની અન્દર સાત સાત દિવસ ખરલ કરી, કાંજીની અન્દર ધોઇ નાંખવાથી પારાના પક્ષનું છેદન થાય છે અર્થાત્ પારો ઉડી ન જાતાં, તેને મુખ ફૂટી, પછી તે પારો, સુવર્ણાદિ ધાતુઓને ક્ષણ વારમાં ખાઇ જાય છે અર્થાત્ ક્ષણ વારમાં મારે છે.

તપ્ત ખલ્વનું વર્ણન[1]

अजाशकृत्तुषाग्नींस्तु गर्ते तत्त्रितयं क्षिपेत् ॥
तस्योपरि स्थितं खल्वं तप्त खल्वमिदं भवेत् ॥

પૃથ્વીમાં ખરલ સમાઈ શકે, એવડો ખાડો ખોદી, તેની અન્દર બકરીની લીણ્ડી તથા શાળનાં ફોતરાં નાંખી, તેમને અગ્નિથી સળગાવી, તેની ઉપર જે ખરલ મૂકવી, તેનું નામ તપ્ત ખલ્વ—ખરલ જાણવું. આ તપ્ત ખરલનું નામ નીચેના ૨૩ મા શ્લોકમાં હોવાથી અહીં વર્ણન લખવું પડ્યું છે.

શોધેલા પારાને મુખ લાવવાની બીજી વિધિ

अथवा त्रिकटु क्षारौ राजी लवणपंचकम् ॥ २१ ॥
रसोनो नवसारश्च शिग्रुश्चैकत्र चूर्णितैः ॥
समांशैः पारदादेतैर्जम्बीरेण द्रवेण वा ॥ २२ ॥
निम्बुतोयैः कांजिकैर्वा सोष्णखल्वे बिमर्दयेत् ॥ अहोरात्रत्रयेण स्याद्रसे धातुचरं मुखम् ॥ २३ ॥

શુણ્ઠ, મરી, લીણ્ડીપીપર, જવખાર, સાજીખાર, રાઈ, સિન્ધાલુણ, સંચળ, બિડલવણ, મીઠું, વડાગરું મીઠું, લસણ, નવસાર અને શરગવાની છાલ, એ ચૌદે ઔષધો સરખે ભાગે લઇ, તેમનું ચૂર્ણ કરવું. પછી એક ભાગ ઉપલું ચૂર્ણ અને એક ભાગ શુદ્ધ કરેલો પારો લઇ, એ બન્નેને મિશ્ર કરી, તપ્ત ખરલમાં નાંખી, જમ્બીર એટલે કાગદી લિમ્બુના રસમાં, લિમ્બુના રસમાં વા કાંજીમાં, ત્રણ દિવસરાત્રિ પર્યંત લઢવાથી—વાટવાથી, સુવર્ણાદિક ધાતુ ભક્ષણ કરવામાં અર્થાત્ મારવામાં પારાને મુખ થાય છે એટલે પારો ઉડી જતો નથી.

શોધેલા પારાને મુખ લાવવાની ત્રીજી વિધિ

अथवा बिन्दुलीकीटै रसो मर्द्यस्त्रिवासरम् ॥
लवणाम्लैर्मुखं तस्य जायते धातुघस्मरणम् ॥ २४ ॥

બિન્દુલી નામે કીડો કે જેને કાઠિયાવાડમાં ટપકાવાળુ ફૂદું (છ ફૂદા હોય છેઃ દરેક પાંખમાં ત્રણ ત્રણ ટપકાંવાળો, પગવાળો, કાળા રંગનો અને લાબ્બો જીવડો), કહે છે તથા જેને સૂરતમાં સાપનો ગોવાળો કહે છે, તેને તથા પારાને ખરલમાં નાંખી, મિશ્ર કરી, ત્રણ દિવસરાત્રિ પર્યંત લઢીને—વાટીને, પછી પાછો તે પારાને, સિન્ધાલુણ અને લિમ્બુના રસમાં ત્રણ દિવસરાત્રિ પર્યંત ખરલની અન્દર લઢવાથી—વાટવાથી, સુવર્ણાદિક ધાતુ ભક્ષણ કરવામાં અર્થાત્ મારવામાં પારાને મુખ થાય છે એટલે પારો ઉડી જતો નથી.

૧ બીજા ગ્રંથનો પાઠ છે.

કુચ્છપ યંત્ર કરવાની વિધિ[1]

खर्परं पृथकं सम्यक् विस्तारं तस्य मध्यतः ॥
आलवालं पुटे कृत्वा तन्मध्ये पारदं क्षिपेत् ॥
ऊर्ध्वाधस्तु बिडं दत्वा मल्लेनारुध्य यत्नतः ॥
ऊर्ध्वेदेयं पुटं तस्य यंत्रं कच्छपसंज्ञकम् ॥ जारणार्थं रसस्योक्तं गंधादीनां विशेषतः ॥

હાંડલાંનું ( કુણ્ડાના આકારનું ) ઠીબડું લઇ, તેની મધ્યમાં ભીની માટીની એક આંગળની કોડિયાના જેટલી પહોળી ફરતી પાળ કરી, પછી તે પાળની અન્દર બિડલવણ પાથરી, તેની ઉપર પારો પાથરી, પાછું તે પારાની પર બિડલવણ પાથરવું. પછી ઠીબડાંની અન્દર કરેલી પાળની કોરને બરોબર અડે તેમ, તે બિડલવણપર ઉંધું પાત્ર અર્થાત્ ઉન્ધું કોડિયું મૂકી, ઠીબડાંની અન્દર કરેલી પાળ તથા કોડિયાં વચ્ચેની સાંધપર લૂગડું લપેટી, પછી તે લૂગડાંપર ભીંની માટીનો લેપ કરવો. એ લેપ કરેલી ભીંની માટી સૂકાઇ ગયા બાદ કપડછન્દ કરેલા પારાની ઉપર તે ઠીબડામાં જેટલાં અડાયાં–છાણાં સમાઇ શકે, તેટલાં મૂકી, સળગાવવાં, એનું નામ કચ્છપ યંત્ર જાણવું. આ કચ્છપ યંત્ર, પારાની ભસ્મ કરવામાં ગન્ધકના જારણની અન્દર અર્થાત્ ગન્ધકના બાળવામાં વિશેષે કરીને વપરાય છે.

કુચ્છપ યંત્રદ્વારા ગંધકજારણવાળા પારાની વિધિ-

मृत्कुण्डे निक्षिपेन्नीरं तन्मध्ये च शरावकम् ॥
महत्कुंडपिधानाभं मध्ये मेखलया युतम् ॥ २५ ॥
लिप्त्वा च मेखलामध्यं चूर्णेनात्र रसं क्षिपेत् ॥ रसस्योपरि गंधस्य रजो दद्यात्समांशकम् ॥ ३२ ॥
दत्वोपरि शरावं च भस्ममुद्रां प्रदापयेत् ॥ तस्योपरि पुटं दद्याच्चतुर्भिर्गोमयोत्पलैः ॥ २७ ॥
एवं पुनः पुनर्गन्धं षड्गुणं जारयेत् बुधः ॥ गन्धे जीर्णे भवेत्सूतस्तीक्ष्णाग्निः सर्वकर्मकृत् ॥ २८ ॥

પહોળાં મોઢાંનું માટીનું એક કુણ્ડું લઇ, તે કુણ્ડાની મધ્યમ ભાગમાં એક ચત્તું કોડિયું મૂકી, પછી તે કોડિયાંની કોર સૂધી, તે મોટા કુણ્ડામાં પાણી ભરવું. ત્યારબાદ એક બીજું મોટા કુણ્ડાનાં ઢાંકણુના જેવડું કોડિયું લઈ, તેની મધ્યમાં ભીની માટીની એક આંગળની કોડિયાના જેટલી પોહોળી ફરતી પાળ કરી, પછી તે પાળ કરેલાં કુણ્ડાના ઢાંકણુવાળા કોડિયાના તળિયાંનો મધ્ય ભાગ, પાણીથી ભરેલાં કુણ્ડાંની અન્દર મૂકેલાં કોડિયાના કાંઠાને અડે તેમ તે ઢાંકણુવાળાં કોડિયાંને ઉન્ધું મુકતી વખતે મધ્યમાં કરેલી ગોળપાળમાં ચૂનો ચોપડી, તેનીપર પારો પાથરી અને પારાના જેટલો જ શુદ્ધ કરેલો આમલસારો ગન્ધક લઈ, તે ગન્ધકને પારાપર પાથરવો. પછી ઢાંકણુવાળાં કોડિયાંની અન્દર કરેલી ફરતી પાળને બરોબર અડે તેમ, તે આમલસારા ગન્ધકપર બીજું ઉંધું કોડિયું મૂકી, ઢાંકણુવાળાં કોડિયાંની અન્દર કરેલી પાળ તથા કોડિયાં વચ્ચેની સાંધપર લૂગડુ લપેટીને પછી તે લૂગડાંપર ભીની રાખનો[2] લેપ કરવો. એ લેપ કરેલી ભીની રાખ સૂકાઈ ગયા બાદ, કપડછન્દ કરેલ ઢાંકણુવાળું કોડિયું પાણીથી ભરેલાં કુણ્ડાપર ઉન્ધું મૂકી. પછી તે ઢાંકણુવાળાં કોડિયાંપર ચાર અડાયાં છાણાં

૧ બીજા ગ્રન્થનો પાઠ છે.

૨ મરાઠી ટીકાકારો સિન્ધાલુણ અને રાખ ચોપડવાનું લખે છે, પણ સંસ્કૃતમાં સિન્ધાલુણ નથી.

મૂકી, સળગાવવાં. એ છાણાં સળગીને ઠરી ગયા બાદ, ઢાંકણવાળું કોડિયું પણ ઠરી જાય ત્યારે, તે કોડિયામાંની પાળ તથા કોડિયાની સાંધપર જે કપડછન્દ કર્યું હોય ને કાઢી નાંખી તે પાળની અન્દરના પારાપર બીજો નવો ગન્ધક પાથરી, તેનાપર પ્રથમ કહ્યા પ્રમાણે કપડછન્દ કરી અગ્નિ આપવો. એ પ્રમાણે પહેલી તથા બીજી વાર પ્રમાણે છ વખત પારાપર નવો નવો ગન્ધક નાંખી કપડછન્દ કરી, ગન્ધક બાળવાથી, પારાની ભસ્મ અગ્નિ સરખી તીક્ષ્ણ થાય છે અને તે સર્વ કામ કરે છે.

**વાલુકા યંત્ર કરવાની વિધિ[1]**

भांडे वितस्तिगंभीरे मध्ये निहितकूपिका ॥
कूपिका कंठपर्यन्तं वालुकाभिश्च पूरिते ॥
भेषजं कूपिकासंस्थं वह्निना यत्र पच्यते ॥ वालुकायंत्रमेतद्धि यंत्रं तत्र बुधैः स्मृतम् ॥

એક શીંશી લઈ, તેની અન્દર દવા ભરી, શીંશીના મોઢાને બુચ દઈ, શીંશીની ફરતું ચારે કોર લૂગડું લપેટી, પછી તે લુગડાંની અને મોઢાંની ઉપર ભીની માટીનો લેપ કરવો. એ લેપ સૂકાયા બાદ તે શીંશીને હાંડલાંની મધ્યમાં મૂકી, તે હાંડલાંના મોઢા સુધી રેતી ભરી, પછી તે હાંડલું ચૂલાપર મૂકી, તેની નીચે શીંશી ન ફાટે તેમ અગ્નિની ધીમા આંચ આપી, ઔષધ પકાવવું, એનું નામ બુદ્ધિમાનોએ વાલુકા યંત્ર કહેલ છે.

**વાલુકાયંત્રદ્વારા પારાની ભસ્મની પહેલી વિધિ**

धूमसारं रसं तोरीं गन्धकं नवसादरम् ॥
यामैकं मर्दयेदम्लैर्भागं कृत्वा समं समम् ॥ २९ ॥
काचकुप्यां विनिःक्षिप्य तां च मृद्वस्त्रमुद्रया ॥
विलिप्य परितो वक्त्रं मुद्रां दत्वा च शोषयेत् ॥ ३० ॥ अधः सच्छिद्रपिठरीं मध्ये कूपीं निवेशयेत् ॥
पिठरीं वालुकापूरैर्भृत्वा चाकूपिकागलम् ॥ ३१ ॥ निवेश्य चूल्ल्यां तदधः कुर्याद्वह्निं शनैः शनैः ॥
तस्मादप्यधिकं किंचित्पावकं ज्वलयेत्क्रमात् ॥ ३२ ॥ एवं द्वादशभिर्यामैर्म्रियते सूतकोत्तमः ॥
स्फोटयेत्स्वांगशीतं तमूर्ध्वगंगंधकंत्यजेत् ॥ ३३ ॥ अधस्थं मृतसूतं च सर्वकर्मसु योजयेत् ॥

ધુંસ (ધુંવાડાની ધુંસ), પારો, ફૂલાવેલી ફટકી, શોધેલો આમલસારો ગન્ધક અને નવસાર, એ પાંચે ઔષધો, સરખે ભાગે લઈ ખરલમાં નાંખી, એક પહોર સુધી લીંબુના રસમાં ઘુટી, પછી તે પાંચે ઔષધોને કાચની શીશીમાં ભરી, પછી આખી શીશીપર લૂગડું લપેટી, તેનાપર ભીની માટીનો લેપ કરી, મોઢાપર બુચનો દાટો દઈ, તેનાપર લૂગડું વીટી, તેનાપર ભીની માટીનો લેપ કરી, પછી તેને સૂકવવી. પછી તળિયામાં કાણાવાળાં હાંડલાંની અન્દર શીંશી મૂકી, તે શીંશીના ગળા સુધી ચારે કોર રેતી ભરી દઈ, પછી તે હાંડલું ચૂલાપર મૂકવું. ત્યારબાદ તે હાંડલાં તળે અગ્નિની ધીમી આંચ આપવી શરુ કરી, શીંશી ન ફાટે તેમ કૈંક વધારે અગ્નિની આંચ ક્રમ પ્રમાણે આપવી. એ રીતે બાર પહોર અગ્નિ આપવાથી, ઉત્તમ રીતે પારો મરી જાય છે અર્થાત્ પારાની ઉત્તમ ભસ્મ થાય છે. પછી શીંશી ઠરીને ટાઢી થાય ત્યારે તેને હાંડલાંમાંથી બહાર કાઢી, હલકા હાથથી

---

1 બીજા ગ્રન્થનો પાઠ છે.

ફોડી, મોઢાપર ચોટી ગયેલો ગન્ધક કાઢી નાંખી, તળિયે રહેલી પારાની ભસ્મ લઇ સર્વ કામમાં વાપરવી.

પારાની ભસ્મની બીજી વિધિ

अपामार्गस्य बीजानां मूषायुग्मं प्रकल्पयेत् ॥ ३४ ॥
तत्संपुटे न्यसेत्सूतं मलयूदुग्धमिश्रितम् ॥
द्रोणपुष्पीप्रसूनानि विडंगमिरिमेदकः ॥ ३५ ॥
एतच्चूर्णमधोर्ध्वे च दत्वा मुद्रां प्रदीयते ॥ तं गोलं संधयेत्सम्यङ् मृन्मूषासंपुटे सुधीः ॥ ३६ ॥
मुद्रां दत्वा शोषयित्वा ततो गजपुटे पचेत् ॥ एवमेकपुटेनैव जायते भस्मसूतकम् ॥ ३७ ॥

અઘેડાનાં બી વાટીને, તેનાં બે કુરડાંઓ કરવાં. પછી કુબાનાં ફૂલ, વાવડિંગ અને ખેરની ગંધિલા ખેરની છાલ, એ ત્રણે ઔષધો સરખે ભાગે લઈ, તેમનું ચૂર્ણ કરી, પછી તે ચૂર્ણનો અર્ધો ભાગ એક કુરડામાં પાથરી, તેનાપર, કાળા ઉમ્બરાના ક્ષીરની અન્દર મિશ્ર કરેલા પારાને મૂકી, બાકી રહેલું અર્ધું ચૂર્ણ પારાની પર પાથરી, તેનાપર બીજું કુરડું ઉન્ધું વાળી તે બન્ને કુરડાંની સાંધને સારી પેઠે મેળવી દઇ, તેનો ગોળો વાળવો. તે ગોળાને એક કોડિયામાં મૂકી, તેનાપર બીજું કોડીયું ઉન્ધુંવાળી, તે બન્ને કોડિયાંની સાંધપર લુગડું લપેટી, તેના પર સૂતર વીંટી પછી તેનાપર ભીની માટીનો લેપ કરી, તેને સૂકવીને અડાયાં-છાણાંનો એક ગજપુટ અગ્નિ આપવાથી, એક પુટની અન્દર જ પારાની ભસ્મ થાય છે.

પારાની ભસ્મની ત્રીજી વિધિ.

काकोदुम्बरिकादुग्धै रसं किंचिद्विमर्दयेत् ॥
तद्दुग्धघृष्टहिंगोश्च मूषायुग्मं प्रकल्पयेत् ॥ ३८ ॥
क्षिप्त्वा तत्संपुटे सूतं तत्र मुद्रां प्रदापयेत् ॥ ॥
धृत्वा तं गोलकं प्राज्ञो मृन्मूषासंपुटेधिके ॥ पचेन्मृदुपुटेनैव सूतको याति भस्मताम् ॥

શુદ્ધ કરેલા પારાને ખરલની અન્દર નાંખી, થોડીક વાર કાળા ઉમ્બરાના ક્ષીરમાં ઘુણ્ટવો. ત્યારબાદ કાળા ઉમ્બરાના ક્ષીરમાં હિંગને વાટી, તેનાં બે કુરડાંઓ કરી, તે બે કુરડામાંનાં એક કુરડાંની અન્દર, ઉપરનો ખરલ કરેલો પારો મૂકી, તેની ઉપર બીજું કુરડું ઉન્ધું વાળી, તે બન્ને કુરડાંની સાંધને સારી પેઠે મેળવી દઈ, તેનો ગોળો કરી, તે ગોળાને માટીના એક કોડિયામાં મૂકી તેની ઉપર બીજું કોડિયું ઉન્ધું મૂકી, તે બન્ને કોડિયાંની સાંધપર સુતર વીંટી, પછી તેનાપર ભીની માટીનો લેપ કરી, તેને સૂકવીને અડાયાં છાણાંનો હલકા પુટનો અગ્નિ આપવો એટલે પારાની ભસ્મ થાય છે.

પારાની ભસ્મની ચોથી વિધિ

नागवल्लीरसैर्घृष्टः कर्कोटीकन्दगर्भितः ॥ ४० ॥
मृन्मूषासंपुटे पक्त्वा सूतो यात्येव भस्मताम् ॥

શુદ્ધ કરેલો પારો ખરલની અન્દર નાંખી, નાગરવેલના પાનના રસમાં ઘુણ્ટી, નરકણ્ટોલાનો કન્દ આણી, તે કન્દની અન્દરથી ડગળી કાઢી, તે કન્દના છિદ્રમાં ઉપરનો ખરલ કરેલો પારો ઘાલી, તેની ઉપર ડગળી બેસાડી તે કન્દને ફરતું લુગડું લપેટી તેનાપર સૂતર વીંટી, પછી તેનાપર ભીની માટીનો લેપ કરી, તેને સૂકવી, માટીના એક

કોડિયામાં મૂકી, તેની ઉપર બીજું કોડિયું ઉન્ધું વાળી–મૂકી, તે બન્ને કોડિયાંની સાંધપર લૂગડું લપેટી, તેનાપર સૂતર વીટી, પછી તેનાપર ભીની માટીનો લેપ કરી, તેને સૂકવીને અડાયાં છાણાંનો મધ્યમ પ્રકારના પુટનો અગ્નિ આપવો એટલે પારાની ભસ્મ થાય છે.

**જ્વરાંકુશ રસ** खंडितं मृगश्रृंगं च ज्वालामुख्या रसैः समम् ॥ ४१ ॥

रुध्वा भांडे पचेच्चुलल्यां यामयुग्मं ततो नयेत् ॥ अष्टांशं त्रिकटुं दद्यान्निष्कमात्रं च भक्षयेत् ॥ ४२ ॥

नागवल्यारसैः सार्धं वातपित्तज्वरापहम् ॥ अयं ज्वरांकुशो नाम रसः सर्वज्वरापहः ॥ ४३ ॥

હરણનાં શિંગડાં લઇ, તેના બારીકમાં બારીક કટકા કરવા. પછી એ હરણનાં શિંગડાંના કટકાને અને વેલરિયાં જાંબૂના રસને હાંડલાંમાં ભરી, હાંડલાંનાં મોંપર ઉન્ધું કોડિયું રાખી હાંડલાંની અને કોડિયાંની વચ્ચેની સાંધપર લૂગડું લપેટી, તેનાપર સૂતર વીંટી, પછી તેના પર ભીની માટીનો લેપ કરવો. એ માટીનો લેપ સૂકાઇ જાય કે તરત તે માટલાંને ચૂલાપર મૂકી, તેની તળે અગ્નિનો તાપ કરી બે પહોર સુધી હરણના શિંગડાંના કટકાને હાંડલામાંના રસની અન્દર ઉકાળી, પછી તેને બહાર કાઢી, તે કટકાનું ચૂર્ણ કરી નાંખવું. ત્યારબાદ શુંઠ, મરી અને લીંડિપીપર લઇને, તેનું પણ ચૂર્ણ કરવું. પછી આઠ ભાગ હરણનાં શિંગડાંનું ચૂર્ણ અને એક ભાગ શુંઠ, મરી અને લીંડિપીપરનું ચૂર્ણ લઇ, તે બન્ને ચૂર્ણને, ખરલમાં નાંખી, મિશ્ર થાય ત્યાંસૂધી લઢવાં. એ રીતે તૈયાર કરેલાં આ ઔષધનું નામ જ્વરાંકુશ છે. એ જ્વરાંકુશ ખાવાની માત્રા એક નિષ્ક–ચાર માસાની જાણવી. આ જ્વરાંકુશ, નાગરવેલના પાનના રસની સાથે ખાવાથી, વાતપિત્તજ્વર નાશ પામે છે. વળી આ જ્વરાંકુશ નામે રસ સર્વ પ્રકારના જ્વરોનો નાશ કરે છે.

**જ્વરારિ રસ** पारदं रसकं तालं तुत्थं टंकणगंधके ॥
सर्वमेतत्समं शुद्धं कारवल्या रसैर्दिनम् ॥ ४४ ॥

मर्दयेल्लेपयेत्तेन ताम्रपात्रोदरं भिषक् ॥ अंगुल्यर्धप्रमाणेन ततो रुध्वा च तन्मुखम् ॥ ४५ ॥

पचेत्तं वालुकायंत्रे क्षिप्त्वाधान्यानि तन्मुखे ॥ यदा फुटन्ति धान्यानि तदा सिद्धं विनिर्दिशेत् ॥ ४६ ॥

ततो नयेत्स्वांगशीतं ताम्रपात्रोदराद्भिषक् ॥ रसं ज्वरारिनामानं विचूर्ण्य मरिचैः समम् ॥ ४७ ॥

माषैकं पर्णखंडेन भक्षयेन्नाशयेज्ज्वरम् ॥ त्रिदिनैर्विषमं तीव्रमेकद्वित्रिचतुर्थकम् ॥ ४८ ॥

શુદ્ધ કરેલો પારો, શુદ્ધ કરેલું ખાપરિયું, શુદ્ધ કરેલી હરતાલ, શુદ્ધ કરેલો મોરથુથુ, શુદ્ધ કરેલો પાટિયો ટંકણખાર અને શુદ્ધ કરેલો આમલસારો ગંધક, એ છએ ઔષધો સરખે ભાગે લઇ, ખરલમાં નાંખી, કારેલાના વેલાના પાંદડાના રસમાં એક દિવસ ખરલ કરી, પછી ત્રાંબાનું પહોળાં મોઢાનું કટોદાન લઇ, તેની અન્દર ઉપલાં ઔષધોનો, અર્ધા આંગળનો જાડો લેપ કરી, કટોદાનનું ઢાંકણું ઢાંકી, હાંડલાંની અન્દર તે કટોદાનને મૂકી, તેની ચારે કોર રેતી ભરી, પછી તે હાંડલાંને ચૂલાપર મૂકી, તેની નીચે અગ્નિ કરવો. અગ્નિ કર્યા પછી તે માટલાના મોઢાપર શાળવાળા ચોખા પલાળીને મૂકવા અને શાળ ફૂટીને જેવી શાળની ધાણી ફૂટવા માંડે કે તરત ઔષધને તૈયાર થયેલું જાણી,

તે ઔષધની નીચેના અગ્નિને ઠારી નાંખવો. પછી કટોદાન ઠરી ગયા કેડે, તેને હાંડલાંમાંથી બહાર કાઢીને તેની અન્દર ચોપડેલાં ઔષધને કાઢી લેવું, એ ઔષધનું નામ જ્વરારિ રસ કહેવાય છે. હવે જ્વરારિ રસ તથા મરીનું ચૂર્ણ એ બન્ને ઔષધો એક એક ભાગ લઈ, એ બન્નેને ખરલમાં નાંખી, સારી રીતે ઘુણ્ટીને એક શીશીમાં ભરી મૂકવાં. પછી તેમાંથી એક માષાભાર આ ઔષધ નાગરવેલના પાનના ટુકડામાં ખાવાથી, ઐકાહિક જ્વર, દ્વ્યાહિક જ્વર, ત્ર્યાહિક જ્વર અને ચાતુર્થિક જ્વર, એ બધા તીવ્ર વિષમ જ્વરો ત્રણ દિવસમાં નાશ પામે છે.

**શી**તજ્વરારિ રસ

तालकं तुत्थकं ताम्रं रसं गन्धं मनःशिलाम् ॥
कर्षं कर्षं प्रयोक्तव्यं मर्दयेत्त्रिफलांबुभिः ॥ ४९ ॥
गोलं न्यसेत्संपुटके पुटं दद्यात्प्रयत्नतः ॥ ततो नीत्वाऽर्कदुग्धेन वज्रीदुग्धेन सप्तधा ॥ ५० ॥
क्वाथेन दंत्याः श्यामाया भावयेत्सप्तधा पुनः ॥ माषमात्रं रसं दिव्यं पंचाशन्मरिचैर्युतम् ॥ ५१ ॥
गुडगद्याणकं चैव तुलसीदलयुग्मकम् ॥ भक्षयेत्त्रिदिनं भक्त्या शीतारिर्दुर्लभः परः ॥ ५२ ॥
पथ्यं दुग्धौदनं देयं विषमं शीतपूर्वकम् ॥ दाहपूर्वं हरत्याशु तृतीयकचतुर्थकौ ॥ ५३ ॥
द्व्याहिकं सततं चैव वैवर्ण्यं च नियच्छति ॥

શોધેલો હરતાલ શોધેલો મોરથુથુ, તામ્રભસ્મ, શોધેલો પારો, શોધેલો આમલસારો ગન્ધક અને શોધેલો મનશીલ, એ છએ ઔષધો એક એક કર્ષ પ્રમાણ લઈ, તેમને ખરલમાં નાંખી, હરડાં, બેહેડાં અને આમ્બળાના–ત્રિફલાના કાઢામાં ઘુંટીને તેમનો ગોળો વાળવો. તે ગોળાને માટીના કોડિયામાં મૂકી, તેની ઉપર બીજું કોડિયું ઉંધું પાડી, તે બન્ને કોડિયાંની સાંધપર લુગડું લપેટી, તેનાપર સૂતર વીટીને પછી તેનાપર ભીની માટીનો લેપ કરવો. એ માટીનો લેપ સૂકાઈ જાય કે તરત પ્રયત્નથી અડાયાં–છાણાના સારા પુટનો અગ્નિ આપવો. પછી અગ્નિની અન્દરનું સંપુટ ઠરી જાય ત્યારે તેને બહાર કાઢી, સંપુટને ઉખેડી, તેની અન્દરના ગોળાને ખરલની અન્દર નાંખી પછી તે ગોળાને આંકડાનું ક્ષીર, થોરનું દૂધ, નેપાળનાં મૂળનો કાઢો અને નસોતરનો કાઢો. એ ચારે પ્રવાહી પદાર્થોમાંના દરેક પ્રવાહી પદાર્થની સાત સાત ભાવના આપી, પછી તેની એક એક માષાની જે ગોળી કરવી, તેનું નામ શીતારિ રસ–શીતજ્વરારિ રસ જાણવું. પછી એ રસની એક માષાની એક ગોળી, પચાસ મરીના દાણા, છ માષા ગોળ અને બે તુલસીનાં પાંદડા, એ ચારે પદાર્થને મિશ્ર કરીને મોટી ભક્તિથી ખાવા. એ પ્રમાણે એ રસને મિશ્ર કરીને ત્રણ દિવસ સેવન કરવો; તેટલો વખત પથ્ય તરિકે દૂધ ભાત ખાવા. એથી કરીને શીતપૂર્વક વિષમજ્વર, દાહપૂર્વક જ્વર, તૃતીયક જ્વર, ચાતુર્થિક જ્વર, દ્વ્યાહિક જ્વર અને સતત જ્વર, એ બધા જ્વરો જલદી ઉતરી જઈને શરીરમાંનું નિસ્તેજપણું દૂર થાય છે.

જ્વરઘ્ની ગુટિકા

भार्गैकः स्याद्रसाच्छुद्धाद्दैलेयः पिप्पली शिवा ॥ ५४ ॥
आकारकरभो गंधः कटुतैलेन शोधितः ॥

फलानि चेन्द्रवारुण्याश्चतुर्भागमिता अमी ॥ ५५ ॥ एकत्र मर्दयेच्चूर्णमिन्द्रवारुणिकारसैः ॥
माषोन्मितां गुटीं कृत्वा दद्यात्सद्योज्वरे बुधः ॥ ५६ ॥ छिन्नारसानुपानेन ज्वरघ्नी गुटिका मता ॥

શુદ્ધ કરેલો પારો એક ભાગ, એળિયો, લીંડીપીપર, હીમજ, અક્કલકરો, સરસિયા તેલમાં શોધેલો આલમસારો ગન્ધક, ઇન્દ્રવારુણીનાં ફલો–ઇન્દ્રવાણિયાંઓ, એ છએ ઔષધો ચાર ચાર ભાગ લઇ, પછી તેમાંથી, સરસિયા તેલની અન્દર શોધેલા ગન્ધકને જુદો કાઢી, બાકીનાં પાંચે ઔષધો મિશ્ર કરી, તેમનું ચૂર્ણ કરવું. પછી ઉપર કહેલો પારો તથા ગન્ધક, એ બન્ને, ખરલમાં નાંખી, તેમની ખરલ કરી, પછી ઉપર કહેલી પાંચે ઔષધીનું ચૂર્ણ પારા તથા ગન્ધકની સાથે ભેળવી, ઇન્દ્રવારુણીનાં ફલોના–ઇન્દ્રાવણાંના રસમાં ખરલ કરી, પછી તેમની એક એક માષાની જે ગોળી કરવી, તેનું નામ જ્વરઘ્ની ગુટિકા જાણવું. ડાહ્યા પુરુષે, આ ગોળીમાંની એક ગોળી, ગળોના રસના અનુપાન સાથે આપવાથી, સર્વ પ્રકારના જ્વરો તથા સદ્યોજ્વર જલદીથી મટી જાય છે.

**લોકનાથ રસ** शुद्धो बुभुक्षितः सूतो भागद्वयमितो भवेत् ॥ ५७ ॥
तथा गंधस्य भागौ द्वौ कुर्यात्कज्जलिकां तयोः ॥ सूताच्चतुर्गुणेष्वेव कपर्देषु विनिक्षिपेत् ॥ ५८ ॥
भागैकं टंकणं दत्वा गोक्षीरेण विमर्दयेत् ॥ तथा शंखस्य खंडानां भागानष्टौ प्रकल्पयेत् ॥ ५९ ॥
क्षिपेत्सर्वं पुटस्यांतश्चूर्णलिप्तशरावयोः ॥ गर्ते हस्तोन्मिते धृत्वा पचेद्गजपुटेन च ॥ ६० ॥
स्वांगशीतं समुद्धृत्य पिष्ट्वा तत्सर्वमेकतः ॥ षड्गुंजासंमितं चूर्णमेकोनत्रिंशदूषणैः ॥ ६१ ॥
घृतेन वातजे दद्यान्नवनीतेन पित्तजे ॥ क्षौद्रेण श्लेष्मजे दद्यादतीसारे क्षये तथा ॥ ६२ ॥
अरुचौ ग्रहणीरोगे कार्श्ये मन्दानले तथा ॥ कासे श्वासेषु गुल्मेषु लोकनाथो रसो हितः ॥६३॥
तस्योपरि घृतान्नं च भुंजीत कवलत्रयम् ॥ मंचे क्षणैकमुत्तानः शयीतानुपधानके ॥ ६४ ॥
अनम्लमन्नं सघृतं भुंजीत मधुरं दधि ॥ प्रायेण जांगलं मांसं प्रदेयं घृतपाचितम् ॥ ६५ ॥
सदुग्धभक्तं दद्याच्च जातेऽग्नौ सांध्यभोजने ॥ सघृतान् मुद्गवटकान् व्यंजनेष्ववचारयेत् ॥ ६६ ॥
तिलामलककल्केन स्नापयेत्सर्पिषाऽथवा ॥ अभ्यंजयेत्सर्पिषा च स्नानं कोष्णोदकेन च ॥ ६७ ॥
क्वचित्तैलं न गृह्णीयात् न बिल्वं कारवेल्लकम् ॥ वार्ताकिं शफरीं चिंचां त्यजेत् व्यायाममैथुनम् ॥६८॥
मद्यं संधानकं हिंगु शुंठीं माषान् मसूरकान् ॥ कूष्मांडं राजिकां कोपं कांजिकं चैव वर्जयेत् ॥६९॥
त्यजेदयुक्तनिद्रां च कांस्यपात्रे च भोजनम् ॥ ककारादियुतं सर्वं त्यजेत् शाकफलादिकम् ॥ ७० ॥
पथ्योऽयं लोकनाथस्तु शुभनक्षत्रवासरे ॥ पूर्णातिथौ शुक्लपक्षे जाते चन्द्रबले तथा ॥ ७१ ॥
पूजयित्वा लोकनाथं कुमारीं भोजयेत्ततः ॥ दानं दद्यात् द्विघटिकामध्ये प्राश्यो रसोत्तमः ॥ ७२ ॥
रसात्संजायते तापस्तदा शर्करया युतम् ॥ सत्वं गुडूच्या गृह्णीयाद्वंशरोचनया युतम् ॥ ७३ ॥
खर्जूरं दाडिमं द्राक्षामिक्षुखंडानि चारयेत् ॥ अरुचौ निस्तुषं धान्यं घृतभृष्टं सशर्करम् ॥ ७४ ॥
दद्यात्तथा ज्वरे धान्यगुडूचीक्वाथमाहरेत् ॥ उशीरवासकक्वाथं दद्यात्समधुशर्करम् ॥ ७५ ॥
रक्तपित्ते कफे श्वासे कासे च स्वरसंक्षये ॥ अग्निभृष्टजयाचूर्णं मधुना निशि दीयते ॥ ७६ ॥
निद्रानाशेऽतिसारे च ग्रहण्यां मन्दपावके ॥ सौवर्चलाभयाकृष्णाचूर्णमुष्णजलैः पिबेत् ॥ ७७ ॥

शूलेऽजीर्णे तथा कृष्णा मधुयुक्ता ज्वरे हिता ॥ प्लीहोदरे वातरक्ते छर्द्यां चैव गुदांकुरे ॥ ७८ ॥
नासिकादिषु रक्तेषु रसं दाडिमपुष्पजम् ॥ दूर्वायाः स्वरसं नस्ये प्रदद्याच्छर्करायुतम् ॥ ७९ ॥
कोलमज्जाकणा बर्हिपक्षभस्म सशर्करम् ॥ मधुना लेहयेच्छर्दिहिक्काकोपस्य शांतये ॥ ८० ॥
विधिरेष प्रयोज्यस्तु सर्वस्मिन् पोटलीरसे ॥ मृगांके हेमगर्भे च मौक्तिकाख्ये रसेषु च ॥ ८१ ॥
इत्ययं लोकनाथाख्यो रसः सर्वरुजो जयेत् ॥

શુદ્ધ અને બુભુક્ષિત–મુખ ફૂટીને સુવર્ણાદિ ધાતુને મારનારો પારો તથા શોધેલો આમલસારો ગન્ધક, એ બન્ને ઔષધો બેબેભાગ લઇ, એ બન્નેને ખરલમાં નાંખી, તેમની કજ્જલી કરવી. પછી આઠ ભાગ કોડી–કોડાં લઇ, તેની અન્દર પારા તથા ગન્ધકની કજ્જલી ભરવી. ત્યારબાદ શોધેલો પાટિયો ટંકણખાર એક ભાગલઇ, તેને ખરલની અન્દર નાંખી, સારી પેઠે ગાયનાં દૂધમાં ઘુણ્ટી–કજ્જલી ભરેલ કોડીઓનાં–કોડાંઓનાં મોઢાંપર તેનો લેપ કરવો. પછી આઠ ભાગ શંખના કટકા લઈ, માટીનાં બેકોડિયામાં ચુનો ચોપડી, એક કોડિયાની અન્દર ચાર ભાગ શંખના કટકા પાથરી, તેની ઉપર તૈયાર કરેલી ઉપરની કોડીઓ મૂકી, તેનાપર બાકીના ચાર ભાગ શંખના કટકા પાથરી, તેનીપર બીજું કોડિયું ઉંધું મૂકી, બન્ને કોડિયાંની સાંધપર લૂગડું લપેટી, તેનાપર સૂતરવીટી, પછી તેનાપર ભીની માટીનો લેપ કરવો. પછી પૃથ્વીમાં એક હાથ ઉણ્ડો એવો સમ ચોરસ ખાડો ખોદી, તેને અડાયાં છાણાંનો ગજપુટ અગ્નિ આપવો. પછી સંપુટ ટાઢું થયા બાદ, તેને બહાર કાઢી, તેનાપરનું કપડછંદ કાઢી નાંખી, અન્દરનાં સર્વ ઔષધો ખરલમાં નાંખી, સારી રીતે જે ઘુંટવાં, તેનું નામ લોકનાથ રસ જાણવું. આ લોકનાથ રસ છ ગુંજ ભાર અને ઓગણત્રીશ મરીના દાણનું ચૂર્ણ, એ બન્નેને મિશ્ર કરી, ઘીની સાથે ચાટવાથી વાતરોગ મટે છે, માંખણની સાથે ચાટવાથી પિત્તરોગ મટે છે, મધની સાથે ચાટવાથી કફરોગ મટે છે. વળી અતિસાર, ક્ષય, અરુચિ, સંગ્રહણી, કાર્શ્ય(કૃશતા), મન્દાનલ (અગ્નિમાન્દ્ય), કાસ, શ્વાસ અને ગુલ્મ, એ રોગોપર પણ આ લોકનાથ રસ હિતકારી છે. આ લોકનાથ રસ ખાઇ, તેનાપર ઘી તથા રાંધેલા અન્નના–ભાતના ત્રણ કોળિયા ખાઇ, પછી તરત ખાટલા પર ઓશિકું લીધા વગર જ એકક્ષણ–ચાર મીનીટ સુધી ચત્તાં સૂઈ રહેવું. વળી આ રસ સેવન કરનારે અનમ્લ એટલે ખટાશ વગરના–મીઠા પદાર્થો જ ખાવા. (પણ ખાટા પદાર્થો ખાવા નહિ.) રાંધેલા ચોખા ઘીની સાથે ખાવા અને મીઠું–ખટાશ વગરનું–દહીં પણ રાંધેલા ભાતની સાથે) ખાવું. ઘણું કરી જંગલનાં (હરણાદિ) પ્રાણીઓનું માંસ ઘીમાં તળી જમવામાં સાથે ખાવું. સાંઝના જો ભૂખ લાગે તો દૂધભાત ખાવા. મગના લોટનાં વડાં, ઘીમાં તળી, મસાલામાં રગડોળી અર્થાત્ મરી, મીઠું ભરભરાવી–ભભરાવી ખાવાં, તલ અને આંબળાંનો કલ્ક કરી, તે કલ્ક શરીરે ચોળી જે નહાવું અથવા મસ્તકપર ઘીનો અભ્યંગ કરીને જે નહાવું, તે નહાવામાં કૈંક ઉનું પાણી લેવું અર્થાત્ કૈંક ઉના પાણીથી નહાવું. જરા જેટલું–છાંટો તેલ, કોઇ પણ કામની અન્દર વાપરવું નહિ. બીલી, કારેલાં, રીંગણાં, શફરી

માછલીઓ અને આમ્બલી, એ પદાર્થો ખાવા નહિ. વ્યાયામ તથા મૈથુન કરવું નહિ. મધ, સંધાનક (ખાટું આથણું), હિંગ, શુંઠ, અડદ, મસૂર, ભૂરું કોહોળું અને રાઈ, એ પદાર્થો ખાવા નહિ. કોપ (ક્રોધ) કરવો નહિ. કાંજી પણ પીવી નહિ. દિવસે સૂવું નહિ. કાંસાના વાસણમાં જમવું નહિ. પહેલો અક્ષર "ક" વાળાં શાક, ફલાદિ ખાવાં નહિ. એ રીતે આ રસ ખાનારાએ પથ્ય પાળવું. શુભ નક્ષત્રવાળી, સારા વારવાળી અને બળવાન્ ચન્દ્રવાળી શુકલ પક્ષની પૂર્ણા તિથિએ-પૂર્ણિમાદિ તિથિએ, લોકનાથની-ઈશ્વરની પૂજા કરી, તે પછી કુમારિકાઓને ભોજન કરાવી, બ્રાહ્મણોને દાન આપી, બે ઘટિકા સૂર્ય ઉગ્યાની પહેલાં રસમાં ઉત્તમ એવો આ લોકનાથ રસ ખાવો. કદી આ રસ ખાવાથી શરીરમાં થયેલો સન્તાપ મટાડવા માટે શાકર અને વંશલોચન સાથે ગળોનું સત્ત્વ ખાવું. તથા ખજૂર, દાડમ, દ્રાક્ષ અને શેરડીના કટકા, એ સર્વે પદાર્થો થોડા થોડા ખાવા. અરુચિ થઈ હોય તો તે મટાડવા માટે ધાણા ખાંડી, તેનાં ફોતરાં કાઢી નાંખી, તેને ઘીમાં સેકી, તેમાં સાકર ભેળી, પછી તેની સાથે લોકનાથ રસ ખાવો. જ્વર આવ્યો હોય તો તે મટાડવા માટે ધાણા અને ગળોના ક્વાથમાં આ રસ ખાવો. રક્તપિત્ત, કફ, શ્વાસ, કાસ અને સ્વરસંક્ષય—સ્વરભંગ રોગ, એટલા રોગોમાંથી જો કોઈ પણ રોગ થયો હોય, તો તે મટાડવા માટે વાળો અને અરડૂશીના ક્વાથમાં મધ તથા સાકર નાંખી, તેની સાથે આ લોકનાથ રસ ખાવો. નિદ્રા આવતી ન હોય તો અથવા અતિસાર, સંગ્રહણી અને અગ્નિમાંદ્ય રોગ, એટલા રોગોમાંથી જો કોઈ રોગ થયો હોય તો, તે મટાડવા માટે ભાંગને શેકી, તેનું ચૂર્ણ કરી, તેની સાથે આ રસ મેળવી, મધની સાથે રાત્રિના ખાવો. શૂળ તથા અજીર્ણ, એ રોગમાંથી જો કોઈ રોગ થયો હોય તે મટાડવા માટે સંચળ, હીમજ, હરડાં અને લીંડિપીપર, એ ઔષધોનું ચૂર્ણ કરી, તેની સાથે આ રસ મેળવી, ઉંના પાણીમાં લેવો. જ્વર, પ્લીહોદર, વાતરક્ત, છર્દિ અને ગુદાંકુર રોગ, એટલા રોગોમાંથી જો કોઇ રોગ થયો હોય તો તે મટાડવા માટે લીંડિપીપરનું ચૂર્ણ કરી, તેની સાથે આ રસ મેળવી, મધની સાથે ખાવો. નાક આદિમાંથી અર્થાત્ નાક અને મોંમાંથી લોહી પડતું હોય તો તે મટાડવા માટે દાડમના ફૂલના રસની સાથે આ રસ ખાવો અથવા દૂર્વાનો—ધ્રોનો સ્વરસ કાઢી, તેની અન્દર શાકર નાખી નાકમાં નસ્ય આપવું. છર્દિ તથા હિક્કા રોગ જો પ્રકોપ પામ્યો હોય તો તે મટાડવા માટે બોરના ઠળિયાની અન્દરનો મગજ, લીંડિપીપર અને મોરપિચ્છની ભસ્મ, એ ત્રણને એકઠાં કરી, તેની અન્દર શાકર, મધ, તથા આ રસ નાંખી, એ સર્વ મિશ્ર કરી ખાવાં. આ લોકનાથ રસની સમ્પૂર્ણ વિધિ, સર્વ પોટલી રસોમાં લેવી, તેમાંથી પણ મૃગાંકરસ, હેમગર્ભ રસ અને મૌક્તિકાખ્ય (બીજા હેમગર્ભ) રસની અન્દર તો અવશ્ય લેવી. એ રીતે આ લોકનાથ રસ સર્વ રોગ મટાડે છે.

**લઘુ લોકનાથ રસ** **वराटभस्म मंड्डरं चूर्णयित्वा घृते पचेत् ॥ ८२ ॥**
**तत्समं मरिचं चूर्णं नागवल्या विभावितम् ॥ तच्चूर्णं मधुना लेह्यमथवा नवनीततकैः ॥ ८३ ॥**
**माषमात्रं क्षयं हंति यामे यामे च भक्षितम् ॥ लोकनाथरसो ह्येष मंडलाद्राजयक्ष्मनुत् ॥ ८४ ॥**

કોડીની ભસ્મ અને મણ્ડૂર, એ બન્ને ઔષધો સરખે ભાગે લઇ, તે બન્નેને ખરલની અન્દર નાંખી, સારી રીતે ઘુટ્ટી, પછી તેમને ઘીમાં પકાવવાં. પછી ઘીમાં પકાવેલાં ઉપરના ચૂર્ણના જેટલો મરીનો ભૂકો લઇ, તે બન્નેને મિશ્ર કરી, ખરલની અન્દર નાંખી, નાગરવેલના પાનના રસની ભાવના દઇને સૂકવવું. ત્યારબાદ એ ચૂર્ણ એક માષા ભાર એક એક પહોરે મધ અથવા માંખણની અન્દર ખાવાથી, ક્ષયરોગ મટી જાય છે. આ લઘુ લોકનાથ રસ, એક મણ્ડલ પર્યંત નિરંતર ખવાથી, રાજયક્ષ્મા રોગ મટી જાય છે.

**મૃગાંકપોટલી રસ**

भूर्जवत्तनुपत्राणि हेम्नः सूक्ष्माणि कारयेत् ॥
तुल्यानि तानि सूतेन खल्वे क्षिप्त्वा विमर्दयेत् ॥ ८५ ॥
कांचनाररसेनैव ज्वालामुख्या रसेन वा ॥ लांगल्या वा रसैस्तावद्यावद्भवति पिष्टिका ॥ ८६ ॥
ततो हेम्नश्चतुर्थांशं टंकणं तत्र निक्षिपेत् ॥ पिष्टमौक्तिकचूर्णं च हेमद्विगुणमावपेत् ॥ ८७ ॥
तेषु सर्वसमं गंधं क्षिप्त्वा चैकत्र मर्दयेत् ॥ तेषां कृत्वा ततो गोलं वासोभिः परिवेष्टयेत् ॥ ८८ ॥
पश्चान्मृदा वेष्टयित्वा शोषयित्वा च धारयेत् ॥ शरावसंपुटस्यांते तत्र मुद्रां प्रदापयेत् ॥ ८९ ॥
लवणापूरिते भांडे धारयेत्तं च संपुटम् ॥ मुद्रां दत्वा शोषयित्वा बहुभिर्गोमयैः पुटेत ॥ ९० ॥
ततः शीते समाहृत्य गंधं सूतसमं क्षिपेत् ॥ घृष्ट्वा च पूर्ववत् खल्वे पुटेद्गजपुटेन च ॥ ९१ ॥
स्वांगशीतं ततो नीत्वा गुंजायुग्मं प्रकल्पयेत् ॥ अष्टभिर्मरिचैर्युक्तः कृष्णात्रययुतोऽथवा ॥ ९२ ॥
विलोक्य देयो दोषादीनेकैका रसरक्तिका ॥ सर्पिषा मधुना वापि दद्याद्दोषाद्यपेक्षया ॥ ९३ ॥
लोकनाथसमं पथ्यं कुर्यात्स्वस्थमनाः शुचिः ॥ श्लेष्माणं ग्रहणीं कासं श्वासं क्षयमरोचकम् ॥ ९४ ॥
मृगांकोऽयं रसो हन्यात्कृशत्वं बलहानिताम् ॥

ભોજપત્રના સરખાં સોનાનાં પાતળાં પત્રાં તથા શુદ્ધ કરેલો પારો એ બન્ને પદાર્થો સરખે ભાગે લઇ, તેમને ખરલમાં નાંખી, સં૦ કાંચનારના—ગૂ૦ ચમ્પાકાડીના રસમાં અથવા સં૦ જ્વાલામુખીના ગૂ૦ ડુંગરી-વેલરિયાં જામ્બૂનાં રસમાં અથવા દૂધિયા વછનાગના રસમાં, લોટના સરખો ભૂકો થઇ જાય ત્યાંસુધી, ખરલ કરવા. પછી સોનાનો ચોથો ભાગ શુદ્ધ કરેલો પાટિયો ટંકણખાર, સોનાથી બમણું ઝીણું મોતીનું ચૂર્ણ તથા ઉપરનાં સર્વે ઔષધોની બરોબર શોધેલો આમલસારો ગન્ધક લઇ, એ ત્રણે ઔષધો, ખરલની અન્દરના પદાર્થોની સાથે મિશ્ર કરી, તેમને લઢીને તેમનો ગોળો વાળવો. એ ગોળાની ફરતું લૂગડું વિંટાળી, તેનાપર સૂતર વીટી, પછી તેનાપર ભીની માટીનો લેપ કરી, તે ગોળાને સૂકવી, પછી તે ગોળાને માટીના એક કોડિયામાં મૂકી, તેનાપર માટીનું બીજું કોડિયું ઉન્ધું વાળી, તે બન્ને કોડિયામાં સાંધપર લૂગડું લપેટી, તેનાપર સૂતર વીટી, પછી તેનાપર ભીની માટીનો લેપ કરી, તેને સૂકવવું. પછી મીંઠાંથી ભરેલાં અર્ધા હાંડલાંની અન્દર ઉપલું સમ્પુટ મૂકી, તેનાપર મોઢા સૂધી પાછું મીંઠું ભરી, તેના મોંપર કોડિયું ઢાંકી, તે બન્નેની સાંધપર લૂગડું લપેટી, તેનાપર સૂતર વીટી, પછી તેનાપર ભીની માટીનો લેપ સૂકાયા બાદ એ હાંડલાંને ઘણાં અડાયાં છાણાંનો ગજપુટના કરતાં જરાક મોટો ગજપુટ અગ્નિ આપવો. પછી હાંડલું ઠરી ગયા બાદ

અન્દરનાં ઔષધને બહાર કાઢી, ખરલમાં નાંખી, પાછો પારાના જેટલો જ શોધેલો આમલસારો ગન્ધક લઇ, તેને પણ ખરલની અન્દર નાંખી, પ્રથમ જે વનસ્પતિના રસમાં ખરલ કર્યું હોય, તે જ વનસ્પતિના રસમાં ખરલ કરી, તેનો ગોળો વાળી, તે ગોળાને પ્રથમ પ્રમાણે કપડછન્દ કરી, તેને માટીના કોડિયાના સમ્પુટમાં મૂકી, તે સમ્પુટને કપડછન્દ કરી, તે સમ્પુટને મીઠાંથી ભરેલાં હાડલાંની મધ્યમાં મૂકી, હાંડલાં પર કોડિયું ઢાંકી, હાંડલાંની તથા કોડિયાના ઢાંકણની સાંધપર કપડછન્દ કરી, તે હાંડલાંને અડાયાં છાણાંનો ગજપુટ અગ્નિ આપવો. પછી હાંડલું ઠરી ગયા બાદ અન્દરનાં ઔષધને બહાર કાઢી જે ખરલ કરવું, તેનું નામ મૃગાંકપોટલી રસ જાણવું. બે ગુંજા ભાર આ રસ, આઠ મરીના દાણાના ચૂર્ણની સાથે અથવા ત્રણ લીંડીપીપરના ચૂર્ણની સાથે ખાવો અથવા દોષાદિકના પ્રમાણમાં એક એક ગુંજા ભાર પણ ખાવો. જે પ્રકારનો દોષ હોય, તે દોષાદિકના પ્રમાણમાં ઘી અથવા મધના અનુપાનની સાથે ખાવો. આ રસ ખાધા બાદ અન્તઃકરણ સ્વસ્થ રાખી, પવિત્ર થઇને રહેવું તથા લોકનાથ રસમાં જે પથ્ય પાળવાનું કહ્યું છે, તે સઘળું પથ્ય આ મૃગાંકપોટલી રસમાં પાળવાથી, કફ, સંગ્રહણી, કાસ, શ્વાસ, ક્ષય, અરોચક, કૃશત્વ અને બલહાનિ, એ સર્વે રોગો મટી જાય છે.

ભૂધરયંત્ર કરવાની વિધિ[1]

वालुकाभिः समस्तांगं गर्ते मूषां रसान्विताम् ॥
दीप्तोत्पलैः संवृणुयाद्यंत्रं भूधरनामकम् ॥

મૂષની અન્દર શુદ્ધ કરેલો પારો ઘાલી, તેનાપર ઉન્ધું કોડિયું મૂકી, તે બન્નેની સાંધપર લુગડું લપેટી, તેનાપર સૂતર વીટી, પછી તેનાપર ભીની માટીનો લેપ કરવો. પછી એક મોટો ખાડો કરી, તેની અન્દર બીજો નાનો ખાડો કરી, તે નાના ખાડાની અન્દર ઉપલી કપડછન્દ કરેલી મૂષ મૂકી, તે મૂષના મોઢાપર રેતી પાથરીને પછી તેનાપર સળગાવેલાં અડાયાં છાણાંનો જે અગ્નિ આપવો, તેનું નામ ભૂધરયંત્ર જાણવું.

હેમગર્ભ પોટલી રસ— પહેલી વિધિ

सूतात्पादप्रमाणेन हेम्नः पिष्टं प्रकल्पयेत् ॥ ९५ ॥
तयोः स्यात् द्विगुणो गन्धो मर्दयेत्कांचनारिणा ॥
कृत्वा गोलं क्षिपेन्मूषासंपुटे मुद्रयेत्ततः ॥ ९६ ॥ पचेद्भूधरयंत्रेण वासरत्रितयं बुधः ॥
तत उद्धृत्य तत्सर्वं दद्याद्गंधं च तत्समम् ॥ ९७ ॥ मर्दयेच्चार्द्रकरसैः चित्रकस्वरसेन च ॥
स्थूलपीतवराटांश्च पूरयेत्तेन युक्तितः ॥ ९८ ॥ एतस्मादौषधात्कुर्यादष्टमांशेन टंकणम् ।
टंकणार्धं विषं दत्वा पिष्ट्वा सेहुंडदुग्धकैः ॥ ९९ ॥ मुद्रयेत्तेन कल्केन वराटानां मुखानि च ॥
भांडे चूर्णप्रलिप्तेऽथ धृत्वा मुद्रां प्रदापयेत् ॥ १०० ॥ गर्ते हस्तोन्मिते धृत्वा पुटेद्गजपुटेन च ॥
स्वांगशीतं रसं ज्ञात्वा प्रदद्याल्लोकनाथवत् ॥ १०१ ॥ पथ्यं मृगांकवज्ज्ञेयं त्रिदिनं लवणं त्यजेत् ॥
यदा छर्दिर्भवेत्तस्य दद्याच्छिम्बाश्रितं तदा ॥ १०२ ॥ मधुयुक्तं तथा श्लेष्मकोपे दद्यात् गुडार्द्रकम् ॥
विरेके भर्जिता भंगा प्रदेया दधिसंयुता ॥ १०३ ॥ जयेत्कासं क्षयं श्वासं ग्रहणीमरुचिं तथा ॥
अग्निं च कुरुते दीप्तं कफवातं नियच्छति ॥ १०४ ॥ हेमगर्भः परो ज्ञेयो रसः पोटलिकाभिधः ॥

શુદ્ધ કરેલો પારો એક ભાગ તથા પારાનો ચોથો ભાગ ઝીણું સોનાનું ચૂર્ણ તથા તે બન્નેનાથી બમણો શોધેલો આમલસારો ગન્ધક લઈ, તે ત્રણેને ખરલમાં નાખી, સં૦ કાંચ-

નારના—ચૂ૦ ચંપાકાઠીના રસમાં ખરલ કરી, તેમનો ગોળો વાળી, તે ગોળાને એક કોડિયામાં મૂકી, તેનાપર બીજું કોડિયું ઉન્ધું વાળી, તે બન્ને કોડિયાંની સાંધપર લૂગડું લપેટી, તેનાપર સૂતર વીટી, પછી તેનાપર ભીની માટીનો લેપ કરવો. એ માટી સૂકાઇ જાય એટલે ભૂધર યંત્રમાં મૂકી, તેને ત્રણ દિવસ સૂધી અગ્નિ આપવો. પછી સંપુટ ટાઢું થયા બાદ અન્દરના ઔષધને બહાર કાઢી, તેના બરોબર શોધેલો આમલસારો ગંધક લઇ, તે બન્નેને પ્રથમ આદાના રસમાં ખરલ કરી, પછી ચિત્રાના સ્વરસમાં ખરલ કરવાં. પછી પીળા રંગની મોટી કોડીઓ લઇ, તેની અન્દર યુક્તિથી એ ઔષધને ભરી, પછી એ કોડિયોમાં ભરેલાં ઔષધનો આઠમો ભાગ શોધેલો પાટિયો ટંકણખાર તથા પાટિયા ટંકણખારથી અર્ધો શોધેલો વચ્છનાગ લઇ, તે બન્નેને થોરના દૂધમાં ખરલ કરી, તેમનો કલ્ક કરી, તે કલ્કથી કોડિયોનાં મોઢાં છાંદવાં. પછી હાંડલાંની અન્દર ચૂનો ચોપડી, તેની અન્દર ઉપલી કોડિયો મૂકી, પછી માટલાંનાં મોંપર કોડિયું ઢાંકી, તે બન્નેની સાંધપર લૂગડું લપેટી, તેનાપર સૂતર વીટી, પછી તેનાપર ભીની માટીનો લેપ કરી, તેમનેસૂકવવો. પછી એક હાથ સમ ઓરસ ચોરસ ઉંડો ખાડો ખોદી, તેની અન્દર કપડછંડ કરેલું હાડલું મૂકી, ગજપુટ અગ્નિ આપવો. પછી હાંડલું ટાઢું થઇ જાય કે તેને બહાર કાઢી, તેની અન્દરનાં ઔષધને ખરલમાં નાંખી, લઢીને જે ભૂકો કરવો, તેનું નામ હેમગર્ભ પોટલી રસ જાણવું. આ રસ, લોકનાથ રસ પ્રમાણે ખાવો. મૃગાંકપોટલી રસ પ્રમાણેઆ રસમાં પથ્ય પાળવું. વળી આ રસ ખાનારે ત્રણ દિવસ સૂધી મીઠું પણ ખાવું નહિ. આ રસ ખાવાથી, છર્દિ થતી હોય તો ગળોનો કાઢો મધ નાંખીને પીવો, કફ પ્રકોપ પામ્યો હોય તો ગોળ અને આદું ભેગું કરીને ખાવું અથવા વિરેક—ઝાડા થતા હોય તો ભાંગને સેકીને દહીંની અન્દર ખાવી. એ પ્રમાણે આ રસ ખાવાથી, કાસ, ક્ષય, શ્વાસ, સંગ્રહણી અને અરુચિ, એ સર્વે રોગો મટી જાય છે. અગ્નિ પ્રદીપ્ત થાય છે અને કફવાતનો પ્રકોપ પણ શાંત થાય છે.

હેમગર્ભ પોટલીરસ— બીજી વિધિ

रसस्य भागाश्चत्वारस्तावन्तः कनकस्य च ॥ १०५ ॥
तयोश्च पिष्टिकां कृत्वा गंधो द्वादशभागकः ॥
कुर्यात्कज्जलिकां तेषां मुक्ताभागाश्च षोडश ॥ १०६ ॥ चतुर्विंशच्च शंखस्य भागैकं टंकणस्य च ॥
एकत्र मर्दयेत्सर्वं पक्वनिम्बूकजै रसैः ॥ १०७ ॥ कृत्वा तेषां ततो गोलं मूषासंपुटके न्यसेत् ॥
मुद्रां दत्त्वा ततो हस्तमात्रे गर्ते च गोमयैः ॥ १०८ ॥ पुटेद्गजपुटेनैव स्वांगशीतं समुद्धरेत् ॥
पिष्ट्वा गुंजाचतुर्मानं दद्याद्व्याज्यसंयुतम् ॥ १०९ ॥ एकोनत्रिंशदुन्मानमरिचैः सह दीयते ॥
राजते मृन्मये पात्रे काचजे वाऽवलेहयेत् ॥ ११० ॥ लोकनाथसमं पथ्यं कुर्याच्च स्वस्थमानसः ॥
कासे श्वासे क्षये वाते कफे ग्रहणिकागदे ॥ १११ ॥ अतिसारे प्रयोक्तव्या पोटली हेमगर्भिका ॥

શુદ્ધ કરેલો પારો તથા સોનાનું ચૂર્ણ, એ બન્ને પદાર્થો ચાર ચાર ભાગ લઇ, એ બન્નેને ખરલમાં નાંખી, લોટના સરખા બારિક થાય ત્યાંસૂધી ખરલ કરી, તેમની અન્દર

શોધેલો આલમસારો ગંધક બાર ભાગ નાંખી, તેમની ખરલ કરી કજ્જલી કરવી. પછી મોતીનો ભૂકો સોલ ભાગ, શંખનો ભૂકો ચોવીશ ભાગ અને શોધેલો પાટિયો ટંકણખાર એક ભાગ લઇ, એ ત્રણે ઔષધો, કજ્જલીની સાથે મિશ્ર કરી, પછી તે સર્વે ઔષધોને, પાકી ગયેલા લીમ્બુના રસમાં ખરલ કરીને, તેમનો ગોળો વાળવો. પછી માટીનું એક કોડિયું લઈ, તેની અન્દર ઉપલો ગોળો મૂકી, તે ગોળાની પર બીજું કોડિયું ઉંધું વાળી, તે બન્ને કોડિયાની સાંધપર લૂગડું લપેટી, તેનાપર સૂતર વીટી, પછી તેનાપર ભીની માટીનો લેપ કરી, તેને સૂકવવો. પછી એક હાથ સમ ચોરસ ઉંડો ખાડો ખોદી, તેની અન્દર કપડછંદ કરેલું સંપુટ મૂકી, અડાયાં છાણાનો ગજપુટ અગ્નિ આપવો. પછી સંપુટ ટાઢું થઈ જાય કે, તેને બહાર કાઢી, તેની અન્દરના ગોળાને ખરલમાં નાંખી, લઢીને જે ભૂકો કરવો, તેનું નામ હેમગર્ભ પોટલી રસ જાણવું. આ રસ ચાર ગુંજા ભાર લઈ, તેની સાથે ઓગણત્રીસ મરીનો ભૂકો મેળવી, તે બન્નેને રૂપાના, માટીના અથવા કાચના વાસણની અન્દર નાંખી, ગાયના ઘીમાં કાલવી–મેળવીને ખાવો અને અન્તઃકરણ સ્વસ્થ રાખીને લોકનાથ રસના પ્રમાણે પથ્ય પાળવું. એ પ્રમાણે કાસ, શ્વાસ, ક્ષય, વાત, કફ, સંગ્રહણી અને અતિસાર, એ સર્વે રોગોપર આ હેમગર્ભ પોટલી રસ ખવરાવવો.

**મહાજ્વરાંકુશ** शुद्धसूतो विषं गन्धः प्रत्येकं शाणसम्मिताः ॥ ११२ ॥
धूर्तबीजं त्रिशाणं स्यात्सर्वेभ्यो द्विगुणा भवेत् ॥ हेमाह्वा कारयेदेषां सूक्ष्मचूर्णं प्रयत्नतः ॥ ११३ ॥
देयं जंबीरमज्जाभिश्चूर्णं गुंजाद्वयोन्मितम् ॥ आर्द्रकस्वरसैर्वापि ज्वरं हंति त्रिदोषजम् ॥ ११४ ॥
ऐकाहिकं द्व्याहिकं वा त्र्याहिकं वा चतुर्थकम् ॥ विषमं च ज्वरं हन्याद्विख्यातोऽयं ज्वरांकुशः ११५

શુદ્ધ કરેલો પારો, શોધેલો વછનાગ અને શુદ્ધ કરેલો આમલસારો ગન્ધક, એ ત્રણે ઔષધો એક એક શાણ, ધન્તુરાનાં શુદ્ધ કરેલાં બી ત્રણ શાણ અને દારુડીનાં મૂળ બધાં ઔષધોથી બમણાં, એ પ્રમાણે સર્વે ઔષધો લેવાં. પારો તથા આમલસારો ગન્ધક લઈ, એ બન્નેની કજ્જલી કરી, પછી બાકીનાં ઔષધોનું સૂક્ષ્મ ચૂર્ણ, ઉપલી કજ્જલીની સાથે ભેળી, તેમને ખરલ કરી, જે સૂકવવું, તેનું નામ મહાજ્વરાંકુશ જાણવું. આ ચૂર્ણ, બે ગુંજા ભાર, કાગદી લીમ્બુના રસની સાથે અથવા આદાના સ્વરસની સાથે આપવાથી, ત્રિદોષજ-જ્વર. ઐકાહિક જ્વર, દ્વયાહિક જ્વર, ત્ર્યાહિક જ્વર, ચાતુર્થિક જ્વર અને વિષમ જ્વર, એ સર્વે પ્રકારના જ્વરો મટી જાય છે. આ મહાજ્વરાંકુશ તાવ ઉતારવામાં પ્રખ્યાત છે.

**આનન્દભૈરવ રસ** दरदं वत्सनाभं च मरिचं टंकणं कणा ॥
चूर्णयेत्समभागेन रसो ह्यानन्दभैरवः ॥ ११६ ॥ गुंजैकं वा द्विगुंजं वा बलं ज्ञात्वा प्रयोजयेत् ॥
मधुना लेहयेच्चानु कुटजस्य फलं त्वचम् ॥ ११७ ॥ चूर्णितं कर्षमात्रं तु त्रिदोषोत्थातिसारनुत् ॥
दध्यन्नं दापयेत् पथ्यं गवाज्यं तक्रमेव च ॥ ११८ ॥ पिपासायां जलं शीतं विजया च हिता निशि ॥

શોધેલો હિંગળો, શુદ્ધ કરેલો વછનાગ, મરી, શોધેલો પાટિયો ટંકણખાર અને લીંડી પીપર, એ પાંચે ઔષધો સરખે ભાગે લઇ, તેમને ખરલમાં નાંખી, સારી પેઠે લઢી, લોટના

સરખો જે બારીક ભૂકો કરવો, તેનું નામ આનન્દભૈરવ રસ જાણવું. આ રસ, એક અથવા બે ગુંજા સુધી રોગીનું બલ જોઇ, કડાછાલ અને ઇન્દ્રજવનો ભૂકો કરી, તેમાંથી એક કર્ષ ભૂકાની સાથે મધની અન્દર ચાટવાથી ત્રિદોષજન્ય અતિસાર મટી જાય છે. પથ્યની અન્દર ગાયનું દહીં અને ભાત અથવા ગાયનું ઘી અને ભાત અથવા ગાયની છાશ અને ભાત ખવરાવવાં. તરશ લાગી હોય તો ટાઢું પાણી પાવું અને શુદ્ધ કરેલી થોડી ભાંગ રાત્રિના ખવરાવવી.

**લઘુસૂચિકાભરણ રસ** विषं पलमितं सूतः शाणिकश्चूर्णयेत् द्वयम् ॥ ११९ ॥
तच्चूर्णं संपुटे क्षिप्त्वा काचलिप्तशरावयोः ॥ मुद्रां दत्वा च संशोष्य ततश्चूल्ल्यां निवेशयेत् ॥१२०॥
वह्निं शनैः शनैः कुर्यात्प्रहरद्वयसंख्यया ॥ तत उद्घाटयेन्मुद्रामुपरिस्थां शरावकात् ॥ १२१ ॥
संलग्नो यो भवेत्सूतस्तं गृह्णीयाच्छनैः शनैः ॥ वायुस्पर्शो यथा न स्यात्तथा कुप्यां निवेशयेत् ॥१२२॥
यावत्सूच्या मुखे लग्नं कुप्या निर्याति भेषजं ॥ तावन्मात्रो रसो देयो मूर्च्छिते संनिपातिनि ॥१२३॥
क्षौरेण प्रस्थिते मूर्ध्नि तत्रांगुल्या च घर्षयेत् ॥ रक्तभेषजसंपर्कान्मूर्च्छितोऽपि हि जीवति ॥१२४॥
तथैव सर्पदष्टस्तु मृतावस्थोऽपि जीवति ॥ यदा तापो भवेत्तस्य मधुरं तत्र दीयते ॥ १२५ ॥

શોધેલો વછનાગ એક પલ અને શુદ્ધ કરેલો પારો એક શાણ લઇ, તે બન્નેને મિશ્ર કરી, ખરલ કરવાં. પછી માટીના બે પ્યાલાની અન્દર કાચલવણ–બંગડખાર ચોપડીને તે બન્નેને સૂકવવાં. એ રીતે સૂકવી તૈયાર કરેલા બે પ્યાલામાંથી એક પ્યાલામાં, ખરલમાંનું ઉપલું ચૂર્ણ નાંખી, તેની ઉપર બીજો પ્યાલો ઉંધો પાડી, તેની સાન્ધપર લુપડું લપેટી, તેના પર સૂતર વીંટી, પછી તેનાપર ભીની માટીનો લેપ કરી તેને સૂકવવો. પછી એ સંપુટને ચૂલાપર મૂકી ધીમી ધીમી આંચે બે પહોર સુધી અગ્નિ આપવો. પછી સંપુટ ટાઢું થયા બાદ તેને હેઠે ઉતારી, કપડછંદ કાઢી નાખી, ઉપરના પ્યાલામાં વળગી રહેલો પારો ધીમે ધીમે હલકા હાથે યુક્તિથી કાઢી, તે પારાને પવન ન લાગે તેવી રીતે શીંશીમાં ભરી મજબૂત બૂચ દેવો. જે મનુષ્યને સન્નિપાતની અન્દર મૂર્ચ્છા આવી હોય, તે મનુષ્યના મસ્તક પરના તાળવાના કેશ અસ્ત્રાથી–સજૈયાથી સારી રીતે કાઢી, પછી શીંશીમાં સોઇ ઘાલી, સોઇની અણીને જેટલું ઔષધ ચોટીને બહાર આવે, તેટલું લઈ, વાળ કાઢેલી જગાપર મૂકી, આંગળી વડે ઔષધ ચોળવા–ઘસવા માણ્ડવાથી, લોહીની સાથે જેવું ઔષધ ભળે કે, તરત મૂર્ચ્છા વળીને મનુષ્ય સાવધ થાય છે. મનુષ્યને સર્પ કરડવાથી મૂર્ચ્છા આવીને જો મરણાવસ્થા પ્રાપ્ત થઇ હોય તો પણ ઉપર પ્રમાણે ઉપાય કરવાથી ઝેર ઉતરી જઈ, મૂર્ચ્છા વળીને મનુષ્ય જીવે છે. આ ઉપાય કરવાથી જો અંગની અન્દર દાહ થવા માંડે તો દ્રાક્ષાદિ મધુર પદાર્થો ખાવા આપવાથી દાહ શાંત થાય છે.

**જ્વલચૂડામણિ રસ** भस्मसूतसमं गंधं गंधात्पादं मनःशिला ॥
माक्षिकं पिप्पली व्योषं प्रत्येकं शिलया समम् ॥ १२६ ॥ चूर्णयेद्भावयेत्पित्तैर्मत्स्यमायूरसंभवैः ॥
सप्तधा भावयेच्छुष्कं देयं गुंजाद्वयं हितम् ॥१२७॥ तालपर्णीरसश्चानु पंचकोलभृतोऽथवा ॥

जलचूडो रसो नाम सन्निपातं नियच्छति ॥ १२८ ॥ जलयोगश्च कर्तव्यस्तेन वीर्यं भवेद्रसे ॥

પારાની ભસ્મ તથા શુદ્ધ કરેલો આમલસારો ગંધક, એ બન્ને ઔષધો ચાર ચાર ભાગ, શોધેલો મનશીલ, સોનામુખી–સુવર્ણમાક્ષિક ભસ્મ, લીંડીપીપર, શુંઠ, મરી અને લીંડીપીપર, એ છએ ઔષધો એક એક ભાગ લઇ પછી તે સર્વનું ચૂર્ણ કરવું. એ ચૂર્ણને, માછલાંના કાળજાંની અન્દરના પિત્તની અને મોરના કાળજાંની અન્દરના પિત્તની સાત સાત ભાવના દઇ જે સૂકવવું, તેનું નામ જલચૂડામણિ રસ જાણવું. આ રસ બે ગુંજા ભાર તાલપર્ણીના–વરિયાળીના રસમાં અથવા પંચકોલ(લીણ્ડીપીપર. પીપરીમૂળના ગંઠોડા, ચવક, ચિત્રો અને શુંઠ)ના કાઢામાં આપવાથી અને રોગીની પાસે પાણીનો યોગ–પ્રયોગ કરવાથી (રોગીની આસપાસ ટાઢા પાણીનાં વાસણો ભરી રાખવાથી અને થોડું થોડું ટાઢું પાણી પાવાથી) રસમાં વીર્ય આવીને સન્નિપાત રોગ મટી જાય છે.

પંચવક્ત્ર રસ

शुद्धसूतं विषं गन्धं मरिचं टंकणं कणा ॥ १२९ ॥
मर्दयेद्धूर्तजद्रावैर्दिनमेकं तु शोषयेत् ॥
पंचवक्त्रो रसो नाम द्विगुंजः सन्निपातहा ॥ १३० ॥ अर्कमूलकषायं तु सत्र्यूषमनुपाययेत् ॥
युक्तं दध्योदनं पथ्यं जलयोगं च कारयेत् ॥ १३१ ॥ रसेनानेन शाम्यंति सक्षौद्रेण कफादयः ॥
मध्वार्द्रकरसं चानु पिबेदग्निविवृद्धये ॥ १३२ ॥ यथेष्टं घृतमांसाशी शक्तो भवति पावकः ॥

શોધેલો પારો, શોધેલો વછનાગ, શોધેલો આમલસારો ગન્ધક, મરી, ફૂલાવેલો પાટિયે ટંકણખાર અને લીણ્ડીપીપર, એ છએ ઔષધો સરખે ભાગે લઇ, તેમનું ચૂર્ણ કરી, તે ચૂર્ણને ખરલની અન્દર નાંખી, ધન્તૂરાના રસમાં એક દિવસ ખરલ કરી જે સૂકવવું, તેનું નામ પંચવક્ત્ર રસ જાણવું. શોધેલા આકડાનાં મૂળનો કાઢો કરી, તેની અન્દર શુંઠ, મરી અને લીણ્ડીપીપરનું ચૂર્ણ તથા બે ગુંજા ભાર આ રસ નાંખી ખાવાથી, સન્નિપાત રોગ મટી જાય છે. પથ્ય પાળવામાં દહીં ભાત ખાવા અને રોગીની પાસે પાણીનો પ્રયોગ કરવો. આ રસ મધની સાથે ચાટવાથી કફાદિક વિકાર મટી જાય છે. આદાના રસની સાથે મધ અને આ રસને મેળવી ખાવાથી, જઠરાગ્નિ વૃદ્ધિ પામે છે. આ પ્રમાણે આ રસ ખાઇ, પછી ઘી અને માંસનું ઇચ્છા પ્રમાણે ભક્ષણ કર્યું હોય તો તેમને પચાવવામાં જઠરાગ્નિ સમર્થ થાય છે.

ઉન્મત્ત રસ

रसगंधकतुल्यांशौ धत्तूरफलजै रसैः ॥ १३३ ॥
मर्दयेद्दिनमेकं च तत्तुल्यं त्रिकटुं क्षिपेत ॥ उन्मत्ताख्यो रसो नाम नस्ये स्यात्सन्निपातजित् ॥ १३४ ॥

શુદ્ધ કરેલો પારો અને શુદ્ધ કરેલો આમલસારો ગન્ધક, એ બન્ને વસ્તુ સરખે ભાગે લઈ તથા તેના બરોબર શુંઠ, મરી અને લીણ્ડીપીપર, આ ત્રણે ઔષધો લઇ, તેમનું ચૂર્ણ કરી, તે ચૂર્ણ પણ ઉપલા ઔષધની સાથે મેળવી. તે સર્વને ખરલમાં નાંખી, ધન્તૂરાના ફૂલના રસમાં એક દિવસ ખરલ કરી, તેમનો જે ઝીણો ભૂકો કરવો, તેનું નામ ઉન્મત્ત રસ જાણવું. આ ઉન્મત્ત રસનું, સન્નિપાત થયેલાને નસ્ય આપવાથી સન્નિપાત મટે છે.

અંજન રસ

निस्त्वक्जैपालबीजं च दशनिष्कं विचूर्णयेत् ॥
मरिचं पिप्पलीसूतं प्रतिनिष्कं विमिश्रयेत् ॥१३५॥
भाव्यो जंबीरजैर्द्रावैः सप्ताहं सप्रयत्नतः ॥ रसोऽयमंजने दत्तः सन्निपातं विनाशयेत् ॥ १३६ ॥

નેપાળાનાં છાલ કાઢેલાં બીજ દશ નિષ્ક, મરી, લીંડીપીપર અને શોધેલો પારો, એ ત્રણે ઔષધો એક એક નિષ્ક લઈ, એ સર્વેનું ચૂર્ણ કરી, તે ચૂર્ણને ખરલમાં નાંખી, કાગદી લિંબુના રસમાં સારી પેઠે સાત ભાવના આપી, તેને જે સૂકવવો, તેનું નામ અંજન રસ જાણવું. આ અંજન રસ, જે મનુષ્યને સન્નિપાત થયો હોય, તે મનુષ્યની આંખમાં આંજવાથી સન્નિપાત મટી જાય છે.

નારાચ રસ

सूतटंकणकं तुल्यं मरिचं सूततुल्यकम् ॥
गंधकं पिप्पलीं शुंठीं द्वौ द्वौ भागौ विचूर्णयेत् ॥१३७॥ सर्वतुल्यं क्षीपेद्दन्तीबीजं निस्तुषितं भिषक् ॥
द्विगुंजं रेचनं सिद्धं नाराचोऽयं महारसः ॥१३८॥ आध्मानं शूलविष्टंभमुदावर्तं च नाशयेत् ॥

શુદ્ધ કરેલો પારો, ફૂલાવેલો પાટિયો ટંકણખાર અને મરી, એ ત્રણે ઔષધો એક એક ભાગ, શોધેલો આમલસારો ગન્ધક, લીંડીપીપર અને શુંઠ. એ ત્રણે ઔષધો બે બે ભાગ અને શોધેલા નેપાળાનાં છાલ કાઢેલાં બીજ, ઉપરનાં સર્વ ઔષધોના સમ ભાગે અર્થાત્ નવ ભાગે લઇ, એ સર્વે ઔષધોનું ચૂર્ણ કરી, તેમને ખરલમાં નાંખી, ઘુંટી જે બારિક ભૂકો કરવો, તેનું નામ નારાચ રસ જાણવું. આ રસ, બે ગુંજા ભાર ખાવાથી જુલાબ લાગે છે. વળી આ રસ, આધ્માન વાત, શૂલ, વિષ્ટંભ અને ઉદાવર્ત, એ સર્વે રોગ મટાડે છે.

ઇચ્છાભેદી રસ

दरदं टंकणं शुंठी पिप्पली चेति कार्षिकाः ॥ १३९ ॥
हेमाह्वा पत्रमाला स्याद्दन्तीबीजं च तत्समम् ॥
विशोष्यैकत्र सर्वाणि गोदुग्धेनैव पाययेत् ॥१४०॥ त्रिगुंजं रेचनं दद्याद्विष्टंभाध्मानरोगिषु ॥

શોધેલો હિંગળો, ફૂલાવેલો પાટિયો ટંકણખાર, શુંઠ અને લીંડીપીપર, એ ચારે ઔષધો એક એક કર્ષ, દારુડીનાં મૂળ એક પલ અને શુદ્ધ કરેલાં નેપાળાનાં બી એક પલ લઇ, એ સર્વેને એકઠાં કરી, તેમને ખરલની અન્દર સારી પેઠે લઢીને તેમનો જે ભૂકો કરવો, તેનું નામ ઇચ્છાભેદી રસ જાણવું. આ રસ જુલાબ લાગવા સારુ અર્થાત્ ઝાડો આવવા સારુ ગાયના દૂધમાં ત્રણ ગુંજા ભાર ખાવાથી, ઝાડો આવીને વિષ્ટંભ તથા આધ્માન રોગ મટી જાય છે.

રાજમૃગાંક રસ

भस्मसूतत्रयो भागा भागैकं हेमभस्मकम् ॥ १४१ ॥
मृताभ्रस्य च भागैकं शिलागन्धकतालकम् ॥
प्रतिभागद्वयं शुद्धमेकीकृत्य विचूर्णयेत् ॥१४२॥ वराटान् पूरयेत्तेन छागीक्षीरेण टंकणम् ॥
पिष्ट्वा तेन मुखं रुध्वा मृद्भांडे तन्निरोधयेत् ॥१४३॥ शुष्कं गजपुटे पक्त्वा चूर्णयेत्स्वांगशीतलम् ॥
रसो राजमृगांकोऽयं चतुर्गुंजः क्षयापहः ॥१४४॥ दशपिप्पलिका क्षौद्रैरेकोनत्रिंशदूषणैः ॥

પારાની ભસ્મ ત્રણ ભાગ, સોનાની ભસ્મ તથા અભ્રકની ભસ્મ એક એક ભાગ, શોધેલો મનશીલ, શોધેલો આમલસારો ગન્ધક અને શોધેલી હરતાલ, એ ત્રણે ઔષધો બે

બે ભાગ લઇ, તે સર્વે ઔષધોને મિશ્ર કરી, તેમનું ચૂર્ણ કરવું. પછી મોટી કોડીઓ લઈ, તેમાં તે ભૂકો ભરી, ફૂલાવેલા પાટિયા ટંકણખારને બકરીના દૂધમાં વાટી, તેનાથી, તે કોડિયોનાં મોઢાં છાંદી, પછે તે કોડિયોને માટલામાં મૂકી, તેનાપર ઉન્ધું કોડિયું ઢાંકી, તેની સાંધપર લૂગડું લપેટી તેનાપર સૂતર વીટી, પછી તેનાપર ભીની માટીનો લેપ કરવો. એ લેપ સૂકાયા બાદ એ માટલાને અડાયાં છાણાનો ગજપુટ અગ્નિ આપવો અને માટલું ટાઢું થયા બાદ અન્દરનાં ઔષધને ટાઢી, તેને ખરલમાં નાંખીને તેનો જે બારિક ભૂકો કરવો, તેનું નામ રાજમૃગાંક રસ જાણવું. ચાર ગુંજા ભાર આ રસને, દશ લીણ્ડીપીપર અને ઓગણત્રીશ મરીના દાણાના ચૂર્ણની સાથે મેળવીને મધની અન્દર ચાટવાથી, ક્ષય રોગ મટી જાય છે.

**સ્વયમગ્નિ રસ**

शुद्धं सूतं द्विधा गंधं कुर्यात् खल्वेन कज्जलीम् ॥ १४५ ॥
तयोः समं तीक्ष्णचूर्णं मर्दयेत्कन्यकाद्रवैः ॥
द्वियामांते कृतं गोलं ताम्रपात्रे विनिक्षिपेत् ॥ १४६ ॥ आच्छाद्यैरंडपत्रेण यामार्धेऽत्युष्णता भवेत् ॥
धान्यराशौ न्यसेत्पश्चादहोरात्रात्समुद्धरेत् ॥ १४७ ॥ संचूर्ण्य गालयेद्वस्त्रे सत्यं वारितरं भवेत् ॥
भावयेत्कन्यकाद्रावैः सप्तधा भृंगजैस्तथा ॥ १४८ ॥ काकमाचीकुरंटोत्थद्रवैर्मुण्डापुनर्नवैः ॥
सहदेव्यमृतानीलीनिर्गुंडीचित्रजैस्तथा ॥ १४९ ॥ सप्तधातुपृथग्द्रावैर्भाव्यं शोष्यं तथाऽऽतपे ॥
सिद्धयोगो ह्ययं ख्यातः सिद्धानां च मुखागतः ॥१५०॥ अनुभूतो मया सत्यं सर्वरोगगणापहः ॥
स्वर्णादीन्मारयेदेवं चूर्णीकृत्य तु लोहवत् ॥ १५१ ॥ त्रिफलामधुसंयुक्तः सर्वरोगेषु योजयेत् ॥
त्रिकटुत्रिफलैलाभिर्जातीफललवंगकैः ॥ १५२ ॥ नवभागोन्मितैरेतैः समः पूर्वरसो भवेत् ॥
संचूर्ण्य लोडयेत् क्षौद्रैर्भक्ष्यं निष्कद्वयं द्वयम् ॥ १५३ ॥ स्वयमग्निरसो नाम्ना क्षयकासनिकृंतनः ॥

શુદ્ધ કરેલો પારો એક ભાગ તથા શુદ્ધ કરેલો આમલસારો ગન્ધક બે ભાગ લઇ, એ બન્નેને ખરલમાં નાંખી, તેમની કજ્જલી કરવી. પછી કજ્જલીના જેટલું શોધેલી પોલાદનું ચૂર્ણ લઈ, તેને કજ્જલીની અંદર મેળવી, કુંવારના રસમાં બે પહોર સૂધી ઘુંટી, તેમનો ગોળો વાળી, તે ગોળાને ત્રાંબાના છાલિયામાં મૂકી, તેની ઉપર એરડાનું પાંદડું ઢાંકી, અર્ધા પહોર સૂધી તડકામાં રાખી, અતિ ઉષ્ણ થાય ત્યારે પાછો અનાજના ઢગલામાં એક દિવસ તથા રાત્રી બોસી રાખવો. પછી બીજે દિવસે તે ગોળાને બહાર કાઢી, તેનો ઝીણો ભૂકો કરી, તે ભૂકાને લૂગડાંથી ચાળીને પાણીપર નાંખવો. જો ભૂકો પાણીપર તરે, તો તેને ખરલમાં નાંખી, કુંવાર, ભાંગરો, પીલુડી, કાંટાઅશેળિયો, મુંડી–ગોરખમુંડી, સાટોડી, સહદેવી–મોટી ખપાટ, ગળો, ગળી, નગડ અને ચિત્રો, એ અગ્યારે ઔષધોના રસની સાત સાત ભાવના આપી, દરેક ભાવનાને અન્તે તે ભૂકાને તડકામાં સૂકવવો એટલે આ રસ સિદ્ધ થાય છે. એ રીતે તૈયાર કરેલા આ રસનું નામ સ્વયમગ્નિરસ જાણવું. સિદ્ધ પુરુષોના મુખથી કહેવા-ચલો એવો આ રસ પ્રખ્યાત થયેલો છે. સર્વ રોગોના સમૂહનો નાશ કરનારા આ રસનો મેં બરોબર અનુભવ લીધો છે. સ્વર્ણાદિ–સોનાં આદિ ધાતુઓનું ચૂર્ણ કરી, પછી તે ધાતુ-

ઓને પણ, આ સ્વયમગ્નિ રસની પેઠે જ મારવી. આ સ્વયમગ્નિ રસને, હરડાં, બેહેડાં અને આંબળાંના–ત્રિફલાંના ચૂર્ણની સાથે ભેળવી, મધની સાથે મિશ્ર કરી, સર્વે રોગને વિષે વાપરવો. વળી શુંઠ, મરી, લીંડીપીપર, હરડા, બેહેડાં, આંબળાં, એલચી, જાયફલ અને લવિંગ, એ નવે ઔષધો એક એક ભાગ લઇ, તેમનું ચૂર્ણ કરી, તે ચૂર્ણને ખરલમાં નાંખી તથા નવ ભાગ આ રસ લઇ, તેને ઉપરનાં ચૂર્ણની સાથે મિશ્ર કરી, મધની અંદર ઘુંટી, પછી તેમાંથી રોગીના બલાબલ પ્રમાણે બે બે નિષ્ક ભાર (પ્રમાણ બહુ વધુ છે, માટે રોગીની શક્તિ પ્રમાણે) આપવાથી, ક્ષય તથા કાસ રોગ મટી જાય છે.

**સ્થાલિકા યંત્ર કરવાની વિધિ**[1]

अथ स्थाल्यां रसं क्षिप्त्वा निदध्यात् तन्मुखोपरि ॥
स्थालीमूर्ध्वमुखीं सम्यङ् निरुध्य मृदुमृत्स्नया ॥
ऊर्ध्वस्थाल्यां जलं क्षिप्त्वा चुल्ल्यामारोप्य यत्नतः ॥ अधस्तात् ज्वालयेदग्निं यावत् प्रहरपंचकम् ॥
स्वांगशीतं ततो यंत्राद् गृह्णीयाद्रसमुत्तमम् ॥ विद्याधराभिधं यंत्रमेतत् जज्ञैरुदाहृतम् ॥

એક હાંડલામાં (થાળીમાં) પારો નાંખી, એ હાંડલાના (થાળીના) મોઢાપર બીજું ચત્તું હાંડલું (થાળી) મૂકી, પછી નીચલા હાંડલાના (થાળીના) મુખની તથા ઉપરનાં હાંડલાના (થાળીના) તળિયાંના સાંધાપર લૂગડું લપેટી, તેનાપર સૂતર વીટી, પછી તેનાપર ભીની માટીનો લેપ કરવો. એ લેપ સૂકાય ત્યારે ઉપરના હાંડલામાં (થાળીમાં) પાણી ભરી, પછી તે માટલાંને (થાળીને) ચૂલાપર મૂકી, પાંચ પહોર સાવધતાથી અગ્નિ આપવો. પછી હાંડલું (થાળી) ટાઢું થાય ત્યારે તેને ચૂલાપરથી હેઠે ઉતારી, કપડછંદ કાઢી નાખી, ઉપરનાં હાડલાંને (થાળીને) તળિયે ચોટેલો પારો કાઢી લેવો. આ રીતે તૈયાર કરેલા આ પારાના યંત્રનું નામ સ્થાલિકા અથવા વિદ્યાધર યંત્ર જાણવું.

**સૂર્યાવર્ત રસ**

सूतार्धो गंधको मर्द्यो यामैकं कन्यकाद्रवैः ॥ १५४ ॥
द्वयोस्तुल्यं ताम्रपत्रं पूर्वकल्केन लेपयेत् ॥
दिनैकं स्थालिकायंत्रे पक्त्वा चादाय चूर्णयेत् ॥१५५॥ सूर्यावर्तो रसो ह्येष द्विगुंजः श्वासजित् भवेत् ॥

શુદ્ધ કરેલો પારો એક ભાગ તથા શુદ્ધ કરેલો આમલસારો ગન્ધક અર્ધો ભાગ લઈ, તે બન્નેને ખરલની અન્દર નાંખી, કુંવારના રસમાં એક પહોર પર્યન્ત ખરલ કરી, તેમનો કલ્ક કરી, પછી એ કલ્કના જેટલાં ત્રાંબાનાં શુદ્ધ કરેલાં પત્રાં લઇ, તે પત્રાંપરએ કલ્કનો લેપ કરી, પછી તે પત્રાંને સ્થાલિકા યન્ત્રની અન્દર ઘાલીને એક દિવસ સાવધતાથી અગ્નિ આપવો. પછી હાંડલું ટાઢું થાય ત્યારે તેને ચૂલાપરથીહેઠે ઉતારી, કપડછંદ કાઢી નાંખી, હાંડલાની અન્દરના પત્રાંને ખરલમાં મૂકી, ખૂબ લઢીને તેનો જે બારીક ભૂકો કરવો, તેનું નામ સૂર્યાવર્ત રસ જાણવું. આ રસ બે ગુંજા ભાર શ્વાસવાળા રોગીને આપવાથી, શ્વાસ મટી જાય છે.

**સ્વચ્છન્દભૈરવ રસ**

शुद्धसूतं मृतं लोहं ताप्यं गन्धकतालकम् ॥ १५६ ॥
पथ्याग्निमंथ निर्गुंडी त्र्यूषणं टंकणं विषम् ॥ तुल्यांशं मर्दयेत् खल्वे दिनं निर्गुंडिकाद्रवैः ॥ १५७ ॥

---

૧ બીજા ગ્રન્થનો પાઠ છે.

मुंडीद्रावैर्दिनैकं तु द्विगुंजं वटकीकृतम् ॥ भक्षयेद्वातरोगार्तो नाम्ना स्वच्छंदभैरवम् ॥ १५८ ॥
रास्नामृतादेवदारुशुंठीवातारिजं शृतम् ॥ सगुग्गुलुं पिबेत्कोष्णमनुपानं सुखावहम् ॥ १५९ ॥

શોધેલો પારો, લોહ ભસ્મ, સુવર્ણમાક્ષિક ભસ્મ, શોધેલો આમલસારો ગન્ધક, શોધેલી હરતાલ, હરડાં, અરણી, નગડનાં મૂળ, શુંઠ, મરી, લીંડિપીપર, ફૂલાવેલો પાટિયો ટંકણખાર અને શોધેલો વછનાગ, એ તેરે ઔષધો સરખે ભાગે લઇ, તેમનો બારીક ભૂકો કરી, તે ભૂકાને ખરલમાં નાંખી, નગડના રસમાં તથા મુંડીના—ગોરખમુંડીના રસમાં એકેક દિવસ ખરલ કરી, તેમની બેબે ગુંજની જે ગોળીઓ વાળવી તેનું નામ સ્વચ્છન્દ ભૈરવ રસ જાણવું. રાસ્ના, ગળો, દેવદારુ, શુંઠ અને એરડાનું મૂળ, એ પાંચ ઔષધનો કાઢો કરી, તેની અન્દર ગુગળ મેળવી, પછી કૈંક ઉંના એવા તે કાઢાની સાથે આ રસ, જો વાયુથી પીડિત મનુષ્ય ખાય, તો તેનો વાયુવિકાર મટી જાય છે.

હંસપોટલી રસ

दग्धान् कपर्दिकान् पिष्ट्वा त्र्यूषणं टंकणं विषम् ॥
गंधकं शुद्धसूतं च तुल्यं जंबीरजैर्द्रवैः ॥ १६० ॥
मर्दयेत् भक्षयेन्माषं मरिचाज्यं लिहेदनु ॥ निहंति ग्रहणीरोगं पथ्यं तक्रोदनं हितम् ॥ १६१ ॥

કોડાંની રાખ, શુંઠ, મરી, લીંડિપીપર, ફૂલાવેલો પાટિયો ટંકણખાર, શોધેલો વછનાગ, શોધેલો આમલસારો ગન્ધક અને શોધેલો પારો, એ આઠે ઔષધો સરખે ભાગે લઇ, તેનો બારીક ભૂકો કરી, તે ભૂકાને ખરલમાં નાંખી, કાગદી લિમ્બુના રસમાં મર્દન કરી—ઘુંટી—લઢીને, તેની એક એક માષાની જે ગોળી વાળવી, તેનું નામ હંસપોટલી રસ જાણવું. આ ગોળી, મરીના ચૂર્ણની સાથે ઘીમાં ચાટવાથી અને પથ્યમાં દહીં ભાત ખાવાથી સંગ્રહણી રોગ મટી જાય છે.

ત્રિવિક્રમ રસ

मृतं ताम्रमजाक्षीरैः पाच्यं तुल्यैर्गतद्रवम् ॥
तत्ताम्रं शुद्धसूतं च गंधकं च समं समम् ॥ १६२ ॥
निर्गुडीस्वरसैर्मर्द्य दिनं तद्गोलकं कृतम् ॥ यामैकं वालुकायंत्रे पाच्यं योज्यं द्विगुंजकम् ॥ १६३ ॥
बीजपूरस्य मूलं तु सजल चानुपाययेत् ॥ रसस्त्रिविक्रमो नाम्ना मासैकेनाश्मरीप्रणुत् ॥ १६४ ॥

તામ્રભસ્મ તથા બકરીનું દૂધ, એ બન્ને પદાર્થો સરખે ભાગે લઇ, તે બન્નેને કઢાઇની અન્દર નાંખી, જ્યાંસૂધી દૂધનો માવો થાય ત્યાંસૂધી તવિથાથી હલાવવા. પછી માવાવાળી તે તામ્રભસ્મ, શોધેલો પારો અને શોધેલો આમલસારો ગન્ધક, એ ત્રણે પદાર્થો સરખે ભાગે લઇ, ખરલની અન્દર નાંખી, નગડના રસમાં એક દિવસ મર્દન કરી—લઢી, તેનો ગોળો કરી, તે ગોળાને વાલુકાયંત્રની અન્દર ઘાલી એક પહોર સૂધી પકાવવો. પછે તે ટાઢું થયા બાદ તેની અન્દરના ગોળાને બહાર કાઢી, તે ગોળાને ખરલમાં નાંખીને જે ઘુણ્ટવો, તેનું નામ ત્રિવિક્રમ રસ જાણવું. પછી બીજોરનાં મૂળને પાણીમાં ઘસી, તેના ઘસારાની સાથે બે ગુંજા ભાર આ રસ દરરોજ ખાવાથી, એક માસની અન્દર અશ્મરી રોગ મટી જાય છે.

મહાતાલેશ્વર રસ

तालं ताप्यं शिला सूतं शुद्धं सैन्धवटंकणम् ॥
समांशं चूर्णयेत् खल्वे सूतात् द्विगुणगंधकम् ॥ १६५ ॥ गंधतुल्यं मृतं ताम्रं जंबीरैर्दिनपंचकम् ॥

मर्द्य षड्भिः पुटैः पाच्यं भूधरे संपुटोदरे ॥ १६६ ॥ पुटे पुटे द्रवैर्मर्द्य सर्वमेतच्च षट्पलम् ॥
द्विपलं मारितं ताम्रं लोहभस्म चतुष्पलम् ॥ १६७ ॥ जंबीराम्लेन तत्सर्वं दिनं मर्द्य पुटेल्लघु ॥
त्रिंशदंशं विषं चास्य क्षिप्त्वा सर्वं विचूर्णयेत् ॥१६८॥ माहिषाज्येन संमिश्रं निष्कार्धं भक्षयेत्सदा॥
मध्वाज्यैर्बाकुचीचूर्णं कर्षमात्रं लिहेदनु ॥ १६९ ॥ सर्वकुष्ठानि हंत्याशु महातालेश्वरो रसः ॥

શોધેલી હરતાલ, સુવર્ણમાક્ષિક ભસ્મ, શોધેલો મનશીલ, શોધેલો પારો, સિન્ધાલુણ અને ફૂલાવેલો પાટિયો ટંકણખાર, એ છએ ઔષધો સરખે વજને લેવાં. પછી પારાથી બમણો શોધેલો આમલસારો ગન્ધક તથા ગન્ધકના જેટલી તામ્રભસ્મ લઇ, એ સર્વ ઔષધોને ખરલની અન્દર નાંખી, કાગદી લિમ્બુના રસમાં પાંચ દિવસ સુધી ઘુણ્ટી, તેનો ગોળો વાળી, તે ગોળાને માટીના એક કોડિયામાં મૂકી, તેનીપર માટીનું બીજું કોડિયું ઉન્ધું વાળી, તે બન્ને કોડિયાની સાંધપર લુગડું લપેટી, તેનાપર સૂતર વીટી, પછી તેનાપર ભીની માટીનો લેપ કરવો. પછી કપડછન્દ કરેલા સમ્પુટને ભૂધરયંત્રમાં મૂકી અડાયાં છાણાંનો પુટ આપવો. પછી સમ્પુટ ટાઢું થયા બાદ અન્દરનાં ઔષધને બહાર કાઢી, ખરલની અન્દર નાંખી, કાગદી લિમ્બુના રસમાં પાંચ દિવસ સુધી ઘુણ્ટી, તેનો ગોળો વાળી, તે ગોળાને સમ્પુટમાં મૂકી, તે સમ્પુટને કપડછન્દ કરવું. પછી કપડછન્દ કરેલાં સમ્પુટને પ્રથમ પ્રમાણે ભૂધરયંત્રમાં મૂકીને અડાયાં છાણાંનો પુટ આપવો. એ રીતે ભૂધરયંત્રમાં આપેલા અડાયાં છાણાંના પુટની પેઠે બધા મળીને ભૂધરયંત્રની અન્દરના છ ગજપુટો આપવાથી, ઉપરનાં સર્વે ઔષધોની ભસ્મ થાય છે. એ સર્વ ઔષધોની ભસ્મ છ પલ, ત્રામ્બાની ભસ્મ બે પલ અને લોહભસ્મ ચાર પલ લઈ, એ ત્રણે ભસ્મને ખરલની અન્દર નાંખી, મિશ્ર કરી, કાગદી લિમ્બુના રસમાં એક દિવસ ઘુણ્ટી તેનો ગોળો વાળી, તે ગોળાને માટીના કોડિયાની અન્દર મૂકી, તેની ઉપર માટીનું બીજું કોડિયું ઉન્ધું વાળી, તે બન્ને કોડિયાંની સાન્ધપર લુગડું લપેટી, તેનાપર સૂતર વીટી, પછી તેનાપર ભીની માટીનો લેપ કરવો. એ સમ્પુટપરનો લેપ સૂકાય ત્યારે, તે સમ્પુટને અડાયાં છાણાંનો હલકા પુટનો અગ્નિ આપવો. પછી સમ્પુટ ટાઢું થયા બાદ અન્દરના ગોળાને બહાર કાઢી, તે ગોળાને ખરલની અંદર નાંખી તથા તે ગોળાનો ત્રીશમો ભાગ શોધેલો વછનાગ લઈ, તેને ખરલની અન્દરના ગોળાની સાથે મિશ્ર કરી, લઢીને જે બારીક ભૂકો કરવો, તેનું નામ મહાતાલેશ્વર રસ જાણવું. આ રસ, ભેંસના ઘીમાં અર્ધ નિષ્ક ભાર હમ્મેશાં ખાવાથી અથવા મધ અને ઘી એક વાસણમાં મિશ્ર કરી તેની અન્દર બાબચીનું ચૂર્ણ એક કર્ષ મેળવીને, ઉપલું ઔષધ ચાટવાથી, સર્વે પ્રકારનાં કુષ્ઠો તરત મટી જાય છે.

કુષ્ઠકુઠાર રસ भस्मसूतसमो गंधो मृतायस्ताम्रगुग्गुलू ॥१७०॥
त्रिफला च महानिंबश्चित्रकश्च शिलाजतु ॥ इत्येतच्चूर्णितं कुर्यात् प्रत्येकं शाणषोडश ॥ १७१ ॥
चतुःषष्टिः करंजस्य बीजचूर्णं प्रकल्पयेत् ॥ चतुःषष्टिर्मृतं चाभ्रं मध्वाज्याभ्यां विलोडयेत् ॥१७२॥
स्निग्धभांडे घृतं खादेत् द्विनिष्कं सर्वकुष्ठनुत् ॥ रसः कुष्ठकुठारोयं गलत्कुष्ठनिवारणः ॥ १७३ ॥

પારાની ભસ્મ, શોધેલો ગન્ધક, લોહભસ્મ, તામ્રભસ્મ, ગુગળ, હરડાં, બેહેડાં, આંબળાં, કાન્તની છાલ, ચિત્રો અને શિલાજિત, એ અગ્યારે ઔષધો સોલ સોલ શાણ લઈ, તે સર્વેને

મિશ્ર કરી, તેમનું ચૂર્ણ કરવું. પછી કરંજના બીનું ચૂર્ણ તથા અભ્રક ભસ્મ, એ બન્ને ઔષધો ચોંસઠ ચોંસઠ શાણ લઈ, ઉપલાં ચૂર્ણની સાથે ભેળવી, તે સર્વ ચૂર્ણને, મધ તથા ઘીની સાથે કાલવી–મિશ્ર કરીને ઘી ભરવાનાં–ચિકાસવાળાં વાસણમાં ભરવું. એ રીતે તૈયાર કરેલા આ રસનું નામ કુષ્ઠકુઠાર રસ જાણવું. આ રસ, બે નિષ્ક ભાર ખાવાથી, સર્વે પ્રકારનાં કુષ્ઠો તથા ગલત્કુષ્ઠ મટી જાય છે.

ઉદયાદિત્ય રસ

शुद्धं सूतं द्विधा गंधं मर्द्यं कन्याद्रवैर्दिनम् ॥
तद्गोलं पिठरीमध्ये ताम्रपात्रेण रोधयेत् ॥ १७४ ॥
सूतकात् द्विगुणेनैव शुद्धेनाधोमुखेन च ॥ पार्श्वे भस्म निधायाथ पात्रोर्ध्वे गोमयं जलम् ॥ १७५ ॥
किंचित् किंचित् प्रदातव्यं चुल्ल्यां यामद्वयं पचेत् ॥ चंडाग्निना तदुद्धृत्य स्वांगशीतं विचूर्णयेत् ॥१७६॥
काष्ठोदुम्बरिकावह्नित्रिफलाराजवृक्षकम् ॥ विडंगबाकुचीबीजं क्वाथयेत्तेन भावयेत् ॥ १७७ ॥
दिनैकमुदयादित्यो रसो देयो द्विगुंजकः ॥ विचर्चिकां दद्रुकुष्ठं वातरक्तं च नाशयेत ॥ १७८ ॥
अनुपानं च कर्तव्यं बाकुचीफलचूर्णकम् ॥ खदिरस्य कषायेण समेन परिपाचितम् ॥ १७९ ॥
त्रिशाणं तद्गवांक्षीरैः क्वाथैर्वा त्रिफलैः पिबेत् ॥ त्रिदिनान्ते भवेत् स्फोटः सप्ताहाद्वा किलासके॥१८०॥
नीली गुंजाश्च काशीसं धत्तूरं हंसपादिका ॥ सूर्यभक्ता च चांगेरी पिष्ट्वा मूलानि लेपयेत् ॥ १८१॥
स्फोटस्थानप्रशान्त्यर्थं सप्तरात्रं पुनः पुनः ॥ श्वेतकुष्ठानि हंत्याशु साध्यासाध्यं न संशयः ॥१८२॥

શોધેલો પારો એક ભાગ તથા શોધેલો આમલસારો ગન્ધક બે ભાગ લઈ, એ બન્નેને ખરલમાં નાંખી, મિશ્ર કરી, કુંવારના રસમાં એક દિવસ ઘુણ્ટી, તેનો ગોળો વાળી, તે ગોળાને માટલામાં મૂકી, પારાથી બમણા વજનની, શુદ્ધ કરેલાં ત્રામ્બાનાં પત્રાંની વાટકી કરી, તે વાટકીને તે ગોળાપર ઉન્ધી ઢાંકીને, તેની સાંધપર છાણાંની રાખ દાબવી. પછી ગાયનું છાણ પાણીમાં કાલવી તે છાણનો, વાટકીના પર ફરતો જરાતરા લેપ કરવો. એ લેપ સૂકાયા બાદ તે માટલાંને ચૂલાપર મૂકીને, તેની તળે બે પહોર સુધી ઘણો આકરો અગ્નિ કરવો પછી હાંડલું ટાઢું થયા બાદ હાંડલાંને હેઠે ઉતારી, વાટકીની અન્દરના ગોળાને તથા વાટકીને ખરલની અન્દર નાંખી, સારી રીતે લઢીને તેમનો ભૂકો કરવો. પછી કાળા ઉમ્બરાની છાલ ચિત્રો, હરડાં, બેહેડાં, આંબળાં, ગરમાળાનો ગોળ, વાવડિંગ અને બાબચી, એ આઠે ઔષધોનો કાઢો કરી, તે કાઢાને, ઉપલા ખરલની અન્દરના ભૂકામાં રેડી, તે ભૂકાને એક દિવસ ખરલ કરીને જે સૂકવવો, તેનું નામ ઉદયાદિત્ય રસ જાણવું. પછી બાબચીનું ચૂર્ણ કરી, તે ચૂર્ણના જેટલી ખેરની છાલ લઈ, તેનો કાઢો કરી, તેમાં બાબચીનાં ચૂર્ણને રાંધીને કાઢી લેવું. પછી તે રાંધેલું બાબચીનું ચૂર્ણ ત્રણ શાણ લઈ તથા આ રસ બે ગુંજાભાર લઈ, એ બન્નેને મિશ્ર કરી, ગાયના દૂધમાં અથવા હરડાં, બેહેડાં અને આંબળાંના કાઢામાં ખાવાથી, વિચર્ચિકા, દદ્રુ, કુષ્ઠ અને વાતરક્ત રોગ મટી જાય છે. જે મનુષ્યને કિલાસક–શ્વેતકુષ્ઠ રોગ થયો હોય તે મનુષ્યને, આ રસ ખાવા માટે શરુ કરેલા દિવસથી ત્રીજા દિવસને અંતે, ચોથે દિવસે અથવા સાતમે દિવસે શરીરપર ફોડલા થાય છે. એ ફોડલાપર, ગળી, ચણોઠી, હીરાકસી,

ધન્તૂરો, કાળી દાણ્ડલીનો હંસરાજ, સૂરજમૂખી ફૂલ અને ખાટી ભાજી, એ સાત ઔષધોનાં મૂળ સરખે ભાગે લઈ, ઝીણાં વાટીને-લઢીને તેમની ચટણી કરવી. એ ચટણીનો લેપ, સાત દિવસ પર્યંત પુનઃ પુનઃ અર્થાત્ ભીનો સૂકો ચોપડ્યા કરવાથી, એ ફોડલા બેશી જઈ-મટી જઈ, સાધ્ય અથવા અસાધ્ય એવો કિલાસક-શ્વેતકુષ્ઠ રોગ મટી જાયછે, એમાં સંશય નથી.

ગુંજાદિ ચૂર્ણ

अपरः श्वित्रलेपोऽपि कथ्यतेऽत्र भिषग्वरैः ॥
गुंजाफलाग्निचूर्णं च प्रलेपः श्वेतकुष्ठनुत् ॥ १८३ ॥

વિદ્વાન્ વૈદ્યોએ કહેલા શ્વિત્રનો-શ્વેતકુષ્ઠનો બીજો ઉપાય કહું છું. ચણોઠી અને ચિત્રો એ બન્ને પદાર્થને પાણીની અન્દર ઝીણાં વાટી-લઢી, તેની ચટણી કરીને જો તેનો લેપ કર્યો હોય તો શ્વિત્ર-શ્વેતકુષ્ઠ મટી જાય છે.

શિલાદિ ચૂર્ણ

शिलापामार्गभस्मापि लिप्तं श्वित्रं विनाशयेत् ॥

મનશીલ અને અધેડાની રાખને પાણીમાં વાટી-લઢી, તેમની લુગદી-થેપલી કરી જો તેનો લેપ કર્યો હોય તો શ્વિત્ર-શ્વેતકુષ્ઠ મટી જાય છે.

સર્વેશ્વર રસ

शुद्धं सूतं चतुर्गन्धं पलं यामं विचूर्णयेत् ॥ १८४ ॥
मृतताम्राभ्रलोहानि दरदं च पलं पलम् ॥ सुवर्णं रजतं चैव प्रत्येकं दशनिष्ककम् ॥ १८५ ॥
माषैकं मृतवज्रं च तालं शुद्धं पलद्वयम् ॥ जंबीरोन्मत्तवासाभिः स्नुह्यर्कविषमुष्टिभिः ॥ १८६ ॥
मर्द्यं हयारिजैर्द्रावैः प्रत्येकेन दिनं दिनम् ॥ एवं सप्तदिनं मर्द्यं तद्गोलं वस्त्रवेष्टितम् ॥ १८७ ॥
वालुकायंत्रगं स्वेद्यं त्रिदिनं लघुवह्निना ॥ आदाय चूर्णयेत् श्लक्ष्णं पलैकं योजयेद्विषम् ॥ १८८ ॥
द्विपलं पिप्पलीचूर्णं मिश्रं सर्वेश्वरो रसः ॥ द्विगुंजो लिह्यते क्षौद्रैः सुप्तिमंडलकुष्ठनुत् ॥ १८९ ॥
बाकुची देवकाष्ठं च कर्षमात्रं सुचूर्णयेत् ॥ लिहेदेरंडतैलाक्तमनुपानं सुखावहम् ॥ १९० ॥

શોધેલો પારો ચાર પલ તથા શોધેલો આમલસારો ગન્ધક એક પલ લઈ, એ બન્નેને મિશ્ર કરી, ખરલની અન્દર નાંખી એક પહોર પર્યંત લઢી તેમની કજ્જલી કરવી. પછી તામ્ર ભસ્મ, અભ્રક ભસ્મ, લોહ ભસ્મ અને શોધેલો હિંગળો, એ ચારે ઔષધો એક એક પલ; સોનાની તથા રૂપાની ભસ્મ દશ દશ નિષ્ક; હીરાની ભસ્મ એક માષા અને શોધેલો હરતાલ બે પલ લઇ, એ સર્વે ઔષધોને મિશ્ર કરી, ઉપરની કજ્જલીમાં ભેળવી, પછી કાગદી લિમ્બુનો રસ, ધન્તૂરાનો રસ, અરડૂશીનો રસ, થોરનો ક્ષીર, આકડાનો ક્ષીર, બકાનનો રસ અને કણેરના મૂળનો રસ, એ સાતે રસમાંના દરેક રસની એક એક ભાવના આપીને તે તે ભાવનાને અન્તે આખો દિવસ ખરલ કરી કરી, પછી તેનો ગોળો વાળી, તે ગોળાને માટીના એક કોડિયામાં મૂકી, તેનાપર બીજું કોડિયું ઉન્ધું વાળી, તે બન્ને કોડિયાંની સાંધપર લૂગડું લપેટી, તેનાપર સૂતર વીટી, પછી તે લૂગડાંની અને સૂતરની ઉપર ભીની માટીનો લેપ કરવો. એ લેપ સૂકાયા બાદ તે સંપુટને વાલુકાયન્ત્રમાં ઘાલી, ચૂલાપર મૂકી, અગ્નિની ધીમી આંચ ત્રણ દિવસ સૂધી આપીને ઔષધને પકાવવું. પછી હાંડલું ટાઢું થયા બાદ સંપુટની અન્દરના ગોળાને બહાર કાઢી, તે ગોળાને ખરલમાં નાંખી, તેનો

બારિક ભૂકો કરી, તે ભૂકાની અન્દર શોધેલા વછનાગનું ચૂર્ણ એક પલ તથા લીણ્ડિપીપરનું ચૂર્ણ બે પલ નાંખી, તે સર્વને ખરલની અન્દર ઘુણ્ટી જે એકરસ કરવું, તેનું નામ સર્વેશ્વર રસ જાણવું. આ રસ બે ગુંજા ભાર મધની સાથે ચાટી, પછી તેનાપર બાબચી અને દેવદાર, એ બન્ને ઔષધોનું એક કર્ષ ભાર ચૂર્ણ એરંડિયા તેલમાં મેળવીને ખાવાથી સુપ્તિ કુષ્ટ અને મંડલકુષ્ટ મટી જાય છે.

સ્વર્ણક્ષીરી રસ

हेमाह्वां पंचपलिकां क्षिप्त्वा तक्रघटे पचेत् ॥
तक्रे जीर्णे समाहृत्य पुनः क्षीरघटे पचेत् ॥ १९१ ॥
क्षीरे जीर्णे समुद्धृत्य क्षालयित्वा विशेषतः ॥ तच्चूर्णं पंचपलिकं मरिचानां पलद्वयम् ॥ १९२ ॥
पलैकं मूर्च्छितं सूतमेकीकृत्य तु भक्षयेत् ॥ निष्कैकं सुप्तिकुष्ठार्तः स्वर्णक्षीरीरसो ह्ययम् ॥ १९३ ॥

માટીનાં હાંડલાંમાં છાશ નાંખી, તેની અન્દર દારુડીનાં મૂળ પાંચ પલ નાંખી, તેને ઉકાળવાં અને છાશ બળી જાય એટલે તે મૂળને કાઢી લઈ, પછી માટલામાં દૂધ નાંખી તેની અન્દર ઉપલાં મૂળિયાં પાછાં નાંખીને તેને ઉકાળવાં અને દૂધ બળી જાય એટલે તે મૂળ કાઢી લઇ, પછી પાણીથી સારી પેઠે ધોઇને સૂકવવાં. એ રીતે સૂકવેલી દારુડીનાં મૂળનું ચૂર્ણ પાંચ પલ લઈ, તે ચૂર્ણની સાથે મરીનું ચૂર્ણ બે પલ તથા પારાની ભસ્મ એક પલ ભેળવી, ખરલની અન્દર નાંખી, સારી પેઠે ઘુંટી જે મિશ્ર કરવું, તેનું નામ સ્વર્ણક્ષીરી રસ જાણવું. આ રસ એક નિષ્ક ભાર ખાવાથી સુપ્તિ કુષ્ટ મટી જાય છે.

મેહબદ્ધ રસ

भस्मसूतं मृतं कान्तं मुंडभस्म शिलाजतु ॥
शुद्धं ताप्यं शिला व्योषं त्रिफलां कोल्बीजकम् ॥ १९४ ॥
कपित्थं रजनीचूर्णं भृंगराजेन भावयेत् ॥ विंशद्वारं विशोष्याथ मधुयुक्तं लिहेत्सदा ॥ १९५ ॥
निष्कमात्रं हरेन्मेहान् मेहबद्धरसो महान् ॥ महानिंबस्य बीजानि पिष्ट्वा षट्संमितानि च ॥ १९६ ॥
पलतंडुलतोयेन घृतनिष्कद्वयेन च ॥ एकीकृत्य पिबेच्चानु हंति मेहं चिरंतनम् ॥ १९७ ॥

પારાની ભસ્મ, કાન્ત લોહભસ્મ, લોહભસ્મ, શિલાજિત, સુવર્ણમાક્ષિક ભસ્મ, શોધેલો મનશીલ, શુણ્ઠ, મરી, લીણ્ડીપીપર, હરડાં, બેહેડાં, આંબળાં, અંકોલના ફળ (અંકોલા)નાં બીજ, કોંઠ અને હળદર એ પન્નરે ઔષધો સરખે ભાગે લઈ, તેમાંની સર્વે ભસ્મોને જૂદી રાખી, બાકીના ઔષધોનું ચૂર્ણ કરી, પછી તે ચૂર્ણને જૂદી રાખેલ ભસ્મની અન્દર ભેળી, પછી તે સર્વને ખરલની અન્દર નાંખી, ભાંગરાના રસની વીશ ભાવનાઓ આપવી. તે દરેક ભાવના આપતી વખતે ઉપરનાં ઔષધને ભાંગરાના રસમાં ભીજવી, આખો દિવસ ખરલ કરીને સૂકવવાથી આ રસ તૈયાર થાય છે અને તેને મેહબદ્ધ રસ કહે છે. એક નિષ્કભાર આ રસ, મધની અન્દર ચાટવાથી, સર્વ પ્રકારના પ્રમેહના રોગો મટી જાય છે અથવા બકાનનાં છ બીજ લઈ, તેને વાટી–લઢી, તેની ચટણી કરી, તે ચટણીને, એક પલ ચોખાનાં ધોણની અને બે નિષ્ક ઘીની સાથે મેળવી, તેમની અન્દર એક નિષ્ક ભાર આ રસ ખાવાથી, ઘણા દિવસનો પ્રમેહ રોગ મટી જાય છે.

**મહાવહ્નિ રસ** चतुःसूतस्य गंधाष्टौ रजनी त्रिफला शिवा ॥
प्रत्येकं च द्विभागं स्यात् त्रिवृज्जैपालचित्रकम् ॥ १९८ ॥
प्रत्येकं च त्रिभागं स्यात् त्र्यूषणं दंतिजीरकम् ॥ प्रत्येकमष्टभागं स्यादेकीकृत्य विचूर्णयेत् ॥१९९॥
जयन्ती स्नुक्पयोभृंगवह्निवातारितैलकैः ॥ प्रत्येकेन क्रमाद् भाव्यं सप्तवारं पृथक् पृथक् ॥ २०० ॥
महावह्निरसो नाम निष्कमुष्णजलैः पिबेत् ॥ विरेचनं भवेत्तेन तक्रभक्तं ससैन्धवम् ॥ २०१ ॥
दिनांते दापयेत् पथ्यं वर्जयेच्छीतलं जलम् ॥ सर्वोदरहरः प्रोक्तो मूढवातहरः परः ॥ २०२ ॥

શોધેલો પારો ચાર ભાગ; શોધેલો આમલસારો ગન્ધક આઠ ભાગ; હળદર, હરડાં, બેહેડાં, આંબળાં અને હીમજ, એ પાંચે ઔષધો બેબે ભાગ; નશોતર, શોધેલો નેપાળો અને ચિત્રો, એ ત્રણે ઔષધો ત્રણ ત્રણ ભાગ; શુણ્ઠ, મરી, લીણ્ડીપીપર, નેપાળાનું મૂળ અને જીરું, એ પાંચે ઔષધો આઠ આઠ ભાગ લઇ; એ સર્વે ઔષધોને મિશ્ર કરી, તેમનું ચૂર્ણ કરી, તે ચૂર્ણને ખરલમાં નાંખી, પછી જયંતિનો-અરણીનો રસ, થોરનો ક્ષીર, ભાંગરાનો રસ, ચિત્રાનો રસ અને એરંડિયું તેલ, એ પાંચે રસમાંના દરેક રસની સાત સાત ભાવના આપી, તે તે ભાવનાને અન્તે આખો દિવસ ખરલ કરી, પછી તેનો ગોળો વાળી જે સૂકવવો, તેનું નામ મહાવહ્નિ રસ જાણવું. આ રસની, એક એક નિષ્કની ગોળી દરરોજ ઉના પાણીમાં લીધાથી રેચ લાગે છે. એ રેચ લાગી રહ્યા પછી, તેનાપર પથ્ય તરીકે સિન્ધાલુણ સાથે છાશ ભાત ખાવાથી અને તેના પર ટાઢું પાણી ન પીતાં ઉનું પાણી પીવાથી, સર્વે પ્રકારના ઉદરરોગ અને મૂઢવાત મટી જાય છે.

**વિદ્યાધર રસ** गंधकं तालकं ताप्यं मृतताम्रं मनःशिलाम् ॥
शुद्धं सूतं च तुल्यांशं मर्दयेत् भावयेद्दिनम् ॥२०३॥ पिप्पल्यास्तु कषायेण वज्रीक्षीरेण भावयेत् ॥
निष्कार्धं भक्षयेत् क्षौद्रैर्गुल्मं प्लीहादिकं जयेत् ॥२०४॥ रसो विद्याधरो नाम गोमूत्रं च पिबेदनु ॥

શોધેલો આમલસારો ગન્ધક, શોધેલી હરતાલ, સુવર્ણમાક્ષિક ભસ્મ, તામ્રભસ્મ, શોધેલો મનશીલ અને શોધેલો પારો, એ છએ ઔષધો સરખેભાગે લઇ, તેમનું ચૂર્ણ કરી, તે ચૂર્ણને ખરલની અન્દર નાંખી, લીણ્ડીપીપરના કાઢામાં તથા થોરના દૂધમાં-ક્ષીરમાં એકેક દિવસ ખરલ કરી,તેને જે સૂકવવું, તેનું નામ વિદ્યાધર રસ જાણવું. અર્ધ નિષ્ક ભાર આ રસ,મધની અન્દર ચાટી, તરત તેનાપર ગોમૂત્ર પીએ તો ગુલ્મ તથા પ્લીહા રોગ મટી જાય છે.

**ત્રિનેત્રાખ્ય રસ** टंकणं हारिणं शृंगं स्वर्णं शुल्बं मृतं रसम् ॥ २०५ ॥
दिनैकमार्द्रकद्रावैर्मर्द्य रुध्वा पुटे पचेत् ॥ त्रिनेत्राख्यरसस्यैकं माषं मध्वाज्यकैर्लिहेत् ॥ २०६ ॥
सैन्धवं जीरकं हिंगु मध्वाज्याभ्यां लिहेदनु ॥ पंक्तिशूलहरः ख्यातो मासमात्रान्न संशयः ॥ २०७॥

ફુલાવેલો પાટિયો ટંકણખાર, હરણનું શિંગડું, સુવર્ણ ભસ્મ, તામ્રભસ્મ અને પારાની ભસ્મ, એ પાંચે ઔષધો સરખે ભાગે લઇ, તેમને મિશ્ર કરી, ખરલની અન્દર નાંખી, આદાના રસમાં એક દિવસ ખરલ કરી, તેમનો ગોળો વાળી, તે ગોળાને માટીના એક કોડિયામાં મૂકી, તેનાપર માટીનું બીજું કોડિયું ઉંધું વાળી, તે બન્ને કોડિયાંની સાંધપર લૂગડું લપેટી, તેનાપર સૂતર વીંટી, પછી તેનાપર ભીની માટીનો લેપ કરવો. એ લેપ સૂકાયા

બાદ, તે સમ્પુટને ગજપુટ અગ્નિ આપવો. પછી સમ્પુટ ટાઢું થાય ત્યારે તેને બહાર કાઢી, તેની અન્દરના ગોળાને ખરલની અન્દર નાંખી, લઢીને તેનો જે બારીક ભૂકો કરવો, તેનું નામ ત્રિનેત્રાખ્ય રસ જાણવું. મધ અને ઘીને મિશ્ર કરી, તેમની અન્દર એક માષા ભાર આ રસ ચાટી, પછી તેનાપર સિન્ધાલુણ, જીરું અને સેંકેલી હિંગ, એ ત્રણે ઔષધો સરખે વજને લઇ, તેમનું ચૂર્ણ કરી, તે ચૂર્ણને, ઘી તથા મધની સાથે ચાટવાથી, પંક્તિશૂલ–પરિણામશૂલ એક મહિનામાં મટી જાય છે, એમાં સંશય નથી.

ગજકેસરી રસ		शुद्धसूतं द्विधा गंधं यामैकं मर्दयेद् दृढम् ॥
द्वयोस्तुल्यशुद्धताम्रसंपुटे तन्निरोधयेत् ॥ २०८ ॥
ऊर्ध्वाधो लवणं दत्त्वा मृद्भांडे धारयेत् भिषक् ॥ ततो गजपुटे पक्त्वा स्वांगशीतं समुद्धरेत् ॥२०९॥
संपुटं चूर्णयेत् सूक्ष्मं पर्णखंडे द्विगुंजकम् ॥ भक्षयेत् सर्वशूलार्तो हिंगु शुंठीसजीरकम् ॥ २१० ॥
वचामरिचजं चूर्णं कर्षमुष्णजलैः पिबेत् ॥ असाध्यं नाशयेच्छूलं रसोऽयं गजकेसरी ॥ २११ ॥

શોધેલો પારો એક ભાગ તથા શોધેલો આમલસારો ગન્ધક બે ભાગ લઇ, એ બન્નેને મિશ્ર કરી, ખરલમાં નાંખી, એક પહોર સુધી સારી પેઠે ઘુણ્ટવાં. પછી તે બન્નેના સમાન શોધેલું ત્રાંબું લઇ, તેનું કટોદાન કરાવી, તે કટોદાનની અન્દર ઉપલું ઔષધ નાંખી, તેનું સારી પેઠે મજબૂત ઢાંકણું ઢાંકવું; પછી માટીનું હાંડલું લઇ, તે હાંડલાંના મધ્ય ભાગ સુધી મીઠું ભરી, તેનાપર ઉપલું કટોદાન મૂકી, પછી તે હાંડલાંના મોઢા સુધી મીઠું ભરી, તેનાપર ઢાંકણું ઢાંકી, તે બન્નેની સાંધપર લૂગડું લપેટી, તેનાપર સૂતર વીટી, પછી તેનાપર ભીની માટીનો લેપ કરવો. એ લેપ સૂકાયા બાદ તે હાંડલાંને ગજપુટ અગ્નિ આપવો. હાંડલું ટાઢું થાય ત્યારે તેની અન્દરનાં કટોદાનને બહાર કાઢી, ઔષધ ભરેલાં તે કટોદાનને ખરલની અન્દર નાંખી, તેનો જે બારીક ભૂકો કરવો, તેનું નામ ગજકેસરી રસ જાણવું. જે મનુષ્ય સર્વ પ્રકારનાં શૂલથી પીડાતો હોય, તે મનુષ્યે બે ગુંજા ભાર આ રસ, નાગરવેલના પાનના ટુકડા સાથે ખાઇ, તેનાપર સેકેલી હિંગ, શુણ્ઠ, જીરું, અને ઘોડાવજ મરી, એ પાંચે ઔષધોનું ચૂર્ણ કરી, તે ચૂર્ણની અન્દરથી એક કર્ષ ભાર ચૂર્ણ ઉંના પાણીની સાથે ખાવાથી, અસાધ્ય શૂલ પણ મટી જાય છે.

**અગ્નિતુણ્ડી વટી**		शुद्धसूतं विषं गंधमजमोदां फलत्रयम् ॥
स्वर्जिक्षारं यवक्षारं वह्निसैन्धवजीरकम् ॥ २१२ ॥ सौवर्चलं विडंगानि सामुद्रं त्र्यूषणं समम् ॥
विषमुष्टिं सर्वतुल्यां जंबीराम्लेन मर्दयेत् ॥ २१३ ॥ मरिचाभां वटीं खादेत् सर्वाजीर्णप्रशांतये ॥

શોધેલો પારો, શોધેલો વછનાગ, શોધેલો આમલસારો ગન્ધક, બોડી અજમોદ, હરડાં, બેહેડાં, આંબળાં, સાજીખાર, જવખાર, ચિત્રો, સિન્ધાલુણ, જીરું, સંચળ, વાવડિંગ, મીઠું, શુણ્ઠ, મરી અને લીણ્ડીપીપર, એ અઢારે ઔષધો સરખે ભાગે લઇ તથા બકાનનાં બી, તે સર્વ ઔષધોના સરખાં લઇ, પછી તે સર્વ ઔષધોને એકઠાં કરી, તેમનું ચૂર્ણ કરી, તે ચૂર્ણને ખરલની અન્દર નાંખી, કાગદી લિમ્બુના રસમાં ઘુણ્ટી, મરીના જેવડી ગોળી વાળવી. એ ગોળી, એક એક ખાવાથી, સર્વ પ્રકારના અજીર્ણ રોગો મટી જાય છે.

**અજીર્ણકણ્ટક રસ** शुद्धसूतं विषं गंधं समं सर्वं विचूर्णयेत् ॥ २१४ ॥
मरिचं सर्वतुल्यांशं कंटकार्याः फलद्रवैः ॥ मर्दयेत् भावयेत् सर्वमेकविंशतिवारकम् ॥ २१५ ॥
वटीं गुंजात्रयं खादेत सर्वाजीर्णप्रशांतये ॥ अजीर्णकंटकश्चायं रसो हंति विषूचिकाम् ॥ २१६ ॥

શોધેલો પારો, શોધેલો વછનાગ અને શોધેલો આમલસારો ગન્ધક, એ ત્રણે ઔષધો સમ ભાગ લઈ અને તે સર્વે ઔષધોનાં જેટલાં મરી લઈ, તે સર્વને મિશ્ર કરી, તેમનું ચૂર્ણ કરી, પછી તે ચૂર્ણને ખરલની અન્દર નાંખી ઉભીભોરીંગણીના ડોડવા(ફલ)ના રસમાં ઘુણ્ટીને સૂકવવું. એ રીતે ઉભીભોરીંગણીના ફલના રસની એકવીશ ભાવના આપી, પછી તેની જે ગોળી વાળવી, તેનું નામ અજીર્ણકણ્ટક રસ જાણવું. આ રસની ત્રણ ગુંજા ભારની એક એક ગોળી ખાવાથી, સર્વે પ્રકારના અજીર્ણ રોગો અને વિષૂચિકા રોગ મટી જાય છે.

**મન્થાનભૈરવ રસ** मृतं सूतं मृतं ताम्रं हिंगु पुष्करमूलकम् ॥
सैन्धवं गंधकं तालं कटुकीं चूर्णयेत् समम् ॥ २१७ ॥
पुनर्नवादेवदालीनिर्गुंडीतण्डुलीयकैः ॥ तिक्तकोशातकीद्रावैर्दिनैकं मर्दयेद् दृढम् ॥ २१८ ॥
माषमात्रं लिहेत् क्षौद्रे रसं मंथानुभैरवम् ॥ कफरोगप्रशान्त्यर्थं निंबक्वाथं पिबेदनु ॥ २१९ ॥

પારાની ભસ્મ, તામ્રભસ્મ, સેકેલી હિંગ, પુષ્કરમૂલ–શાહતર (યુનાની), સિન્ધાલુણ, શોધેલો આમલસારો ગન્ધક, શોધેલી હરતાલ અને કડુ, એ આઠે ઔષધો સરખે ભાગે લઈ તથા ભસ્મ સિવાયનાં બાકીનાં ઔષધોનો ઝીણો ભૂકો કરી, તે ભૂકાને ભસ્મની સાથે મિશ્ર કરી, પછી તે સર્વે ઔષધોને ખરલની અન્દર નાંખી તે પછી, સાટોડીનો રસ, કુકડવેલાંનો રસ, નગડનો રસ, તાંજલજાનો રસ અને કડવાં તુરિયાંનો રસ, એ પાંચે રસમાંના દરેક રસની એક એક ભાવના આપી, પછી તે દરેક ભાવનાને અન્તે, તેને આખો દિવસ સારી પેઠે લઢી, તેનો જે બારીક ભૂકો કરવો, તેનું નામ મંથાનુભૈરવ રસ જાણવું. એક માષા ભાર આ રસ, મધની અન્દર ચાટી, તેનાપર કડવા લિમ્બડાની અન્તર્છાલનો કાઢો પીવાથી કફરોગ મટી જાય છે.

**વાતનાશન રસ** सूतहाटकवज्राणि ताम्रं लोहं च माक्षिकम् ॥
तालं नीलांजनं तुत्थमहिफेनं समांशकम् ॥ २२० ॥ पंचानां लवणानां च भागमेकं विमर्दयेत् ॥
वज्रीक्षीरैर्दिनैकं तु रुध्वाऽधोभूधरे पचेत् ॥ २२१ ॥ माषैकमार्द्रकद्रावैर्लेहयेद्वातनाशनम् ॥
पिप्पलीमूलजक्वाथं सकृष्णमनुपाययेत ॥ २२२ ॥ सर्वान् वातविकारांस्तु निहंत्याक्षेपकादिकान् ॥

પારાની ભસ્મ, સોનાની ભસ્મ, હીરાની ભસ્મ, તામ્રભસ્મ, લોહ ભસ્મ, સુવર્ણમાક્ષિક ભસ્મ, શોધેલી હરતાલ, શોધેલો સુરમો, મોરથુથુની ભસ્મ અને અફીણ, એ દશે ઔષધો એક એક ભાગ; સિન્ધાલુણ, સંચળ, બિડલવણ, મીઠું અને વડાગરું મીઠું, એ પાંચે લવણો મળીને એક ભાગ; એ પ્રમાણે સર્વે ઔષધો લઈ, તેમને ખરલની અન્દર નાંખી, મિશ્ર કરી, થોરના ક્ષીરમાં એક દિવસ ઘુણ્ટી, તેમનો ગોળો વાળી, તે ગોળાને માટીના એક કોડિયામાં મૂકી તેનાપર માટીનું બીજું કોડિયું ઉન્ધું વાળી, તે બન્ને કોડિયાંની સાંધપર લુગડું લપેટી, તેના પર સૂતર વીટી, પછી તેનાપર ભીની માટીનો લેપ કરી, તે લેપને

સૂકવવો. પછી એક મોટો ખાડો કરી, તેની અન્દર બીજો નાનો ખાડો કરી, તે નાના ખાડાની અન્દર ઉપલું કપડછન્દ કરેલું સમ્પુટ મૂકી, સમ્પુટના મોઢાપર રેતી પાથરી, પછી તેનાપર સળગાવેલાં અડાયાં છાણાંનો ગજપુટ અગ્નિ આપવો. પછી સમ્પુટ ઠરી ગયા બાદ, તેની અન્દરનાં ઔષધને બહાર કાઢી. ખરલની અન્દર નાંખી, તેનો જે ભૂકો કરવો, તેનું નામ વાતનાશન રસ જાણવું. એક માષા ભાર આ રસ, આદાના રસમાં ખાઇ, પછી તેનાપર, પીપળીમૂળના ગણ્ઠોડાનો કાઢો કરી. તે કાઢાની અન્દર લીણ્ડીપીપરનું ચૂર્ણ મેળવી પીવાથી, આક્ષેપકાદિ સર્વે વાતવિકારો મટી જાય છે.

**રોગહર રસ** कनकस्याष्टशाणाः स्युः सूतो द्वादशभिर्मतः ॥ २२३ ॥

**गंधोऽपि द्वादश प्रोक्तस्ताम्रं शाणद्वयोन्मितम् ॥ अभ्रकस्य चतुःशाणं माक्षिकं च द्विशाणिकम् ॥२२४॥**
**वंगो द्विशाणः सौवीरं त्रिशाणं लोहमष्टकम् ॥ विषं त्रिशाणिकं कुर्यात् लांगली पलसंमिता ॥२२५॥**
**मर्दयेत दिनमेकं च रसैरम्लफलोद्भवैः ॥ दद्यान्मृदुपुटं वह्नौ ततः सूक्ष्मं विचूर्णयेत् ॥ २२६ ॥**
**माषमात्रो रसो देयः सन्निपाते सुदारुणे ॥ आर्द्रकस्वरसेनैव रसोनस्य रसेन वा ॥ २२७ ॥**
**किलासं सर्वकुष्ठानि विसर्पं च भगंदरम् ॥ ज्वरं गरमजीर्णं च जयेद्रोगहरो रसः ॥ २२८ ॥**

ધન્તૂરાનાં શોધેલાં બી આઠ શાણ; શોધેલો પારો તથા શોધેલો ગન્ધક બાર બાર શાણ; તામ્રભસ્મ બે શાણ; અભ્રક ભસ્મ ચાર શાણ; સુવર્ણમાક્ષિક ભસ્મ તથા બંગભસ્મ બે બે શાણ; શુદ્ધ કરેલો સુરમો ત્રણ શાણ; લોહ ભસ્મ આઠ શાણ; શોધેલો વછનાગ ત્રણ શાણ અને દૂધિયા વછનાગનાં મૂળ એક પલ: એ અગ્યારે ઔષધોમાંની ભસ્મ સિવાયનાં બાકીના ઔષધોનો ભૂકો કરી, તે ભૂકાને ઉપરની સર્વે ભસ્મો સાથે મેળવી, પછી તે સર્વને ખરલની અન્દર નાંખી. લિમ્બુના રસમાં એક દિવસ ખરલ કરી, તેનો ગોળો વાળી, તે ગોળાને માટીના એક કોડિયામાં મૂકી, તેનીપર માટીનું બીજું કોડિયું ઉન્ધું વાળી, તે બન્ને કોડિયાની સાંધપર લુગડું લપેટી, તેનાપર સૂતર વીંટી, પછી તેનાપર ભીની માટીનો લેપ કરી તે લેપને સૂકવવો. પછી તે સમ્પુટને અડાયાં છાણાંનો હલકો પુટ આપવો. પછી સમ્પુટ ઠરી ગયા બાદ, તેની અન્દરનાં ઔષધને ખરલની અન્દર નાંખી, સારી પેઠે ઘુણ્ટી, જે ઝીણો ભૂકો કરવો, તેનું નામ રોગહર રસ જાણવું. આ રસ, આદાના રસની સાથે અથવા લસણના રસની સાથે એક માષા ભાર આપવાથી, દારુણ સન્નિપાત મટી જાય છે. વળી કિલાસ કુષ્ઠ-શ્વેત કુષ્ઠ, બીજા સર્વ પ્રકારનાં કુષ્ઠો. વિસર્પ. ભગન્દર, જ્વર, કૃત્રિમ વિષ અને અજીર્ણ રોગ, એ સર્વે રોગો મટી જાય છે.

**સન્નિપાતભૈરવ રસ** रसो गंधस्त्रिणिकर्षौ कुर्यात् कज्जलिकां द्वयोः ॥
ताराभ्रताम्रवंगाहिसाराश्चैकैककार्षिकाः ॥ २२९ ॥

**शिग्रुज्वालामुखीशुंठी बिल्वेभ्यस्तंडुलीयकात् ॥ प्रत्येकं स्वरसैः कुर्याद्यामैकैकं विमर्दनम् ॥ २३० ॥**
**कृत्वा गोलं वृतं वस्त्रैर्लवणापूरिते न्यसेत् ॥ काचभांडे ततः स्थाल्यां काचकूपीं निवेशयेत् ॥ २३१ ॥**
**वालुकाभिः प्रपूर्याऽथ वह्निर्यामद्वयं भवेत् ॥ तत उद्धृत्य तं गोलं चूर्णयित्वा विमिश्रयेत् ॥ २३२ ॥**
**प्रवालचूर्णकर्षेण शाणमात्रविषेण च ॥ कृष्णसर्पस्य गरलैर्दिवसं भावयेत्तथा ॥ २३३ ॥**

तगरं मुसली मांसी हेमाह्वा वेतसः कणा ॥ नीलिनी पत्रकं चैला चित्रकश्च कुठेरकः ॥ २३४ ॥
शतपुष्पा देवदाली धत्तूरागस्त्य मुंडिकाः ॥ मधूकजाति मदनरसैरेषां विमर्दयेत् ॥ २३५ ॥
प्रत्येकमेकवेलं च ततः संशोष्य धारयेत् ॥ बीजपूरार्द्रकद्रावैर्मरिचैः षोडशोन्मितैः ॥ २३६ ॥
रसो द्विगुंजाप्रमितः सन्निपातस्य दीयते ॥ प्रसिद्धोऽयं रसो नाम्ना सन्निपातस्य भैरवः ॥ २३७ ॥

શોધેલો પારો તથા શોધેલો આમલસારો ગન્ધક ત્રણ ત્રણ કર્ષ લઈ, એ બન્નેને ખરલની અન્દર નાંખી, સારી પેઠે ઘુણ્ટી, મિશ્ર કરી તેમની કજ્જલી કરવી. પછી રૂપાંની-ભસ્મ, અભ્રક ભસ્મ, તામ્ર ભસ્મ, બંગ ભસ્મ, સીસાંની ભસ્મ અને લોહ ભસ્મ, એ છએ ભસ્મો, એક એક કર્ષ ભાર લઇ, તેમને ઉપલી કજ્જલીની સાથે મિશ્ર કરી પછી તેને શરગવાની અન્તર્છાલનો રસ, વેલરિયાં જામ્બૂની અન્તર્છાલનો રસ, શુણ્ઠનો કાઢો, બીલીનો કાઢો અને તાંદલજાની ભાજીનો રસ, એ પાંચે રસમાંના દરેક રસની અન્દર એક એક પહોર સૂધી ઘુણ્ટી, પછી તેનો ગોળો વાળી, તે ગોળાને ફરતું લૂગડું લપેટી, પછી તેના પર સૂતર વીટવું. પછી કાચના પ્યાલામાં મીઠું ભરી, તેના પર લૂગડું લપેટેલો ગોળો મૂકી, તેના પર પાછું મીઠું દાબી, તેનાપર કાચનો બીજો પ્યાલો ઉન્ધો પાડી, તે બન્ને પ્યાલાની સાંધપર લૂગડું લપેટી, તેના પર સૂતર વીટી, પછી તેનાપર ભીની માટીનો લેપ કરી સૂકવવો. પછી એક હાંડલું લઇ, તે હાંડલાના અર્ધા ભાગ સૂધી રેતી ભરી, તેની અન્દર ઉપરનું કપડછન્દ કરેલું કાચના પ્યાલાનું સમ્પુટ મૂકી, પછી તે હાંડલાના મોઢા સૂધી રેતી ભરી, તે હાંડલાંને ચૂલાપર મૂકી બે પહોર સૂધી અગ્નિ આપવો. પછી હાંડલાંની અન્દરનું સમ્પુટ ટાઢું થાય ત્યારે તેની અન્દરના ગોળાને બહાર કાઢી, તેનો ઝીણો ભૂકો કરી, પછી તે ભૂકાની સાથે શોધેલાં પરવાળાં(પ્રવાલ)નો ભૂકો એક કર્ષ અને શોધેલા વછનાગનો ભૂકો એક શાણ મેળવી, તે ત્રણેને કાળોતરા (કાળા) સર્પના ઝેરની ભાવના આપી, એક દિવસ ખરલ કરી, પછી એ ઔષધોને, તગળ, મુસળી, બાલછડ, દારુડીનાં મૂળ, જલજમ્બવો, લીણ્ડીપીપર, ગળી, તમાલ પત્ર, એલચી, ચિત્રો, જંગલી તુલસી, વરિયાળી કુકડવેલાં, ધન્તૂરો, અગથિયો, મુંડી—ગોરખમુંડી, મહુડો, જાઇ અને મીંઢોળ, એ ઓગણીશે ઔષધીઓના રસમાંના દરેક રસની અન્દર બે બે પહોર સૂધી ઘુણ્ટીને દરેક ઘુણ્ટવાને અન્તે સૂકવવું. એ રીતે તૈયાર કરેલા આ રસનું નામ સન્નિપાતભૈરવ રસ જાણવું. સોલ મરીના દાણાના ચૂર્ણની સાથે બે ગુંજા ભાર આ રસ મિશ્ર કરીને પછી તે, બીજેરાં લિમ્બુના રસની અને આદાના રસની સાથે સન્નિપાતવાળાને ચટાડવાથી, સન્નિપાત રોગ મટી જાય છે. વળી આ સન્નિપાત ભૈરવ રસ સર્વત્ર પ્રસિદ્ધ છે.

**ગ્રહણીકપાટ રસ**

तारमौक्तिकहेमानि सारश्चैकैकभागकाः ॥
द्विभागो गंधकः सूतस्त्रिभागो मर्दयेदिमान् ॥ २३८ ॥
कपित्थस्वरसैर्गाढं मृगशृंगे ततः क्षिपेत् ॥ पुटेन्मध्यपुटेनैव तत उद्धृत्य मर्दयेत् ॥ २३९ ॥
बलारसैः सप्तवेलमपामार्गरसैस्त्रिधा ॥ लोध्रप्रतिविषामुस्तधातकींद्रयवामृताः ॥ २४० ॥

प्रत्येकमेषां स्वरसैर्भावना स्यात् त्रिधा त्रिधा ॥ माषमात्रो रसो देयो मधुना मरिचैस्तथा २४१
हन्यात्सर्वानतीसारान् ग्रहणीं सर्वजामपि ॥ कपाटो ग्रहणीरोगे रसोऽयं वह्निदीपनः ॥ २४२ ॥

રૂપાંની ભસ્મ, શોધેલાં મોતી, સુવર્ણ ભસ્મ અને લોહ ભસ્મ, એ ચારે ઔષધો એક એક ભાગ; શોધેલો આમલસારો ગન્ધક બે ભાગ; અને શુદ્ધ કરેલો પારો ત્રણ ભાગ; એ પ્રમાણે એ સર્વે ઔષધો લઈ, તેમને ખરલની અન્દર નાંખી કાંઠના રસની અન્દર સારી પેઠે ઘુણ્ટી, પછી તેને હરણના શિંગડામાં ભરી, તે શિંગડાપર લૂગડું લપેટી, તેનાપર સૂતર વીંટી પછી તેનાપર ભીની માટીનો લેપ કરવો. એ લેપ સૂકાયા બાદ કપડછન્દ કરેલાં તે શિંગડાંને અડાયાં છાણાંનો મધ્યમ પુટ આપવો. પછી કપડછન્દ કરેલું શિંગડું ટાઢું થાય ત્યારે તે શિંગડાપરનું કપડછન્દ કાઢી નાંખી, તે શિંગડાને ખરલની અન્દર નાંખી, સારી પેઠે ઘુણ્ટી તેનો ભૂકો કરી, પછી તે ભૂકાને બલાના—બલદાણાના—ખરેટીના છોડના મૂળના રસની સાત ભાવના તથા અઘેડો, લોદર, અતિવિષ, નાગરમોથ, ધાવણી, ઇન્દ્રજવ અને ગળો, એ સાતે વનસ્પતિ(રસ ન નીકળતો હોય, તો તેના કાઢા)ની ત્રણ ત્રણ ભાવના આપવી. એ રીતે તૈયાર કરેલા આ રસનું નામ ગ્રહણીકપાટ રસ જાણવું. આ રસ, એક માષા ભાર, મરીના ચૂર્ણની સાથે મધની અન્દર ચાટવાથી, સર્વે અતિસારો અને સર્વે પ્રકારના સંગ્રહણી રોગો મટી જાય છે અને જઠરાગ્નિ પ્રદિપ્ત થાય છે.

વજ્રકપાટ રસ मृतसूताभ्रकं गंधं यवक्षारं सटंकणम् ॥
अग्निमंथं वचां कुर्यात्सूततुल्यानिमान्सुधीः ॥ २४३ ॥ ततो जयंतीजंबीरभृंगद्रावैर्विमर्दयेत् ॥
त्रिवासरं ततो गोलं कृत्वा संशोष्य धारयेत् ॥ २४४ ॥ लोहपात्रे शरावं च दत्वोपरि विमुद्रयेत् ॥
अधोवह्निं शनैः कुर्याद्यामार्धं तत उद्धरेत् ॥२४५॥ रसतुल्यां प्रतिविषां दद्यान्मोचरसं तथा ॥
कपित्थविजयाद्रावैर्भावयेत्सप्तधा भिषक् ॥२४६॥ धातकीन्द्रयवा मुस्ता लोध्रं बिल्वं गुडूचिका ॥
एतद्रसैर्भावयित्वा वेलैकैकं च शोषयेत् ॥ २४७ ॥ रसं वज्रकपाटाख्यं शाणैकं मधुना लिहेत् ॥
वह्निं शुंठीं बिडं बिल्वं लवणं चूर्णयेत्समम् ॥२४८॥ पिबेदुष्णांबुना चानु सर्वजां ग्रहणीं जयेत् ॥

પારાની ભસ્મ, અભ્રક ભસ્મ, શોધેલો આમલસારો ગન્ધક, જવખાર, ટંકણખાર, અરણીનું મૂળ અને ઘોડાવજ, એ સાતે ઔષધો સરખે ભાગે લઇ, ખરલની અન્દર નાંખી, મિશ્ર કરી, તેમને અરણીનો રસ, કાગદી લિમ્બુનો રસ અને ભાંગરાનો રસ, એ ત્રણે રસમાંના દરેક રસની અન્દર એક એક દિવસ ખરલ કરવાં. એ પ્રમાણે ત્રણ દિવસ ખરલ કરી, તેમનો ગોળો વાળી, તે ગોળાને સૂકવવો. ગોળો સૂકાઇ જાય એટલે તે ગોળાને લોઢાની કઢાઇમાં મૂકી, તેનાપર ઉન્धું કોડિયું ઢાંકી, પછી કઢાઇનાં તળિયાંની અને કોડિયાંની વચ્ચેની સાંધપર લૂગડું લપેટી, તેનાપર સૂતર વીંટી, પછી તેનાપર ભીની માટીનો લેપ કરવો. એ લેપ સૂકાય એટલે, તે કઢાઇને ચૂલાપર મૂકી તેની નીચે ધીમો ધીમો અગ્નિ અર્ધા પહોર સુધી આપવો. પછી તે કઢાઇ ટાઢી થાય ત્યારે તેની અન્દરના ગોળાને બહાર કાઢી, તેને ખરલની અન્દર નાંખી, તેના જેટલું જ અતિવિષનું ચૂર્ણ તથા તેટલું જ મોચરસનું ચૂર્ણ લઇ, તે બન્ને

ચૂર્ણને, ખરલની અન્દર નાંખેલા ઉપલા ગોળાની સાથે મિશ્ર કરી, પછી તેમને કોઠના રસની સાત ભાવના; ભાંગના રસની સાત ભાવના; તથા ધાવણીનાં ફૂલ, ઇન્દ્રજવ, નાગરમોથા, લોદર, બીલી અને ગળો, એ છએ ઔષધોના જૂદા જૂદા રસ કાઢી અથવા જેમના રસ ન નીકળી શકતા હોય, તેમના જૂદા જૂદા કાઢા કરી, તે દરેકની એક એક ભાવના આપવી. એ રીતે બધી મળીને જે વીશ ભાવનાઓ આપવાનું કહ્યું, તેમાં દરેક ભાવના આપીને, તે દરેક ભાવનાને અન્તે તે ઔષધને સૂકવવું. એ રીતે તૈયાર કરેલા આ રસનું નામ વજ્રકપાટ રસ જાણવું. એક શાણ ભાર આ રસ, મધની સાથે ચાટીને પછી તેનાપર ચિત્રો, શુણ્ઠ, બિડલવણ, બીલી અને સિન્ધાલુણ, એ પાંચે ઔષધો સરખે ભાગે લઇ, તેમનું ચૂર્ણ કરીને ઉંના પાણીની સાથે ફાકવાથી, સર્વે પ્રકારના દોષોમાંથી ઉત્પન્ન થયેલો સંગ્રહણી રોગ મટી જાય છે.

**મદનકામદેવ રસ**

तारं वज्रं सुवर्णं च ताम्रं सूतकगंधकम् ॥ २४९ ॥
लोहं क्रमविवृद्धानि कुर्यादेतानि मात्रया ॥
विमर्द्य कन्यकाद्रावैर्न्यसेत्काचमये घटे ॥ २५० ॥ विमुद्य पिठरीमध्ये धारयेत् सैन्धवावृते ॥
पिठरीं मुद्रयेत्सम्यक् ततश्चूल्ल्यां निवेशयेत् ॥ २५१ ॥ वह्निं शनैः शनैः कुर्यात दिनैकं तत उद्धरेत् ॥
स्वांगशीतं च संचूर्ण्य भावयेदर्कदुग्धकैः ॥ २५२ ॥ अश्वगंधा च काकोली वानरी मुसली क्षुरा ॥
त्रित्रिवेलं रसैरेषां शतावर्याश्च भावयेत् ॥ २५३ ॥ पद्मकंदकसेरूणां रसैः काशस्य भावयेत् ॥
कस्तूरीव्योषकर्पूरकंकोलैलालवंगकम् ॥ २५४ ॥ पूर्वचूर्णादष्टमांशमेतच्चूर्णं विमिश्रयेत् ॥
सर्वैः समां शर्करां च दत्वा शाणोन्मितं पिबेत् ॥ २५५ ॥ गोदुग्धद्विपलेनैव मधुराहारसेवकः ॥
अस्य प्रभावात्सौन्दर्यं स लभेन्नात्र संशयः ॥ २५६ ॥ तरुणी रमयेद् बह्वीः शुक्रहानि न जायते ॥

રૂપાંની ભસ્મ એક ભાગ; હીરાની ભસ્મ બે ભાગ; સુવર્ણ ભસ્મ ત્રણ ભાગ; તામ્રભસ્મ ચાર ભાગ; પારાની ભસ્મ પાંચ ભાગ; શોધેલો આમલસારો ગન્ધક છ ભાગ; અને લોહભસ્મ સાત ભાગ, એ પ્રમાણે દરેક ઔષધ એક એકથી એક એક ભાગ વધારે લઇ, એ સર્વેને ખરલની અન્દર નાંખી, મિશ્ર કરી, કુંવારના રસમાં ઘુંટી એટલે ભાવના દઇ, તેમને કાચના શીંશામાં ભરી, તે શીંશાના મોઢાંપર બુચ દઇ, પછી તે આખા શીંશાપર લૂગડું લપેટી, તેનાપર સૂતર વીટી, પછી તેનાપર ભીની માટીનો લેપ કરી સૂકવવો. પછી એક હાંડલું લઇ, તે હાંડલાંના અર્ધા ભાગ સૂધી સિન્ધાલુણ ભરી, તેનાપર કપડછન્દ કરેલો શિંશો મૂકી, પછી હાંડલાંના મોઢા સૂધી સિન્ધાલુણ ભરી, તેનાપર ઉંધું કોડિયું ઢાંકી, પછી તે હાંડલાંની અને કોડિયાની વચ્ચેની સાંધપર લૂગડું લપેટી, તેનાપર સૂતર વીટી, પછી તેનાપર ભીની માટીનો લેપ કરવો. એ લેપ સૂકાયા પછી તે હાંડલાંને ચૂલાપર મૂકી તેની નીચે એક દિવસ પર્યન્ત ધીમો ધીમો અગ્નિ રાખવો. પછી તે હાંડલું ટાઢું થાય ત્યારે તેને હેઠે ઉતારી, હાંડલામાંના શીંશાની અન્દરનાં ઔષધને બહાર કાઢી, ખરલની અન્દર નાંખી, તેનો ઝીણો ભૂકો કરી, પછી તે ભૂકાને આંકડાના ક્ષીરની ભાવના આપવી. (કુંવારના રસની ભાવના આપ્યા પછી જ આંકડાના ક્ષીરની ભાવના આપી, પછી ઔષધને શીંશામાં ભરી, અગ્નિ આપીને ઔષધને તૈયાર કરવું, એ વધારે ઉત્તમ છે. પણ ઔષધ તૈયાર થયા પછી આપેલી આ આંકડાના ક્ષીરની ભાવ-

નાથી ઉલટી પણ થાય છે, માટે પ્રથમ આંકડાના ક્ષીરની ભાવના આપવી એ ઉત્તમ રસ્તો છે.) પછી આખસન્ધ, કાકોલી–આખસન્ધ, કૌચાં, મુસલી, એખરો, શતાવલી, કમલકન્દ (લોઢ), કચૂરો અને કાંસ–કાંસડો, આ નવે ઔષધોના જૂદા જૂદા રસ કાઢી અથવા જેમના રસ ન નીકળી શકતા હોય, તેમના જૂદા જૂદા કાઢા કરીને, તે દરેકની ત્રણ ત્રણ ભાવનાઓ આપવી. એ રીતે જે ભાવનાઓ આપવાનું કહ્યું, તે તે ભાવનાઓ આપી રહ્યા પછી, કસ્તૂરી, શુંઠ, મરી, લીંડિપીપર, કપૂર, ચણકબાબ, એલચી અને લવિંગ, એ આઠે ઔષધો સરખે ભાગે લઇ, તેમનું ચૂર્ણ કરી, પછી તે ચૂર્ણ, ઉપરનાં રસાયનનો આઠમો ભાગ લઇ, ઉપરનાં રસાયનની અન્દર મેળવી, પછી તે સર્વેનાં જેટલી સાકર લઇ, તેનો ભૂકો કરી, તે ભૂકાને ઉપરનાં ઔષધોની સાથે મિશ્ર કરવો. એ રીતે તૈયાર કરેલા આ રસનું નામ મદન કામદેવ રસ જાણવું. એક શાણ ભાર આ રસ, બે પલ ભાર ગાયના દૂધની અન્દર ખાઇને પછી તેનાપર મીઠા (દૂધ, ઘી, શાકર, શીરો, મિષ્ટાન્ન વગેરે) પદાર્થનું ભોજન કરવાને લીધે, આ રસાયનના પ્રભાવથી શરીર અતિશય રુપાળું થાય છે અને ઘણી જુવાન સ્ત્રીઓ સાથે રંગભોગ રમ્યા છતાં પણ ધાતુનો ક્ષય થતો નથી.

કન્દર્પસુન્દર રસ

सूतो वज्रमहिर्मुक्ता तारं हेमासिताभ्रकम् ॥२५७॥
रसैः कर्षांशकानेतान् मर्दयेदिरिमेदजैः ॥
प्रवालचूर्णं गंधश्च द्विद्विकर्षौ विमिश्रयेत् ॥ २५८ ॥ ततोश्वगंधास्वरसैर्विमर्द्य मृगशृंगके ॥
क्षिप्त्वा मृदुपुटं पक्त्वा भावयेद्वातकीरसैः ॥ २५९ ॥ काकोलीमधुकं मांसी बलात्रयबिसेक्षुदम् ॥
द्राक्षापिप्पलिवृंदाकं वरी पर्णीचतुष्टयम् ॥ २६० ॥ परूषकं कसेरुश्च मधुकं वानरी तथा ॥
भावयित्वा रसैरेषां शोषयित्वा विचूर्णयेत् ॥२६१॥ एला त्वक् पत्रकं वांशी लवंगागरुकेशरम् ॥
मुस्तं मृगमदः कृष्णा जलं चंद्रश्च मिश्रयेत् ॥ २६२ ॥ एतच्चूर्णैः शाणमितै रसं कंदर्पसुन्दरम् ॥
खादेत् शाणमितं रात्रौ सिता धात्री विदारिका ॥२६३॥ एतेषां कर्षचूर्णेन सर्पिः कर्षेण संयुतम् ॥
तस्यानुद्विपलं क्षीरं पिबेत् सुस्थितमानसः ॥ २६४ ॥ रमणी रमयेद्बह्वीः शुक्रहानिर्न जायते ॥

પારાની ભસ્મ, હીરાની ભસ્મ, સીસાંની ભસ્મ, શોધેલાં મોતી, રુપાની ભસ્મ, સુવર્ણ ભસ્મ અને કૃષ્ણાભ્રક( કાળા અભ્રક )ની ભસ્મ, એ સાતે ઔષધો એક એક કર્ષ લઈ, તે સર્વેને મિશ્ર કરી, ખરલની અન્દર નાંખી, ખેરની છાલના કાઢાની અન્દર ઘુણ્ટવાં. પછી શુદ્ધ કરેલાં પરવાળાનું ચૂર્ણ તથા શુદ્ધ કરેલો આમલસારો ગન્ધક, બે બે કર્ષ લઈ, તે બન્નેને ઉપલાં ઔષધની સાથે મેળવી, પછી તે સર્વેને આખસન્ધના સ્વરસની અન્દર ખરલ કરી, તેમને હરણના શિંગડામાં ભરી, તે શિંગડાંપર લૂગડું લપેટી, તેનાપર સૂતર વીંટી, પછી તેનાપર ભીની માટીનો લેપ કરવો. એ લેપ સૂકાયા બાદ કપડછન્દ કરેલાં તે શિંગડાંને અડાયાં છાણાંનો હલકો પુટ આપવો. પછી કપડછન્દ કરેલું શિંગડું ટાઢું થાય ત્યારે તે શીંગડાં પરની કાપડમાટી કાઢી નાંખી, તે શિંગડાને ખરલની અન્દર નાંખી, સારી પેઠે ઘુણ્ટી તેનો ભૂકો કરી, પછી તે ભૂકાને, ધાવણીનાં ફૂલ, કાકોલી–આખસંધ, જેઠીમધ, બાલછડ, બલાના–બલદાણાના–ખરેટીના છોડનાં મૂળ, મહાબલા–સહદેવા–સહદેવી–મોટી ખપાટનાં

મૂળ, અતિબલાનાં–ખપાટનાં મૂળ, કમળનું નાળવું–દીહિટયું, ઇંગોરિયું, દ્રાક્ષ–દ્રાખ, લીણ્ડીપીપર, વંદાક–આંબા આદિના ઝાડ ઉપરની ડાળીપર થયેલી જે ગાંઠ (ગુંમડાં) તે, શતાવરી, સુગંધી સમેરવો, સમેરવો, અડબાઉ મગ, અડબાઉ અડદ, ફાલસા, કચૂરો, જેઠી-મધ અને કૌચાં, એ એકવીશે ઔષધોના જૂદા જૂદા રસ કાઢી અથવા જેમના રસ ન નીકળી શકતા હોય તેમના જુદા જુદા કાઢા કરી, તે દરેકની એક એક ભાવના આપી, પછી તેને સૂકવી, ખરલની અન્દર નાંખી, તેનો બારીક ભૂકો કરવો. પછી એલચી, તજ, તમાલપત્ર, વંશલોચન, લવંગ, અગરચન્દન, કેશર, નાગરમોથ, કસ્તૂરી, લીણ્ડીપીપર, વાળો અને કપૂર, એ બારે ઔષધો એક એક શાણ ભાર લઇ, તેનો ઝીણો ભૂકો કરી, પછી તે ભૂકાને ઉપલા ભૂકાની સાથે ભેગી, ખરલ કરી, જે એકરસ કરવો તેનું નામ કન્દર્પસુન્દર રસ જાણવું. પછી શાકર, આંબળાં અને વિદારીકન્દ–ફગવેલાનો કન્દ, એ ત્રણે ઔષધો સરખે ભાગે લઇ, તેમનું ચૂર્ણ કરી, તે ચૂર્ણમાંથી એક કર્ષ ભાર ચૂર્ણ લઇ, તેની સાથે એક શાણ ભાર, આ રસ મેળવીને પછી તેમને, એક કર્ષ ભાર ઘીની અન્દર રાત્રીના ચાટી તેનાપર તરત બે પલ ભાર દૂધ પીને અને પ્રસન્ન અન્તઃકરણ રાખીને, જે પુરુષ ઘણી સ્ત્રીઓ સાથે રમે છે, તે પુરુષની શુક્ર ધાતુનો પણ ક્ષય થતો નથી.

**લોહ રસ**

शुद्धं रसेन्द्रं भागैकं द्विभागं शुद्धगंधकम् ॥ २६५ ॥
क्षिपेत्कज्जलिकां कुर्यात्तत्र तीक्ष्णभवं रजः ॥
क्षिप्त्वा कज्जलिकातुल्यंप्रहरैकं विमर्दयेत् ॥२६६॥ तत्र कन्याद्रवैः खल्वे त्रिदिनं परिमर्दयेत् ॥
ततः संजायते तस्य सोष्णो धूमोद्गमो महान् ॥२६७॥ अत्यन्तं पिंडितं कृत्वा ताम्रपात्रे निधाय च ॥
मध्ये धान्यैकशूकस्य त्रिदिनं धारयेत् बुधः ॥२६८॥ उद्धृत्य तस्मात्सत्वे च क्षिप्त्वा घर्मे निधाय च ॥
रसैः कुटारच्छिन्नायास्त्रिवेलं परिभावयेत् ॥२६९॥ संशोष्य घर्मे क्वाथैश्च भावयेत् त्रिकटोस्त्रिधा ॥
वासामृताचित्रकाणां रसैर्भाव्यं क्रमात् त्रिधा ॥२७०॥ लोहपात्रे ततः क्षिप्त्वा भावयेत् त्रिफलाजलैः ॥
निर्गुंडीदाडिमत्वग्भिर्बिसभृंगकुरंटकैः ॥२७१॥ पलाशकदलीद्रावैर्बीजकस्य शृतेन वा ॥
नीलीकालंबुषा द्रावैर्बुब्बूलफलिकारसैः ॥२७२॥ त्रित्रिवेलं यथालाभं भावयेदेभिरौषधैः ॥
ततःप्रातर्लिहेत् क्षौद्रघृताभ्यां कोलमात्रकम् ॥२७३॥ पलमात्रं वराक्वाथं पिबेदस्यांबुपानकम् ॥
मासत्रयं शीलितं स्याद्वलीपलितनाशनम् ॥२७४॥ मंदाग्निं श्वासकासौ च पांडुतां कफमारुतौ ॥
पिप्पलीमधुसंयुक्तं हन्यादेतन्न संशयः ॥२७५॥ वातास्रं मूत्रदोषांश्च ग्रहणीं तोयजां रुजम् ॥
अंडवृद्धिं जयेदेतच्छिन्नासत्वमधुप्लुतम् ॥२७६॥ बलवर्णकरं वृष्यमायुष्यं परमं स्मृतम् ॥
कूष्मांडं तिलतैलं च माषान्नं राजिका तथा ॥ २७७ ॥ मद्यमम्लरसं चैव त्यजेल्लोहस्य सेवकः ॥

શુદ્ધ કરેલો પારો એક ભાગ તથા શુદ્ધ કરેલો આમલસારો ગન્ધક બે ભાગ લઇ, એ બન્નેને ખરલની અન્દર નાંખી, મિશ્ર કરી, તેમની કજ્જલી કરી, પછી તેની અન્દર ત્રણ ભાગ પોલાદનો શુદ્ધ કરેલો ભૂકો નાંખી, એક પહોર સુધી તે સર્વને ઘુણ્ટી, મિશ્ર કરી, કુંવારના રસમાં ત્રણ દિવસ સુધી સારી પેઠે જોરથી ચાલુ ઘુણ્ટ્યા જ કરવું એટલે તેની

અન્દરથી ઉંનો ઉંનો મોટો–ગોટમગોટ ધુંવાડો નીકળવા માંડે કે તરત તેનો અતિ કઠણ ગોળો વાળી, તે ગોળાને ત્રામ્બાના કટોદાનમાં મૂકી, તેના મોંપર ઢાંકણું ઢાંકી પછી તે કટોદાનને શાળવાળા ચોખાના ઢગલાની મધ્યમાં ત્રણ દિવસ સૂધી ડાટી રાખવું. ચોથે દિવસે તે કટોદાનને બહાર કાઢી, તેની અન્દરના ગોળાને, ખરલની અન્દર મૂકી પછી તેને તડકામાં રાખવો. પછી તે ગોળાને, કુઠારછિન્નાના–જંગલી તુલસીના રસની ત્રણ ભાવના આપવી. ભાવના આપતી વખતે, દરેક ભાવનાને અન્તે તેને તડકામાં સૂકવી, વળી પાછી તેને શુંઠ, મરી અને લીણ્ડીપીપર, એ ત્રણે ઔષધોના જૂદા જૂદા કાઢા કરી, તે દરેક કાઢાની એક એક ભાવના આપી તથા અરડૂશી, ગળો અને ચિત્રો, એ ત્રણે ઔષધોના જૂદા જૂદા રસ કાઢી, તે દરેક રસની ત્રણ ત્રણ ભાવના આપી, પછી તેને લોઢાની કઢાઇમાં મૂકી, પાછી તેને હરડાં, બેહેડાં અને આંબળાં–ત્રિફલાં, નગડ, દાડમની છાલ, કમળનું નાલ–દીંટ, ભાંગરો પીળો કાંટાઅશેળિયો, ખાખરો, કેળનો કન્દ, બાગો, ગળી, મુંડી–ગોરખમુણ્ડી અને બાવળની શીંગ–બાવળના પરડિયા, એ બારે ઔષધોના જૂદા જૂદા રસ કાઢી અથવા જેમના રસ ન નીકળી શકતા હોય, તેમના જૂદા જૂદા કાઢા કરી, તે દરેકની ત્રણ ત્રણ ભાવનાઓ આપવી. એ રીતે તૈયાર કરેલા આ રસનું નામ લોહરસ જાણવું. સવારના પહોરમાં મધ અને ઘી સરખે ભાગે લઇ, એ બન્નેને મિશ્ર કરી તેની અન્દર એક કોલ ભાર આ રસાયન ખાઇ, તે જ વખતે તેનાપર હરડાં, બેહેડાં અને આબળાં, એ ત્રણે ઔષધો સરખે ભાગે લઇ, તેમનો કાઢો કરી એક પલ ભાર પી જવો. એ પ્રમાણે ત્રણ મહિના સૂધી આ રસાયન ચાલુ ખાવાથી, અંગપરની કરચલી મટી જઇને ધોળા વાળ પણ કાળા થઇ જાય છે. વળી આ રસાયનને લીંડીપીપરના ભૂકાની સાથે મેળવીને મધની અન્દર ચાટવાથી, મન્દાગ્નિ રોગ, શ્વાસ, કાસ, પાંડુરોગ અને કફવાત રોગ મટી જાય છે, એમાં કૈં પણ સંશય નથી. ગળોનાં સત્વની સાથે આ રસાયનને મિશ્ર કરીને પછી તેને મધની અન્દર ચાટવાથી, વાતરક્ત, મૂત્રદોષ, ગ્રહણીરોગ, પાણીમાંથી થયેલો વિકાર અને અંડવૃદ્ધિ રોગ મટી જાય છે. વળી આ રસાયન, શરીરમાં બળ આપે છે, તેજ વધારે છે, વૃષ્ય–વીર્યની વૃદ્ધિ કરે છે અને આયુષ્યને પણ વધારે છે. આ લોહરસ ખાનારે, ભૂરું કોહોળું, તલનું તેલ, અડદ, રાઈ, મદ્ય અને ખાટા રસો, એટલાં વાનાં ખાવાં નહિ.

**એ રીતે દામોદરના પુત્ર શાર્ઙ્ગધરે રચેલી શાર્ઙ્ગધર સંહિતાને વિષે મધ્યમ ખણ્ડના ચિકિત્સાસ્થાનમાંનાં રસાદિ ઔષધો નામે બારમા અધ્યાયની ગુર્જર ટીકા સમ્પૂર્ણા.**

---

श्री

# शार्ङ्गधरसंहिता

## ઉત્તરખણ્ડ

### અધ્યાય પહેલો, સ્નેહપાન વિધિ

**સ્નેહનાં નામ** — स्नेहश्चतुर्विधः प्रोक्तो घृतं तैलं वसा तथा ॥ मज्जा च

ઘી, તેલ, વસા (માંસનો સ્નેહ—ચરબી) અને મજ્જા (હાડકાંનો સ્નેહ), એ પ્રમાણે ચાર પ્રકારના સ્નેહ છે.

**સ્નેહ પીવાનો વખત** — तं पिबेन्मर्त्यः किंचिदभ्युदिते रवौ ॥ १ ॥

એ ચાર જાતનાં સ્નેહમાંથી હરકોઈ સ્નેહ, સવારના પહોરમાં કૈંક સૂર્યોદય થાય ત્યારે મનુષ્યે પીવો.

**સ્નેહના બે ભેદ** — स्थावरं जंगमं चैव द्वियोनिः स्नेह उच्यते ॥

સ્નેહની ઉત્પત્તિપરથી, સ્થાવર અને જંગમ, એમ બે ભેદ કહેલા છે.

**પ્રધાન સ્થાવર સ્નેહ** — तिलतैलं स्थावरेषु

સ્થાવર પદાર્થના સ્નેહની અન્દર તલનું તેલ શ્રેષ્ઠ છે.

**પ્રધાન જંગમ સ્નેહ** — जंगमेषु घृतं वरम् ॥ २ ॥

જંગમ પદાર્થના સ્નેહની અન્દર ઘી જ ઉત્તમ છે.

**યમક** — द्वाभ्यां त्रिभिश्चतुर्भिस्तैर्यमकस्त्रिवृतो महान् ॥

ઘી અને તેલ, એ બે સ્નેહ પદાર્થને જે મિશ્ર કરવા, તેનું નામ યમક જાણવું.

**ત્રિવૃત** — ઘી, તેલ અને વસા, એ ત્રણ સ્નેહ પદાર્થને જે મિશ્ર કરવા, તેનું નામ ત્રિવૃત જાણવું.

**મહાન્** — ઘી, તેલ, વસા અને મજ્જા, એ ચાર સ્નેહ પદાર્થને જે મિશ્ર કરવા, તેનું નામ મહાન્ જાણવું.

**ઘી કેટલા દિવસ પીવું?** — पिबेत् त्र्यहं રોગ દૂર થવા માટે ઘી નામે સ્નેહપદાર્થ ત્રણ દિવસ પીવો.

**તેલ કેટલા દિવસ પીવું?** — चतुरहं રોગ દૂર થવા માટે તેલ નામે સ્નેહપદાર્થ ચાર દિવસ પીવો.

**વસા કેટલા દિવસ પીવી** — पंचाहं રોગ દૂર થવા માટે વસા નામે સ્નેહપદાર્થ પાંચ દિવસ પીવો.

**મજ્જા કેટલા દિવસ પીવી?** — षडहं तथा ॥३॥

રોગ દૂર થવા માટે મજ્જા નામે સ્નેહ પદાર્થ ૭ દિવસ પીવો.

**સ્નેહ**નો સાત્મ્ય થવાનો કાલ — सप्तरात्रात्परं स्नेहः सात्मीभवति सेवितः ॥

સાત દિવસ પછી ઘૃતાદિ સ્નેહ પદાર્થ પીધા હોય તો તેઓ સાત્મ્ય થાય છે અર્થાત્ આહારના સરખા થઇ જાય છે અને તેનાથી ગુણ કે અવગુણ કશો થતો નથી.

**સ્નેહો**ની માત્રા — दोषकालाग्निवयसां बलं दृष्ट्वा प्रयोजयेत् ॥ ४ ॥
हीनां च मध्यमां ज्येष्ठां मात्रां स्नेहस्य बुद्धिमान् ॥

વાતાદિ દોષો, શીતાદિ કાલો, જઠરાગ્નિ અને બાલ્યાદિ વય, એ સર્વનું બલાબલ જોઇને ઘૃતાદિ સ્નેહો પીવાની હીન (અલ્પ) માત્રા, મધ્યમ માત્રા અને જ્યેષ્ઠ (ઉત્તમ) માત્રાઓમાંથી, જે પ્રકારની માત્રા આપવી યોગ્ય લાગે, તે પ્રકારની, બુદ્ધિમાન્ વૈદ્યે માત્રા આપવી.

**મા**ત્રા વિના સ્નેહો પીવાથી થનારા રોગો — अमात्रया तथाऽकाले मिथ्याहारविहारतः ॥ ५ ॥
स्नेहः करोति शोफार्शस्तन्द्रानिद्राविसंज्ञताः ॥

ઘી, તેલ, વસા અને મજ્જા, એ સ્નેહ પદાર્થો પીવાની માત્રા પાછલા શ્લોકમાં કહી છે, તે કરતાં ઓછું અધિક પીવાથી, વા કહેલો વખત છોડીને ગમે તે વખતે પીવાથી અને સ્નેહ પીધા બાદ મિથ્યા આહારવિહાર કરવાથી, શોફ, અર્શ, તન્દ્રા, નિદ્રા અને વિસંજ્ઞતા (મૂર્ચ્છા) રોગ ઉત્પન્ન થાય છે.

**દી**પ્તાગ્નિવાળાએ સ્નેહ કેટલો પીવો? — देया दीप्ताग्नये मात्रा स्नेहस्य पलसंमिता ॥ ६ ॥
પ્રદિપ્ત જઠરાગ્નિવાળાને, સ્નેહ પીવાની માત્રા એક પલ સુધી આપવી.

**મ**ધ્યમાગ્નિવાળાએ સ્નેહ કેટલો પીવો? — मध्यमाय त्रिकर्षा स्यात्
મધ્યમ જઠરાગ્નિવાળાને, સ્નેહ પીવાની માત્રા ત્રણ કર્ષ સુધી આપવી.

**મ**ન્દાગ્નિવાળાએ **સ્નેહ** કેટલો પીવો? — जघन्याय द्विकार्षिकी ॥
મન્દ જઠરાગ્નિવાળાને, સ્નેહ પીવાની માત્રા બે કર્ષ સુધી આપવી.

**મ**હતી સ્નેહમાત્રા — अथवा स्नेहमात्राः स्युस्तिस्रोऽन्याः सर्वसंमताः ॥७॥ अहोरात्रेण महती

સર્વ વિદ્વાનોમાં માન્ય એવી સ્નેહ પીવાની બીજી ત્રણ પ્રકારની માત્રાઓનું વર્ણન નીચે પ્રમાણે કરું છું;—સ્નેહની જે માત્રા, દિવસરાત્રિની અન્દર પચન થાય છે, તે મહતી (ઉત્તમ) કહેવાય છે.

**મ**ધ્યમા સ્નેહમાત્રા — जीर्यत्यह्नि तु मध्यमा

સ્નેહની જે માત્રા, આખા દિવસ( બાર કલાક )ની અન્દર પચન થાય છે, તે મધ્યમ કહેવાય છે.

**અ**લ્પા સ્નેહમાત્રા — जीर्यत्यल्पा दिनार्धेन सा विज्ञेया सुखावहा ॥ ८ ॥

સ્નેહની જે માત્રા, અર્ધા દિવસની અન્દર પચન થાય છે, તે અલ્પા કહેવાય છે. તે અલ્પા માત્રા જ શરીરને સુખ કરનારી અર્થાત્ બલ દેનારી જાણવી.

**અ**લ્પા માત્રાના ગુણ — अल्पा स्याद्दीपनी वृष्या स्वल्पदोषेषु पूजिता ॥

સ્નેહની અલ્પા માત્રા, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનારી, શક્તિ દેનારી અને વાતાદિ દોષ થોડા પ્રમાણમાં કોપાયમાન્ થયા હોય તો તેનું શમન કરનારી છે.

**મધ્યમા માત્રાના ગુણ** मध्यमा स्नेहनी ज्ञेया बृंहणी भ्रमहारिणी ॥ ९ ॥
સ્નેહની મધ્યમા માત્રા, શરીરને સ્નિગ્ધ કરનારી, શરીરને પુષ્ટ કરનારી અને ભ્રમને દૂર કરનારી છે.

**જ્યેષ્ઠા માત્રાના ગુણ** ज्येष्ठा कुष्ठविषोन्मादग्रहापस्मारनाशिनी ॥
સ્નેહની જ્યેષ્ઠા માત્રા, કુષ્ઠરોગ, વિષબાધા, ઉન્માદ રોગ, ભૂતાદિ ગ્રહપીડા અને અપસ્માર રોગનો નાશ કરનારી છે.

**પીત્તાદિના પ્રકોપપર કેવા પ્રકારે ઘી ખાવું?** केवलं पैत्तिके सर्पिर्वातिके लवणान्वितम् ॥ १० ॥
देयं बहुकफे वापि व्योषक्षारसमन्वितम् ॥

પિત્તપ્રકોપ થયો હોય તો એકલું ઘી ખાવું. વાતપ્રકોપ થયો હોય તો સિન્ધાલુણની સાથે ઘી ખાવું અને કફપ્રકોપ થયો હોય તો શુણ્ઠ, મરી, લીણ્ડીપીપર અને જવખાર, એ ચારે ઔષધો સરખે ભાગે લઇ, તેમનું ચૂર્ણ કરી, તે ચૂર્ણની સાથે ઘી ખાવું.

**કેવા રોગીને ઘી પાવું?** रूक्षक्षतविषार्तानां वातपित्तविकारिणाम् ॥ ११ ॥
हीनमेधास्मृतीनां च सर्पिःपानं प्रशस्यते ॥

રૂક્ષ શરીરથી, ક્ષત રોગથી અને વિષવિકારથી જેનું શરીર પીડાતું હોય, જેને વાતપિત્તનો વિકાર થયો હોય, જેની મેધા–ધારણાશક્તિ અને સ્મરણશક્તિ ઓછી થઇ હોય, તે સર્વ મનુષ્યે ઘી પીવું, એ જ ઉત્તમ છે.

**કેવા રોગીને તેલ પાવું?** कृमिकोष्ठानिलाविष्टाः प्रवृद्धकफमेदसः ॥ १२ ॥
पिबेयुस्तैलसात्म्या ये तैलं दीप्ताग्नयस्तु ये ॥

જેના પેટની અન્દર કૃમિ–કરમ પડ્યાં હોય, જેનું શરીર વાયુથી ભરેલું હોય, જેના શરીરની અન્દર કફ અને મેદ બહુ જ વધેલા હોય, જેની પ્રકૃતિને તેલ અનુકૂળ હોય અર્થાત્ સદતું હોય અને જેનો જઠરાગ્નિ પ્રદીપ્ત હોય, તે મનુષ્યે તેલ પીવું.

**વસા સ્નેહ કોણે પીવો?** व्यायामकर्षिताः शुष्करेतोरक्ता महारुजः ॥ १३ ॥
महाग्निमारुतप्राणा वसायोग्या नराः स्मृताः ॥

વ્યાયામ કરી કરીને દુર્બળ થઇ ગયેલાએ, શુક્રધાતુ અને રક્ત–લોહી સુકાઇ ગયેલાએ, શરીરમાં ઘણીક પીડા થનારાએ, પ્રબળ જઠરાગ્નિવાળાએ, શરીરમાં ઘણા વાતવાળાએ અને મોટા બળવાળાએ વસા નામે સ્નેહ પીવો.

**મજ્જાસ્નેહ કોણે પીવો?** क्रूराशयाः क्लेशसहा वातार्ता दीप्तवह्नयः ॥ १४ ॥
मज्जानं च पिबेयुस्ते

આમ, અગ્નિ, કફ, મૂત્ર, યકૃત્, પ્લીહા, હૃદય, જલ અને ફુપ્ફુસ, એ નવ પ્રકારનાં ક્રૂર આશયોવાળાએ, ક્લેશ સહન કરી શકનારે, વાયુથી પીડિત અને પ્રદીપ્ત જઠરાગ્નિવાળાએ મજ્જા નામે સ્નેહ પીવો.

**ઘી કોણે પીવું?** सर्पिर्वा सर्वतो हितम् ॥
અથવા સર્વ પ્રકારનાં રોગોપર ઘી પાવું, એ શરીરને હિતકારક છે.

**શી**ત કાળમાં સ્નેહ ક્યારે પીવો ? — शीतकाले दिवा स्नेहम्
શીતકાળને વિષે દિવસે જ સ્નેહ પીવો.

ઉષ્ણ કાળમાં સ્નેહ ક્યારે પીવો? — उष्णकाले पिबेन्निशि ॥ १५ ॥
ઉષ્ણ કાળને વિષે રાત્રે જ સ્નેહ પીવો.

**વ**ધારે વાતપિત્તવાળાએ સ્નેહ ક્યારે પીવો ? — वातापित्ताधिके रात्रौ
વધારે વાતપિત્તવાળાએ રાત્રે જ સ્નેહ પીવો.

**વ**ધારે વાતકફવાળાએ સ્નેહ ક્યારે પીવો ? — वातश्लेष्माधिके दिवा ॥
વધારે વાતકફવાળાએ દિવસે જ સ્નેહ પીવો.

**ઘી** તેલ ક્યાં વાપરવાં ? — नस्याभ्यंजनगंडूषमूर्धकर्णाक्षितर्पणे ॥ १६ ॥
तैलं घृतं वा युंजीत दृष्ट्वा दोषबलाबलम् ॥

નાકમાં રેડવા માટે, શરીરે ચોળવા માટે, કોગળા કરવા માટે, માથે ઘસવા માટે, કાનમાં રેડવા માટે, અને આંખની તૃપ્તિ માટે, વાતાદિક દોષોનું બલાબલ જોઇને તેલ અથવા ઘીને વાપરવાં.

**ઘી**નું અનુપાન — घृते कोष्णजलं पेयं ઘી પીધા પછી, તેનાપર કંઈક ઉનું પાણી પીવું.

**તે**લનું અનુપાન — तैले यूषः प्रशस्यते ॥ १७ ॥ તેલ પીધા પછી, તેનાપર યૂષ પીવો.

**વ**સા સ્નેહનું અનુપાન — वसामज्ज्नोः पिबेन्मंडमनुपानं सुखावहम् ॥
વસા (માંસ) સ્નેહ પીધા પછી તેનાપર મણ્ડ (તણ્ડુલમણ્ડ) પીવો.

**મ**જ્જા સ્નેહનું અનુપાન — મજ્જા (અસ્થિ) સ્નેહ પીધા પછી તેનાપર મણ્ડ (તણ્ડુલ મણ્ડ) પીવો. એ પ્રમાણે આ અનુપાનો સુખ આપનારાં છે.

**સ્ને**હ ન પી શકે એવાં મનુષ્યોને સ્નેહ ક્યારે અને કેમ પાવો ? — स्नेहद्विषः शिशून् वृद्धान् सुकुमारान्कृशानपि ॥ १८ ॥
तृष्णातुरानुष्ण काले सहभक्तेन पाययेत् ॥
સ્નેહનો દ્વેષ કરનારને, બાળકને, વૃદ્ધને, સુકુમારને, કૃશને અને તરસ્યાને ઉનાળામાં ભાત (રાંધેલા ચોખા)ની સાથે સ્નેહ પીવરાવવો.

**સદ્ય**: સ્નેહન યવાગૂ — सर्पिष्मती बहुतिला यवागूः स्वल्पतण्डुला ॥ १९ ॥
सुखोष्णा सेव्यमाना तु सद्यः स्नेहनकारिणी ॥

ઘણાક તલ લઈ, તેને ખાણ્ડી, તેની ઉપરનાં ફોતરાં કાઢી નાખી, પછી તેની અન્દર થોડાક ચોખા નાંખી, તે બન્નેને ઘી તથા પાણીની અન્દર ઉકાળી, રાંધીને તેમની પાતળી રાબ કરવી, તેનું નામ ઘી, તલવાળી યવાગૂ જાણવું. તે યવાગૂ કંઈક ની ઉની પીધી હોય તો તે વખતે જ શરીરને સ્નિગ્ધ કરે છે.

**સદ્ય**: સ્નેહન દુગ્ધ — शर्कराचूर्णसंभृष्टे दोहनस्थे घृते तु गाम् ॥ २० ॥
दुग्ध्वा क्षीरं पिबेदुष्णं सद्यः स्नेहनमुच्यते ॥

સાકરનું ચૂર્ણ તથા ઘી, એ બન્નેને ગાયનું દૂધ દોહવાના વાસણમાં નાંખી પછી તે વાસણને ચૂલાપર મૂકી, તેની નીચે અગ્નિ સળગાવવો અને સાકર તથા ઘી ઓગળી જાય

કે તરત તે જ વાસણમાં ગાયનું દૂધ દોહીને, તે શેડ કઢ્યું ઉનું દૂધ પીવાથી તેજ વખતે શરીરમાં ધાતૂ ઉત્પન્ન કરીને શરીરને સ્નિગ્ધ કરે છે.

**સ્નેહ**હાજીર્ણનો ઉપાય

मिथ्याचाराद्बहुत्वाद्वा यस्य स्नेहो न जीर्यति ॥ २१ ॥
विष्टभ्य वापि जीर्येत वारिणोष्णेन वामयेत् ॥

સ્નેહ પદાર્થ પીધા પછી તેનાપર ઠેકાણા વગરનો આહારવિહાર થયેલાને અથવા ઘણો સ્નેહ પીધાથી તે સ્નેહ ન પચનારને અથવા ઝાડો કબજ થવા સાથે સ્નેહ પચી ગયેલાને ઉનું પાણી પાઇને ઉલટી કરાવવી એટલે અજીર્ણનો દોષ મટી જાય છે.

**સ્ને**હાજીર્ણની શંકાનો ઉપાય

स्नेहस्याजीर्णशंकायां पिबेदुष्णोदकं नरः ॥ २२ ॥
तेनोद्गारो भवेच्छुद्धो भक्तं प्रति रुचिस्तथा ॥

સ્નેહ પદાર્થ પીધા પછી, પીધેલો સ્નેહ પદાર્થ પચ્યો નથી, એવી જો શંકા થાય તો, તેનાપર ઉનું પાણી પીવું એટલે તેના યોગથી શુદ્ધ (સ્નેહ પદાર્થની વાસ વગરનો) ઓડકાર આવીને અન્ન ખાવાની રુચિ-ઇચ્છા થાય, ત્યારેજ સ્નેહ પદાર્થનું અજીર્ણ મટી ગયું છે, એમ જાણવું.

**સ્ને**હજન્ય તૃષાનો ઉપાય

स्नेहेन पैत्तिकस्याग्निर्यदा तीक्ष्णतरीकृतः ॥ २३ ॥
तदाऽस्योदीरयेत्तृष्णां विषमां तस्य पाययेत् ॥
शीतं जलं वामयेच्च पिपासा तेन शाम्यति ॥ २४ ॥

સ્નેહ પદાર્થ પીવાને લીધે, પિત્ત પ્રકૃતિવાળા મનુષ્યનો જઠરાગ્નિ ઘણો તીક્ષ્ણ થઇને, જો તે મનુષ્યને ખૂબ તરશ લાગે, તો તે તરશ શમાવવા માટે તે મનુષ્યને ટાઢું પાણી પાઇને ઉલટી કરાવવી એટલે તરત તે મનુષ્યની તરશ શમી જશે.

**કયા** કયા મનુષ્યને સ્નેહપાન કરાવવું?

अजीर्णी वर्जयेत्स्नेहमुदरी तरुणज्वरी ॥
दुर्बलोऽरोचकी स्थूलो मूर्च्छार्तो मदपीडितः ॥ २५ ॥
दत्तबस्तिर्विरिक्तश्च वांतितृष्णासमन्वितः ॥ अकालप्रसवा नारी

જેને અજીર્ણ થયું હોય, જેને ઉદર રોગ થયો હોય, જેને તરુણ (નવો પ્રથમ) જ્વર આવ્યો હોય, જે શરીરે દુબળો હોય, જેને અન્ન ખાવાપર અપ્રીતિ થઈ હોય, જે શરીરની અન્દર જાડો હોય, જે વારંવાર મૂર્ચ્છા આવવાને લીધે પીડાતો હોય, જેને બસ્તિ આપેલી હોય અને જે સ્ત્રીએ કવખતે જણ્યું હોય, તેટલાં મનુષ્યોને સ્નેહપાન કરાવવું નહિ.

**કયે** વખતે સ્નેહપાન ન કરવું?

दुर्दिने च विवर्जयेत् ॥ २६ ॥

જે દિવસે વાદળાંથી સૂર્ય ઢંકાઈ ગયો હોય તે દિવસે પણ સ્નેહપાન કરવું નહિ.

**કયા** કયા મનુષ્યને સ્નેહપાન કરાવવું?

स्वेद्यसंशोध्यमद्यस्त्रीव्यायामासक्तचिन्तकाः ॥
वृद्धा बालाः कृशा रूक्षाः क्षीणास्त्राः क्षीणरेतसः ॥ २७ ॥
वातार्तितिमिरार्ता ये तेषां स्नेहनमुत्तमम् ॥

જેના શરીરમાંથી ઔષધોપચારે કરી પરસેવો કાઢેલો હોય; જેનું શરીર જુલાબથી વા ઉલટીથી શોધ્યું હોય; જે હમ્મેશાં દારુ પીતો હોય; જે સ્ત્રી સાથે સંભોગ કરતો હોય; જે

વ્યાયામ કરતો હોય; જે ચિન્તાતુર હોય; જે ઘરડો થયો હોય; જે બાળક હોય; જે શરીરે દુબળો હોય; જે શરીરે રુક્ષ હોય; જેના શરીરમાંથી લોહી નાશ પામ્યું હોય: જેના શરીરમાંથી વીર્ય નાશ પામ્યું હોય; જે વાયુથી પીડાતો હોય અને જે તિમિર–નેત્રરોગથી પીડાતો હોય તે સર્વ મનુષ્યોને સ્નેહપાન કરાવવું એ ઉત્તમ એટલે હિતકારક છે.

**સારી રીતે સ્નિગ્ધ થયાનાં લક્ષણ**

वातानुलोम्यं दीप्तोऽग्निर्वर्चः स्निग्धमसंहतम् ॥२८॥
मृदुस्निग्धांगता ग्लानिः स्नेहावेगोऽथ लाघवम् ॥
विमलेन्द्रियता सम्यक् स्निग्धे

સ્નેહપાન કરનારા મનુષ્યનું શરીર સ્નિગ્ધ થવાનાં લક્ષણો નીચે પ્રમાણે કહું છું:–શરીરની અન્દરનો વાયુ અનુલોમ થાય છે અર્થાત્ પોતાના માર્ગે ગમન કરે છે; જઠરાગ્નિ પ્રદીપ્ત થાય છે, ઝાડો ચીકાશવાળો થઇને ખુલાસેથી આવે છે; શરીર મૃદુ(કોમળ)અને સ્નિગ્ધ થાય છે; ગ્લાનિ થતી નથી; પીધેલા સ્નેહનો ઉપદ્રવ થતો નથી; શરીર હલકું–ફોરું થાય છે અને ઇન્દ્રિયો નિર્મળ થાય છે. એ પ્રમાણે સારી રીતે સ્નિગ્ધ થવાનાં લક્ષણો છે.

**સારી રીતે રૂક્ષ થવાનાં લક્ષણ**

रूक्षे विपर्ययः ॥ २९ ॥

સ્નેહપાન કરનારા મનુષ્યનું શરીર રુક્ષ હોવાનાં લક્ષણો નીચે પ્રમાણે કહું છું:–શરીરની અન્દરનો વાયુ પ્રતિલોમ થાય છે અર્થાત્ પોતાના માર્ગે ગમન કરતો નથી; જઠરાગ્નિ મન્દ થાય છે; ઝાડો કઠણ થઇને બન્ધ થઈ જાય છે; શરીર કઠણ અને રુક્ષ થાય છે; ગ્લાનિ થાય છે; પીધેલા સ્નેહનો ઉપદ્રવ થાય છે; શરીર ભારે થાય છે અને ઇન્દ્રિયો નિર્મળ થતી નથી. એ પ્રમાણે સારી રીતે રુક્ષ થવાના લક્ષણો છે.

**સ્નેહપાનજન્ય ઉપદ્રવ**

भक्तद्वेषो मुखस्त्रावो गुदे दाहः प्रवाहिका ॥
तंद्राऽतिसारः पांडुत्वं भृशं स्निग्धस्य लक्षणम् ॥ ३० ॥

સ્નેહપાન કરવાથી શરીરે અતિ સ્નિગ્ધ થવાનાં લક્ષણો નીચે પ્રમાણે કહું છું:–અન્ન ખાવાપર અરુચિ થાય છે, મોઢામાંથી લાળ ગળે છે, ગુદાની અન્દર દાહ થાય છે, ધોળો પાતળો ઝાડો આવે છે, આંખે અન્ધારાં આવે છે, અતિસાર રોગ થાય છે અને શરીર ધોળું થઈ જાય છે. એ પ્રમાણે આ વિકારો અતિ સ્નિગ્ધ થયેલાને થાય છે.

**રુક્ષને સ્નિગ્ધ કરવાના ઉપચારો**

रूक्षस्य स्नेहनं स्नेहैरतिस्निग्धस्य रूक्षणम् ॥
श्यामाकचणकाद्यैश्च तक्रपिण्याकसक्तुभिः ॥ ३१ ॥

જે રુક્ષ હોય, તેને માખણવાળી છાશ, તેલવાળો ખોળ–સાની અને જવનો સાથવો, એ સ્નેહયુક્ત પદાર્થથી સ્નિગ્ધ કરવો.

**સ્નિગ્ધને રુક્ષ કરવાના ઉપચારો**

જે મનુષ્ય સ્નિગ્ધ હોય, તેને શ્યામો અને ચણો, એ રુક્ષ પદાર્થથી રુક્ષ કરવો.

**સ્નેહપદાર્થ સેવન કરવાનું ફળ**

दीप्ताग्निः शुद्धकोष्ठश्च पुष्टधातुर्जितेन्द्रियः ॥
निर्जरो बलवर्णाढ्यः स्नेहसेवी भवेन्नरः ॥ ३२ ॥

સ્નેહ સેવન કરનારા મનુષ્યનો જઠરાગ્નિ પ્રદીપ્ત થાય છે; કોઠો શુદ્ધ થાય છે; શરીરની અન્દરના રસાદિક ધાતુ પુષ્ટ થાય છે અર્થાત્ વૃદ્ધિ પામે છે, ઇન્દ્રિયો સ્વાધીન રહે છે; વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થતી નથી, તેમજ બળ અને કાંતિ વૃદ્ધિ પામે છે.

**સ્નેહ પદાર્થ પીનારાએ ક્યા ક્યા પદાર્થો ત્યાગ કરવા ?**

स्नेहे व्यायामसंशीतवेगाघातप्रजागरान् ॥
दिवास्वप्नमभिष्यन्दि रूक्षान्नं च विवर्जयेत् ॥ ३३ ॥

સ્નેહ પદાર્થ પીનારા મનુષ્યે વ્યાયામ કરવો નહિ, અતિ શીત પદાર્થ ખાવો નહિ, મલમૂત્રાદિકના વેગને રોકવો નહિ, રાત્રે જાગરણ કરવું નહિ, દિવસે નિદ્રા કરવી નહિ, અભિષ્યન્દિ (કફકારક) પદાર્થ ખાવા નહિ અને રૂક્ષ અન્ન પણ ખાવું નહિ.

એ રીતે દામોદરના પુત્ર શાર્ઙ્ગધરે રચેલી શાર્ઙ્ગધર સંહિતાને વિષે ઉત્તરખણ્ડના ચિકિત્સાસ્થાનમાંનાં સ્નેહપાન વિધિ નામે પહેલા અધ્યાયની ગુર્જર ટીકા સમ્પૂર્ણા.

---

# અધ્યાય ૨ જો સ્વેદવિધિ

**પરસેવાનાં નામો**

स्वेदश्चतुर्विधः प्रोक्तस्तापोष्मौ स्वेदसंज्ञितौ ॥ उपनाहो द्रवः स्वेदः

તાપસ્વેદ, ઉષ્માસ્વેદ, ઉપનાહસ્વેદ અને દ્રવસ્વેદ, એ રીતે ચાર જાતના પરસેવો લાવવાના પ્રયોગો કહ્યા છે.

**પરસેવાનાં સામાન્ય ગુણ**

सर्वे वातार्तिहारिणः ॥ १ ॥

એ ચારે જાતના પરસેવો લાવવાના પ્રયોગો, વાયુની પીડાને [મટાડનારા છે.

**તાપસ્વેદના ગુણ**

स्वेदौ तापोष्मजौ प्रायः श्लेष्मघ्नौ समुदीरितौ ॥

તાપસ્વેદ (આ સ્વેદનું વર્ણન આ અધ્યાયના પન્નરમા શ્લોક પછી કહ્યું છે.) ઘણું કરીને કફયુક્ત વાયુનો નાશ કરે છે.

**ઉષ્મા સ્વેદના ગુણ**

ઉષ્મા સ્વેદ (આ સ્વેદનું વર્ણન આ અધ્યાયના પન્નરમા શ્લોક પછી કહ્યું છે.) ઘણું કરીને કફયુક્ત વાયુનો નાશ કરે છે.

**ઉપનાહ સ્વેદના ગુણ**

उपनाहस्तु वातघ्नः ઉપનાહ સ્વેદ, એકલા વાયુનો નાશ કરે છે.

**દ્રવ સ્વેદના ગુણ**

पित्तसंगे द्रवो मतः ॥ २ ॥ દ્રવ સ્વેદ, પિત્તયુક્ત વાયુનો નાશ કરે છે.

**અધિક, અલ્પ અને મધ્યમ બળવાળાને પરસેવો લાવવાની યોજના**

महाबले महाव्याधौ शीते स्वेदो महान् स्मृतः ॥
दुर्बले दुर्बलः स्वेदो मध्ये मध्यतमो मतः ॥ ३ ॥

મોટાં બલવાન્ મનુષ્યને મોટો વાતવ્યાધિ થયો હોય તો તેને ઘણો પરસેવો લાવવો, દુબળાં મનુષ્યને દુર્બલ વાતવ્યાધિ થયો હોય તો, તેને હલકો પરસેવો લાવવો અને મધ્યમ બળવાળાં મનુષ્યને મધ્યમ વાતવ્યાધિ થયો હોય તો તેને મધ્યમ પ્રકારનો પરસેવો લાવવો.

**કફ રોગીને પરસેવો લાવવાની યોજના**

बलासे रूक्षणः स्वेदो

કફનો પ્રકોપ થયો હોય તો રૂક્ષ પદાર્થ(રેતી આદિ)વડે શરીર[માંથી પરસેવો કાઢવો.

रूक्षस्निग्धः कफानिले ॥

કફવાત રોગીને પરસેવો લાવવાની યોજના

કફવાતનો પ્રકોપ થયો હોય તો રૂક્ષ પદાર્થ( રેતી આદિ )વડે અને સ્નિગ્ધ પદાર્થવડે શરીરમાંથી પરસેવો કાઢવો.

કફમેદયુક્ત વાતરોગીને પરસેવો લાવવાની યોજના

कफमेदावृते वाते कोष्णगेहं रवेः करान् ॥ ४ ॥
नियुद्धं मार्गगमनं गुरुप्रावरणं ध्रुवम् ॥
चिन्ताव्यायामभारांश्च सेवेतामयमुक्तये ॥ ५ ॥

કફમેદયુક્ત વાયુનો પ્રકોપ થયો હોય તો, ઘરના અન્દરના ભાગમાં જે ઠેકાણે અતિશે ગરમી થતી હોય, તેવે ઠેકાણે બેસવાથી; સૂર્યના તડકામાં બેસવાથી; કુસ્તી કરવાથી; રસ્તાપર થોડું થોડું ચાલવાથી; ગોદડું વગેરે વજનદાર ઓઢવાનું લૂગડું ફરતું ઓઢવાથી; ચિન્તા કરવાથી; મહેનત કરવાથી અને શરીરે થોડોક ભાર ઉપાડવાથી; શરીરે પરસેવો વળીને-આવીને કફમેદયુક્ત વાતરોગ મટી જાય છે.

પ્રથમ પરસેવો ક્યા ક્યા પ્રયોગમાં લાવવો?

येषां नस्यं विधातव्यं बस्तिश्चापि हि देहिनाम् ॥
शोधनीयाश्च ये केचित्पूर्वं स्वेद्याश्च ते मताः ॥ ६ ॥

જેને નસ્ય આપવાનું હોય; જેને બસ્તિ આપવાની હોય અને જેને શોધન (વમન, વિરેચન) કરાવવાનું હોય, તેને પ્રથમ પરસેવો લાવવો અર્થાત પ્રથમ પરસેવો લાવ્યા પછી જ નસ્ય, બસ્તિ અથવા શોધન આપવું.

પ્રથમ પરસેવો કાઢવા લાયક રોગોનાં નામ

स्वेद्याः पूर्वं त्रयोऽपीह भगंदर्यर्शसी तथा ॥
अश्मर्या चातुरो जन्तुः शमयेच्छस्त्रकर्मणा ॥ ७ ॥

ભગન્દર રોગથી, અર્શ રોગથી અને પથરીથી-પાણવીથી પીડાતાં એવાં ત્રણે મનુષ્ય પ્રાણીઓને પ્રથમ પરસેવો લાવીને પછી શસ્ત્ર કર્મવડે તે તે રોગોને મટાડવા.

પાછળથી પરસેવો કેવી સ્ત્રીને કાઢવો?

पश्चात् स्वेद्या गते शल्ये मूढगर्भगदे तथा ॥
काले प्रजाताऽकाले वा पश्चात् स्वेद्या नितंबिनी ॥ ८ ॥

જે સ્ત્રીના ઉદરની અન્દર શલ્ય-છોડ અથવા મૂઢગર્ભ-સુકાયલો છોડ હોય, તો તેમના પડી ગયા પછી, તે સ્ત્રીના શરીરમાંથી પરસેવો કાઢવો, પણ પ્રથમથી પરસેવો કાઢવો નહિ. તેમ જે ગર્ભિણી સ્ત્રી વખતસર (નવ મહિને) અથવા વખત વગર (નવ મહિનાની અગાઉ) જો જણે, તો તેના જણ્યા પછી તે સ્ત્રીના શરીરમાંથી પરસેવો કાઢવો પણ પ્રથમથી પરસેવો કાઢવો નહિ.

પરસેવો કયે સ્થળે અને કયે વખતે કાઢવો?

सर्वान् स्वेदान् निवाते च जीर्णाहारे च कारयेत् ॥

ખાધેલું અન્ન પચી ગયા પછી જે જગ્યામાં પવન ન હોય તેવી જગ્યાની અન્દર સર્વ પ્રકારનો પરસેવો કાઢવો.

સ્નેહપાનનું ફલ

स्वेदाद्धातुस्थिता दोषाः स्नेहस्निग्धस्य देहिनः ॥९॥
द्रवत्वं प्राप्य कोष्ठांतर्गता यांति विरेकताम् ॥

પ્રથમથી સ્નેહપાન કરીને સ્નિગ્ધ થયેલાં મનુષ્યના શરીરમાંથી પરસેવો કાઢવાવડે કરીને શરીરની અન્દરના રસાદિ ધાતુમાં રહેલા દોષો, પાતળા થઈ જઈ, કોઠાની અન્દર પ્રવેશ કરીને ગુદાદ્વારા ઝાડાવાટે બહાર પડે છે.

પરસેવો લાવતી વખતના ઉપચારો

स्विद्यमानशरीरस्य हृदयं शीतलैः स्पृशेत् ॥ १० ॥
स्नेहाभ्यक्तशरीरस्य शीतैराच्छाद्य चक्षुषी ॥

પ્રથમ શરીરને તેલ, ઘી આદિ સ્નેહ ચોપડીને પછી નેત્રપર ઠંડક કરવા સારુ ઠંડો પદાર્થ મૂકીને અર્થાત્ નેત્રપર કમળનું કિંવા કેળનું પાંદડું મૂકીને પછી શરીરમાંથી પરસેવો કાઢવો; તે પરસેવો કાઢતી વખતે, તેની છાતી પર ચંદનાદિ શીતલ પદાર્થ ચોપડવાથી શરીરે સુખાકારી થાય છે.

કયા કયા રોગીને પરસેવો ન કાઢવો?

अजीर्णी दुर्बलो मेही क्षतक्षीणी पिपासितः ॥११॥
अतिसारी रक्तपित्ती पांडुरोगी तथोदरी ॥
मदार्तो गर्भिणी चैव नहि स्वेद्या विजानता ॥ १२ ॥

અજીર્ણ થયેલાં, દુબળાં, પ્રમેહ રોગવાળાં, ક્ષત (છિદ્ર) પડવાને લીધે ક્ષીણ થઈ ગયેલાં, તરશથી પીડાયલાં, અતિસાર રોગવાળાં, રક્તપિત્ત રોગવાળાં, પાંડુ રોગવાળાં, ઉદર રોગવાળાં, મદવાળાં અને ગર્ભિણી સ્ત્રી, એ સર્વેના શરીરમાંથી વિદ્વાન્ વૈદ્યે પરસેવો કાઢવો નહિ.

કયા કયા રોગીને થોડો પરસેવો કાઢવો?

एतानपि मृदुस्वैदैः स्वेदसाध्यानुपाचरेत् ॥

અજીર્ણ થયેલાં, દુબળાં, પ્રમેહ રોગવાળાં, ક્ષત (છિદ્ર) પડવાને લીધે ક્ષીણ થઈ ગયેલાં, તરશથી પીડાયલાં, અતિસાર રોગવાળાં, રક્તપિત્ત રોગવાળાં, પાંડુ રોગવાળાં, ઉદર રોગવાળાં, મદવાળાં અને ગર્ભિણી સ્ત્રી, એ સર્વેને જો પરસેવો લાવ્યાથી જ સારું થાય એમ હોય તો, તે સર્વેના શરીરમાંથી થોડોક પરસેવો કાઢવો.

થોડો પરસેવો લાવવાનાં ઠેકાણાં

मृदुस्वेदं प्रयुंजीत तथा हृन्मुष्कदृष्टिषु ॥ १३ ॥

હૃદય, વૃષણ અને આંખના ડોળા, એ ત્રણે ઠેકાણેથી જો પરસેવો કાઢવો હોય તો, હલકો પરસેવો કાઢવો.

અતિ પરસેવો લાવવાથી થતા ઉપદ્રવો

अतिस्वेदात् संधिपीडा दाहस्तृष्णा क्लमो भ्रमः॥ पित्तासृक्पिटिकाकोपः

શરીરમાંથી ઘણો પરસેવો લાવવાને લીધે, સર્વ સાન્ધાઓમાં પીડા થાય છે, દાહ થાય છે, તરશ લાગે છે, ગ્લાનિ આવે છે, ભ્રમ થાય છે, રક્તપિત્તનો પ્રકોપ થાય છે અને શરીરપર પિટિકા ઉત્પન્ન થાય છે.

અતિ પરસેવો લાવવાથી થતા ઉપદ્રવોનું વારણ

तत्र शीतैरुपाचरेत् ॥ १४ ॥

સાંધાઓમાં પીડા, દાહ, તરશ, ગ્લાનિ, ભ્રમ, રક્તપિત્ત પ્રકોપ અને શરીરપર ફોડલીઓ, એ સર્વે ઉપદ્રવોપર શીતળ ઉપચારો કરવા.

તાપસ્વેદની વિધિ

तेषु तापाभिधः स्वेदो वालुकावस्त्रपाणिभिः ।
कपालकंदुकांगारैर्यथायोग्यं प्रजायते ॥ १५ ॥

ચાર પ્રકારના સ્વેદોમાંનો તાપસ્વેદ કઈ રીતે આપવો ? તે નીચે જણાવું છું;–રેતી, લૂગડાંનો ગોટો, હાથ, ઠિબડું, ચીન્થરાંનો દડો અને દેવતા, આ છ પદાર્થોવડે, જેનામાં જેવી શક્તિ અને રોગ હોય, તેને તેવો સેક કરીને, જે પરસેવો લાવવો, તેનું નામ તાપસ્વેદ જાણવું. એ છએ પદાર્થોનો જૂદો જૂદો સેક લોકોની અન્દર જેવી રીતે કરવામાં આવે છે, તે નીચે પ્રમાણે જણાવું છું;—ઠીબડામાં રેતી ભરી, તે રેતીને અંગારાપર સેકી, પછી તે રેતીને લૂગડામાં પોટલી બાંધી, તે પોટલીથી શરીરે સેક કરવો. અંગારાપર લોઢી મૂકી, તે લોઢીપર લૂગડાંનો ગોટો ઉંનો કરીને પછી તે ગોટાથી શરીર પર સેક કરવો. દેવતાપર હાથ ધરી, તે હાથને ઉંનો કરી પછી તે હાથથી શરીરપર સેક કરવો. ઠિબડાંમાં દેવતા ભરી, તે ઠિબડાંને ગરમ કરીને, પછે તે ઠિબડાંથી શરીર પર સેક કરવો. ચીન્થરાંના દડાને દેવતાપર સેકી, તે દડાને ઉંનો કરીને પછી તે દડાથી શરીરપર સેક કરવો અને દેવતાની પાસે બેસીને દેવતાથી શરીર સેકવું. એ રીતે છ પ્રકારે સેક કરીને જે પરસેવો કાઢવામાં આવે, તેનું નામ તાપસ્વેદ જાણવું.

ઊષ્માસ્વેદની વિધિ

ऊष्मा स्वेदः प्रयोक्तव्यो लोहपिण्डेष्टिकादिभिः ॥
प्रतप्तैरम्लसिक्तैश्च काये रल्लकवेष्टिते ॥ १६ ॥
अथवा वातनिर्नाशिद्रव्यक्काथरसादिभिः ॥ उष्णैर्घटं पूरयित्वा पार्श्वे छिद्रं निधाय च ॥ १७ ॥
विमुद्यास्यं त्रिखंडां च धातुजां काष्ठवंशजाम् ॥ षडंगुलास्यां गोपुच्छां नलीं युंज्याद् द्विहस्तिकाम् ॥ १८ ॥
सुखोपविष्टं स्वभ्यक्तं गुरुप्रावरणावृतम् ॥ हस्तिशुंडिकया नाड्या स्वेदयेद्वातरोगिणम् ॥ १९ ॥
पुरुषायाममात्रां वा भूमिमुत्कीर्य खादिरैः ॥ काष्ठैर्दग्ध्वा तथाऽभ्युक्ष्य क्षीरधान्याम्लवारिभिः ॥ २० ॥
वातघ्नपत्रैराच्छाद्य शयानं स्वेदयेन्नरम् ॥ एवं माषादिभिः स्विन्नैः शयानः स्वेदमाचरेत् ॥ २१ ॥

ઊષ્માસ્વેદ–ઉંની બાફ આપવાનાં જૂદાં જૂદાં લક્ષણો નીચે પ્રમાણે જણાવું છું. લોઢાના ગોળાને અથવા ઇણ્ટને તપાવી, પછી રોગીને તેના ગળા સૂધી ધાબળો વીંટાળી–ઓઢાડી, તે ઉંનો ગોળો અથવા ઉંની ઇંટ, તેના મોં આગળ, ઓઢેલા ધાબળાની અન્દર મૂકી, ધાબળામાં હાથ ઘાલીને પછી વૈદ્યે તે લોઢાના ગોળા અથવા ઇંટપર ખાટો રસ (છાશ આદિ) છાંટવો એટલે તે લોઢાના ગોળા અથવા ઇંટમાંથી ધૂમાડારૂપે બાફ નીકળવાથી, રોગીનું શરીર સેકાઇને પરસેવો આવવા–વળવા માણ્ડે છે.

માટીનો એક ઘડો લઇ, તે ઘડાના પડખામાં–પેટાળમાં કાણું પાડવું. પછી ત્રણ સાન્ધાવાળી, છ આંગળ પહોળાં મુખવાળી, ગાયના પુંછડાંની પેઠે અનુક્રમે પાતળી, છેક છેડે પકતાં મોઢાંવાળી, અન્દર છીદ્રવાળી, બે હાથ લાંબી અને હાથીની શુણ્ઢના સરખા ઘાટવાળી અર્થાત્ ગાગરના છિદ્રથી એક મુંડીના એક કટકાવડે આડી વાળેલી, ત્યાંથી હેઠેના ભાગમાં જમીનથી થોડેક ઉંચે રહે ત્યાંસૂધીના બીજા કટકાવડે સીધી કરેલી અને ત્યાંથી પાછી ત્રીજા કટકાવડે વાંકી વાળીને ઉંચા મુખવાળી કરેલી ધાતુની, લાકડાંની કે વાંસની નળી, તે માટીના ઘડાના કાણાંની અન્દર ખોસીને પછી તે નળીના તથા ઘડાના છિદ્રની સન્ધિપર પાણીમાં ભીંજાવેલો લોટ–કણક ચોપડી પછી તે ઘડામાં ઔષધો(નગડ આદિ)નો ઉંનો કાઢો અથવા

ઉંનો સ્વરસ ભરી, તે ઘડાના મોંપર ઉંધું કોડિયું ઢાંકી, ઘડા તથા કોડિયાંની સાંધપર ફરતું લુગડું લપેટી, તેનાપર સૂતર વીટી, પછી તેનાપર ભીની માટીનો લેપ કરવો. એ લેપ સૂકાય એટલે એ ઘડાને અંગારાપર મૂકવો. પછી વાયુથી પીડિત એવા મનુષ્યના શરીરપર તેલ, ઘી વગેરે ચોપડી, પછી તે મનુષ્યને સારી રીતે બેસાડી પછી તેના શરીરપર ફરતો ધાબળો ઓઢાડીને પછી તે ધાબળાની અન્દર ઘડામાં ખોસેલી નળીનું મોઢું રાખવું એટલે નળીદ્વારા બાફ આવવાથી રોગીનું શરીર સેકાઇને પરસેવો આવવા–વળવા માણ્ડે છે.

રોગીના શરીરના વિસ્તાર પ્રમાણે લાંબો, પહોળો અને ઉંડો ખાડો ખોદી, તેની અંદર ખેરનાં લાકડાં બાળી, પછી તે ખાડામાંથી બધો અગ્નિ બહાર કાઢી લઇને પછી તે જમીનના પર દૂધ, ધાન્યામ્લ–કાંજી આદિ પ્રવાહી પદાર્થો છાંટી, તે ખાડામાં વાયુહારક ઔષધો-(નગડ આદિ)નાં પાંદડાં પાથરી, તેનાપર રોગીને સૂવાડીને પછી તેના શરીરપર ધાબળો ઓઢાડવો એટલે તે ખાડામાં છાંટેલાં દૂધ, ધાન્યામ્લ–કાંજી આદિની ધૂમાડારૂપે બાફથી તથા પાંદડાંની બાફથી રોગીનું શરીર સેકાઇને પરસેવો આવવા–વળવા માણ્ડે છે.

રોગીના શરીરના વિસ્તાર પ્રમાણે લાંબો, પહોળો અને ઉણ્ડો ખાડો ખોદી, તેની અન્દર ખેરનાં લાકડાં બાળી પછી તે ખાડામાંથી બધો અગ્નિ બહાર કાઢી લેવો. પછી અડદ લઈ, તેને અર્ધા કાચા બાફી, તેને ઉપલા ખાડામાં પાથરી, તેનાપર વાયુહારક ઔષધો-(નગડ આદિ)નાં પાંદડાં પાથરી, તેનાપર રોગીને સૂવાડીને પછી તેના શરીરપર ધાબળો ઓઢાડવો એટલે તે ખાડામાં પાથરેલા અડદની બાફથી તથા પાંદડાંની બાફથી રોગીનું શરીર સેકાઇને પરસેવો આવવા–વળવા માંડે છે. એ રીતે ઉષ્મા સ્વેદ–ઉંની બાફ આપવાનાં જૂદાં જૂદાં લક્ષણો જાણવાં.

अथोपनाहस्वेदं च कुर्याद्वातहरौषधैः ॥
ઉપનાહસ્વેદની વિધિ प्रदिह्य देहं वातार्तं क्षीरमांसरसान्वितैः ॥२२॥
अम्लपिष्टैः सलवणैः सुखोष्णैः स्नेहसंयुतैः ॥

ઉપનાહ સ્વેદનું–લેપનું બંધારણ કઇ કઇ રીતે કરવું? તે નીચે જણાવું છું:–વાતહારક ઔષધો(નગડ આદિ)ને આણી, તેને સારી પેઠે કુટી, પછી તેને દૂધ તથા માંસના રસની અંદર નાંખી, તે સર્વેને મિશ્ર કરી, પછી તેમને થોડાંક ગરમ કરી, વાયુથી પીડિત એવા અંગના ભાગપર સહન થઇ શકે એવો ઘાટો લેપ કરીને, પછી તે લેપ ઉપર પાટો બાંધવો એટલે તે ઉષ્ણ લેપની ઉષ્ણતાથી રોગીનું શરીર સેકાઇને તેમાંથી પરસેવો આવવા–વળવા માણ્ડે છે.

વાતહારક ઔષધો(નગડ આદિ)ને આણી, તેમને અમલ પ્રવાહી (કાંજી અથવા છાશમાં વાટી, તેની અંદર થોડુંક સિન્ધાલુણ અને સ્નેહ (તલનું તેલ) નાંખી, તે સર્વેને મિશ્ર કરી, પછે તેમને થોડાંક ગરમ કરી, વાયુથી પીડિત એવા અંગના ભાગપર સહન થઇ શકે એવો ઘાટો લેપ કરીને પછી તે લેપ ઉપર પાટો બાંધવો એટલે તે ઉષ્ણ લેપની ઉષ્ણતાથી રોગીનું શરીર સેકાઇને તેમાંથી પરસેવો આવવા–વળવા માણ્ડે છે.

**મહાશાલ્વણસ્વેદની વિધિ** उपग्राम्यानूपमांसैर्जीवनीयगणेन च ॥ २३ ॥ दधिसौवीरकक्षारैर्वीरतर्वादिना तथा ॥
कुलित्थमाषगोधूमैरतसीतिलसर्षपैः ॥ २४ ॥ शतपुष्पादेवदारुशेफालीस्थूलजीरकैः ॥
एरंडमूलबीजैश्च रास्नामूलकशिग्रुभिः ॥ २५ ॥ मिशिकृष्णाकुठेरैश्च लवणैरम्लसंयुतैः ॥
प्रसारण्यश्वगंधाभ्यां बलाभिर्दशमूलकैः ॥ २६ ॥ गुडूचीवानवीबीजैर्यथालाभं समाहृतैः क्षुण्णैः॥
स्विन्नैश्च वस्त्रेण बद्धैः संस्वेदयेन्नरम् ॥ २७ ॥ महाशाल्वणसंज्ञोऽयं योगः सर्वानिलार्तिजित् ॥

પોટીશનું બંધારણ કરવાની વિધિ નીચે જણાવું છું:–ગ્રામ્ય માંસ–ગામમાં રહેનારાં બકરાં આદિનું માંસ; આનૂપમાંસ–પાણીમાં રહેનારાં માછલાં આદિ જલચરોનું માંસ; જીવનીય ગણનાં ઔષધો:-કાકોલી–આખસંધ, ક્ષીરકાકોલી-આખસંધ, જીવક-ફગવેલાનો કન્દ, ઋષભક–ફગવેલાનો કન્દ, મેદા–શતાવરી, મહામેદા–સતાવરી, મીઠી ખરખોડી, જેઠીમધ, જંગલી મગ અને જંગલી અડદ; ગાયનું દહીં; સૌવીર; ક્ષારો–સાજીખાર અને જવખાર; વીરતર્વાદિ ગણનાં ઔષધો:–અર્જુન વૃક્ષની–અર્જુન સાદડની–ધોળા સાજડની છાલ ધોળા સાજડપર થનારી ગાણ્ડ, કાંસડો, ધોળો કાંટાઅશેળિયો, કાળો કાંટાઅશેળિયો, મોટો દર્ભ, નાનો દર્ભ, નાળી, ગુન્દ્રા–ગુણ્ડાસિની–લઘુ ગોણ્ડાળ–ઝીંઝવો ઘાસ; બકપુષ્પા–શિવલિંગી–અગથિયો, અરણીનાં મૂળ, મૂર્વા–મોરવેલ, લાકડિયો પાષાણભેદ, શ્યોનાક–અરડૂશો, ગોખરુ, અઘેડો, કમળ અને બ્રાહ્મી; કળથી, અડદ ઘઉં, અળશી, તલ, સર્ષવ, વરિયાળી, દેવદાર, નગડ, કલોંજીરું, એરંડાનું મૂળ, એરંડી, રાસ્ના, મૂળા, સરગવો, સૂવા, લીણ્ડીપીપર, જંગલી તુલસી; પાંચ મીઠાંઓ:–સિન્ધાલુણ, સંચળ, બિડલવણ, વડાગરું મીઠું અને મીઠું; પ્રસારિણી–નારીવેલ, આખસંધ; ત્રણ બલાઃ–બલા–બલદાણા–ખરેટી; મહાબલા–સહદેવી-મોટી ખપાટ અને અતિબલા ખપાટ; દશ મૂળનાં ઔષધો:–સમેરવો, સુગન્ધી સમેરવો, ઉભી ભોરિંગણી, બેઠી ભોરિંગણી, ગોખરુ, બીલી, અરણી, શ્યોનાક–અરડૂશો, શવન અને પાટલા–પાડળ, ગળો અને કૌચાં, એ સર્વ ઔષધોમાંથી જેટલાં ઔષધો મળે, તેટલાંને આણી, તે સર્વને કુટી, તેનું ચૂર્ણ કરી, તે સર્વને અમ્લરસ(છાસ આદિ)માં ખદખદાવી, પછી તેમને લૂગડાંના બે પડની વચમાં પાથરી, પછી તે લૂગડાંને વાયુથી પીડિત એવા અંગના ભાગપર, સહન થઇ શકે એવું ગરમ બાંધવું એટલે તે ઉષ્ણ પોટીશના બંધારણથી રોગીનું શરીર સેકાઇને તેમાંથી પરસેવો આવવા–વળવા માંડે છે.

**દ્રવસ્વેદની વિધિ** द्रवस्वेदस्तु वातघ्नद्रव्यक्काथेन पूरिते ॥ २८ ॥
कटाहे कोष्ठके वाऽपि सूपविष्टोऽवगाहयेत् ॥ नाभेः षडंगुलं यावन्मग्नः क्काथस्य धारया ॥ २९ ॥
कोष्ठके स्कन्धयोः सिक्तस्तिष्ठेत्स्निग्धतनुर्नरः॥ एवं तैलेन दुग्धेन सर्पिषा स्वेदयेन्नरम् ॥ ३० ॥
एकांतरे द्व्यन्तरे वा स्नेहो युक्तोऽवगाहने ॥ शिरामुखै रोमकूपैर्धमनीभिश्च तर्पयेत् ॥ ३१ ॥
शरीरे बलमाधत्ते युक्तः स्नेहोऽवगाहने ॥ जलसिक्तस्य वर्धन्ते यथा मूलेंऽकुरास्तरोः ॥ ३२ ॥
तथा धातुविवृद्धिर्हि स्नेहसिक्तस्य जायते ॥ नातः परतरः कश्चिदुपायो वातनाशनः ॥ ३३ ॥

પ્રવાહી પદાર્થની બાફ આપવાની જૂદી જૂદી વિધિ નીચે જણાવું છું:–વાતહારક ઔષધોનો કાઢો કરી, પછી તે કાઢો, છવ્વીશ[1] આંગળની પહોળાઇવાળી, છવ્વીશ આંગળની ઉંચાઇવાળી, ચાર ખુણાવાળી. અને લીસી–સુંવાળી એવી લોઢાની કઢાઇમાં–લાકડાંની પીપમાં કાંઠા સુધી ભરવો. રોગીને શરીરે તેલ કિંવા ઘી ચોળીને, ઉપરનો ગરમ કાઢો, સહન થઇ શકે એવો ટાઢો થાય ત્યારે, રોગીને તે કાઢાની અન્દર બેસાડવો એટલે એ ઉષ્ણ ક્વાથના સેકથી રોગીનું શરીર સેકાઇને તેમાંથી પરસેવો આવવા–વળવા માંડે છે.

અથવા રોગીના શરીરે તેલ કિંવા ઘી ચોળીને પછી છવ્વીશ આંગળની પહોળાઇવાળી, છવ્વીશ આંગળની ઉંચાઇવાળી,[2] ચાર ખુણાવાળી, અને લીસી–સુંવાળી એવી લોઢાના[3] વા લાકડાંના પીપમાં–કોઠીમાં રોગીને બેસાડી,[4] પછી તે રોગીના બન્ને ખભાપર, એ ઉષ્ણ કાઢાની ધાર કર્યા કરવી અને જેવો તે કાઢો રોગીની દુણ્ટીનાપર ૭ આંગળ સુધી ઉંચો આવે એટલે તે કાઢાની ધાર બન્ધ કરવી એટલે એ ઉષ્ણ ક્વાથના સેકથી રોગીનું શરીર સેકાઇને તેમાંથી પરસેવો આવવા–વળવા માણ્ડે છે.

ઉપર પ્રમાણે, પીપમાં–કોઠીમાં રોગીને બેસાડીને પછી તે રોગીના બન્ને ખભાપર એ ઉષ્ણ તેલની, દૂધની અથવા ઘીની ધાર કર્યા કરવી અને જેવું એ ઉષ્ણ તેલ, દૂધ અથવા ઘી, રોગીની દુણ્ટીના પર ૭ આંગળ સુધી ઉંચું આવે એટલે તે તેલ, દૂધ વા ઘીની ધાર બન્ધ કરવી. એ રીતે એ ઉષ્ણ તેલ, દૂધ અથવા ઘીના સેકથી રોગીનું શરીર સેકાઇને તેમાંથી પરસેવો આવવા–વળવા માણ્ડે છે.

એ રીતે તેલ, દૂધ અથવા ઘીની ધારથી રોગીને પરસેવો આણવો. એ પ્રમાણે વચમાં વચમાં એક અથવા બે દિવસનો અન્તર રાખીને રોગીને સ્નેહ પદાર્થમાં બેસાડવાથી તે સ્નેહ પદાર્થો, શિરામુખ (નાડી–નસો) દ્વારા, રોમરન્ધ્ર (રુંવાડાંઓનાં છિદ્ર–કાણાં) દ્વારા અને ધમની (મોટી નાડીઓ–નસો) દ્વારા શરીરમાં પ્રવેશ કરી, શરીરને તૃપ્ત કરીને બળ આપે છે.

ઝાડના મૂળમાં પાણી રેડવાથી, જેવી રીતે તે ઝાડને નવા કોંટા ફૂટે છે, તેવી રીતે તેલાદિકમાં મનુષ્યને બેસાડવાથી, તેના રસાદિ સાતે ધાતુઓ વૃદ્ધિ પામીને વાયુનો નાશ કરે છે. વાયુનો નાશ કરવામાં, આ ઉપાયના કરતાં બીજો કોઇ પણ ઉપાય ઉત્તમ નથી.

**પરસેવો કાઢવાનું ક્યારે બન્ધ કરવું?**

शीतशूलाद्युपरमे स्तंभगौरवनिग्रहे ॥
दीप्तेऽग्नौ मार्दवे जाते स्वेदनाद्विरतिर्मता ॥ २४ ॥

પરસેવો લાવવાને–કાઢવાને લીધે જ્યારે રોગીના શરીરની અન્દરથી ટાઢ ઉડી જાય; શરીરમાંથી શૂળ નીકળતાં બન્ધ થાય; શરીરમાંથી વેદના શમી જાય;

---

૧ कोष्ठकन्तत्र कुर्वीतोच्छ्राये षड्विंशदंगुलं ॥ आयामे च तदेवस्या तुष्कोणं चिक्कणम् ॥ ૨ સાઠ આંગળ ઉંચાઇવાળા માણસને માટે આ ઉંચાઇ લખી છે. ૩ કટાહ શબ્દનો અર્થ લોઢાની કઢાઇ થાય છે, પરંતુ લોઢાની કોઠી એવો અર્થ કરવો. ૪ ડુબકી મરાવવી આવો અર્થ છે, પરંતુ બીજા ગ્રન્થકારે એ શબ્દપર "अयमर्थः प्रथमतो वातघ्नद्रव्यक्वाथेन आकठपूरिते कोष्ठके कटाहे वा सुपविष्टस्तिष्ठेत्" આ ટીકા લખીને "બેસાડવો" એવો અર્થ કરવાની સૂચના કરી છે.

સ્તમ્ભ–શૂન્ય થયેલું શરીર હલવા માણ્ડે; ભારે થઇ ગયેલું શરીર હળવું જણાય; જઠરાગ્નિ પ્રદીપ્ત થયેલો જણાય અને હાથ ફેરવતાં શરીર સુંવાળું–લીસું લાગે, એ સર્વ લક્ષણો જણાય ત્યારે પરસેવો લાવવાનું–કાઢવાનું બન્ધ કરવું.

પરસેવો કાઢયા પછી ક્યા ઉપચારો કરવા?

सम्यक्स्विन्नं विमृदितं स्नानमुष्णांबुभिः शनैः ॥
भोजयेच्चानभिष्यंदि व्यायामं च न कारयेत् ॥ ३५ ॥

જે મનુષ્યના શરીરમાંથી સારી રીતે પરસેવો કાઢેલો હોય, તે મનુષ્યને, ઉંનાં પાણીથી ધીમે ધીમે સ્નાન કરાવીને પછી કફ ન કરનારા પદાર્થોનું ભોજન કરાવવું અને પરિશ્રમ ન કરાવવો.

એ રીતે દામોદરના પુત્ર શાર્ઙ્ગધરે રચેલી શાર્ઙ્ગધર સંહિતાને વિષે ઉત્તરખણ્ડના ચિકિત્સા સ્થાનમાંના સ્વેદવિધિ નામે બીજા અધ્યાયની ગુર્જર ટીકા સમ્પૂર્ણ.

:o:

## અધ્યાય ૩ જો, વમનવિધિ

કે કે ઋતુમાં ઉલટી કરાવવી?

शरत्काले वसंते च प्रावृट्काले च देहिनाम् ॥
वमनं रेचनं चैव कारयेत्कुशलो भिषक् ॥ १ ॥

કુશળ વૈદ્યે, શરદ્ ઋતુમાં, વસન્ત ઋતુમાં અને પ્રાવૃટ્–વર્ષાઋતુમાં ઉલટી કરાવવી.

કે કે ઋતુમાં રેચ આપવો?

તેમજ શરદ્ ઋતુમાં, વસન્ત ઋતુમાં અને પ્રાવૃટ્–વર્ષા ઋતુમાં રેચ–જુલાબ આપવો.

કેવાં મનુષ્યને ઉલટી કરાવવી?

बलवन्तं कफव्याप्तं हृल्लासार्तिनिपीडितम् ॥
तथा वमनसात्म्यं च धीरचित्तं च वामयेत् ॥ २ ॥

જે મનુષ્ય બલવાન્ તથા કફથી વ્યાપ્ત હોય; જે મનુષ્યને ઉલટી થવા માટે હીબકા–ઉછાળો આવીને મોઢામાં મોળમોળ થતું હોય, જે મનુષ્યની પ્રકૃતિને ઉલટી અનુકૂળ હોય અને જે મનુષ્ય ધીર ચિત્તવાળો હોય, તેવાં મનુષ્યોને ઉલટી કરાવવી.

કયા રોગોપર ઉલટી કરાવવી?

विषदोषे स्तन्यरोगे मंदेऽग्नौ श्लीपदेऽर्बुदे ॥
हृद्रोगकुष्ठविसर्पमेहाजीर्णभ्रमेषु च ॥ ३ ॥
विदारिकापचीकासश्वासपीनसवृद्धिषु ॥
अपस्मारज्वरोन्मादे तथा रक्तातिसारिषु ॥ ४ ॥ नासाताल्वोष्ठपाकेषु कर्णस्रावे द्विजिह्वके ॥
गलशुंड्यामतीसारे पित्तश्लेष्मगदे तथा ॥ ५ ॥ मेदोगदेऽरुचौ चैव वमनं कारयेद्भिषक् ॥

વિષદોષ, સ્તન્યરોગ, અગ્નિમાંદ્ય, શ્લીપદ, અર્બુદ, હૃદ્રોગ, કુષ્ઠ, વિસર્પ, મેહ, અજીર્ણ, ભ્રમ, વિદારિકા, અપચી, કાસ, શ્વાસ, પીનસ, અંડવૃદ્ધિ, અપસ્માર, જ્વર, ઉન્માદ, રક્તાતિસાર, નાસાપાક, તાલુપાક, ઓષ્ઠપાક, કર્ણસ્રાવ, દ્વિજિહ્વક, ગલશુંડી, અતિસાર, પિત્તકફરોગ, મેદોરોગ અને અરુચિ, આ સર્વ રોગોમાંનો કોઇ પણ રોગ, જેને થયો હોય, તેને વૈદ્યે ઉલટી કરાવવી.

**કયા** ક્યા રોગીને ઉલટી ન કરાવવી ?

न वामनीयस्तिमिरी न गुल्मी नोदरी कृशः ॥ ६ ॥
नातिवृद्धो गर्भिणी च न च स्थूलः क्षतातुरः ॥
मदार्तो बालको रूक्षः क्षुधितश्च निरूहितः ॥ ७ ॥
उदावर्त्यूर्ध्वरक्ती च दुश्छर्दिः केवलानिली ॥ पांडुरोगी कृमिव्याप्तः पठनात्स्वरघातकः ॥ ८ ॥

તિમિરરોગી, ગુલ્મરોગી, ઉદરરોગી, કૃશ, અતિવૃદ્ધ, ગર્ભિણી સ્ત્રી, સ્થૂલ, ક્ષતથી પીડાયેલ, મદવડે વ્યાપ્ત, બાલક, રૂક્ષ, ક્ષુધિત, નિરૂહ બસ્તિ આપેલો, ઉદાવર્ત રોગી, ઉર્ધ્વરક્તી, દુશ્છર્દી, ફક્ત વાતરોગી, પાંડુરોગી, કૃમિવ્યાપ્તરોગી, ભણવાને લીધે જેનો સ્વર-સાદ બેસી ગયો હોય એવો રોગી, એ સર્વ રોગીને ઉલટી કરાવવી નહિ.

ઉપરના રોગીને ક્યારે ઉલટી કરાવવી ?

एतेऽप्यजीर्णव्यथिता वाम्या ये विषपीडिताः ॥
कफव्याप्ताश्च ते वाम्या मधुकक्वाथप्रपानतः ॥ ९ ॥

ઉલટી ન કરાવવા લાયક ઉપલા રોગીઓ, જો અજીર્ણથી વિષથી કિંવા કફથી વ્યાપ્ત હોય, તો તે રોગીઓને, જેઠીમધનો કાઢો પાઇને ઉલટી કરાવવી.

ઉલટી ન કરાવવા યોગ્ય રોગીનાં નામો

सुकुमारं कृशं बाल वृद्धं भीरुं न वामयेत् ॥

જે મનુષ્ય, શરીરે નાજુક, કૃશ,[1] બાલક,[1] વૃદ્ધ[1] અને બીકણ હોય, તેવાં મનુષ્યને ઉલટી કરાવવી જ નહિ.

ઉલટી કરાવવાનો ઉપાય

पीत्वा यवागूमाकंठं क्षीरतक्रदधीनि वा ॥ १० ॥
असात्म्यैः श्लेष्मलैर्भोज्यैर्दोषानुत्क्लिश्य देहिनः ॥
स्निग्धस्विन्नाय वमनं दत्तं सम्यक्प्रवर्तते ॥ ११ ॥

જેને ઉલટી કરાવવી હોય, તેને પ્રથમ યવાગૂ, દૂધ, છાશ કિંવા દહીં, એ ચાર પદાર્થોમાંથી, ગમે તે એક પદાર્થ, ગળાં સુધી પાઇ, પછી તેનાપર ઉલટીનું ઔષધ આપવું. અથવા જેને ઉલટી કરાવવી હોય, તેને પ્રથમ ઘૃતાદિક સ્નેહપદાર્થ પાઇ, સ્નિગ્ધ કરી, પરસેવો કાઢવાની ક્રિયાવડે તેના શરીરમાંથી પરસેવો કાઢી–લાવી, પછી તેને પ્રકૃતિને અનુકૂલ ન આવનારું ભોજન ખવરાવવું એટલે તેનો કફદોષ વધીને ઉપર આવે, કે તરત તેને ઉલટી થવાનું ઔષધ આપવું. એ રીતે ઉલટીનું ઔષધ આપવાથી, સારી રીતે ઉલટી થાય છે.

ઉલટી માટે હિતકારક મિશ્રણ કયું ?

वमनेषु च सर्वेषु सैन्धवं मधु वा हितम् ॥

સર્વ પ્રકારની ઉલટીના પ્રયોગને વિષે સિન્ધાલુણ અથવા મધનું [મિશ્રણ હિતકારક છે.

ઉલટી માટે કેવાં ઔષધ વાપરવાં?

बीभत्सं वमनं दद्यात्

ઉલટી કરાવવા માટે સૂગ ચઢનારાં ઔષધો વાપરવાં.

જુલાબ માટે કેવાં ઔષધ વાપરવાં?

विपरीतं विरेचनम् ॥ १२ ॥

જુલાબ લાવવા માટે રુચિકર ઔષધો વાપરવાં.

---

૧ કૃશ, બાલક અને વૃદ્ધ, આ ત્રણેને પ્રથમથી જ ઉલટી ન કરાવવાનું લખ્યું છે, છતાં ફરી પાછું ઉલટી ન કરાવવાનું લખ્યું, એ ઉપરથી એ ત્રણેને ઉલટી ન જ કરાવવી, એવું સિદ્ધ થાય છે; તથાપિ કાઠિયાવાડમાં જ્યારે કફથી છોકરું ભરાય છે, ત્યારે તે છોકરાંને ઉલટી કરાવવાનો રીવાજ છે.

ઉલટી માટેના કાઢાની વિધિ

क्वाथद्रव्यस्य कुडवं श्रपयित्वा जलाढके ॥
अर्धभागावशिष्टं च वमनेष्ववचारयेत् ॥ १३ ॥

કાઢો કરવાનાં ઔષધો એક કુડવ લઇ, તેમને અધકચર્યાં કરી, તેની અન્દર એક આઢક પાણી નાંખી, પછી તેને ઉકાળવું; અને જ્યારે અર્ધું પાણી બળીને અર્ધું પાણી બાકી રહે ત્યાંસુધી ઉકાળી, પછી તેને લૂગડેથી ગાળી લેઇને ઉલટી કરાવવા માટે પીવા આપવું.

ઉલટી માટેના કાઢાની માત્રાનું પ્રમાણ

क्वाथपाने नव प्रस्था ज्येष्ठा मात्रा प्रकीर्तिता ॥
मध्यमा षण्मिता प्रोक्ता त्रिप्रस्था च कनीयसी ॥ १४ ॥

ઉલટી કરાવવા માટે જો નવ પ્રસ્થ[1] કાઢો પાયો હોય, તો તે જ્યેષ્ઠા માત્રા કહેવાય છે; છ પ્રસ્થ કાઢો પાયો હોય તો તે મધ્યમા માત્રા કહેવાય છે અને ત્રણ પ્રસ્થ કાઢો પાયો હોય તો તે કનિષ્ઠા માત્રા કહેવાય છે.

ઉલટી કરાવવા માટેના કલ્ક, ચૂર્ણ અને અવલેહની માત્રા

कल्कचूर्णावलेहानां त्रिपलं श्रेष्ठमात्रया ॥
मध्यमं द्विपलं विद्यात्कनीयस्तु पलं भवेत् ॥ १५ ॥

ઉલટી કરાવવા માટે કલ્ક, ચૂર્ણ અને અવલેહ, એ ત્રણમાંથી જે ઔષધ ત્રણ પલ ખવરાવ્યું હોય તો, તે શ્રેષ્ઠ–મોટી માત્ર કહેવાય છે. બે પલ ખવરાવ્યું હોય તો, મધ્યમ માત્રા કહેવાય છે અને એક પલ ખવરાવ્યું હોય તો તે કનિષ્ઠ માત્રા કહેવાય છે.

ઉલટીના વેગ પરથી ઉત્તમ ઉલટી જાણવાનું પ્રમાણ

वमने चापि वेगाः स्युरष्टौ पित्तांतमुत्तमाः ॥
षड्वेगा मध्यवेगाश्च चत्वारस्त्ववरा मताः ॥ १६ ॥

જેને ઉલટી થવાનું ઔષધ આપ્યું હોય, તેને જો આઠ ઉલટી થાય અને આઠમી ઉલટીમાં પિત્ત નીકળી જાય તો તે ઉત્તમ ઉલટી જાણવી; જો છ ઉલટી થાય અને છઠ્ઠી ઉલટીમાં પિત્ત નીકળી જાય, તો તે **મધ્યમ** ઉલટી જાણવી; અથવા જો **ચાર** જ ઉલટી થાય અને ચોથી ઉલટીમાં પિત્ત નીકળી જાય, તો તે કનિષ્ઠ ઉલટી જાણવી.

ઉલટીના ઔષધોમાં કેટલા પલનો પ્રસ્થ લેવો?

वमने च विरेके च तथा शोणितमोक्षणे ॥
सार्धत्रयोदशपलं प्रस्थमाहुर्मनीषिणः ॥ १७ ॥

ઉલટી કરાવવાનાં ઔષધોનું પ્રસ્થ નામનું જે વજન કહ્યું છે, તે પ્રસ્થ નામનું વજન, સાડા તેર પલનું જાણવું, એમ વિદ્વાનોનું કહેવું છે.

**જુલાબમાં પ્રસ્થ કેમ લેવો?** જુલાબ લાગવાનાં ઔષધોનું પ્રસ્થ નામનું જે વજન કહ્યું છે, તે પ્રસ્થ નામનું વજન સાડા તેર પલનું જાણવું, એમ વિદ્વાનોનું કહેવું છે.

**લોહી કાઢવામાં પ્રસ્થ કેમ લેવો?** નસ-ફસ, ખોલીને લોહી કાઢવાનું પ્રસ્થ નામનું જે વજન કહ્યું છે તે પ્રસ્થ નામનું વજન સાડા તેર પલનું વિદ્વાનો કહે છે.

**કફવાળાને શાથી ઉલટી કરાવવી?**

कफ कटुकतीक्ष्णेन

કફવાળાને તીખા અને તીક્ષ્ણ રસનાં ઔષધોથી ઉલટી કરાવવી.

---

૧ સાડા તેર પલનો એક પ્રસ્થ જાણવો, એમ સત્તરમા શ્લોકમાં ખુલાસો કરેલો છે.

**પિત્તવાળાને શાથી ઉલટી કરાવવી?**

पित्तं स्वादुहिमैर्जयेत् ॥

પિત્તવાળાને મીઠા અને ટાઢા રસનાં ઔષધોથી ઉલટી કરાવવી.

**વાતકફવાળાને શાથી ઉલટી કરાવવી?**

सस्वादुलवणाम्लोष्णैः संसृष्टं वायुना कफम् ॥ १८ ॥

વાતકફવાળાને કૈંક મીઠા, ખારા, ખાટા અને ઉષ્ણ રસનાં ઔષધોથી ઉલટી કરાવવી.

**કૃષ્ણાદિ વામક ચૂર્ણ**

कृष्णाराठफलैः सिन्धु कफे कोष्णजलैः पिबेत् ॥

લીંડિપીપર, મીંઢોળ અને સિન્ધાલુણ, એ ત્રણે ઔષધો, સરખે ભાગે લઇ, તેમનું ચૂર્ણ કરી, તે ચૂર્ણને કૈંક ઉના પાણીમાં મેળવી–ડોહી, જે મનુષ્યને કફનો પ્રકોપ થયો હોય તે મનુષ્યને પાવું એટલે ઉલટી થઇને કફ નીકળી જશે.

**પટોલાદિ વામક ચૂર્ણ**

पटोलवासानिंबैश्च पित्ते शीतजलं पिबेत् ॥ १९ ॥

પટોલ–કડવાં પરવર, અરડૂશી અને કડવા લિંબડાનાં પાંદડાં, એ ત્રણે ઔષધો સરખે ભાગે લઇ, તેમનું ચૂર્ણ કરી, તે ચૂર્ણને ટાઢા પાણીમાં મેળવી–ડોહી, જે મનુષ્યને પિત્તનો પ્રકોપ થયો હોય તે મનુષ્યને પાવું એટલે ઉલટી થઇને કફ નીકળી જશે.

**મદન વામક ચૂર્ણ**

सश्लेष्मवातपीडायां सक्षीरं मदनं पिबेत् ॥

મીંઢોળ લઇ તેનું ચૂર્ણ કરી, તે ચૂર્ણને દૂધમાં મેળવી–ડોહી, જે મનુષ્યને કફવાતનો પ્રકોપ થયો હોય, તે મનુષ્યને પાવું એટલે ઉલટી થઇને કફવાત નીકળી જશે.

**સિન્ધુ વામક ચૂર્ણ**

अजीर्णे कोष्णपानीयं सिन्धु पीत्वा वमेत्सुधीः ॥ २० ॥

સિન્ધાલુણ લઇ, તેનું ચૂર્ણ કરી, તે ચૂર્ણને ઉના પાણીમાં મેળવી–ડોહી, જે મનુષ્યને અજીર્ણ થયું હોય તે મનુષ્યને પાવું એટલે ઉલટી થઇને અજીર્ણ મટી જશે.

**ઉલટી કરાવવા બાબતના ઉપચારો**

वमनं पाययित्वा च जानुमात्रासने स्थितम् ॥
कंठमेरंडनालेन स्पृशन्तं वामयेद्भिषक् ॥ २१ ॥
ललाटं वमतः पुंसः पार्श्वौ द्वौ च प्रबोधयेत् ॥

રોગીને ઉલટીનું ઔષધ પાઇ, પછી તેને ઉભડક અથવા ગોઠણના જેટલા ઉંચા આસનપર બેસાડી, પછી એરંડાનાં પાંદડાંનું દાણ્ટીયું તે રોગીનાં મોમાં ખોસીને ગળાંને અડે તેવી રીતે હલકા હાથથી, વૈદ્ય વારંવાર ગળાંની અન્દર તથા બહાર ફેરવીને રોગીને ઉલટી કરાવવી. આવી રીતે ઉલટી કરાવવા ટાણે રોગીનાં બન્ને લમણાં તથા બન્ને પડખાં ખૂબ જોરથી દાબીને પકડી રાખવાં.

**ખરાબ ઉલટીનાં લક્ષણો**

प्रसेको हृद्ग्रहः कोठः कंडूर्दुश्छर्दितान्द्भवेत् ॥ २२ ॥

એ રીતે ઉલટીનું ઔષધ ખવરાવ્યા છતાં જેવી જોઇએ તેવી ઉલટી જે રોગીને ન થઇ હોય તે રોગીને, બરોબર ઉલટી ન થવાને લીધે અને દોષ ઉપર આવીને પછી જવાને લીધે, મોઢામાંથી પાણી છૂટે, છાતી ભીંસાય, શરીરે મોટાં મોટાં ઘ્રામઠાં ઉપડી આવે અને ખરજ પણ આવે.

**અતિ** ઉલટીનાં લક્ષણો. **अतिवांते भवेत्तृष्णा हिक्कोद्गारौ विसंज्ञता ॥**
**जिह्वानिःसर्पणं चाक्ष्णोर्व्यावृत्तिर्हनुसंहतिः ॥ २३ ॥ रक्तच्छर्दिः ष्ठीवनं च कंठे पीडा च जायते ॥**

જે રોગીને બહુ જ ઉલટી થઈ હોય, તે રોગીને તરસ બહુ લાગે, હેડકી તથા ઓડકાર આવે, બેશુદ્ધ થઈ જાય, જીભ બહાર નીકળી પડે, આંખો ચકરવકળ ફરવા માણ્ડે; ડાઢી ઠરડાઈ જાય, લોહીની ઉલટી થાય, વારંવાર થુંક આવ્યા કરે અને કણ્ઠમાં પીડા થાય.

**અતિ** ઉલટીનો ઉપાય **वमनस्यातियोगेन मृदु कुर्याद्विरेचनम् ॥ २४ ॥**

ઉલટીનો અતિયોગ અર્થાત્ બહુ જ ઉલટી થતી હોય તેને હલકો જુલાબ આપવો.

**અતિ ઉલટીથી** ઉંડી ઉતરેલી જીભને સ્વસ્થાને કેમ લાવવી?

**वमनांतःप्रविष्टायां जिह्वायां कवलग्रहः ॥**
**स्निग्धाम्ललवणैर्हृद्यैर्घृतक्षीररसैर्हितः ॥ २५ ॥**
**फलान्यम्लानि खादेयुस्तस्य चान्येऽग्रतो नराः ॥**

અતિશય ઉલટી થવાથી જે મનુષ્યની જીભ ઉંડી ઉતરી ગઈ હોય તે મનુષ્યને, સ્નિગ્ધ, ખાટા અને ખારા પદાર્થો; ઘી, દૂધ તથા માંસનો રસ, એ સર્વ પદાર્થોને મિશ્ર કરીને, તેમના હિતકારી કોળિયા (આ ખણ્ડના દશમા અધ્યાયમાં વિસ્તારથી આપલા કોળિયા) ભરાવવાઃ તે વખતે રોગીની પાસે બીજાં માણસોએ ખાટાં ફળો ખાવાં એટલે રોગીની જીભમાંથી પાણી છૂટીને પાછી જીભ ઠેકાણે આવે છે.

**અતિ** ઉલટીથી બહાર નીકળેલી જીભને સ્વસ્થાને કેમ લાવવી?

**निःसृतां तु तिलद्राक्षाकल्कलिप्तां प्रवेशयेत् ॥ २६ ॥**

અતિશય ઉલટી થવાથી જે મનુષ્યની જીભ બહાર નીકળી પડી હોય તે મનુષ્યની બહાર નીકળી પડેલી જીભપર, તલ અને દ્રાક્ષનો કલ્ક ચોપડીને, તેને અન્દર પેસાડવી.

**અતિ** ઉલટીથી ચકરવકળ થતી આંખને સ્વસ્થાને કેમ લાવવી?

**व्यावृत्ताक्षिण घृताभ्यक्ते पीडयेच्च शनैः शनैः ॥**

અતિશય ઉલટી થવાથી જે મનુષ્યની આંખ ચકરવકળ ફરવા માણ્ડી હોય તે મનુષ્યની ચકરવકળ ફરવા માણ્ડેલી આંખપર હલકા હાથથી ઘી ચોપડી, પછી તે ઘીને ચોળવું.

**અતિ ઉલટીથી** ઠરડાયેલી ડાઢીને સ્વસ્થાને કેમ લાવવી?

**हनुमोक्षे स्मृतः स्वेदो नस्यं च श्लेष्मवातहृत् ॥ २७ ॥**

અતિશય ઉલટી થવાથી જે મનુષ્યની ડાઢી ઠરડાઈ ગઈ હોય તે મનુષ્યના શરીરે તેલ ચોપડી, તેના શરીરમાંથી પરસેવો કાઢીને પછી તેને કફવાતહારક ઔષધોનું નસ્ય આપવું.

**અતિ** ઉલટીને લીધે પડતાં એવાં રક્તને કેમ અટકાવવું?

**रक्तपित्तविधानेन रक्तछर्दिमुपाचरेत् ॥**

અતિશય ઉલટી થવાને લીધે જે મનુષ્યના મોઢામાંથી લોહી પડવા માણ્ડે, તે મનુષ્યની લોહીની ઉલટી, રક્તપિત્ત રોગપર જે ઉપાયો કહ્યા છે, તે ઉપાયો દ્વારા બન્ધ કરવી.

**ધાત્ર્યાદિ મન્થ** **धात्रीरसांजनोशीरलाजचंदनवारिभिः ॥ २८ ॥**
**मंथं कृत्वापाययेच्च सघृतक्षौद्रशर्करम् ॥ शाम्यंत्यनेन तृष्णाद्याः पीडाश्छर्दिसमुद्भवाः ॥ २९ ॥**

આંબળાં, રસવન્તી, વાળો, શાળની ધાણી, રતાંજલી અને વાળો, એ છએ ઔષધોનો મન્થ કરી, તેની અન્દર ઘી, મધ અને સાકર[1] નાંખીને પીવું, એટલે ઉલટીથી ઉત્પન્ન થયેલાં તૃષ્ણાદિ રોગો મટી જાય છે.

સારી ઉલટી થયાનાં લક્ષણો

हृत्कंठशिरसां शुद्धिर्दीप्ताग्नित्वं च लाघवम् ॥
कफपित्तविनाशश्च सम्यग्वांतस्य चेष्टितम् ॥ ३० ॥

હૃદય, કંઠ અને માથાંની શુદ્ધિ થાય, જઠરાગ્નિ પ્રદીપ્ત થાય, શરીર હલકું–ફોરું થાય તથા કફ અને પિત્ત દોષનો નાશ થાય, ત્યારે સારી ઉલટી જાણવી.

ઉલટી થયા બાદ કયે વખતે કયા પદાર્થોનું ભોજન કરવું?

ततोऽपराह्णे दीप्ताग्निं मुद्गषष्टिकशालिभिः ॥
हृद्यैश्च जांगलरसैः कृत्वा यूषं च भोजयेत् ॥ ३१ ॥

ઉપર કહ્યા પ્રમાણે સારી રીતે રોગીને ઉલટી થયા પછી, અપરાહ્ણ કાલે–બપોરે, રોગીની જઠરાગ્નિ પ્રદીપ્ત થયા પછી, મગ અને સાઠ દિવસે પાકનારા ચોખાને રાંધી, પછી તેનું, રોગીનાં મનને પ્રિય એવાં હરણ આદિ જનાવરોના માંસના યૂષની સાથે ભોજન કરાવવું.

ઉલટીના ફાયદાનું ફલ

तन्द्रा निद्राऽऽस्यदौर्गन्ध्यं कंडूश्च ग्रहणीविषम् ॥
सुवान्तस्य न पीडायै भवन्त्येते कदाचन ॥ ३२ ॥

નિદ્રાની માફક આંખે આવતાં અન્ધારાં, નિદ્રા, મુખનું દુર્ગન્ધીપણું, શરીરે ખરજ, સંગ્રહણી રોગ અને વિષદોષ, એ સર્વ રોગો, જે મનુષ્યને સારી પેઠે ઉલટી થઇ હોય તે મનુષ્યને કદી પીડા કરતા નથી.

ઉલટી થયા પછી કયા કયા પદાર્થો ત્યાગ કરવા?

अजीर्णं शीतपानीयं व्यायामं मैथुनं तथा ॥
स्नेहाभ्यंगं प्रकोपं च दिनैकं वर्जयेत्सुधीः ॥ ३३ ॥

સારી રીતે ઉલટી કરેલાં મનુષ્યે, એક દિવસ પર્યન્ત ન પચે એવો પદાર્થ ખાવો નહિ, ટાઢાં પાણીએ નહાવું નહિ, વ્યાયામ–મહેનત કરવી નહિ, મૈથુન કરવું નહિ, શરીરે તેલાદિ સ્નેહ પદાર્થ ચોપડવો નહિ અને ક્રોધ કરવો નહિ.

એ રીતે દામોદરના પુત્ર શાર્ઙ્ગધરે રચેલી શાર્ઙ્ગધર સંહિતાને વિષે ઉત્તરખણ્ડના ચિકિત્સાસ્થાનમાંનાં વમનવિધિ નામે ત્રીજા અધ્યાયની ગુર્જર ટીકા સમ્પૂર્ણ

——:૦:——

# અધ્યાય ૪ થો. વિરેચનવિધિ

કે કે ક્રિયા કરીને જુલાબ આપવો?

स्निग्धस्विन्नस्य वान्तस्य दद्यात्सम्यग्विरेचनम् ॥

જે મનુષ્યને રેચ–જુલાબ આપવો હોય તે મનુષ્યને પ્રથમ પહેલાં ઘી આદિ સ્નેહપદાર્થ પાઈ, સ્નિગ્ધ કરી, પછી તેના શરીરમાંથી પરસેવો કાઢવાની વિધિથી–ક્રિયાથી પરસેવો કાઢી, પછી ઉલટી કરાવવાની વિધિથી–ક્રિયાથી ઉલટી કરાવીને પછી સારો રેચ–જુલાબ આપવો.

---

૧ ઘી, મધ, સાકર, એ પદાર્થો કાઢા પ્રમાણે નાંખવા.

ઉલટી કરાવ્યા વગર જુલાબ આપવાથી શું અવગુણ થાય?

अवान्तस्य त्वधः स्रस्तो ग्रहणीं छादयेत्कफः ॥ १ ॥
मन्दाग्निं गौरवं कुर्याज्जनयेद्वा प्रवाहिकाम् ॥

ઉલટી કરાવ્યા વગરનાં મનુષ્યને જો રેચ-જુલાબ આપવામાં આવે તો, અધોભાગમાં ગયેલો કફ, ગ્રહણી(અગ્નિને ધારણ કરનારી છઠ્ઠી કલા)ને ઢાંકી દે છે. તેને લીધે અગ્નિમાંદ્ય રોગ થઇને શરીર ભારે થાય છે અથવા પ્રવાહિકા રોગ ઉત્પન્ન થાય છે, માટે ઉલટી કરાવ્યા સિવાય રેચ-જુલાબ આપવો નહિ.

કે કે ક્રિયા પછી જુલાબ આપવો?

अथवा पाचनैरामं बलासं च विदाचयेत् ॥ २ ॥
स्निग्धस्य स्नेहनैः कार्यं स्वेदैः स्विन्नस्य रेचनम् ॥

અથવા ઉલટી કરાવ્યા વગર જે મનુષ્યને રેચ-જુલાબ આપવો હોય તે મનુષ્યનાં આમ તથા કફને પાચન ઔષધોદ્વારા પાચન કરી, પછી ઘી, દૂધ આદિ સ્નેહપદાર્થવડે સ્નિગ્ધ કરી, તેના શરીરમાંથી પરસેવો કાઢવાની વિધિથી-ક્રિયાથી પરસેવો કાઢી, પછી સારો રેચ-જુલાબ આપવો.

જુલાબ આપવાનો વખત

शरदृतौ वसन्ते च देहशुद्ध्यै विरेचयेत् ॥ ३ ॥
अन्यदाऽऽत्ययिके काले शोधनं शीलयेद्बुधः ॥

શરદ્ ઋતુમાં અને વસન્ત ઋતુમાં શરીરની શુદ્ધિ કરવા સારુ રોગીને રેચ-જુલાબ આપવો; પરન્તુ એ બે ઋતુ સિવાય બીજે કોઇ વખતે જો રોગ ઉત્પન્ન થયો હોય તો તે વખતે પણ ડાહ્યા વૈદ્યે શોધનનું ઔષધ આપવું અર્થાત્ રેચ-જુલાબ આપવો.

ખાસ જુલાબ આપવા યોગ્ય રોગોનાં નામ

पित्ते विरेचनं दद्यादामोद्भूते गदे तथा ॥ ४ ॥
उदरे च तथाऽऽध्माने कोष्ठाशुद्धौ विशेषतः ॥

પિત્તવિકાર, આમવાત રોગ, ઉદરરોગ, આધ્માન વાત અને બદ્ધ કોષ્ટના, એ રોગોપર તો વિશેષે કરીને રેચ-જુલાબ આપવો.

વાતાદિ દોષોના શમનનો શ્રેષ્ઠ ઉપાય

दोषाः कदाचित्कुप्यन्ति जिता लंघनपाचनैः ॥ ५ ॥
ये तु संशोधनैः शुद्धा न तेषां पुनरुद्भवः॥

વાત, પિત્ત અને કફ, એ ત્રણે દોષો લંઘનના અથવા પાચનના, ઉપચારો વડે શમાવ્યા હોય તો પણ કોઇ દહાડો કોપાયમાન્ થાય છે. પરંતુ જે દોષો-રેચ જુલાબદ્વારા શરીરમાંથી કાઢી નાંખ્યા હોય, તે દોષો પાછા કદી પણ પ્રકોપ પામતા નથી, એટલા માટે શરીરની અન્દરના દોષો, રેચ-જુલાબદ્વારા જ કાઢી નાંખવા.

ક્યા રોગપર જુલાબ આપવો?

जीर्णज्वरी गरव्याप्तो वातरक्ती भगन्दरी ॥ ६ ॥
अर्शःपांडूदरग्रंथिहृद्रोगारुचिपीडिताः ॥
योनिरोगप्रमेहार्ता गुल्मप्लीहव्रणार्दिताः ॥ ७ ॥
विद्रधिछर्दिविस्फोटविषूचीकुष्ठसंयुताः ॥ कर्णनासाशिरोवक्त्रगुदमेढ्रामयान्विताः ॥ ८ ॥
यकृच्छोथाक्षिरोगार्ताः कृमिक्षारानिलार्दिताः ॥ शूलिनो मूत्रघातार्ता विरेकार्हा नरः मताः ॥ ९ ॥

જીર્ણજ્વર, વિષદોષ, વાતરક્ત, ભગન્દર, અર્શ, પાણ્ડુ ઉદરરોગ, ગ્રન્થિ, હૃદ્રોગ, અરુચિ, યોનિ રોગ, પ્રમેહ, ગુલ્મ, પ્લીહા, વ્રણ, વિદ્રધિ, છર્દિ, વિસ્ફોટ, વિષૂચી, કુષ્ઠ, કર્ણરોગ, નાસારોગ, શિરોરોગ, મુખરોગ, ગુદરોગ, શિશ્નરોગ, યકૃત્‌રોગ, શોથરોગ, નેત્રરોગ, કૃમિરોગ, ક્ષારજન્યવિકાર, વાતરોગ, શૂલરોગ અને મૂત્રઘાતરોગ, એટલા રોગોમાંથી કોઈ પણ રોગ જે મનુષ્યને થયો હોય તે મનુષ્યને, રેચ-જુલાબ આપવો.

કેવાં મનુષ્યને જુલાબ ન આપવો ?

बालवृद्धावतिस्निग्धः क्षतक्षीणो भयान्वितः ॥
श्रान्तस्तृषार्तः स्थूलश्च गर्भिणी च नवज्वरी ॥ १० ॥
नवप्रसूता नारी च मन्दाग्निश्च मदात्ययी ॥ शल्यार्दितश्च रूक्षश्च न विरेच्या विजानता ॥ ११ ॥

જે મનુષ્ય બાલક, વૃદ્ધ, સ્નેહપાનાદિકે કરીને અતિ સ્નિગ્ધ થયેલો, ઉરઃક્ષતને લીધે ક્ષીણ થયેલો, ભયથી વ્યાપ્ત, પરિશ્રમથી થાકી ગયેલો, તરશથી પીડાયલો, શરીરે સ્થૂલ, ગર્ભિણી સ્ત્રી, નવજ્વરી-તરતનો તાજો તાવ આવેલ, તરતની-તાજી જણેલી, મન્દ જઠરાગ્નિવાળો, મદાત્યય રોગથી પીડિત, શલ્ય (કાંટો, નખ ખીલો, સૂક્ષ્મ હથિયારની અણી, એ વસ્તુઓનું શરીરની અન્દર જે રહી જવું તેનું નામ શલ્ય)થી પીડાયલો અને રૂક્ષ શરીરવાળો, આવી જાતનાં મનુષ્યને, વિદ્વાન્ વૈદ્યે રેચ-જુલાબ આપવો નહિ.

મૃદુ કોષ્ઠ-કોઠાનું વર્ણન

बहुपित्तो मृदुः कोष्ठो

જે મનુષ્યના કોઠાની અન્દર ઘણું પિત્ત હોય, તે મનુષ્યનો કોઠો, મૃદુ-હલકો કહેવાય છે.

મધ્યમ કોષ્ઠ-કોઠાનું વર્ણન

बहुश्लेष्मा च मध्यमः

જે મનુષ્યના કોઠાની અન્દર ઘણો કફ હોય, તે મનુષ્યનો કોઠો મધ્યમ કહેવાય છે.

ક્રૂર કોઠાનું વર્ણન

बहुवातः क्रूरकोष्ठो दुर्विरेच्यः स कथ्यते ॥ १२ ॥

જે મનુષ્યના કોઠાની અન્દર ઘણો વાયુ હોય, તે મનુષ્યનો કોઠો ક્રૂર કહેવાય છે; તે ક્રૂર કોઠાવાળાં મનુષ્યને, જુલાબ-રેચ આપવા છતાં પણ ઘણાં કષ્ટે જુલાબ લાગે છે, પણ સુખથી જુલાબ લાગતો નથી.

મૃદુ કોઠાવાળાને કેવી માત્રા આપવી ?

मृद्वी मात्रा मृदौ कोष्ठे मध्यकोष्ठे च मध्यमा ॥
क्रूरे तीक्ष्णा मता तज्ज्ञैर्मृदुमध्यमतीक्ष्णकैः ॥ १३ ॥

મૃદુ કોઠાવાળાને મૃદુ ઔષધની અલ્પ માત્રા આપવી.

મધ્યમ કોઠાવાળાને કેવી માત્રા આપવી ?

જે મનુષ્યનો કોઠો મધ્યમ હોય, તે મનુષ્યને મધ્યમ ઔષધની મધ્યમ માત્રા આપવી.

ક્રૂર કોઠાવાળાને કેવી માત્રા આપવી ?

જે મનુષ્યનો કોઠો ક્રૂર હોય, તે મનુષ્યને, તીક્ષ્ણ ઔષધની તીક્ષ્ણ માત્રા આપવી.

મૃદુ કોઠાવાળાને શેનો જુલાબ લાગે ?

मृदुर्द्राक्षापयश्चंचुतैलैरपि विरिच्यते ॥

જે મનુષ્યનો કોઠો મૃદુ હોય, તે મનુષ્યને કાળી દ્રાક્ષ, દૂધ અને એરંડિયું તેલ; એ ઔષધોનો પણ જુલાબ-રેચ લાગે છે.

मध्यमस्त्रिवृतातिक्ताराजवृक्षैर्विरिच्यते ॥ १४ ॥

મધ્યમ કોઠાવાળાને શેનો જુલાબ લાગે ?

જે મનુષ્યને કોઠો મધ્યમ હોય, તે મનુષ્યને નસોતર, કડુ અને ગરમાળાનો ગોળ, એ ઔષધોનો પણ જુલાબ-રેચ લાગે છે.

क्रूरः स्नुक्पयसा हेमक्षीरीदंतीफलादिभिः ॥

ક્રૂર કોઠાવાળાને શેનો જુલાબ લાગે ?

જે મનુષ્યનો કોઠો ક્રૂર હોય, તે મનુષ્યને થોરનું દૂધ, દારુડી અને નેપાળો, એ ઔષધોનો પણ જુલાબ-રેચ લાગે છે.

मात्रोत्तमा विरेकस्य त्रिंशद्वेगैः कफान्तिका ॥१५॥
वेगैर्विंशतिभिर्मध्या हीनोक्ता दशवेगिका ॥

જુલાબની ઉત્તમ, મધ્યમ અને હીન માત્રાનું વર્ણન

રેચનાં-જુલાબનાં જે ઔષધથી, ત્રીશ સુધી ઝાડા થઇને જો ત્રીશમાં ઝાડામાં કફ પડે તો, તે જુલાબનાં-રેચનાં ઔષધની ઉત્તમ માત્રા જાણવી. વીશ સુધી ઝાડા થઇને જો વીશમા ઝાડામાં કફ પડે તો, તે જુલાબનાં-રેચનાં ઔષધની મધ્યમ માત્રા જાણવી. દશ સુધી ઝાડા થઇને જો દશમા ઝાડામાં કફ પડે તો, તે જુલાબનાં-રેચનાં ઔષધની હીન માત્રા જાણવી.

द्विपलं श्रेष्ठमाख्यातं मध्यमं च पलं भवेत् ॥ १६ ॥
पलार्धं च कषायाणां कनीयस्तु विरेचनम् ॥

જુલાબ માટે કાઢો પાવાની ઉત્તમ, મધ્યમ અને કનિષ્ઠ માત્રાનું પ્રમાણ

રેચ-જુલાબ લાગવા માટે, જો જુલાબનાં ઔષધોનો બે પલ કાઢો પાયો હોય, તો તે ઉત્તમ માત્રા કહેવાય છે. એક પલ કાઢો પાયો હોય, તો તે મધ્યમ માત્રા કહેવાય છે અને અર્ધો પલ કાઢો પાયો હોય, તો તે કનિષ્ઠ માત્રા કહેવાય છે.

कल्कमोदकचूर्णानां कर्षं मध्वाज्यलेहतः ॥ १७ ॥
कर्षद्वयं पलं वापि वयोरोगाद्यपेक्षया ॥

જુલાબ માટે કલ્ક, મોદક અને ચૂર્ણની માત્રાનું પ્રમાણ

જુલાબનાં-રેચનાં ઔષધોના કલ્ક, મોદક અને ચૂર્ણ, એ ત્રણમાંથી જે ઔષધ ખાવાનું હોય, તે ઔષધ એક કર્ષ સુધી લઇ, મધ તથા ઘીની સાથે મેળવીને ખવરાવવું અથવા વય અને રોગના પ્રમાણમાં બે કર્ષ અથવા એક પલ પર્યન્ત ખવરાવવું.

**ત્રિવૃચ્ચૂર્ણ**

पित्तोत्तरे त्रिवृच्चूर्णं द्राक्षाक्वाथादिभिः पिबेत् ॥ १८ ॥

જુલાબને માટે દ્રાક્ષ આદિના કવાથની સાથે નસોતરનું ચૂર્ણ ખાવાથી, પિત્તપ્રકોપ મટી જાય છે.

**વ્યોષચૂર્ણ**

त्रिफलाक्वाथगोमूत्रैः पिबेद्व्योषं कफार्दितः ॥

જુલાબને માટે હરડાં, બેહેડાં અને આંબળાનો કાઢો કરી, તે કાઢાની તથા ગૌમૂત્રની સાથે શુંઠ, મરી અને લીંડીપીપરનું ચૂર્ણ ખાવાથી, કફપ્રકોપ મટી જાય છે.

**ત્રિવૃતાદિ ચૂર્ણ**

त्रिवृत्सैन्धवशुंठीनां चूर्णमम्लैः पिबेन्नरः ॥ १९ ॥
वातार्दितो विरेकाय जांगलानां रसेन वा ॥

જુલાબને માટે ખાટા (કાંજીમાં કિંવા લીંબુના) રસમાં અથવા હરણના માંસના રસમાં, નસોતર, સિન્ધાલુણ અને શુણ્ઠનું ચૂર્ણ ખાવાથી, વાતપ્રકોપ મટી જાય છે.

**એરણ્ડતૈલ–વિરેચન પહેલું** एरंडतैलं त्रिफलाक्वाथेन द्विगुणेन च ॥ २० ॥
युक्तं पीत्वा पयोभिर्वा न चिरेण विरिच्यते ॥

એરંડિયું તેલ એક ભાગ તથા હરડાં, બેહેડાં અને આંબળાનો કાઢો બે ભાગ લઇ, તે બન્નેને મિશ્ર કરી, પીવાથી સારી રીતે જુલાબ લાગે છે.

**એરણ્ડતૈલ–વિરેચન–બીજું** એરંડિયું તેલ એક ભાગ તથા દૂધ બે ભાગ લઇ, તે બન્નેને મિશ્ર કરી, પીવાથી સારી રીતે રેચ–જુલાબ લાગે છે.

**વર્ષાત્રિવૃતાદિ ચૂર્ણ** त्रिवृता कौटजं बीजं पिप्पली विश्वभेषजम् ॥ २१ ॥
समृद्वीकारसक्षौद्रं वर्षाकाले विरेचनम् ॥

નસોતર, ઇન્દ્રજવ, લીણ્ડીપીપર અને શુંઠ, એ ચારે ઔષધો સરખે ભાગે લઇ, તેમનું ચૂર્ણ કરી, પછી તે ચૂર્ણને દ્રાક્ષના રસની અને મધની સાથે વર્ષાઋતુમાં રેચ–જુલાબ લાગવા માટે આપવું.

**શરદ્‌ત્રિવૃતાદિ ચૂર્ણ** त्रिवृत् दुरालभा मुस्ता शर्करोदीच्यचंदनम् ॥ २२ ॥
द्राक्षाम्बुना सयष्टीकं शीतलं च घनात्यये ॥

નસોતર, ધમાસો, નાગરમોથ, સાકર, વાળો, સુખડ અને જેઠીમધ, એ સાતે ઔષધો સરખે ભાગે લઇ, તેમનું ચૂર્ણ કરી, પછી તે ચૂર્ણને દ્રાક્ષના પાણીની સાથે શરદ્ ઋતુમાં રેચ–જુલાબ લાગવા માટે આપવું. આ જુલાબનું ચૂર્ણ ટાઢું છે.

**હેમન્તત્રિવૃતાદિ ચૂર્ણ** त्रिवृतां चित्रकं पाठामजाजीं सरलं वचाम् ॥२३॥
हेमक्षीरीं च हेमन्ते चूर्णमुष्णांबुना पिबेत् ॥

નસોતર, ચિત્રો, કાલિપાટ, જીરું, દેવદારુ, ઘોડાવજ અને દારુડી, એ સાતે ઔષધો સરખે ભાગે લઇ, તેમનું ચૂર્ણ કરી, પછી તે ચૂર્ણને ઉનાં પાણીની સાથે હેમન્ત ઋતુમાં રેચ–જુલાબ લાગવા માટે આપવું.

**શિશિર વસન્ત પિપ્પલ્યાદિ ચૂર્ણ** पिप्पली नागरं सिन्धु श्यामा त्रिवृतया सह ॥२४॥
लिहेत् क्षौद्रेण शिशिरे वसंते च विरेचनम् ॥

લીણ્ડીપીપર, શુંઠ, સિન્ધાલુણ, કાળું નસોતર અને રાતું નસોતર, એ પાંચે ઔષધો સરખે ભાગે લઇ, તેમનું ચૂર્ણ કરી, પછી તે ચૂર્ણને મધની સાથે શિશિર ઋતુમાં અને વસન્ત ઋતુમાં રેચ–જુલાબ લાગવા માટે આપવાથી જુલાબ લાગે છે.

त्रिवृता शर्करातुल्या ग्रीष्मकाले विरेचनम् ॥२५॥

**ગ્રીષ્મ ત્રિવૃચ્ચૂર્ણ** નસોતર આણી, તેનું ચૂર્ણ કરી, પછી તે ચૂર્ણને સાકરની સાથે ગ્રીષ્મ ઋતુમાં રેચ–જુલાબ લાગવા માટે આપવું.

**અભયાદિ મોદક** अभया मरिचं शुण्ठी विडंगामलकानि च ॥
पिप्पली पिप्पलीमूलं त्वक्पत्रं मुस्तमेव च ॥२६॥ एतानि समभागानि दंती च द्विगुणा भवेत् ॥
त्रिवृदष्टगुणा ज्ञेया षड्गुणा चात्र शर्करा ॥२७ मधुना मोदकं कृत्वा कर्षमात्रप्रमाणतः ॥
एकैकं भक्षयेत्प्रातः शीतं चानु पिबेज्जलम् ॥२८॥ तावद्विरिच्यते जन्तुर्यावदुष्णं न सेव्यते ॥

पानाहारविहारेषु भवेन्निर्यन्त्रणः सदा ॥२९॥ विषमज्वरमंदाग्निपांडुकासभगंदरान् ॥
दुर्नामकुष्ठगुल्मार्शोगलगंडव्रणोदरान् ॥ ३० ॥ विदाहप्लीहमेहांश्च यक्ष्माणं नयनामयान् ॥
वातरोगं तथाध्मानं मूत्रकृच्छ्राणि चाश्मरीम् ॥ ३१ ॥ पृष्ठपार्श्वोरुजघनकटयूदररुजं जयेत् ॥
सततं शीलनादेष पलितानि विनाशयेत् ॥ ३२ ॥ अभयामोदकाह्येते रसायनवराः स्मृताः ॥

હરડે, મરી, શુણ્ઠ, વાવડિંગ, આબળાં, લીણ્ડીપીપર, પીપરીમૂલના ગંઠોડા, તજ, તમાલપત્ર અને નાગરમોથ, એ દશે ઔષધો એક એક ભાગ; નેપાળાનાં મૂળ બે ભાગ તથા નસોતર આઠ ભાગ; એ પ્રમાણે એ સર્વે ઔષધો લઇ, તેમનું ચૂર્ણ કરવું. પછી એ ચૂર્ણની અન્દર છ ભાગ સાકર નાંખી, તે સર્વને મિશ્ર કરી, તેમની અન્દર મધ નાંખી, એક એક કર્ષની ગોળી વાળવી–મોદક વાળવો. પછી તે ગોળીમાંથી એક ગોળી, સવારના પહોરમાં ખાઇ, તેનાપર થોડુંક ટાઢું પાણી પીવું. એ ગોળી ખાધા પછી જ્યાંસૂધી ઉષ્ણ પદાર્થ ખાવામાં આવે નહિ, ત્યાંસૂધી રેચ–જુલાબ લાગ્યા કરે છે. આ લાડુ (ગોળી) ખાનાર, ખાવાપીવામાં અને વિહાર કરવામાં હમ્મેશાં સ્વતંત્ર રહી શકે છે અર્થાત્ તેને કરી–પથ્ય પાળવાની જરૂર રહેતી નથી. આ મોદક ખાવાથી વિષમજ્વર, અગ્નિમાંદ્ય; પાંડુરોગ. કાસ, ભગન્દર, દુર્નામ અર્શરોગ, કુષ્ઠ, ગુલ્મ, અર્શ, ગલગણ્ડ, વ્રણ, ઉદરરોગ, વિદાહ, પ્લીહા, મેહ, રાજયક્ષ્મા, નેત્રરોગ, વાતરોગ, આધ્માન વાત, મૂત્રકૃચ્છ્રરોગ, અશ્મરી રોગ, પૃષ્ઠવાંસો પાર્શ્વ–પડખાં, ઉરુ–છાતી, જઘન–સાથળ, કટિ–કડ અને ઉદર–પેટ, એટલે ઠેકાણે થનારી વાતપીડા, એ સર્વે રોગો મટી જાય છે. આ લાડુઓનું નિત્ય સેવન કરવાથી, ધોળા થયેલા કેશ કાળા થઈ જાય છે. આ અભયામોદક નામે લાડુ રસાયનોમાં ઉત્તમ કહેવાય છે.

**જુલાબ લીધા પછી શું કરવું?**

पीत्वा विरेचनं शीतजलैः संसिच्य चक्षुषी ॥३३॥
सुगंधि किंचिदाघ्राय तांबूलं शीलयेन्नरः ॥

જુલાબનું ઔષધ પીધા પછી, આંખોપર ટાઢું પાણી, છાંટી, જરાક સુગંધી પદાર્થ સુંઘીને પાન ખાવું.

**જુલાબ લીધા પછી કેમ વર્તવું?**

निर्वातस्थो न वेगांश्च धारयेन्न स्वपेत्तथा ॥३४॥
शीतांबु न स्पृशेत् क्वापि कोष्णनीरं पिबेन्मुहुः ॥

મનુષ્યે જુલાબનું ઔષધ પીધા પછી, પવન વગરની જગ્યામાં બેસવું, મલ મૂત્રના વેગને અટકાવવો નહિ, સૂઇ રહેવું નહિ, ટાઢા પાણીનો જરા પણ સ્પર્શ કરવો નહિ અને વારંવાર જરાતરા ઉનું પાણી પીયા કરવું.

**ઉલટીનું ઔષધ ખાધા પછી શું થાય છે?**

बलासौषधपित्तानि वायुर्वान्ते यथा व्रजेत् ॥ ३५ ॥

ઉલટીનું ઔષધ ખાધું હોય તો તેનાથી કફ, ખાધેલું ઔષધ પિત્ત અને વાત, એ સર્વે પદાર્થો, અનુક્રમે ઉલટીની સાથે બહાર પડે છે

**જુલાબનું ઔષધ ખાધા પછી શું થાય છે?**

रेकात्तथा मलं पित्तं भेषजं च कफो व्रजेत् ॥

જુલાબનું ઔષધ ખાધું હોય તો તેનાથી, પેટની અન્દરનો મલ, પિત્ત, ખાધેલુ ઔષધ અને કફ, એ સર્વે પદાર્થો અનુક્રમે જુલાબની સાથે બહાર પડે છે.

જુલાબ ન લાગવાથી શું થાય છે?

दुर्विरिक्तस्य नाभेस्तु स्तब्धत्वं कुक्षिशूलता ॥ ३६ ॥
पुरीषवातसंगश्च कंडूमंडलगौरवाः ॥
विदाहोऽरुचिराध्मानं भ्रमच्छर्दिश्च जायते॥ ३७ ॥

જુલાબનું ઔષધ ખાધા છતાં પણ સારી પેઠે જો જુલાબ લાગે નહિ તો, તેનાથી નાભીની અન્દર સ્તબ્ધતા–દુઃખાવો થાય, કાખની અન્દર શૂળ નીકળે, મલ અને વાતનું મિશ્ર થવું અર્થાત્ મલ અને વાતની અપ્રવૃત્તિ થાય, શરીરે ખંજવાળ આવે, શરીરપર મંડળ ચકરડાં–કુંડાળાં પડે અને શરીર ભારે થઈ જાય તથા દાહ, અરુચિ, આધ્માન વાત, ભ્રમ અને છર્દિ, એટલી જાતના વિકારો ઉત્પન્ન થાય.

જુલાબ ન લાગવાથી થનારા વિકારોનુ શમન

तं पुनः पाचनैः स्नेहैः पक्त्वा संस्नेह्य रेचयेत् ॥
तेनास्योपद्रवा यान्ति दीप्तोऽग्निर्लघुता भवेत् ॥ ३८॥

જુલાબનું ઔષધ આપ્યા છતાં, જે મનુષ્યોને બરોબર જુલાબ ન લાગ્યો હોય, તે મનુષ્યને પાચન થવાનું ઔષધ આપી, આમનું પાચન કરી, ઘૃતાદિ સ્નેહપાનથી કોઠો સ્નિગ્ધ કરીને પછી તેને પાછો જુલાબ આપવો, એટલે તેનાથી જુલાબ થઈ, તેના સર્વ વિકારો મટી જઇને જઠરાગ્નિ પ્રદીપ્ત થાય અને શરીર હલકું ફોરું થાય.

અતિ જુલાબથી શું થાય?

विरेकस्यातियोगेन मूर्च्छा भ्रंशो गुदस्य च ॥
शूलं कफातियोगः स्यान्मांसधावनसन्निभम् ॥ ३९ ॥
मेदोनिभं जलाभासं रक्तं चापि विरिच्यते ॥

ઘણા જુલાબ થયા હોય તો તેથી મૂર્ચ્છા, આમણનું બહાર નીકળી આવવું અને શૂલ, એટલા ઉપદ્રવો ઉત્પન્ન થાય; ઝાડાની અન્દર ઘણો કફ બહાર પડે, માસની અન્દરથી ધોણના સરખું, મેદના–ચરબીના સરખું કે પાણીના જેવું લોહી ગુદાદ્વારથી બહાર પડે.

શીતામ્બુ વિરેચન વારણ

तस्य शीतांबुभिः सिक्तं शरीरं तंडुलांबुभिः ॥ ४० ॥
मधुमिश्रैस्तथा शीतैः कारयेद्वमनं मृदु ॥

જુલાબનું ઔષધ આપવાને લીધે જો ઘણા ઝાડા થઇને ઝાડાની લોહી પડવા માંડે, તો તે મનુષ્યના શરીરને, ટાઢા પાણીથી ભીંજવવું એટલે ઝાડા બંધ થશે.

તણ્ડુલામ્બુ વિરેચન વારણ

અથવા ચોખાના ટાઢા ધોણમાં મધ મેળવી, પછી તે ધોણને પાઇને હલકી ઉલટી કરાવવી એટલે ઝાડા બંધ થશે જ.

સહકારત્વચકલ્ક વિરેચન વારણ

सहकारत्वचः कल्को दध्ना सौवीरकेण वा ॥ ४१ ॥
पिष्टो नाभिप्रलेपेन हंत्यतीसारमुल्बणम् ॥

આંબાના ઝાડની છાલ આણી, તેને ગાયના દહીંની અન્દર અથવા સૌવીરની અન્દર વાટી–લઠી, તેનો કલ્ક કરીને પછી તે કલ્કનો, નાભીની–દુંટીની પર લેપ કરવો એટલે ઘણા ઝાડા થતા હશે તોપણ બંધ થશે.

**અજાક્ષીર વિરેચન વારણ** अजाक्षीरं पिबेद्वापि वैष्किरं हारिणं तथा ॥ ४२ ॥
शालिभिः षष्टिकैः स्वल्पं मसूरैर्वापि भोजयेत् ॥
शीतैः संग्राहिभिर्द्रव्यैः कुर्यात् संग्रहणं भिषक् ॥ ४३ ॥

જુલાબનું ઔષધ ખવરાવવાથી જો ઘણા ઝાડા થયા હોય, તો તે ઝાડા બંધ થવા સારુ બકરીનું દૂધ પાવું એટલે ઝાડા બંધ થશે.

**વૈષ્કિરમાંસરસ વિરેચન વારણ** વૈષ્કિર એટલે પગથી પૃથ્વીને ખોદીને જે પક્ષીઓ ધાન્યાદિક ખાય છે તે, જેવાં કે તેન્તર, ચકલી, કુકડા, કપિંજલ, વર્તિક, લાવાં આદિ પક્ષીઓનાં માંસનો રસ ખાવો એટલે ઝાડા બંધ થશે.

**માંસ વિરેચન વારણ** હરણના માંસનો રસ પીવાથી પણ ઝાડા બંધ થશે.

**ષષ્ટિકશાલિ વિરેચન વારણ** સાઠ દિવસે પાકેલા ચોખાને રાંધી, તેનો ભાત કરીને પછી તે ભાત થોડોક ખાવો એટલે ઝાડા બંધ થશે.

**મસુર વિરેચન વારણ** મસુરની દાળ કરીને તે દાળ થોડીક ખાવી એટલે ઝાડા બંધ થશે.

**શીતસંગ્રાહિ દ્રવ્ય વિરેચન વારણ** ટાઢા અને ઝાડાને કબજ કરનારા દાડમ આદિ પદાર્થો ખાવા એટલે ઝાડા બંધ થશે.

**સુવિરેચન લક્ષણ** लाघवे मनसस्तुष्टयामनुलोमे गतेऽनिले ॥ सुविरिक्तं नरं ज्ञात्वा

શરીરનું હલકાપણું, મનનું પ્રસન્નપણું અને વાયુનું પોતાને રસ્તે ગમન થવું, એટલાં લક્ષણો શરીરની અન્દર જણાય, ત્યારે સારી રીતે રેચ લાગ્યો છે એમ જાણવું.

**સારી રીતે રેચ લાગ્યા પછી શું કરવું?** पाचनं पाययेन्निशि ॥ ४४ ॥

એ પ્રમાણે જેને સારી રીતે રેચ લાગ્યો હોય, તેને રાત્રિના પાચન કરનારું ઔષધ ખવરાવવું.

**વિરેચન ફલ** इन्द्रियाणां बलं बुद्धेः प्रसादो वह्निदीप्तता ॥
धातुस्थैर्यं वयःस्थैर्यं भवेद्रेचनसेवनात् ॥ ४५ ॥

જે મનુષ્યે જુલાબ લીધો હોય તે મનુષ્યને સારી રીતે જુલાબ લાગ્યા પછી, તેની ઇન્દ્રિયમાં બળ આવે છે, બુદ્ધિ પ્રસન્ન રહે છે, જઠરાગ્નિ પ્રદીપ્ત થાય છે, શરીરની અન્દર ધાતુઓ સ્થિરપણે રહે છે અને તારુણ્યાદિ અવસ્થા ટકી રહે છે.

**જુલાબ લાગ્યા પછી કેમ વર્તવું?** प्रवातसेवा शीताम्बु स्नेहाभ्यंगमजीर्णताम् ॥
व्यायामं मैथुनं चैव न सेवेत विरेचितः ॥ ४६ ॥

જુલાબ લીધા પછી જે પ્રમાણે જુલાબ થયા હોય, તેના પ્રમાણમાં બે ત્રણ દિવસ પર્યન્ત ઝાઝો પવન ખાવો નહિ, ટાઢા પાણીથી નહાવું નહિ, તેલાદિકનો અભ્યંગ કરવો નહિ. અજીર્ણ કરનાર પદાર્થો ખાવા નહિ, વ્યાયામ—પરિશ્રમ કરવો નહિ અને મૈથુન પણ કરવું નહિ.

**જુલાબ લાગ્યા પછી શું શું ખાવું?** शालिषष्टिकमुद्गाद्यैर्यवागूं भोजयेत्कृताम् ॥
जांगलैर्विष्किराणां वा रसैः शाल्योदनं हितम् ॥ ४७ ॥

ઝાડા આવી ગયા પછી શાળવાળા ચોખાની, સાઠ દિવસે પાકેલા ચોખાની કે મગની યવાગૂ કરીને ખાવી; અથવા જંગલમાં વસનારાં હરિણાદિ જનાવરોનાં માંસના રસાની સાથે રાંધેલા ચોખા ખાવા; અથવા વિષ્કિર એટલે કુકડાં આદિ પક્ષીઓનાં માંસના રસાની સાથે રાંધેલા ચોખા ખાવા.

એ રીતે દામોદરના પુત્ર શાર્ઙ્ગધરે રચેલી શાર્ઙ્ગધર સંહિતાને વિષે ઉત્તર ખણ્ડના ચિકિત્સા-સ્થાનમાંનાં વિરેચનવિધિ નામે ચોથા અધ્યાયની ભટ્ટકૃત ગુર્જર ટીકા સમ્પૂર્ણ.

———:o:———

## અધ્યાય ૫ મો, સ્નેહબસ્તિવિધિ

**બસ્તિનાં નામો** बस्तिर्द्विधाऽनुवासाख्यो निरूहश्च ततः परम् ॥

અનુવાસન બસ્તિ અને નિરૂહ બસ્તિ, એવી રીતે બે જાતની બસ્તિઓ છે.

**અનુવાસન બસ્તિનાં લક્ષણ** यः स्नेहैर्दीयते स स्यादनुवासननामकः ॥ १ ॥

ઘી, તેલ અને માંસસ્નેહ ઇત્યાદિ સ્નેહ પદાર્થની જે પીચકારી મારવી, તેનું નામ અનુવાસન બસ્તિ કહેવાય છે.

**નિરૂહ બસ્તિનાં લક્ષણ** कषायक्षीरतैलैर्यो निरूहः स निगद्यते ॥

કાઢો, દૂધ અને એરડિયું તેલ ઇત્યાદિ પદાર્થની જે પીચકારી મારવી, તેનું નામ નિરૂહ બસ્તિ કહેવાય છે.

**બસ્તિ શબ્દનું સ્પષ્ટીકરણ** बस्तिभिर्दीयते यस्मात्तस्माद्बस्तिरिति स्मृतः ॥ २ ॥

મૃગ આદિના મૂત્રાશયની કોથળી લઈ તેને નળી વગેરે લગાડીને તેનાથી જે પીચકારી મારવામાં આવે છે, તેને બસ્તિ એમ કહે છે.

**બસ્તિનાં ક્રમવાર નામો** तत्रानुवासनाख्यो हि बस्तिर्यः सोऽत्र कथ्यते ॥
पूर्वमेव ततो बस्तिर्निरूहाख्यो भविष्यति ॥
निरूहादुत्तरं चैव बस्तिः स्यादुत्तराभिधः ॥ अनुवासनभेदश्च मात्राबस्तिरुदीरितः ॥ ४ ॥

એમાં પ્રથમ અનુવાસન બસ્તિ કહીને પછી નિરૂહ બસ્તિ અને નિરૂહ બસ્તિ કહ્યા બાદ ઉત્તર બસ્તિ કહેવામાં આવશે. વળી અનુવાસન બસ્તિનો ભેદ માત્રા બસ્તિ નામે છે.

**બસ્તિની માત્રાનું પ્રમાણ** पलद्वयं तस्य मात्रा तस्मादर्धापि वा भवेत् ॥

બસ્તિમાં સ્નેહ આદિ ઔષધની માત્રાનું પ્રમાણ બે પલનું અથવા એક પલનું જાણવું.

**અનુવાસન બસ્તિ કોને મારવી** अनुवास्यस्तु रूक्षः स्यात्तीक्ष्णाग्निः केवलानिली ॥ ५ ॥

જે મનુષ્ય શરીરે રૂક્ષ, તીક્ષ્ણ જઠરાગ્નિવાળો અને કેવળ વાત રોગવાળો હોય, તેને અનુવાસન બસ્તિ આપવી.

**અનુવાસન બસ્તિ કોને ન મારવી** नानुवास्यस्तु कुष्ठी स्यान्मेही स्थूलस्तथोदरी ॥
नास्थाप्या नानुवास्याः स्युरजीर्णोन्मादतृड्युताः ॥ ६ ॥
शोकमूर्च्छारुचिभयश्वासकासक्षयातुराः ॥

કુષ્ઠ રોગી, મેહ રોગી, સ્થૂલ, ઉદર રોગી, આસ્થાપન–નિરૂહબસ્તિ ન મારી શકાય તેવો રોગી, અજીર્ણ, ઉન્માદ, તૃડ્ રોગ, શોક રોગ, મૂર્ચ્છા, અરુચિ, ભય, શ્વાસ, કાસ અને ક્ષય, આ સર્વ રોગોમાંથી જે કોઈ રોગ થયો હોય તે રોગી, આ સર્વેને અનુવાસન બસ્તિ મારવી નહિ.

**નળી શેની કરવી?**

नेत्रं कार्यं सुवर्णादिधातुभिर्वृक्षवेणुभिः ॥ ७ ॥
नलैर्दन्तैर्विषाणाग्रैर्मणिभिर्वा विधीयते ॥

સુવર્ણાદિ ધાતુ, વાંસ, નાલીવાંસ, હાથીદાન્ત, શિંગડાંના અગ્રભાગ અને સૂર્યકાન્તાદિ મણિ એ પદાર્થમાંના કોઈ પણ પદાર્થની નેત્ર એટલે પીચકારી મારવાની નળી બનાવવી.

**નળીની લંબાઈ કેવડી જોઇએ?**

एकवर्षात्तु षड्वर्षयावन्मानं षडंगुलम् ॥ ८ ॥
ततो द्वादशकं यावन्मानं स्यादष्टसंयुतम् ॥
ततः परं द्वादशभिरंगुलैर्नेत्रदीर्घता ॥ ९ ॥

એક વર્ષથી તે છ વર્ષ સુધીનાં બાલકને બસ્તિની નળી છ આંગળ લાંબી જોઇએ. છ વર્ષ પછીનાં અને બાર વર્ષ સુધીનાં છોકરાઓને, બસ્તિની નળી આઠ આંગળ લાંબી જોઇએ અને બાર વર્ષની ઉપરનાં માણસોને બસ્તિની નળી બાર આંગળ લાંબી જોઇએ.

**નળીનાં છિદ્રો કેવડાં કરવાં?**

मुद्गछिद्रं कलायाभं छिद्रं कोलास्थिसन्निभम् ॥

જે બસ્તિની નળી છ આંગળ લાંબી હોય, તેની અન્દર મગના દાણા જેવડું છિદ્ર રાખવું. જે બસ્તિની નળી આઠ આંગળ લાંબી હોય, તેની અન્દર મટાણા–વટાણા જેવડું છિદ્ર રાખવુ અને જે બસ્તિની નળી બાર આંગળ લાંબી હોય, તેની અન્દર બોરના ઠળિયા જેવડું છિદ્ર રાખવું.

**નળી કેવી કરવી?**

यथासंख्यं भवेन्नेत्रं श्लक्ष्णं गोपुच्छसन्निभम् ॥ १० ॥
आतुरांगुष्ठमानेन मूले स्थूलं विधीयते ॥ कनिष्ठिकापरीणाहमग्रे च गुटिकामुखम् ॥ ११ ॥

એ બસ્તિની નળી લીસી, ગાયના પુંછડાંના આકારની, મૂળના ભાગમાં રોગીના અંગુઠા જેવડી જાડી, આગળના ભાગમાં કનિષ્ઠિકા–ટચલી આંગળીના જેવી ઝીણી અને ગોળ મોઢાની બનાવવી.

**નળીની કર્ણિકા કેવી કરવી?**

तन्मूले कर्णिके द्वे च कार्ये भागाच्चतुर्थकात् ॥

એ બસ્તિની નળીના મોઢાની કોરના ત્રણ ભાગ છોડીને, મૂળના તરફના ચોથા ભાગમાં ગાય આદિના કાન જેવા બે કાન કરવા.

**નળીના કાન સાથે બસ્તિ કેમ બાંધવી?**

योजयेत्तत्र बस्तिं च बन्धद्वयविधानतः ॥ १२ ॥

નળીના કાનસાથે હરણાદિનાં મૂત્રકોશની બસ્તિ રાખી, તે બસ્તિને બન્ને કાનોનાં બન્ને ઠેકાણાં સાથે બાંધીને સંધિને મેળવવી.

**બસ્તિ માટે ક્યા જનાવરોના મૂત્રકોશ લેવા?**

मृगाजसूकरगवां महिषस्यापि वा भवेत् ॥
मूत्रकोशस्य बस्तिस्तु तदलाभेन चर्मजः ॥ १३ ॥

હરણ, બકરો, કુક્કુર,–ભુંડ, બળદ અને પાડો એટલાં જનાવરોના અણ્ડની બસ્તિ વાપરવી અથવા એ જનાવરોનો અણ્ડકોશ ન મળે તો, તે જનાવરોનાં ચામડાંની બસ્તિ બનાવવી.

**કેવા** પ્રકારની બસ્તિ વાપરવી ?

**कषायरक्तः सुमृदुर्बस्तिः स्निग्धो दृढो हितः ॥**

આ બસ્તિ, કષાય એટલે બોર અને આવળ ઇત્યાદિની છાલના કાઢામાં રંગેલી હોવા છતાં કોમળ, સ્નિગ્ધ અને દૃઢ હોવી જોઇએ.

**વ્રણ** બસ્તિ કેવી વાપરવી ?

**व्रणबस्तेस्तु नेत्रं स्यात् श्लक्ष्णमष्टांगुलोन्मितम् ॥ १४ ॥**
**मुद्गछिद्रं गृध्रपक्षनलिकापरिणाहि च ॥**

વ્રણ માટે વાપરવાની બસ્તિની નળી, લીસી, આઠ આંગળ લાંબી, મગના જેવડાં છિદ્રવાળી અને ગીધ પક્ષીની પાંખની નસના જેવડી જાડી જોઇએ.

**બસ્તિ મારવાનું ફલ શું?**

**शरीरोपचयं वर्णं बलमारोग्यमायुषः ॥ १५ ॥**
**कुरुते परिवृद्धिं च बस्तिः सम्यगुपासितः ॥**

જો બસ્તિનું સારી રીતે સેવન કર્યું હોય તો, શરીર વૃદ્ધિ પામે, શરીરનો વર્ણ તેજસ્વી થાય, બળ વધે, શરીર નિરોગી રહે અને આયુષ્ય વધે.

**બસ્તિ** ક્યારે મારવી?

**दिवसांते वसंते च स्नेहबस्तिः प्रदीयते ॥ १६ ॥**
**ग्रीष्मवर्षाशरत्काले रात्रौ स्यादनुवासनम् ॥**

વસન્ત ઋતુમાં સાયંકાળે સ્નેહબસ્તિ–અનુવાસન બસ્તિ મારવી; ગ્રીષ્મ, વર્ષા અને શરદ્ ઋતુમાં રાત્રે અનુવાસન બસ્તિ મારવી.

**બસ્તિ** ક્યારે ન મારવી? **न चातिस्निग्धमशनं भोजयित्वाऽनुवासयेत् ॥ १७ ॥**

જો રોગીને અતિ સ્નિગ્ધ પદાર્થનું ભોજન કરાવ્યું હોય તો અનુવાસન બસ્તી મારવી નહી.

**સ્નેહ**ભોજન કરેલાને બસ્તિથી કયા રોગ થાય?

**मदं मूर्च्छां च जनयेत् द्विधा स्नेहः प्रयोजितः ॥**

ભોજનમાંનો સ્નેહ અને બસ્તિમાંનો સ્નેહ, એમ બેવડા સ્નેહ પદાર્થ શરીરમાં જવાથી, મદ અને મૂર્ચ્છા ઉત્પન્ન થાય છે.

**બસ્તિ** કોને ન મારવી?

**रूक्षं भुक्तवतोऽत्यन्नं बलं वर्णं च हीयते ॥ १८ ॥**

રુક્ષાન્ન અથવા અતિ અન્ન ખાનારાને બસ્તિ મારવી નહિ.

**રુક્ષ અને અતિભોજીને** બસ્તિથી શી હાનિ?

રુક્ષાન્ન અથવા અતિ અન્ન ખાનારાને બસ્તિ મારવાથી, તેનાં બલ તથા કાન્તિ નાશ પામે છે.

**અનુ**વાસનની હીન માત્રાથી શી હાનિ ?

**हीनमात्रावुभौ बस्ती नातिकार्यकरौ स्मृतौ ॥**

જો અનુવાસન બસ્તિ ઓછી માત્રાથી મારવામાં આવે તો, તેનાથી જેવું જોઇએ તેવું કામ થતું નથી.

**નિ**રુહ બસ્તિની હીન માત્રાથી શી હાનિ ?

જો નિરુહ બસ્તિ ઓછી માત્રાથી મારવામાં આવે તો, તેનાથી જેવું જોઇએ તેવું કામ થતું નથી.

**અનુ**વાસનની અતિ માત્રાથી શી હાનિ ?

**अतिमात्रौ तथाऽनाहक्लमातीसारकारकौ ॥ १९ ॥**

જો અનુવાસન બસ્તિ વધુ માત્રાથી મારવામાં આવે તો, તેનાથી આનાહ, કલમ–ગ્લાનિ અને અતિસાર, એ રોગો ઉત્પન્ન થાય છે.

[નિરૂહ બસ્તિની અતિ માત્રાથી શી હાનિ? જો નિરૂહ બસ્તિ વધુ માત્રાથી મારવામાં આવે તો, તેનાથી આનાહ, કલમ ગ્લાનિ અને અતિસાર, એ રોગો ઉત્પન્ન થાય છે.

અનુવાસન બસ્તિમાં સ્નેહ કેમ દેવો?

उत्तमस्य पलैः षड्भिर्मध्यमस्य पलैस्त्रिभिः ॥
पलार्धर्धेन हीनस्य युक्ता मात्राऽनुवासने ॥२०॥

ઘણા બલવાન મનુષ્યને અનુવાસન બસ્તિના સ્નેહની માત્રા ૭ પલની; મધ્યમ બળવાળા મનુષ્યને ત્રણ પલની અને હીન બળવાળા મનુષ્યને દોઢ પલની આપવી.

શતાહ્વાદિ ચૂર્ણને ઉત્તમાદિ માત્રા

शताह्वसैन्धवाभ्यां च देयं स्नेहे च चूर्णकम् ॥
तन्मात्रोत्तममध्यांत्याः षट्चतुर्द्वयमाषकैः ॥ २१ ॥

અનુવાસન બસ્તિના સ્નેહમાં શતાવરી અને સિન્ધાલુણનું જે ચૂર્ણ નાંખવાનું, તે ચૂર્ણ ૭ માસા ભાર નાંખવાથી ઉત્તમ માત્રા થાય છે, ચાર માસા ભાર નાંખવાથી મધ્યમ માત્રા થાય છે અને બે માસા ભાર નાંખવાથી કનિષ્ઠ માત્રા થાય છે.

અનુવાસન બસ્તિ ક્યારે મારવી?

विरेचनात्सप्तरात्रे गते जातबलाय च ॥
भुक्तान्नायानुवास्याय बस्तिर्देयोऽनुवासनः ॥ २२ ॥

પ્રથમ રેચ આપીને પછી તે રેચને સાત દિવસ રાત્રિ પૂરાં થયા પછી પૂર્વ પ્રમાણે તેના શરીરમાં બળ આવે ત્યારે, તેને જમાડીને અનુવાસન બસ્તિ મારવી.

અનુવાસન બસ્તિ મારવા પહેલાં શું કરવું?

अथानुवास्यं स्वभ्यक्तमुष्णांबुस्वेदितं शनैः ॥
भोजयित्वा यथाशास्त्रं कृतचंक्रमणं ततः ॥ २३ ॥
उत्सृष्टानिलविण्मूत्रं योजयेत्स्नेहबस्तिना ॥

અનુવાસન બસ્તિ મારવી હોય તે દિવસે તેના શરીરે તેલ ચોપડી, ધીમે ધીમે ઉના પાણીથી શરીર શેકી, પરસેવો કાઢી, શાસ્ત્રવિધિ પ્રમાણે ભોજન કરાવી. પગેથી ચલાવી, ગુદાદ્વારે પવન કઢાવી, તથા ઝાડો, પેશાબ કરાવીને પછી અનુવાસન બસ્તિ મારવી.

અનુવાસન બસ્તિ મારવા ટાણે કેમ વર્તવું?

सुप्तस्य वामपार्श्वेन वामजंघाप्रसारिणः ॥ २४ ॥
कुंचितापरजंघस्य नेत्रं स्निग्धे गुदे न्यसेत् ॥

રોગીને ડાબા પડખાભર સૂવડાવી, ડાબો પગ લાંબો કરાવી તથા જમણા પગને વાંકો વાળી, પકડી રાખીને, ગુદાને તેલ વા ઘીથી સ્નિગ્ધ કરવી.

અનુવાસન બસ્તિ કેમ મારવી?

बध्वा वस्तिमुखं सूत्रं वामहस्तेन धारयेत् ॥ २५ ॥
पीडयेद्दक्षिणेनैव मध्यवेगेन धीरधीः ॥

પછી ધીરજવાળી બુદ્ધિવાળા વૈદ્યે, બસ્તિની નળીને બસ્તના મુખની સાથે દોરાથી બાંધી, તે નળીનું મોઢું ગુદામાં રાખી, તે નળીને ડાબા હાથથી પકડી રાખીને જમણા હાથે તે બસ્તિને મધ્યમ વેગથી દાબવી, એવી રીતે બસ્તિ મારવાની રીતિ સમજવી.

બસ્તિ મરાવા ટાણે રોગીએ શું શું ન કરવું?

जृंभाकासक्षवादींश्च बस्तिकाले न कारयेत् ॥२६॥

બસ્તિ મારવા ટાણે રોગીએ, બગાસું, ઉધરસ અને છીંક આદિ [ખાવાં નહિ.

**બસ્તિ મારવામાં કેટલો કાળ લાગે?**

त्रिंशन्मात्रामितः कालः प्रोक्तो बस्तेस्तु पीडने ॥

બસ્તિ મારવાની અન્દર ત્રીશ માત્રા સુધીનો વખત લાગે છે.

**બસ્તિ માર્યા પછી કેટલો વાર ચત્તું સુવું?**

ततः प्रणिहितः स्नेह उत्तानो वाक्शतं भवेत् ॥ २७ ॥

બસ્તિ માર્યા બાદ સ્નેહ પદાર્થના અન્દર ગયા પછી, સો આંકડા બોલાય ત્યાંસુધી ચત્તું સૂઇ રહેવું.

**માત્રાના કાળનું વર્ણન**

जानुमंडलमावेष्टय कुर्याच्छोटिकया युतम् ॥
एका मात्रा भवेदेषा सर्वत्रैष विनिश्चयः ॥ २८ ॥

એકવાર ગોઠણની ફરતો હાથ ફેરવીને તરત એક ચપટી વગાડવાની અન્દર જેટલો વખત લાગે, તેટલા વખતને એક માત્રા કહે છે. એ રીતે આ માત્રાનો નિશ્ચય સર્વ ઠેકાણે જાણવો.

**બસ્તિ માર્યા પછી શા શા ઉપચારો કરવા?**

प्रसारितैः सर्वगात्रैर्यथावीर्यं प्रसर्पति ॥
ताडयेत्तलयोरेनं त्रीन्वारांश्च शनैः शनैः ॥ २९ ॥
स्फिचोश्चैवं ततः श्रोणीं शय्यां चैवोत्क्षिपेत्ततः ॥ जाते विधाने तु ततः कुर्यान्निद्रां यथासुखम् ॥ ३० ॥

ઉપર પ્રમાણે બસ્તિ માર્યા પછી હાથ, પગ આદિ સર્વ ગાત્રો ઢીલાં મૂકીને લાંબાં કરવાથી સ્નેહાદિ ઔષધોનું વીર્ય શરીરમાં જશે. તે પછી વૈદ્ય, રોગીના હાથપગનાં તળિયાં પોતાની હથેળીથી ત્રણ ત્રણ વાર હળવે હળવે થાબડવાં. તેવી જ રીતે સ્ફિચોઃ એટલે બન્ને કુલાને અને શ્રોણિ એટલે કેડની પછવાડેના ભાગ(કુલાની ઉપરના ભાગ)ને પણ પોતાની હથેળીથી ત્રણ ત્રણ વાર હળવે હળવે થાબડવા. એ રીતે વૈદ્ય થાબડી રહે એટલે રોગીએ પોતાના પગ તથા પેનીને શય્યાપર પછાડવાં. આ પ્રમાણે સર્વ વિધિ થયા બાદ રોગીએ જેમ શરીરે સુખ થાય તેમ નિદ્રા કરવી.

**ઉત્તમ અનુવાસન બસ્તિનું લક્ષણ શું?**

सानिलः सपुरीषश्च स्नेहः प्रत्येति यस्य तु ॥
उपद्रवं विना शीघ्रं स सम्यगनुवासितः ॥ ३१ ॥

એ પ્રમાણે અનુવાસન બસ્તિ માર્યા પછી, રોગીની ગુદામાં ગયેલો સ્નેહ, પવન અને વિષ્ટાની સાથે કંઈ પણ ઉપદ્રવ થયા વિના તુરત પાછો નીકળે, તે મનુષ્યને સારી રીતે અનુવાસન બસ્તિ અપાયલી છે, એમ સમજવું.

**અનુવાસન બસ્તિ આપેલાને કેવું ભોજન ખવરાવવું?**

जीर्णान्नमथ सायाह्ने स्नेहे प्रत्यागते पुनः ॥
लघ्वन्नं भोजयेत्कामं दीप्ताग्निस्तु नरो यदि ॥ ३१ ॥

ગુદાદ્વારથી બધો સ્નેહ બહાર આવ્યા પછી અને ખાધેલું અન્ન પચી ગયા પછી જો રોગીનો જઠરાગ્નિ પ્રદીપ્ત થયો હોય તો તે રોગીને સાયંકાળે જુનું એવું હલકું ભોજન દેવું.

**અનુવાસન બસ્તિ આપેલાને બીજે દિવસે કેવું પાનાદિ દેવું?**

अनुवासिताय देयं स्यादितरेऽह्नि सुखोदकम् ॥
धान्यशुंठीकषायो वा स्नेहव्यापत्तिनाशनम् ॥ ३३ ॥

અનુવાસન બસ્તિ આપેલાં મનુષ્યને દિવસે સુખોદક એટલે જરાતરા ઉષ્ણ પાણી પીવા આપવું અથવા ધાણા અને શુણ્ઠનો કાઢો કરીને પાવો. આ પ્રમાણે કરવાથી સ્નેહનો સઘળો વિકાર મટી જાય છે.

सर्व मळीने केटली બસ્તિ આપવી ?

अनेन विधिना षड्वा सप्त चाष्टौ नवापि वा ॥ विधेया बस्तयः

એ જ વિધિ પ્રમાણે દોષના પ્રમાણમાં છ, સાત, આઠ અથવા નવ અનુવાસન બસ્તિ આપવી.

નિરૂહ બસ્તિ ક્યારે આપવી ?

तेषामंते चैव निरूहणम् ॥ ३४ ॥

તે બસ્તિઓ આપ્યા બાદ સ્રોતસની શુદ્ધિ માટે નિરૂહબસ્તિ આપવી.

બસ્તિ મારવાના ગુણ

दत्तस्तु प्रथमो बस्तिः स्नेहयेद्बस्तिवंक्षणैः ॥
सम्यग्दत्तो द्वितीयस्तु मूर्धस्थमनिलं जयेत् ॥ ३५ ॥ बलं वर्णं च जनयेत्तृतीयस्तु प्रयोजितः ॥
चतुर्थपंचमौ दत्तौ स्नेहयेतां रसासृजी ॥३६॥ षष्ठो मांसं स्नेहयति सप्तमो मेद एव च ॥
अष्टमो नवमश्चापि मज्जानं च यथाक्रमम् ॥३७॥ एवं शुक्रगतान् दोषान् द्विगुणः साधु साधयेत् ॥
अष्टादशाष्टादशकान् बस्तीनां यो निषेवते ॥३८॥ स कुंजरबलोऽप्यश्वं जयेत्तुल्योऽमरप्रभः ॥

પહેલી વાર આપેલી બસ્તિ, શરીરની અન્દરના મૂત્રાશયને અને વંક્ષણને–અણ્ડસન્ધિને સ્નિગ્ધ કરે છે. સારી રીતે આપેલી બીજી બસ્તિ, મસ્તકના વાયુને દૂર કરે છે. ત્રીજી વાર આપેલી બસ્તિ, શરીરના બલને તથા કાન્તિને વધારે છે. ચોથી વાર અને પાંચમી વાર આપેલી બસ્તિઓ, રસ ધાતુને તથા લોહીને સ્નિગ્ધ કરે છે. છઠ્ઠી વાર આપેલી બસ્તિ, માંસને સ્નિગ્ધ કરે છે. સાતમી વાર આપેલી બસ્તિ, મેદને સ્નિગ્ધ કરે છે. આઠમી વાર અને નવમી વાર આપેલી બસ્તિઓ, મજ્જા ધાતુને તથા શુક્ર ધાતુને સ્નિગ્ધ કરે છે. આ પ્રમાણે બમણી એટલે અઢાર બસ્તિઓ આપવામાં આવે તો, વીર્યના દોષો પણ સારી રીતે ટળી જાય છે. એવી જ રીતે જો છત્રીશ બસ્તિઓ આપવામાં આવે તો, તે મનુષ્ય હાથીના સરખા બળવાળો થાય છે, ઘોડાને જિતે છે અને દેવતાના સરખી કાંતિવાળો થાય છે.

અનુવાસન (સ્નેહ) બસ્તિ અને નિરૂહ બસ્તિ કોને મારવી?

रूक्षाय बहुवाताय स्नेहबस्तिं दिने दिने ॥३९॥
दद्याद्वैद्यस्तथान्येषामन्यां बाधामपाहरेत् ॥
स्नेहोऽल्पमात्रो रूक्षाणां दीर्घकालमनत्ययः ॥४०॥
तथा निरूहः स्निग्धानामल्पमात्रः प्रशस्यते ॥

રૂક્ષ હોવા છતાં ઘણા વાયુથી પીડાયલા મનુષ્યને વૈદ્યે, દરરોજ સ્નેહ બસ્તિ–અનુવાસન બસ્તિ આપવી. સ્નિગ્ધ અને સ્થૂલ મનુષ્યને દરરોજ અન્ય બસ્તિ-નિરૂહ બસ્તિ આપીને તેનો દોષ દૂર કરવો. રૂક્ષ શરીરવાળાં મનુષ્યને સ્નેહ બસ્તિની-અનુવાસન બસ્તિની હલકી માત્રા આપી હોય અને તે શરીરની અન્દર ઘણો વખત સૂધી રહી હોય તોપણ તેનાથી કોઈ જાતનો વિકાર થતો નથી તેવી જ રીતે સ્નિગ્ધ શરીરવાળાં મનુષ્યને નિરૂહ બસ્તિ, અલ્પ માત્રાથી આપી હોય તો તે સારી કહેવાય છે.

ગુદામાં નાંખેલો સ્નેહ એકલો બહાર આવે તો શું કરવું ?

अथवा यस्य तत्कालं स्नेहो निर्याति केवलः ॥४१॥
तस्यान्योऽन्यतरो देयो नहि स्निह्यत्यतिष्ठति ॥

અથવા જે મનુષ્યને સ્નેહ બસ્તિ આપ્યા પછી જો એકલો સ્નેહ (મલ વગર) અન્દર ન રહેતાં તરત બહાર આવે, તે મનુષ્યને બીજી સ્નેહ બસ્તિ આપવી; કારણ કે, સ્નેહ શરીરમાં જરા વાર રહ્યા વગર સ્નેહાદિક કાર્ય કરી શકતા નથી.

**ગુદામાં નાંખેલો સ્નેહ બહાર ન નીકળવાથી શા ઉપદ્રવો થાય છે?** अशुद्धस्य मलोन्मिश्रः स्नेहो नैति यदा पुनः ॥४२॥ तथा शैथिल्यमाध्मानं शूलं श्वासश्च जायते ॥ पक्काशये गुरुत्वं च

ઉલટી અથવા જુલાબના ઔષધથી શોધન ન કરેલાં મનુષ્યને, જો સ્નેહબસ્તિ–અનુવાસન બસ્તિ આપે અને તે સ્નેહ મલની સાથે પાછો બહાર નીકળે નહિ તો, તે મનુષ્યને શિથિલપણું, આધ્માન વાત, શૂલ, શ્વાસ, અને પકવાશયમાં ભારેપણું થાય છે.

**ઉપરના રોગો મટાડવા માટે શું કરવું?** तत्र दद्यान्निरूहणम् ॥ ४३ ॥ तीक्ष्णं तीक्ष्णौषधियुता फलवर्तिर्हिता तथा ॥

यथाऽनुलोमनं वायुर्मलं स्नेहश्च जायते ॥४४॥ तथा विरेचनं दद्यात्तीक्ष्णं नस्यं च शस्यते ॥

ઉપરના રોગને મટાડવા માટે તીક્ષ્ણ નિરૂહ બસ્તિ આપવી; તેવી જ રીતે તીક્ષ્ણ ઔષધ, લુગડાંની જાડી વાટમાં ભરીને પછી તે ઔષધવાળી વાટને ગુદામાં ઘાલવી; કે જેથી કરીને વાયુ અનુલોમ થાય અર્થાત નીચેને માર્ગેથી બહાર નીસરે અને વિષ્ટા સહિત સ્નેહ પણ બહાર નીકળે. તેમ આ જાતના રોગીને તીક્ષ્ણ જુલાબ અને તીક્ષ્ણ નસ્ય દેવું પણ સારું કહેવાય છે.

**ગુદાની અન્દરનો સ્નેહ ક્યારે બહાર ન કાઢવો?** यस्य नोपद्रवं कुर्यात्स्नेहबस्तिरनिःसृतः ॥४५॥ सर्वोऽल्पो वा वृतेरौक्ष्यादुपेक्ष्यः स विजानता ॥

સ્નેહ બસ્તિ–અનુવાસન બસ્તિ આપેલા રોગીને, તેના ગુદાનાં ઢાંકણના રુક્ષપણાને લીધે, જે સ્નેહ બહાર આવવો જોઈએ, તે સ્નેહ પાછો બહાર ન આવતાં તે બધો સ્નેહ શરીરમાં રહે અથવા તેનો ભાગ શરીરમાં રહે, તોપણ તેનાથી જો કોઈ પણ જાતનો ઉપદ્રવ રોગીને ન થાય તો ચતુર વૈદે, તે સ્નેહને પાછો કાઢવાનો યત્ન કરવો નહિ.

**ગુદામાંનાં સ્નેહને બીજા ઉપાયથી ક્યારે કાઢવો?** अनायाते त्वहोरात्रे स्नेहं संशोधनैर्हरेत् ॥४६॥ स्नेहबस्तावनायाते नान्यः स्नेहो विधीयते ॥

રોગીને સ્નેહબસ્તિ–અનુવાસન બસ્તિ આપ્યા પછી એક દિવસ રાત્રિની અન્દર, જો તે સ્નેહ શરીરમાંથી પાછો બહાર ન નીકળે તો પછી તેને શોધનના (વિરેચનાદિના) ઉપાયથી પાછો કાઢવો, પણ બીજીવાર સ્નેહબસ્તિ–અનુવાસન બસ્તિ આપવી નહિ.

**અનુવાસન તેલ ક્રિયા** गुडूच्येरंडपूतीकभार्ङ्गीवृषकरोहिषम् ॥४७॥ शतावरी सहचरं काकनासा पलोन्मितम् ॥

यवमाषातसीकोलकुलित्थान् प्रसृतोन्मितान् ॥४८॥ चतुर्द्रोणाम्भसा पक्त्वा द्रोणशेषेण तेन च ॥ पचेत्तैलाढकं पेष्यैर्जीवनीयैः पलोन्मितैः ॥४९॥ अनुवासनमेतद्धि सर्ववातविकारनुत् ॥

ગળો, એરંડાનું મૂળ, કરંજની છાલ, ભાગનું મૂળ, અરડૂશી, રોંશ નામે ખડ, શતાવરી, કાંટાઅશેળિયો અને સૂડિયાના વેલાનાં મૂળ, એ નવે ઔષધો એક એક પલ; જવ, અડદ, અળશી, બોરના ઠળિયાનો મગજ અને કળથી, એ પાંચે ઔષધો બે બે પલ; એ પ્રમાણે સર્વે ઔષધો લઈ તેમને અધકચરાં કરી, ચાર દ્રોણ પાણીમાં નાંખીને ઉકાળવાં અને એક દ્રોણ પાણી બાકી રહે ત્યારે ઉકાળવું બંધ કરીને ગાળી લેવું. પછી એ કાઢાની અન્દર એક આઢક ચાર પ્રસ્થ તલનું તેલ નાંખીને જીવનીય ગણનાં ઔષધો જેવાં કે:–

કાંકોલી–આખસન્ધ, ક્ષીરકાંકોલી આખસન્ધ, જીવક ફગવેલાનો કન્દ, ઋષભક–ફગવેલાનો કન્દ, મેદા–શતાવરી, મહામેદા–શતાવરી, મીઠી ખરખોડી, જેઠીમધ, વગડાઉ મગ અને વગડાઉ અડદ, એ દશે ઔષધો એક એક પલ લઈ, તેમનો કલ્ક કરી, તે કલ્કને ઉપલા કાઢામાં નાંખીને પાછો તે કાઢાને ઉકાળવો અને કાઢો બળી જઈને તેલ બાકી રહે એટલે તે તેલને હેઠે ઉતારી ગાળી લેવું, તેનું નામ અનુવાસન તેલ કહેવાય છે. આ તેલ અનુવાસન બસ્તિમાં વાપરવાથી, સર્વે વાતવિકારો મટી જાય છે.

**અનુવાસન બસ્તિથી કયા રોગો થાય છે ?**

षट्सप्ततिर्व्यापादस्तु जायन्ते बस्तिकर्मणः ॥ ५० ॥
दूषितात्समुदायेन ताश्चिकित्स्यास्तु सुश्रुतात् ॥

અનુવાસન બસ્તિના કર્મની અન્દર કૈં પણ વિપરીતપણું એટલે વિરુદ્ધ કર્મ થવાથી, છયોંતેર પ્રકારના રોગો ઉત્પન્ન થાય છે; માટે જો એ રોગો ઉત્પન્ન થયા હોય તો સુશ્રુતાચાર્યના સુશ્રુત ગ્રન્થમાં કહ્યા પ્રમાણે ઔષધોપચાર કરવા.

**બસ્તિ મરાવનારે કેવી રીતે પથ્ય પાળવું ?**

पानाहारविहारश्च परिहारश्च कृत्स्नशः ॥ ५१ ॥
स्नेहपानसमाः कार्या नात्र कार्या विचारणा ॥

ઉદકાદિ પાન, આહાર, વિહાર અને પરિહાર એટલે ત્યાગ કરવા લાયક પદાર્થો તથા ત્યાગ કરવા લાયક કર્મો, એ સર્વ, જે પ્રમાણે સ્નેહપાનની બાબતમાં કહેલ છે તે પ્રમાણેજ તે સર્વ પથ્ય, આ અનુવાસન બસ્તિમાં પાળવું, તેમાં સંશય રાખવો નહિ.

એ રીતે દામોદરના પુત્ર શાર્ઙ્ગધરે રચેલી શાર્ઙ્ગધર સંહિતાને વિષે ઉત્તરખણ્ડના ચિકિત્સાસ્થાનમાંનાં સ્નેહબસ્તિ વિધિ નામે પાંચમા અધ્યાયની ભટ્ટકૃત ગુર્જર ટીકા સમ્પૂર્ણ.

——:૦:——

## અધ્યાય ૬ ઠ્ઠો, નિરૂહબસ્તિવિધિ

**નિરૂહબસ્તિના ભેદોનાં કારણ**

निरूहबस्तिर्बहुधा भिद्यते कारणान्तरैः ॥
तैरेव तस्य नामानि कृतानि मुनिपुंगवैः ॥ १ ॥

નિરૂહ બસ્તિ, કારણના ભેદથી ઘણા પ્રકારની થાય છે અને તે કારણના ભેદથી જ, શ્રેષ્ઠ મુનિઓએ તે બસ્તિનાં જૂદા જૂદા પ્રકારનાં તેવાં નામો આપ્યાંછે.

**નિરૂહ હસ્તિનું બીજું નામ**

निरूहस्यापरं नाम प्रोक्तमास्थापनं बुधैः ॥

વિદ્વાન્ વૈદ્યોએ નિરૂહ બસ્તિનું બીજું નામ આસ્થાપન પાડેલું છે. હંમેશાં દોષને હરણ કરે છે, તેથી તેને નિરૂહ બસ્તિ કહે છે.

**આસ્થાપન શબ્દનું સ્પષ્ટીકરણ**

स्वस्थानस्थापनाद्दोषधातूनां स्थापनं मतम् ॥ २ ॥

દોષો અને ધાતુઓને પોતપોતાને ઠેકાણે સ્થાપન કરે છે તેથી જ તેને આસ્થાપન બસ્તિ કહે છે.

**નિરૂહ બસ્તિની ઉત્તમાદિ માત્રાનું વર્ણન**

निरूहस्य प्रमाणं तु प्रस्थः पादोत्तरं मतम् ॥
मध्यमं प्रस्थमुद्दिष्टं हीनस्य कुडवास्त्रयः ॥ ३ ॥

નિરૂહ બસ્તિના ઔષધની સવ્વા પ્રસ્થની માત્રા ઉત્તમ જાણવી, એક પ્રસ્થની માત્રા મધ્યમ જાણવી અને ત્રણ કુડવની કનિષ્ઠ જાણવી.

**નિરૂહ બસ્તિ કોને ન મારવી?**

अतिस्निग्धोत्क्लिष्टदोषौक्षतोरस्कः कृशस्तथा ॥
आध्मानच्छर्दिहिक्कार्शः कासश्वासप्रपीडितः ॥४॥
गुदशोफातिसारार्तो विषूचीकुष्ठसंयुतः ॥ गर्भिणी मधुमेही च नास्थाप्यश्च जलोदरी ॥५॥

અતિ સ્નિગ્ધ, જેના દોષો ઉપર આવેલા હોય તે, ઉરઃક્ષતથી પીડાતો, કૃશ, આધ્માન વાત, છર્દી, હિક્કા, અર્શ, કાસ, શ્વાસ, ગુદરોગ, શોફ, અતિસાર, વિષૂચી અને કુષ્ઠ, એ રોગોથી પીડાયલાં મનુષ્યો, ગર્ભિણી સ્ત્રી, મધુપ્રમેહવાળો અને જલોદરવાળો, એ સર્વ રોગીઓને, આસ્થાપન—નિરૂહ બસ્તિ મારવી નહિ.

**નિરૂહ બસ્તિ કોને મારવી?**

वातव्याधावुदावर्ते वातासृग्विषमज्वरे ॥
मूर्च्छातृष्णोदरानाहमूत्रकृच्छ्राश्मरीषु च ॥६॥
वृद्धासृग्दरमन्दाग्निप्रमेहेषु निरूहणम् ॥ शूलेऽम्लपित्ते हृद्रोगे योजयेद्विधिवद्बुधः ॥ ७ ॥

વાતવ્યાધિ, ઉદાવર્તરોગ, વાતરક્ત, વિષમજ્વર, મૂર્ચ્છા, તૃષ્ણા, ઉદરરોગ, આનાહ-વાત, મૂત્રકૃચ્છ્ર, અશ્મરી, વૃદ્ધાવસ્થા, રક્તપ્રદર, મન્દાગ્નિ, પ્રમેહ, શૂલ, અમ્લપિત્ત અને હૃદ્રોગ, એ સર્વ રોગપર સમજુ વૈદ્યે, વિધિપૂર્વક નિરૂહ બસ્તિ આપવી.

**નિરૂહ બસ્તિ કેમ મારવી?**

उत्सृष्टानिलविण्मूत्र स्निग्ध स्विन्नमभोजितम् ॥
मध्याह्ने गृहमध्ये च यथायोग्य निरूहयेत् ॥ ८ ॥
स्नेहबस्तिविधानेन बुधः कुर्यान्निरूहणम् ॥

જે મનુષ્યને નિરૂહબસ્તિ આપવાની હોય તે મનુષ્યને, અધોવાયુ (પાદણ છૂટતું હોય તો) નીકળતો હોય, તો તે અધોવાયુ (પાદણ) નીકળી ગયા પછી અથવા ઝાડો, પેશાબ લાગ્યાં હોય તો તે ઝાડો, પેશાબ આવી ગયા પછી તેના શરીરે તેલ, ઘી આદિ સ્નેહ પદાર્થ ચોપડી, પરસેવો કાઢવાની ક્રિયાથી પરસેવો કાઢી તેને ભૂખ્યો રાખીને પછી મધ્યાહ્ને ઘરના અન્દર યથાયોગ્ય એટલે જે રોગપર જે ઔષધની બસ્તિ આપવાની હોય તે ઔષધની, અનુવાસન બસ્તિ પ્રમાણે વૈદ્યે નિરૂહ બસ્તિ આપવી.

**નિરૂહ બસ્તિ બહાર આવવામાટે કેમ બેસવું?**

जाते निरूहे च ततो भवेदुत्कटकासनः ॥ ९ ॥
तिष्ठेन्मुहूर्तमात्रं च निरूहागमनेच्छया ॥

નિરૂહ બસ્તિ આપ્યા પછી તે નિરૂહ બસ્તિનું ઔષધાદિ બહાર લાવવા માટે રોગીને એક મુહૂર્ત—બે ઘડી સુધી ઉભડક—ઝાડે ફરવાની રીતે બેસાડવો.

**નિરૂહ બસ્તિનું ઔષધાદિ બહાર ન આવે તો શું કરવું?**

अनायातं मुहूर्त तु निरूहं शोधनैर्हरेत् ॥ १० ॥
निरूहैरेव मतिमान् क्षारमूत्राम्लसैन्धवैः ॥

એક મુહૂર્ત—બે ઘડીની અન્દર જો નિરૂહબસ્તિનું ઔષધાદિ બહાર ન આવે તો શોધન કરનારા જવખાર, ગૌમૂત્ર, લિમ્બુના ર

કાગદી લિમ્બુનો રસ અને સિન્ધાલુણ એ પદાર્થોની નિરૂહ બસ્તિ આપીને બુદ્ધિમાન્ વૈદ્યે પ્રથમ આપેલી નિરૂહ બસ્તિનાં ઔષધાદિ બહાર કાઢવાં.

**સારી રીતે નિરૂહ બસ્તિ અપાયાનું લક્ષણ**

यस्य क्रमेण गच्छन्ति विट्पित्तकफवायवः ॥ ११ ॥
लाघवं चोपजायेत सुनिरूहं तमादिशेत् ॥

જે મનુષ્યને નિરૂહ બસ્તિ આપ્યા પછી, જો ગુદાદ્વારથી વિષ્ઠા, પિત્ત, કફ અને વાયુ, એ સર્વ, ક્રમ પ્રમાણે બહાર નીકળી જાય અને શરીર, હલકું–ફોરું થઈ જાય, તો તે મનુષ્યને નિરૂહ બસ્તિ બરોબર રીતે અપાયલી છે, એમ સમજવું.

**સારી રીતે નિરૂહ બસ્તિ ન અપાયાનું વર્ણન**

यस्य स्याद्बस्तिरल्पाल्पवेगो हीनमलानिलः ॥ १२ ॥
मूत्रार्तिजाड्यारुचिमान् दुर्निरूहं तमादिशेत् ॥

જે મનુષ્યને, નિરૂહ બસ્તિ આપી હોય, અને તે નિરૂહ બસ્તિનાં ઔષધોનો બહાર આવવાનો વેગ થોડામાં થોડો થઈ જાય, તેને લીધે વિષ્ઠા અને વાયુ, જેટલા બહાર નીકળવાં જોઇએ તેટલાં બહાર ન નીકળતાં, થોડાંક નીકળે, પેશાબની અન્દર વેદના થાય, શરીર જડ થઈ જાય અને મોઢામાં અરુચિ ઉત્પન્ન થાય, એટલાં લક્ષણો જણાય ત્યારે તે મનુષ્યને નિરૂહ બસ્તિ બરોબર રીતે અપાયલી નથી, એમ સમજવું.

**અનુવાસન–સ્નેહ બસ્તિનાં ઉત્તમ લક્ષણ**

विविक्तता मनस्तुष्टिः स्निग्धता व्याधिनिग्रहः ॥ १३ ॥
आस्थापनः स्नेहबस्त्योः सम्यग्दाने तु लक्षणम् ॥

દેહની સારી રીતે શુદ્ધિ, મનની અન્દર પ્રસન્નતા, શરીરે સ્નિગ્ધપણું અને રોગનો નાશ એ સર્વ લક્ષણો, અનુવાસન–સ્નેહબસ્તિ સારી રીતે દેવાયાનાં જાણવાં.

**નિરૂહ–આસ્થાપન બસ્તિનાં ઉત્તમ લક્ષણ**

દેહની સારી રીતે શુદ્ધિ, મનની અન્દર પ્રસન્નતા, શરીરે સ્નિગ્ધપણું અને રોગનો નાશ, એ સર્વ લક્ષણો, નિરૂહ–આસ્થાપન બસ્તિ સારી રીતે દેવાયાનાં જાણવાં.

**નિરૂહ બસ્તિ કેમ આપવી?**

अनेन विधिना युंज्यान्निरूहं बस्तिदानवित ॥ १४ ॥

બસ્તિ આપવામાં યથાર્થ સમજનારા વૈદ્યે, અનેન વિધિના અર્થાત્ અગાઉ લખેલી વિધિ પ્રમાણે, નિરૂહ બસ્તિ આપવી.

**નિરૂહ બસ્તિ કેટલી આપવી?**

द्वितीयं वा तृतीयं वा चतुर्थं वा यथोचितम् ॥

હવે તે નિરૂહ બસ્તિ, દોષના પ્રમાણમાં જેમ યોગ્ય લાગે તેમ બે વાર, ત્રણ વાર અથવા ચાર વાર મારવી.

**વાતપર નિરૂહ બસ્તિ કેટલી મારવી?**

सस्नेह एकः पवने

વાત રોગવાળાને, સ્નેહવાળી એક જ નિરૂહ બસ્તિ આપવી.

**પિત્તપર નિરૂહ બસ્તિ કેટલી મારવી?**

पित्ते द्वौ पयसा सह ॥ १५ ॥

પિત્ત રોગવાળાને, દૂધવાળી બે નિરૂહ બસ્તિ આપવી.

कषायकटुरूक्षाद्याः कफे कोष्णास्त्रयो मताः ॥

કફપર નિરૂહ બસ્તિ કેટલી મારવી?

કફ રોગવાળાને તુરા,[1] તીખા અને રૂક્ષ,[2] આદિ પદાર્થોના કૈંક ઉંના કાઢાની ત્રણ નિરૂહ બસ્તિ આપવી.

પિત્તપર શેની નિરૂહ બસ્તિ મારવી?

पित्तश्लेष्मानिलाविष्टं क्षीरयूषरसैः क्रमात् ॥ १६ ॥

પિત્ત રોગવાળાને, દૂધની નિરૂહ બસ્તિ આપવી.

કફપર શેની નિરૂહ બસ્તિ મારવી?

કફ રોગવાળાને, યૂષની નિરૂહ બસ્તિ આપવી.

વાતપર શેની નિરૂહ બસ્તિ આપવી?

વાત રોગવાળાને, માંસરસની નિરૂહ બસ્તિ આપવી.

અનુવાસન બસ્તિ ક્યારે આપવી?

निरूहं योजयित्वा च ततस्तदनुवासयेत् ।

એ પ્રમાણે નિરૂહ બસ્તિ આપ્યા પછી, અનુવાસન બસ્તિ આપવી.

મૃદુ નિરૂહ બસ્તિ કોને મારવી?

सुकुमारस्य वृद्धस्य बालस्य च मृदुर्हितः ॥ १७ ॥

સુકુમાર—નાજુક શરીરવાળાને, વૃદ્ધને અને બાલકને, મૃદુ—હલકી બસ્તિ આપવી, એ હિતકારક છે.

તીક્ષ્ણ નિરૂહ બસ્તિ કોને ન મારવી?

बस्तिस्तीक्ष्णः प्रयुक्तस्तु तेषां हन्याद्बलायुषी ॥

પણ જો એઓને તીક્ષ્ણ—આકરી—જલદ બસ્તિ દેવામાં આવે તો તે બસ્તિ તેઓનાં બળનો અને આયુષ્યનો નાશ કરે છે.

ઉત્કલેશન બસ્તિ ક્યારે આપવી?

दद्यादुत्क्लेशनं पूर्वं

પ્રથમ સૌથી પહેલાં ઉત્કલેશન (દોષને ઉપર લાવનારી) બસ્તિ આપવી.

દોષહર બસ્તિ ક્યારે આપવી?

मध्ये दोषहरं ततः ॥ १८ ॥

મધ્યમાં એટલે તે પછી, દોષહર બસ્તિ આપવી.

સંશમનીય બસ્તિ ક્યારે આપવી?

पश्चात्संशमनीयं च दद्याद्बस्तिं विचक्षणः ॥

અને છેવટે સમજુ વૈદ્ય, સંશમનીય (વમન કરનારી) બસ્તિ આપવી.

ઉત્કલેશન બસ્તિની વિધિ

एरंडबीजं मधुकं पिप्पली सैन्धवं वचा ॥ १९ ॥
हपुषाफलकल्कश्च बस्तिरुत्क्लेशनः स्मृतः ॥

એરંડી, જેઠીમધ, લીંડિપીપર, સિન્ધાલુણ, ઘોડાવજ અને પલાંશીનાં ફળ એ છએ ઔષધો સરખે ભાગે લઈ, તેમનો ભૂકો કરી, તે ભૂકાને પથરાપર નાંખી પછી તેને સારી પેઠે લઢીને તેની ચટણી કરવી. પછી એ ચટણીને ઉંના પાણીમાં ડોહીને, તે ઉના પાણીની જે બસ્તિ આપવી, તેનું નામ ઉત્કલેશન બસ્તિ જાણવું.

દોષહર બસ્તિની વિધિ

शताह्वा मधुकं बिल्वं कौटजं फलमेव च ॥ २० ॥
सकांजिकः सगोमूत्रो बस्तिर्दोषहरः स्मृतः ॥

---

૧ તુરા પદાર્થો—હરડાં, બેહેડાં અને આંબળાં આદિ. ૨ તીખા પદાર્થો:—શુંઠ, મરી અને લીંડી-પીપર આદિ. ૩ રૂક્ષ પદાર્થો:—જવ, કળથી આદિ.

શતાવરી, જેઠીમધ, બાલી અને ઇન્દ્રજવ એ ચારે ઔષધો સરખે ભાગે લઇ, તેમનું ચૂર્ણ કરી, તે ચૂર્ણને, કાંજીમાં વાટી, પછી તેને ગાયના મૂત્રમાં ડોહી, તે ગાયના મૂત્રની જે બસ્તિ આપવી, તેનું નામ દોપહર બસ્તિ જાણવું.

**શોધન** બસ્તિની વિધિ

शोधनद्रव्यनिक्काथैस्तत्कल्कैः स्नेहसैन्धवैः ॥ २१ ॥
युक्त्या खजेन मथिता बस्तयः शोधनाः स्मृताः ॥

શોધન(નસોતર આદિ)ઔષધ લઇ, તેનો કાઢો કરી, પછી તેને ગાળી લઇ તેના કુંચાની ચટણી કરવી. પછી તે ચટણી, સ્નેહ(તેલાદિ પદાર્થ) અને સિન્ધાલુણ, એ ત્રણે પદાર્થો, ગાળી લીધેલા કાઢામાં નાંખી, તેમને કડછી અથવા રવાઇ વડે સારી રીતે યુક્તિથી વલોવી તેમની જે બસ્તિ આપવી, તેનું નામ શોધન બસ્તિ જાણવું.

**શમન** બસ્તિની વિધિ

प्रियंगुर्मधुको मुस्ता तथैव च रसांजनम् ॥ २२ ॥
सक्षीरः शस्यते बस्तिर्दोषाणां शमने स्मृतः ॥

ઘઉંલા, જેઠીમધ, નાગરમોથ અને રસવન્તી, એ ચારે ઔષધોની દૂધની અન્દર ચટણી વાટી, પછી તે ચટણીને દૂધમાં ડોહી, તેમની જે બસ્તિ આપવી, તેનું નામ શમન (દોષોનો શમન કરનારી) બસ્તિ જાણવું.

**લેખન** બસ્તિની વિધિ

त्रिफलाक्काथगोमूत्रक्षौद्रक्षारसमायुताः ॥ २३ ॥
ऊषकादिप्रतीवापैर्बस्तयो लेखनाः स्मृताः ॥

પ્રથમ હરડાં, બેહેડાં અને આંબળાં લઇ, એ ત્રણેને અધકચરાં કરી તેમનો કાઢો કરવો. ત્યારબાદ ગાયનું મૂત્ર, મધ, જવખાર અને ઊષકાદિ ગણચૂર્ણ, એ ચારે પદાર્થોને ઉપલા કાઢામાં નાંખી તેની સાથે મિશ્ર કરી, પછી તેની જે બસ્તિ આપવી, તેનું નામ લેખન (દોષોને કૃશ કરનારી) બસ્તિ જાણવું.

**બૃંહણ** બસ્તિની વિધિ

बृंहणद्रव्यनिक्काथैः कल्कैर्मधुरकैर्युताः ॥ २४ ॥
सर्पिर्मांसरसोपेता बस्तयो बृंहणा मताः ॥

બૃંહણ દ્રવ્યો(મુસલી, ગોખરુ, કૌચાં આદિ પૌષ્ટિક પદાર્થો)ને આણી, તેમને અધકચરાં કરી તેઓનો કાઢો કરવો. ત્યારબાદ મધુર—મીઠા પદાર્થો(દ્રાક્ષ, દાડમ, મહુડાનાં ફૂલ આદિ)નો કલ્ક, ઘી અને માંસનો રસ, એ ત્રણે પદાર્થોને, ઉપલા કાઢામાં નાંખી, તેની સાથે મિશ્ર કરી પછી તેની જે બસ્તિ આપવી, તેનું નામ બૃંહણ બસ્તિ જાણવું.

**પિચ્છિલ** બસ્તિની વિધિ

बदर्यैरावतीशेलुशाल्मलीधन्वनागराः ॥ २५ ॥
क्षीरसिद्धाः क्षौद्रयुक्ता नाम्ना पिच्छिलसंज्ञिताः ॥
अजोरभ्रैणरुधिरैर्युक्ता देया विचक्षणैः ॥ २६ ॥

બોરડી, નારંગી, ગુંદો અને શેમળો(મોચરસનું ઝાડ), એ ચારે ઝાડની અન્તર્છાલ, ધમાસો અને શુંઠ, એ છએ ઔષધો સરખે ભાગે લઇ, તેમને અધકચરાં કરી પછી તેમને દૂધમાં બાફવાં. ત્યારબાદ મધ, બકરાનું લોહી, ઘેટાનું લોહી, તથા કાળા હરણનું લોહી,

એ ચારે પદાર્થોને, ઉપલા બાફેલા પદાર્થોની સાથે મેળવી, પછી તેની જે બસ્તિ આપવી, તેનું નામ પિચ્છિલ બસ્તિ જાણવું.

**પિ**ચ્છિલ બસ્તિની માત્રા કેટલી દેવી?

मात्रा पिच्छिलबस्तीनां पलैर्द्वादशभिर्मताः ॥

આ પિચ્છિલ બસ્તિ મારવાની માત્રા, બાર પલની જાણવી.

**નિ**રૂહ બસ્તિની માત્રા કેટલી દેવી?

दत्वाऽऽदौ सैन्धवस्याक्षं मधुनः प्रसृतिद्वयम् ॥२७॥
विनिर्मथ्य ततो दद्यात् स्नेहस्य प्रसृतित्रयम् ॥
एकीभूते ततः स्नेहे कल्कस्य प्रसृतिं क्षिपेत् ॥ २८ ॥
संमूर्च्छिते कषायं तु चतुःप्रसृतिसंमितम् ॥ क्षिप्त्वा विमथ्य दद्याच्च निरूहं कुशलो भिषक् ॥२९॥

**પ્રથમ** એક અક્ષ (કર્ષ) સિન્ધાલુણ લઇ, તેને ખરલની અન્દર નાંખી, પછી તેમાં બે પ્રસૃતિ(ચાર પલ)મધ નાંખી, તે બન્નેને સારી પેઠે ઘુણ્ટી, મિશ્ર કરવાં. પછી તેમાં સ્નેહ (ઘૃતાદિ)પદાર્થ ત્રણ પ્રસૃતિ(છ પલ)નાંખી, તે સ્નેહને સારી પેઠે ઘુણ્ટી, મિશ્ર કરવો. પછી તેમાં જે ઔષધોનો કલ્ક એક પ્રસૃતિ (બે પલ) નાંખવો હોય, તેમનો કલ્ક નાંખી. તે કલ્કને ઘુણ્ટી મિશ્ર કરવો. પછી તેમાં ચાર પ્રસૃતિ (આઠ પલ), જે ઔષધોનો કાઢો નાંખવો હોય, તેમનો કાઢો નાંખી, તે સર્વને સારી પેઠે મથી-ઘુણ્ટી, પછી સમજુ વૈદ્ય તેની નિરૂહ બસ્તિ આપવી.

**વા**તપર નિરૂહમાં મધ સ્નેહ કેટલાં નાંખવા?

वाते चतुःपलं क्षौद्रं दद्यात्स्नेहस्य षट्पलम् ॥

વાતરોગપરની નિરૂહ બસ્તિમાં મધ ચાર પલ અને સ્નેહ (ઘી આદિ પદાર્થ) છ પલ નાંખી, નિરૂહ બસ્તિ આપવી.

**પિ**ત્તપર નિરૂહમાં મધ, સ્નેહ કેટલાં નાંખવા?

पित्ते चतुःपलं क्षौद्रं स्नेहस्य च पलत्रयम् ॥ ३० ॥

પિત્તરોગપરની નિરૂહ બસ્તિમાં મધ ચાર પલ અને સ્નેહ (ઘી આદિ પદાર્થ)ત્રણ પલ નાંખી નિરૂહ બસ્તિ આપવી.

**ક**ફપર નિરૂહમાં મધ, સ્નેહ કેટલાં નાંખવાં?

कफे षट्पलिकं क्षौद्रं स्नेहस्यैव चतुःपलम् ॥

કફરોગપરની નિરૂહ બસ્તિમાં મધ છ પલ અને સ્નેહ (ઘી આદિ પદાર્થ) ચાર પલ નાંખી, નિરૂહ બસ્તિ આપવી.

**મા**ધુતૈલિક બસ્તિ

एरण्डक्वाथतुल्यांशं मधुतैलं पलाष्टकम् ॥ ३१ ॥
शतपुष्पापलार्धेन सैन्धवार्धेन संयुतम् ॥ माधुतैलिकसंज्ञोऽयं बस्तिः खजविलोडितः ॥ ३२ ॥
मेदोगुल्मकृमिप्लीहमलोदावर्तनाशनः ॥ बलवर्णकरश्चैव वृष्यो बृंहणदीपनः ॥३३॥

એરંડાના મૂળનો કાઢો આઠ પલ, મધ ચાર પલ, તલનું તેલ ચાર પલ, વરીઆળી અર્ધો પલ અને સિન્ધાલુણ પા પલ (એક કર્ષ), એ પ્રમાણે સર્વે ઔષધો લઇ, તેમને કડછીથી ડોહી તેમની જે બસ્તિ આપવી, તેનું નામ માધુતૈલિક બસ્તિ જાણવું. આ બસ્તિ આપવાથી મેદોરોગ, ગુલ્મ, કૃમિ, પ્લીહા, મલ અને ઉદાવર્ત વાત નાશ પામે છે. બલ વધે છે, શરીરનો વર્ણ સારો થાય છે, ધાતુની વૃદ્ધિ થાય છે, શરીર પુષ્ટ થાય છે અને જઠરાગ્નિ પ્રદીપ્ત થાય છે.

દીપન બસ્તિ

क्षौद्राज्यक्षीरतैलानां प्रसृतिः प्रसृतिर्भवेत् ॥
हपुषा सैन्धवक्षांशौ बस्तिः स्याद्दीपनः परः ॥३४॥

મધ, ઘી, દૂધ અને તેલ એ ચારે ઔષધો એક એક પ્રસૃતિ (બે બે પલ) તથા પલાંશી અને સિન્ધાલુણ એ બન્ને ઔષધો એક એક અક્ષાંક (એક એક કર્ષ) લઈ તેમનું ચૂર્ણ કરી, તે ચૂર્ણને ઉપરના પ્રવાહી પદાર્થો સાથે મિશ્ર કરી, તેમની બસ્તિ આપવાથી સારી રીતે જઠરાગ્નિ પ્રદીપ્ત થાય છે, તેથી જ તે દીપન બસ્તિ કહેવાય છે.

યુક્તરથ બસ્તિ

एरंडमूलनिःक्वाथो मधुतैलं ससैन्धवम् ॥
एष युक्तरथो बस्तिः सवचापिप्पलीफलः ॥ ३५ ॥

એરંડાના મૂળનો કાઢો કરી, તેની અન્દર મધ અને તેલ નાંખવાં. પછી સિન્ધાલુણ, ઘોડાવજ, લીણ્ડીપીપર અને મીણ્ઢોળ, એ ચારે ઔષધો સરખે ભાગે લઇ, તેમનું ચૂર્ણ કરી તે ચૂર્ણને ઉપલા પ્રવાહી પદાર્થોની અન્દર ડોહી તેમની જે બસ્તિ આપવી, તેનું નામ યુક્તરથ બસ્તિ જાણવું.

સિદ્ધ બસ્તિ

पंचमूलस्य निःक्वाथस्तैलं मागधिकामधु ॥
ससैन्धवः समधुकः सिद्धबस्तिरिति स्मृतः ॥ ३६ ॥

બીલી, અરણી, અરડૂશો, શવન અને સં૰ પાટલા–મ૰ પાડળ, એ પાંચે ઝાડનાં મૂળ (પંચ મૂલ)નો કાઢો કરવો. પછી તલનું તેલ, લીણ્ડીપીપરનું ચૂર્ણ, મધ, સિન્ધાલુણ અને જેઠીમધનું ચૂર્ણ, એ પાંચે ઔષધો ઉપલા કાઢાની અન્દર ડોહી, તેમની જે બસ્તિ આપવી તેનું નામ સિદ્ધ બસ્તિ જાણવું. આ બસ્તિ સર્વ રોગોપર આપવા લાયક છે.

બસ્તિ આપ્યા પછી કેમ વર્તવું ?

स्नानमुष्णोदकैः कुर्याद्दिवास्वप्नमजीर्णताम् ॥
वर्जयेदपरं सर्वमाचरेत्स्नेहबस्तिवत् ॥ ३७ ॥

બસ્તિ આપેલા રોગીએ, ઉના પાણીથી સ્નાન કરવું–નહાવું, દિવસે સૂવું નહિ, અજીર્ણ થવા દેવું નહિ તથા બીજાં સર્વે આચરણો સ્નેહ બસ્તિ પ્રમાણે જ આચરવાં.

એ રીતે દામોદરના પુત્ર શાર્ઙ્ગધરે રચેલી શાર્ઙ્ગધર સંહિતાને વિષે ઉત્તરખણ્ડના ચિકિત્સા-સ્થાનમાંનાં નિરૂહબસ્તિવિધિ નામે છઠ્ઠા અધ્યાયની ગુર્જર ટીકા સમ્પૂર્ણ.

——:o:——

## અધ્યાય ૭ મો, ઉત્તરબસ્તિવિધિ

ઉત્તર બસ્તિ કેવી બનાવવી ?

अतः परं प्रवक्ष्यामि बस्तिमुत्तरसंज्ञितम् ॥
द्वादशांगुलकं नेत्रं मध्ये च कृतकर्णिकम् ॥ १ ॥
मालतीपुष्पवृंताभं छिद्रं सर्षपनिर्गमम् ॥

હવે ઉત્તર બસ્તિ એટલે પુરુષના લિંગમાં અને સ્ત્રીઓની યોનિમાં મારવાની જે પિચકારી, તેનું વર્ણન નીચે પ્રમાણે કરું છું:—આ ઉત્તર બસ્તિની નળી, સુવર્ણાદિ ધાતુની અથવા કાચની, બાર આંગળ લાંબી, મધ્ય ભાગમાં કર્ણિકાવાળી (કાનના સરખા આકારવાળી),

જાઇનાં ફૂલની કળીના સરખી સુંવાળી અને નળીના મુખના છિદ્રમાંથી સર્ષવનો દાણો નીકળી શકે એવાં બારીક છિદ્રવાળી હોવી જોઇએ.

ઉત્તર બસ્તિની માત્રા કેટલી આપવી? — पंचविंशतिवर्षाणामधो मात्रा द्विकार्षिकी ॥ २ ॥
तदूर्ध्वं पलमानं च स्नेहस्योक्ता विचक्षणैः ॥

ડાહ્યા વૈદ્યે, પચ્ચીશ વર્ષની અન્દરનાં મનુષ્યને, સ્નેહરૂપ ઔષધની ઉત્તર બસ્તિની માત્રા, બે કર્ષ સુધીની આપવી અને પચ્ચીશ વર્ષની ઉપરનાં મનુષ્યને, સ્નેહરૂપ ઔષધની ઉત્તર બસ્તિની માત્રા, એક પલ સુધીની આપવી.

ઉત્તર બસ્તિ આપ્યા પૂર્વે શી ક્રિયા કરવી? — अथास्थापनशुद्धस्य तृप्तस्य स्नानभोजनैः ॥ ३ ॥

જે મનુષ્યને ઉત્તર બસ્તિ આપવી હોય, તે મનુષ્યને પ્રથમ આસ્થાપન—નિરૂહબસ્તિ આપી, તેનાથી તેનો કોઠો શુદ્ધ કરી, તેને સ્નાન કરાવી પછી તેને જમાડવો.

ઉત્તર બસ્તિ મારવાનો પ્રકાર — स्थितस्य जानुमात्रे च पीठे त्विष्टशलाकया ॥
स्निग्धया मेढ्रमार्गे च ततो नेत्रं नियोजयेत् ॥ ४ ॥
शनैः शनैर्घृताभ्यक्तं मेढ्ररन्ध्रेऽङ्गुलानि षट् ॥ ततोऽवपीडयेद्बस्तिं शनैर्नेत्रं च निर्हरेत् ॥ ५ ॥

તે પછી તે પુરુષને ગોઠણ જેટલા ઉંચા આસનપર ઉભડક બેસાડી, તેના લિંગમાં ખોસવા લાયક સળી લઇ, તેને સ્નેહ ચોપડી, લિંગમાં ખોસીને પછી કાઢી લેવી. ત્યારબાદ બસ્તિની નળી લઇ, તેને ઘી આદિક સ્નેહ પદાર્થ ચોપડી, તેની અન્દર સ્નેહરૂપ ઔષધ નાંખીને પછી તે નળીને લિંગનાં છિદ્રની અન્દર આસ્તે આસ્તે છ આંગળ પર્યંત ખોસી, બસ્તિને દબાવવાથી, બસ્તિમાંનો સ્નેહ અન્દર દાખલ થાય એટલે તે નળીને ધીમે ધીમે બહાર કાઢી લેવી.

ઉત્તર બસ્તિ આપ્યા પછી કયા ઉપચારો કરવા? — ततः प्रत्यागते स्नेहे स्नेहबस्तिक्रमो हितः ॥

એ પ્રમાણે ઉત્તર બસ્તિ મારેલા રોગીની ઇન્દ્રિયમાંથી સ્નેહ બહાર આવ્યા બાદ, અનુવાસન બસ્તિપર કહેલા ઉપચારો કરવા એ હિતકારક છે.

સ્ત્રી માટે કેવી ઉત્તર બસ્તિ બનાવવી? — स्त्रीणां कनिष्ठिकास्थूलं नेत्रं कुर्याद्दशांगुलम् ॥६॥ मुद्गप्रवेशं योज्यं

સ્ત્રીઓને ઉત્તર બસ્તિ મારવા માટે, જે નળી કરવાની હોય, તે નળી, સ્ત્રીની ટચલી આંગળીના જેવી જાડી, દશ આંગળ લાંબી અને મુખના છિદ્રમાં મગનો દાણો પેસી શકે એવાં છિદ્રવાળી બનાવવી.

યોનિમાં ઉત્તર બસ્તિ કેમ મારવી? — च योन्यंतश्चतुरंगुलम् ॥

એ બનાવેલી ઉત્તર બસ્તિની નળી, સ્ત્રીની યોનિમાં—ગર્ભાશયના માર્ગમા ચાર આંગળ પર્યન્ત ઘાલી, પછી પીચકારી મારવી.

સ્ત્રીના મૂત્રમાર્ગમાં ઉત્તરબસ્તિ કેમ મારવી? — द्व्यंगुलं मूत्रमार्गे च सूक्ष्मं नेत्रं नियोजयेत् ॥ ७ ॥

સ્ત્રીઓના મૂત્રમાર્ગમાં પુરુષ પ્રમાણે બારીક નળી ગોઠવી, તે નળી બે આંગળ પર્યન્ત મૂત્રમાર્ગમાં ખોસી, પછી પીચકારી મારવી.

**બાલાના મૂત્રમાર્ગમાં ઉત્તરબસ્તિ કેમ મારવી** मूत्रकृच्छ्रविकारेषु बालानां त्वेकमंगुलम् ॥
शनैर्निःकंपमाधेयं सूक्ष्मनेत्रं विचक्षणैः ॥ ८ ॥

નાની છોકરીઓને જો મૂત્રકૃચ્છ્રવિકાર–ઉનવા થયો તો (વૈદ્યે) હાથ ન ધ્રુજાવતાં, બારીક નળી. એક આંગળ સુધી, મૂત્રમાર્ગમાં ખોસી, પછી પીચકારી મારવી.

**યોનિની બસ્તિમાં કેટલો સ્નેહ નાંખવો?** योनिमार्गेषु नारीणां स्नेहमात्रा द्विपालिकी ॥
સ્ત્રીઓના યોનિમાર્ગમાં બસ્તિ આપવા માટે સ્નેહની માત્રા બે પલની જાણવી.

**સ્ત્રીના મૂત્રમાર્ગની બસ્તિમાં કેટલો સ્નેહ નાંખવો?** मूत्रमार्गे पलोन्माना

સ્ત્રીઓના મૂત્રમાર્ગમાં બસ્તિ આપવા માટે, સ્નેહની માત્રા એક પલની જાણવી.

**બાલાના મૂત્રમાર્ગની બસ્તિમાં કેટલો સ્નેહ નાંખવો ?** बालानां च द्विकार्षिकी ॥ ९ ॥

બાલાઓના મૂત્રમાર્ગમાં બસ્તિ આપવા માટે સ્નેહની માત્રા બે કર્ષની જાણવી.

**ઉત્તરબસ્તિ મારવા ટાણે સ્ત્રીને કેમ બેસાડવી ?** उत्तानायै स्त्रियै दद्यादूर्ध्वजान्वै विचक्षणः ॥

ડાહ્યા વૈદ્યે, સ્ત્રીઓને ચત્તી સુવાડી, તેના ગોઠણ ઉંચા કરાવીને પછી બસ્તિની નળી ઉપર કહ્યા પ્રમાણે યોનિમાં ખોસીને પીચકારી મારવી.

**ઉત્તર બસ્તિનું સ્નેહ બહાર કેમ કાઢવું ?** अप्रत्यागच्छति भिषग्बस्तावुत्तरसंज्ञके ॥ १० ॥
भूयो बस्तिं निदध्याच्च संयुक्तः शोधनैर्गणैः ॥
फलवर्तिं निदध्याद्वा योनिमार्गे दृढां भिषक् ॥११॥ सूत्रैर्विनिर्मितां स्निग्धांशोधनद्रव्यसंयुताम् ॥

ઉપર કહ્યા પ્રમાણે ઉત્તર બસ્તિ માર્યા પછી બે ઘડીની અન્દર જો તે સ્નેહ પાછો બહાર ન આવે તો શોધન દ્રવ્ય(હરડાં, બેહેડાં આંબળાં, એરંડી આદિ) એકઠાં કરી તેનો કલ્ક અથવા કાઢો કરી તેમની ફરી પાછી બસ્તિ આપી, પહેલાંનો સ્નેહ પાછો બહાર આવે તેમ કરવું અથવા શોધન દ્રવ્યોને અને સ્નેહને લુગડાંના કટકામાં પાથરી તેની વાટ વણીને પછી વૈદ્યે તે વાટને યોનિમાર્ગમાં સારી રીતે ખોસી, પહેલાંનો સ્નેહ પાછો બહાર આવે તેમ કરવું.

**બસ્તિથી થયેલા દાહના શા ઉપાયો કરવા?** दह्यमाने तथा बस्तौ दद्यात् बस्तिं विचक्षणः ॥ १२ ॥
क्षीरिवृक्षकषायेण पयसा शीतलेन च ॥

એ પ્રમાણે બસ્તિ મારવાથી જો સ્ત્રીઓના યોનિમાર્ગમાં દાહ–બળત્રા થાય તો ક્ષીરવાળાં(પીપળો, ઉંબરો, વડ, પારસપીપળો અને પીપર આદિ)ની છાલનો કાઢો કરી, તેમની પીચકારી મારવી; અથવા ટાઢાં દૂધની પીચકારી મારવી એટલે દાહ–બળત્રા શાંત થશે.

**ઉત્તર બસ્તિથી કયા કયા રોગો મટે ?** बस्तिः शुक्ररुजः पुंसां स्त्रीणामार्तवजां रुजः ॥ १३ ॥
हन्यादुत्तरबस्तिस्तु

વીર્ય સમ્બન્ધી દોષવાળા પુરુષને ઉત્તર બસ્તિ આપવાથી તેના શુક્ર સમ્બન્ધી સર્વે દોષો દૂર થાય છે; તેમ આર્તવ સમ્બન્ધી દોષવાળી સ્ત્રીને ઉત્તર બસ્તિ આપવાથી તેના આર્તવ સમ્બન્ધી સર્વે દોષો દૂર થાય છે.

મેહ રોગીને બસ્તિ શા માટે ન મારવી ? नोचितो मेहिनां क्वचित् ॥
પ્રમેહના રોગવાળાને આ ઉત્તર બસ્તિ લેશ ભાર ઉપયોગી નથી.

ઉત્તર બસ્તિથી કયો રોગ શમે ? सम्यग्दत्तस्य लिंगानि व्यापदः शम एव च ॥ १४ ॥
મનુષ્યને, શુક્ર ધાતુ સમ્બન્ધી ઉપદ્રવોનાં જે ચિહ્નો હોય, તે ચિહ્નો સારી રીતે આપેલી ઉત્તર બસ્તિથી શમી જાય છે.

ઉત્તર બસ્તિથી થયેલા અવગુણ કેમ મટાડવા ? बस्तेरुत्तरसंज्ञस्य शमनं स्नेहबस्तिना ॥
ઉત્તર બસ્તિ મારવાથી જે કાંઈ ઉપદ્રવ થયા હોય, તે ઉપદ્રવો સ્નેહ બસ્તિ આપીને શમાવવા–મટાડવા.

ફ્લવર્તિ બનાવવાની વિધિ घृताभ्यक्ते गुदे क्षेप्या श्लक्ष्णा स्वांगुष्ठसन्निभा ॥ १५ ॥
मलप्रवर्तिनी वर्तिः फलवर्तिश्च सा स्मृता ॥

કપડાંના કટકાને એરંડી આદિ ઔષધોનો કલ્ક ચોપડી તેની રોગીના અંગુઠાના જેવડી જાડી, લાંબી અને સુંવાળી એવી વાટ કરવી. પછી રોગીની ગુદામાં ઘી ચોપડી, તેને ઝાડો આવવા સારુ તે વાટને ગુદાની અન્દર જે ખોસવી તેનું નામ ફ્લવર્તિ કહેવાય છે.

એ રીતે દામોદરના પુત્ર શાર્ઙ્ગધરે રચેલી શાર્ઙ્ગધર સંહિતાને વિષે ઉત્તરખણ્ડના ચિકિત્સા-સ્થાનમાંના ઉત્તરબસ્તિ નામે સાતમા અધ્યાયની ગુર્જર ટીકા સમ્પૂર્ણ.

———:o:———

## અધ્યાય ૮ મો, નસ્યવિધિ

નસ્ય શબ્દનો ખુલાસો नस्यं तत्कथ्यते धीरैर्नासाग्राह्यं यदौषधम् ॥
જે ઔષધો નાકમાં ઘાલવાનાં હોય, તે ઔષધને વિદ્વાન લોકો નસ્ય કહે છે.

નસ્યનાં નામો नावनं नस्य कर्मेति तस्य नामद्वयं मतम् ॥ १ ॥
તે નસ્યનાં નાવન અને નસ્યકર્મ એવાં બે નામો છે.

નસ્યના ભેદો नस्यभेदो द्विधा प्रोक्तो रेचनं स्नेहनं तथा ॥
એ નસ્યના રેચન અને સ્નેહન નામે બે ભેદ છે.

રેચન નસ્ય કોને કહેવું ? रेचनं कर्षणं प्रोक्तं
જે રેચન નસ્ય છે, તે કર્ષણ કરનારું અર્થાત્ દોષોને કૃશ કરનારું છે.

સ્નેહન નસ્ય કોને કહેવું ? स्नेहनं बृंहणं मतम् ॥ २ ॥
જે સ્નેહન નસ્ય છે, તે બૃંહણ કરનારું અર્થાત્ શરીરને પુષ્ટ કરનારું છે.

નસ્ય ક્યે ક્યે વખતે લેવું ? कफपित्तानिलध्वंसे पूर्वमध्यापराह्णके ॥
दिनस्य गृह्यते नस्यं रात्रौ वाप्युत्कटे गदे ॥ ३ ॥

કફનો નાશ કરવા સારુ, પ્રાતઃકાળે નાકની અન્દર ઔષધ નાંખવું; પિત્તનો નાશ કરવા સારુ, મધ્યાહ્ને નાકની અન્દર ઔષધ નાંખવું. વાયુનો નાશ કરવા સારુ, સાયંકાળે નાકની અન્દર ઔષધ નાંખવું અને રોગનું ઘણું જોર થયું હોય તો રાત્રિના પણ, નાકની અન્દર ઔષધ નાંખવું.

નસ્ય ક્યે ક્યે વખતે ન લેવું?

नस्यं त्यजेद्भोजनान्ते दुर्दिने चापतर्पणे ॥

જમ્યા પછીના વખતે, વાદળાંથી ઘેરાયેલો સૂર્ય હોય ત્યારે અથવા લાંઘણ કરી હોય તે દિવસે, નાકની અન્દર ઔષધ નાંખવું નહિ.

કોણે કોણે નસ્ય ન લેવું?

तथा नवप्रतिश्यायी गर्भिणी गरदूषितः ॥ ४ ॥
अजीर्णी दत्तबस्तिश्च पीतस्नेहोदकासवः ॥
क्रुद्धः शोकाभिभूतश्च तृषार्तो वृद्धबालकौ ॥ ५ ॥ वेगावरोधी स्नातश्च स्नातुकामश्च वर्जयेत् ॥

નવો પ્રતિશ્યાય રોગવાળો, ગર્ભિણી સ્ત્રી, વિષદોષથી પીડાયલો, અજીર્ણવાળો, બસ્તિ આપેલો, સ્નેહપાન કરેલો, પાણી પીધેલો, આસવ પીધેલો, ક્રોધાયમાન્ થયેલો, શોકથી પીડાયલો, તૃષાતુર, વૃદ્ધ, બાલક, ઝાડાપિશાબના વેગને રોકનારો, સ્નાન કરેલો–નાહેલો અને સ્નાન કરવાની ઇચ્છાવાળો, એ સર્વ મનુષ્યોએ નાકમાં ઔષધ નાંખવું નહિ.

કેટલાં વર્ષથી કેટલાં વર્ષ સુધી નસ્ય લેવું?

अष्टवर्षस्य बालस्य नस्यकर्म समाचरेत् ॥ ६ ॥
अशीतिवर्षादूर्ध्वं च नावनं नैव दीयते ॥

આઠ વર્ષનાં બાલકને નસ્યકર્મ કરવું, પણ આઠ વર્ષની અન્દરનાંને નસ્યકર્મ કરવું નહિ; તેવી જ રીતે એંશી વર્ષની ઉપરનાં મનુષ્યને નસ્યકર્મ કરવું નહિ, પણ એંશી વર્ષ સુધીનાં મનુષ્યને જ નસ્યકર્મ કરવું.

વૈરેચન નસ્યનું વર્ણન

अथ वैरेचनं नस्यं ग्राह्यं तैलैः सुतीक्ष्णकैः ॥ ७ ॥
तीक्ष्णभेषजसिद्धैर्वा स्नेहैः क्वाथै रसैस्तथा ॥

તીક્ષ્ણ ઔષધોનાં તેલો, તીક્ષ્ણ ઔષધ નાંખીને તૈયાર કરેલા સ્નેહો, તીક્ષ્ણ ઔષધોના કવાથો અને તીક્ષ્ણ ઔષધોના રસો, એ સર્વ ઔષધોમાંથી, જે મનુષ્યને જે ઔષધ અનુકૂલ આવતું હોય, તે મનુષ્યને તે ઔષધનું નાકની અન્દર નસ્ય કરાવવું એટલે તેનાથી દોષોનો સ્રાવ થાય છે અને તે પરથી જ તે, વિરેચન નસ્ય કહેવાય છે.

ઉત્તમ, મધ્યમ અને કનિષ્ઠ વિરેચન માત્રા

नासिकारन्ध्रयोरष्टौ षट् चत्वारश्च बिन्दवः ॥ ८ ॥
प्रत्येकं रेचने योज्या मुख्यमध्यान्त्यमात्रया ॥

નાકનાં દરેક છિદ્રની અન્દર, રેચન નસ્ય ઔષધનાં આઠ ટીપાં નાંખવાં, એ ઉત્તમ માત્રા કહેવાય છે; છ ટીપાં નાંખવાં, એ મધ્યમ માત્રા કહેવાય છે અને ચાર ટીપાં નાંખવાં એ કનિષ્ઠ માત્રા કહેવાય છે.

નસ્યમાં જૂદાં જૂદાં ઔષધો કેટલાં નાંખવાં?

नस्यकर्मणि दातव्यं शाणैकं तीक्ष्णमौषधम् ॥ ९ ॥
हिंगु स्याद्यवमात्रं तु माषैकं सैन्धवं मतम् ॥
क्षीरं चैवाष्टशाणं स्यात्पानीयं च त्रिकार्षिकम् ॥१०॥ कार्षिकं मधुरं द्रव्यं नस्यकर्मणि योजयेत् ॥

નસ્યકર્મની અન્દર, તીક્ષ્ણ ઔષધો, એક શાણ પ્રમાણ લેવાં; હિંગ, એક યવ ભાર લેવી; સિન્ધાલુણ, એક માષા ભાર લેવું, દૂધ આઠ શાણ લેવું, પાણી ત્રણ કર્ષ ભાર લેવું અને મધુર દ્રવ્ય(શાકર આદિ) એક કર્ષ ભાર લેવાં. એ પ્રમાણે નસ્યકર્મની અન્દર આ સર્વ ઔષધો વાપરવાં.

**વૈરેચન નસ્ય ભેદ**

अवपीडः प्रधमनं द्वौ भेदावपरौ स्मृतौ ॥ ११ ॥

તે વિરેચન નસ્યના અવપીડ અને પ્રધમન નામે બીજા બે ભેદો છે.

**અવપીડ નસ્ય શાપર વાપરવું?**

शिरोविरेचनस्थाने तौ तु देयौ यथायथम् ॥

એ અવપીડ નામે વિરેચનનો, માથાંનું શોધન કરવું હોય ત્યારે, જેમ યોગ્ય લાગે તેમ ઉપયોગ કરવો.

**પ્રધમન નસ્ય શાપર વાપરવું?**

એ પ્રધમન નામે વિરેચનનો, માથાંનું શોધન કરવું હોય ત્યારે જેમ યોગ્ય લાગે તેમ ઉપયોગ કરવો.

**અવપીડ વિરેચનનાં લક્ષણ**

कल्कीकृतादौषधाद्यः पीडितो निःसृतो रसः ॥ १२ ॥
सोवपीडः समुद्दिष्टस्तीक्ष्णद्रव्यसमुद्भवः ॥

તીક્ષ્ણ ઔષધો(શુંઠ, મરી, વજ આદિ)ને પાણીની અન્દર વાટી, સારી રીતે લઢી, તેનો કલ્ક કરી, તે કલ્કને દબાવીને–નીચોવીને જે રસ કાઢવામાં આવે છે તે રસનાં નાકમાં જે ટીપાં પાડવાં, તેનું નામ અવપીડ વિરેચન જાણવું.

**પ્રધમન વિરેચનનાં લક્ષણ**

षडंगुला द्विवक्त्रा या नाडी चूर्णं तया धमेत् ॥ १३ ॥
तीक्ष्णं कोलमितं वक्त्रवातैः प्रधमनं हि तत् ॥

છ આંગળ લાંબી અને બે મોઢાંની નળી બનાવી, તેની અન્દર તીક્ષ્ણ ઔષધોનું ઝીણું ચૂર્ણ એક કોલ ભાર ભરી, પછી તે નળીનાં બન્ને મુખો, રોગીના નાકમાં દરેક છિદ્રમાં બરોબર રાખી, પછી વૈદ્યે મુખથી, નળીના પછવાડના મુખમાંથી જે ફુંક મારવી, તેનું નામ પ્રધમન વિરેચન જાણવું.

**કયા કયા રોગોમાં વૈરેચન નસ્ય વાપરવું?**

ऊर्ध्वजत्रुगते रोगे कफजे स्वरसंक्षये ॥ १४ ॥
अरोचके प्रतिश्याये शिरःशूले च पीनसे ॥
शोफापस्मारकुष्ठेषु नस्यं वैरेचनं हितम् ॥ १५ ॥

ડોકની હાંશડીના ઉપરના ભાગમાં થનારા રોગો, કફથી થયેલો સ્વરભંગ રોગ, અરોચક, પ્રતિશ્યાય, શિરઃશૂલ–મસ્તકશૂલ, પીનસ રોગ, શોફ, અપસ્માર અને કુષ્ઠ, આ સર્વ રોગપર વિરેચન નસ્ય આપવું, એ હિતકારી છે.

**કોને કોને સ્નેહન નસ્ય આપવું?**

भीरुस्त्रीकृशबालानां नस्यं स्नेहेन दीयते ॥

બીકણ મનુષ્ય, સ્ત્રી, કૃશ–દુર્બળ અને બાલક, એટલાં જણાંને [સ્નેહન નસ્ય આપવું.

**અવપીડ નસ્ય કયા કયા રોગોપર દેવું?**

गलरोगे सन्निपाते निद्रायां विषमज्वरे ॥ १६ ॥
मनोविकारे कृमिषु युज्यते चावपीडनम् ॥

ગલરોગ, સન્નિપાત રોગ, ઘણી નિદ્રા, વિષમ જ્વર, મનોવિકાર માનસ રોગ અને કૃમિરોગ, એ સર્વ રોગોપર અવપીડન નસ્ય વાપરવું.

**પ્રધમન નસ્ય કયા કયા રોગોપર દેવું?**

अत्यंतोत्कटदोषेषु विसंज्ञेषु च दीयते ॥ १७ ॥
चूर्णं प्रधमनं धीरैस्तद्धि तीक्ष्णतरं यतः ॥

શરીરની અન્દર વાતાદિ દોષો અત્યન્ત કોપાયમાન્ થયા હોય અથવા દોષો કુપિત થઇને મનુષ્ય ચેષ્ટા–સંજ્ઞા રહિત થઇ ગયો હોય તો તેવા રોગોમાં, ધીર વૈદ્યોએ, શુણ્ઠ, મરી અને વંજ આદિ તીક્ષ્ણ ઔષધોનું ચૂર્ણ કરીને પ્રધમન નસ્ય આપવું અર્થાત્ નળીથી ફૂંકવું કારણ કે, આ નસ્ય સર્વ પ્રકારના નસ્યમાં અતિ તીક્ષ્ણ છે.

ગુડાદિ નસ્ય ક્યા ક્યા રોગોપર દેવું?

नस्यं स्यात् गुडशुंठीभ्यां पिप्पलीसैन्धवेन च ॥ १८ ॥
जलपिष्टेन तेनाक्षिकर्णनासाशिरोगदाः ॥
हनुमन्यागलोद्भूता नश्यन्ति भुजपृष्ठजाः ॥ १९ ॥

શુણ્ઠને જરાતરા ઉના પાણીમાં ઘસી, તેની અન્દર ગોળ ભેળવીને પછી તેનું નાકમાં નસ્ય દેવું, એથી અક્ષિ, કર્ણ, નાસા, મસ્તક–શિર, હનુ, માન્યાશિરા, ગલકણ્ઠ અને પૃષ્ઠ એટલે ઠેકાણે થયેલા રોગો મટી જાય છે.

પિપ્પલ્યાદિ નસ્ય ક્યા ક્યા રોગોપર દેવું?

લીણ્ડીપીપર અને સિન્ધાલુણ, એ બન્ને ઔષધોને સેજસાજ ઉના પાણીમાં ઘસી તેનું નાકમાં નસ્ય દેવું. એથી અક્ષિ, કર્ણ, નાસા, મસ્તક–શિર, હનુ, મન્યાશિરા, ગલ–કણ્ઠ, ભુજ અને પૃષ્ઠ, એટલે ઠેકાણે થયેલા રોગો મટી જાય છે.

મધુકસારાદિ નસ્ય ક્યા ક્યા રોગોપર દેવું?

मधूकसारकृष्णाभ्यां वचामरिचसैन्धवैः ॥
नस्यं कोष्णजले पिष्टं दद्यात्संज्ञाप्रबोधनम् ॥ २० ॥
अपस्मारे तथोन्मादे सन्निपातेऽपतन्त्रके ॥

મહુડાંનાં લાકડાંનો ગર્ભ–સાર, લીણ્ડીપીપર, ઘોડાવજ, મરી અને સિન્ધાલુણ, એ પાંચે ઔષધોને કંઇક ઉના પાણીમાં વાટી, સારી પેઠે લટીને પછી તેનું નાકમાં નસ્ય દેવું એથી અપસ્માર, ઉન્માદ, સન્નિપાત અને અપતંત્રક વાત, એ સર્વ રોગથી ચેષ્ટારહિત થયેલો મનુષ્ય, જલદી સાવધ થાય છે.

સૈન્ધવાદિ નસ્ય ક્યા ક્યા રોગપર દેવું?

सैन्धवं श्वेतमरिचं सर्षपाः कुष्ठमेव च ॥ २१ ॥
बस्तमूत्रेण पिष्टानि नस्यं तन्द्रानिवारणम् ॥

સિન્ધાલુણ, શરગવાનાં બી, સર્ષવ અને કઠ, એ ચારે ઔષધોને બકરાના મૂત્રમાં વાટીને–લટીને પછી તેના રસનાં નાકની અન્દર ટીપાં પાડવાં, એથી તન્દ્રા મટી જાય છે.

પ્રધમન નસ્ય ક્યા ક્યા રોગોપર દેવું?

रोहितमत्स्यपित्तेन भावितं सैन्धवं वचा ॥ २२ ॥
मरिचं पिप्पली शुंठी कंकोलं लशुनं पुरम् ॥
कट्फलं चेति तच्चूर्णं देयं प्रधमनं बुधैः ॥ २३ ॥

સિન્ધાલુણ, ઘોડાવજ, મરી, લીણ્ડીપીપર, શુણ્ઠ, ચણકબાબ, લસણ, ગુગળ અને કાયફળ, એ નવે ઔષધોનું બારિક ચૂર્ણ કરી તે ચૂર્ણને, રોહિત નામે માછલાંના કાળજાની અન્દરના પીત્તની ભાવના આપી સૂકવવું. સૂકાયા પછી તે ચૂર્ણને અગાઉ કહ્યા પ્રમાણે નળીની અન્દર ભરી, નાકની અન્દર જે ફૂંકવું, તેનુ નામ પ્રધમન નસ્ય કહેવાય છે. (આ ઔષધથી પ્રથમ કહેલા અપસ્મારાદિક રોગો મટી જાય છે.)

**બૃંહણ નસ્યના ભેદોનાં નામો**

**अथ बृंहणनस्यस्य कल्पना कथ्यतेऽधुना ॥**
**मर्शश्च प्रतिमर्शश्च द्वौ भेदौ स्नेहने मतौ ॥ २४ ॥**

હવે બૃંહણ–સ્નેહન નસ્યની કલ્પના નીચે પ્રમાણે કહું છું. એ સ્નેહન–બૃંહણ નામે નસ્યના મર્શ અને પ્રતિમર્શ નામે બે ભેદો માનેલા છે.

**મર્શબૃંહણ–સ્નેહન નસ્યની માત્રાનું વર્ણન**

**मर्शस्य तर्पणी मात्रा मुख्या शाणैः स्मृताऽष्टभिः ॥**
**मध्यमा च चतुःशाणैर्हीना शाणमिता स्मृता ॥ २५ ॥**

(ઘી આદિ સ્નેહનું નસ્ય જે મોટા પ્રમાણમાં દેવું, તેનું નામ મર્શ જાણવું, અને જે અલ્પ પ્રમાણમાં દેવું તેનું નામ પ્રતિમર્શ જાણવું.) મર્શ નામે નસ્યની માત્રા રસાદિ ધાતુને તુપ્ત કરનારી છેઃ અને તેની, આઠ શાણની ઉત્તમ માત્રા કહેવાય છે, ચાર શાણની મધ્યમ માત્રા કહેવાય છે અને એક શાણની હીન–કનિષ્ઠ માત્રા કહેવાય છે.

**મર્શ બૃંહણ નસ્યની માત્રા કેટલી વાર નાંખવી?**

**एकैकस्मिंस्तु मात्रेयं देया नासापुटे बुधैः ॥**
**मर्शस्य द्विस्त्रिवेलं वा वीक्ष्य दोषबलाबलम् ॥ २६ ॥**

સમજુ વૈદ્યે, દોષોનું બલાબલ જોઇને, પછી મર્શ બૃંહણ–સ્નેહન નસ્યની કોઇ પણ માત્રા, નાકના દરેક છિદ્રમાં બે ત્રણ વખત નાંખવી.

**મર્શ નસ્ય કેટલે કેટલે દિવસે નાકમાં નાંખવું?**

**एकान्तरं द्व्यन्तरं वा नस्यं दद्याद्विचक्षणः ॥**
**त्र्यहं पंचाहमथवा सप्ताहं वा सुयन्त्रिते ॥ २७ ॥**

ડાહ્યા વૈદ્ય, રોગીને વસ્ત્રાદિક વીંટીને પછી, એક દિવસને આંતરે, બે દિવસને આન્તરે, ત્રણ દિવસને આન્તરે, પાંચ દિવસને આન્તરે અથવા સાત દિવસને આન્તરે, નાકના દરેક છિદ્રમાં, મર્શ નામના નસ્યની માત્રા ઉપર કહ્યા પ્રમાણે નાંખવી.

**મર્શની માત્રા વધુ દેવાથી શું થાય છે?**

**मर्शे शिरोविरेके च व्यापदो विविधाः स्मृताः ॥**
**दोषोत्क्लेशात्क्षयाच्चैव विज्ञेयास्ता यथाक्रमम् ॥ २८ ॥**

મર્શ નામે નસ્યની માત્રાનું પ્રમાણ વધારે થઇ જાય ત્યારે દોષો ઉછળી આવી, પછી તેનાથી, દોષોની વૃદ્ધિના નિમિત્તરૂપ અનેક પ્રકારના ઉપદ્રવો થાય છે.

**શિરોવિરેચન નસ્યની માત્રા વધુ દેવાથી શું થાય છે**

શિરોવિરેચન નામે નસ્યની માત્રાનું પ્રમાણ વધારે થઇ જાય ત્યારે, દોષોનો ઘણો સ્રાવ થઇ જઇને પછી તેનાથી, દોષોના ક્ષયના નિમિત્તરૂપ અનેક પ્રકારના ઉપદ્રવો થાય છે.

**મર્શની માત્રા વધુ અપાઈ હોય ત્યારે શું કરવું?**

**दोषोत्क्लेशनिमित्तासु युंज्याद्वमनशोधनम् ॥**

મર્શ નામે નસ્યની માત્રાનું પ્રમાણ વધારે થઇ જાય ત્યારે દોષો ઉછળી આવવાના–વધવાના નિમિત્તરૂપ ઉપદ્રવોપર વમન અને શોધન કરનારું ઔષધ વાપરવું–આપવું.

શિરોવિરેચનની માત્રા વધુ અપાઈ હોય ત્યારે શું કરવું?

अथ क्षयनिमित्तासु यथास्वं बृंहणं मतम् ॥ २९ ॥

શિરોવિરેચન નામે નસ્યની માત્રાનું પ્રમાણ વધારે થઈ જાય ત્યારે દોષોનો, બહુ સ્રાવ થઈ જવાના, ક્ષયના નિમિત્તરૂપ ઉપદ્રવોપર, જેમ યોગ્ય લાગે તેમ બૃંહણ–પુષ્ટ કરનારાં ઔષધો વાપરવાં, આપવાં.

કયા કયા રોગોપર બૃંહણ નસ્ય આપવું?

शिरोनासाक्षिरोगेषु सूर्यावर्तार्धभेदके ॥
दंतरोगे बले हीने मन्याबाह्वंसजे गदे ॥ ३० ॥
मुखशोषे कर्णनादे वातपित्तगदे तथा ॥
अकालपलिते चैव केशश्मश्रुप्रपातने ॥ ३१ ॥ युज्यते बृंहणं नस्यं स्नेहैर्वा मधुरद्रवैः ॥

શિરો(મસ્તક)રોગ, નાસા રોગ, અક્ષિ(નેત્ર)રોગ, સૂર્યાવર્ત રોગ, અર્ધભેદક રોગ, દન્ત રોગ, બલહીનતા, મન્યા(ગરદનનો)રોગ, બાહુ રોગ, અંસ(ખભાનો)રોગ, મુખશોષ રોગ, કર્ણનાદ રોગ, વાતપિત્ત વિકાર, અકાલ પલિત(કવખતે ધોળા વાળ થવાનો)રોગ અને કેશશ્મશ્રુપ્રપાતન(ડાઢીના વાળ ખરી પડવાનો)રોગ, એ સર્વ રોગોપર, ઘી આદિ સ્નેહન પદાર્થો વડે અથવા સાકર આદિ મધુર પદાર્થો વડે બૃંહણ નામે નસ્ય આપવું.

માષાદિ નસ્ય કયા કયા રોગોપર દેવું?

माषात्मगुप्तारास्नाभिर्बलारुबूकरोहिषैः ॥ ३२ ॥
कृतोऽश्वगंधया क्वाथो हिंगुसैन्धवसंयुतः ॥
कोष्णो नस्यप्रयोगेण पक्षाघातं सकंपनम् ॥ ३३ ॥ जयेदर्दितवातं च मन्यास्तंभापबाहुकौ ॥

અડદ, કૌચાં (ભેરવની શીંગનાં બી), રાસ્ના, બલાનાં–બલદાણાનાં–ખરેટીનાં મૂળ, એરંડાનું મૂળ, રોંષ નામે ખડ અને આખસન્ધ એ સાતે ઔષધો સરખે ભાગે લઈ, તેમનો કાઢો કરી, તે કાઢાની અન્દર સેકેલી હિંગનું અને સિન્ધાલુણનું ચૂર્ણ નાંખવું. પછી તે કાઢો જરાતરા–કૈંક ઉંનો રહે એટલે તેનું નસ્ય આપવું. એ રીતે નસ્ય આપવાથી, પક્ષાઘાત, (કમ્પ) વાત, અર્દિત વાત, મન્યાસ્તમ્ભ વાત અને અપબાહુક વાત મટી જાય છે.

પ્રતિમર્શ નસ્યમાં કેટલાં ટીપાં નાંખવાં?

प्रतिमर्शस्य मात्रा तु द्विद्विबिन्दुमिता मता ॥ ३४ ॥
प्रत्येकशो नस्तकयोः स्नेहेनेति विनिश्चितम् ॥

પ્રતિમર્શ નામે સ્નેહનું જે નસ્ય કહી ગયા છીએ, તે જ પ્રતિમર્શ નામે સ્નેહન નસ્યનાં બબ્બે ટીપાં નાકના દરેક છિદ્રમાં નક્કી–ચોક્કસ રીતે જે નાંખવાં, તેનું નામ પ્રતિમર્શ નામે નસ્યની માત્રા માનેલી છે.

બિન્દુ માત્રાનું પ્રમાણ

स्नेहे प्रंथिद्वयं यावन्निमग्ना चोद्धृता ततः ॥ ३५ ॥
तर्जनी यं स्रवेद्बिन्दुं सा मात्रा बिन्दुसंज्ञिता ॥

ઘી, તેલ આદિ સ્નેહ પદાર્થની અન્દર તર્જની (અંગુઠાની જોડની) આંગળીને, બે કાપા–સાંધા સુધી બોળી, તેને બહાર કાઢીને જે ટીપું પાડવું તેનું નામ બિન્દુમાત્રા જાણવું.

કેટલાં ટીપાંનો શાણ કહેવાય?

एवंविधैर्बिन्दुसंज्ञैरष्टभिः शाण उच्यते ॥ ३६ ॥
ઉપર પ્રમાણેનાં આઠ ટીપાંનો એક શાણ થાય છે.

**મર્શ નસ્યમાં કેટલાં ટીપાં નાંખવાં?**

स देयो मर्शनस्ये तु

શાણ પ્રમાણની માત્રા, મર્શ નામે નસ્યની અન્દર આપવી.

**પ્રતિમર્શ નસ્યના ટીપાંનું વર્ણન**

प्रतिमर्शो द्विबिन्दुकः ॥

ઉપર જે પ્રકારના બિન્દુનું–ટીપાંનું વર્ણન કર્યું, તે પ્રકારના બિન્દુનાં, બે બિન્દુ–ટીપાં, પ્રતિમર્શ નામે નસ્યની અન્દર આપવાં.

**પ્રતિમર્શ નસ્ય કયે કયે વખતે આપવું?**

समयाः प्रतिमर्शस्य बुधैः प्रोक्ताश्चतुर्दश ॥ ३७ ॥
प्रभाते दन्तकाष्ठान्ते गृहान्निर्गमने तथा ॥
व्यायामाध्वव्यवायांते विण्मूत्रांतेऽजनेकृते ॥ ३८ ॥
कवलान्ते भोजनांते दिवास्वप्नोत्थिते तथा ॥ वमनांते तथा सायं प्रतिमर्शः प्रयुज्यते ॥ ३९ ॥

બુદ્ધિમાન્ વૈદ્યે, પ્રતિમર્શ નામે નસ્ય આપવાના ચૌદ વખતો નીચે પ્રમાણે જણાવ્યા છેઃ–૧ સવારના પહોરમાં ઉઠવા ટાણે, ૨ દાતણ કર્યા પછી, ૩ ઘરમાંથી બહાર નીકળવા ટાણે, ૪ પરિશ્રમ કર્યા પછી, ૫ રસ્તેથી ચાલી આવ્યા પછી, ૬ મૈથુન કર્યા પછી, ૭ સાફ ઝાડો આવ્યા પછી, ૮ સાફ પેશાબ આવ્યા પછી, ૯ નેત્રની અન્દર અંજન આંજ્યા પછી, ૧૦ એક કોળિયો અનાજ ખાધા પછી, ૧૧ જમી રહ્યા પછી, ૧૨ દિવસે સૂઇને ઉઠ્યા પછી, ૧૩ ઉલટી કર્યા પછી અને ૧૪ સાયંકાળને ટાણે, એ સર્વ વખતે પ્રતિમર્શ નામે નસ્ય આપવું.

**પ્રતિમર્શ નસ્ય બરોબર અપાયું ક્યારે જાણવું?**

ईषदुच्छिन्दनात्स्नेहो यदा वक्त्रं प्रपद्यते ॥
नस्ये निषिक्तं तं विद्यात्प्रतिमर्शं प्रमाणतः ॥ ४० ॥

મનુષ્યને પ્રતિમર્શ નામે નસ્યની માત્રા આપી હોય, તે મનુષ્યે, ખોંખારો ખાવાથી, જ્યારે તેને ગળાની અન્દર સ્નેહ ઉતરે, ત્યારે પ્રતિમર્શ નામે નસ્ય પ્રમાણસર–બરોબર અપાયલું છે, એમ સમજવું.

**પ્રતિમર્શ નસ્ય ક્યારે થુંકવું?**

उच्छिन्दन्नपिबंश्चैतन्निष्ठीवेन्मुखमागतम् ॥

ખોંખારો ખાવાને લીધે ગળામાં ઉતરેલો પ્રતિમર્શ નામે નસ્યનો સ્નેહ ગળી જવો નહિ પણ થુંકી જ નાંખવો.

**ક્યા રોગપર પ્રતિમર્શ નસ્ય આપવું?**

क्षीणे तृष्णास्यशोषार्ते बाले वृद्धे च युज्यते ॥ ४१ ॥

ધાતુક્ષીણ, તૃષાતુર, મોઢામાં શોષ પડેલો, બાલક અને વૃદ્ધ, એ સર્વ મનુષ્યોને, પ્રતિમર્શ નામે નસ્ય આપવું.

**પ્રતિમર્શ નસ્ય આપવાથી ક્યા ક્યા રોગો મટી જાય છે?**

प्रतिमर्शेन शाम्यन्ति रोगाश्चैवोर्ध्वजत्रुजाः ॥
वलीपलितनाशश्च बलमिन्द्रियजं भवेत् ॥ ४२ ॥

આ પ્રતિમર્શ નામે નસ્ય આપવાથી, ડોકની હાંસડીના ઉપરના ભાગપર થયેલા રોગો શાન્ત થાય છે, શરીરે પડેલી કરચલી મટી જાય છે; ધોળા થઇ ગયેલા વાળ કાળા થાય છે અને ઇન્દ્રિયોની અન્દર બળ આવે છે.

બિભીત નસ્ય

बिभीतनिम्बगंभारी शिवा शेलुश्च काकिनी ॥
एकैकतैलनस्येन पलितं नश्यति ध्रुवम् ॥ ४३ ॥

બેહેડાંના તેલનું નસ્ય આપવાથી, તેના ધોળા વાળ નક્કી કાળા થશે.

નિમ્બ નસ્ય — લિમ્બડાની લીમ્બોળીના તેલના નસ્યથી, ધોળા વાળ નક્કી કાળા થાય છે.

ગમ્ભારી નસ્ય — શવનના ફલના તેલના નસ્યથી, ધોળા વાળ નક્કી કાળા થાય છે.

શિવા નસ્ય — હરડેના તેલનું નસ્ય આપવાથી, ધોળા વાળ નક્કી કાળા થાય છે.

શેલુ નસ્ય — ગુન્દાંના તેલનું નસ્ય આપવાથી, ધોળા વાળ નક્કી કાળા થાય છે.

કાકિની નસ્ય — શૂડિયાની ડોડીના તેલનું નસ્ય આપવાથી, ધોળા વાળ નક્કી કાળા થાય છે. (એ પ્રમાણે એકેકી ઔષધીનું તેલ કાઢીને નસ્ય આપવાથી, ધોળા વાળ નક્કી કાળા થાય છે.)

કેવી જગામાં નસ્ય આપવું?

अथ नस्यविधिं वक्ष्ये नस्यग्रहणहेतवे ॥ देशे वातरजोमुक्ते

હવે નસ્ય આપવા સારુ નસ્ય આપવાની વિધિ નીચે પ્રમાણે કહું છું:–જે મનુષ્યને નસ્ય આપવું હોય તેને, જે જગ્યામાં વાયુ પ્રવેશ કરી શકતો ન હોય તથા ધૂળ પણ ન હોય, તેવી જગ્યામાં લઈ જવો.

નસ્ય આપવા વખતે રોગીને કેમ બેસાડવો?

कृतदन्तनिघर्षणम्॥ ४४ ॥ विशुद्धं धूमपानेन स्विन्नभालगलं तथा ॥
उत्तानशायिनं किंचित्प्रलंबशिरसं नरम् ॥४५॥
आस्तीर्णहस्तपादं च वस्त्राच्छादितलोचनम् ॥ समुन्नमितनासाग्रं

જે રોગીને નસ્ય આપવું હોય, તેના દાન્ત દાતણથી સાફ કરી, તેને ધૂમ્રપાન કરાવવા વડે કણ્ઠ તથા કપાળને શુદ્ધ કરીને તથા પરસેવો વળે તેવી રીતે સ્વેદ આપી, પછી તેને ચત્તો સૂવાડીને, તેનાં માથાંને કૈંકલટકતું લામ્બુ–રખાવવું, તેના હાથ, પગ પહોળા કરાવવા, તેનાં નેત્રને વસ્ત્રથી ઢાંકી દેવાં તથા નાકની અણી ઉંચી કરાવવી–રખાવવી.

વૈદે શા વડે નસ્ય રેડવું? — वैद्यो नस्येन योजयेत् ॥ ४६ ॥

कोष्णमच्छिन्नधारं च हेमतारादिशुक्तिभिः ॥ शुक्त्या वा यत्र युक्त्या वा प्लोतैर्वा नस्यमाचरेत्॥४७॥

વૈદે, સોનાંની અથવા રૂપાં આદિની છીપથી, છીપથી, કોઈ યુક્તિથી અથવા લૂગડાંના કટકાથી ધાર ન ત્રૂટી જાય એવી રીતે જરાતરા ઉનું નસ્ય રોગીના નાકની અન્દર રેડવું.

નસ્ય નાંખવા ટાણે રોગીએ કેમ વર્તવું?

नस्येष्वासिच्यमानेषु शिरो नैव प्रकंपयेत् ॥
न कुप्येन्न प्रभाषेत नोच्छिदेन्न हसेत्तथा ॥ ४८ ॥

નાકની અન્દર નસ્ય નાંખવા ટાણે રોગીએ માથું ધુણાવવું નહિ; કોપાયમાન્ થવું નહિ; કોઈની સાથે બોલવું નહિ; ખોંખારો ખાવો નહિ અને હસવું નહિ.

નસ્ય નાંખવા ટાણે બરોબર ન વર્તવાથી કયા કયા રોગો થાય છે?

एतैर्हि विहितः स्नेहो नैवान्तः संप्रपद्यते ॥
ततः कासप्रतिश्यायशिरोक्षिगदसंभवः ॥ ४९ ॥

એ પ્રમાણે ન વર્તે તો અર્થાત્ માથું ધુણાવવા આદિ ક્રિયા કરે

તો તેથી નાકમાં રેડેલો સ્નેહ, માથાંની અન્દર સારી રીતે જતો નથી તેને લીધેજ કાસ, પ્રતિશ્યાય, શિરોરોગ અને અક્ષિ રોગ, એ સર્વ રોગો ઉત્પન્ન થાય છે.

**નસ્યને કેમ ધારણ કરવું?** शृंगाटकमभिप्लाव्य स्थापयेत्

શૃંગાટક એટલે નાકના મૂળમાં બન્ને ભમરના મધ્ય ભાગને વિષે રહેલાં ચાર રસ્તાના–ચૌટાના આકારનાં હાડકાંને, નાકમાં રેડેલાં નસ્યથી ભીજવી, પછી તે નસ્યને તેવી જ રીતે ધારણ કરવું.

**નસ્ય ક્યારે ન ગળવું ?** न गिलेद्द्रवम् ॥ એ રીતે ધારણ કરેલા નસ્યને ગળી જવું નહિ.

**નસ્યને કેટલો વખત સુધી ધારણ કરવું ?**

पंच सप्तदशैव स्युर्मात्रा नस्यस्य धारणे ॥ ૫૦ ॥

આ નસ્ય, પાંચ માત્રા, સાત માત્રા અથવા દશ માત્રાના વખત સુધી ધારણ કરી રાખવું.

**નસ્યના દ્રવ્યને કૈ બાજુ થુંકવો?**

उपविश्याथ निष्ठीवेन्नसावक्त्रगतं द्रवम् ॥
वामदक्षिणपार्श्वाभ्यां निष्ठीवेत्सम्मुखे न हि ॥ ૫૧ ॥

પછી બેઠા થઇને, નાક તથા મોડામાં આવેલા નસ્યનો દ્રવ, જમણે વા ડાબે પડખે થુંકવો, પણ સામો–સીધો થુંકવો નહિ.

**નસ્ય કર્મ પછી કેમ વર્તવું?**

नस्ये नीते मनस्तापं रजः क्रोधं च संत्यजेत् ॥
शयीत निद्रां त्यक्त्वा च उत्तानो वाक्शतं नरः ॥ ૫૨ ॥

નસ્ય લીધા પછી, રોગીએ મનમાં સન્તાપ કરવો નહિ, ધૂળ ઉડતી હોય એવી જગ્યામાં બેસવું નહિ, કોપ–ક્રોધ કરવો નહિ અને સો આંકડાનો ઉચ્ચાર થાય તેટલો વખત સુધી નિદ્રા ન કરતાં ચત્તું સૂઇ રહેવું.

**વૈરેચન નસ્ય પછી શું ક્રિયા કરવી?**

तथा वैरेचनश्चान्ते धूमो वा कवलो हितः ॥

હવે વિરેચન નસ્ય આપ્યા પછી શોધન કરનારું ધૂમ્રપાન કરવું વા યોગ્ય ઔષધોનો કોળિયો ખાવો, એ બન્ને હિતકારક છે.

**નસ્યના યોગોનાં નામ**

नस्ये त्रीण्युपदिष्टानि लक्षणानि समासतः ॥ ૫૩ ॥
शुद्धिहीनातियोगानि विशेषाच्छास्त्रचिन्तकैः ॥

નસ્ય કર્મના પ્રયોગની અન્દર શાસ્ત્ર જાણનારાઓએ મુખ્યત્વે કરી સંક્ષેપની અન્દર ત્રણ લક્ષણો કહ્યાં છે તે નીચે પ્રમાણે જાણવાં:–શુદ્ધિ (સમ) યોગ, હીનયોગ અને અતિયોગ એ ત્રણે યોગનાં લક્ષણો આગળ શ્લોકોમાં કહ્યાં છે.

**શુદ્ધિ યોગ ક્યારે જણાય ?**

लाघवं मनसः शुद्धिः स्रोतसां व्याधिसंक्षयः ॥૫૪॥
चित्तेन्द्रियप्रसादश्च शिरसः शुद्धिलक्षणम् ॥

નસ્ય આપવાને લીધે માથાંની શુદ્ધિ થઇ હોય તો તેથી શરીર હલકું થાય છે, મન શુદ્ધ થાય છે, સ્રોતનું એટલે મુખ, કાન, ગુદા આદિ દ્વારોનું શોધન થાય છે, જે વ્યાધિપર નસ્ય આપ્યું હોય તે વ્યાધિનો નાશ થાય છે, ચિત્ત પ્રસન્ન રહે છે અને ચક્ષુઆદિ ઇન્દ્રિયો પણ પ્રસન્ન રહે છે. એ રીતે માથાંની શુદ્ધિ થવાને લીધે આ યોગનું નામ શુદ્ધિયોગ કહેવાય છે.

**હીન** શુદ્ધિ યોગ ક્યારે જણાય ?

कण्डूपदेहो गुरुता स्रोतसां कफसंस्रवः ॥ ५५ ॥
मूर्ध्नि हीनविशुद्धे तु लक्षणं परिकीर्तितम् ॥

નસ્ય આપવાના હીન યોગને લીધે માથાંની હીન શુદ્ધિ થઈ હોય તો શરીરે ખરજ આવે છે, શરીર ચીકણું, ભારે અને જડ થઇ જાય છે તથા સ્રોતસોમાંથી અર્થાત્ મુખ, કાન, તથા નાક આદિમાંથી કફ પડે છે. એ સર્વ લક્ષણો થાય છે.

**અતિ** શુદ્ધિ ક્યારે જણાય?

मस्तुलुंगागमो वातवृद्धिरिन्द्रियविभ्रमः ॥ ५६ ॥
शून्यता शिरसश्चापि मूर्ध्नि गाढं विरेचिते ॥

નસ્ય આપવાના અતિ યોગને લીધે માથાંની અતિ શુદ્ધિ થઇ હોય તો માથાંમાંનો મગજ નાકવાટે સ્રવવા માંડે છે, વાયુની વૃદ્ધિ થાય છે, ઇન્દ્રિયોને ભ્રમ થાય છે અર્થાત્ પોતપોતાના વિષયોને બરોબર રીતે ગ્રહણ કરી શકતી નથી અને માથું શૂન્ય-જડ થઇ જાય છે. એ સર્વ લક્ષણો થાય છે.

हीनातिशुद्धे शिरसि कफवातघ्नमाचरेत् ॥ ५७ ॥

**મસ્તકની હીન** શુદ્ધિ યોગપર શું કરવું?

નસ્ય આપવાની અન્દર હીનશુદ્ધિ યોગ થયો હોય અર્થાત્ માથાંની અન્દર ઓછું નસ્ય અપાયું હોય તો, તેનાપર કફનાશક નસ્ય આપવું.

**મસ્તકની** અતિ શુદ્ધિ યોગપર શું કરવું?

નસ્ય આપવામાં અતિશુદ્ધિયોગ થયો હોય તો અર્થાત્ માથું બહુ જ ખાલી થઇ ગયું હોય તો તેનાપર વાતહારક નસ્ય આપવું.

सम्यग्विशुद्धे शिरसि सर्पिर्नस्ये निषेचयेत् ॥

**મસ્તકની** સારી શુદ્ધિ પર શું કરવું ?

નસ્ય આપવાને લીધે માથાંની સારી રીતે શુદ્ધિ થઈ હોય તો તેનાપર ઘીનું નસ્ય આપવું.

**અતિ** સ્નિગ્ધ મસ્તક કેમ જણાય ?

कफप्रसेकः शिरसो गुरुतेन्द्रियविभ्रमः ॥ ५८ ॥
लक्षणं तदतिस्निग्धे

નસ્ય આપવાને લીધે મસ્તક અતિ સ્નિગ્ધ થઈ જાય ત્યારે કફનો સ્રાવ થાય, માથું જડ થાય અને ઇન્દ્રિયોમાં ભ્રમ થાય અર્થાત્ પોતપોતાના વિષયોને બરોબર રીતે ગ્રહણ કરી શકે નહિ. એ સર્વ લક્ષણો, નસ્ય આપવાથી, અતિ સ્નિગ્ધ થયેલાં મસ્તકનાં કહેલાં છે.

रूक्षं तत्र प्रदापयेत् ॥

**અતિ** સ્નિગ્ધ મસ્તકપર શો ઉપાય કરવો ?

નસ્ય આપવાને લીધે મસ્તક અતિ સ્નિગ્ધ થઈ ગયું હોય તો તેનાપર રુક્ષ પદાર્થોનું ભોજન કરાવવું.

भोजयेच्चानभिष्यन्दि

**નસ્ય** વાળાએ શું પથ્ય પાળવું ?

ઉપર પ્રમાણે નસ્યનો પ્રયોગ જેને કર્યો હોય તેને અનભિષ્યન્દિ એટલે કફનાશક પદાર્થોનું ભોજન કરાવવું.

**નસ્ય** વાળાએ શો આચાર પાળવો ?

नस्याचरिकमादिशेत् ॥ ५९ ॥

નસ્ય લેનારાએ, શિષ્ટોએ કહેલા આચારનું આચરણ કરવું.

પાંચ કર્મોનું પુનઃ નામ કથન
वमनं रेचनं नस्यं निरूहमनुवासनम् ॥
एतानि पंच कर्माणि कथितानि मुनीश्वरैः ॥ ६० ॥

વમન, વિરેચન, નસ્ય, નિરૂહબસ્તિ અને અનુવાસન બસ્તિ, આ પાંચેને મુનીશ્વરો પંચકર્મ કહે છે.

એ રીતે દામોદરના પુત્ર શાર્ઙ્ગધરે રચેલી શાર્ઙ્ગધર સંહિતાને વિષે ઉત્તરખણ્ડના ચિકિત્સાસ્થાનમાંનાં નસ્યવિધિ નામે આઠમા અધ્યાયની ભટ્ટકૃત ગુર્જર ટીકા સમ્પૂર્ણ.

——:૦:——

# અધ્યાય ૯, મો. ધૂમપાનવિધિ

ધૂમપાનના ભેદો
धूमस्तु षड्विधः प्रोक्तः शमनो बृंहणस्तथा ॥
रेचनः कासहा चैव वामनो व्रणधूपनः ॥ १ ॥

શમન, બૃંહણ, રેચન, કાસહા, વામન અને વ્રણધૂપન, એ રીતે ધૂમનાં–ધૂમાડાના છ ભેદો કહ્યા છે.

શમન ધૂમનાં બીજાં નામો
शमनस्य तु पर्यायौ मध्यः प्रायोगिकस्तथा ॥
મધ્ય અને પ્રાયોગિક, એ બે, શમન ધૂમનાં બીજાં નામો છે.

બૃંહણ ધૂમનાં બીજાં નામો
बृंहणस्यापि पर्यायौ स्नेहनो मृदुरेवच ॥ २ ॥
સ્નેહન અને મૃદુ, એ બે, બૃંહણ ધૂમનાં બીજાં નામો છે.

રેચન ધૂમનાં બીજાં નામો
रेचनस्यापि पर्यायौ शोधनस्तीक्ष्ण एव च ॥
શોધન અને તીક્ષ્ણ, એ બે, રેચન ધૂમનાં બીજાં નામો છે.

કોણે ધૂમપાન ન કરવું?
अधूमार्हाश्च खल्वेते श्रांतो भीरुश्च दुःखितः ॥ ३ ॥
दत्तबस्तिर्विरिक्तश्च रात्रौ जागरितस्तथा । पिपासितश्च दाहार्तस्तालुशोषी तथोदरी ॥ ४ ॥
शिरोभितापी तिमिरी छर्द्याध्मानप्रपीडतः ॥ क्षतोरस्कः प्रमेहार्त पांडुरोगी च गर्भिणी ॥ ५ ॥
रूक्षः क्षीणोऽभ्यवहृतक्षीरक्षौद्रघृतासवः ॥ भुक्तान्नदधिमत्स्यश्च बालो वृद्धः कृशस्तथा ॥ ६ ॥

પરિશ્રમ કરવાને લીધે થાકી ગયેલ, બીકણ, દુઃખી, પીચકારી મારેલો, જુલાબ થયેલો, રાત્રિના જાગનારો, તરસ્યો, બળત્રાથી પીડાયલો, તાળવાને વિષે શોષવાળો, ઉદરરોગી, માથાંના દુઃખથી અતિશય વેદનાવાળો, તિમિરરોગી, ઉલટીથી પીડાયલો, આધ્માન વાતવાળો, ઉરઃક્ષતરોગી, પ્રમેહરોગી, પાણ્ડુરોગી, ગર્ભિણી સ્ત્રી, રૂક્ષ, ધાતુક્ષીણ થયેલો, દૂધ પીધેલો, મધ પીધેલો, ઘી પીધેલો, આસવ પીધેલો, અન્ન, દહીં અને માછલાં ખાધેલો, બાલક, વૃદ્ધ અને દુર્બળ શરીરવાળો, એ સર્વ મનુષ્યોએ ધૂમપાન કરવું નહિ.

કવખતે ધૂમપાન કરવાથી શું થાય?
अकाले चातिपीतश्च धूमः कुर्यादुपद्रवान् ॥

ઉપરના રોગીઓએ ધૂમપાન કરવાથી તેમ જ બીજા મનુષ્યોએ કવખતે ધૂમપાન કરવાથી ઉપદ્રવો થાય છે.

અતિ ધૂમપાન કરવાથી શું થાય?

અતિ ધૂમપાન કરવાથી પણ ઉપદ્રવો થાય છે.

ધૂમપાનથી થયેલા ઉપદ્રવો શાથી મટે?

तत्रेष्टं सर्पिषः पानं नावनांजनतर्पणम् ॥ ७ ॥
सर्पिरिक्षुरसं द्राक्षां पयो वा शर्करांबु वा ॥
मधुराम्लौ रसौ वापि शमनाय प्रदापयेत् ॥ ८ ॥

ધૂમપાન કરવાથી કોઇ પણ ઉપદ્રવ થયો હોય તો, તેને શાંત કરવા સારુ, ઘી પાવું, નાકની અન્દર નસ્ય આપવું, આંખની અન્દર અંજન આંજવું, દેહને તૃપ્ત કરનારા પદાર્થો નીચે પ્રમાણે ખવરાવવાઃ–ઘી (ધૂમપાન કરવાને લીધે થયેલા ઉપદ્રવોને શાંત કરવામાં પ્રાધાન્ય વસ્તુ ઘી જ છે, એમ સૂચના કરવા સારુ આ ગ્રન્થકારે ઘી પાવાનું બે વાર લખ્યું), શેરડીનો રસ, દ્રાક્ષ, દૂધ અને સાકરનું પાણી, એ પદાર્થો ખવરાવવા અથવા મીઠા અને ખાટા રસોને એકત્ર કરીને પાવા, તેથી તે ઉપદ્રવો શાંત થાય છે.

ધૂમપાન કોણે કરવું?

धूमश्च द्वादशाद्वर्षात् गृह्यतेऽशीतिकान्न च ॥

બાર વર્ષથી તે એંશી વર્ષ સુધી ધૂમપાન કરવું, પછી કરવું નહિ.

સારી રીતે ધૂમપાનથી કયા રોગો મટે છે?

कासश्वासप्रतिश्यायान्मन्याहनुशिरोरुजः ॥ ९ ॥
वातश्लेष्मविकारांश्च हन्यात् धूमः सुयोजितः ॥

તે ધૂમપાન કરવાનો ઉપયોગ સારી રીતે થયો હોય, તો તેથી કાસ, શ્વાસ, પ્રતિશ્યાય, મન્યા–ઓડ–કાંધ, હનુ–ડાઢી, શિર–માથું, એ ત્રણેમાં પીડા અને વાતકફ સંબંધી વિકાર, એ સર્વ રોગો મટી જાય છે.

ધૂમપાનથી શું ફલ?

धूमोपयोगात्पुरुषः प्रसन्नेन्द्रियवाङ्मनः ॥ १० ॥
दृढकेशद्विजश्मश्रुः सुगंधिवदनो भवेत् ॥

હમ્મેશાં ધૂમપાન કરવાથી, બધી ઇન્દ્રિયો, વાણી અને મન, એ પ્રસન્ન રહે છે; માથાંના કેશ, દાંત, ડાઢી અને મુંછના વાળ, એ સર્વ મજબૂત થાય છે; અને મોઢું સુગન્ધી થાય છે.

ધૂમપાનની નળી કેવી કરવી?

धूमनाडी भवेत्तत्र त्रिखंडा च त्रिपर्विका ॥ ११ ॥
कनिष्ठिकापरीणाहा राजमाषागमांतरा ॥

ધૂમપાન કરવાની નળી (સુવર્ણાદિક ધાતુની), ત્રણ ભાગવાળી, ત્રણ પેચવાળી–સાંધાવાળી, ટચલી આંગળીના જેવડી જાડી અને ચોળાનો દાણો પેશી જાય એવાં છિદ્રવાળી બનાવવી.

શમન ધૂમપાનની નળી કેવડી કરવી?

धूमनाडी भवेद्दीर्घा शमने रोगिणोऽङ्गुलैः ॥ १२ ॥ चत्वारिंशन्मितैः

શમન ધૂમપાન કરવા સારુ, ઉપર કહેલી નળી, રોગીના ચાલીશ આંગળ સુધીની લાંબી કરવી.

મૃદુ ધૂમપાનની નળી કેવડી કરવી?

तद्वद् द्वात्रिंशद्भिर्मृदौ स्मृता ॥

મૃદુ (બૃહણ) ધૂમપાન કરવા સારુ, ઉપર કહેલી નળી, રોગીનાં બત્રીશ આંગળ સુધીની લાંબી કરવી.

**તીક્ષ્ણ ધૂમપાનની નળી કેવડી કરવી?**

तीक्ष्णे चतुर्विंशतिभिः

તીક્ષ્ણ (રેચન) ધૂમપાન કરવા સારુ, ઉપર કહેલી નળી રોગીનાં ચોવીશ આંગળ સુધીની લાંબી કરવી.

**કાસઘ્ન ધૂમપાનની નળી કેવડી કરવી?**

कासघ्ने षोडशोन्मितैः ॥ १३ ॥

કાસઘ્ન ધૂમપાન કરવા સારુ, ઉપર કહેલી નળી રોગીનાં સોલ આંગળ સુધીની લાંબી કરવી.

**વામનીય ધૂમપાનની નળી કેવડી કરવી?**

दशांगुलैर्वामनीये

વામન–વામનીય ધૂમપાન કરવા સારુ, ઉપર કહેલી નળી, રોગીનાં દશ આંગળ સુધીની લાંબી કરવી.

**વ્રણધૂપન નળી કેવી કરવી?**

तथा स्यात् व्रणनाडिका ॥
कलायमंडलस्थूला कुलित्थागमरंध्रिका ॥ १४ ॥

વ્રણને ધૂમ દેવા સારુ, જે નળી બનાવવી હોય, તે નળી રોગીનાં દશ આંગળ સુધીની લાંબી, મટાણાના–વટાણાના જેવી જાડી અને કળથીનો દાણો જાય એવાં છિદ્રવાળી બનાવવી.

**ધૂમપાનની ઇષિકા કેવી કરવી?**

अथेषिकां प्रलिम्पेच्च सुश्लक्ष्णां द्वादशांगुलाम् ॥
धूमद्रव्यस्य कल्केन लेपश्चाष्टांगुलः स्मृतः ॥ १५ ॥
कल्कं कर्षमितं लिप्त्वा छायाशुष्कं च कारयेत् ॥ ईषिकामपनीयाथ स्नेहाक्तां वर्तिमादरात् ॥ १६ ॥

લીસી અને બાર આંગળ લાંબી એવી શરકાંડ નામે (બાણનાં થોથાંના) ખડની સળી લેવી; પછી ધૂમપાનને માટે જે ઔષધ હોય, તે ઔષધનો કલ્ક, એક કર્ષ લઇ, ઉપલી સળીપર આઠ આંગળ સુધી ચોપડીને પછી તે કલ્કવાળી સળીને છાંયડામાં મૂકવી અને ઉપર ચોપડેલો કલ્ક સૂકાઇ જાય ત્યારે તે સળીને કલ્કની અન્દરથી કાઢી લઇ પછી તે સળીની અન્દરના છિદ્રમાં ઘીવાળી વાટને ઘણી સંભાળથી ખોસવી.

**ઇષિકાનું ધૂમપાન કેમ કરવું?**

अंगारैर्दीपितां कृत्वा धृत्वा नेत्रस्य रंध्रके ॥
वदनेन पिबेद्धूमं वदनेनैव संत्यजेत् ॥ १७ ॥
नासिकाभ्यां ततः पीत्वा मुखेनैव वमेत्सुधीः ॥

ઘીની વાટ ખોસેલી સળીને અગ્નિથી સળગાવીને નળીના છિદ્રમાં ખોસવી; પછી તે નળીથી મુખદ્વારા ધુંવાડો પીને મોઢાથી જ ધુંવાડો કાઢવો અને નાકદ્વારા ધુંવાડો પીને પણ મોઢાથી જ ધુંવાડો કાઢવો, પણ નાકદ્વારા ધુંવાડો કાઢવો નહિ.

**વ્રણને ધૂમ કેમ આપવો?**

शरावसंपुटे क्षिप्त्वा कल्कमंगारदीपितम् ॥ १८ ॥
छिद्रे नेत्रं सुवेश्याथ व्रणं तेनैव धूपयेत् ॥

હવે વ્રણને ધુંવાડી દેવી હોય ત્યારે, એક કોડિયામાં ન ઠરે એવા અંગારા નાંખી, તેનાપર, ધુંવાડી દેવાનાં ઔષધોનો કલ્ક પાથરી, તેનાપર મધ્ય ભાગમાં છિદ્ર પાડેલાં બીજાં કોડિયાંને ઉંધું ઢાંકી, તે કોડિયાના છિદ્રની સાથે નળીનું છિદ્ર મેળવીને પછી તે નળીદ્વારા વ્રણને ધુંવાડી આપવી.

એલાદિ ગણ કલ્ક[1] एलातगरकुष्ठमांसीध्यामकत्वक्पत्रनागपुष्पप्रियङ्गुहरेणुकाव्याघ्रनखशुक्तिचण्डास्थौणेयकश्रीवेष्टकचोचचोरकवालकगुग्गुलुसर्जरसतुरुष्ककुन्दुरुकाऽगरुस्पृक्कोशीरभद्रदारुकुङ्कुमानि पुन्नागकेशरश्चेति ॥ एलादिको वातकफौ निहन्यात् विषमेव च ॥ वर्णप्रसादनः कण्डूपिडकाकोठनाशनः ॥

એલચી, તગર, કઠ, બાલછડ, રોંસખડ, તજ, તમાલપત્ર, નાગકેશર, ઘઉંલા, રેણુકબીજ, વ્યાઘ્રનખ-બૃહન્નખ-વાઘનખ, શુક્તિ-અલ્પનખ-નખલા, ચણ્ડા-છુવારી અજમોદ, સ્થૌણેયક-થુનેર, શ્રીવેષ્ટક-ગન્ધોબેરજો, ચોચઃ-જંગલી તજ, ચોરક-ગંઠોના, વાળો, ગુગળ, રાળ, શેલારસ, કિન્દરુ-ઇશેપ, અગર, સ્પૃક્કા-હિં. અસવરગ; મ. કપુરીમધુરી નામે છોડ, કાળો વાળો, દેવદારુ, કેશર પુન્નાગ-મ. ઉણ્ડી અને કેશર-પુષ્પરેણુ, આ બધાં ઔષધોનો કલ્ક, વાત, કફ અને વિષનું નાશ કરનારો, શરીરના વર્ણને સ્વચ્છ કરવાવાળો, કણ્ડૂ, પિડકા-ઝીણી ફોડલીઓ અને કોઠ (મધમાંખીના ડંશના જેવી ખરજ આવીઆવીને કફવાતને લીધે લોહીના સરખાં જે રાતાંરાતાં ચાભાં તરત ઉઠી આવે છે અને જે પાછાં તરત મટે છે, તે) રોગને મટાડનારો છે. (નીચેનો એલાદિ ગણ કલ્ક સમજવા સારુ [આ કલ્ક લખ્યો છે.)

એલાદિ ગણ કલ્ક एलादिकल्कं शमने

શમન ધૂમપાન કરવાની અન્દર, એલાદિ ગણ ઔષધોનો કલ્ક વાપરવો.

સ્નિગ્ધ સર્જરસ ઔષધ स्निग्धं सर्जरसं मृदौ ॥ १९ ॥

મૃદુ-બૃહણ ધૂમપાન કરાવવાની અન્દર, ઘૃતાદિક સ્નેહવાળો સેલારસ વાપરવો.

તીક્ષ્ણ કલ્ક रेचने तीक्ष्णकल्कं च [વાપરવો.

રેચન ધૂમપાન કરાવવાની અન્દર, તીક્ષ્ણ ઔષધોને (મરી, રાઈ આદિનો) કલ્ક

ક્ષુદ્રિકોષણ કલ્ક कासघ्ने क्षुद्रिकोषणम् ॥ [નો કલ્ક વાપરવો.

કાસઘ્ન ધૂમપાન કરાવવાની અન્દર, બેઠી ભોંયરિંગણીના ડોડવા અને મરી એ બન્ને-

સ્નાયુચર્માદ્ય કલ્ક वामने स्नायुचर्माद्यं दद्याद्धूमस्य पानकम् ॥ २० ॥

વામન ધૂમપાન કરાવવાની અન્દર, હરણાદિકના સ્નાયુ-નસો, ચામડાં આદિનો કલ્ક વાપરવો. એ રીતે તે તે ધુમોનું પાન કરાવવું.

નિમ્બવચાદ્ય કલ્ક व्रणे निंबवचाद्यं च धूपनं संप्रचक्षते ॥ [ધુંવાડી આપવી.

વ્રણને ધૂણી દેવા માટે કડવો લિંબડો અને ઘોડાવજ આદિનો કલ્ક કરીને પછે વ્રણને

બીજા ધૂમો કરવાનું કારણ अन्येपि धूमा गेहेषु कर्तव्या रोगशांतये ॥ २१ ॥

રોગોની શાંતિ માટે, બીજા ધૂમો (બીજી ધૂંવાડીઓ) પણ કરવા.

મયૂરપિચ્છાદિ ધૂપ मयूरपिच्छं निंबस्य पत्राणि बृहतीफलम् ॥
मरिचं हिंगु मांसी च बीजं कार्पाससंभवम् ॥ २२ ॥

---

૧ સુશ્રુત, સૂત્રસ્થાન અધ્યાય ૩૮, ગદ્ય ૨૧-૨૨.

छागरोमाहिनिर्मोकं विष्ठा बैडालिकी तथा ॥ गजदंतश्च तच्चूर्णं किंचित् घृतविमिश्रितम् ॥ २३ ॥
गेहेषु धूपनं दत्तं सर्वान्बालग्रहान् जयेत् ॥ पिशाचान् राक्षसान् जित्वा सर्वज्वरहरं भवेत् ॥ २४ ॥

મોરપિંછ, કડવા લિમ્બડાનાં પાદડાં, ઉભીભોંરિંગણીના ડોડવા, મરી, હિંગ, બાલછડ, કપાસિયા, બકરાંના વાળ, સાપની કાંચળી, મીંદડાંની વિષ્ઠા અને હાથીદાંત, આ અગ્યારે ઔષધોના ચૂર્ણમાં થોડુંક ઘી નાંખીને, પછી તેમની ઘરમાં ધૂંવાડી દેવાથી, સઘળા બાલગ્રહો, પિશાચો અને રાક્ષસો, એ સર્વેના ઉપદ્રવો અને સર્વ પ્રકારના જ્વરો મટી જાય છે.

**ધૂમપાનમાં પથ્યાપથ્ય કેમ પાળવું ?**

परिहारस्तु धूमेषु कार्यो रेचननस्यवत् ॥

રેચન નસ્યમાં કહેલા પરિહાર–પથ્ય, અપથ્ય પ્રમાણે જ, ધૂમપાનમાં પથ્યાપથ્ય પાળવું.

**હીન વા અતિયોગ ધૂમપાનમાં શો ઉપાય કરવો ?**

રેચન નસ્યમાં કહેલા હીનયોગ અને અતિયોગ વડે થયેલા ઉપદ્રવોનો નાશ કરવા કહેલા ઉપાયો હીન વા અતિયોગથી ધૂમપાનના ઉપદ્રવો માટે કરવો.

**ધૂમપાનની નળી શેની બનાવવી ?**

नेत्राणि धातुजान्याहुर्नलवंशादिजान्यपि ॥ २५ ॥

ધૂમપાપાન કરવાને માટે જે નળી કરવાની, તે, સુવર્ણાદિ ધાતુની, નળી (વાંસની તળે ઉગનારા) વાંસની અથવા વાંસ આદિની બનાવવી.

એ રીતે દામોદરના પુત્ર શાર્ઙ્ગધરે રચેલી શાર્ઙ્ગધર સંહિતાને વિષે ઉત્તરખણ્ડના ચિકિત્સાસ્થાનમાંનાં ધૂમપાનવિધિ નામે પાંચમા અધ્યાયની ભટ્ટકૃત ગુર્જર ટીકા સમ્પૂર્ણા.

———:o:———

## અધ્યાય ૧૦ મો–ગણ્ડૂષાદિવિધિ

**ગણ્ડૂષ ભેદ**

चतुर्विधः स्याद्गंडूषः स्नैहिकः शमनस्तथा ॥ शोधनो रोपणश्चैव

સ્નૈહિક–સ્નેહન. શમન, શોધન અને રોપણ, એ રીતે કોગળાના ચાર ભેદો છે.

**કવલ ભેદ**

कवलश्चापि तद्विधः ॥ १ ॥

સ્નૈહિક–સ્નેહન, શમન, શોધન અને રોપણ, એવી રીતે કોળિયાના પણ ચાર ભેદો છે.

**સ્નૈહિક ગણ્ડૂષ**

स्निग्धोष्णैः स्नैहिको वाते

વાતવિકારપર સ્નિગ્ધ અને ઉષ્ણ પદાર્થોથી જે ગણ્ડૂષ–કોગળા કરવા, તે કોગળા, સ્નૈહિક ગણ્ડૂષ કહેવાય છે.

**પ્રસાદન–શમન ગણ્ડૂષ**

स्वादुशीतैः प्रसादनः ॥ पित्ते

પિત્તવિકારપર, સ્વાદુ–મધુર અને શીત પદાર્થોથી જે ગણ્ડૂપ કોગળા કરવા, તે કોગળા, પ્રસાદન–શમન ગણ્ડૂષ કહેવાય છે.

**સંશોધન ગણ્ડૂષ**

कट्वम्ललवणैरुष्णैः संशोधनः कफे ॥ २ ॥

કફ વિકારપર, તીખા, ખાટા, ખારા અને ઉષ્ણ પદાર્થોથી જે ગણ્ડૂષ–કોગળા કરવા, તે કોગળા, સંશોધન ગણ્ડૂષ કહેવાય છે.

**રોપણ ગણ્ડૂષ** **कषायतिक्तमधुरैः कदूष्णो रोपणो व्रणे ॥ चतुःप्रकारो गण्डूषः**

વ્રણ થયું હોય તો તે વ્રણને તુરા, કડવા, મધુર–મીઠા અને જરાતરા ઉષ્ણ પદાર્થોના ગણ્ડૂષ–કોગળાવડે જે ધોવું, તે કોગળા, રોપણ ગણ્ડૂષ કહેવાય છે. એ પ્રમાણે ચાર પ્રકારના

**कवलश्चापि कीर्तितः ॥ ३ ॥** [ ગણ્ડૂષો કહેલા છે.

**સ્નૈહિક કવલ** વાતવિકારપર સ્નિગ્ધ અને ઉષ્ણ પદાર્થોના જે કવલ–કોળિયા, ગ્રહણ કરવા–ખાવા, તે કોળિયા, સ્નૈહિક કવલ કહેવાય છે.

**પ્રસાદન–શમન કવલ** પિત્તવિકારપર સ્વાદુ–મધુર અને શીત પદાર્થોના જે કવલ–કોળિયા ગ્રહણ કરવા–ખાવા, તે કોળિયા, પ્રસાદન–શમન કવલ કહેવાય છે.

**સંશોધન કવલ** કફવિકારપર, તીખા, ખાટા, ખારા અને ઉષ્ણ પદાર્થોના જે કવલ-કોળિયા ગ્રહણ કરવા–ખાવા, તે કોળિયા, સંશોધન કવલ કહેવાય છે.

**રોપણ કવલ** વ્રણનાપર, તુરા, કડવા, મધુર–મીઠા અને જરાતરા ઉષ્ણ પદાર્થોના મૂકેલા જે કવલ–કોળિયા, તે કોળિયા રોપણ કવલ કહેવાય છે. એ પ્રમાણે ચાર પ્રકારના [ કવલો કહેલા છે.

**ગણ્ડૂષ લક્ષણ** **असंचारी मुखे पूर्णे गंडूषः कवलश्चरः ॥**
**तत्र द्रवेण गंडूषः कल्केन कवलः स्मृतः ॥ ४ ॥**

કહેલા પદાર્થોનો કાઢો–રસ આદિ પાતળો પદાર્થ બનાવી–કરી, પછી તેને મુખની અન્દર, એકે બાજુ ફેરવી ન શકાય એવી રીતે, કોળિયો ભરીને કેટલોક વખત પછી જે કોગળો કરવો, તેનું નામ ગણ્ડૂષ કહેવાય છે.

**કવલ લક્ષણ** કહેલા પદાર્થોનો કલ્ક કરી, પછી તે કલ્કનો, મુખની અન્દર, ચારે કોર ફેરવી શકાય એવી રીતે જે કોળિયો ભરવો, તેનું નામ કવલ કહેવાય છે.

**ગણ્ડૂષમાં ચૂર્ણ કેટલું નાંખવું ?** **दद्यात् द्रवेषु चूर्णं च गंडूषे कोलमात्रकम् ॥**

ગણ્ડૂષ–કોગળા કરવા માટે, કહેલા કાઢા આદિ પ્રવાહી પદાર્થમાં ચૂર્ણ, એક કોલ ભાર જ નાંખવું.

**કવલમાં કલ્ક કેટલો નાંખવો ?** **कर्षप्रमाणः कल्कश्च दीयते कवले बुधैः ॥ ५ ॥**

કવલની અન્દર કલ્ક, એક કર્ષ વજન સુધી નાંખવો.

**કેટલી ઉમ્મરનાએ ગણ્ડૂષ કરવા ?** **धार्यते पंचमाद्वर्षाद्गंडूषकवलादयः ॥** [ કરવા નહિ.

પાંચ વર્ષ થયા પછી કોગળા કરવા, પણ તેથી નાનાએ કોગળા

**કેટલી ઉમ્મરનાએ કવલ ખાવા ?** પાંચ વર્ષ થયા પછી કવલ–કોળિયો ભરવો, પણ તેથી નાનાએ કોળિયા ભરવા નહિ.

**કેટલી ઉમ્મરનાએ પ્રતિસારણ કરવું ?** પાંચ વર્ષ પછીનાએ, મુખની અન્દરના રોગપર કલ્ક, અવલેહ અથવા ચૂર્ણાદિ ઔષધોને, આંગળીનાં ટેરવાંથી ચોપડીને ચોળવું.

**ગણ્ડૂષ કેવી રીતે અને કેટલા કરવા ?** **गंडूषान्सुस्थितः कुर्यात्स्विन्नभालगलादिकः ॥ ६ ॥**
**मनुष्यस्त्रीन् तथा पंच सप्त वा दोषनाशनान् ॥**

મનુષ્યે સ્વસ્થ અન્તઃકરણથી નિશ્ચિન્ત મનથી બેસી, કપાળ, ગળા અને ગાલ આદિપર થોડો પરસેવો વળે તેમ કરી અને કપાલાદિને જરાક મર્દન કરીને પછી ત્રણ, પાંચ અથવા સાત કોગળા કરવા.

**મુખમાં કેટલો વખત ગણ્ડૂષ રાખવો?** कफपूर्णास्यता यावत् छेदो दोषस्य वा भवेत् ॥ ७ ॥
नेत्रघ्राणस्रुतिर्यावत्तावद्गंडूषधारणम् ॥

કફથી મોઢું ભરાઈ જાય, વા દોષોનું છેદન થઈ જાય, વા નેત્ર અને નાકમાંથી પાણી ઝરવા માંડે ત્યાંસુધી મોઢાની અન્દર કોગળો ભરી રાખવો.

**સ્નૈહિક ગણ્ડૂષ** तिलकल्कोदकं क्षीरं स्नेहो वा स्नैहिके हितः ॥ ८ ॥

તલના કલ્કનું પાણી, દૂધ અથવા ઘી આદિ સ્નેહ, એ સર્વ પદાર્થોનો કિંવા એ પદાર્થોથી મિશ્રિત ગણ્ડૂષ, સ્નૈહિક ગણ્ડૂષ કહેવાય છે.

**શમન ગણ્ડૂષ** तिला नीलोत्पलं सर्पिः शर्करा क्षीरमेव च ॥
सक्षौद्रो हनुवक्त्रस्थो गंडूषो दाहनाशनः ॥ ९ ॥

તલ, કાળું કમળ, ઘી, સાકર અને દૂધ, એ સર્વ પદાર્થો એકત્ર કરી, તેમની અન્દર મધ નાંખીને પછી તેમના કોગળા કરવાથી, હોઠ અને મુખમાં થયેલો દાહ શાંત થાય છે. તેથી તે, શમન ગણ્ડૂષ કહેવાય છે.

**મધુ ગણ્ડૂષ** वैशद्यं जनयत्यास्ये संदधाति मुखव्रणान् ॥
दाहतृष्णाप्रशमनं मधुगंडूषधारणम् ॥ १० ॥

મુખમાં મધનો કોગળો ભરવાથી, મોઢું સ્વચ્છ થાય છે, મોઢામાં થયેલાં વ્રણો સારાં થાય છે, દાહ શાન્ત થાય છે અને તરશ પણ મટી જાય છે.

**સર્પિ ગણ્ડૂષ** विषक्षाराग्निदग्धे च सर्पिर्धार्यं

વિષ ભક્ષણ કરવાને લીધે, ક્ષાર ભક્ષણ કરવાને લીધે અથવા અગ્નિને લીધે, મુખ દાઝી ગયું હોય, તો ઘીના કોગળા કરવા.

**પય ગણ્ડૂષ** पयोऽथवा ॥

વિષ ભક્ષણ કરવાને લીધે, ક્ષાર ભક્ષણ કરવાને લીધે અથવા અગ્નિને લીધે, મુખ દાઝી ગયું હોય, તો દૂધના કોગળા કરવા.

**તૈલસૈન્ધવ ગણ્ડૂષ** तैलसैन्धवगंडूषो दन्तचाले प्रशस्यते ॥ ११ ॥

દાંત હાલતા હોય તો તેનાપર, તલના તેલમાં સિન્ધાલુણ નાંખીને જે કોગળા કરવા, તે કોગળા અતિ ઉત્તમ કહેવાય છે.

**કાંજિક ગણ્ડૂષ** शोषं मुखस्य वैरस्यं गंडूषः कांजिको जयेत् ॥

મુખની અન્દરનો શોષ અને મુખનું વૈરસ્ય–બદસ્વાદપણું; એ કાંજીના કોગળા કરવાથી મટી જાય છે.

**સૈન્ધવાદિ ગણ્ડૂષ** सिन्धुत्रिकटुराजीभिरार्द्रकेण कफे हितः ॥ १२ ॥

સિન્ધાલુણ, શુણ્ઠ, મરી, લીણ્ડીપીપર અને રાઈ, એ પાંચે ઔષધોનાં ચૂર્ણને આદાંના રસમાં મેળવીને, પછી તેમના કોગળા કરવાથી, કફ પ્રકોપ મટે છે.

**ત્રિફલામધુ ગણ્ડૂષ** त्रिफलामधुगण्डूषः कफासृक्पित्तनाशनः ॥

હરડાં, બેહેડાં અને આંબળાંના ચૂર્ણની (વા કાઢાની) સાથે મધ મેળવીને, પછી તેમના કોગળા કરવાથી, કફનો તથા રક્તપિત્તનો પ્રકોપ મટી જાય છે.

**દાર્વ્યાદિ ગણ્ડૂષ** दार्वी गुडूची त्रिफला द्राक्षा जात्याश्च पल्लवाः ॥
यवासश्चेति तत्क्वाथः षष्ठांशक्षौद्रसंयुतः ॥ शीतो मुखे धृतो हन्यान्मुखपाकं त्रिदोषजम् ॥ १४ ॥

દારુહળદર, ગળો, હરડાં, બેહેડાં, આંબળાં, દ્રાક્ષ–દ્રાખ, જાઇનાં પાંદડાં અને ધમાસો, એ આઠે ઔષધો સરખે ભાગે લઇ તેમનો કાઢો કરવો. પછી તે કાઢો ટાઢો થાય ત્યારે તે કાઢાની અન્દર, તે કાઢાનો છઠ્ઠો ભાગ મધ નાંખીને પછી તેનો કોગળો મોઢાની અન્દર ભરી રાખવાથી, ત્રિદોષજન્ય મુખપાક મટી જાય છે.

यस्यौषधस्य गण्डूषस्तस्यैव प्रतिसारणम् ॥

**પ્રતિસારણનાં ઔષધો કયાં?** જે ઔષધોના ગણ્ડૂષ કહેલા છે, તે જ ઔષધોનું પ્રતિસારણ પણ કરવું. (પ્રતિસારણ એટલે પાંચ વર્ષ પછીનાએ, મુખની અન્દરના રોગપર કલ્ક, અવલેહ અથવા ચૂર્ણાદિ ઔષધોને, આંગળીનાં ટેરવાંથી ચોપડીને ચોળવાં.) એમ શાર્ઙ્ગધરાચાર્યે ટૂંકામાં કહ્યું છે, પરંતુ હું વિસ્તારથી નીચે લખું છું:–

**પ્રતિસારણ ભેદ**[1] સ્નૈહિક–સ્નેહન, શમન, શોધન અને રોપણ, એવી રીતે પ્રતિસારણના પણ ચાર ભેદો છે.

**સ્નૈહિક પ્રતિસારણ**[2] વાતવિકારપર સ્નિગ્ધ અને ઉષ્ણ પદાર્થોનું જે પ્રતિસારણ કરવું, તે સ્નૈહિક પ્રતિસારણ કહેવાય છે.

**પ્રસાદન–શમન પ્રતિસારણ**[2] પિત્તવિકારપર સ્વાદુ–મધુર અને શીત પદાર્થોનું જે પ્રતિસારણ કરવું, તે, પ્રસાદન–શમન પ્રતિસારણ કહેવાય છે.

**સંશોધન પ્રતિસારણ**[2] કફ વિકારપર તીખા, ખાટા, ખારા અને ઉષ્ણ પદાર્થોનું જે પ્રતિસારણ કરવું, તે, સંશોધન પ્રતિસારણ કહેવાય છે.

**રોપણ પ્રતિસારણ**[2] વ્રણ થયું હોય તો તે વ્રણનાપર તુરા, કડવા, મધુર–મીઠા અને જરાતરા ઉષ્ણ પદાર્થોવડે જે પ્રતિસારણ કરવું, તે રોપણ પ્રતિસારણ કહેવાય છે.

**પ્રતિસારણમાં ચૂર્ણ કેટલું નાંખવું?**[3] પ્રતિસારણ કરવા માટે કહેલા કલ્ક, અવલેહ અથવા ચૂર્ણ, એ ત્રણે પદાર્થોની અન્દર જે ચૂર્ણ નાંખવાનું કહ્યું હોય, તે ચૂર્ણ, એક કોલ ભાર જ નાંખવું.

**પ્રતિસારણ કેવી રીતે અને કેટલું કરવું?**[3] મનુષ્યે સ્વસ્થ અન્તઃકરણથી બેસી, કપાળ, ગળાં અને ગાલ આદિપર થોડો પસીનો–પરસેવો વળે–આવે, તેમ કરી અને કપાલાદિને જરાક મર્દન કરીને પછી ત્રણ, પાંચ અથવા સાત વાર પ્રતિસારણ કરવું.

---

૧ પ્રતિસારણના ભેદો શાર્ઙ્ગધરાચાર્યે જણાવ્યા નથી, તથાપિ ગણ્ડૂષ અને કવલના ભેદોનાં નામો એક હોવાથી, પ્રતિસારણના ભેદોનાં નામો પણ તે જ હોવાં જોઇએ, એમ ધારીને અત્રે લખેલાં છે ૨ પ્રતિસારણના ભેદોનાં ઔષધો પણ આ ગ્રન્થકારે અધ્યાહાર રાખેલાં હોવાં જોઇએ, એમ ધારીને અત્રે લખેલાં છે. ૩ ઉત્તરખણ્ડના અધ્યાય ૧૦ માંના શ્લોક ૫ માથી ૯ સુધી.

**મુખમાં કેટલો વખત પ્રતિસારણ કરવું ?**[1] કફથી મોઢું ભરાઈ જાય, વા દોષોનું છેદન થઈ જાય, વા નેત્ર અને નાકમાંથી પાણી ઝરવા માંડે, ત્યાંસુધી મોઢાની અન્દર પ્રતિસારણ કરવું.

**સ્નૈહિક પ્રતિસારણ**[1] તલના કલ્કનું પાણી, દૂધ અથવા ઘી આદિ સ્નેહ, એ સર્વ પદાર્થોનો કિંવા એ પદાર્થોનું (અવલેહ દ્વારા) મિશ્રિત પ્રતિસારણ, સ્નૈહિક પ્રતિસારણ કહેવાય છે.

**શમન પ્રતિસારણ**[1] તલ, કાળું કમળ, ઘી, સાકર અને દૂધ, એ સર્વ પદાર્થો એકત્ર કરી, તેની અન્દર મધ નાંખીને પછી તે સર્વ પદાર્થોનું (કલ્ક અથવા અવલેહ) મિશ્રિત પ્રતિસારણ કરવાથી, હોઠ અને મુખમાં થયેલો દાહ શાન્ત થાય છે; તેથી તે, શમન પ્રતિસારણ કહેવાય છે.

**મધુ પ્રતિસારણ**[2] મુખમાં મધનું પ્રતિસારણ કરવાથી–મધ ચોપડીને ચોળવાથી, મોઢું સ્વચ્છ થાય છે, મોઢામાં પડેલાં ચાહાં સારાં થાય છે, દાહ શાંત થાય છે અને તરશ પણ મટી જાય છે.

**સર્પિ પ્રતિસારણ**[2] વિષ ભક્ષણ કરવાને લીધે, ક્ષાર ભક્ષણ કરવાને લીધે અથવા અગ્નિને લીધે મુખ દાઝી ગયું હોય તો, મુખની અન્દર ઘીનું પ્રતિસારણ કરવું–ઘી ચોપડીને ચોળવું.

**પય પ્રતિસારણ**[2] વિષ ભક્ષણ કરવાને લીધે, ક્ષાર ભક્ષણ કરવાને લીધે અથવા અગ્નિને લીધે, મુખ દાઝી ગયું હોય તો, મુખની અન્દર દૂધનું પ્રતિસારણ કરવું–દૂધ ચોપડીને ચોળવું.

**તૈલસૈંધવ પ્રતિસારણ**[2] દાંત હાલતા હોય તો તેનાપર, તલના તેલમાં સિન્ધાલુણ નાંખીને પછી તે તેલને જે ચોળવું, તે, અતિ ઉત્તમ પ્રતિસારણ કહેવાય છે.

**કાંજિક પ્રતિસારણ**[2] મુખની અન્દરનો શોષ અને મુખનું વૈરસ્ય–બદસ્વાદપણું, એ મુખની અન્દર કાંજીને ચોપડીને ચોળવાથી, મટી જાય છે.

**સૈંધવાદિ પ્રતિસારણ**[2] સિન્ધાલુણ, શુંઠ, મરી, લીંડિપીપર અને રાઈ, એ પાંચે ઔષધોનાં ચૂર્ણને આદાના રસમાં મેળવી, પછી તેને મુખની અન્દર ચોપડીને ચોળવાથી, કફ પ્રકોપ મટે છે.

**ત્રિફલામધુ પ્રતિસારણ**[2] હરડાં, બેહેડાં અને આંબળાંના ચૂર્ણની સાથે મધ મેળવી પછી તેને, મુખની અન્દર ચોપડીને ચોળવાથી, કફનો તથા રક્તપિત્તનો પ્રકોપ મટી જાય છે.

**દાર્વ્યાદિ પ્રતિસારણ**[2] દારુહળદર, ગળો, હરડાં, બેહેડાં, આંબળાં, દ્રાક્ષ–ધ્રાખ, જાઈનાં પાંદડાં અને ધમાસો, એ આઠે ઔષધો સરખે ભાગે લઈને તેમનો અવલેહ કરવો. પછી તે અવલેહ ટાઢો થાય ત્યારે તે અવલેહની અન્દર, તે અવલેહનો છઠ્ઠો ભાગ મધ નાંખીને, પછી તેને મોઢાંની અન્દર ચોપડીને ચોળવાથી, ત્રિદોષજન્ય મુખપાક મટી જાય છે.

**કવલનાં ઔષધો ક્યાં?** **कवलश्चापि तस्यैव ज्ञेयोऽत्र कुशलैर्नरैः ॥ १५ ॥**

---

૧ ઉત્તરખણ્ડના અધ્યાય ૧૦ માના શ્લોક ૫ માથી ૯ સુધી. ૨ ઉત્તરખણ્ડના અધ્યાય માંના શ્લોક ૧૦ માથી ૧૪ સુધી.

જે ઔષધોના ગણ્ડૂષ–કોગળા કરાવવાનું કહ્યું છે, તેજ ઔષધોના કવલ–કોળિયા ભરાવવાનું કુશલ મનુષ્યે સમજી લેવું અર્થાત્ તેજ ઔષધના કોળિયા ભરાવવા એમ શાર્ઙ્ગધરાચાર્યે ટૂંકામાં કહ્યું, તેજ હું વિસ્તારથી નીચે લખું છું.

**કવલ કેવી રીતે અને કેટલા ભરવા?**[1] મનુષ્યે સ્વસ્થ અંતઃકરણથી બેસી, કપાલ, ગળાં અને ગાલ આદિપર થોડો પસીનો–પરસેવો વળે–આવે તેમ કરી અને કપાલાદિને જરાક મર્દન કરીને પછી ત્રણ, પાંચ અથવા સાત વાર કોળિયા ભરવા.

**મુખમાં કેટલો વખત કવલ રાખવો?**[1] કફથી મોઢું ભરાઇ જાય, વા દોષોનું છેદન થઇ જાય, વા નેત્ર અને નાકમાંથી પાણી ઝરવા માંડે ત્યાંસુધી, મોઢાંની અન્દર કોળિયો રાખીમૂકવો.

**સ્નૈહિક કવલ**[2] તલના કલ્કનું પાણી, દૂધ અથવા ઘી આદિ સ્નેહ, એ સર્વ પદાર્થોનો કિંવા એ પદાર્થોથી મિશ્રિત કવલ, સ્નૈહિક કવલ કહેવાય છે.

**શમન કવલ**[2] તલ, કાળું કમળ, ઘી, સાકર અને દૂધ, એ સર્વે પદાર્થો એકત્ર કરી, તેમની અન્દર મધ નાંખીને પછી તેમના કોળિયા ભરવાથી, હોઠ અને મુખમાં થયેલો દાહ શાંત થાય છે; તેથી તે શમન કવલ કહેવાય છે.

**મધુ કવલ**[2] મુખમાં મધનો કોળિયો ભરવાથી, મોઢું સ્વચ્છ થાયછે, મોઢામાં પડેલાં ચાહાંઓ સારાં થાયછે, દાહ શાંત થાયછે અને તરશ પણ મટી જાયછે

**સાર્પિ કવલ**[2] વિષ ભક્ષણ કરવાને લીધે, ક્ષાર ભક્ષણ કરવાને લીધે અથવા અગ્નિને લીધે, મુખ દાઝી ગયું હોય તો ઘીના કોળિયા ભરવા.

**પય કવલ**[2] વિષ ભક્ષણ કરવાને લીધે, ક્ષાર ભક્ષણ કરવાને લીધે અથવા અગ્નિને લીધે, મુખ દાઝી ગયું હોય, તો દૂધને ગરમ કરી, તેની મલાઈ અથવા માવો કરીને પછી તેમના કોળિયા ભરવા.

**તૈલસૈન્ધવ કવલ**[2] દાંત હાલતા હોય તો, તેનાપર, તલના તેલમાં સિન્ધાલુણ નાંખી, પછી તેને અગ્નિપર મૂકી, સારી પેઠે ઘટ્ટ બનાવીને, પછી તેના જે કોળિયા ભરવા, તે કોળિયા અતિ ઉત્તમ કહેવાય છે.

**કાંજિલ કવલ**[2] મુખની અન્દરનો શોષ અને મુખનું વૈરસ્ય-બદસ્વાદપણું, એ, કાંજીને ઉકાળી, ઘાટી બનાવીને પછી તેમના કોળિયા ભરવાથી, મટીજાય છે.

**સૈન્ધવાદી કવલ**[2] સિન્ધાલુણ, શુણ્ઠ, મરી, લીણ્ડીપીપર અને રાઈ, એ પાંચે ઔષધોનાં ચૂર્ણને આદાંના રસમાં મેળવીને પછી તેમના કોળિયા ભરવાથી, કફ પ્રકોપ મટે છે.

**ત્રિફલામધુ કવલ**[2] હરડાં, બેહેડાં અને આંબળાંના ચૂર્ણની સાથે મધ મેળવીને, પછી તેમના કોળિયા ભરવાથી, કફનો અને રક્તપિત્તનો પ્રકોપ મટી જાય છે.

**દાર્વ્યાદિ કવલ**[2] દારુહળદર, ગળો, હરડાં, બેહેડાં, આંબળાં, દ્રાક્ષ દ્રાક્ષ, જાઇનાં પાંદડાં અને ધમાસો, એ આઠે ઔષધો સરખે ભાગે લઇને, તેમનો ઘાટો

---

૧ ઉત્તરખણ્ડના અધ્યાય ૧૦ માના શ્લોક ૬ ઠ્ઠાથી ૮ સુધી.

૨ ઉત્તરખણ્ડના અધ્યાય ૧૦ માના શ્લોક ૮ માથી ૧૪ સુધી.

અવલેહ બનાવવો. પછી તે અવલેહ, ટાઢો થાય ત્યારે, તે અવલેહની અન્દર, તે અવલેહનો છઠ્ઠો ભાગ મધ નાંખીને પછી તેનો કોળિયો મુખની અન્દર ભરવાથી, ત્રિદોષજન્ય મુખપાક મટે છે.

**માતુલુંગાદિ કવલ**

केशरं मातुलुंगस्य सैन्धवव्योषसंयुतम् ॥
हन्यात्कवलतो जाड्यमरुचिं कफवातजाम् ॥१६॥

બીજોરાનાં કેશરો, સિન્ધાલુણ, શુણ્ઠ, મરી અને લીણ્ડીપીપર, એ સર્વે ઔષધો એકઠાં કરી, તેમનું ચૂર્ણ કરીને પછી તેમના કોળિયા ભરવાથી, મુખનું જડપણું અને કફવાતથી થયેલી અરુચિ, એ રોગો મટી જાય છે.

**પ્રતિસારણના ભેદોનાં નામ**

कल्कोऽवलेहश्चूर्णं च त्रिविधं प्रतिसारणम् ॥

કલ્ક, અવલેહ અને ચૂર્ણ, એ ભેદોવડે ત્રણ પ્રકારનું પ્રતિસારણ કહેવાય છે.

**પ્રતિસારણનું સ્પષ્ટીકરણ**

अंगुल्यग्रगृहीतं च यथास्वं मुखरोगिणाम् ॥ १७ ॥

મનુષ્યનાં મુખની અન્દર જે જે રોગ થયો હોય, તે તે રોગપરનાં ઔષધોના કલ્કાદિ કરી, આંગળીના અગ્રભાગથી—ટેરવાંથી, તે કલ્કાદિ ઔષધને લઈ, તે તે રોગોપર લગાડી—ચોપડીને જે ચોળવું, તેનું નામ પ્રતિસારણ કહેવાય છે.

**કુષ્ઠાદિ પ્રતિસારણ**

कुष्ठं दार्वी समंगा च पाठा तिक्ता च पीतिका ॥
तेजनी मुस्तलोध्रं च चूर्णं स्यात्प्रतिसारणम् ॥१८॥ रक्तस्रुतिं दन्तपीडां शोथं दाहं च नाशयेत् ॥

કઠ, દારુહળદર, ધાવણીનાં ફૂલ, કાળિપાટ, કડુ, હળદર, તેજબળ, નાગરમોથ અને લોદર, આ નવે ઔષધો સરખે ભાગે લઈને તેમનું ચૂર્ણ કરવું. પછી એ ચૂર્ણને આંગળીના ટેરવાંથી લઈને, જીભપર અને આખા મોઢામાં લગાડીને ચોળવાથી, દાંતના પેઢામાંથી પડતું લોહી બન્ધ થઈ જશે, દાન્તની અન્દર થતી પીડા મટી જશે, પેઢાંનો સોજો ઉતરી જશે અને દાહ શાન્ત થઈ જશે.

हीनयोगात्कफोत्क्लेशो रसाज्ञानारुची तथा ॥ १९ ॥

**હીનયોગ ગણ્ડૂષનાં લક્ષણ**

ગણ્ડૂષ—કોગળો કરવામાં હીનયોગ—અલ્પયોગ થવાથી, કફ ઉપર ચઢી આવે છે, જીભને રસોનું જ્ઞાન થતું નથી અર્થાત્ જીભથી રસો વર્તી શકાતા નથી અને અરુચિ પણ થાય છે.

**હીનયોગ કવલનાં લક્ષણ**

કોળિયો ભરવામાં હીનયોગ—અલ્પયોગ થવાથી કફ ઉપર ચઢી આવે છે, જીભને રસોનું જ્ઞાન થતું નથી અર્થાત્ જીભથી રસો વર્તી શકાતા નથી અને અરુચિ પણ થાય છે.

**હીનયોગ પ્રતિસારણનાં લક્ષણ**

કલ્કાદિ દવા ચોપડીને ચોળવામાં હીનયોગ—અલ્પયોગ થવાથી, કફ ઉપર ચઢી આવે છે, જીભને રસોનું જ્ઞાન થતું નથી અર્થાત્ જીભથી રસો વર્તી શકાતા નથી અને અરુચિ પણ થાય છે.

अतियोगान्मुखे पाकः शोषस्तृष्णा क्लमो भवेत् ॥

**અતિયોગ ગણ્ડૂષનાં લક્ષણ**

ગણ્ડૂષ—કોગળો કરવામાં અતિયોગ થવાથી, મોઢું પાકી પડે છે. સુકાઈ પણ જાય છે, તરશ પણ લાગે છે અને ક્લમ—ગ્લાનિ થાય છે.

**અતિયોગ કવલનાં લક્ષણ** કોળિયો ભરવામાં અતિયોગ થવાથી, મોઢું પાકી પડે છે, સૂકાઇ પણ જાય છે, તરશ પણ લાગે છે અને કલમ–ગ્લાનિ થાય છે.

**અતિયોગ પ્રતિસારણનાં લક્ષણ** કલ્કાદિ દવા ચોપડીને ચોળવામાં અતિયોગ થવાથી, મોઢું પાકી પડે છે, સૂકાઇ પણ જાય છે, તરશ પણ લાગે છે અને કલમ–ગ્લાનિ થાય છે.

**શુદ્ધ ગંડૂષનાં લક્ષણ**
**व्याधेरपचयस्तुष्टिर्वैशद्यं वक्त्रलाघवम् ॥ २० ॥**
**इन्द्रियाणां प्रसादश्च गंडूषे शुद्धिलक्षणम् ॥**

કોગળો કરવામાં સમયોગ થવાથી મુખની સારી રીતે શુદ્ધિ થવાને લીધે વ્યાધિ ઓછી થાય છે, મન રાજી રહે છે, મુખ સ્વચ્છ અને હલકું થાય છે અને ઇન્દ્રિયો પ્રસન્ન થાય છે, એ સર્વ લક્ષણો શુદ્ધ ગુણ્ડૂષનાં જાણવાં.

**શુદ્ધ કવલના લક્ષણ** કોળિયો ભરવામાં સમયોગ થવાથી, મુખની સારી રીતે શુદ્ધિ થવાને લીધે વ્યાધિ ઓછી થાય છે, મન રાજી રહે છે, મુખ સ્વચ્છ અને હલકું થાય છે અને ઇન્દ્રિયો પ્રસન્ન થાય છે, એ સર્વ લક્ષણો શુદ્ધ કવલનાં જાણવાં.

**શુદ્ધ પ્રતિસારણનાં લક્ષણ** કલ્કાદિ દવા ચોપડીને ચોળવામાં સમયોગ થવાથી, મુખની સારી રીતે શુદ્ધિ થવાને લીધે વ્યાધિ ઓછી થાય છે, મન રાજી રહે છે, મુખ સ્વચ્છ અને હલકું થાય છે અને ઇન્દ્રિયો પ્રસન્ન થાય છે, એ સર્વ લક્ષણો શુદ્ધ પ્રતિસારણનાં જાણવાં.

એ રીતે દામોદરના પુત્ર શાર્ઙ્ગધરે રચેલી શાર્ઙ્ગધર સંહિતાને વિષે ઉત્તરખણ્ડના ચિકિત્સા સ્થાનમાંના ગણ્ડૂષાદિવિધિ નામે નવમા અધ્યાયની ગુર્જર ટીકા સમ્પૂર્ણા.

---

## અધ્યાય ૧૧ મો, લેપાદિવિધિ

**લેપનાં બીજાં નામ**
आलेपस्य च नामानि लिप्तो लेपश्च लेपनम् ॥
લિપ્ત, લેપ અને લેપન, એ રીતે આ લેપનાં નામો છે.

**લેપના ભેદોનાં નામ** दोषघ्नो विषहा वर्ण्यो मुखलेपस्त्रिधा मतः ॥ १ ॥

દોષઘ્ન (સોજા વગેરે દોષને દૂર કરનાર), વિષહા (ઝેરનું ઉપશમ કરનાર) અને વર્ણ્ય (મુખ અને ચાંમડીના વર્ણને સારો કરનાર), એ રીતે લેપના ત્રણ ભેદો કહ્યા છે.

**દોષઘ્ન લેપનાં લક્ષણ**
त्रिप्रमाणश्चतुर्भागत्रिभागार्धांगुलोन्नतः ॥
આંગળીના જેટલો જે જાડો થર કરવો, તેનું નામ દોષઘ્ન લેપ જાણવો.

**વિષહા લેપનાં લક્ષણ** આંગળીના ત્રીજા ભાગ જેટલો જે જાડો થર કરવો, તેનું નામ વિષહા લેપ જાણવો.

**વર્ણ્ય લેપનાં લક્ષણ** આંગળીના અર્ધા ભાગ જેટલો જે જાડો થર કરવો તેનું નામ વર્ણ્ય લેપ જાણવો.

**આર્દ્ર લેપ શું ગુણ કરે?** आर्द्रो व्याधिहरः स स्यात्

ભીનો લેપ શરીરના વ્યાધિને મટાડે છે, માટે ભીનો લેપજ [લગાડવો.

**શુષ્ક લેપ શું અવગુણ કરે?** शुष्को दूषयति छविम् ॥ २ ॥

સૂકો લેપ શરીરની કાંતિનો નાશ કરે છે, માટે સૂકો લેપ લગાડવો [નહિ.

**શોથઘ્ન લેપ**

पुनर्नवां दारु शुंठीं सिद्धार्थं शिग्रुमेव च ॥
पिष्ट्वा चैवारनालेन प्रलेपः सर्वशोथहा ॥ ३ ॥

સાટોડી, દેવદારુ, શુણ્ઠ, સર્ષવ અને શરગવાની છાલ, એ પાંચે ઔષધો સરખે ભાગે લઇ, તેમને કાંજીની અન્દર બારીક વાટીને, પછી તેમનો સોજાપર લેપ કરવાથી, સઘળા પ્રકારના સોજા મટી જાય છે.

**બિભીતફલમજ્જા લેપ** बिभीतफलमज्जास्तु लेपो दाहार्तिनाशनः ॥

બેહેડાંના ફલના મગજને બહુ જ ઝીણાં વાટીને–લઢીને પછી તેનો લેપ કરવાથી, દાહ[ની પીડા શાન્ત થાય છે.

**દશાંગ લેપ** शिरीषं मधुयष्टी च तगरं रक्तचन्दनम् ॥ ४ ॥
एला मांसी निशायुग्मं कुष्ठं वालकमेव च ॥ इति संचूर्ण्य लेपोयं पंचमांशघृतप्लुतः ॥ ५ ॥
जलेन क्रियते सुज्ञैर्दशांग इति संज्ञितः ॥ विसर्पान् विषविस्फोटान् शोथदुष्टव्रणान् जयेत् ॥ ६ ॥

શિરીષ–શરષડો, જેઠીમધ, તગર, રતાંજલી, એલચી, બાલછડ, હળદર, દારુહળદર, કઠ અને વાળો, એ દશે ઔષધો સરખે ભાગે લઈ, તેમનું બારીક ચૂર્ણ કરી, તે ચૂર્ણને પાણીમાં લઢી, તેની અન્દર તે ઔષધોના ચૂર્ણનો પાંચમો ભાગ ઘી મેળવીને પછી તેનો જે લેપ કરવો. તેનું નામ દશાંગ લેપ કહેવાય છે. આ લેપ કરવાથી, વિશર્પ, વિષવિકાર, વિસ્ફોટક, શોથ અને દુષ્ટ વ્રણો, સર્વ એ રોગો મટી જાય છે.

**અજાદુગ્ધતિલ (પહેલો વિષઘ્ન) લેપ**

अजादुग्धतिलैर्लेपो नवनीतेन संयुतः ॥
शोथमारुष्करं हंति लेपो वा कृष्णमृत्तिकैः ॥ ७ ॥

બકરીના દૂધની અન્દર તલને બારીક વાટી–લઢી, તેની અન્દર માખણ મેળવીને પછી તેનો લેપ કરવાથી, ભીલામું ઉડવાથી થયેલો સોજો મટી જાય છે.

**કૃષ્ણમૃત્તિકા (બીજો વિષઘ્ન) લેપ**

કાળી માટીનો ભૂકો કરી, તેને લૂગડાંથી ચાળી લઇ, પછી પાણીની અન્દર ખૂબ લઢી–વાટી, તેની અન્દર માંખણ મેળવીને પછી તેનો લેપ કરવાથી. ભીલામું ઉડવાથી થયેલો સોજો મટી જાય છે.

**લાંગલ્યાદિ (ત્રીજો વિષઘ્ન) લેપ**

लांगल्यतिविषालाबूजालिनीबीजमूलकैः ॥
लेपो धान्यांबुसंपिष्टः कीटविस्फोटनाशनः ॥ ८ ॥

દૂધિયો વછનાગ, અતિવિષ, કડવાં દૂધિયાનાં બી, કડવાં તૂરીયાનાં બી અને મૂળાનાં બી, એ પાંચે ઔષધો સરખે ભાગે લઇ, તેમને ધાન્યાંબુ(કાંજી)માં વાટીને લેપ કરવાથી, કીટવિષવિકાર અને વિસ્ફોટક રોગ, એ બન્ને રોગો મટી જાય છે.

**રક્તચન્દનાદિ લેપ**

**रक्तचंदनमंजिष्ठा लोध्रकुष्ठप्रियंगवः ॥**
**वटांकुरा मसूराश्च व्यंगघ्ना मुखकांतिदाः ॥ ९ ॥**

રતાંજલી, મજીઠ, લોદર, કઠ, ઘઉંલા, વડની વડવાઇનાં કુંપળિયાં–કોંટા અને મસૂર, એ સાતે ઔષધો સરખે ભાગે લઈ, તેમને પાણીમાં વાટીને–લઢીને, પછે તેનો લેપ કરવાથી, વ્યંગરોગ મટી જાય છે અને મુખ તેજસ્વી થાય છે.

**માતુલુંગાદિ લેપ**

**मातुलुंगजटा सर्पिः शिला गोशकृतो रसः ॥**
**मुखकांतिकरो लेपः पिटिकाव्यंगकालजित् ॥ १० ॥**

બીજોરાનાં ઝાડનાં મૂળ, ઘી, મનશીલ અને ગાયનાં છાણનો રસ, એ ચારે ઔષધોને એકઠાં કરી, તેમને સારી પેઠે વાટીને–લઢીને, પછી તેનો લેપ કરવાથી, મુખપર કાંતિ આવે છે અને પિટિકા, વ્યંગ તથા કાલ–નીલિકા રોગો મટી જાય છે.

**લોધ્રાદિ લેપ** **लोध्रधान्यवचालेपस्तारुण्यपिटिकापहः ॥**

લોદર, ધાણા અને ઘોડાવજ, એ ત્રણે ઔષધો સરખે ભાગે લઈ, તેમને સારી પેઠે પાણીની અન્દર વાટીને–લઢીને, પછી તેનો લેપ કરવાથી, મુખપર થયેલો તારુણ્ય પિટિકા રોગ મટી જાય છે.

**ગોરોચનાદિ લેપ**

**तद्वद्गोरोचनायुक्तं मरीचं मुखलेपनम् ॥ ११ ॥**
**सिद्धार्थकवचालोध्रसैन्धवैश्च प्रलेपनम् ॥**

ગોરોચન અને મરી, એ બન્ને ઔષધો સરખે ભાગે લઈ, તેમને સારી પેઠે પાણીની અન્દર વાટીને–લઢીને, પછી તેનો લેપ કરવાથી, મુખપર થયેલો તારુણ્યપિટિકા રોગ મટી જાય છે.

**સિદ્ધાર્થકાદિ લેપ** સર્ષપ, ઘોડાવજ, લોદર અને સિન્ધાલુણ, એ ચારે ઔષધો સરખે ભાગે લઇ, તેમને સારી પેઠે પાણીની અન્દર લઢીને–વાટીને, પછી તેનો લેપ કરવાથી, મુખપર થયેલો તારુણ્યપિટિકા રોગ મટી જાય છે.

**અર્જુનત્વ લેપ**

**व्यंगेषु चार्जुनत्वग्वा मंजिष्ठा वा समाक्षिकः ॥ १२ ॥**

સં० અર્જુન વૃક્ષની–મ० અર્જુન સાદડાની–ગૂ० ધોળા સાજડની છાલને મધની અન્દર વાટીને–લઢીને, પછી તેનો લેપ કરવાથી, વ્યંગ રોગ મટી જાય છે.

**મંજિષ્ઠ લેપ** મજીઠને મધની અન્દર વાટીને–લઢીને પછી તેનો લેપ કરવાથી વ્યંગ રોગ મટી જાય છે.

**શ્વેતાશ્વખુરજામષીલેપ** **लेपः सनवनीतो वा श्वेताश्वखुरजा मषी ॥**

ધોળા ઘોડાની ખરીને બાળી, તેના કોલસા કરી, તે કોલસાને માંખણમાં વાટીને–લઢીને, પછી તેનો લેપ કરવાથી, વ્યંગ રોગ મટી જાય છે.

**અર્કક્ષીરાદિ લેપ**

**अर्कक्षीरहरिद्राभ्यां मर्दयित्वा विलेपनात् ॥ १३ ॥**
**मुखकार्ष्ण्यं शमं याति चिरकालोद्भवं ध्रुवम् ॥**

**આંકડાના ક્ષીરમાં–દૂધમાં હળદરને વાટીને–લઢીને પછી તેનો લેપ કરવાથી, ઘણો વખત થયા થયેલી મોઢાપરની કાળાશ નક્કી મટી જાય છે.**

**વટપત્રાદિ લેપ** वटस्य पांडुपत्राणि मालती रक्तचन्दनम् ॥ १४ ॥
कुष्ठं कालीयकं लोध्रमेभिर्लेपं प्रयोजयेत् ॥ तारुण्यपिटिकाव्यंगनीलिकादिविनाशनम् ॥ १५ ॥

વડનાં પાણ્ડુરંગવાળાં-પાકેલાં પાંદડાં, જાઇનાં પાંદડાં, રતાંજલી, કઠ, દારુહળદર અને લોદર, એ છએ ઔષધો સરખે ભાગે લઇ, તેમને પાણીની અંદર સારી પેઠે વાટીને-લઢીને, પછી તેનો લેપ કરવાથી, તારુણ્યપિટિકા, વ્યંગ અને નીલિકા આદિ રોગો મટી જાય છે.

**પિણ્યાકાદિ લેપ** पुराणमथ पिण्याकं पुरीषं कुक्कुटस्य च ॥
मूत्रपिष्टः प्रलेपोयं शीघ्रं हन्यादरुंषिकाम् ॥ १६ ॥

તલનો જૂનો ખોળ અને કુકડાંની ચરક, એ બન્ને ઔષધોને, ગાયના મૂત્રની અન્દર સારી પેઠે વાટીને-લઢીને, પછી તેનો લેપ કરવાથી, અરુંષિકા રોગ મટી જાય છે.

**ખદિરાદિ લેપ** खदिरारिष्टजंबूनां त्वग्भिर्वा मूत्रसंयुतैः॥
कुटजत्वक्सैन्धवं वा लेपो हन्यादरुंषिकाम् ॥ १७ ॥

ખેર, કડવો લિમ્બડો અને જામ્બુ, એ ત્રણે વૃક્ષોની છાલને, ગાયનાં મૂત્રની અન્દર સારી પેઠે વાટીને-લઢીને, પછી તેનો લેપ કરવાથી, અરુંષિકારોગ મટી જાય છે.

**કુટજત્વકાદિ લેપ** કડાછાલ અને સિન્ધાલુણ, એ બન્ને ઔષધોને, ગાયનાં મૂત્રની અન્દર સારી પેઠે વાટીને-લઢીને, પછી તેનો લેપ કરવાથી, અરુંષિકા રોગ મટી જાય છે.

**પ્રિયાલબીજાદિ લેપ** प्रियालबीजमधुककुष्ठमाषैः ससैन्धवैः ॥
कार्यो दारुणके मूर्ध्नि प्रलेपो मधुसंयुतः ॥ १८ ॥

ચારોલી, જેઠીમધ, કઠ, અડદ અને સિન્ધાલુણ, એ પાંચે ઔષધોનું બારીક ચૂર્ણ કરી તેને મધમાં કાલવીને-મેળવીને, પછી તેનો લેપ કરવાથી, માંથાનો દારુણ રોગ મટી જાય છે.

**ખાખસબીજ લેપ** दुग्धेन खाखसं बीजं प्रलेपाद्दारुणं जयेत् ॥

ખસખસને દૂધની અન્દર સારી પેઠે વાટીને-લઢીને, પછી તેનો લેપ કરવાથી, દારુણ રોગ મટી જાય છે.

**આમ્રબીજાદિ લેપ** आम्रबीजस्य चूर्णं तु शिवाचूर्णं समं द्वयम् ॥ १९ ॥
दुग्धपिष्टः प्रलेपोयं दारुणं हंति दारुणम् ॥

આંબાના ગોઠલાની અન્દરની ગોઠલી અને હીમજ, એ બન્ને ઔષધોનું ચૂર્ણ કરી, તે ચૂર્ણને દૂધની અન્દર સારી પેઠે વાટીને-લઢીને, પછી તેનો લેપ કરવાથી, માંથાની અન્દરનો ભયંકર દારુણ રોગ મટી જાય છે.

**તિક્તપટોલપત્રરસલેપ** रसस्तिक्तपटोलस्य पत्राणां तद्विलेपनात् ॥ २० ॥
इन्द्रलुप्तं शमं याति त्रिभिरेव दिनैर्ध्रुवम् ॥

સં૦ તિક્ત પટોલનાં-ગૂ૦ કડવાં પરવરનાં પાંદડાંનો રસ કાઢીને પછી તેનો, ત્રણ દિવસ સુધી લેપ કરવાથી, નક્કી ઇન્દ્રલુપ્ત રોગ નાશ પામે છે.

**બૃહતી રસ લેપ** इन्द्रलुप्तापहो लेपो मधुना बृहतीरसः ॥ २१ ॥
गुंजामूलफलं वापि भल्लातकरसोपि वा॥

ઉભી ભોંયરિંગણીનો રસ કાઢી, તેની અન્દર મધ નાંખીને પછી તેનો લેપ કરવાથી, ઇન્દ્રલુપ્ત રોગ નાશ પામે છે.

**ગુંજમૂલફલ લેપ** — ચણોઠી અને ચણોઠીના વેલાના મૂળ, એ બન્ને પદાર્થોનું ચૂર્ણ કરી, તે ચૂર્ણને પાણીની અન્દર સારી પેઠે વાટી–લદી, તેની અન્દર મધ મેળવીને પછી તેનો લેપ કરવાથી, ઇન્દ્રલુપ્ત રોગ મટી જાય છે.

**ભલ્લાતકરસ લેપ** — ભીલામાંના ઝાડની છાલનો રસ કાઢી, તેની અન્દર મધ નાંખી-ને, પછી તેનો લેપ કરવાથી, ઇન્દ્રલુપ્ત રોગ મટી જાય છે.

**ગોક્ષુરાદિ લેપ**

गोक्षुरस्तिलपुष्पाणि तुल्ये च मधुसर्पिषी ॥ २२ ॥
शिरःप्रलेपनं तेन केशसंवर्धनं परम् ॥

ગોખરુ અને તલનાં ફૂલો, એ બન્ને ઔષધોનું ચૂર્ણ કરી, તેની અન્દર સમ ભાગે મધ અને ઘી કાલવીને પછી તેનો મસ્તકપર લેપ કરવાથી, સારી રીતે વાળ વધે છે.

**હસ્તિદંતમષ્યાદિ લેપ**

हस्तिदंतमषीं कृत्वा छागीदुग्धं रसांजनम् ॥ २३ ॥
रोमाण्यनेन जायंते लेपात्पाणितलेष्वपि ॥

હાથીદાંતને બાળીને કરેલા કોલસા અને રસવન્તી, એ બન્ને ઔષધોને બકરીના દૂધમાં વાટીને–લદીને, જે જગાએથી વાળ ગયા હોય, તે જગાપર લેપ કરવાથી, વાળ ઉગે છે. વળી આ લેપ હથેળીમાં કર્યો હોય તો પણ વાળ ઉગે છે, ત્યારે વાળ ઉગવાની જગાએ લેપ કરે, તો નિશ્ચય [વાળ આવે જ.

**યષ્ટ્યાદિ લેપ**

यष्टीन्दीवरमृद्वीकातैलाज्यक्षीरलेपनैः ॥ २४ ॥
इन्द्रलुप्तः शमं याति केशाः स्युः सघना दृढाः ॥

જેઠીમધ, કાળું કમલ અને દ્રાક્ષ–ધ્રાખ, એ ત્રણે ઔષધોને બારીક વાટી, તેમની અન્દર તલનુ તેલ, ગાયનું ઘી અને ગાયનું દૂધ, એ ત્રણે પદાર્થો સરખે ભાગે નાંખી, સારી પેઠે કાલવીને, પછે તેનો લેપ કરવાથી, ઇન્દ્રલુપ્ત રોગ મટીને વાળ ઘાટા અને મજબૂત થાય છે.

**ચતુષ્પદત્વગાદિ ભસ્મ લેપ**

चतुष्पदानां त्वग्रोमनखशृंगास्थिभस्मभिः ॥ २५ ॥
तैलेन सह लेपोयं रोमसंजननः परः ॥

બકરાં આદિ ચાર પગવાળાં જનાવરોની ચામડી, રુંવાડાં, નખ, શિંગડાં અને હાડકાં, એ સર્વે પદાર્થોની રાખ કરી, એ રાખને, તેલમાં કાલવીને મોવાળા ગયેલી જગ્યાપર ચોપડવી; કારણ કે, આ રાખનો લેપ મોવાળા ઉગાડવામાં ઉત્તમ છે.

**ઇન્દ્રવારુણિકા બીજ તૈલ લેપ**

इन्द्रवारुणिकाबीजतैलेनाभ्यंगमाचरेत् ॥ २६ ॥
प्रत्यहं तेन कालाभिसन्निभाः कुंतला अलम् ॥

ઇન્દ્રવારુણિ–ઇન્દ્રવાણિયાંનાં બીનું તેલ, પાતાલ યંત્રથી કાઢી, પછી તેને, સફેત વાળ પર હમ્મેશાં ચોપડ્યા કરવાથી, તે ધોળા કેશ, સારી પેઠે કાળા થાય છે.

**અયોરજાદિ લેપ**

अयोरजो भृंगराजस्त्रिफला कृष्णमृत्तिका ॥ २७ ॥
स्थितमिक्षुरसे मासं लेपनात् पलितं जयेत् ॥

લોઢાનો કીટ–કાટોડો, ભાંગરો, હરડાં, બેહેડાં, આંબળાં અને કાળી માટી, એ છએ ઔષધોનું બારીક ચૂર્ણ કરી, તેને શેરડીના રસમાં એક માસ સુધી ડૂબાડીને પછી તે ચૂર્ણનો લેપ કરવાથી, ધોળા વાળ કાળા થાય છે.

**ધાત્રીફલાદિ લેપ**

**धात्रीफलत्रयं पथ्ये द्वे तथैकं बिभीतकम् ॥ २८ ॥**
**पंचाम्रमज्जा लोहस्य कर्षैकं च प्रदीयते ॥**
**पिष्ट्वा लोहमये भाण्डे स्थापयेदुषितं निशि ॥ २९ ॥ लेपोयं हंति न चिरादकालपलितं महत् ॥**

ત્રણ આંબળાં, બે હરડાં, એક બેહેડું, પાંચ આંબાના ગોઠલાની અન્દરની ગોઠલી અને લોઢાનો કીટ–કાટોડો એક કર્ષ, એ સર્વે ઔષધોને લોઢાના વાસણમાં સારી પેઠે બારીક વાટી, આખી રાત એમનાં એમ રાખી મૂકીને પછી બીજે દિવસે તેમનો લેપ કરવાથી, અકાલે ધોળા થયેલા વાળ, જલદી કાળા થાય છે.

**ત્રિફલાદિ પહેલો લેપ**

**त्रिफला नीलिकापत्रं लोहं भृंगरजः समम् ॥ ३० ॥**
**अजामूत्रेण संपिष्टं लेपात्कृष्णीकरं स्मृतम् ॥**

હરડાં, બેહેડાં, આંબળાં, ગળીનાં પાંદડાં, લોઢાનો કીટ–કાટોડો અને ભાંગરો, એ સર્વે ઔષધોને, સરખે ભાગે લઇ, બકરીના મૂત્રમાં વાટી પછી તેનો લેપ કરવાથી, ધોળા, થયેલા વાળ, કાળા થાય છે.

**ત્રિફલાદિ બીજો લેપ**

**त्रिफला लोहचूर्णं च दाडिमत्वग्बिसं तथा ॥ ३१ ॥**
**प्रत्येकं पंचपलिकं चूर्णं कुर्याद्विचक्षणः ॥**
**भृंगराजरसस्यापि प्रस्थषट्कं प्रदापयेत् ॥३२॥ क्षिप्त्वा लोहमये पात्रे भूमिमध्ये निधापयेत् ॥**
**मासमेकं ततः कुर्याच्छागीदुग्धेन लेपनम् ॥३३॥ कूर्चे शिरसि रात्रौ च संवेष्ट्यैरंडपत्रकैः ॥**
**स्वपेत्प्रातस्ततः कुर्यात्स्नानं तेन च जायते ॥३४॥ पलितस्य विनाशश्च त्रिभिर्लेपैर्न संशयः ॥**

હરડાં, બેહેડાં, આંબળાં, લોઢાનો કીટ–કાટોડો, દાડમની છાલ અને કમળનું નાળ-દીંટિયુ, એ દરેક ઔષધ, પાંચ પાંચ પલ લઇને પછે તેમનું ડાહ્યા વૈદ્યે ચૂર્ણ કરવું. પછી છ પ્રસ્થ ભાંગરાના રસની સાથે ઉપરનું ચૂર્ણ લોઢાના વાસણમાં નાંખીને પછી તે લોઢાનાં વાસણને એક મહિના સુધી જમીનમાં ડાટી રાખવું. પછી તે વાસણને બહાર કાઢી તેની અન્દરનાં ઔષધોને બકરીના દૂધમાં કાલવી તેમનો, માંથાપરના કેશપર રાત્રિના લેપ કરી, તેનાપર એરંડાનું પાંદડું બાંધીને સૂઇ જવું; પછી વળતે દિવસે સવારના પહોરમાં ઉઠીને સ્નાન કરવું. એ પ્રમાણે ત્રણ લેપ કરવાથી, ધોળા થયેલા કેશ, કાળા થાય છે, એમાં સંશય નથી.

**શંખચૂર્ણાદિ લેપ**

**शंखचूर्णस्य भागौ द्वौ हरितालं च भागिकम् ॥ ३५ ॥**
**मनःशिला चार्धभागा स्वर्जिका चैकभागिका॥ लेपोऽयं वारिपिष्टस्तु केशानुत्पाट्य दीयते ॥३६॥**
**अनया लेपयुक्त्या च सप्तवेलं प्रयुक्तया ॥ निर्मूलकेशस्थानं स्यात्क्षपणस्य शिरो यथा ॥ ३७ ॥**

શંખ ચૂર્ણ બે ભાગ, હરતાલ એક ભાગ, મનશિલ અર્ધો ભાગ અને સાજીખાર એક ભાગ, એ ચારે ઔષધોને પાણીની અન્દર ઝીણાં વાટવાં, પછી જે જગાના વાળ કાઢી નાંખવા હોય, તે જગાના વાળને છાંટી લઈ લઇને (અસ્ત્રાથી કાઢીને) પછી તે જ જગાપર, આ લેપ ચોપડવો. આ યુક્તિ પ્રમાણે સાત વાર લેપ ચોપડવાથી, તે જગાના વાળો મૂળ-માંથી નાશ પામે છે અને હજામત કરાવેલાનું માંથું જેવું લીસું દેખાય છે, તેવું જ તે સ્થાન, હમ્મેશાં લીસું રહે છે.

**તાલકાદિ પહેલો લેપ**

तालकं शाणयुग्मं स्यात् षट्शाणं शंखचूर्णकम् ॥
द्विशाणिकं पलाशस्य क्षारं दत्वा प्रमर्दयेत् ॥ ३८ ॥
कदलीदंडतोयेन रविपत्ररसेन वा ॥ अस्यापि सप्तभिर्लेपैर्लोम्नां शातनमुत्तमम् ॥ ३९ ॥

હરતાલ બે શાણ, શંખચૂર્ણ છ શાણ અને ખાખરાનો ક્ષાર બે શાણ, એ ત્રણે ઔષધોને, કેળનાં છોટલાંના પાણીમાં અથવા આકડાંના પાંદડાંના રસમાં બારીક લઢીને, પછી તેમનો, કેશ કાઢી નાંખવાની જગાપર સાત વાર લેપ કરવો; કારણ કે, આ લેપ, વાળ કાઢવાની બાબતમાં ઉત્તમ છે.

**સુવર્ણપુષ્પાદિ લેપ**

सुवर्णपुष्पी काशीसं विडंगानि मनःशिला ॥
रोचना सैन्धवं चैव लेपनात् श्वित्रनाशनम् ॥ ४० ॥

પીળી જાઇ, હિરાકસી, વાવડિંગ, મનશીલ, ગોરોચન અને સિન્ધાલુણ, એ છએ ઔષધો સરખે ભાગે લઇ, તેમને ગોમૂત્રની અન્દર વાટીને પછી તેમનો લેપ કરવાથી, શ્વિત્રકુષ્ઠ [મટી જાય છે.

**વાયસ્યાદિ લેપ**

वायस्येडगजाकुष्ठकृष्णाभिर्गुटिका कृता ॥
बस्तमूत्रेण संपिष्टा प्रलेपात् श्वित्रनाशिनी ॥ ४१ ॥

શ્રડિયાની ડોડીનાં બી, કુંવાડિયાનાં બી, કઠ અને લીણ્ડીપીપર, એ ચારે ઔષધોને બકરીના મૂત્રમાં વાટીને તેમની ગોળી વાળવી. પછી એ ગોળીને, બકરાના મૂત્રમાં ઘસીને તેનો લેપ કરવાથી, શ્વિત્રકુષ્ઠ મટી જાય છે.

**તાલકાદિ બીજો લેપ**

तालकं शाणमात्रं स्याच्चतुःशाणा च बाकुची ॥
गोमूत्रपिष्टं तच्चूर्णं लेपनाच्छ्वित्रनाशनम् ॥ ४२ ॥

હરતાલ એક શાણ અને બાબચી ચાર શાણ લઇ, તેમનું ચૂર્ણ કરી, પછી તે ચૂર્ણને ગોમૂત્રની અન્દર વાટીને લેપ કરવાથી, શ્વિત્રકુષ્ઠ મટી જાય છે.

**બાકુચ્યાદિ લેપ**

बाकुची वेतसो लाक्षा काकोदुंबरिका कणा ॥
रसांजनमयश्चूर्णं तिलाः कृष्णास्तदेकतः ॥ ४३ ॥
चूर्णयित्वा गवां पित्तैः पिष्ट्वा च गुटिका कृता ॥ अस्याः प्रलेपात् श्वित्राणि प्रणश्यंत्यतिवेगतः ॥४४॥

બાબચી, સં૦ અમ્લવેતસ–હિં૦ અમ્બલવેત ફલ, લાખ, કાળો ઉમ્બરો, લીણ્ડીપીપર, રસવન્તી, લોઢાનો કીટ–કાટોડો અને કાળા તલ, એ આઠે ઔષધો, સરખે ભાગે લઇ, તેમનું ચૂર્ણ કરી, તેને ગાયના પિત્તમાં વાટીને પછી તેમની ગોળી બનાવવી. એ ગોળીનો, ગાયના મૂત્રમાં વાટીને લેપ કરવાથી, શ્વિત્રકુષ્ઠ ઘણી જ ઉતાવળથી નાશ પામે છે.

**ધાત્ર્યાદિ લેપ**

धात्री सर्जरसश्चैव यवक्षारश्च चूर्णितैः ॥
सौवीरेण प्रलेपोऽयं प्रयोज्यः सिध्मनाशने ॥ ४५ ॥

આંબળાં, રાળ અને જવખાર, એ ત્રણે ઔષધોને સૌવીર(કાંજિ)માં વાટીને, પછી તેમનો લેપ કરવાથી, સિધ્મકુષ્ઠ મટી જાય છે.

**દાર્વ્યાદિ લેપ**

दार्वीमूलकबीजानि तालकं सुरदारु च ॥
तांबूलपत्रं सर्वाणि कार्षिकाणि पृथक् पृथक् ॥४६॥
शंखचूर्णं शाणमात्रं सर्वाण्येकत्र चूर्णयेत् ॥ लेपोयं वारिणा पिष्टः सिध्मानां नाशनः परः ॥ ४७ ॥

દારુહળદર, મૂળાનાં બી, હરતાલ, દેવદારુ અને નાગરવેલનાં પાન એ પાંચે ઔષધો એક એક કર્ષ, અને શંખચૂર્ણ એક શાણ, એ પ્રમાણે સર્વે ઔષધો લઈ, પછી તેમનું ચૂર્ણ કરી, એ ચૂર્ણને પાણીમાં વાટીને લેપ કરવાથી, સિધ્મકુષ્ઠ ઉત્તમ રીતે મટી જાય છે.

હરીતક્યાદિ લેપ

हरीतकी सैन्धवं च गैरिकं च रसाञ्जनम् ॥
बिडालको जले पिष्टः सर्वनेत्रामयापहः ॥ ४८ ॥

હરડાં, સિન્ધાલુણ, ગેરુ અને રસવન્તી, એ ચારે ઔષધો સરખે ભાગે, લઇ તેમને પાણીની અન્દર વાટીને પછી તેમનો બિડાલકના–ડોળાની બહારના ભાગપર લેપ કરવાથી, સર્વે નેત્ર રોગો મટી જાય છે.

રસાંજનાદિ લેપ

रसांजनं व्योषयुतं संपिष्टं वटकीकृतम् ॥
कंडूपाकान्वितां हंति लेपादंजननामिकाम् ॥ ४९ ॥

રસવન્તી, શુણ્ઠ, મરી અને લીણ્ડીપીપર, એ ચારે ઔષધો સરખે ભાગે લઈ, તેમને પાણીની અન્દર વાટીને પછી તેમની ગોળી વાળવી. તે ગોળીને પાણીમાં ઓગાળીને, લેપ કરવાથી, ખરજ આવે એવી અને પાકેલી અંજનનામિકા મટી જાય છે.

પ્રપુન્નાટબીજાદિ લેપ

प्रपुन्नाटस्य बीजानि बाकुची सर्षपास्तिलाः ॥
कुष्ठं निशाद्वयं मुस्तं पिष्ट्वा तक्रेण लेपतः ॥ ५० ॥ प्रलेपादस्य नश्यंति कंडूदद्रूविचर्चिकाः ॥

કુંવાડિયાનાં બી, બાબચી, સર્ષવ, તલ, કઠ, હળદર, દારુહળદર અને મોથ, એ આઠે ઔષધો સરખે ભાગે લઇ, તેમનું ચૂર્ણ કરી, તેમને છાશમાં વાટીને લેપ કરવાથી, કણ્ડૂદદ્રુ અને વિચર્ચિકા, રોગો મટી જાય છે.

હેમક્ષીર્યાદિ લેપ

हेमक्षीरी विडंगानि दरदं गंधकस्तथा ॥ ५१ ॥
दद्रुघ्नः कुष्ठसिन्दूरं सर्वाण्येकत्र मर्दयेत् ॥ धत्तूरनिंबतांबूलीपत्राणां स्वरसैः पृथक् ॥ ५२ ॥
अस्य प्रलेपमात्रेण पामादद्रूविचर्चिकाः ॥ कंडूश्चरकसश्चैव प्रशमं यांति वेगतः ॥ ५३ ॥

દારુડી, વાવડિંગ, હિંગળો, ગન્ધક, કુંવાડિયાનાં બી, કઠ અને સિન્દૂર, એ સાતે ઔષધો સરખે ભાગે લઇ, તેમનું ચૂર્ણ કરવું. પછી ધન્તૂરાનાં પાંદડાં, કડવા લિમ્બડાનાં પાંદડાં અને નાગરવેલનાં પાન આણી, એ ત્રણે પાંદડાંઓનો જૂદો જૂદો રસ કાઢીને, પછી તે એકેકા રસની અન્દર તે ચૂર્ણને વાટીને લેપ કરવાથી, પામા, દદ્રૂ, વિચર્ચિકા, કણ્ડૂ અને ચરકસ, એ સર્વે રોગો જલદી મટી જાય છે.

દૂર્વાદિ પહેલો લેપ

दूर्वाऽभया सैन्धवं च चक्रमर्दः कुठेरकः ॥
एभिस्तक्रयुतो लेपः कंडूदद्रूविनाशनः ॥ ५४ ॥

દૂર્વા–ધ્રો, હરડે, સિન્ધાલુણ, કુંવાડિયાનાં બી અને રાની તુલસી, એ પાંચે ઔષધો સરખે ભાગે લઇ, તેમને છાસની અન્દર વાટીને પછી તેમનો લેપ કરવાથી, કણ્ડૂ અને દદ્રૂ રોગ મટી જાય છે.

દૂર્વાદિ બીજો લેપ

दूर्वानिशायुतो लेपः कण्डूपामाविनाशनः ॥
कृमिदद्रूहरश्चैव शीतपित्तापहः स्मृतः ॥ ५६ ॥

ધ્રો–દૂર્વા અને હળદર લઇ, એ બન્ને ઔષધો સરખે ભાગે લઇ, તેમને વાટીને પછી તેનો લેપ કરવાથી, કણ્ડૂ, પામા, કૃમિ, દદ્રૂ અને શીતપિત્ત, એ સર્વે રોગો મટી જાય છે.

**ચન્દનાદિ લેપ** चन्दनोशीरयष्टयाह्वबलाव्याघ्रनखोत्पलैः ॥
क्षीरपिष्टैः प्रलेपः स्याद्रक्तपित्तशिरोरुजि ॥ ५६ ॥

રતાંજલી, વાળો, જેઠીમધ, બલા—બલદાણા—ખપાટ. વાઘનખ અને કમળ, એ છએ ઔષધો સરખે ભાગે લઇ, તેમને દૂધની અન્દર વાટીને, પછી તેમનો લેપ કરવાથી, રક્તપિત્તથકી થયેલી મસ્તકની પીડા શાંત થાય છે.

**સિદ્ધાર્થાદિ લેપ** सिद्धार्थरजनीकुष्ठप्रपुन्नाटतिलैः सह ॥
कटुतैलेन संमिश्रमुदर्दघ्नं प्रलेपनम् ॥ ५७ ॥

સર્ષવ, હળદર, કઠ, કુંવાડિયાનાં બી અને તલ, એ પાંચે ઔષધો સરખે ભાગે લઇ તેમનું બારીક ચૂર્ણ કરી, તે ચૂર્ણને સરસિયાં તેલની અન્દર કાલવીને પછી તેનો લેપ કરવાથી, શીતપિત્ત રોગનો ઉદર્દ રોગ નામે ભેદ મટી જાય છે.

**રાસ્નાદિ લેપ** रास्ना नीलोत्पलं दारु चंदनं मधुकं बला ॥
घृतक्षीरयुतो लेपो वातवीसर्पनाशनः ॥ ५८ ॥

રાસ્ના, કાળું કમળ, દેવદારુ, રતાંજલી, જેઠીમધ અને સં૦ બલાનાં—બલદાણાનાં—ખરેટીનાં મૂળ, એ છએ ઔષધો સરખે ભાગે લઇ, તેમનું બારીક ચૂર્ણ કરી, તેમને ઘી તથા દૂધની અન્દર સરખે ભાગે કાલવીને પછી તેનો લેપ કરવાથી, વાતવિસર્પ રોગ મટી જાય છે.

**મૃણાલાદિ લેપ** मृणालं चन्दनं लोध्रमुशीरं कमलोत्पलम् ॥
सारिवाऽऽमलकी पथ्या लेपः पित्तविसर्पनुत् ॥ ५९ ॥

કમળનું દીંટિયું—નાળવું, રતાંજલી, લોદર, વાળો, કમળ, કાળું કમળ, કપુરીમધુરી નામે વેલાનાં મૂળ, આંબળાં અને હરડાં, એ નવે ઔષધો સરખે ભાગે લઇ, તેમને પાણીની અન્દર વાટીને, પછી તેમનો લેપ કરવાથી, પિત્તવિસર્પ રોગ મટી જાય છે.

**ત્રિફલાદિ લેપ** त्रिफला पद्मकोशीरं समंगा करवीरकम् ॥
नलमूलमनंता च लेपः श्लेष्मविसर्पहा ॥ ६० ॥

હરડાં, બેહેડાં, આંબળાં, પદ્મકનું લાકડું, વાળો, મજીઠ, ધોળી કણેર, મોટા નાળી વાંસનાં મૂળ અને ધમાસો, એ નવે ઔષધો સરખે ભાગે લઇ, તેમને પાણીની અન્દર વાટીને પછી તેમનો લેપ કરવાથી, કફવિસર્પ રોગ મટી જાય છે.

**માંસ્યાદિ લેપ** मांसी सर्जरसो लोध्रं मधुकं सहरेणुकम् ॥
मूर्वा नीलोत्पलं पद्म शिरीषकुसुमैः सह ॥ ६१ ॥ प्रलेपः पित्तवातास्रे शतधौतघृतप्लुतः ॥

બાલછડ, રાળ, લોદર, જેઠીમધ, રેણુકબીજ, સં૦ મૂર્વા—મ૦ મોરવેલ, કાળું કમળ, રાતું કમળ અને શરસડાનાં ફૂલો, એ નવે ઔષધો સરખે ભાગે લઇ, તેમનું બારીક ચૂર્ણ કરવું ત્યારબાદ ઘી લઇ, તે ઘીને સો વાર પાણીથી ધોઇ, તેની અન્દર ઉપરનાં ચૂર્ણને કાલવીને પછી તેનો લેપ કરવાથી, પિત્તવાતરક્ત રોગ મટી જાય છે.

**મૂર્વાદિ લેપ** मूर्वा नीलोत्पलं पद्मं शिरीषकुसुमैः सह ॥ ६२ ॥
प्रलेपः पित्तवातास्रे शतधातघृतप्लुतः ॥

સં૦ મૂર્વા–મ૦ મોરવેલ, કાળું કમળ, રાતું કમળ અને શરસડાનાં ફૂલો, એ ચારે ઔષધો સરખે વજને, લઇને, તેમનું બારીક ચૂર્ણ કરવું. ત્યારબાદ ઘી લઈ, તે ઘીને સો વાર પાણીથી ધોઇ, તેની અન્દર ઉપરનાં ચૂર્ણને, કાલવીને પછી તેનો લેપ કરવાથી, પિત્તવાતરક્ત રોગ મટી જાય છે.

આમલકી લેપ

आमलं घृतभृष्टं तु पिष्टं कांजिकवारिभिः ॥६३॥
जयेन्मूर्ध्नि प्रलेपेन रक्तं नासिकया सृतम् ॥

ઘીની અન્દર આંબળાને સેકી તેને કાંજિમાં વાટીને, તેનો માથાંપર લેપ કરવાથી નાકમાંથી પડતું લોહી બન્ધ થઇ જાય છે.

કુષ્ઠાદિ લેપ

कुष्ठमेरंडतैलेन लेपात्कांजिकपेषितम् ॥ ६४ ॥
शिरोर्तिं वातजां हन्यात्पुष्पं वा मुचुकुंदजम् ॥

કઠને કાંજિની અન્દર વાટી, તેની અન્દર એરંડિયું તેલ મેળવીને પછી તેનો લેપ કરવાથી, વાયુથકી થયેલ મસ્તક શૂલ મટી જાય છે.

મુચુકુન્દાદિ લેપ મુચુકુન્દનાં ફૂલને કાંજિની અન્દર વાટી, તેની અન્દર એરંડિયું તેલ મેળવીને, પછી તેનો લેપ કરવાથી, વાતજન્ય મસ્તકશૂલ મટી જાય છે.

દેવદાર્વ્યાદિ લેપ

देवदारु नतं कुष्ठं नलदं विश्वभेषजम् ॥ ६५ ॥
सकांजिकः स्नेहयुक्तो लेपो वातशिरोर्तिनुत् ॥

દેવદારુ, તગર, કઠ, વાળો અને શુણ્ઠ, એ પાંચે ઔષધો સરખે ભાગે લઇ, તેમને કાંજિની અન્દર વાટી, તેની અન્દર સ્નેહ-એરંડિયું તેલ મેળવીને, પછી તેનો લેપ કરવાથી, વાયુથકી થયેલ મસ્તકપીડા(શૂલ) મટી જાય છે.

ધાત્ર્યાદિ લેપ धात्रीकसेरुह्रीबेरपद्मपद्मकचन्दनैः ॥ ६६ ॥
दूर्वोशीरनलानां च मूलैः कुर्यात्प्रलेपनम् ॥ शिरोर्तिं पित्तजां हन्याद्रक्तपित्तरुजं तथा ॥ ६७ ॥

આંબળા, ભદ્રમોથ, વાળો, કમળ, પદ્મકનું લાકડું, રતાંજલી, ધ્રોના–દૂર્વાનાં મૂળ, કાળો વાળો અને નાલી વાંસ, એ નવે ઔષધો સરખે ભાગે લઇ, તેમને પાણીની અન્દર વાટીને પછી તેમનો લેપ કરવાથી, પિત્તજન્ય મસ્તકપીડા અને રક્તપિત્તની પીડા મટી જાય છે.

હરેણ્વાદિ લેપ

हरेणुनतशैलेयमुस्तैलागरुदारुभिः ॥
मांसीरास्नारुबूकैश्च कोष्णो लेपः कफार्तिनुत् ॥ ६८ ॥

રેણુકબીજ, તગર, પથ્થરફૂલ, નાગરમોથ, એલચી, અગર, દેવદારુ, બાલછડ, રાસ્ના અને એરંડાનું મૂળ, એ દશે ઔષધો સરખે ભાગે લઇ, તેમને જરાતરા ગરમ પાણીમાં વાટીને પછી તેમનો લેપ કરવાથી, કફજન્ય મસ્તક પીડા મટી જાય છે.

શુંઠ્યાદિ લેપ

शुंठीकुष्ठप्रपुन्नाटदेवकाष्ठैः सरोहिषैः ॥
मूत्रपिष्टैः सुखोष्णश्च लेपः श्लेष्मशिरोर्तिनुत् ॥ ६९ ॥

શુણ્ઠ, કઠ, કુંવાડિયાનાં બી, દેવદારુ અને રોંષ નામે સુગન્ધી ખડ, એ પાંચે ઔષધો સરખે ભાગે લઇ, તેમને ગાયના મૂત્રની અન્દર વાટી, જરાતરા ગરમ કરીને પછી તેમનો લેપ કરવાથી, કફજન્ય મસ્તક પીડા મટી જાય છે.

**સારિવાદિ લેપ**

सारिवाकुष्ठमधुकं वचा कृष्णोत्पलं तथा ॥
लेपः सकांजिकस्नेहः सूर्यावर्तार्धभेदयोः ॥ ७० ॥

કપુરીમધુરી નામે વેલાનાં મૂળ, કઠ, જેઠીમધ, ઘોડાવજ, લીણ્ડીપીપર અને કાળું કમળ, એ છએ ઔષધોને કાંજીની અન્દર વાટી, તેની અન્દર સ્નેહ–ઘી મેળવીને, પછી તેમનો મસ્તકપર લેપ કરવાથી, સૂર્યાવર્ત અને અર્ધભેદ રોગો મટી જાય છે.

**વર્યાદિ લેપ**

वरी नीलोत्पलं दूर्वा तिलाः कृष्णाः पुनर्नवा ॥
शंखकेऽनंतवाते च लेपः सर्वशिरोर्तिजित् ॥ ७१ ॥

શતાવરી, કાળું કમળ, ધ્રો–દૂર્વા, કાળા તલ અને સાટોડી, એ પાંચે ઔષધો સરખે ભાગે લઇ, તેમને પાણીની અન્દર વાટીને પછી તેમનો લેપ કરવાથી, શંખક રોગ, અનંતવાત અને સર્વ પ્રકારની મસ્તકપીડા, એ સર્વ રોગો મટી જાય છે.

**લેપનાં ભેદોનાં નામ**

अथ लेपविधिश्चान्यः प्रोच्यते सुज्ञसंमतः ॥
द्वौ तस्य कथितौ भेदौ प्रलेपाख्यप्रदेहकौ ॥ ७२ ॥

હવે વિદ્વાનોએ માન્ય કરેલી એવી લેપની બીજી વિધિ નીચે પ્રમાણે કહું છું. આ લેપના, પ્રલેપક અને પ્રદેહક નામે બે ભેદો કહ્યા છે.

**પ્રલેપક અને પ્રદેહક લેપોની જાડાઈનું વર્ણન**

चर्मार्द्रं माहिषं यद्वत्प्रोन्नतं सा मितिस्तयोः ॥

ભેંસનાં આળાં ચામડાં જેટલાં જાડાં હોય, તેટલો જાડો જે લેપ કરવો, તેવું નામ પ્રલેપક અને પ્રદેહક લેપ જાણવું.

**પ્રલેપક લેપ કોને કહેવો?**

शीतस्तनुर्निर्विषी च प्रलेपः परिकीर्तितः ॥ ७३ ॥

શીતવીર્ય, હલકા અને વિષ વગરના લેપનું નામ, પ્રલેપક લેપ જાણવું.

**પ્રલેહક લેપના ગુણ**

આ લેપ પિત્તનાશક છે.

**પ્રદેહક લેપ કોને કહેવો?**

आर्द्रो घनस्तथोष्णः स्यात्

આર્દ્ર, જાડ અને ઉષ્ણ લેપનું નામ પ્રદેહક લેપ જાણવું.

**પ્રદેહક લેપના ગુણ**

प्रदेहः श्लेष्मवातहा ॥ આ પ્રદેહક લેપ, કફવાતનો નાશ કરનારો છે.

**પ્રલેપક લેપ કૈ બાજૂથી ચોપડવો?**

रोमाभिमुखमादेयौ प्रलेपाख्यप्रदेहकौ ॥ ७४ ॥

શરીરપરનાં રુંવાડાં જે બાજુ નમી ગયાં હોય, તેની કોરથી, રુંવાડાં ઉભાં થઈ જાય, તેવી રીતે લેપ કરવો.

**પ્રદેહક લેપ કૈ બાજૂથી ચોપડવો?**

શરીરપરનાં રુંવાડાં, જે બાજુ નમી ગયાં હોય, તેની કોરથી, રુંવાડાં ઉભાં થઇ જાય તેવી રીતે લેપ કરવો.

**નમી ગેયલાં રુંવાડાંની બાજુથી લેપ ચોળવાથી શું ગુણ?**

वीर्यं सम्यक् विशत्याशु रोमकूपैः शिरामुखैः ॥

ઉપર પ્રમાણે લેપ ચોળવાથી, શિરાનાં–નસોનાં મુખરૂપ એવાં રુંવાડાંનાં મૂળનાં છિદ્રોદ્વારા, લેપનું વીર્ય–સત્ત્વ સારી રીતે અન્દર પ્રવેશ કરી શકે છે.

**લેપ ક્યારે ન કરવો?**

न रात्रौ लेपनं कुर्यात्

રાત્રિયે લેપ કરવો નહિ.

ચોપડેલો લેપ ક્યારે કાઢવો?

शुष्यमाणं न धारयेत् ॥ ७५ ॥

શરીરપર ચોપડેલો લેપ સૂકાઈ જાય કે તરત ખેરી નાંખવો.

પ્રદેહક લેપ રાખવો કે નહિ?

शुष्यमाणमुपेक्षेत प्रदेहं पीडनं प्रति ॥

પરન્તુ વ્રણને પીડા કરનારો જે પ્રદેહક લેપ કહ્યો છે, તે લેપ, સૂકાઈ ગયા પછી પણ તેમનો તેમ રાખી મૂકવો (કાઢવો નહિ.)

રાત્રિએ લેપ શા માટે ન કરવો?

तमसा पिहितो ह्यूष्मा रोमकूपमुखे स्थितः ॥ ७६ ॥
विना लेपेन निर्याति रात्रौ नो लेपयेत्ततः ॥

રાત્રિને વિષે અન્ધારાને લીધે શરીરની અન્દરની ગરમી, ઢંકાઈ જઈને રુંવાડાંના છિદ્રના મોઢામાં રહે છે અને તેનાપર લેપ કર્યા વગર જ, તે બહાર નીકળે છે, એટલામાટે રાત્રિના લેપ કરવો નહિ.

રાત્રિના લેપ ક્યા રોગપર કરવો?

रात्रावपि प्रलेपादिविधिः कार्यो विचक्षणैः ॥७७॥
अपाकिशोथे गंभीरे रक्तश्लेष्मसमुद्भवे ॥

ડાહ્યા વૈદ્યે, કાચા સોજાપર અને રક્ત (લોહી) કફવડે ઉત્પન્ન થયેલાં ગમ્ભીર વ્રણપર, રાત્રિના પણ લેપ આદિ ઉપચારો કરવા.

વ્રણપર સાત પ્રકારના લેપો કરવાનું વર્ણન

आदौ शोथहरो लेपो द्वितीयो रक्तसेचनः ॥ ७८ ॥
तृतीयश्चोपनाहः स्याच्चतुर्थः पाटनक्रमः ॥
पंचमः शोधनो भूयात् षष्ठो रोपण इष्यते ॥ ७९ ॥ सप्तमो वर्णकरणो व्रणस्यैते क्रमा मताः ॥

વ્રણ થવાની જગાપર પ્રથમ સોજો આવે છે, તે સોજો મટાડવા માટે પહેલો લેપ કરવો. વ્રણની જગાપર જે લોહી જામે છે, તે લોહી તોડવા માટે બીજો લેપ કરવો. વ્રણને પકાવવા સારુ, ઉપનાહ નામે (પોટીશ વગેરે બાંધવાનો) ત્રીજો લેપ કરવો. પાકેલાં વ્રણને ફોડી નાંખે એવો પાટન નામે (વ્રણને ફોડનારો) ચોથો લેપ કરવો. ફૂટેલાં વ્રણની અન્દર રહેલાં પરુ આદિનું શોધન કરનાર શોધન નામે (પરુ આદિનું શોધન કરનારો) પાંચમો લેપ કરવો. વ્રણને ભરનારો રોપણ નામે (વ્રણને ભરનારો) છઠ્ઠો લેપ કરવો અને વ્રણની જગાપર કાંતિ આણનારો વ્રણકરણ નામે (વ્રણની જગાપર કાંતિ આણનારો) સાતમો લેપ કરવો. એ રીતે વ્રણને મટાડવા માટેના સાત પ્રકારના લેપો નીચે પ્રમાણે કહું છું.

બીજપૂરજટાદિ લેપ

बीजपूरजटा हिंस्रा देवदारु महौषधम् ॥ ८० ॥
रास्नाऽग्निमंथो लेपोऽयं वातशोथविनाशनः ॥

બીજોરાંના ઝાડનાં મૂળ, બાલછડ, દેવદારુ, શુણ્ઠ, રાસ્ના અને અરણીનાં મૂળ, એ છએ ઔષધો સરખે ભાગે લઈ, તેમને પાણીની અન્દર વાટીને, પછી તેમનો લેપ કરવાથી, વાત (જન્ય વ્રણ) શોથ મટી જાય છે.

મધુકાદિ લેપ

मधुकं चंदनं मूर्वा नलमूलं च पद्मकम् ॥ ८१ ॥
उशीरं वालकं पद्मं पित्तशोथे प्रलेपनम् ॥

જેઠીમધ, રતાંજલી, મૂર્વા-મ. મોરવેલ, નાલી વાંસનાં મૂળ, પદ્મકનું લાકડું, વાળો, કાળો વાળો અને કમળ, એ આઠે ઔષધો સરખે ભાગે લઈ, તેમને પાણીની અન્દર વાટીને, પછી તેમનો લેપ કરવાથી, પિત્ત (જન્ય વ્રણ) શોથ મટી જાય છે.

કૃષ્ણાદિ લેપ

कृष्णा पुराणपिण्याकं शिग्रुत्वक् सिकता शिवा ॥ ८२ ॥
मूत्रपिष्टः सुखोष्णोयं प्रदेहः श्लेष्मशोथहृत् ॥

લીણ્ડીપીપર, તલનો જુનો ખોળ, શરગવાની, છાલ, રેતી-વેળુ અને હીમજ, એ પાંચે ઔષધો સરખે ભાગે લઇ, તેમને ગાયના મૂત્રમાં વાટીને-લઢીને, જરાતરા જે ઉંનું કરવું, તેનું નામ પ્રદેહ લેપ જાણવો. એ રીતે જરાતરા ઉંનો ઉંનો આ લેપ ચોપડવાથી કફ (જન્ય વ્રણ) શોથ મટી જાય છે.

નિશાદિ લેપ

द्वे निशे चन्दने द्वे च शिवा दूर्वा पुनर्नवा ॥ ८३ ॥
उशीरं पद्मकं लोध्रं गैरिकं च रसांजनम् ॥ आगंतुजे रक्तजे च शोथे कुर्यात्प्रलेपनम् ॥ ८४ ॥

હળદર, દારુહળદર, સુખડ, રતાંજલી, હરડે, ધ્રો-દૂર્વા, સાટોડી, વાળો, પદ્મકનું લાકડું, લોદર, ગેરુ અને રસવન્તી, એ બારે ઔષધો સરખે ભાગે લઈ, તેમને પાણીમાં વાટીને, પછી તેમનો લેપ કરવાથી, આગન્તુક શોથ અને રક્તજન્ય શોથ મટી જાય છે.

શણબીજાદિ લેપ

शणमूलकशिग्रूणां फलानि तिलसर्षपाः ॥
सक्तवः किण्वमतसीप्रदेहः पाचनः स्मृतः ॥ ८५ ॥

શણનાં બી, મૂળાનાં બી, શરગવાનાં બી, તલ, સર્ષવ, જવ, લોઢાનો કીટ-કાટોડો અને અળસી, એ આઠે ઔષધો સરખે ભાગે લઇ, તેમને પાણીની અન્દર વાટીને જે લેપ બનાવવો, તે લેપનું નામ પ્રદેહ લેપ જાણવું. એ રીતે વ્રણને પકાવવા માટે આ લેપ ચોપડવાથી, [વ્રણ પાકી જાય છે.

દંત્યાદિ લેપ

दंती चित्रकमूलत्वक् स्नुह्यर्कपयसी गुडः ॥
भल्लातकश्च कासीसं सैन्धवं दारणे स्मृतः ॥ ८६ ॥

નેપાળાનું મૂળ, ચિત્રાનાં મૂળની છાલ, થોરનો છીર-દૂધ, આંકડાનો છીર-દૂધ, ગોળ, ભિલામું, હીરાકસી અને સિન્ધાલુણ, એ આઠે ઔષધો મિશ્ર કરી, તેમને સારી રીતે વાટીને પછી તેમનો લેપ કરવાથી. પાકેલું વ્રણ ફૂટી જાય છે.

ચિરિબિલ્વાદિ લેપ

चिरिबिल्वोऽग्निको दंती चित्रको हयमारकः ॥
कपोतकंकगृध्राणां मलं लेपेन दारणम् ॥८७॥

કરંજનાં બી, ભિલામું, નેપાળાનાં મૂળ, ચિત્રો, કણેરનાં મૂળ, ખબૂતરની ચરક, કંક-પક્ષીની ચરક અને ગીધપક્ષીની ચરક, એ આઠે ઔષધોને મિશ્ર કરી, તેમને સારી પેઠે વાટીને, પછી તેમનો લેપ કરવાથી, પાકેલું વ્રણ ફૂટી જાય છે.

સ્વર્જિકક્ષારાદિ લેપ

स्वर्जिकायावशूकाद्याः क्षारा लेपेन दारणाः ॥

સાજીખાર અને જવખાર, એ બન્ને ક્ષારોની સાથે બીજા કોઈ પણ ક્ષારનો લેપ કરવાથી, દારણ-પાકેલું વ્રણ ફૂટી જાય છે.

**હેમક્ષીરી લેપ** हेमक्षीर्यास्तथा लेपो व्रणे परमदारणः ॥८८॥

દારુડીનો લેપ કરવાથી, પાકેલું વ્રણ સારી રીતે ફૂટી જાય છે.

**તિલાદિ લેપ** तिलसैन्धवयष्ट्याह्वनिंबपत्रनिशायुगैः ॥
त्रिवृद्घृतयुतैः पिष्टैः प्रलेपो व्रणशोधनः ॥८९॥

તલ, સિન્ધાલુણ, કડવા લિમ્બડાનાં પાંદડાં, હળદર, દારુહળદર અને નસોતર, એ સાતે ઔષધોને મિશ્ર કરી, તેમને સારી રીતે ઝીણાં લઢી, તેમની અન્દર ઘી મેળવીને પછી તેમનો ફૂટી ગયેલાં વ્રણપર લેપ કરવાથી, વ્રણનું શોધન થાય છે.

**નિંબપત્રાદિ લેપ** निंबपत्रघृतक्षौद्रदार्वीमधुकसंयुतः ॥
तिलैश्च सह संयुक्तो लेपः शोधनरोपणः ॥९०॥

કડવા લિમ્બડાનાં પાંદડાં, દારુહળદર, જેઠીમધ અને તલ, એ ચારે ઔષધોને મિશ્ર કરી, સારી રીતે લઢીને, પછી તેમને ઘી તથા મધની અન્દર કાલવીને ફૂટી ગયેલાં વ્રણપર તેમનો લેપ કરવાથી, વ્રણનું શોધન થઇને પછી રોપણ થાય છે અર્થાત્ વ્રણ ભરાઈ આવે છે.

**કરંજાદિ લેપ** करंजारिष्टनिर्गुंडीलेपो हन्यात् व्रणकृमीन् ॥
लशुनस्याथवा लेपो हिंगुनिंबभवोऽथवा ॥९१॥

કરંજ, કડવો લિમ્બડો અને નગડ, એ ત્રણે વૃક્ષોનાં પાંદડાંને વાટીને, પછી તેમનો લેપ કરવાથી, વ્રણની અન્દરના કીડાઓ મરી જાય છે.

**લશુન લેપ** લસણ લેઇ, તેને વાટીને, પછી તેમનો લેપ કરવાથી, વ્રણની અન્દરના કીડાઓ મરી જાય છે.

**હિંગ્વાદિ લેપ** હિંગ અને કડવા લિમ્બડાનાં પાંદડાં લઇ, તે બન્નેને મિશ્ર કરી, સારી પેઠે વાટીને, પછી તેમનો લેપ કરવાથી, વ્રણની અન્દરના કીડાઓ મરી જાય છે.

**નિંબપત્રાદિ લેપ બીજો** निंबपत्रं तिला दंती त्रिवृत्सैन्धवमाक्षिकं ॥
दुष्टव्रणप्रशमनो लेपः शोधनरोपणः ॥ ९२ ॥

કડવા લીમ્બડાનાં પાંદડાં, તલ, નેપાળાનાં મૂળ, નસોતર અને સિન્ધાલુણ, એ પાંચે ઔષધો સરખે ભાગે લઇ, બારીક વાટી, મધની અન્દર કાલવી, પછી દુષ્ટ વ્રણપર તેનો લેપ કરવાથી, દુષ્ટ વ્રણનું શોધન થઇને પછી રોપણ થાય છે અર્થાત્ ભરાઈ આવે છે.

**મદનફલાદિ લેપ** मदनस्य फलं तिक्तां पिष्ट्वा कांजिकवारिणा ॥
कोष्णं कुर्यान्नाभिलेपं शूलशांतिर्भवेत्ततः ॥९३॥

મિંઢોળ અને કડુ, એ બન્ને ઔષધો સરખે ભાગે લઇ, તેમને કાંજીની અન્દર વાટી થોડાંક ગરમ કરી, પછી તેમનો ડુંટીપર લેપ કરવાથી, ઉદર શૂળ મટી જાય છે.

**શિગ્રુત્વગાદિ લેપ** शिग्रुशेफालिकैरंडयवगोधूममुद्गकैः ॥
सुखोष्णो बहलो लेपः प्रयोज्यो वातविद्रधौ ॥९४॥

શરગવાની છાલ, નગડનાં પાંદડાં, એરંડાનું મૂળિયું, જવ, ઘઉં અને મગ, એ છએ ઔષધો સરખે ભાગે લઇ, તેમને પાણીની અન્દર વાટી, સહન થઈ શકે તેવું ગરમ કરીને પછી તેમનો સારી રીતે જાડો લેપ કરવાથી, વાતવિદ્રધિ રોગ મટી જાય છે.

લાજાદિ લેપ

पैत्तिके सर्पिषा लाजामधुकैः शर्करान्वितैः ॥
प्रलिंपेत् क्षीरपिष्टैर्वा पयस्योशीरचन्दनैः ॥९५॥

શાળની ધાણી અને જેઠીમધ, એ બન્ને ઔષધોનું ચૂર્ણ કરી, તેમની અન્દર સાકર મેળવી, પછી તે સર્વને, ઘીની અન્દર કાલવીને લેપ કરવાથી, પિત્તવિદ્રધિ મટી જાય છે.

પયસ્યાદિ લેપ

ક્ષીરકાકોલી-આખસન્ધ, વાળો અને રતાંજલી, એ ત્રણે ઔષધોને દૂધની અન્દર વાટી, પછી તેમનો લેપ કરવાથી, પિત્તવિદ્રધિ મટી જાય છે.

ઇષ્ટિકાદિ લેપ

इष्टिका सिकता लोहकिट्टं गोशकृता सह ॥
सुखोष्णश्च प्रदेहोयं मूत्रैः स्यात् श्लेष्मविद्रधौ ॥९६॥

ઈંટ, રેતી–વેળુ, લોઢાનો કીટ–કાટોડો અને ગાયનું છાણ એ ચારે ઔષધોને ગાયના મૂત્રની અન્દર વાટી, તેમને જે થોડાંક ગરમ કરવાં, તેનું નામ પ્રદેહ લેપ જાણવું. એ લેપથી કફવિદ્રધિ મટી જાય છે.

રક્તચન્દનાદિ લેપ

रक्तचन्दनमंजिष्ठा निशामधुकगैरिकैः ॥
क्षीरेण विद्रधौ लेपो रक्तागन्तुनिमित्तजे ॥९७॥

રતાંજલી, મજીઠ, હળદર, જેઠીમધ અને ગેરુ એ પાંચે ઔષધો સરખે ભાગે લઇ, તેમને દૂધની અન્દર વાટીને પછી તેમનો લેપ કરવાથી, રક્તવિદ્રધિ તથા અભિઘાતાદિકથી રક્તદોષવાળુ થઇને થયેલો આગન્તુકવિદ્રધિ, એ રોગો મટી જાય છે.

નિચુલાદિ લેપ

निचुलः शिग्रुबीजानि दशमूलमथापि वा ॥
प्रदेहो वातगंडेषु सुखोष्णः संप्रदीयते ॥ ९८ ॥

જલજામ્બવો અને શરગવાનાં બી, એ બન્ને ઔષધોને પાણીની અન્દર વાટીને પછી જરાતરા જે ગરમ કરવાં, તેમનું નામ પ્રદેહ લેપ જાણવું, એ લેપ કરવાથી વાતગલગણ્ડ મટી જાય છે.

દશમૂલાદિ લેપ

સમેરવો, સુગન્ધી સમેરવો, ઉભી ભોંયરિંગણી, બેઠી ભોંયરિંગણી, ગોખરુ, બીલી, અરણી, અરડૂશો, શવન અને પાટલા–પાડળ, એ દશે ઔષધોને પાણીની અન્દર વાટી, પછી તેમને જરાતરા જે ગરમ કરવાં, તેમનું નામ પ્રદેહ લેપ જાણવું. એ લેપ કરવાથી, વાતગણ્ડ મટી જાય છે.

દેવદાર્વાદિ લેપ

देवदारु विशाला च कफगंडे प्रदेहकः ॥

દેવદારુ અને ઇન્દ્રવારુણી–ઇન્દ્રવાણીઆના વેલાનાં મૂળ, એ બન્ને ઔષધોને પાણીમાં વાટીને પછી તેમને જે જરાતરા ગરમ કરવાં, તેનું નામ પ્રદેહક લેપ જાણવું. એ લેપ કરવાથી, કફજન્ય ગલગણ્ડ મટી જાય છે.

સર્ષપાદિ લેપ પહેલો

सर्षपारिष्टपत्राणि दग्ध्वा भल्लातकैः सह ॥९९॥
छागमूत्रेण संपिष्टमपचीघ्नं प्रलेपनम् ॥

સર્ષવ, કડવા લીમ્બડાનાં પાંદડાં અને ભિલામું, એ ત્રણે ઔષધો સરખે ભાગે લઇ તેમને બાળી, રાખ કરી બકરાના મૂત્રમાં વાટીને લેપ કરવાથી, અપચી રોગ મટી જાય છે.

સર્ષપાદિ લેપ બીજો

सर्षपाः शिग्रुबीजानि शणबीजातसीयवाः ॥१००॥
मूलकस्य च बीजानि तक्रेणाम्लेन पेषयेत् ॥गंडमालाऽर्बुदं गंडं लेपेनानेन शाम्यति ॥१०१॥

સર્ષપ, શરગવાનાં બી, શણનાં બી, અળશી, જવ અને મૂળાનાં બી, એ છએ ઔષધો સરખે ભાગે લઈ, તેમને ખાટી છાશમાં વાટીને પછી તેમનો લેપ કરવાથી, ગણ્ડમાલા, અર્બુદ અને ગલગણ્ડ, એ સર્વ રોગો મટી જાય છે.

ગુંજાફલ લેપ

तक्षयित्वा क्षुरेणांगं केवलानिलपीडितम् ॥
तत्र प्रदेहं दद्याच्च पिष्टं गुंजाफलैः कृतम् ॥१०२॥
तेनापबाहुजा पीडा विश्वाची गृध्रसी तथा ॥ अन्यापि वातजा पीडा प्रशमं याति वेगतः ॥१०३॥

કેવળ માત્ર વાયુને લીધે જે અંગ દુઃખતું હોય, તે અંગને લૂગડાંથી ઘસી, પછી તે જગેથી વાળ કાઢી નાંખવા. ત્યારબાદ ચણોઠીને પાણીની અંદર વાટવી તેનું નામ પ્રદેહ લેપ જાણવું. એ લેપથી, અત્રબાહુક વાયુ, વિશ્વાચી, ગૃધ્રસી વાત અને બીજે ઠેકાણે થયેલી વાત પીડા જલદીથી મટી જાય છે.

ધન્તૂરાદિ લેપ

धत्तूरैरंडनिर्गुंडी वर्षाभूशिग्रुसर्षपैः ॥
प्रलेपः श्लीपदं हन्ति चिरोत्थमपि दारुणम् ॥१०४॥

ધન્તૂરાનાં પાંદડાં, એરંડાનાં પાંદડાં, મૂળ સહિત સાટોડી, શરગવાની છાલ અને સર્ષપ એ છએ ઔષધો સરખે ભાગે લઈ, તેમને વાટીને, પછી તેમનો લેપ કરવાથી ઘણા દિવસનો મોટો ભયંકર શ્લીપદ રોગ મટી જાય છે.

અજાજ્યાદિ લેપ

अजाजी हपुषा कुष्टमेरंडबदरान्वितम् ॥
कांजिकेन तु संपिष्टं कुरंडघ्नं प्रलेपनम् ॥१०५॥

જીરું, પલાંશી, કઠ, એરંડાનું મૂળ અને બોરડીની છાલ, એ પાંચે ઔષધો સરખે ભાગે લઈ, તેમને કાંજીની અન્દર વાટીને પછી તેમનો લેપ કરવાથી, કુરણ્ડ–અણ્ડવૃદ્ધિ રોગ મટી જાય છે.

કરવીરમૂલ લેપ

करवीरस्य मूलेन परिपिष्टेन वारिणा ॥
असाध्याऽपि जहत्याशु लिंगोत्था रुक्प्रलेपनात् ॥१०६॥

કણેરનાં મૂળને પાણીમાં વાટીને પછી તેનો લિંગપર લેપ કરવાથી, ઉપદંશ સમ્બન્ધી લિંગ રોગ અસાધ્ય હોય તો પણ જલદી મટી જાય છે.

ત્રિફલામષી લેપ

दहेत्कटाहे त्रिफलां सा मषी मधुसंयुता ॥
उपदंशे प्रलेपोयं सद्यो रोपयति व्रणम् ॥१०७॥

હરડાં, બેહેડાં અને આંબળાં એ ત્રણેને કડાઇની અન્દર નાંખી પછી તેને બાળીને તેમની રાખ કરવી. તે રાખને મધની અન્દર કાલવીને, ઉપદંશ સમ્બન્ધી લિંગપર જે વ્રણ થાય છે તેપર ચોપડવાથી તે વ્રણ જલદી રોપણ થાય છે અર્થાત્ જલદી ભરાઈ આવે છે.

રસાંજનાદિ લેપ

रसांजनं शिरीषेण पथ्यया च समन्वितम् ॥
सक्षौद्रं लेपनं योज्यमुपदंशगदापहम् ॥१०८॥

રસવન્તી, શરપડો અને હરડે, એ ત્રણે ઔષધો સરખે ભાગે લઈ, તેમને બારીક વાટી, પછી તેમને મધની અન્દર કાલવીને, લિંગપર થયેલા ઉપદંશ સમ્બન્ધી રોગપર ચોપડવાથી, તે ઉપદંશ રોગ મટી જાય છે.

**તુગાક્ષીર્યાદિ લેપ**　　अग्निदग्धे तुगाक्षीरीप्लक्षचंदनगैरिकैः ॥
सामृतैः सर्पिषा स्निग्धैरालेपं कारयेद्भिषक् ॥१०९॥ तंडुलीयकषायैर्वा घृतमिश्रैः प्रलेपयेत् ॥

વંશલોચન, પીપર, રતાંજલી, ગેરુ અને ગળો, એ પાંચે ઔષધનું બારીક ચૂર્ણ કરી તે ચૂર્ણને ઘીની અન્દર કાલવીને શરીરનો જે ભાગ બળી ગયો હોય, તેપર ચોપડવાથી, તે બળેલો ભાગ સારો થાય છે.

**તણ્ડુલીયકષાય લેપ**　　અથવા તાંજલજાની ભાજીનો કાઢો કરી, તેની અન્દર ઘી નાંખીને શરીરનો જે ભાગ બળી ગયો હોય, તે પર ચોપડવાથી, તે બળેલો ભાગ સારો થાય છે.

**યવમષી લેપ**　　यवान्दग्ध्वा मषी कार्या तैलेन युतया तया ॥११०
दद्यात्सर्वाग्निदग्धेषु प्रलेपो व्रणरोपणः ॥

જવને બાળી, તેની કાળી રાખ કરી, તે રાખને તલના તેલમાં કાલવીને, કોઈ પણ પ્રકારે બળેલાં શરીરપર ચોપડવાથી, બળવાને લીધે થયેલાં વ્રણો રોપણ થાય છે અર્થાત્ [ભરાઈ આવે છે.

**પલાશફલાદિ લેપ**　　पलाशोदुंबरफलैस्तिलतैलसमन्वितैः ॥ १११ ॥
मधुना योनिमालिंपेद्गाढीकरणमुत्तमम् ॥

ખાખરાનાં ફળ અને ઉંબરાનાં ફળ, એ બન્નેનું ચૂર્ણ કરી, તે ચૂર્ણને તલના તેલમાં કાલવી, તેની અન્દર મધ મેળવીને પછી તેમનો યોનિની અન્દર લેપ કરવાથી, પોચી થઈ ગયેલી યોનિ, સારી રીતે કઠણ થાય છે.

**માકંદફલાદિ લેપ**　　माकंदफलसंयुक्तमधुकर्पूरलेपनात् ॥ ११२ ॥
गतेऽपि यौवने स्त्रीणां योनिर्गाढाऽतिजायते ॥

માયાં અને કપૂર, એ બન્નેનું ચૂર્ણ કરી, તે ચૂર્ણને મધની અન્દર કાલવીને, પછી તેમનો યોનિની અન્દર લેપ કરવાથી, જુવાની ગયેલી સ્ત્રીની યોનિ પણ ઘણી જ કઠણ બની [જાય છે.

**કાર્પાસમૂલ ક્વાથ**　　कार्पासस्य च मूलानि क्वाथयेन्मृदुवह्निना ॥ ११३ ॥
योनिं प्रक्षालयेन्नित्यं गाढत्वमुपजायते ॥

વણના છોડનાં મૂળને, ધીમી આંચવાળા અગ્નિપર ઉકાળીને તેમનો કાઢો કરવો. એ કાઢાની છાલક વડે હમ્મેશાં યોનિ ધોવાથી, પોચી થઈ ગયેલી યોનિ, કઠણ થાય છે.

**મરિચાદિ લેપ**　　मरिचं सैन्धवं कृष्णा तगरं बृहतीफलम् ॥ ११४ ॥
अपामार्गस्तिलाः कुष्ठं यवा माषाश्च सर्षपाः ॥ अश्वगंधा च तच्चूर्णं मधुना सह योजयेत् ॥११५॥
अस्य संततलेपेन मर्दनाच्च प्रजायते ॥ लिंगवृद्धिः स्तनोत्सेधः संहतिर्भुजकर्णयोः ॥ ११६ ॥

મરી, સિન્ધાલુણ, લીંડીપીપર, તગર, ઉભી ભોંયરિંગણીના ડોડવા, અઘેડાનાં બી, કાળા તલ, કઠ, જવ, અડદ, સર્ષવ અને આખસન્ધ, એ બારે ઔષધો સરખે ભાગે લઈ, તેમનું ચૂર્ણ કરી, તે ચૂર્ણને મધની અન્દર કાલવી, દરરોજ શિશ્નપર ચોપડીને ચોળવાથી, શિશ્ન મોટો થાય છે. અથવા સ્ત્રીઓનાં સ્તનોપર લેપ ચોપડીને, પછી તે સ્તનોને ચોળવાથી,

સ્તનો મોટાં અને ઉંચા થાય છે. અથવા દરરોજ હાથપર લેપ કરીને ચોળવાથી, હાથો મોટા અને લાંબા થાય છે. અથવા દરરોજ કાનપર લેપ ચોપડીને ચોળવાથી, કાનો પણ મોટા [અને લાંબા થાય છે.

**સિતાશ્વગંધાદિઘૃતલેપ** सिताश्वगंधासिन्धूत्थछागक्षीरैर्घृतं पचेत् ॥
तल्लेपान्मर्दनाल्लिंगवृद्धिः संजायते परा ॥ ११७ ॥

ધોળાં ફૂલની આખસન્ધ અને સિન્ધાલુણ, એ બન્ને ઔષધોને બારીક વાટીને તેમનો કલ્ક કરવો. પછી એ કલ્ક એક ભાગ, ઘી ચાર ભાગ અને ગાડરનું દૂધ શોલ ભાગ લઈ, એ સર્વને મિશ્ર કરી, ચૂલાપર મૂકીને પછી નીચે તાપ કરવો; અને અન્દરનું દૂધ બળી જાય કે તરત નીચે ઉતારીને ઘીને ગાળી લેવું. એ ઘીને, હમ્મેશાં શિશ્નપર ચોપડીને ચોળવાથી, શિશ્ન ઘણો મોટો થાય છે.

**સૂતલેપ** इन्द्रवारुणिकापत्ररसैः सूतं विमर्दयेत् ॥
रक्तस्य करवीरस्य काष्ठेन च मुहुर्मुहुः ॥ ११८ ॥ तल्लिप्तलिंगसंयोगाद्योनिद्रावोऽभिजायते ॥

ખરલની અન્દર પારો નાંખી, પછી તેની અન્દર ઇન્દ્રવારુણી–ઇન્દ્રવાણિયાના વેલાનાં પાંદડાંનો રસ રેડીને, પછી તે પારાને રાતાં ફૂલની કણેરના ધોંકાથી ખરલ કરીને અન્દર નાંખેલા રસને સૂકાવી નાંખવો. તે રસ સૂકાયા બાદ વારંવાર પાંચ અથવા સાત વાર પારા પર તે રસ રેડી, એ જ ધોંકાથી ખરલ કરીને અન્દરના રસને સૂકાવી નાંખવો. એ પ્રમાણે ક્રિયા કરીને તૈયાર કરેલો પારાનો લેપ, શિશ્નપર ચોપડીને, પછી તે શિશ્નનો સ્ત્રીની યોનિની સાથે જેવો સંયોગ થાય કે તરત, સ્ત્રીનું વીર્ય જલદીથી સ્ખલિત થઇને પછી તે સ્ત્રી હત- [વીર્ય થઈ જાય છે.

**તાંબૂલપત્રાદિ લેપ** तांबूलपत्रचूर्णं तु चूर्णं कुष्ठशिवाभवम् ॥ ११९ ॥
वारिणा लेपनं कुर्याद्गात्रदौर्गन्ध्यनाशनम् ॥

નાગરવેલનાં પાન, કઠ અને હરડે, એ ત્રણે ઔષધોનું ચૂર્ણ કરી, તે ચૂર્ણને પાણીની અન્દર કાલવીને, પછી તેમનો શરીરે લેપ કરવાથી, શરીરપરની દુર્ગન્ધીનો નાશ થાય છે.

**કુલિત્થસક્તવાદિ લેપ** कुलित्थसक्तवः कुष्ठं मांसी चंदनजं रजः ॥ १२० ॥
सक्तवश्चणकस्यैव त्वक्चैवैकत्र कारयेत् ॥ स्वेनदौर्गन्ध्यनाशश्च जायतेऽस्यावधूलनात् ॥

કળથીનો સાથવો (સેકેલી કળથીનો લોટ); કઠ, બાલછડ અને સુખડ, એ ત્રણે ઔષધોનું ચૂર્ણ તથા ફોતરાં સાથેના ચણ્યાનો સાથવો (ફોતરાં સાથેના સેકેલા ચણ્યાનો લોટ); એ સર્વને મિશ્ર કરીને, પછી તેમને શરીરે ચોળવાથી, શરીરની અન્દરના ખરાબ પરસેવાનો [નાશ થાય છે.

**વચાદિ લેપ** वचा सौवर्चलं कुष्ठं रजन्यौ मरिचानि च ॥
एतल्लेपप्रभावेन वशीकरणमुत्तमम् ॥ १२२ ॥

ઘોડાવજ, સંચળ, કઠ, હળદર, દારુહળદર અને મરી, એ છએ ઔષધો સરખે ભાગે લઇ, તેમને પાણીની અન્દર વાટીને પછી તેમનો લેપ કરવાથી, સારી રીતે લોકો વશ થાય છે.

**મસ્તકપર કેટલા પ્રકારે તેલ ચોળવું?** अभ्यंगः परिषेकश्च पिचुर्बस्तिरितिक्रमात् ॥
मूर्धतैलं चतुर्धास्याद्बलवच्च यथोत्तरम् ॥ १२३ ॥

અભ્યંગ અર્થાત્ મસ્તકપર જે તેલ ઘસવું તે; પરિષેક અર્થાત્ મસ્તકપર જે તેલ ચોપડવું, તે; પિચુ અર્થાત્ રૂનાં પોલને વા કપડાના ટૂકડાને તેલની અન્દર બોળીને પછી જે માંથે મૂકવું, તે; બસ્તિ અર્થાત્ શિરોબસ્તિ આગળના શ્લોક ૧૨૪ મામાં કહ્યા પ્રમાણે જે માંથે પહેરેવી તે. આ ચારે પ્રકારો માંથાપર તેલ ધારણ કરવાના છે, તે દરેક પ્રકાર, ઉત્તરોત્તર એકથી એક બળવાન્ છે, એમ સમજવું.

અભ્યઙ્ગાદિ ત્રણનું વર્ણન શા માટે ન કર્યું ?

त्रयोऽभ्यंगादयः पूर्वे प्रसिद्धाः सर्वतः स्मृताः ॥

અભ્યંગ, પરિષેક અને પિચુ, એ ત્રણે, તેલ ઘાલવાના પ્રકારો, પૂર્વથી સર્વ ઠેકાણે પ્રસિદ્ધ છે.

બસ્તિ વર્ણન ?

शिरोबस्तिविधिश्चात्र प्रोच्यते सुज्ञसंमतः ॥ १२४ ॥

સારીરીતેજાણનારા પુરુષોને માન્ય એવી શિરોબસ્તિની વિધિ, હવે પછીના શ્લોકોમાં [કહું છું.

બસ્તિની—શિરોબસ્તિની વિધિ

शिरोबस्तिश्चर्मणः स्याद्विमुखो द्वादशांगुलः ॥
शिरःप्रमाणं तं बध्वा मस्तके माषपिष्टकैः ॥ १२५ ॥
संधिरोधं विधायादौ स्नेहैः कोष्णैः प्रपूरयेत् ॥

શિરોબસ્તિ અર્થાત્ માથાપર પહેરવાની ટોપી, હરણ આદિનાં ચામડાંની, બાર આંગળની ઉંચાઇની અને ટોપીના સરખા આકારની બનાવીને પછી તે ટોપીનાં બે મોઢાં બનાવવાં; એ બે મોઢામાંનું નીચલું મોઢું માંથામાં પેશી શકે એવડું પહોળું રાખવું અને ઉપરનું મોઢું કૈંક નાનું રાખવું. એ પ્રમાણે ટોપી બનાવીને તે ટોપાને માંથામાં પહેરવી. પછી અડદના લોટને ગરમ પાણીમાં મસળી, તે લોટનો ટોપીની કોરપર ફરતો લેપ કરીને, તે ટોપીની સાંધને, પૂરી દેવી. પછી રોગને અનુકૂલ તેલ આદિ સ્નેહ લઈ, તે સ્નેહને, સહન થઈ શકે એવો જરાક ગરમ કરીને, મોવાળાના ઠેકાણાથી એક આંગળસૂધી ઉંચે ચઢે, ત્યાંસૂધી, તે સ્નેહની ટોપીના (બસ્તિના) ઉપરના મુખમાં ધાર કરવી.

માથાપર તેલ કેટલો વખત રાખવું ?

तावद्धार्यस्तु यावत्स्यान्नासानेत्रमुखस्रुति ॥ १२६ ॥
वेदनोपशमो वापि मात्राणां वा सहस्रकम् ॥

નાકમાંથી, આંખમાંથી અને મોઢામાંથી પાણી પડે ત્યાંસૂધી અથવા માંથાની વેદના શાન્ત થાય ત્યાંસૂધી અથવા એક હજાર માત્રા (આ ખણ્ડના અધ્યાય પાંચમાનો શ્લોક ૨૮ માંનો તથા અધ્યાય ૧૧ માંનો શ્લોક ૧૩૧ મો) જેટલો વખત થાય, ત્યાંસૂધી શિરોબસ્તિમાંનાં સ્નેહને મસ્તકપર ધારણ કરવું.

શિરોબસ્તિ દ્વારા તેલ ક્યે વખતે નાંખવું ?

विना भोजनमेवात्र शिरोबस्तिः प्रशस्यते ॥ १२७ ॥

શિરોબસ્તિવડે માથાંની અન્દર જે તેલ નાંખવાનું કહ્યું છે, તે તેલ; જમાડ્યા અગાઉ શિરોબસ્તિ દ્વારા માથાંની અન્દર નાંખવું.

શિરોબસ્તિ દ્વારા તેલ કેટલે દિવસે નાંખવું

प्रयोज्यस्तु शिरोबस्तिः पंचसप्ताहमेव वा ॥

શિરોબસ્તિવડે માંથાની અન્દર જે તેલ નાંખવાનું કહ્યું છે, તે તેલ, પાંચ અથવા સાત દિવસે નાંખવું.

शिरोबस्ति केम छोडवी?

विमोच्य शिरसो बस्तिं गृह्णीयाच्च समंततः ॥ १२८ ॥

મસ્તકપર બાંધેલી શિરોબસ્તિ છોડવાનો વખત થાય, ત્યારે હલકા હાથથી તેને છોડી, બરોબર પકડીને ઉપાડી લેવી.

શિરોબસ્તિ છોડ્યા પછી કેવી ક્રિયા કરવી?

ऊर्ध्वकाये ततः कोष्णनीरैः स्नानं समाचरेत् ॥

એ રીતે શિરોબસ્તિ છોડ્યા બાદ, જરાતરા ગરમ પાણીથી માથાંને ધોવું (તથા માફક આવે એવું ભોજન ખવરાવવું).

શિરોબસ્તિથી ક્યા ક્યા રોગો મટે છે?

अनेन दुर्जया रोगा वातजा यांति संक्षयम् ॥ १२९ ॥ शिरःकंपादयस्तेन

આ શિરોબસ્તિના પ્રયોગથી ન મટી શકે એવા શિરઃકંપાદિ (શિરઃકંપ, પ્રસૂતિ, અર્દિત આદિ) રોગો અને વાતજન્ય રોગ નાશ પામે છે.

શિરોબસ્તિ ક્યારે આપવી?

सर्वकालेषु युज्यते ॥

આ શિરોબસ્તિ સર્વ કાલની અન્દર આપવી.

કાનમાં ટીપું પાડવા ટાણે શી શી ક્રિયા કરવી

स्वेदयेत्कर्णदेशं तु किंचिन्नुः पार्श्वशायिनः ॥ १३० ॥

જે વખતે કાનની અન્દર ટીપું પાડવું હોય, તે વખતે, રોગી મનુષ્યને જરા પડખાભર કરીને પછી કાનની ફરતો થોડોક પરસેવો વળે, તેમ કરીને પરસેવો આણવો.

કયા ક્યા પદાર્થોનાં કાનમાં ટીપાં નાંખવાં?

मूत्रैः स्नेहै रसैः कोष्णैस्ततः कर्णं प्रपूरयेत् ॥

ઉપર પ્રમાણે સૂવાડી, પરસેવો આણીને પછી ગાયનું મૂત્ર, તેલાદિ સ્નેહ પદાર્થ અને ઔષધોનો રસ, એઓને જરાક ઉંના કરીને, પછી તેલનાં ટીપાં પાડવાં.

કાનમાં પાડેલાં ટીપાં કેટલા વખત સુધી ક્યા રોગમાં રાખવાં?

कर्णं तु पूरितं रक्षेत् शतं पंचशतानि वा ॥ १३१ ॥
सहस्रं वापि मात्राणां श्रोत्रकंठशिरोगदे ॥

કર્ણરોગ, કંઠરોગ અને મસ્તકરોગ, એ રોગોનો નાશ કરવા માટે, કાનની અન્દર ઔષધનાં જે ટીપાં નાંખ્યાં હોય, તે ટીપાં, સો માત્રા જેટલા વખત સુધી, પાંચ સો માત્રા જેટલા વખત સુધી અથવા એક હજાર માત્રા જેટલા વખત સુધી, કાનની અન્દર રાખવાં. એ એક માત્રાના કાળનો વખત નીચેનાં શ્લોકમાં કહું છું.

કેટલા વખતની માત્રા?

स्वजानुनः करावर्तं कुर्याच्छोटिकया युतम् ॥ १३२ ॥
एषा मात्रा भवेदेका सर्वत्रैवेष निश्चयः ॥

પોતાના ગોઠણની ફરતો હાથ ફેરવીને ટચકી–ચપટી વગાડવામાં જેટલો વખત લાગે, તેટલા વખતની એક માત્રા થાય છે, એ પ્રમાણે બધે ઠેકાણે નિશ્ચય કરેલો છે.

કાનમાં રસાદિનાં ટીપાં ક્યારે પાડવાં?

रसाद्यैः पूरणं कर्णे भोजनात्प्राक्प्रशस्यते ॥१३३॥

જે ઔષધોના રસ આદિનાં ટીપાં કાનની અન્દર નાંખવાં હોય, તે ટીપાં, જમવાની અગાઉ નાંખવાં.

કાનમાં તેલાદિનાં ટીપાં ક્યારે પાડવાં?

तैलाद्यैः पूरणं कर्णे भास्करेऽस्तमुपागते ॥

તેલ આદિ સ્નેહનાં જે ટીપાં કાનની અન્દર નાંખવાં હોય, તે ટીપાં સૂર્ય અસ્ત થયા પછી, રાત્રિના નાંખવાં.

**અર્કપત્ર રસ**

पीतार्कपत्रमाज्येन लिप्तमग्नौ प्रतापयेत् ॥१३४॥
तद्रसः श्रवणे क्षिप्तः कर्णशूलहरः परः ॥

આંકડાનાં પાકેલાં પાંદડાં આણી, તેનાપર ઘી ચોપડી, પછી તેને અગ્નિપર તપાવી, તે પાંદડાંનો રસ કાઢી, પછી તેને કાનમાં નાંખવાથી, કર્ણશૂલ મટી જાય છે.

**બસ્તમૂત્ર પ્રયોગ**

कर्णशूलातुरे कोष्णं बस्तमूत्रं ससैन्धवम् ॥१३५॥
निक्षिपेत्तेन शाम्यन्ति शूलपाकादिका रुजः ॥

બકરાનું મૂત્ર આણી, તેની અન્દર સિન્ધાલુણ નાંખી, પછી તે મૂત્રને જરાતરા ગરમ કરીને કાનની અન્દર રેડવાથી, કર્ણશૂલ અને શૂલપાકાદિ (વ્રણ પાકી, ફૂટી અને તેમાંથી પરુ વહેવા આદિ) વિકારો મટી જાય છે.

**શૃંગબેરાદિ રસ**

शृंगबेरं च मधुकं मधुसैन्धवमामलम् ॥१३६॥
तिलपर्णीरसस्तैलं टंकणं निंबुकद्रवम् ॥ कदुष्णं कर्णयोर्देयमेतद्वा वेदनापहम् ॥१३७॥

આદાંનો રસ, જેઠીમધ, મધ, સિન્ધાલુણ, આંબળાં, તલવણીનો રસ, તલનું તેલ, ટંકણખાર અને લિમ્બુનો રસ, એ નવે ઔષધોને મિશ્ર કરી, તેમને જરાક ગરમ કરીને કાનમાં રેડવાથી, કાનની વેદના મટી જાય છે.

**કપિત્થાદિ રસ**

कपित्थमातुलुंगाम्लशृंगबेररसैः शुभैः ॥
सुखोष्णैः पूरयेत्कर्णं कर्णशूलोपशांतये ॥१३८॥

કોઠનો રસ, બીજોરાં લિમ્બુનો રસ, અમ્લવેતસ નામે ફલનો રસ અને આદાંનો રસ, એ ચારે રસોને ભેગા કરી, સુખ થાય તે પ્રમાણે જરાક ગરમ કરીને, પછી તેમને કાનમાં રેડવાથી, કર્ણશૂલની શાન્તિ થાય છે.

**અર્કાંકુરાદિ પુટપાક**

अर्कांकुरानम्लपिष्टान् तैलाक्तान् लवणान्वितान् ॥
सन्निदध्यात्स्नुहीकांडे कोरिते तच्छदावृते ॥१३९॥
पुटपाकक्रमं कृत्वा रसैस्तच्च प्रपूरयेत् ॥ सुखोष्णैस्तेन शाम्यन्ति कर्णपीडाः सुदारुणाः ॥१४०॥

આંકડાની કુણી કુણી ડાંખળીઓને, લિમ્બુના રસની અન્દર વાટી–લઇ, પછી તેમાં થોડુંક તલનું તેલ અને સિન્ધાલુણ મેળવીને પછી તેમનો ગોળો વાળવો. પછી ત્રિધારા અથવા ચોધારા થોરનો લીલો કટકો આણી, તેને મધ્ય ભાગમાંથી કોરી, તેની અન્દર ઉપરનો ગોળો ઘાલીને, તે થોરના કટકાપર એ જ થોરનાં પાંદડાં વિણ્ટાળી, તેનાપર સૂતર વીંટીને પછી તેનાપર ભીની માટીનો લેપ કરવો. એ લેપ સૂકાય કે તરત તેને, પુટપાકના ક્રમ પ્રમાણે અડાયાં છાણાંનો અગ્નિ આપવો, એ અગ્નિ ઠરી જાય ત્યારે પુટ આપેલા તે થોરને બહાર કાઢી, તેનાપરની માટી તથા પાંદડાં કાઢી નાંખવાં. ત્યાર બાદ ઔષધના ગોળાવાળા તે થોરના કટકાને પીલીને તેની અન્દરથી રસ કાઢવો. એ રસ, સહેવાઈ શકે એવો ગરમ રહે ત્યારે કાનની અન્દર રેડવાથી, કાનની અન્દરની ઘણીક ભયંકર વેદના મટી જાય છે.

**દીપિકા તેલ** महतः पंचमूलस्य कांडान्यष्टांगुलानि तु ॥
क्षौमेणावेष्ट्य संसिच्य तैलेनादीपयेत्ततः ॥१४१॥ यत्तैलं च्यवते तेभ्यः सुखोष्णं तेन पूरयेत् ॥
ज्ञेयं तद्दीपिकातैलं सद्यो गृह्णाति वेदनाम् ॥१४२॥ एवं स्यात् दीपिकातैलं

બીલી, અરણી, અરડૂશો, શવન અને પાટલા મ૦ પાડળ, એ પાંચે ઝાડની ડાંખળીઓ, આઠ આઠ આંગળ લાંબી લઈ, તેમને રેશમી કટકામાં વિંટાળી, તલના તેલમાં બોળી, દીવાવડે સળગાવીને ઉભી પકડી રાખવી, એટલે તે ડાંખળીઓ બળીને તેમાંથી જે તેલ, નીચે ઝરે, તે તેલ, જરાતરા ગરમ રહે કે તરત તેને, કાનની અન્દર રેડવાથી, તે જ વખતે કર્ણશૂલની વેદના મટી જાય છે. આ તેલનું નામ દીપિકા તેલ કહેવાય છે.

**કુષ્ઠ તેલ** कुष्ठे देवतरौ तथा ॥

આઠ આંગળની લમ્બાઇનો કઠનો કટકો લઇ, તેને રેશમના કટકામાં વિંટાળી, તલના તેલમાં બોળી, દીવાવડે સળગાવીને ઉભો પકડી રાખવો. એટલે તે કટકો બળીને તેમાંથી જે તેલ, નીચે ઝરે, તે તેલ, જરાતરા ગરમ રહે કે તરત તેને કાનની અન્દર રેડવાથી, તે જ વખતે કર્ણશૂલની વેદના મટી જાય છે.

**દેવતરુ તેલ** આઠ આંગળની લમ્બાઇનો દેવદારનાં ઝાડનો કટકો લઇ, તેને રેશમના કટકામાં વિંટાળી, તલના તેલમાં બોળી, દીવાવડે સળગાવીને ઉભો પકડી રાખવો, એટલે તે કટકો બળીને તેમાંથી જે તેલ નીચે ઝરે, તે તેલ, જરાતરા ગરમ રહે કે તરત તેને, કાનની અન્દર રેડવાથી, તે જ વખતે કર્ણશૂલની વેદના મટી જાય છે.

**શ્યોનાકમૂલ તેલ** तैलं स्योनाकमूलेन मंदेऽग्नौ परिपाचितम् ॥१४३॥
हरेदाशु त्रिदोषोत्थं कर्णशूलं प्रपूरणात् ॥

અરડૂશાનાં મૂળ લઇ, તેને બારીક વાટીને પછી તેનો કલ્ક કરવો. એ કલ્ક એક ભાગ, તલનું તેલ ચાર ભાગ અને પાણી સોલ ભાગ લઇ, એ ત્રણેને મિશ્ર કરીને ધીમા અગ્નિપર ઉકાળવા મૂકવાં અને અન્દર નાંખેલું પાણી બળી જાય કે તરત તેને હેઠે ઉતારી લઇને, તેમની અન્દરનાં તેલને ગાળી લેવું. આ તેલનાં ટીપાં કાનમાં પડવાથી, ત્રિદોષકર્ણશૂલ જલદી મટી જાય છે.

**યષ્ટ્યાહ્વાદિક તેલ** कल्कक्वाथेन यष्ट्याह्वकाकोलीमाषधान्यकैः ॥ १४४ ॥
सूकरस्य वसां पक्त्वा कर्णनादार्तिहारिणी ॥

જેઠીમધ, કાકોલી—આ બસન્ધ, અડદ અને ધાણા, એ ચારે ઔષધો સરખે ભાગે લઇ, તેમને અધકચર્યાં કરી, પછી તેમનો કાઢો કરીને તે કાઢાને ગાળી લેવો અને અન્દર રહેલા કુચાનો કલ્ક કરવો. ત્યારબાદ એ ગાળી લીધેલો કાઢો, સોલ ભાગ, ડુક્કરની વસા (માંસસ્નેહ), ચાર ભાગ અને ઉપલો કલ્ક એક ભાગ લઈ, એ સર્વને મિશ્ર કરીને ધીમા અગ્નિપર ઉકાળવા મૂકવાં અને અન્દરનો કાઢો બળી જાય કે તરત હેઠે ઉતારી લઇને, તેમની અન્દરના સ્નેહને ગાળી લેવો. એ સ્નેહ, કાનની અન્દર રેડવાથી, કર્ણનાદ રોગ મટી જાય છે.

**સ્વર્જિકાદિ તેલ** स्वर्जिका मूलकं शुष्कं हिंगुकृष्णासमन्वितम् ॥१४५॥
शतपुष्पा च तैस्तैलं पक्वं सूक्तचतुर्गुणम् ॥ प्रणादं शूलबाधिर्यं स्रावं कर्णस्य नाशयेत् ॥ १४६ ॥

સાજીખાર, સૂકો મૂળો, હિંગ, લીણ્ડીપીપર અને વરિયાળી, એ પાંચે ઔષધો સરખે ભાગે લઇને પછી તેમનો કલ્ક કરવો. એ કલ્ક એક ભાગ, તલનું તેલ ચાર ભાગ અને સૂક્ત સોલ ભાગ લઈ, એ ત્રણેને મિશ્ર કરીને અગ્નિપર ઉકાળવા મૂકવાં અને અન્દર નાંખેલું સૂક્ત બળી જાય કે તરત હેઠે ઉતારી લઇને, તેમની અન્દરનાં તેલને ગાળી લેવું. એ તેલનાં ટીપાં કાનની અન્દર નાંખવાથી, કર્ણપ્રણાદ, કર્ણશૂળ, બાધિર્યતા અને કર્ણસ્રાવ, એ સર્વ રોગો મટી જાય છે.

**અપામાર્ગક્ષાર તેલ** अपामार्गक्षारजले तत्क्षारं कल्कितं क्षिपेत् ॥
तेन पक्वं जयेत्तैलं बाधिर्यं कर्णनादकम् ॥१४७॥

અઘેડાની રાખ કરી, એ રાખથી ચોગણું પાણી લઈ, તેની અન્દર તે રાખને ડોહીને ચાર પહોર સૂધી એમની એમ રાખી મૂકવી અને જેવી તે રાખ આછરીને નીચે બેસી જાય કે તરત ઉપરનું નિર્મળું–આછરેલું પાણી લેઈ લેવું. પછી અઘેડાનો ક્ષાર એક ભાગ, તલનું તેલ ચાર ભાગ અને ઉપરનું આછરેલું પાણી સોલ ભાગ લઈ, એ ત્રણેને મિશ્ર કરીને અગ્નિ પર ઉકાળવા મૂકવાં અને અન્દર નાંખેલું આછરેલું પાણી બળી જાય કે તરત હેઠે ઉતારી લઇને, તેમની અન્દરનાં તેલને ગાળી લેવું. એ તેલનાં ટીપાં કાનની અન્દર નાંખવાથી બાધિર્યતા અને કર્ણનાદ રોગો મટી જાય છે.

**શંબૂકમાંસ તેલ** शंबूकस्य तु मांसेन पचेत्तैलं तु सार्षपम् ॥
तस्य पूरणमात्रेण कर्णनाडी प्रशाम्यति ॥ १४८ ॥

છીપની અન્દર રહેલા જીવડાનું માંસ એક ભાગ અને સરશિયું તેલ ચાર ભાગ લઇ, પછી તે તેલની અન્દર ઉપરનું માંસ તળીને, તે તેલને ગાળી લેવું. આ તેલનાં ટીપાં કાનની અન્દર નાંખવાથી, કાનની અન્દરનું નાડીવ્રણ સારું થાય છે.

**પંચકષાય ચૂર્ણ** तिन्दुकान्यभया लोध्रः समंगा चामलक्यपि ॥
ज्ञेयाः पंचकषायास्तु कर्मण्यस्मिन् भिषग्वरैः ॥ १४९ ॥
चूर्णं पंचकषायाणां कपित्थरसमेव च ॥ कर्णस्रावे प्रशंसंति पूरणं मधुना सह ॥ १५० ॥

ટીમ્બરુ, હરડે, લોદર, મજીઠ અને આંબળાં, એ પાંચે ઔષધોને ઉત્તમ વૈદ્યોએ આ પ્રયોગના કાર્યની અન્દર પંચકષાયને નામે કહેલાં છે. એ પાંચે ઔષધોનું બારીક ચૂર્ણ, કોઠનાં ઝાડનાં પાંદડાંનો રસ અને મધ, એ ત્રણેને ભેગાં કરીને કાનની અન્દર નાંખવાથી, કર્ણસ્રાવ રોગ મટી જાય છે.

**બીજપૂર રસ** सर्जिकाचूर्णसंयुक्तं बीजपूररसं क्षिपेत् ॥
कर्णस्रावरुजादाहाः प्रणश्यन्ति न संशयः ॥ १५१ ॥

બીજોરાં લિમ્બુના રસની અન્દર સાજીખારનો ભૂકો મેળવીને, પછી તે રસનાં કાનની અન્દર ટીપાં નાંખવાથી, કર્ણસ્રાવ, કર્ણવેદના અને કર્ણદાહ, એ સર્વ રોગો નિસ્સંશય મટી જાય છે.

आम्रजंबूप्रवालानि मधूकस्य वटस्य च ॥
**આમ્રાદિ તેલ** एभिः संसाधितं तैलं पूतिकर्णोपशांतिकृत् ॥ १५२ ॥

આંબો, જામ્બૂ, મહુડો અને વડ એ ચારે વૃક્ષનાં કુણાં પાંદડાં આણી, તેમને બારીક વાટીને પછી તેમનો કલ્ક કરવો. એ કલ્ક એક ભાગ, તલનું તેલ ચાર ભાગ અને પાણી સોલ ભાગ લઈ, એ ત્રણેને મિશ્ર કરીને અગ્નિપર ઉકાળવાં મૂકવાં અને અન્દર નાંખેલું પાણી બળી જાય કે તરત હેઠે ઉતારી લઇને, તેમની અન્દરનાં તેલને ગાળી લેવું. આ તેલનાં ટીપાં કાનની અન્દર નાંખવાથી પૂતિકર્ણ રોગ મટી જાય છે.

पूरणं हरितालेन गवां मूत्रयुतेन च ॥
**હરિતાલાદિ પૂરણ** अथवा सार्षपं तैलं कर्णकीटहरं परम् ॥ १५३ ॥

હરતાલને ગાયના મૂત્રની અન્દર ઘસીને, પછી તેને કાનમાં નાંખવાથી, કર્ણકીટ રોગ મટી જાય છે.

**સાર્ષપ તેલ** સરસિયા તેલનાં ટીપાં કાનમાં નાંખવાથી, કર્ણકીટ રોગ મટે છે.

**શિગ્રુમૂલાદિ રસ** स्वरसं शिग्रुमूलस्य सूर्यावर्तरसं तथा ॥
त्र्यूषणं चूर्णितं चैव कपिकच्छुरसं तथा ॥ १५४ ॥ कृत्वैकत्र क्षिपेत्कर्णे कर्णकीटहरं परम् ॥

શરગવાનાં મૂલનો રસ, સૂરજમૂખી ફૂલનો રસ અને ખાજવણીનાં મૂળનો રસ, એ ત્રણે ઔષધોનો રસ એકત્ર કરી, તેમની અન્દર શુણ્ઠ, મરી અને લીણ્ડીપીપરનું ચૂર્ણ નાંખી, તે ચૂર્ણને સારી પેઠે મિશ્ર કરીને પછી તેમનાં ટીપાં નાંખવાથી, કર્ણકીટ રોગ મટી જાય છે.

એ રીતે દામોદરના પુત્ર શાર્ઙ્ગધરે રચેલી શાર્ઙ્ગધર સંહિતાને વિષે ઉત્તરખણ્ડના ચિકિત્સાસ્થાનમાંનાં લેપાદિવિધિ નામે અગ્યારમા અધ્યાયની ગુર્જર ટીકા સમ્પૂર્ણ.

———:o:———

# અધ્યાય ૧૨ મો, રક્તસ્રાવવિધિ

**શરીરમાંથી લોહી ક્યારે કાઢવું?** शोणितं स्रावयेज्जन्तोरामयं प्रसमीक्ष्य च ॥

મનુષ્યના શરીરમાંથી લોહી કાઢવાને લાયકનો રોગ થયો હોય કિંવા થનારો હોય, તો તેનો સારી રીતે વિચાર કરીને પછી શરીરની અન્દરથી લોહી કાઢવું.

**લોહી કેટલું કાઢવું?** प्रस्थं प्रस्थार्धकं वापि प्रस्थार्धार्धमथापि वा ॥ १ ॥

તે લોહી, એક પ્રસ્થ, અર્ધો પ્રસ્થ અથવા પા પ્રસ્થ સુધી જ કાઢવું.

**કે ઋતુમાં લોહી કઢાવવું?** शरत्काले स्वभावेन कुर्याद्रक्तस्रुतिं नरः ॥

સ્વાભાવિક રીતે અર્થાત્ રોગ ન હોય તો પણ, શરદ્ ઋતુની અન્દર મનુષ્યે લોહી કઢાવવું.

**લોહી કઢાવવાથી ક્યા રોગો ન થાય?** त्वग्दोषग्रन्थिशोथाद्या न स्यू रक्तस्रुतेर्यतः ॥ २ ॥

લોહી કાઢવાથી ત્વગ્દોષરોગ, ગ્રન્થિ અને શોથ આદિ રોગો થતા નથી.

લોહીના સ્વરૂપનાં લક્ષણ
मधुरं वर्णतो रक्तमशीतोष्णं तथा गुरु ॥
शोणितं स्निग्धविस्रं स्याद्विदाहश्चास्य पित्तवत् ॥३॥

લોહી, મધુર-મીઠું, રાતું અને જરાતરા ઉષ્ણ વીર્યવાળું છે. વળી તે લોહી, ભારે, સ્નિગ્ધ-ચીકાસવાળું, કાચા પદાર્થના સરખી ગન્ધવાળું અને પિત્તના જેવો દાહ કરનારું છે.

લોહીની અન્દરના પંચભૂતોના ગુણો
विस्रता द्रवता रागश्चलनं विलयस्तथा॥
भूम्यादिपंचभूतानामेते रक्तगुणाः स्मृताः ॥ ४ ॥

એ લોહીની અન્દર, કાચા પદાર્થના સરખો જે ગન્ધ, તે પૃથ્વીનો ગુણ; પાતળાપણું, તે પાણીનો ગુણ; રતાસ, તે અગ્નિનો ગુણ; ચાલવાપણું, તે વાયુનો ગુણ અને વિલય-શબ્દ તે આકાશનો ગુણ. એ રીતે પૃથિવ્યાદિ પંચભૂતના ગુણો, લોહીમાં રહેલા છે.

દુષ્ટ રક્તનાં લક્ષણ
रक्ते दुष्टे वेदना स्यात्पाको दाहश्च जायते ॥
रक्तमंडलता कण्डूः शोथश्च पिटिकोद्गमः ॥ ५ ॥

લોહી બગડેલા શરીરમાં વેદના થાય, શરીર પાકી ગયા સરખું થાય, બળતરા થાય, રાતાં મણ્ડલ-ઘ્રામઠાં થાય, ચળ આવે, સોજા થાય અને ફોડલીઓ પણ થાય.

વૃદ્ધ રક્તનાં લક્ષણ
वृद्धे रक्तांगनेत्रत्वं शिराणां पूरणं तथा ॥
गात्राणां गौरवं निद्रा मदो दाहश्च जायते ॥ ६ ॥

શરીરમાં લોહી વધ્યું તો, અંગ અને આંખો લાલ થઇ જાય; શિરા-નસો, લોહીથી ભરાઇ જઇને ફૂલી જાય; ગાત્રો-અવયવો જડ થઇ જાય; નિદ્રા આવે, મદ ચઢે અને દાહ પણ થાય.

ક્ષીણ રક્તનાં લક્ષણ
क्षीणेऽम्लमधुराकांक्षा मूर्च्छा च त्वचि रूक्षता ॥
शैथिल्यं च शिराणां स्याद्वायोरुन्मार्गगामिता ॥ ७ ॥

શરીરમાંથી લોહી ઘટી ગયું હોય તો, ખાટા અને મીઠા પદાર્થો ખાવાની ઇચ્છા થાવ, મૂર્ચ્છા આવી જાય, ચામડી રૂક્ષ થઇ જાય, શિરા-નસો શિથિલ થઈ જાય અને વાયુ ઉન્માર્ગગામી-અવળે માર્ગે જનારો, કુપિત થાય.

વાતદુષ્ટ રક્તનાં લક્ષણ
अरुणं फेनिलं रूक्षं परुषं तनु शीघ्रगम् ॥
अस्कंदि सूचिनिस्तोदं रक्तं स्याद्वातदूषितम् ॥ ८ ॥

વાયુથી બગડી ગયેલું લોહી, રાતા રંગનું, ફીણવાળું, રૂક્ષ, કઠણ, હલકું, જલદી ગતિ કરનારું, પાતળું અને સોઈ ટોંચ્યાની માફક પીડા કરે છે.

પિત્તદુષ્ટ રક્તનાં લક્ષણ
पित्तेन पीतं हरितं नीलश्यावं च विस्रकम् ॥
अस्कंद्युष्णं मक्षिकाणां पिप्पलीनामनिष्टकम् ॥ ९ ॥

પિત્તથી બગડી ગયેલું લોહી, પીળું, લીલું, નીલ-આશમાની, શ્યાવ-શ્યામ રંગનું કાળું, કાચા પદાર્થના સરખી ગન્ધવાળું, પાતળું અને ઉનું હોય છે, તેથી માંખીઓ અને કીડીઓને પણ એ લોહી વહાલું નથી.

કફદુષ્ટ રક્તનાં લક્ષણ
शीतं च बहलं स्निग्धं गैरिकोदकसन्निभम् ॥
मांसपेशीप्रभं स्कंदि मंदगं कफदूषितम् ॥ १० ॥

કફથી બગડી ગયેલું લોહી, ઘણું જ ટાઢું હોવા છતાં, ચિકાસવાળું, ગેરુનાં પાણીનાં સરખા દેખાવવાળું, માંસની પેશીના જેવું, સ્કંદિ અર્થાત્ જાડું અને મન્દ–ધીમી ગતિવાળું હોય છે.

**દ્વિદુષ્ટ રક્તનાં લક્ષણ** द्विदोषदुष्टं संसृष्टं

બન્ને દોષોથી બગડી ગયેલું લોહી, બન્ને દોષોથી બગડેલાં લોહીનાં લક્ષણોવાળું હોય છે.

**ત્રિદુષ્ટ રક્તનાં લક્ષણ** त्रिदुष्टं पूतिगंधकम् ॥ सर्वलक्षणसंयुक्तं कांजिकाभं च जायते ॥ ११ ॥

ત્રિદોષથી બગડી ગયેલું લોહી, પરુના સરખી ગન્ધવાળું, ત્રિદોષથી બગડેલાં લોહીનાં લક્ષણોવાળું અને કાંજીનાં સરખું હોય છે.

**વિષદુષ્ટ રક્તનાં લક્ષણ** विषदुष्टं भवेत् श्यावं नासिकोन्मार्गगं तथा ॥
विस्रं कांजिकसंकाशं सर्वकुष्ठकरं बहु ॥ १२ ॥

વિષથી બગડી ગયેલું લોહી, શ્યાવ–આશમાની રંગનું, ઉપરના ભાગના માર્ગ દ્વારા નાકમાંથી જનારું, કાચા પદાર્થના સરખી ગન્ધવાળું, કાંજીનાં જેવું અને ઘણું કરીને સર્વ કુષ્ઠને ઉત્પન્ન કરનારું છે.

**સ્વચ્છ રક્તનાં લક્ષણ** इन्द्रगोपप्रभं ज्ञेयं प्रकृतिस्थमसंहतम् ॥

પ્રકૃતિસ્થ અર્થાત્ કોઇ પણ જાતના વિકારથી રહીત એવું લોહી, ચોમાસામાં લાલ રંગનો ઇન્દ્રગોપ નામે જે જીવડો ઉત્પન્ન થાય છે, તેના રંગ સરખું અને પાતળું હોય છે.

**કોનું લોહી કાઢવું ?** शोथे दाहेऽङ्गपाके च रक्तवर्णेऽसृजः स्रुतौ ॥ १३ ॥
वातरक्ते तथा कुष्ठे सपीडे दुर्जयेऽनिले ॥ पाणिरोगे श्लीपदे च विषदुष्टे च शोणिते ॥ १४ ॥
ग्रंथ्यर्बुदापचीक्षुद्ररोगरक्ताधिमंथिषु ॥ विदारीस्तनरोगेषु गात्राणां सादगौरवे ॥ १५ ॥
रक्ताभिष्यंदतंद्रायां पूतिघ्राणास्यदेहके ॥ यकृत्प्लीहविसर्पेषु विद्रधौ पिटिकोद्गमे ॥ १६ ॥
कर्णौष्ठघ्राणवक्त्राणां पाके दाहे शिरोरुजि ॥ रक्तपित्ते उपदंशे रक्तस्रावः प्रशस्यते ॥ १७ ॥

શોથ, દાહ, અંગપાકરોગ, રક્તવર્ણ શરીરરોગ, નાકાદિમાંથી લોહી પડવાનો રોગ, વાતરક્ત, કુષ્ઠ, પીડા સાથે ન મટાડી શકાય એવો અનિલ (વાત) રોગ, પાણિરોગ, શ્લીપદ રોગ, વિષથી બગડી ગયેલાં લોહીનો રોગ, ગ્રન્થિ, અર્બુદ, અપચી, ક્ષુદ્ર રોગ, રક્તાધિમન્થ (નેત્ર રોગ વિશેષ) વિદારી રોગ, સ્તન રોગ, ગાત્રો–અવયવો ગળી જવાનો રોગ, ગાત્રો–અવયવો ભારી થઇ જવાનો રોગ, રક્તાભિષ્યન્દ રોગ, તન્દ્રા રોગ; નાક, મોઢું અને શરીર, એ સર્વ ઠેકાણેથી પરુના સરખી દુર્ગન્ધ નીકળવાનો રોગ, યકૃત્ રોગ, પ્લીહા રોગ, વિસર્પ રોગ. વિદ્રધિ રોગ, શરીરે પિટિકા થયાનો રોગ; કાન, હોઠ, નાક અને મોઢું, એ સર્વ સ્થળો પાકવાનો રોગ; કાન, હોઠ, નાક અને મોઢું, એ સર્વ સ્થળે દાહ–બળત્રા થવાનો રોગ, મસ્તકપીડા રોગ, ઉપદંશ રોગ અને રક્તપિત્ત રોગ, એ સર્વ રોગોવાળા રોગીઓનાં શરીરમાંથી લોહી કાઢવું, એ અતિ ઉત્તમ (ઉપાય) છે.

**રક્તસ્રાવ શાથી કરવો ?** एषु रोगेषु शृंगैर्वा जलौकालाबुकैरपि ॥
अथवापि शिरामोक्षैः कुर्याद्रक्तस्रुतिं नरः ॥ १८ ॥

ઉપર કહેલા રોગવાળા રોગીઓના શરીરમાંથી, શિંગડું મૂકીને લોહી કાઢવું, જળો વળગાડીને લોહી કાઢવું, તુંબડી મૂકીને લોહી કાઢવું અને છરી ચાકુવડે શિરા—નસ ખોલીને લોહી કાઢવું.

**કયા** ક્યા રોગીને શિરામોક્ષ ન કરવો ?

न कुर्वीत शिरामोक्षं कृशस्यातिव्यवायिनः ।
क्लीबस्य भीरोर्गर्भिण्याः सूतिकापांडुरोगिणाम् ॥१९॥
पंचकर्मविशुद्धस्य पीतस्नेहस्य चार्शसाम् ॥
सर्वांगशोथयुक्तानामुदरिश्वासकासिनाम् ॥२०॥ छर्द्यतीसारयुक्तानामतिस्विन्नतनोरपि ॥
ऊनषोडशवर्षस्य गतसप्ततिकस्य च ॥२१॥ आघातस्रुतरक्तस्य शिरामोक्षो न शस्यते ॥

કૃશ, અતિ વિષયાસક્ત, નપુંસક, ભીરુ, ગર્ભિણી સ્ત્રી, સૂતિકા રોગી, પાણ્ડુ રોગી, પાંચ કર્મો (૧ વમન, ૨ રક્તોત્સર્ગ, ૩ મલોત્સર્ગ, ૪ સ્વેદોત્સર્ગ અને શ્વાસવિમોચન અથવા ૧ વમન, ૨ વિરેચન, ૩ નસ્ય, ૪ નિરૂહ બસ્તિ અને ૫ અનુવાસન બસ્તિ, એ પાંચ કર્મો)થી શુદ્ધ થયેલો રોગી, સ્નેહપાન કરેલો રોગી, અર્શરોગી, આખે શરીરે સોજાવાળો રોગી, ઉદર રોગી, શ્વાસ રોગી, કાસ રોગી, છર્દિ અને અતિસાર રોગી, શરીરની અન્દરથી ઘણો પરસેવો કાઢેલો, સોલ વર્ષની અન્દરનો રોગી, સિન્તેર વર્ષની ઉપરનો રોગી, વાગવાને લીધે જેના શરીરમાંથી લોહી નીકળતું હોય તેવો રોગી, એ સર્વ પ્રકારના રોગીઓનાં શરીરની શિરા—નસ, છરી—ચાકુવડે ખોલીને લોહી કાઢવું નહીં.

**જળો વડે ક્યારે લોહી કાઢવું ?**

एषां चात्ययिके योगे जलौकाभिस्तु निर्हरेत् ॥ २२ ॥

લોહી ન કાઢવા લાયક ઉપરના રોગીઓને, લોહી કાઢ્યા સિવાય ન મટે એવા વ્યાધિઓ થયા હોય ત્યારે જળો મૂકીને લોહી કાઢવું.

**અસ્ત્રાવડે ક્યારે લોહી કાઢવું ?**

तथापि विषयुक्तानां शिरामोक्षोऽपि शस्यते ॥

લોહી ન કાઢવા લાયક ઉપરના રોગીઓનું શરીર, જો વિષવાળું હોય, તો અસ્ત્રાથી—છરીથી નસ ખોલીને લોહી કાઢવું.

**વાતદુષ્ટ રક્ત શાથી કાઢવું ?**

गोशृंगेण जलौकाभिरलाबुभिरपि त्रिधा ॥ २३ ॥
वातपित्तकफैर्दुष्टं शोणितं स्रावयेद्बुधः ॥

વાતથી બગડેલું લોહી, ગાયના શિંગડાંથી કાઢવું.

**પિત્તદુષ્ટરક્ત શાથી કાઢવું ?** પિત્તથી બગડેલું લોહી, જળોથી કાઢવું.

**કફદુષ્ટરક્ત શાથી કાઢવું ?** કફથી બગડેલું લોહી, તુંબડીથી કાઢવું.

**દ્વિદોષદુષ્ટ રક્ત શાથી કાઢવું ?**

द्विदोषाभ्यां तु संसृष्टं त्रिदोषैरपि दूषितम् ॥ २४ ॥
शोणितं स्रावयेद्युक्त्या शिरामोक्षैः पदैस्तथा ॥

દ્વિદોષથી બગડેલું લોહી, યુક્તિવડે અસ્ત્રાથી—છરીથી નસ ખોલીને કાઢવું અથવા પદ અર્થાત્ બગડી ગયેલાં લોહીનાં સ્થાનકની ઉપરનો ભાગ અને નીચેનો ભાગ, લૂગડાં અથવા દોરીવડે બાંધીને પછી તે બગડેલાં લોહીવાળાં સ્થાનકપર અસ્ત્રા અથવા છરીવડે ટોચા કરીને—મારીને લોહી કાઢવું.

**ત્રિદોષદુષ્ટ રક્ત શાથી કરવું ?** ત્રિદોષથી બગડેલું લોહી, યુક્તિવડે અસ્ત્રાથી–છરીથી નસ ખોલીને કાઢવું અથવા પદ અર્થાત્ બગડી ગયેલાં લોહીનાં સ્થાનકની ઉપરનો ભાગ અને નીચેનો ભાગ, લૂગડાં અથવા દોરીવડે બાંધીને પછી તે બગડેલાં લોહીવાળાં સ્થાનકપર અસ્ત્રા અથવા છરીવડે ટોંચા કરીને–મારીને લોહી કાઢવું.

गृह्णाति शोणितं शृंगं दशांगुलमितं बलात् ॥ २५ ॥

**ગાયનું શિંગડું કેટલા ભાગમાંથી લોહી ખેંચે?** લોહી કાઢવા માટે મૂકેલી શિંગડી, પોતાની આસપાસની દશ આંગળ પર્યન્ત જગ્યાની અન્દરનું લોહી ખેંચી લે છે.

जलौका हस्तमात्रं च

**જળો કેટલા ભાગમાંથી લોહી ખેંચે ?** લોહી કાઢવા માટે મૂકેલી જળો, પોતાની આસપાસની એક હાથ પર્યન્ત જગ્યાની અન્દરનું લોહી ખેંચી લે છે.

तुंबी च द्वादशांगुलम् ॥

**તુંબડી કેટલા ભાગમાંથી લોહી ખેંચે ?** લોહી કાઢવા માટે મૂકેલી તુંબડી, પોતાની આસપાસની બાર આંગળ પર્યન્ત જગ્યાની અન્દરનું લોહી ખેંચી લે છે.

पदमंगुल्ममात्रेण

**પદ, કેટલા ભાગમાંથી લોહી ખેંચે ?** લોહી કાઢવા માટે કરેલું પદ અર્થાત્ બગડી ગયેલાં લોહીના સ્થાનકની ઉપર નીચેનો ભાગ વસ્ત્ર અથવા દોરીવડે બાંધીને પછી તે બગડેલાં લોહીવાળાં સ્થાનકપર અસ્ત્રા અથવા છરીના જે ટોંચા કરવા–મારવા, તે ટોંચા, પોતાની આસપાસની એક આંગળ પર્યન્ત જગ્યાની અન્દરનું લોહી ખેંચી લે છે.

शिरा सर्वांगशोधिनी ॥ २६ ॥

**શિરામોક્ષ કેટલા ભાગમાંથી લોહી ખેંચે?** લોહી કાઢવા માટે શિરામોક્ષ કરવાથી અર્થાત્ અસ્ત્રા–છરીવડે નસ ખોલવાથી, આખા શરીરનું લોહી શુદ્ધ થાય છે.

**રક્તશ્રાવ ક્યારે ન થાય?**

शीते निरन्ने मूर्च्छायां तन्द्राभीतिमदश्रमैः ॥
युतानां न स्रवेद्रक्तं तथा विण्मूत्रसंगिनाम् ॥ २७ ॥

શીત કાળની–ટાઢની અન્દર મનુષ્યના શરીરમાંથી લોહી નીકળતું નથી અર્થાત્ રક્તસ્રાવ થતો નથી.

**રક્ત ક્યારે ન નીકળે?** ભુખ્યો, મૂર્ચ્છા આવેલો, તન્દ્રાવાળો, ભયયુક્ત, મદવાળો, શ્રમવાળો અને ઝાડો પેશાબ બંધ થઈ ગયેલો, એ સર્વ લક્ષણવાળો જે રોગી હોય, તેના શરીરમાંથી લોહી નીકળતું નથી અર્થાત્ રક્તશ્રાવ થતો નથી.

**બગડેલું લોહી ક્યા પ્રકારથી બહાર કાઢવું ?**

अप्रवर्तिनि रक्ते च कुष्ठचित्रकसैन्धवैः ॥
मर्दयेद्व्रणवक्त्रं च तेन सम्यक् प्रवर्तते ॥ २८ ॥

શરીરની અન્દરનાં બગડેલાં લોહીને, બહાર કાઢવાની ક્રિયાઓ કર્યા છતાં પણ જો તે બગડેલું લોહી બહાર ન નીકળે તો પછી કઠ, ચિત્રો અને સિન્ધાલુણ, એ ત્રણે ઔષધો

સરખે ભાગે લઈ, તેમનું ચૂર્ણ કરીને, પછી તે ચૂર્ણને, લોહી બહાર નીકળવા માટે કરેલાં વિન્ધના મોઢાપર ચોળવું એટલે સારી પેઠે લોહી સ્રવવા માંડશે.

બગડેલું લોહી ક્યારે બહાર કાઢવું ?

तस्मान्न शीते नात्युष्णे न स्विन्ने नातितापिते ॥
पीत्वा यवागूं तृप्तस्य शोणितं स्रावयेद्बुधः ॥ २९ ॥

જ્યારે બહુ ઠણ્ડી–ટાઢ ન પડતી હોય અને ગરમી ન પડતી હોય, તેવે સમયે રોગીના શરીરમાંથી બગડેલું લોહી કાઢવું.

કેવા રોગીના શરીરમાંથી બગડેલું લોહી કાઢવું ?

જે રોગીના શરીરમાંથી પરસેવો કાઢ્યો ન હોય અને શરીર ઘણું તપેલું ન થયું હોય, તે રોગીના શરીરમાંથી જ બગડેલું લોહી કાઢવું.

રોગીનું બગડેલું લોહી શું પાઇને કાઢવું ?

જે રોગીનું બગડેલું લોહી કાઢવું હોય તેને, યવાગૂ પીવરાવી, તૃપ્ત કરીને, પછી વૈદ્યે તેનું બગડેલું લોહી કાઢવું.

અતિશય લોહી ક્યારે વહે છે ?

अतिस्विन्नस्योष्णकाले तथैवातिशिराव्यधात् ॥ अतिप्रवर्तते रक्तं

અતિશય પરસેવો કાઢ્યો હોય અથવા ગરમીનો–ઉષ્ણકાલનો–ઉનાળાનો વખત હોય અથવા શિરા–નસ અતિ ચીરાઇ ગઇ હોય તો, શરીરની અન્દર રહેલું લોહી અતિશય વહેવા માંડે છે.

વહેતું લોહી બન્ધ કરવાનો પહેલો ઉપાય

तत्र कुर्यात्प्रतिक्रियाम् ॥ ३०॥
अतिप्रवृत्ते रक्ते च लोध्रसर्जरसांजनैः ॥
यवगोधूमचूर्णैर्वा धवधन्वनगैरिकैः ॥ ३१ ॥
सर्पनिर्मोकचूर्णैर्वा भस्मना क्षौमवस्त्रयोः ॥ मुखं व्रणस्य बध्वा च शीतैश्चोपचरेत् व्रणम् ॥ ३२॥

. એ રીતે અતિશય લોહી વહેવા માંડે તો તે વહેતું લોહી બન્ધ કરવાની ક્રિયા નીચે પ્રમાણે કહું છું:–લોદર, રાળ અને રસવન્તી, એ ત્રણે ઔષધો સરખે ભાગે લઈ, તેમનું ચૂર્ણ કરી, તે ચૂર્ણને વ્રણના મોઢાપર દબાવી, તેનાપર પાટો બાંધીને પછી તેનાપર શીતોપચાર કરવો અર્થાત્ પાણીની ધાર કરવી કે ચન્દનાદિનો લેપ કરવો, એટલે લોહી વહેતું બન્ધ થશે.

વહેતું લોહી બન્ધ કરવાનો બીજો ઉપાય

જવ અને ઘઉં લઈ, એ બન્નેનો લોટ કરીને પછી તે લોટને વ્રણના મોઢાપર દબાવી, તેનાપર પાટો બાંધીને પછી તેનાપર શીતોપચાર કરવો, એટલે લોહી વહેતું બન્ધ થશે.

વહેતું લોહી બન્ધ કરવાનો ત્રીજો ઉપાય

ધાવડો, ધમાસો (ભા. પ્ર. ધન્તૂરો) અને ગેરુ, એ ત્રણે ઔષધો સરખે ભાગે લઈ, તેમનું ચૂર્ણ કરી, તે ચૂર્ણને વ્રણના મોઢાપર દબાવી તેનાપર પાટો બાંધીને પછી તેનાપર શીતોપચાર કરવો, એટલે લોહી વહેતું બંધ થશે.

વહેતું લોહી બન્ધ કરવાનો ચોથો ઉપાય

સર્પની કાંચળીનું ચૂર્ણ એટલે સર્પની કાંચળી લઈ, તેને બાળી, તેની રાખ કરીને, પછી તે રાખને, વ્રણના મોઢાપર દબાવી, તેનાપર પાટો બાંધીને, પછી તેનાપર શીતોપચાર કરવો, એટલે લોહી વહેતું બંધ થશે.

**વહેતું લોહી બન્ધ કરવાનો પાંચમો ઉપાય**

રેશમી કે સુતરાઉ કપડું લઈ, તેને બાળી, તેની રાખ કરીને પછી તે રાખને વ્રણના મોઢાપર દબાવી, તેનાપર પાટો બાંધીને પછી તેનાપર શીતોપચાર કરવો, એટલે લોહી વહેતું બન્ધ થશે.

**વહેતું લોહી બંધ કરવાનો છઠ્ઠો ઉપાય**

विघ्येदूर्ध्वं शिरां तां

ઉપર પ્રમાણે ઉપચારો કર્યાં છતાં પણ જો લોહી બંધ ન થાય તો તે ફોડેલી—ચીરેલી નસને પાછી ઉપલા ભાગમાં ફોડવી એટલે લોહી વહેતું બન્ધ થશે.

**વહેતું લોહી બન્ધ કરવાનો સાતમો ઉપાય**

वा दहेत्क्षारेण वाऽग्निना ॥

જો લોહી બન્ધ ન થાય તો તે ચીરેલી—ફોડેલી નસવાળા વિન્ધપર ટણ્કણખારાદિ ક્ષાર મૂકવો, એટલે લોહી વહેતું બન્ધ થશે.

**વહેતું લોહી બન્ધ કરવાનો આઠમો ઉપાય**

જો લોહી બન્ધ ન થાય તો તે ચીરેલી—ફોડેલી નસવાળા વિન્ધને અગ્નિથી ડાંભવું એટલે વિન્ધપર અગ્નિનો ડાંભ દેવો, એટલે લોહી વહેતું બન્ધ થશે.

**રક્તવ્રણ સંકોચાઇને ક્યારે પૂરાય?**

व्रणं कषायः संधत्ते

કષાય (લોદરાદિ) ઔષધાદિ, લોહી નીકળતાં વિન્ધપર મૂકવું એટલે વિન્ધને સંકોચીને પૂરે છે, તેથી લોહી વહેતું બન્ધ થાય છે.

**રક્તવ્રણમાંનું રક્ત શાથી જામે?**

रक्तं स्कंदयते हिमम् ॥ ३३ ॥

શીતોપચારવાળું ઔષધ (પાણી આદિ), લોહી નીકળતાં વિન્ધ પર મૂકવું—રેડવું એટલે લોહી જામી જાય છે, તેથી લોહી વહેતું બન્ધ થાય છે.

**રક્તવ્રણનું મુખ કયું ઔષધ બાળે?**

व्रणास्यं पाचयेत् क्षारो

ક્ષારાદિ (ટણ્કણખારાદિ) ઔષધ, વિન્ધનું મોઢું બાળે છે, તેથી લોહી વહેતું બન્ધ થાય છે.

**રક્ત વહેનારી શિરા શાથી સંકોચાય?**

दाहः संकोचयेच्छिराम् ॥

અગ્નિનો ડાંભ દેવાથી લોહી વહેનારી શિરા—નસ સંકોચાઇ જઇને લોહી વહેતું બન્ધ થાય છે.

**ડાબા વૃષણનો સોજો કેમ ઉતરે?**

वामांडशोथे दक्षस्य करस्यांगुष्ठमूलजाम् ॥ ३४ ॥
दहेच्छिरां व्यत्यये तु वामांगुष्ठशिरां दहेत् ॥
शिरादाहप्रभावेन मुष्कशोथः प्रशाम्यति ॥ ३५ ॥

રોગીના ડાબા વૃષણપર જો સોજો ચઢ્યો હોય તો જમણા હાથના અંગુઠાના મૂલની શિરા—નસપર ડાંભ દેવો એટલે વૃષણપરનો સોજો ઉતરી જાય છે.

**જમણા વૃષણનો સોજો કેમ ઉતરે?**

રોગીના જમણા વૃષણપર જો સોજો ચઢ્યો હોય તો ડાબા હાથના અંગુઠાના મૂલની શિરા—નસપર ડાંભ દેવો, એટલે વૃષણપરનો સોજો ઉતરી જાય છે. એ પ્રમાણે ડાંભ દેવાથી વૃષણપરનો સોજો ઉતરે છે.

**વિષૂચિ શાથી મટે?**

विषूच्यां पाददाहेन जायतेऽग्नेः प्रदीपनम् ॥
संकुचंति यतस्तेन रसश्लेष्मवहाः शिराः ॥ ३६ ॥

રોગીને જો વિષૂચિ રોગ થયો હોય તો રોગીના પગનાં તળિયાંપર–તળીપર (મીઠું નાંખેલી છાશમાં બોળેલો લૂગડાંનો કટકો વીંટીને, પછી તે કટકાપર) અગ્નિની અન્દર ધગાવેલો–ગરમ કરેલો તવીથો ફેરવવો. એવી રીતે થોડોક વખત સુધી વારંવાર (મીઠું નાંખેલી છાશ છાંટીને) ગરમ કરેલો તવીથો ફેરવવાથી, રસ અને કફને વહેનારી ધમની નામની નસ, સંકોચાઇ જઇને તથા અગ્નિ, પ્રદીપ્ત થઇને વિષૂચિ રોગ મટી જાય છે.

**યકૃત્ શાથી મટે?**

यदा वृद्धिर्यकृत्प्लीह्नोः शिशोः संजायतेऽसृजः ॥
तदा तत्स्थानदाहेन संकुर्चत्यसृजः शिराः ॥३७॥

બાલકનાં પેટની અન્દર જમણી બાજૂએ યકૃત્–મુંઝારા નામે જે ગાંઠ છે, તે ગાંઠ જો વધવા માંડે તો, તે જગાએ ડાંભ દેવા, એટલે તે જગોએ રહેલી મૂળ શિરા–નસ સંકોચાઈ જઇને પછી તે યકૃત્–મુંઝારાની ગાંઠ મટી જાય છે, ઓસરી જાય છે અર્થાત્ તેના મૂળ રૂપમાં આવી જાય છે.

**પ્લીહા શાથી મટે?** બાલકનાં પેટની અન્દર ડાબી બાજુએ પ્લીહા–બરલ નામે જે ગાંઠ છે, તે ગાંઠ જો વધવા માંડે તો, તે જગોએ ડાંભ દેવા, એટલે તે જગોએ રહેલી મૂળ શિરા–નસ સંકોચાઈ જઇને પછી તે પ્લીહા–બરલની ગાંઠ મટી જાય છે, ઓસરી જાય છે અર્થાત્ તેના મૂળ રૂપમાં આવી જાય છે.

**બગડેલું બધું લોહી શા માટે ન કાઢવું?**

रक्ते दुष्टेऽवशिष्टेऽपि व्याधिर्नैव प्रकुप्यति ॥
अतः स्राव्यं सावशेषं

શરીરમાંનું બગડેલું લોહી (કાઢવા ટાણે) કદી થોડુંક બાકી રહી જાય, તોપણ વ્યાધિ પ્રકોપ પામતો નથી, એટલા માટે જે બગડેલું લોહી કાઢવું તે, (કાઢતી વખતે જ) થોડું [રાખીને કાઢવું.

**વધારે લોહી શા માટે ન કાઢવું?**

रक्ते नातिक्रमो हितः ॥३८॥

કારણ કે વધારે લોહી કાઢવું, એ હિત કરનારું થતું નથી.

**વધારે લોહી કાઢવાથી કયા કયા ઉપદ્રવો થાય છે?**

आंध्यमाक्षेपकं तृष्णां तिमिरं शिरसो रुजम् ॥
पक्षाघातं श्वासकासौ हिक्कां दाहं च पांडुताम् ॥ ३९ ॥
कुरुतेऽतिस्रुतं रक्तं मरणं वा करोति च ॥

જો શરીરમાંથી બહુ જ લોહી નીકળ્યું હોય તો, આંધ્ય, આક્ષેપક, તૃષ્ણા, તિમિર, શિરો રોગ, પક્ષાઘાત, શ્વાસ, કાસ, હિક્કા, દાહ અને પાણ્ડુ રોગ, એ સર્વે રોગો ઉત્પન્ન થાય છે અથવા મરણ પણ કરે છે.

**શા માટે લોહીનું રક્ષણ કરવું?**

देहस्योत्पत्तिरसृजा देहस्तेनैव धार्यते ॥ ४० ॥
विना तेन व्रजेज्जीवो रक्षेद्रक्तमतो बुधः ॥

લોહીથકી દેહની ઉત્પત્તિ થયેલ છે અને તે જ લોહી, શરીરને ધારણ કરે છે, પણ તે લોહી વગર જીવ રહેતો નથી, એટલા માટે બુદ્ધિમાન્ વૈદ્યે લોહીનું રક્ષણ કરવું.

**લોહી** બન્ધ કરવા માટે શીતોપચારથી થયેલા ઉપદ્રવોનો ઉપાય

शीतोपचारैः कुपिते स्रुतरक्तस्य मारुते ॥ ४१ ॥
कोष्णेन सर्पिषा शोथं सव्यथं परिषेचयेत् ॥

શરીરની અન્દર કરેલાં વ્રણમાંથી ઘણું લોહી વહી જતું હોય તો તે વ્રણપર પ્રથમ કરેલા શીતોપચારથી વાયુ કોપાયમાન્ થઇને વ્રણને ઠેકાણે લવક લવક સાથે સોજો થયો હોય તો, તેનાપર જરાતરા ઉનું કરેલું ઘી રેડવું.

**લોહી** વહેવાપર કયા કયા જનાવરોનો રસ પાવો ?

क्षीणस्यैणशशोरभ्रहरिणच्छागमांसजः ॥ ४२ ॥
रसः समुचितः पाने क्षीरं वा षष्टिका हिताः ॥

શરીરમાંથી લોહી વહેવાને લીધે ક્ષીણ થયેલા રોગીને, કાળીઆર હરણ, શશલું, ઘેટું, હરણ અને બકરો, એ સર્વનાં માંસનો રસ પાવાથી સારું થાય છે.

**લોહી** વહેવાપર શેનું દૂધ પાવું ?

શરીરમાંથી લોહી વહેવાને લીધે ક્ષીણ થયેલા રોગીને, ગાયનું દૂધ પાવાથી સારું થાય છે.

**કેવા** ચોખાની ખીર ખવરાવવી ?

શરીરમાંથી લોહી વહેવાને લીધે ક્ષીણ થયેલા રોગીને સાઠ દિવસે પાકેલા ચોખાની ખીર ખવરાવવાથી સારું થાય છે.

**બરોબર** રીતે લોહી કાઢ્યું ક્યારે જાણવું ?

पीडाशांतिर्लघुत्वं च व्याधेरुद्रेकसंक्षयः ॥४३॥
मनःस्वास्थ्यं भवेच्चिह्नं सम्यग्विस्राविते‌ऽसृजि ॥

શરીરની અન્દરથી બરોબર રીતે લોહી કાઢ્યું હોય તો, શરીરમાંની પીડા શાંત થાય છે, શરીર હલકું–ફોરું થાય છે, વ્યાધિના વધારાનો સારી રીતે નાશ થાય છે અને મન પણ સ્વસ્થ થાય છે. એ સર્વ ચિહ્નો સારી રીતે લોહી વહેવાના છે.

**લોહી** કઢાવ્યા પછી બળ ન આવે ત્યાં સુધી કેમ વર્તવું ?

व्यायाममैथुनक्रोधशीतस्नानप्रवातकान् ॥४४॥
एकाशनं दिवा निद्रां क्षाराम्लकटुभोजनम् ॥
शोकं वादमजीर्णं च त्यजेदाबलदर्शनात् ॥ ४५ ॥

લોહી કઢાવ્યા પછી શરીરની અન્દર બળ ન આવ્યું હોય ત્યાં સુધી વ્યાયામ–પરિશ્રમ કરવો નહિ, મૈથુન કરવું નહિ, ક્રોધ પણ કરવો નહિ, ટાઢા પાણીથી નહાવું નહિ, ઘણા સખત પવનમાં બેસવું નહિ, એક વખત ખાવાની ટેવ રાખવી નહિ, દિવસે સૂઈ જવું નહિ, ખારું, ખાટું, તથા તીખું ખાવું નહિ, શોક કરવો નહિ, વાદ કરવો નહિ અને અજીર્ણ પણ થવા દેવું નહિ.

**એ રીતે દામોદરના પુત્ર શાર્ઙ્ગધરે રચેલી શાર્ઙ્ગધર સંહિતાને વિષે ઉત્તરખણ્ડના ચિકિત્સાસ્થાનમાંનાં રક્તસ્રાવવિધિ નામે બારમા અધ્યાયની ગુર્જર ટીકા સમ્પૂર્ણ.**

---

# અધ્યાય ૧૩ મો, નેત્રકર્મ વિધિ

**નેત્રપર કરવાનાં સેકાદિ સાત કર્મનાં નામો** सेक आश्चोतनं पिण्डी बिडालस्तर्पणं तथा ॥
पुटपाकोंऽजनं चैभिः कल्पैर्नेत्रमुपाचरेत् ॥ १ ॥

સેક, આશ્ચ્યોતન, પિણ્ડી, બિડાલ, તર્પણ, પુટપાક અને અંજન, આ સાત કલ્પ અર્થાત્ કલ્પના (કલ્ક) કહેલ છે, આ કલ્પના(કલ્ક)થી નેત્રપર ઉપચાર કરવો.

**સેકનાં લક્ષણ** सेकस्तु सूक्ष्मधाराभिः सर्वस्मिन्नयने हितः ॥
मीलिताक्षस्य मर्त्यस्य प्रदेयश्चतुरंगुलात् ॥ २ ॥

હવે સેકની પહેલી વિધિનાં લક્ષણ કહું છું:—મનુષ્યની દુઃખતી આંખ બન્ધ કરાવીને પછી આંખના બન્ને ડોળાપર, ચાર આંગળ ઉંચેથી દૂધાદિ પ્રવાહી પદાર્થની જે ઝીણી ધાર કરવી, તેનું નામ સેક જાણવું.

**સ્નેહન સેક** स चापि स्नेहनो वाते

વાતનેત્રરોગ હોય તો અર્થાત્ નેત્રની અન્દર વાયુ કોપાયમાન્ થયો હોય તો, દૂધાદિ સ્નેહન પદાર્થની જે ઝીણી ધાર કરવી, તેનું નામ સ્નેહન સેક જાણવું.

**રોપણ સેક** रक्ते पित्ते च रोपणः

લોહિત નેત્રરોગ અથવા પિત્ત નેત્રરોગ હોય તો અર્થાત્ નેત્રની અન્દર લોહી કોપાયમાન્ થયું હોય વા નેત્રની અન્દર પિત્ત કોપાયમાન્ થયું હોય તો, જેઠીમધ, લોદર, હરડાં, બેહેડાં અને આંબળાં, એ સર્વ ઔષધોનું ચૂર્ણ કરી, તે ચૂર્ણને, દૂધાદિ પ્રવાહી પદાર્થમાં વાટી, તેને લૂગડાંવતી ગાળી લઇને, પછી તે પ્રવાહી પદાર્થની જે ઝીણી ધાર કરવી, તેનું નામ રોપણ સેક (વ્રણ ભરીને આણનાર) જાણવું.

**લેખન સેક** लेखनश्च कफे कार्यः

કફનેત્રરોગ હોય તો અર્થાત્ નેત્રની અન્દર કફ કોપાયમાન્ થયો હોય તો, શુણ્ઠ અને મરી આદિ તીક્ષ્ણ ઔષધોનું ચૂર્ણ કરી, તે ચૂર્ણને પાણીમાં વાટી, તેને લૂગડાંવતી ગાળી લઇને, તે પ્રવાહી પદાર્થની જે ઝીણી ધાર કરવી, તેનું નામ લેખન સેક જાણવું.

**સ્નેહન સેક કેટલો વખત કરવો?** तस्य मात्राऽधुनोच्यते ॥ ३ ॥
षड्वाक्शतैः स्नेहनेषु

હવે તે સેક કેટલો વખત સુધી કરવો? તેનું નીચે પ્રમાણે પ્રમાણ કહું છું:-સ્નેહન સેક, એકથી છસો સુધીનાં આંકડા, જેટલા વખતમાં બોલાઇ રહે, તેટલા વખત સુધી કરવો.

**રોપણ સેક કેટલો વખત કરવો?** चतुर्भिश्चैव रोपणे ॥

રોપણસેક, એકથી ચારસો સુધીના આંકડા જેટલા વખતમાં બોલાઈ રહે, તેટલા વખત સુધી કરવો.

**લેખનસેક કેટલો વખત કરવો ?** वाक्शतैश्च त्रिभिः कार्यः सेको लेखनकर्मणि ॥ ४ ॥

લેખનસેક, એકથી ત્રણસો સુધીના આંકડા જેટલા વખતમાં બોલાઈ રહે, તેટલા વખત સુધી કરવો.

**સેક ક્યારે કરવો ?** कार्यस्तु दिवसे सेको रात्रौ चात्ययिके गदे ॥

ડોળાપર જે સેક કરવાનો, તે સેક, દિવસના જ કરવો, અને જો રોગે જોર કર્યું હોય તો રાતના પણ સેક કરવો.

**એરણ્ડદુગ્ધ સેક** एरण्डत्वक्पत्रमूलैः शृतमाजं पयो हितम् ॥ ५ ॥
सुखोष्णं सेचनं नेत्रे वाताभिष्यन्दनाशनम् ॥

એરંડાની છાલ, પાંદડાં અને મૂળિયાં લઇ, એ ત્રણેને ઝીણાં છૂંદી, મિશ્ર કરી, બકરીના દૂધમાં ઉકાળી, એઓને, લુગડાંથી ગાળી લઇને, પછી એ ગાળી લીધેલ દૂધ, સહેવાય એવું થાય ત્યારે, તેની ઝીણી ધાર આંખના ડોળાપર કરવાથી, વાતાભિષ્યન્દ નેત્રરોગ મટી જાય છે.

**સસૈન્ધવદુગ્ધ સેક** परिषेको हितं नेत्रे पयः कोष्णं ससैन्धवम् ॥ ६ ॥
रजनीदारुसिद्धं वा सैन्धवेन समन्वितम् ॥
वाताभिष्यन्दशमनं हितं मारुतपर्यये ॥ ७ ॥ शुष्काक्षिपाके च हितमिदं सेचनकं तथा ॥

બકરીનાં દૂધને ઉકાળી, તેને હેઠે ઉતારીને તેમાં સિન્ધાલુણ નાંખવું અને સિન્ધાલુણ ઓગળી જાય કે, તરત તે દૂધને લુગડાંથી ગાળી લઇને પછી એ ગાળી લીધેલ દૂધ, સહેવાય એવું થાય ત્યારે તેની ઝીણી ધાર, આંખના ડોળાપર કરવાથી, વાતાભિષ્યન્દ, વાતપર્યય અને શુષ્કાક્ષિપાક મટે છે.

**રજનીદુગ્ધ સેક** હળદર અને દેવદારુ–દેવદાર, એ બન્નેને એકઠાં કરી, તેમનું ચૂર્ણ કરી, તે ચૂર્ણને બકરીના દૂધમાં ઉકાળી, એઓને લુગડાંથી ગાળી લઇને, પછી એ ગાળી લીધેલ દૂધ સહેવાય એવું થાય ત્યારે, તેની ઝીણી ધાર આંખના ડોળાપર કરવાથી, વાતાભિષ્યન્દ, મારુતપર્યય–વાતપર્યય અને શુષ્કાક્ષિપાક નેત્ર રોગ મટી જાય છે.

**રજની દાર્વ્યાદિ દુગ્ધ સેક** હળદર, દેવદારુ અને સિન્ધાલુણ, એ ત્રણેને એકઠાં કરી, તેમનું ચૂર્ણ કરી, તે ચૂર્ણને બકરીના દૂધમાં ઉકાળી, એઓને લુગડાંથી ગાળી લઇને, પછી એ ગાળી લીધેલ દૂધ, સહેવાય એવું થાય ત્યારે, તેની ઝીણી ધાર આંખના ડોળાપર કરવાથી, વાતાભિષ્યન્દ, મારુતપર્યય અને શુષ્કાક્ષિપાત રોગ મટી જાય છે.

**સાબરાદિ દુગ્ધ સેક** साबरं मधुकं तुल्यं घृतभृष्टं सुचूर्णितम् ॥ ८ ॥
छागक्षीरे घृतं सेकात्पित्तरक्ताभिघातजित् ॥

લોદર અને જેઠીમધ, એ બન્ને ઔષધો સરખે ભાગે લઈ, એમને મિશ્ર કરી, ઘીમાં તળી, તેમનું ચૂર્ણ કરી, તે ચૂર્ણને બકરીના દૂધમાં વાટી–લઠી, તેઓને લુગડાંથી છાણી–છણી લઇને, પછી એ છણી–છાણી લીધેલાં દૂધની ઝીણી ધાર આંખનાં ડોળાપર કરવાથી, પિત્તવિકાર, રક્તવિકાર અને અભિઘાતજન્યવિકાર રોગ મટી જાય છે.

त्रिफलालोध्रयष्टीभिः शर्करामद्रमुस्तकैः ॥ ९ ॥
त्रिફલા શીતાંબુસેક
पिष्टैः शीतांबुना सेको रक्ताभिष्यन्दनाशनः ॥

હરડાં, બેહેડાં, આંબળાં, લોદર, જેઠીમધ, શાકર અને નાગરમોથ, એ સાતે ઔષધો સરખે ભાગે લઇ, તેમનું ચૂર્ણ કરી, તે ચૂર્ણને ટાઢા પાણીમાં વાટી–લઢી, તેઓને લૂગડાંથી છણી–છાણી લઇને, પછી એ છણી–છાણી લીધેલાં ટાઢાં પાણીની ધાર, આંખના ડોળાપર કરવાથી, રક્તાભિષ્યન્દ નેત્રરોગ મટી જાય છે.

लाक्षामधुकमंजिष्ठा लोध्रकालानुसारिवाः ॥ १० ॥
લાક્ષાદિક અમ્બુસેક
पुण्डरीकयुतः सेको रक्ताभिष्यन्दनाशनः ॥

લાખ (પીપળાની વા બોરડીની), જેઠીમધ, મજીઠ, લોદર, કપુરીમધુરી નામે વેલાનાં મૂળ અને ધોળું કમળ, એ છએ ઔષધો સરખે ભાગે લઇ, તેમનું ચૂર્ણ કરી, તે ચૂર્ણને ટાઢા પાણીમાં વાટી–લઢી, તેઓને લૂગડાંથી છણી–છાણી લઇને, પછી એ છણી–છાણી લીધેલાં ટાઢાં પાણીની ધાર આંખના ડોળાપર કરવાથી, રક્તાભિષ્યન્દ નેત્ર રોગ મટી જાય છે.

श्वेतलोध्रं घृते भृष्टं चूर्णितं पटविस्रुतम् ॥ ११ ॥
શ્વેતલોધ્ર ઉષ્ણાંબુસેક
उष्णाम्बुना विमृदितं सेकात्शूलघ्नमंबके ॥

ધોળું લોદર આણી, તેને ઘીમાં તળી, તેનું ચૂર્ણ કરી, તે ચૂર્ણને લૂગડાંથી ચાળીને પછી એ ચૂર્ણને, ઉનાં પાણીમાં વાટી–લઢી, તેમને લૂગડાંથી છણી–છાણી લઇને, પછી એ છણી–છાણી લીધેલાં ઉંના પાણીની ધાર, આંખના ડોળાપર કરવાથી, નેત્રશૂલ રોગ મટી જાય છે.

अथ आश्चोतनं कार्यं निशायां न कथंचन ॥ १२ ॥
આશ્ચોતની વિધિ
उन्मीलितेऽक्ष्णि दृङ्मध्ये बिन्दुभिर्द्व्यंगुलाद्धितम् ॥

હવે આશ્ચોતનની વિધિનાં લક્ષણ કહું છું;–રોગીનાં નેત્ર ઉઘાડી, તે નેત્રના ડોળામાં બે આંગળીના જેટલે છેટે દૂધ, કાઢો અથવા રસ ઇત્યાદિનાં જે ટીપાંઓ નાંખવા, તેને આશ્ચોતન કહે છે. તે આશ્ચોતન કર્મ રાત્રિના કોઇ દિવસ કરવું નહિ.

લેખન આશ્ચોતનમાં કેટલાં ટીપાં નાંખવાં?

बिन्द्वोऽष्टौ लेखनेषु

રોગીના નેત્ર ઉઘાડી, તે નેત્રના ડોળામાં બે આંગળના જેટલે છેટે લેખન ઔષધોનાં જે આઠ ટીપાં પાડવાં, તેનું નામ "લેખન આશ્ચોતન" જાણવું.

સ્નેહન આશ્ચોતનમાં કેટલાં ટીપાં નાંખવાં?

स्नेहने दश बिन्दवः ॥ १३ ॥

રોગીનાં નેત્ર ઉઘાડી, તે નેત્રના ડોળામાં બે આંગળના જેટલે છેટે સ્નેહન ઔષધોનાં જે દશ ટીપાં પાડવાં, તેનું નામ "સ્નેહન આશ્ચોતન" જાણવું.

રોપણ આશ્ચોતનમાં કેટલાં ટીપાં નાંખવાં?

रोपणे द्वादश प्रोक्ताः

રોગીનાં નેત્ર ઉઘાડી, તે નેત્રના ડોળામાં બે આંગળના જેટલે છેટે રોપણ ઔષધોનાં જે બાર ટીપાં પાડવાં, તેનું નામ "રોપણ આશ્ચોતન" જાણવું.

**શીતકાળમાં કેવાં ટીપાં નાંખવાં?**

**ते शीते कोष्णरूपिणः ॥**

ઉપર જે ટીપાંઓ પાડવાનાં કહ્યાં, તે ટીપાંઓ, શીત કાળમાં ડોળાથી સહન થઇ શકે એમ કૈંક ઉંનાં ઉંનાં નાંખવાં.

**ઉષ્ણકાળમાં કેવાં ટીપાં નાંખવાં?**

**उष्णे च शीतरूपाः स्युः सर्वत्रैवैष निश्चयः ॥ १४ ॥**

ઉપર જે ટીપાંઓ પાડવાનાં કહ્યાં, તે ટીપાંઓ, ઉષ્ણ કાળમાં ટાઢાં નાંખવાં. આ પ્રમાણે સર્વ જગોએ નક્કી જાણી લેવું.

**તિક્તસ્નિગ્ધ આશ્ચોતન**

**वाते तिक्तं तथा स्निग्धं**

જે રોગીનાં નેત્રને વાત વિકાર થયો હોય, તે રોગીનાં નેત્રમાં બે આંગળનાં જેટલે છેટે કડવા અને ચિકણા પ્રવાહીનાં જે ટીપાંઓ નાંખવાં, તેનું નામ "તિક્ત સ્નિગ્ધ આશ્ચોતન" જાણવું.

**મધુરશીતલ આશ્ચોતન**

**पित्ते मधुरशीतलम् ॥**

જે રોગીનાં નેત્રને પિત્ત વિકાર થયો હોય, તે રોગીનાં નેત્રમાં બે આંગળનાં જેટલે છેટે મીઠા અને ટાઢા પ્રવાહીનાં જે ટીપાંઓ નાંખવાં, તેનું નામ "મધુરશીતલ આશ્ચોતન" જાણવું,

**તિક્તોષ્ણરૂક્ષ આશ્ચોતન**

**तिक्तोष्णरूक्षं च कफे क्रमादाश्चोतनं हितम् ॥ १५ ॥**

જે રોગીનાં નેત્રને કફ વિકાર થયો હોય, તે રોગીનાં નેત્રમાં બે આંગળના જેટલે છેટે કડવા, ઉષ્ણ અને રૂક્ષ પ્રવાહીનાં જે ટીપાંઓ નાંખવાં, તેનું નામ "તિક્તોષ્ણરૂક્ષ આશ્ચોતન" જાણવું. આ પ્રમાણે જૂદા જૂદા પ્રવાહીનાં ટીપાંઓ પડવાથી, તે ટીપાંઓ ગુણકારક થઇ પડે છે.

**આશ્ચોતન કેટલા વખત સુધી આંખમાં રાખવું?**

**आश्चोतनानां सर्वेषां मात्रा स्याद्वाक्शतं हितम् ॥**
**निमेषोन्मेषणं पुंसामंगुल्योश्छोटिकाऽथवा ॥ १६ ॥**
**गुर्वक्षरोच्चारणं वा वाङ्मात्रेयं स्मृता बुधैः ॥**

પાંપણ વીંચિને ઉઘાડવામાં જેટલો કાળ લાગે વા એકવાર ચપટી વગાડવામાં જેટલો કાળ લાગે વા એકવાર ગુરુ અક્ષર બોલવામાં જેટલો કાળ લાગે, તેટલા કાળને બુદ્ધિમાનો એક વાઙ્માત્રા કહે છે, એવી સો વાઙ્માત્રા સુધી, સર્વ પ્રકારનાં આશ્ચોતનો (આંખમાં નાંખેલાં ઔષધોનાં ટીપાંઓ) ધારણ કરવાં.

**પંચમૂલાદિ આશ્ચોતન**

**बिल्वादिपंचमूलेन बृहत्येरंडशिग्रुभिः ॥ १७ ॥**
**क्वाथ आश्चोतने कोष्णो वाताभिष्यन्दनाशनः ॥**

બીલી, અરણિ, અરડૂશો, શવન, પાટલા–મ૦ પાડળ, ઉભી ભોંયરિંગણી અને એરંડો, આ સાત ઔષધોનાં મૂળ અને શરગવાનાં મૂળની છાલ, એ આઠે ઔષધો સરખે ભાગે લઇ, તેનો કાઢો કરી, તે કાઢાને લૂગડાંથી ગાળી લઇને પછી એ ગાળી લીધેલા ઉકાળાનાં સોહેવાય એવાં કૈંક ઉંનાં ઉંનાં ટીપાં આંખમાં નાંખવાથી, વાતાભિષ્યન્દ રોગ મટી જાય છે.

**લો**ધ્રરસાશ્ચ્યોતન अंबुपिष्टैर्निम्बपत्रैस्त्वचं लोध्रस्य लेपयेत् ॥ १८ ॥
प्रताप्य वह्निना पिष्टा तद्रसो नेत्रपूरणात् ॥ वातोत्थं रक्तपित्तोत्थमभिष्यन्दं विनाशयेत् ॥ १९ ॥

કડવા લિમ્બડાનાં પાંદડાંને પાણીની અન્દર ચટણીના સરખાં બારીક વાટી, પછી તે ચટણીને લોદરની છાલપર ચોપડી, પછી તે છાલને અગ્નિપર તપાવીને, પછી પાછી તે છાલને વાટી–લઢી, તેનો રસ કાઢી, તે રસને લૂગડાંથી ગાળીને, પછી તે રસનાં ટીપાં આંખની અન્દર નાંખવાથી, વાતજન્ય અને રક્તપિત્તજન્ય અભિષ્યન્દ રોગ મટી જાય છે.

**ત્રિ**ફલાશ્ચ્યોતન त्रिफलाश्चोतनं नेत्रे सर्वाभिष्यन्दनाशनम् ॥

હરડાં, બેહેડાં અને આંબળાં, એ ત્રણે ઔષધો સરખે વજને લઇ, તેઓનો કાઢો કરી, તે કાઢાને લૂગડાંથી ગાળી લઇને પછી એ ગાળી લીધેલા ઉકાળાના સહેવાય એવાં ટીપાં આંખમાં નાંખવાથી, સર્વાભિષ્યન્દ રોગ મટી જાય છે.

**સ્ત્રી**સ્તન્યાશ્ચ્યોતન स्त्रीस्तन्याश्चोतनं नेत्रे रक्तपित्तानिलार्तिजित् ॥ २० ॥

સ્ત્રીનાં ધાવણનું ટીપું આંખમાં નાંખવાથી, રક્તપિત્તજન્ય અને વાતજન્ય પીડા મટી જાય છે.

**ક્ષીર**સર્પિશ્ચ્યોતન क्षीरसर्पिर्घृतं वापि वातरक्तरुजं जयेत् ॥

દૂધની તરનાં ટીપાં આંખમાં નાંખવાથી વાતરક્તજન્ય પીડા મટી જાય છે.

**ઘૃ**તાશ્ચ્યોતાન ઘીનાં ટીપાં આંખમાં નાંખવાથી, વાતરક્તજન્ય પીડા મટી જાય છે.

**પિ**ણ્ડી લક્ષણ पिण्डी कवलिका प्रोक्ता बद्ध्यते पट्टवस्त्रकैः ॥ २१ ॥

હવે પિણ્ડીની વિધિનાં લક્ષણ કહું છું:–ઔષધને વાટી, તેની કોળિયા જેવડી લુબડી કરી, તે લુબડીને આંખપર રાખીને–મૂકીને, તેનાપર રેશમનો પાટો બાંધવો, તેનું નામ પિણ્ડી અથવા કવલિકા જાણવું.

**કયા** રોગપર પિણ્ડી બાન્ધવી? नेत्राभिष्यंदयोग्या सा व्रणेष्वपि निबद्ध्यते ॥

એ પિણ્ડી–લુબડી, નેત્રાભિષ્યન્દ રોગપર અને નેત્રના વ્રણ–છિદ્રપર બાંધવી.

**તી**ક્ષ્ણ શિરોવિરેચનાદિ ક્રિયા अभिष्यन्देऽधिमन्थे च संजाते श्लेष्मसंभवे ॥ २२ ॥
स्निग्धस्विन्नोत्तमांगस्य शिरस्तीक्ष्णैर्विरेचयेत् ॥

કફ પ્રકોપને લીધે જે મનુષ્યને અભિષ્યન્દ અને અધિમન્થ રોગ થયા હોય, તે મનુષ્યના મસ્તકપર તેલાદિ સ્નિગ્ધ પદાર્થ ચોપડી, મસ્તકની અન્દરથી પરસેવો કાઢીને પછી મનુષ્યનાં નાકની અન્દર તીક્ષ્ણ ઔષધોનું નસ્ય આપીને મસ્તકનું શોધન કરવું.

**લ**લાટશિરામોક્ષ अधिमन्थेषु सर्वेषु ललाटे व्यधयेच्छिराम् ॥ २३ ॥

સર્વ પ્રકારના અધિમન્થ રોગોપર, કપાળપરની શિરા–નસ અસ્ત્રાથી ફોડી–ચીરીને રક્ત કાઢવાથી, ઉપરનો તે રોગ મટી જાય છે.

**ભ્રૂ**વોરુપરિદાહ अशान्ते सर्वथा मन्थे भ्रुवोरुपरि दाहयेत् ॥

ઉપર કહેલા સર્વ ઉપયોગથી જો અધિમન્થ રોગો શાન્ત ન થાય, તો પછી ભમ્મરનાપર ડામ દેવો, એટલે અધિમન્થ રોગો મટી જશે.

અભિષ્યન્દ રોગો શાથી મટે છે? अभिष्यन्देषु सर्वेषु बध्नीयात् पिण्डिकां बुधः ॥ २४ ॥

બુદ્ધિમાન્ વૈદ્યે, જે જે ઔષધો કહ્યાં હોય, તે તે ઔષધની પિણ્ડી–લુબડી–થેપલી–પોલિયાં કરી, તેને આંખપર મૂકીને પાટાવડે બાંધવાથી, સર્વ અભિષ્યન્દ રોગો મટી જાય છે.

સ્નિગ્ધોષ્ણા પિણ્ડિકા वाताभिष्यन्दशान्त्यर्थं स्निग्धोष्णा पिंडिका भवेत् ॥

સ્નિગ્ધ અને ઉષ્ણ પિણ્ડી બાંધવાથી, વાતાભિષ્યન્દ નેત્ર રોગ [શાંત થાય છે.

એરણ્ડ પત્રાદિ પિણ્ડિકા एरंडपत्रमूलत्वङ्निर्मिता वातनाशिनी ॥ २५ ॥

એરંડાનાં પાંદડાં, મૂળ અને છાલ એ ત્રણેને સારી પેઠે વાટી-લઢી, તેમની લુબડી-થેપલી કરી, તેને આંખપર મૂકીને પાટાવડે બાંધવાથી, વાતાભિષ્યન્દ રોગ મટે છે.

ધાત્રીપિણ્ડી पित्ताभिष्यन्दनाशाय धात्रीपिंडी सुखावहा ॥

આંબળાંને બારીક વાટી–લઢી, તેની લુબડી–થેપલી કરી, તેને આંખપર મૂકીને, પાટાવડે બાન્ધવાથી, પિત્તાભિષ્યન્દ રોગપર સુખ થાય છે.

મહાનિમ્બફલોદ્ભૂતા પિણ્ડી महानिंबफलोद्भूता पिंडी पित्तविनाशिनी ॥ २६ ॥

બકાન નામે લીમ્બડાંની લીમ્બોળીને વાટી–લઢી, તેની લુબદી-થેપલી કરી, તેને આંખપર મૂકીને પાટાવડે બાંધવાથી, પિત્તાભિષ્યન્દ રોગ મટે છે.

શિગ્રુપત્રકૃતા પિણ્ડી शिग्रुपत्रकृता पिंडी श्लेष्माभिष्यन्दनाशिनी ॥

શરગવાનાં પાંદડાંને વાટી–લઢી, તેની લુબદી–થેપલી કરી, તેને આંખપર મૂકીને પાટાવડે બાંધવાથી, શ્લેષ્માભિષ્યન્દ મટી જાય છે.

નિમ્બપત્રકૃતા પિણ્ડી निंबपत्रकृता पिंडी श्लेष्मपित्तहरा भवेत् ॥ २७ ॥

કડવા લિમ્બડાનાં પાંદડાંને વાટી–લઢી, તેની લુબદી–થેપલી કરી, તેને આંખપર મૂકીને પાટાવડે બાંધવાથી, કફપિત્તાભિષ્યન્દ મટી જાય છે.

ત્રિફલા પિણ્ડિકા त्रिफला पिंडिका प्रोक्ता नाशने श्लेष्मपित्तयोः ॥

હરડાં, બેહેડાં અને આંબળાં, એ ત્રણે ઔષધો સરખે ભાગે લઈ, તેમને બારીક વાટી–લઢી, તેમની લુબદી–થેપલી કરી, તેને આંખપર મૂકીને પાટાવડે બાંધવાથી, કફપિત્તાભિષ્યન્દ મટી જાય છે.

લોધ્ર પિણ્ડી पिष्ट्वा कांजिकतोयेन घृतभृष्टा च पिंडिका ॥ २८ ॥
लोध्रस्य हरति क्षिप्रमभिष्यन्दमसृग्दरम् ॥

લોદરને ઘીની અન્દર તળી, પછી તેને કાંજીની અન્દર વાટી–લઢી, તેની લુબદી–થેપલી કરી, તેને આંખપર મૂકીને પાટાવડે બાંધવાથી, રક્તાભિષ્યન્દ જલદી મટી જાય છે.

શુણ્ઠ્યાદિ પિણ્ડી शुण्ठीनिंबदलैः पिंडी सुखोष्णा स्वल्पसैन्धवा ॥ २९ ॥
धार्या चक्षुषि संयोगात् शोथकंड्व्यथापहा ॥

શુણ્ઠ અને કડવા લિમ્બડાનાં પાંદડાં, એ બન્નેને બારીક વાટી—લઢી, તેની અન્દર થોડુંક સિન્ધાલુણ મેળવી, પછી તેની લુબ્દી- થેપલી કરી, તે થેપલીને જરાતરા ઉંની કરી, આંખપર મૂકીને પાટાવડે બાંધવાથી, નેત્રશોથ, નેત્રકણ્ડૂ અને નેત્રપીડા મટી જાય છે.

बिडालको बहिर्लेपो नेत्रपक्ष्मविवर्जितः ॥ ३० ॥

**બિડાલકલેપનાં લક્ષણ** આંખના ડોળા વીંચાવી, પાંપણોને મૂકી દઇને, નેત્રના ડોળાની ઉપરના બહારના ભાગપર જે લેપ કરવો, તેનું નામ બિડાલક લેપ કહેવાય છે.

तस्य मात्रा परिज्ञेया मुखलेपविधानवत् ॥

**લેપની કેટલી માત્રા લેવી?** મોઢાપર લેપ કરવાની (આ ખણ્ડના અગ્યારમા અધ્યાયના પહેલા, બીજા શ્લોકોમાં મુખલેપની—વર્ણ્ય લેપની અર્ધા આંગળની) જે માત્રા કહેલી છે, તેટલી જ માત્રા આ બિડાલકની સમજવી—જાણવી.

**યષ્ટયાદિ લેપ**

यष्टीगैरिकसिन्धूत्थदार्वीतार्क्ष्यैः समांशकैः ॥ ३१ ॥
जलपिष्टैर्बहिर्लेपः सर्वनेत्रामयापहः ॥

જેઠીમધ, સોનાગેરુ, સિન્ધાલુણ, દારુહળદર અને રસવન્તી, એ પાંચે ઔષધો સરખે ભાગે લઇ, તેમને પાણીની અન્દર વાટીને—લઢીને, નેત્રની બહારના ઉપરના ભાગપર લેપ કરવાથી, સર્વ પ્રકારના નેત્રરોગો મટી જાય છે.

**રસાંજન લેપ** रसांजनेन वा लेपः पथ्याविश्वदलैरपि ॥ ३२ ॥
कुमारिकाग्निपत्रैर्वा दाडिमीपल्लवैरपि ॥ वचाहरिद्राविश्वैर्वा तथा नागरगैरिकैः ॥ ३३ ॥

રસવન્તીને પાણીની અન્દર વાટી—લઢી, પછી તેમનો, નેત્રની બહારના ઉપરના ભાગપર લેપ કરવાથી, સર્વ પ્રકારના નેત્રરોગો મટી જાય છે.

**પથ્યાદિ લેપ** હરડાં, શુણ્ઠ અને તમાલપત્ર, એ ત્રણે ઔષધો સરખે ભાગે તેમને લઇ, પાણીની અન્દર વાટી—લઢી, પછી તેમનો, નેત્રની બહારના ઉપરના ભાગપર લેપ કરવાથી, સર્વ પ્રકારના નેત્રરોગો મટી જાય છે.

**કુમારિકાદિ લેપ** કુંવારનો ગરભ અને ચિત્રાનાં પાંદડાં, એ બન્ને ઔષધોને સરખે ભાગે લઇ, તેમને પાણીની અન્દર વાટી—લઢી, પછી તેમનો નેત્રની બહારના ઉપરના ભાગપર લેપ કરવાથી, સર્વ પ્રકારના નેત્રરોગો મટી જાય છે.

**દાડિમીપલ્લવ લેપ** દાડમનાં પાંદડાંને પાણીની અન્દર વાટી—લઢી, પછી તેનો નેત્રની બહારના ઉપરના ભાગપર લેપ કરવાથી, સર્વ પ્રકારના નેત્રરોગો મટી જાય છે.

**વચાદિ લેપ** ઘોડાવજ, હળદર અને શુણ્ઠ, એ ત્રણે ઔષધો સરખે ભાગે લઇ, તેમને પાણીની અન્દર વાટી—લઢી, પછી તેમનો નેત્રની બહારના ઉપરના ભાગપર લેપ કરવાથી, સર્વ પ્રકારના નેત્ર રોગો મટી જાય છે.

**નાગરાદિ લેપ** શુણ્ઠ અને સોનાગેરુ, એ બન્ને ઔષધો સરખે ભાગે લઈ, તેમને પાણીની અન્દર વાટી—લઢી, પછી તેમનો નેત્રની બહારના ઉપરના ભાગપર લેપ કરવાથી, સર્વ પ્રકારના નેત્રરોગો મટી જાય છે.

**સૈન્ધવાદિ** અંજન

दग्ध्वाग्नौ सैन्धवं लोध्रं मधूच्छिष्टयुते घृते ॥
पिष्टमंजनलेपाभ्यां सद्यो नेत्ररुजापहम् ॥ ३४ ॥

સિન્ધાલુણ અને લોદર, એ બન્ને ઔષધોને અગ્નિપર સેકીને, એકઠાં કરેલાં મીણ અને ઘીની અન્દર સારી પેઠે વાટી-લઢી, પછી તેમનું નેત્રની અન્દર અંજન કરવાથી, તુરત નેત્રની પીડા નાશ પામશે.

**સૈન્ધવાદિ** લેપ

સિન્ધાલુણ અને લોદર, એ બન્ને ઔષધોને અગ્નિપર સેકીને, એકઠાં કરેલાં મીણ અને ઘીની અન્દર સારી પેઠે વાટી-લઢી, પછી તેમનો નેત્રની બહારના ઉપરના ભાગપર લેપ કરવાથી, તુરત નેત્રની પીડા મટી જશે.

**નિમ્બુરસ** લેપ

लोहस्य पात्रे संघृष्टो रसो निम्बुफलोद्भवः ॥
किंचिद्घनो बहिर्लेपान्नेत्रबाधां व्यपोहति ॥ ३५ ॥

લિમ્બુના રસને લોઢાની ખરલમાં-લોઢાના વાસણમાં નાંખી, લોઢાના બત્તાથી, જરાતરા ઘાટો થાય ત્યાંસુધી ઘુંટીને, પછી તેનો નેત્રની બહારના ઉપરના ભાગપર લેપ કરવાથી નેત્રની પીડા મટી જાય છે.

**મરિચ** લેપ

संचूर्ण्य मरिचं केशराजस्वरसमर्दनात् ॥
लेपनादर्मणां नाशं करोत्येष प्रयोगराट् ॥ ३६ ॥

મરીનું સારી પેઠે ઝીણું ચૂર્ણ કરી, પછી તે ચૂર્ણને, ભાંગરાના રસની અન્દર લઢીને, પછી તેનો નેત્રની બહારના ભાગપર લેપ કરવાથી, અર્મ રોગ મટી જાય છે.

**શિલાદિ પ્રતિસારણ**

स्विन्नां भित्त्वा विनिष्पीड्य भिन्नामंजननामिकाम् ॥
शिलैलानतसिन्धूत्थैः सक्षौद्रैः प्रतिसारयेत् ॥ ३७ ॥

મનશીલ, એલચી, તગર અને સિન્ધાલુણ, એ ચારે ઔષધો સરખે ભાગે લઇ, તેમને બારીક વાટીને, પછી તેમને મધની અન્દર કાલવવું. હવે પાંપણપર જે અંજનનામિકા-આંજણી થાય છે, તે આંજણીને પરસેવાની સાથે ફોડીને મસળવી. ત્યારબાદ ઉપરના લેપનું એ આંજણીપર પ્રતિસારણ કરવું અર્થાત્ આંગળીથી ઉપલા લેપને ચોળવો.

**તર્પણ** કોને કહેવું?

अथ तर्पणकं वच्मि नेत्रतृप्तिकरं परम् ॥

આંખને સારી પેઠે તૃપ્ત કરનારો પ્રયોગ, તર્પણને નામે કહેવાય છે.

**કયા** ક્યા નેત્રરોગોપર તર્પણનો પ્રયોગ કરવો?

यद्रूक्षं परिशुष्कं च नेत्रं कुटिलमाविलम् ॥ ३८ ॥
शीर्णपक्ष्मशिरोत्पातकृच्छ्रोन्मीलनसंयुतम् ॥
तिमिरार्जुनशुक्राद्यैरभिष्यन्दाधिमंथकैः ॥ ३९ ॥
शुष्काक्षिपाकशोथाभ्यां युक्तं वातविपर्ययैः ॥ तन्नेत्रं तर्पणे योज्यं नेत्रकर्मविशारदैः ॥ ४० ॥

રૂક્ષ, શુષ્ક, કુટિલ-વક્ર, મેલું અને પાંપણો ખરી પડેલું જે નેત્ર, તેનાપર; તથા શિરોત્પાત, કૃચ્છ્રોન્મીલન, તિમિર, અર્જુન, શુક્ર (ફૂલું), અભિષ્યન્દ, અધિમન્થ, શુષ્કાક્ષિપાક, શોથ અને વાતવિપર્યય, એ સર્વ રોગોવાળું જે નેત્ર, તેનાપર તર્પણનો પ્રયોગ કરવો.

**ક્યા** ક્યા વખતમાં તર્પણ-નો પ્રયોગ ન કરવો ?

दुर्दिनात्युष्णशीतेषु चिन्तायासभ्रमेषु च ॥
अशांतोपद्रवे चाक्ष्णि तर्पणं न प्रशस्यते ॥ ४१ ॥

ધમઘોર વાદળાંવાળા દિવસમાં, અત્યંત ગરમીના દિવસમાં અને અત્યંત ટાઢના દિવસમાં તર્પણનો પ્રયોગ વખણાતો નથી અર્થાત્ તર્પણ કરવું નહિ.

**ક્યા** ક્યા રોગોપર તર્પણ-નો પ્રયોગ ન કરવો ?

ચિન્તાવાળા, મહેનત કરેલા, ભ્રમ થયેલા અને નેત્રની અન્દરના શૂલાદિક ઉપદ્રવો શાન્ત ન થયેલા મનુષ્યને, તર્પણનો પ્રયોગ [કરવો નહિ.

**કેવાં** સ્થાનમાં તર્પણ-નો પ્રયોગ કરવો ?

वातातपरजोहीने देशे

ટાઢ, તડકો અને ધૂળ વગરનું જે સ્થાનક હોય, તે સ્થાનકની અન્દર રોગીના નેત્રને વિષે તર્પણનો પ્રયોગ કરવો.

**નેત્રને** વિષે તર્પણના પ્રયોગની વિધિ

चोत्तानशायिनः ॥ आधारौ माषचूर्णेन क्लिन्नेन परिमंडलौ ॥ ४२ ॥
समौ दृढावसंबाधौ कर्तव्यौ नेत्रकोशयोः ॥
पूरयेत् घृतमंडेन विलीनेन सुखोदकैः ॥ ४३ ॥ अथवा शतधौतेन सर्पिषा क्षीरजेन वा ॥
निमग्नान्यक्षिपक्ष्माणि यावत्स्युस्तावदेव हि ॥ ४४ ॥ पूरयेन्मीलिते नेत्रे तत उन्मीलयेच्छनैः ॥

રોગીને ચત્તો સુવડાવીને, તેની બન્ને આંખોના(ખાડા)પરની કોરપર, પાણીમાં ભીંજવેલા અડદના લોટની દૃઢ–મજબૂત, ગોળાકારની ફરતી પાળો કરવી. પછી રોગીની આંખો બીડાવીને, જરાતરા ગરમ કરેલાં પાણીની અન્દર ભેળવેલી ઘીનાપરની તર અથવા સો વાર પાણીથી ધોએલું ઘી અથવા દૂધમાંથી કાઢી લીધેલું ઘી, પાંપણો બૂડી જાય ત્યાં સુધી ઉપલી પાળોમાં ભરવું. એ પાળો ભરાઈ ગયા પછી ધીરેથી રોગીની આંખો ઉઘડાવવી.

**ઔષધ** કેટલા વખત સુધી ધારણ કરવું ?

धारयेद्वर्त्मरोगेषु वाङ्मात्राणां शतं बुधः ॥ ४५ ॥
स्वच्छे कफे संधिरोगे मात्रापंचशतं हितम् ॥
शुक्रे च षट्शतं कृष्णरोगे सप्तशतं मतम् ॥ ४६ ॥
दृष्टिरोगेष्वष्टशतमधिमंथे सहस्रकम् ॥ सहस्रं वातरोगेषु धार्यमेवं हि तर्पणम् ॥ ४७ ॥

વર્ત્મ(પાંપણ)ના રોગવાળાએ, ઉપર કહેલાં તર્પણ ઔષધને સો વાઙ્માત્રાના કાળ (આ વાઙ્માત્રાનું વર્ણન આ જ અધ્યાયના સોલમા શ્લોકમાં છે.) સુધી ધારણ કરવું. કેવળ કફરોગવાળાએ અથવા સન્ધિરોગવાળાએ, પાંચસો વાઙ્માત્રાના કાળ સુધી; શુકલ રોગ-વાળાએ, છસો વાઙ્માત્રાના કાળ સુધી; કૃષ્ણરોગવાળાએ, સાતસો વાઙ્માત્રાના કાળ સુધી દૃષ્ટિરોગવાળાએ, આઠસો વાઙ્માત્રાના કાળ સુધી, અને વાતરોગવાળાએ તથા અધિમન્થ રોગવાળાએ હજાર વાઙ્માત્રાના કાળ સુધી ઉપર કહેલાં તર્પણ ઔષધને ધારણ કરવું.

**યવપિષ્ટ** ધૂમપાન

स्विन्नेन यवपिष्टेन स्नेहवीर्येरितं ततः ॥
यथास्वं धूमपानेन कफमस्य विशोधयेत् ॥ ४८ ॥

ડોળાને વિષે તર્પણની ક્રિયા કર્યા પછી, તે તર્પણના સ્નેહના વીર્યને લીધે કફપ્રકોપ થઇ આવે તો, જવને ભીંજવી, પછી તેને વાટીને, તેનું ધૂમપાન કરવાથી, કફનું શોધન થાય છે.

उत्कृष्ट तर्पण क्यारे थाय ?

एकाहं वा त्र्यहं वापि पंचाहं चेष्यते परम् ॥

ઉપર પ્રમાણે આ તર્પણનો પ્રયોગ, એક દિવસ, ત્રણ દિવસ અથવા પાંચ દિવસ પર્યન્ત કરવાથી, ઉત્તમ રીતે તર્પણનો પ્રયોગ થાય છે.

तर्पणे तृप्तिलिंगानि नेत्रेष्वेतानि भावयेत् ॥ ४९ ॥

**નેત્ર તૃપ્તિનાં લક્ષણ**

सुखस्वप्नावबोधत्वं वैशद्यं वर्णपाटवम् ॥
निवृत्तिर्व्याधिशांतिश्च क्रियालाघवमेव च ॥ ५० ॥

સુખથી સારી પેઠે નિદ્રા કરીને જાગ્રત થવું, આંખના ડોળાનું સ્વચ્છ થવું, ડોળાની કાંતિનું ચકચકિત થવું અર્થાત્ ડોળાના તેજનું વધવું, આંખના ડોળાને સુખ થવું, આંખના રોગની શાંતિ થવી અને આંખથી જોવા ટાણે તથા આંખોને ઉઘાડવિંચ કરવા ટાણે હલકાપણું લાગવું, એ સર્વ લક્ષણો, તર્પણ પ્રયોગ કર્યા પછી, આંખની અન્દરનો ડોળો તૃપ્ત થયાનાં જાણવાં.

**અતિતર્પણ લક્ષણ** अथ साश्रु गुरु स्निग्धं नेत्रं स्यादतितर्पणम् ॥

આંખને વિષે તર્પણ પ્રયોગ કરવાથી જો અતિતર્પણ થયું હોય તો, આંખમાંથી પાણી નીકળવા માંડે છે અને આંખના ડોળા ભારે તથા સ્નિગ્ધ થઇ જાય છે.

**હીનતર્પણ લક્ષણ** रूक्षमस्राविलं रुग्णं नेत्रं स्यात् हीनतर्पणम् ॥ ५१ ॥

આંખને વિષે તર્પણ પ્રયોગ કરવાથી જો હીનતર્પણ થયું હોય તો, આંખ રુક્ષ–તેજ-હીન, રાતી, રોગથી વ્યાપ્ત અને મેલી–ડોળી થઇ જાય છે.

**અતિતર્પણના ઉપાય**

रूक्षस्निग्धोपचाराभ्यामेतयोः स्यात्प्रतिक्रिया ॥

અતિતર્પણ થવાથી થયેલા રોગો, રુક્ષ ઉપાયોથી મટે છે.

**હીનતર્પણના ઉપાય** હીનતર્પણ થવાથી થયેલા રોગો, સ્નિગ્ધ ઉપાયોથી મટે છે.

**પુટપાક ક્રિયા** अत ऊर्ध्वं प्रवक्ष्यामि पुटपाकस्य साधनम् ॥ ५२ ॥

द्वौ बिल्वमात्रौ मांसस्य पिंडौ स्निग्धौ सुपेषितौ ॥ द्रव्याणां बिल्वमात्रं तु द्रवाणां कुडवो मतः ॥५३॥
तदेकस्थं समालोड्य पत्रैः सुपरिवेष्टितम् ॥ पुटपाकेन तत्पक्त्वा गृह्णीयात्तद्रसं बुधः ॥ ५४ ॥

આ પછી પુટપાક કરવા માટેનું સાધન નીચે પ્રમાણે કહું છું:–હરણ આદિ જનાવરોનું માંસ બે પલ લઇને, પછી તે(માંસ)ને ઘી આદિ સ્નેહ પદાર્થની અન્દર ખૂબ લઢવું; પછી જે સૂકાં ઔષધો નાંખવાનાં હોય, તે એક પલ લઇ, તેમનું ચૂર્ણ કરી અને દૂધ આદિ જે પ્રવાહી પદાર્થ નાંખવાના હોય, તે એક કુડવ–ચાર પલ લઇને તે સર્વ પદાર્થોને ઉપરના લઢેલાં માંસની સાથે લઢીને તેમનો ગોળો કરવો. પછી એ ગોળાની ચારે કોર ફરતાં જાંબૂનાં અથવા આંબાનાં પાંદડાં વીંટાળી, તેનાપર સૂતર વીંટીને પછી તેનાપર ભીની માટીને લેપ કરવો. એ લેપ સૂકાઇ જાય કે તરત તે ગોળાને, મધ્યમ ખણ્ડના પહેલા અધ્યાયના બાવીશમા શ્લોકમાં પુટપાક કરવાની કહેલી વિધિ પ્રમાણે બરોબર સેકીને બહાર કાઢી લેવો. પછી તેપરનાં માટી તથા પાંદડાં કાઢી નાંખી, તે ગોળાને નીચાવી બુદ્ધિમાન વૈદ્યે તેમાંથી રસ કાઢવો.

**પુટપાકનો રસ નેત્રમાં કેમ નાંખવો ?**

तर्पणोक्तविधानेन यथावदुपचारयेत् ॥

ઉપર કહેલી તર્પણની ક્રિયા પ્રમાણે ક્રિયા કરી, ઉપરનો રસ રેડીને પાછી તર્પણ પ્રમાણે જ ક્રિયા કરવી અર્થાત્ રોગીને ચત્તો સૂવડાવીને, તેની બન્ને

આંખોના ખાડાપરની કોરપર, પાણીમાં ભીંજવેલા અડદના લોટની દૃઢ–મજબૂત ગોળાકારની ફરતી પાળો કરવી. પછી રોગીની આંખો બીડાવીને, ઉપરના શ્લોકમાં પુટપાકદ્વારા કાઢેલો રસ, પાંપણો બૂડી જાય ત્યાં સુધી ઉપલી પાળોમાં ભરવો. એ પાળો ભરાઈ ગયા પછી ધીરેથી રોગીની આંખો ઉઘડાવવી.

પુટપાકનો રસ નેત્રમાં કેવી રીતે રેડવો?

दृष्टिमध्ये निषेच्यः स्यान्नित्यमुत्तानशायिनः ॥ ५५ ॥

રોગીને ચત્તો સૂવડાવીને, પછી તેના ડોળામાં પુટપાકનો રસ રેડવો.

પુટપાકના રસના ભેદો કેટલા?

स्नेहनो लेखनश्चैव रोपणश्चेति स त्रिधा ॥

એ પુટપાકનો રસ, સ્નેહન, લેખન અને રોપણ, એ ભેદોવડે ત્રણ પ્રકારનો જાણવો.

સ્નિગ્ધ પુટપાક રસ

हितः स्निग्धोऽतिरूक्षस्य

અતિ રૂક્ષ થયેલા નેત્રના ડોળાપર સ્નિગ્ધ–સ્નેહન પુટપાકનો રસ વાપરવો.

લેખન પુટપાક રસ

स्निग्धस्यापि हि लेखनः ॥ ५६ ॥

અતિ સ્નિગ્ધ થયેલા નેત્રના ડોળાપર લેખન પુટપાકનો રસ વાપરવો.

રોપણ પુટપાક રસ

दृष्टेर्बलार्थमितरः पित्तासृग्व्रणवातनुत् ॥

દૃષ્ટિને બળ આપવા સારુ અને પિત્ત, રક્ત, વ્રણ અને વાયુનો નાશ કરવા સારુ ઇતર પુટપાકનો રસ અર્થાત્ રોપણ પુટપાકનો રસ વાપરવો.

સર્પ્યાદિ સ્નેહન પુટપાક રસવિધિ

सर्पिर्मांसवसामज्जमेदःस्वादौषधैः कृतः ॥ ५७ ॥
स्नेहनः पुटपाकः

ઘી, હરણાદિ જનાવરોનું માંસ, વસા, મજ્જા, મેદ અને સ્વાદવાળાં (કાકોલી–આખસન્ધ, ક્ષીરકાકોલી–આખસન્ધ, જીવક–ફગવેલાનો કન્દ, ઋષભક–ફગવેલાનો કન્દ, મેદા–શતાવરી, મહામેદા–શતાવરી, મીઠી ખરખોડી, જેઠીમધ, અડબાઉ મગ અને અડબાઉ અડદ, આ જીવનીય ગણનાં આ દશે) ઔષધો લઈ, તેમને મિશ્ર કરી, સારી પેઠે વાટી–લઢી તેમનો ગોળો વાળવો. એ ગોળાપર પાંદડાં વીંટાળી, તેનાપર સૂતર વીંટીને પછી તેનાપર ભીની માટીનો લેપ કરવો. એ લેપ સૂકાઈ જાય ત્યારે પુટપાટની ક્રિયા પ્રમાણે, તેને સેકી, બહાર કાઢી, તેનાપરનાં પાંદડાં અને માટી કાઢી નાંખી, તેને નીચોવીને જે રસ કાઢવો, તેનું નામ "સર્પ્યાદિ સ્નેહન પુટપાક રસ" કહેવાય છે.

સર્પ્યાદિ સ્નેહન પુટપાક રસ નેત્રમાં કેટલો સમય ધારણ કરવો?

तु धार्यो द्वे वाक्शते दृशोः ॥

એ રીતે કાઢેલો સર્પ્યાદિ સ્નેહન પુટપાક રસ, બસો વાઙ્માત્રા (વાઙ્માત્રાના કાળનું પ્રમાણ આ અધ્યાયના સોલમાં શ્લોકમાં કહેલ છે તે પ્રમાણે) જેટલા વખત સુધી, નેત્રને વિષે ધારણ કરવો.

જાંગલાદિ લેખન પુટપાક રસવિધિ

जांगलानां यकृन्मांसैर्लेखनद्रव्यसंयुतैः ॥ ५८॥
कृष्णलोहरजस्ताम्रशंखविद्रुमसिन्धुजैः ॥
समुद्रफेनकासीसस्रोतोजदधिमस्तुभिः ॥ ५९ ॥ लेखनो

જંગલમાં રહેનારાં હરણાદિ જનાવરોનાં યકૃતનું-મુંઝારાનું માંસ, લોહ ચૂર્ણ, તામ્રચૂર્ણ, શંખચૂર્ણ, પ્રવાલચૂર્ણ, સિન્ધાલુણ, સમુદ્રલુણ, હીરાકસી અને સુરમો, એ સર્વ લેખન ઔષધોને, બકરીનાં દૂધના દહીંપરની તરમાં વાટીને-લઢીને તેમનો ગોળો વાળવો; એ ગોળાપર પાંદડાં વીંટાળી, સૂતર વીંટીને પછી તેમનાપર ભીની માટીનો લેપ કરવો. એ લેપ સૂકાઇ જાય ત્યારે પુટપાકની ક્રિયા પ્રમાણે, તેને સેકી, બહાર કાઢી, તેનાપરનાં પાંદડાં અને માટી કાઢી નાંખી, તેને નીચોવીને જે રસ કાઢવો, તેનું નામ "જાંગલાદિ લેખન પુટપાક રસ" કહેવાય છે.

**वाक्शतं धार्यस्तस्य तावद्विधारणम् ॥**

**જાંગલાદિ લેખન પુટપાક રસ નેત્રમાં કેટલો સમય ધારણ કરવો ?**

એ રીતે-કાઢેલો જાંગલાદિ લેખન પુટપાક રસ, સો વાઙ્માત્રા (વાઙ્માત્રાનું વર્ણન સોલમા શ્લોકમાં છે, તે પ્રમાણે) જેટલા વખત સૂધી નેત્રને વિષે ધારણ કરવો.

**स्तन्यजांगलमध्वाज्यतिक्तकद्रव्यपाचितः ॥ ६० ॥**

**જાંગલાદિ રોપણ પુટપાક રસવિધિ**

જંગલમાં રહેનારાં હરણાદિ જનાવરોનું માંસ, મધ, ઘી અને કડવાં ઔષધો, એ સર્વ ઔષધોને, સ્ત્રીના સ્તનના દૂધમાં-વાટી-લઢી, તેમનો ગોળો વાળવો. એ ગોળાપર પાંદડાં વીંટાળી, તેનાપર સૂતર વીંટીને પછી તેનાપર ભીંની માટીનો લેપ કરવો, એ લેપ સૂકાઈ જાય ત્યારે પુટપાકની ક્રિયા પ્રમાણે તેને સેકી-બાફી, બહાર કાઢી, તેનાપરનાં પાંદડાં અને માટી કાઢી નાંખી, તેને નીચોવીને જે રસ કાઢવો, તેનું નામ "જાંગલાદિ રોપણ પુટપાક રસ" કહેવાય છે.

**लेखनात्त्रिगुणो धार्यः पुटपाकस्तु रोपणः ॥**

**જાંગલાદિ રોપણ પુટપાક રસ નેત્રમાં કેટલો સમય ધારણ કરવો ?**

એ રીતે કાઢેલો જાંગલાદિ રોપણ પુટપાક રસ, ત્રણસો વાઙ્માત્રા (વાઙ્માત્રાનું વર્ણન સોલમાં શ્લોકમાં છે, તે પ્રમાણે) જેટલા વખત સૂધી, નેત્રને વિષે ધારણ કરવો.

**અતિ તર્પણનો ઉપાય**

**वितरेत्तर्पणोक्तां तु क्रियां व्यापत्तिदर्शने ॥६१॥**

"વ્યાપત્તિદર્શને" અર્થાત્ પુટપાકનો રસ, અતિ પડવાથી થયેલા રોગો, (અતિ તર્પણ થવાથી થયેલા રોગોનું વર્ણન શ્લોક ૫૧ માં કહ્યા પ્રમાણે) રુક્ષ ઉપયોથી મટે છે.

**હીન તર્પણનો ઉપાય**

"વ્યાપત્તિદર્શને" અર્થાત્ પુટપાકનો રસ, હીન પડવાથી થયેલા રોગો હીન તર્પણ થવાથી થયેલા રોગોનું વર્ણન શ્લોક ૫૧ માં કહ્યા પ્રમાણે) સ્નિગ્ધ ઉપયોથી મટે છે.

**अथ संपक्कदोषस्य प्राप्तमंजनमाचरेत् ॥**

**નેત્રાંજન ક્યારે આંજવું ?**

આંખની અન્દરના દોષો સારી પેઠે પાકી ગયા પછી, આંખ આવ્યા પછી પાંચમે દિવસે દોષો પરિપક્વ થાય ત્યારે જે અંજન આંજવાનું હોય, તે આંજવું.

**હરેક ઋતુમાં અંજન ક્યારે આંજવું ?**

**हेमंते शिशिरे चैव मध्याह्नेऽजनमिष्यते ॥ ६२ ॥**
**पूर्वाह्णे चापराह्णे च ग्रीष्मे शरदि चेष्यते ॥**
**वर्षासु नात्रे नात्युष्णे वसंते च सदैव हि ॥ ६३ ॥**

હેમન્ત અને શિશિર ઋતુમાં મધ્યાહ્ન કાળે બે પોહોરે-બપોરે આંખની અન્દર અંજન આંજવું. ગ્રીષ્મ અને શરદ્ ઋતુમાં પૂર્વાહ્ન કાળે સવારના એક પોહોર પૂર્ણ થવા ટાણે અને અપરાહ્ન કાળે સાંજના એક પોહોરની પહેલાં-ત્રીજો પોહોર પૂરો થયા પછી આંખને વિષે અંજન આંજવું. વર્ષા ઋતુમાં વાદળાં ન હોય-વાદળાંથી સૂર્ય ઢંકાઈ ન ગયો હોય અને અતિ તડકો પણ ન હોય, તેવે વખતે આંખની અન્દર અંજન આંજવું અને વસન્ત ઋતુમાં ગમે તે વખતે આંખની અન્દર અંજન આંજવું.

અંજન ભેદ

लेखनं रोपणं चैव तथा तत्स्नेहनांजनम् ॥

લેખન, રોપણ અને સ્નેહન, એ રીતે અંજનના ત્રણ ભેદો કહેવાય છે.

લેખનાંજન લક્ષણ

लेखनं क्षारतीक्ष्णाम्लरसेरंजनमिष्यते ॥ ६४ ॥

ખારા, તીક્ષ્ણ-તીખા અને ખાટા રસવાળું અંજન, લેખનાંજન કહેવાય છે.

રોપણાંજન લક્ષણ

कषायतिक्तरसयुक्सस्नेहं रोपणं मतम् ॥

તૂરા અને કડવા રસવાળું તથા ઘૃતાદિક સ્નેહ પદાર્થવાળું અંજન, રોપણ અંજન કહેવાય છે.

પ્રસાદન-સ્નેહાંજન લક્ષણ

मधुरस्नेहसंपन्नमंजनं च प्रसादनम् ॥ ६५ ॥

મીઠા રસવાળું અને ઘૃતાદિક સ્નેહ પદાર્થવાળું અંજન, પ્રસાદન-સ્નેહન અંજન કહેવાય છે.

દરેક અન્જનના કેટલા ભેદો છે?

गुटिकारसचूर्णानि त्रिविधान्यंजनानि च ॥

ઉપર કહેલાં લેખન, રોપણ અને સ્નેહન નામે જે અંજનો કહ્યાં છે, તે દરેક અંજનોના, ગુટિકા-ગોળી, રસ અને ચૂર્ણ, એ રીતે ત્રણ ત્રણ ભેદો છે.

અંજન શાથી આંજવું?

कुर्याच्छलाकयांगुल्या

એ અંજન જેણે આંજવાનું હોય, તેણે અંજનની અન્દર સળી બોળીને અથવા આંગળી બોળીને આંખની અન્દર આંજવી.

ઉત્તમ, મધ્યમ અને હીન અંજન ક્યા ક્યા છે?

हीनानि च यथोत्तरम् ॥ ६६ ॥

તે અંજનો ઉત્તરોત્તર હીન છે અર્થાત્ ગુટિકા-ગોળી ઉત્તમ છે રસ મધ્યમ છે અને ચૂર્ણ હીન છે.

કેવા રોગીને અંજન ન આંજવું?

श्रान्ते प्ररुदिते भीते पीतमद्ये नवज्वरे ॥
अजीर्णे वेगघाते च नांजनं संप्रचक्षते ॥ ६७ ॥

શ્રમ-મહેનત કરવાથી થાકેલો, રોતો, ભય પામેલો, મદ્યપાન કરેલો, નવજ્વરી-તરતનો તાવ આવેલો, અજીર્ણ થયેલો અને મલ તથા મૂત્રના વેગને રોકનારો, એ સર્વ રોગવાળાં મનુષ્યની આંખમાં અંજન આંજવું નહિ.

તીક્ષ્ણાંજન ગુટિકા કેવડી કરવી?

हरेणुमात्रां कुर्वीत वर्ति तीक्ष्णांजने भिषक् ॥

તીક્ષ્ણ અંજનની ગોળી, લાંબી વાટના સરખા આકારની રેણુક બીજના જેવડી મોટી કરવી.

**मध्यमांजन गुटिका केवडी करवी?**

**प्रमाणं मध्यमेऽध्यर्धे**

**મધ્યમ ઔષધનાં અંજનની ગોળી, લાંબી વાટના સરખા આકા-** રની ડોઢ રેણુક બીજના જેવડી મોટી કરવી.

**મૃદ્વંજન ગુટિકા કેવડી કરવી?**

**द्विगुणं तु मृदौ भवेत् ॥ ६८ ॥**

મૃદુ ઔષધનાં અંજનની ગોળી, લાંબી વાટના સરખા આકારની બે રેણુક બીજના જેવડી મોટી કરવી.

રસાંજનની ઉત્તમાદિ માત્રાનું પ્રમાણ શું?

**रसक्रियात्तूत्तमा स्यात्त्रिविडंगमिता हिता ॥**
**मध्यमा द्विविडंगा स्याद्धीना त्वेकविडंगिका ॥ ६९ ॥**

રસનાં સરખું પાતળું અંજન આંજવાની માત્રાનું પ્રમાણ નીચે પ્રમાણે કહું છું:– રસના સરખું પાતળું, ત્રણ વાવડિઙ્ગના જેટલું અંજન, આંખને વિષે જે આંજવું, તે, ઉત્તમ માત્રાનું પ્રમાણ જાણવું, રસના સરખું પાતળું, બે વાવડિઙ્ગનાં જેટલું અંજન, આંખને વિષે જે આંજવું, તે, મધ્યમ માત્રાનું પ્રમાણ જાણવું અને રસના સરખું પાતળું, એક વાવડિઙ્ગના જેટલું અંજન, આંખને વિષે જે આંજવું, તે, હીન–કનિષ્ઠ માત્રાનું પ્રમાણ જાણવું.

**તીક્ષ્ણ ચૂર્ણાંજન કેટલી વાર આંજવું?**

**वैरेचनिकचूर्णं तु द्विशलाकं विधीयते ॥**
**मृदौ तु त्रिशलाकं स्यात् चतस्रः स्नैहिकेऽञ्जने ॥ ७० ॥**

આંખની અન્દર ચૂર્ણના ભેદોની માત્રા નાંખવાનું પ્રમાણ નીચે પ્રમાણે કહું છું:– વૈરેચનિક ચૂર્ણ (આંખમાંથી ઘણું પાણી કાઢનાર તીક્ષ્ણ ઔષધોનાં ચૂર્ણ)ની અન્દર ઓસડ **આંજવાની સળી બોળી, તે સળીને, આંખની અન્દર આડી ફેરવીને કાઢી લેવી. ત્યારબાદ તે સળીને, લુહી–લુછી નાંખી, પાછી ચૂર્ણની અન્દર બોળી, આંખની અન્દર આડી ફેરવીને કાઢી લેવી. એ પ્રમાણે એ સળીને, બે વખત ચૂર્ણની અન્દર બોળીને, બન્ને આંખોની અન્દર બે વખત આડી ફેરવીને કાઢી લેવી.**

**મૃદુચૂર્ણાંજનની સળી કેટલી વાર આંજવી**

**मृदौ तु त्रिशलाकं स्यात**

તેવી જ રીતે મૃદુ ઔષધોનાં ચૂર્ણની અન્દર, ઓસડ આંજવાની સળીને, ત્રણ ત્રણ વખત ચૂર્ણની અન્દર બોળીને, બન્ને આંખોની અન્દર, ત્રણ ત્રણ વખત આડી ફેરવીને કાઢી લેવી.

**સ્નૈહિક ચૂર્ણાંજનની સળી કેટલીવાર આંજવી**

**चतस्रः स्नैहिकेऽञ्जने ॥ ७१ ॥**

વળી ઉપર પ્રમાણે જ, સ્નૈહિક ચૂર્ણ (ઘી વગેરે સ્નેહ પદાર્થવાળાં ઔષધોનાં ચૂર્ણ)ની અન્દર, ઓસડ આંજવાની સળીને, ચચ્ચાર–ચાર ચાર વખત ચૂર્ણની અન્દર બોળીને, બન્ને આંખોની અન્દર ચચ્ચાર–ચાર ચાર વખત આડી ફેરવીને કાઢી લેવી.

**સળી કેવી અને શેની કરવી?**

**मुखयोः कुंठिता श्लक्ष्णा शलाकाऽष्टांगुलोन्मिता ॥**
**अश्मजा धातुजा वा स्यात्कलायपरिमंडला ॥ ७२ ॥**

આઠ આંગળ લાંબી, ગોળ છેડાઓવાળી, લીસી, મટાણાના–વટાણાના દાણાના ગોળાકાર પ્રમાણે ગોળમટોળ એવી બન્ને છેડાવાળી સળી પથ્થરની અથવા ધાતુઓ (સુવર્ણાદિ ધાતુઓ)ની બનાવવી.

લેખનાંજન કેવી સળીથી આંજવું?

ताम्रलोहाश्मसंजाता शलाका लेखने मता ॥

લેખનાંજનમાં, ત્રાંબાની, લોઢાંની વા પથ્થરની સળી વાપરવી.

સ્નેહનાંજન કેવી સળીથી આંજવું?

सुवर्णरजतोद्भूता शलाका स्नेहने मता ॥ ७३ ॥

સ્નેહાંજનમાં, સોનાંની વા રૂપાંની સળી વાપરવી.

રોપણાંજન શેનાથી આંજવું?

अंगुली च मृदुत्वेन कथिता रोपणे बुधैः ॥

બુદ્ધિમાન્ વૈદ્યોએ, આંગળી, મૃદુ-કોમળ હોવાથી, રોપણાંજનમાં આંગળી વાપરવી અર્થાત્ રોપણાંજન આંગળીવડેજ આંજવું, સળીથી આંજવું નહિ.

અંજન આંજવાનો સમય

सायं प्रातर्वाजनं स्यात्

આંખની અન્દર જે અંજન આંજવું, તે સાંઝના અથવા સવારના આંજવું.

અંજન ક્યારે ન આંજવું?

तत्सदा नैव कारयेत् ॥ ७४ ॥
नातिशीतोष्णवाताभ्रवेलायां संप्रशस्यते ॥

અંજન હમ્મેશાં આંજવું નહિ તેમ અતિ ટાઢ પડતી હોય કે અતિ ગરમી પડતી હોય, ઘણો વાયુ ફુંકાતો હોય અને વાદળાં ચઢ્યાં હોય, તે વખતે, આંખમાં અંજન આંજવું નહિ.

અંજનની સળી ક્યા ભાગમાં ફેરવવી?

कृष्णभागादधः कुर्यादपांगं यावदंजनम् ॥ ७५ ॥

આંખની અન્દરની કાળી કીકીની નીચેના ધોળા ડોળાપર નાકની કોરના ખુણાથી આરમ્ભીને તે છેક લમણાંની કોરના ખુણા સૂધી સળી ફેરવવી.

ચન્દ્રોદયા વર્તિ

शंखनाभिर्बिभीतस्य मज्जा पथ्या मनःशिला ॥
पिप्पली मरिचं कुष्ठं वचा चेति समांशकम् ॥७६॥
छागीक्षीरेण संपिष्य वर्तिं कुर्याद्यवोन्मिताम् ॥ हरेणुमात्रां संघृष्य जलैः कुर्यादथांजनम् ॥ ७७ ॥
तिमिरं मांसवृद्धिं च काचं पटलमर्बुदम् ॥ रात्र्यन्धं वार्षिकं पुष्पं वर्तिश्चंद्रोदया जयेत् ॥ ७८ ॥

શંખની નાભી-શંખના મધ્ય ભાગનો ગર (ગર્ભ), બેહેડાંના ઠળિયાની અન્દરનો મગજ, હરડે, મનશીલ, લીણ્ડીપીપર, મરી, કઠ અને ઘોડાવજ, એ આઠે ઔષધો સરખે ભાગે લઇ, તેમનું ચૂર્ણ કરી, તે ચૂર્ણને, ખરલની અન્દર બકરીના દૂધમાં સારી પેઠે વાટી-લઢી, પછી તેમની જવના દાણા જેવડી ગોળાકારની જે લાંબી વાટ કરવી, તેનું નામ "ચન્દ્રોદયા વર્તિ" જાણવું. રેણુકબીજના જેટલી આ ચન્દ્રોદયા વર્તિ લઇ, તેને પાણીની અન્દર ઘસીને, પછી તેને આંખની અન્દર આંજવાથી, તિમિર, માંસવૃદ્ધિ, કાચ, પટલ, અર્બુદ, રાત્ર્યન્ધ અને વાર્ષિક પુષ્પ, એ સર્વ રોગો મટી જાય છે.

કરંજબીજ વર્તિ

पलाशपुष्पस्वरसैर्बहुशः परिभाविता ॥
करंजबीजवर्तिस्तु दृष्टेः पुष्पं विनाशयेत् ॥ ७९ ॥

કરંજનાં બીનું બારીક ચૂર્ણ કરી, તે ચૂર્ણને, કેશુડાંના રસની ઘણીક ભાવનાઓ આપી, પછી તેને ખરલની અન્દર નાંખી, સારી પેઠે વાટી-લઢી, પછી તેમની જવના દાણા જેવડી ગોળાકારની લાંબી વાટ કરવી. રેણુક બીજના જેટલી આ વાટ પાણીની અન્દર ઘસીને, પછી તેને આંખની અન્દર આંજવાથી, શુક્ર રોગ મટી જાય છે.

સમુદ્રફેનાદિ વર્તિ | समुद्रफेनसिन्धूत्थशंखदक्षांडवल्कलैः ॥
शिग्रुबीजयुतैर्वर्तिः शुक्रादीन् शस्त्रवल्लिखेत् ॥८०॥

સમુદ્રફીણ, સિન્ધાલુણ, શંખ, કુકડાનાં ઇંડાંની ઉપરનું પડ એટલે ઇંડાંપરની છાલ અને શરગવાનાં બી, એ પાંચે ઔષધો સરખે ભાગે લઈ, તેમનું બારીક ચૂર્ણ કરી, તે ચૂર્ણને ખરલની અન્દર નાંખી, સારી પેઠે વાટી-લઢી, પછી તેમની જવના દાણા જેવડી ગોળાકારની લાંબી વાટ કરવી. રેણુક બીજના જેટલી આ વાટ પાણીની અન્દર ઘસીને, પછી તેને આંખની અન્દર આંજવાથી, શુક્રાદિ (શુક્ર-ફૂલું, માંસવૃદ્ધિ અને ભ્રૂર-છરી આદિ) રોગો શસ્ત્રથી જાણે કાપીને કાઢ્યા હોયની, તેની પેઠે ઝરી જાય છે.

દન્તવર્તિ दंतैर्दन्तिवराहोष्ट्रगोहयाजखरोद्भवैः ॥
शंखमुक्तांभोधिफेनयुतैः सर्वैर्विचूर्णितैः ॥ ८१ ॥ दंतवर्तिः कृता श्लक्ष्णा शुक्राणां नाशिनी परा ॥

હાથી, ડુક્કર, ઉંટ, બળદ, ઘોડો, બકરો અને ગધેડો, એ સાતેના દાન્તો, શંખ, મોતી અને સમુદ્રફીણ, એ દશે ઔષધો સરખે ભાગે લઈ, તેમનું બારીક ચૂર્ણ કરી, તે ચૂર્ણને પાણીની અન્દર સારી પેઠે વાટી-લઢી, લીસું કરીને પછી તેમની જવના દાણા જેવડી ગોળાકરની જે લાંબી વાટ કરવી તેનું નામ 'દન્તવર્તિ' જાણવું. એ દન્તવર્તિને પાણીની અન્દર ઘસીને આંખની અન્દર આંજવાથી, આંખનાં શુક્રો ઝરી જાય છે.

નીલોત્પલાદિ વર્તિ नीलोत्पलं शिग्रुबीजं नागकेशरकं तथा ॥ ८२ ॥
एतत्कल्कैः कृता वर्तिरतितंद्रां विनाशयेत् ॥

કાળું કમળ, શરગવાનાં બી અને નાગકેશર, એ ત્રણે ઔષધો સરખે ભાગે લઈ, તેમને પાણીની અન્દર સારી પેઠે વાટી-લઢી, પછી તેમની જવના દાણા જેવડી ગોળાકાર ની લાંબી વાટ કરવી, એ વાટને પાણીની અન્દર ઘસીને આંખની અન્દર આંજવાથી, અતિતન્દ્રા રોગ નાશ પામે છે.

રોપણી કુસુમિકા વર્તિ तिलपुष्पाण्यशीतिः स्युः षष्टिसंख्या कणाकणाः ॥८३॥
जातीकुसुमपंचाशन् मरिचानि च षोडश ॥ सूक्ष्मं पिष्ट्वा जले वर्तिः कृता कुसुमिकाभिधा ॥ ८४ ॥
तिमिरार्जुनशुक्राणां नाशिनी मांसवृद्धिहृत् ॥ एतास्याश्चांजने मात्रा प्रोक्ता सार्धहरेणुका ॥८५॥

તલનાં ફુલ નંગ એંશી, લીંડીપીપરના દાણા નંગ સાઠ, જાઈનાં ફુલ નંગ પચ્ચાશ અને મરીના દાણા નંગ સોલ, એ ચારે ઔષધોને પાણીની અન્દર સારી પેઠે ઝીણું વાટી-લઢી, પછી તેમની જવના દાણા જેવડી ગોળાકારની જે લાંબી વાટ કરવી, તેનું નામ કુસુમિકા વર્તિ જાણવું. આ દોઢ રેણુક બીજના જેટલી કુસુમિકા વર્તિ પાણીની અન્દર ઘસીને પછી તેને, આંખની અન્દર આંજવાથી, તિમિર રોગ, અર્જુન રોગ, શુક્ર રોગ અને માંસવૃદ્ધિ એ સર્વે રોગો મટી જાય છે.

રસાંજનાદિ વર્તિ रसांजनं हरिद्रे द्वे मालतीनिंबपल्लवाः ॥
गोशकृद्रससंयुक्ता वर्तिर्नक्तांध्यनाशिनी ॥ ८६ ॥

રસવન્તી, હળદર, દારુહળદર, ચમ્બેલીનાં પાંદડાં અને કડવા લિમ્બડાનાં પાંદડાં, એ પાંચે ઔષધો સરખે ભાગે લઈ, પછી તેમને ગાયના છાણના રસની અન્દર સારી પેઠે વાટી–લઢી, પછી તેમની જવના દાણા જેવડી ગોળાકારની લાંબી વાટ કરવી. એ વાટને પાણીની અન્દર ઘસીને, પછી તેને આંખની અન્દર આંજવાથી નક્તાંધ્ય રોગ મટી જાય છે.

**સ્નેહ**ની વર્તિ धात्र्यक्षपथ्याबीजानि एकद्वित्रिगुणानि च ॥

पिष्ट्वा वर्तिं जलैः कुर्यादंजनं द्विहरेणुकम् ॥ ८७ ॥ नेत्रस्रावं हरत्याशु वातरक्तरुजं तथा ॥

આંબળાંની અન્દરનાં બી, એક ભાગ; બેહેડાંની અન્દરનાં બીનો મગજ, બે ભાગ; હરડેની અન્દરનાં બીનો મગજ, ત્રણ ભાગ; એ પ્રમાણે ત્રણે ઔષધો, લઇ, તેમને પાણીની અન્દર સારી પેઠે ઝીણાં વાટી–લઢી પછી તેમની જવના દાણા જેવડી ગોળાકારની જે લાંબી વાટ કરવી, તેનું નામ સ્નેહની વર્તિ જાણવું. બે રેણુક બીજના જેટલી, આ સ્નેહની વર્તિ પાણીની અન્દર ઘસીને, પછી તેને આંખની અન્દર આંજવાથી, નેત્રસ્રાવ અને વાતરક્ત રોગ મટી જાય છે.

**લે**ખની રસક્રિયા तुत्थमाक्षिकसिन्धूत्थसिताशंखमनःशिलाः ॥ ८८ ॥
गैरिकोदधिफेनं च मरिचं चेति चूर्णयेत् ॥

संयोज्य मधुना कुर्यादंजनार्थे रसक्रियाम् ॥८९॥ वर्त्मरोगार्मतिमिरकाचशुक्रहरां पराम् ॥

મોરથુથુ, સુવર્ણમાક્ષિક પથ્થરનો કટકો, સિન્ધાલુણ, શાકર, શંખ, મનશીલ, સોનાગેરુ, સમુદ્રફીણ અને મરી, એ નવે ઔષધો સરખે ભાગે લઈ, તેમને સારી પેઠે ખાંડી, તેમનું ચૂર્ણ કરીને પછી તેને લુગડાંથી ચાળી લેવું. એ ચાળેલાં ચૂર્ણને મધમાં કાલવીને–મેળવીને, આંખની અન્દર જે આંજવું, તે રસક્રિયારૂપ અંજન જાણવું. આ રસક્રિયારૂપ અંજનથી, વર્ત્મરોગ, અર્મરોગ, તિમિર, કાચ અને શુક્ર (ફૂલું), એ સર્વ રોગો મટી જાય છે.

**વ**ટક્ષીરાદિ રસક્રિયા वटक्षीरेण संयुक्तो मुख्यः कर्पूरजः कणः ॥ ९० ॥
क्षिप्रमंजनतो हंति कुसुमं च द्विमासिकम् ॥

મુખ્ય કપૂર એટલે ભીમસેની કપૂર લઈ, તેને ખરલની અન્દર નાંખી, વડના ક્ષીરમાં–દૂધમાં સારી પેઠે વાટીને–લઢીને આંખની અન્દર આંજવો એટલે બે મહિના થયાં થયેલો કુસુમ રોગ જલદીથી મટે છે.

**ક્ષૌ**દ્રાદિ રસક્રિયા क्षौद्राश्वलालासंघृष्टैर्मरिचैर्नेत्रमंजयेत् ॥ ९१ ॥
अतिनिद्रा शमं याति तमः सूर्योदयादिव ॥

મધ અને ઘોડાની લાળમાં મરીના દાણાને, સારી પેઠે ઘસીને પછી તેને આંખની અન્દર આંજવાથી, "સૂર્ય ઉગવાથી જેમ અન્ધારાનો નાશ થાય છે, તેમ" અતિ નિદ્રાનું પણ શમન [થાય છે.

**જા**તીપુષ્પાદિ રસક્રિયા जातीपुष्पं प्रवालं च मरिचं कटुकी वचा ॥ ९२ ॥
सैन्धवं बस्तमूत्रेण पिष्टं तन्द्राघ्नमंजनम् ॥

જાઇનાં ફૂલ, પરવાળું–પ્રવાલ, મરી, કડુ, ઘોડાવજ અને સિન્ધાલુણ, એ છએ ઔષધો સરખે ભાગે લઇ, તેમને ખરલની અન્દર નાંખી, પછી બકરાના મૂત્રમાં સારી પેઠે વાટીને–લઢીને આંખની અન્દર આંજવાથી, તન્દ્રા મટી જાય છે.

શિરીષાદિ રસક્રિયા शिरीषबीजगोमूत्रकृष्णामरिचसैन्धवैः ॥ ९३ ॥
अंजनं स्यात्प्रबोधाय सरसोनशिलावचैः ॥

શરસડાનાં બી, લીંડીપીપર, મરી, સિન્ધાલુણ, લસણ, મનશીલ અને ઘોડાવજ, એ સાતે ઔષધો સરખે ભાગે લઈ, તેમને ખરલની અન્દર નાંખી, પછી ગાયના મૂત્રની અન્દર સારી પેઠે વાટીને-લઢીને, આંખની અન્દર આંજવાથી, સન્નિપાતાદિકથી બેશુદ્ધ થયેલો રોગી, જલદી સાવધ થાય છે.

દાર્વ્યાદિ રસક્રિયા दार्वी पटोलमधुकं सनिंबपद्मकोत्पलम् ॥ ९४ ॥
प्रपौंडरीकं चैतानि पचेत्तोये चतुर्गुणे ॥ विपाच्य पादशेषं तु स्रुतं नीत्वा पुनः पचेत् ॥ ९५ ॥
शीते तस्मिन्मधुसितां दद्यात्पादांशकां नरः ॥ रसक्रियैषा दाहाश्रुरक्तरागरुजो हरेत् ॥

દારુહળદર, કડવાં પરવર, જેઠીમધ, કડવો લિમ્બડો, પદ્મકનું લાકડું, રાતું કમળ અને ધોળું કમળ, એ સાતે ઔષધો સરખે ભાગે લઈ, તેમને જરાતરા કુટીને પછી તે સર્વને એક હાંડલામાં ભરવાં. તે પછી તે હાંડલામાં, ઔષધોથી ચો-ચારગણું પાણી નાંખીને પછી તેને અગ્નિનાપર ઉકાળવા મૂકવું અને ઉકળતાં ઉકળતાં ચોથો ભાગ પાણી બાકી રહે ત્યારે હેઠે ઉતારીને ગાળી લેવું. એ ગાળી લીધેલાં પાણીને પાછું ઘાડું થાય ત્યાંસુધી ઉકાળવું. એ ઘાટું પાણી ટાઢું થાય ત્યારે વૈદ્યે તેની અન્દર તેનો ચોથો ભાગ મધ અને ચોથો ભાગ સાકર ભેળવીને આંખની અન્દર આંજવાથી, દાહ, અશ્રુ અને રક્તવિકારથી આંખમાં થયેલી રતાસ, એ સર્વ રોગો મટી જાય છે.

રસાંજનાદિ રસક્રિયા रसांजनं सर्जरसो जातीपुष्पं मनःशिला ॥
समुद्रफेनो लवणं गैरिकं मरिचानि च ॥ ९६ ॥
एतत्समांशं मधुना पिष्ट्वा प्रक्लिन्नवर्त्मनि ॥ अंजनं क्लेदकंडुघ्नं पक्ष्मणां च प्ररोहणम् ॥ ९७ ॥

રસવન્તી, રાળ, જાઈનાં ફૂલ, મનશીલ, સમુદ્રફીણ, સિન્ધાલુણ, સોનાગેરુ અને મરી, એ આઠે ઔષધો સરખે ભાગે લઈ, તેમનું બારીક ચૂર્ણ કરી, તે ચૂર્ણને વસ્ત્રથી ચાળી, ખરલની અન્દર નાંખીને પછી મધની અન્દર સારી પેઠે વાટી-લઢી, આંખની અન્દર આંજવાથી, પ્રક્લિન્નવર્ત્મ, ક્લેદ-ચીપડા અને કણ્ડૂ, એ સર્વ રોગો મટી જાય છે અને આંખપરની ખરી ગયેલી પાંપણો પાછી ઉગે છે.

ગુડૂચીસ્વરસાદિ રસ-ક્રિયા गुडूचीस्वरसः कर्षः क्षौद्रं स्यान्माषकोन्मितम् ॥
सैन्धवं क्षौद्रतुल्यं स्यात्सर्वमेकत्र मर्दयेत् ॥ ९८ ॥
अंजयन्नयनं तेन पिल्लार्मतिमिरं जयेत् ॥ काचं कंडुं लिंगनाशं शुक्लकृष्णगतान् गदान् ॥ ९९ ॥

ગળોનો સ્વરસ-રસ એક કર્ષ; મધ એક માષા અને સિન્ધાલુણ એક માષા; એ ત્રણે ઔષધો ઉપર પ્રમાણે લઇ, તેમને ખરલની અન્દર નાંખી, સારી પેઠે લઢીને આંખની અન્દર આંજવાથી, પિલ્લાર્મ, તિમિર, કાચ, કણ્ડૂ, લિંગનાશ, શુક્લ ભાગપરનો રોગ અને કૃષ્ણ ભાગપરનો રોગ, એ સર્વ રોગો મટી જાય છે.

પુનર્નવા દુગ્ધાંજન दुग्धेन कंडुं क्षौद्रेण नेत्रस्रावं च सर्पिषा ॥
पुष्पं तैलेन तिमिरं कांजिकेन निशांधताम् ॥ १०० ॥ पुनर्नवा जयेदाशु भास्करस्तिमिरं यथा ॥

સાટોડીનાં મૂળને દૂધની અન્દર ઘસીને આંખમાં આંજવાથી, જેવી રીતે સૂર્યઅન્ધારાનો નાશ કરે છે, તેવી રીતે નેત્રના કણ્ડૂ રોગનો જલદીથી નાશ થાય છે.

**પુનર્નવાક્ષૌદ્રાંજન** સાટોડીનાં મૂળને મધની અન્દર ઘસીને આંખમાં આંજવાથી, જેવી રીતે સૂર્ય અન્ધારાંનો નાશ કરે છે, તેવી રીતે નેત્રસ્રાવ રોગનો જલદીથી નાશ થાય છે.

**પુનર્નવા સર્પ્યાંજન** સાટોડીનાં મૂળને ઘીની અન્દર ઘસીને આંખમાં આંજવાથી, જેવી રીતે સૂર્ય અન્ધારાનો નાશ કરે છે, તેવી રીતે પુષ્પરોગનો જલદીથી નાશ થાય છે.

**પુનર્નવા તૈલાંજન** સાટોડીનાં મૂળને તેલની અન્દર ઘસીને આંખમાં આંજવાથી, જેવી રીતે સૂર્ય, અન્ધારાનો નાશ કરે છે, તેવી રીતે તિમિરરોગનો જલદીથી નાશ થાય છે.

**પુનર્નવા કાંજિકાંજન** સાટોડીનાં મૂળને કાંજિમાં ઘસીને આંખમાં આંજવાથી, જેવી રીતે સૂર્ય અન્ધારાંનો નાશ કરે છે, તેવી રીતે નિશાન્ધતા રોગ મટે છે.

**બબ્બૂલદલનિઃક્વાથ રસક્રિયા**
बब्बूलदलनिःक्वाथो लेहीभूतस्तदंजनात् ॥ १०१ ॥
नेत्रस्रावं जयत्येष मधुयुक्तो न संशयः ॥

બાવળનાં પાંદડાંનો કાઢો કરીને પછી તેને ગાળી લેવો. એ ગાળી લીધેલાં પાણીને પાછું ઘાટું થાય ત્યાંસૂધી ઉકાળવું. એ ઘાટું પાણી ટાઢું થઇ જાય ત્યારે તેમાં થોડુંક મધ ભેળવીને આંખમાં આંજવાથી, નેત્રસ્રાવ રોગ મટી જાય છે, એમાં કૈ પણ સંશય નથી.

**હિંજ્જલ ફલ રસક્રિયા**
हिज्जलस्य फलं घृष्ट्वा पानीये नित्यमंजनम् ॥ १०२ ॥
चक्षुःस्रावोपशान्त्यर्थं कार्यमेतन्महौषधम् ॥

ઇંગોરિયાનાં ફલને પાણીની અન્દર ઘસીને, આંખની અન્દર નિત્ય આંજવાથી, નેત્રસ્રાવ રોગ મટી જાયછે. આ ઔષધ નેત્રસ્રાવપર અતિ ઉત્તમ છે.

**કતકફલાદિ રસક્રિયા**
कतकस्य फलं घृष्ट्वा मधुना नेत्रमंजयेत् ॥ १०३ ॥
ईषत्कर्पूरसहितं स्मृतं नेत्रप्रसादनम् ॥

કતકફલને મધમાંઘસી, તેમાં થોડોક કપૂર ઘાલીને, આંખમાં આંજવાથી, આંખ ચોખી [થાય છે.

**સર્પ્યાદ્યંજન**
सर्पिः क्षौद्रं चांजनं स्यात् शिरोत्पातस्य शांतये ॥ १०४ ॥

ઘી અને મધ લઇ, એ બન્નેને મિશ્ર કરીને, આંખની અન્દર આંજવાથી નેત્રની અન્દર થયેલો શિરોત્પાત રોગ મટી જાય છે.

**કૃષ્ણસર્પ વસાદિ રસક્રિયા**
कृष्णसर्पवसा शंखः कतकात्फलमंजनम् ॥
रसक्रियेयमचिरादंधानां दर्शनप्रदा ॥ १०५ ॥

કાળા સર્પની—કાળોતરાની વસા—માંસસ્નેહ, શંખ, કતકફલ અને સુરમો, એ ચારે ઔષધોને મિશ્ર કરી, ખરલની અન્દર નાંખી, સારી પેઠે લઢીને, આંખની અન્દર આંજવાથી, અન્ધ થયેલો મનુષ્ય જલદી દેખતો થાય છે.

**દક્ષાંડત્વકાદિ લેખનાંજન**
दक्षांडत्वक्शिलाकाचैः शंखचंदनगैरिकैः ॥
द्रव्यैरंजनयोगोऽयं पुष्पार्मादिविलेखनः ॥ १०६ ॥

કુકડાનાં ઇંડાંપરની છાલ, મનશીલ, ધોળો કાચ—પથ્થરનો કાચ, શંખ, સુખડ અને સોનાગેરુ, એ છએ ઔષધો સરખે ભાગે લઈ, તેમનું બારીક ચૂર્ણ કરી. પછી તેને લૂગડાંથી, ચાળીને આંખની અન્દર આંજવાથી, પુષ્પ (ફૂલું) અને અર્મ આદિ રોગો મટી જાય છે.

કણાદિ ચૂર્ણાંજન

कणा छागयकृन्मध्ये पक्त्वा तद्रसपेषिता ॥
अचिराद्धंति नक्तांध्यं तद्वत्सक्षौद्रमूषणम् ॥ १०७ ॥

લીણ્ડીપીપરને બકરાના યકૃત–મુંઝારા નામે ગાણ્ઠના માંસમાં ખોસી, તે માંસને પકાવીને પછી તેની અન્દરની લીણ્ડીપીપરને, ઉપરનાં પકાવેલાં માંસના રસની અન્દર લઢીને આંખની અન્દર આંજવાથી, જલદી નક્તાંધ્ય રોગ મટી જાય છે.

ઊષણ ચૂર્ણાંજન

મરીને મધમાં ઘસીને, આંખમાં આંજવાથી, જલદી નક્તાંધ્ય મટે છે.

મરિચાદિ ચૂર્ણાંજન

शाणार्धं मरिचं द्वौ च पिप्पल्यर्णवफेनयोः ॥
शाणार्धं सैन्धवं शाणं नव सौवीरकांजनात् ॥ १०८ ॥

पिष्टं सुसूक्ष्मं चित्राणां चूर्णांजनमिदं शुभम् ॥ कण्डूकाचकफार्तानां मलानां च विशोधनम् ॥१०९॥

મરી અર્ધો શાણ, લીણ્ડીપીપર બે શાણ, સમુદ્રફીણ બે શાણ, સિન્ધાલુણ અર્ધો શાણ અને સુરમો નવ શાણ, એ પ્રમાણે એ પાંચે ઔષધો સરખે ભાગે લઇને પછી તેમનું, ચિત્રા નક્ષત્રવાળે દિવસે બારીક ચૂર્ણ કરી, પછે તેમને લુગડાંથી ચાળીને આંખમાં આંજવાથી, કણ્ડૂ, કાચ અને કફથી પીડાયલી આંખો સારી થાય છે અને નેત્રના મલનું શોધન થાય છે.

રસકમૃદ્ ચૂર્ણાંજન

शिलायां रसकं पिष्ट्वा सम्यगाप्लाव्य वारिणा ॥
गृह्णीयात्तज्जलं सर्वं त्यजेच्चूर्णमधोगतम् ॥ ११० ॥

शुष्कं च तज्जलं सर्वं पर्पटीसन्निभं भवेत् ॥ विचूर्ण्य भावयेत्सम्यक् त्रिवेलं त्रिफलारसैः ॥ १११ ॥
कर्पूरस्य रजस्तत्र दशमांशेन निक्षिपेत् ॥ अंजयेन्नयने तेन सर्वदोषहरं हि तत् ॥ ११२ ॥
सर्वरोगहरं चूर्णं चक्षुषोः सुखकारि च ॥

ખાપરિયું લઇ, તેને પથરાની ખરલમાં નાંખીને અતિ ઝીણું વાટવું. પછી વાસણની અન્દર પાણી ભરી, તેની અન્દર ઉપલાં ચૂર્ણને નાંખી, સારી પેઠે ડોહીને, પછી ઉપરનું બધું ડોહોળું પાણી બીજા વાસણમાં ઢલવી લેવું અને નીચે જામેલું ચૂર્ણ નાંખી દેવું. એ ડોહોળાં પાણીને, લોન્દા જેવું જાડું થાય ત્યાંસુધી સારી પેઠે બાળીને સૂકવવું એટલે તેનાં પોડા બન્ધાશે–બાંધશે. એ પોડાંનું ચૂર્ણ કરીને પછી તે ચૂર્ણને હરડાં, બેહેડાં અને આંબળાંનાં કાઢાની ત્રણ ભાવના સારી પેઠે આપી, તેમાં તે ચૂર્ણનો દશમો ભાગ કપૂર ભેળવીને તેનું આંખની અન્દર અંજન કરવાથી, નેત્રના સર્વ પ્રકારના દોષો અને સર્વ રોગો મટી જાય છે તથા આંખને સુખ--શાંતિ થાય છે.

સૌવીરાંજન

अग्नितप्तं च सौवीरं निषिंचेत्त्रिफलारसैः ॥ ११३ ॥
सप्तवेलं तथा स्तन्यैः स्त्रीणां सिक्तं विचूर्णितम् ॥

अंजयेन्नयने तेन प्रत्यहं चक्षुषोर्हितम् ॥ ११४ ॥ सर्वानक्षिविकारांस्तु हन्यादेतन्न संशयः ॥

સુરમો લઇ, તેને અગ્નિપર તપાવીને, પછી તેનાપર હરડાં, બેહેડાં અને આંબળાનો કાઢો, થોડો થોડો રેડીને ટાઢો કરવો. એ પ્રમાણે તે સુરમાને, સાત વાર તપાવીને, હરડાં, બેહેડાં અને આંબળાના કાઢાથી સાત વાર ટાઢો કરવો. એ પ્રમાણે પાછો એ સુરમાને સાત વાર તપાવીને સ્ત્રીનાં ધાવણથી–દૂધથી સાત વાર ટાઢો કરવો. પછી તે સુરમાનું બારીક ચૂર્ણ કરીને, પછી તેને આંખની અન્દર હમ્મેશાં આંજવાથી, સર્વ પ્રકારના નેત્રરોગો મટી જાય છે. વળી આ અંજન નેત્રને પણ હિતકારક છે, એમાં કૈં પણ સંશય નથી.

અંજન માટેની સળીનું સિંસું કેમ શોધવું ? त्रिफलाभृंगशुंठीनां रसैस्तद्वच्च सर्पिषा ॥ ११५ ॥
गोमूत्रमध्वजाक्षीरैः सिक्तो नागः प्रतापितः ॥

સિંસાના કટકાને એક કુરડીમાં ભરી, તે કુરડીને અગ્નિપર તપાવી, તેનો રસ કરીને, તે રસને પહેલી વાર હરડાં, બેહેડાં અને આંબળાંના કાઢામાં રેડવો. પછી તે સિંસાને કાઢામાંથી કાઢી પાછું તેને કુરડીમાં ભરી, તે કુરડીને અગ્નિપર તપાવી, તેનો રસ કરીને બીજી વાર હરડાં, બેહેડાં અને આંબળાંના કાઢામાં રેડવો. એ પ્રમાણે સાત વખત હરડાં, બેહેડાં અને આંબળાંનાં કાઢામાં રેડયા પછી, પાછો એ જ પ્રમાણે ભાંગરાના રસમાં, શુંઠના કાઢામાં, ઘીમાં, ગોમૂત્રમાં, મધમાં અને બકરીના દૂધમાં સાત સાત વખત રેડવો. એ પ્રમાણે અંજનની સળીનું સિંસું શોધવું,

નેત્રાંજનની સળી શું ગુણ કરે છે. तच्छलाका हरत्येव सर्वान्नेत्रभवान् गदान् ॥ ११६ ॥
શોધેલાં સિંસાંની સળી, આંખમાં ફેરવવાથી, સર્વે નેત્રરોગો મટે છે.

આંખ ક્યારે ધોવી? गतदोषमपेताश्रु संपश्यन्सम्यगंभसि ॥ प्रक्षाल्याक्षि

આંખની અન્દરના દોષો, નીકળી ગયા પછી, આંસુ પડતાં બન્ધ થાય છે ત્યારે રોગીએ, ક્ષણભર ટાઢા પાણીમાં સારી રીતે જોઇ રાખીને પછી ટાઢા પાણીથી આંખ ધોવી.

કયું પ્રત્યંજન આંજવું? यथादोषं कार्यं प्रत्यंजनं ततः ॥ ११७ ॥

આંખ ધોયા પછી આંખમાં જે પ્રકારનો દોષ હોય, તે પ્રકારનું પ્રત્યંજન કરવું-આંજવું.

આંખ ક્યારે ન ધોવી? न वाऽनिर्गतदोषेऽक्ष्णि धावनं संप्रयोजयेत् ॥
આંખની અન્દરના દોષો, નીકળી ગયા વગર, આંખને પાણીથી [ધોવી નહિ.

પ્રસાદનાંજન ક્યારે આંજવું? प्रत्यंजनं तीक्ष्णतप्ते नेत्रे चूर्णः प्रसादनः ॥११८॥

તીક્ષ્ણાંજન આંજવાથી, આંખ સારી પેડે તપી ગઈ હોય તો તે આંખની અન્દર પ્રસાદન (શાકર, કપૂર આદિનો) ચૂર્ણનું પ્રત્યંજન કરવું.

પ્રત્યંજન ચૂર્ણ शुद्धे नागे द्रुते तुल्यं शुद्धं सूतं विनिक्षिपेत् ॥
कृष्णांजनं तयोस्तुल्यं सर्वमेकत्र चूर्णयेत् ॥ ११५ ॥
दशमांशेन कर्पूरं तस्मिन् चूर्णे प्रदापयेत् ॥ एतत्प्रत्यंजनं नेत्रगदजिन्नयनामृतम् ॥१२०॥

શોધેલું સિંસું એક ભાગ, શોધેલો પારો એક ભાગ અને શોધેલો સુરમો બે ભાગ લઇ, એ ત્રણેને ખરલની અન્દર સારી પેડે ઘુણ્ટીને, તેમનું ચૂર્ણ કરવું; પછી એ સર્વ ચૂર્ણનો દશમો ભાગ ભીમસેની કપૂર તે ચૂર્ણની સાથે જે મેળવવો, તેનું નામ 'પ્રત્યંજન' જાણવું. આ પ્રત્યંજન ચૂર્ણ, આંખની અન્દર આંજવાથી, આંખને અમૃતના સરખું ગુણકારી થાય છે.

જયપાલમજ્જાંજન जयपालस्य मज्जां च भावयेन्निंबुकद्रवैः ॥
एकविंशतिवेलं तत्ततो वर्तिं प्रकल्पयेत् ॥ १२१ ॥
मनुष्यलालया घृष्ट्वा ततो नेत्रे तयांऽजयेत् ॥ सर्पदष्टविषं जित्वा संजीवयति मानवम् ॥ १२२ ॥

નેપાળાનાં બીની અન્દરનો ગર્ભ લઇ, તેને ખરલની અન્દર નાંખીને લિમ્બુના રસની એકવીશ ભાવના દઈ, સારી પેડે બારીક ભૂકો થાય ત્યાંસુધી ખરલ કરીને પછી તેની જવના દાણા જેવડી ગોળાકારની લાંબી વાટ કરવી. પછી જે વેળા મનુષ્યને સર્પદંશ થઇને મનુષ્ય

બેશુદ્ધ થાય ત્યારે એ વાટને, માણસની લાળની અન્દર ઘસીને, આંખની અન્દર આંજવાથી, સર્પ કરડવાથી ચઢેલું ઝેર ઉતરી જઇને તે મનુષ્ય જીવતો રહે છે.

**પાણિતલસ્પર્શ પ્રયોગ** भुक्त्वा पाणितलं घृष्ट्वा चक्षुषोर्यदि दीयते ॥
जातरोगा विनश्यंति तिमिराणि तथैव च ॥ १२३ ॥

મનુષ્યે જમી, હાથ ધોઇને પછી તે ભીના હાથની તળીને બીજા હાથની તળી સાથે ઘસીને પછી તે હાથોની તળીઓને આંખપર ફેરવવાથી, નેત્રમાં ઉત્પન્ન થયેલા સાધારણ રોગ અને તિમિરાદિ રોગ મટી જાય છે.

**શીતોદક સેચન ગુણ** शीतांबुपूरितमुखः प्रतिवासरं यः कालत्रयेण नयनद्वितयं जलेन ॥
आसिंचति ध्रुवमसौ न कदाचिदक्षिरोगव्यथाविधुरतां भजते मनुष्यः ॥

હમ્મેશાં જે મનુષ્ય ત્રણ, વખત–સવાર, બપોર અને સાંજના ટાઢું પાણી મોંમાં ભરીને પછી ટાઢાં પાણીથી આંખ ધુવે, તો તે મનુષ્યને કોઇ દિવસ કંઇ પણ આંખનો રોગ થતો નથી.

**ગ્રન્થના સમૂલપણાનું વર્ણન** आयुर्वेदसमुद्रस्य गूढार्थमणिसंचयम् ॥
ज्ञात्वा कैश्चिद्बुधैस्तैस्तु कृता विविधसंहिताः ॥१२५॥

किंचिदर्थं ततो नीत्वा कृतेयं संहिता मया ॥ कृपाकटाक्षविक्षेपमस्यां कुर्वन्तु साधवः ॥ १२६ ॥

બ્રહ્માએ કહેલા, સમુદ્ર સરખા આયુર્વેદની અન્દર ગુપ્ત રહેલા મણિના સરખા અર્થના સમૂહને જાણીને કેટલાક વિદ્વાનોએ (સુશ્રુત, અગ્નિવેશ્યાદિ મુનિઓએ) અનેક સંહિતાઓ રચેલી છે, તે સંહિતાઓમાંથી જરાતરા સારાંશ લઇને મેં (શાર્ઙ્ગધરશર્માએ)મારા પોતાના નામની આ સંહિતા-શાર્ઙ્ગધર સંહિતા રચી છે, તેનાપર સાધુજનોએ કૃપાદષ્ટિથી જોવું.

**ગ્રન્થ પાઠ કરવાનું શું ફળ?** विविधगदार्तिदरिद्रनाशनं या हरिरमणीव करोति योगरत्नैः ॥
विलसतु शार्ङ्गधरस्य संहिता सा कविहृदयेषु सरोजनिर्मलेषु ॥ १२७ ॥

કમળમાં રહેનારાં એવાં ભગવાન્ નારાયણનાં સ્ત્રી લક્ષ્મીજી, જેવી રીતે રત્નોવડે દરિદ્રોનું દારિદ્રય દૂર કરે છે, તેવી જ રીતે, આ શાર્ઙ્ગધરની સંહિતા, રત્ન સરખા ઉત્કૃષ્ટ ઔષધોના પ્રયોગો–ઔષધો આપીને નાના પ્રકારના રોગોની પીડારૂપી દારિદ્રયનો નાશ કરે છે, એટલા માટે આ સંહિતા, પણ્ડિતોનાં કમળના સરખાં નિર્મળ હૃદયમાં રહીને શોભો.

**આ સંહિતા ભણવાનું કારણ** अल्पायुषामल्पधियामिदानीं कृतं समस्तश्रुतिपाठशक्त्या ॥
तदत्र युक्तं प्रतिबीजमात्रमभ्यस्यतामात्महितं प्रयत्नात् ॥ १२८ ॥

હમણાં–કલિયુગને વિષે, થોડી આવરદાવાળાં અને થોડી બુદ્ધિવાળાં મનુષ્યો હોવાથી, તેમનેસમસ્ત આયુર્વેદ સાંભળવાની અને ભણવાની શક્તિ હોતી નથી, એટલા માટે આત્માનું હિત કરનાર, આયુર્વેદના સારાંશરૂપ એવી આ સંહિતાનો પ્રયત્નથી સારી રીતે અભ્યાસ કરવો.

એ રીતે દામોદરના પુત્ર શાર્ઙ્ગધરે રચેલી શાર્ઙ્ગધર સંહિતાને વિષે ઉત્તરખણ્ડના ચિકિત્સાસ્થાનમાંનાં નેત્રકર્મવિધિ નામે તેરમા અધ્યાયની ગુર્જર ટીકા સમ્પૂર્ણ.

**ઇતિ શાર્ઙ્ગધરસંહિતા**

# રોગક્રમોપરિ ઔષધક્રમાનુક્રમણિકા.



૧ ફોનું લોહી કાઢવું.

૧ મજ્જાસ્નેહ ક્યારે પીવો ?

૨ નાગ—સીંસાંની પકવ ભસ્મના ગુણ.

૧ કયા કયા રોગીને થોડો પરસેવો કાઢવો?
૨ કયા કયા રોગોપર ઉલટી કરાવવી?
૩ ઉપરના રોગીને કયારે ઉલટી કરાવવી?
૪ કયા રોગોપર ઉલટી કરાવવી?

---

૧ વહેતું લોહી બન્ધ કરવાનો આઠમો ઉપાય.
૨ „ „ „ „ ત્રીજો „
૩ „ „ „ „ બીજો „
૪ „ „ „ „ પહેલો „
૫ „ „ „ „ છઠ્ઠો „
૬ વહેતું લોહી બન્ધ કરવાનો ચોથો ઉપાય.
૭ „ „ „ „ સાતમો „
૮ „ „ „ „ પાંચમો „

૧ શોધેલ અફીણ નામે ઉપવિષના ગુણ.
૨ કયા કયા રોગીને થોડો પરસેવો કાઢવો?
૩ કયા રોગોપર ઉલટી કરાવવી?

---

૧ કયા કયા નેત્ર રોગોપર તર્પણનો પ્રયોગ કરવો?

---

૧ કોનું લોહી કાઢવું ?
૨ કયા રોગોપર ઉલટી કરાવવી ?
૩ પ્રધમન નસ્ય કયા કયા રોગોપર દેવું ?
૪ મધુકસારાદિ નસ્ય કયા કયા રોગોપર દેવું ?

૧ માષાદિ નસ્ય કયા કયા રોગોપર દેવું? ૨ પ્રધમન નસ્ય કયા કયા રોગોપર દેવું? ૩ મધૂકસારાદિ નસ્ય કયા કયા રોગોપર દેવું? ૪ કયા રોગોપર ઉલટી કરાવવી? ૫ કયા કયા રોગોપર વૈરેચન નસ્ય વાપરવું? ૬ શિલાજિતના ગુણ.



૧ જ્યેષ્ઠા માત્રાના ગુણ. ૨ બગડેલું લોહી કયા પ્રકારથી બહાર કાઢવું?

૧ કયા કયા નેત્રરોગપર તર્પણનો પ્રયોગ કરવો ?
૨ ,, ,, રોગોપર પિણ્ડી બાંધવી.

[1] તામ્ર–ત્રામ્બાની પકવ ભસ્મના ગુણ.
[2] નિરૂહબસ્તિ કોને મારવી?
[3] કયા કયા નેત્ર રોગોપર તર્પણ પ્રયોગ કરવો?

---

૧ કયા રોગોપર ઉલટી કરાવવી? ૨ કયા રોગોપર જુલાબ આપવો? ૩ કયા કયા રોગોમાં વૈરેચન નસ્ય આપવું?

૧ માષાદિ નસ્ય કયા કયા રોગાપર દેવું? ૨ શિરોબસ્તિથી કયા કયા રોગો મટે છે?

૧ કયા કયા રોગોપર બૃંહણ નસ્ય આપવું? ૨ કોનું લોહી કાઢવું? ૩ કયા રોગોપર ઉલટી રાવવી?

૧ અય—લોઢાની ભસ્મના ગુણ. ૨ આકડા નામે ઉપવિષના ગુણ. ૩ તામ્ર—ત્રામ્બાની ભસ્મના ગુણ. ૪ તારમાક્ષિક—રૂપામખીની ભસ્મના ગુણ. ૫ શોધેલા દૂધીયા વછનાગ નામે ઉપવિષના ગુણ. ૬ પુષ્પરાગ—પોખરાજની ભસ્મ.



૧ સ્વર્જિકાદિ ક્ષાર. ૨ કયા રોગપર જુલાબ ન આપવો ? ૩ શિલાજિતના ગુણ. ૪ સ્વર્જિકાદિ ક્ષાર. ૫ સ્વર્ણમાક્ષિક—સોનામખીની પકવ ભસ્મના ગુણ.

વિષય પૃષ્ઠ



૧ કાસીસ—હીરાકસીના ગુણ. ૨ ખર્પર—ખાપરિયાના ગુણ.

૧ નિરુહ બસ્તિ કોને મારવી? ૨–૩ સ્વર્જિકાદિ ક્ષાર. ૪ શિલાજિતના ગુણ.

૧ કયા કયા રોગોપર બૃહણ નસ્ય આપવું?

૧ કાળા સુરમાના ગુણ. ૨ ઉપરના રોગો મટાડવા માટે શું કરવું ? ૩ શોધેલા થોરના દૂધના ગુણ. ૪ ખાસ જુલાબ આપવા યોગ્ય રોગોનાં નામો



૧ નિરુહ બસ્તિ કોને મારવી ?
૨ મજ્જાસ્નેહ કોણે પીવો ?

૧ મરકત—લીલા પાનાંની ભસ્મનાં ગુણ.
૨ ખાસ જુલાબ આપવા યોગ્ય રોગોનાં નામો.

૧ સિદ્ધ ઉષ્ણોદક કયા કયા રોગોપર દેવું? ૨ શોધેલા હિંગળાના ગુણ. ૩ ક્ષીરપક્વૌષધિ કયા કયા રોગોપર દેવી?

૧ અભ્રક ભસ્મના ગુણ. ૨ નાગ—સીસાની ભસ્મના ગુણ. ૩ વજ—હીરાની ભસ્મના ગુણ. ૪ ઉત્તર બસ્તિથી કયા કયા રોગો મટે?

---

૧ પ્રતિમર્શ નસ્ય આપવાથી કયા કયા રોગો મટી જાય છે.

૧ અભ્રક ભસ્મના ગુણ. ૨ તામ્ર—ત્રામ્બાની ભસ્મના ગુણ. ૩ તારમાક્ષિક—રૂપામખીની ભસ્મના ગુણ. ૪ નિરૂહ બસ્તિ કોને મારવી? ૫ શોધેલા નેપાળાના ગુણ. ૬ કયા કયા રોગીને થોડો પરસેવો કાઢવો? ૭ ખાસ જુલાબ આપવા યોગ્ય રોગોનાં નામો.

૧ કયા રોગપર જુલાબ આપવો? ૨ વૈક્રાન્ત–તરમરીની ભસ્મના ગુણ. ૩ શિલાજિતના ગુણ. ૪ સ્વર્ણમાક્ષિક–સોનામખીની ભસ્મના ગુણ. ૫ કંકુષ્ઠ–બોદારકાંકરાના ગુણ. ૬ નિરૂહ બસ્તિ કોને મારવી?



૧ પ્રધમન નસ્ય કયા કયા રોગોપર દેવું? ૨ મધૂકસારાદિ નસ્ય કયા કયા રોગોપર દેવું?

૧ કયા કયા રોગોપર ઉલટી કરાવવી? ૨ જ્યેષ્ઠ માત્રાના ગુણ.

૧ ક્યાંનું લોહી કાઢવું?

૧ પ્રતિમર્શ નસ્ય આપવાથી કયા કયા રોગો મટી જાય છે? ૨ કયા કયા રોગોમાં વૈરેચન નસ્ય વાપરવું?

૧ યૂષના ગુણો.



૧ આકડા નામે ઉપવિષના ગુણ. ૨ શોધેલા કણેર નામે ઉપવિષના ગુણ. ૩ કાસીસ—હીરાકસી-ના ગુણ. ૪ ખર્પર—ખાપરિયાના ગુણ. ૫ શોધેલી ગન્ધકના ગુણ.

૧ શોધેલી ચણોઠી નામે ઉપવિષના ગુણ.
૨ તારમાક્ષિક—રૂપામખીની ભસ્મના ગુણ.
૩ તુત્થ—મોરથુથુની ભસ્મના ગુણ.
૪ શોધેલા ધન્તૂરા નામે ઉપવિષના ગુણ.
૫ શોધેલા હિઙ્ગળાના ગુણ.



૧ માષાદિ નસ્ય કયા કયા રોગોપર દેવું?
૨ શોધેલા અફીણ નામે ઉપવિષના ગુણ.
૩ અય—લોઢાની ભસ્મના ગુણ.

૧ ઉષ્મા સ્વેદના ગુણ. ૨ કફવાળાને શાથી ઉલટી કરાવવી? ૩ નવે વિષોના ગુણ. ૪ કાસીસ–હીરાકસીના ગુણ. ૫ કાંસ્ય–કાંસાની ભસ્મના ગુણ. ૬ ખર્પર–ખાપરિયાના ગુણ. ૭ શોધેલા ગન્ધકના ગુણ. ૮ ગૈરિક–ગેરુના ગુણ. ૯ શોધેલી ચણોઠી નામે ઉપવિષના ગુણ. ૧૦ તાપસ્વેદના ગુણ. ૧૧ તામ્ર–ત્રાંબાની ભસ્મના ગુણ. ૧૨ તાલ–હરતાલ ભસ્મના ગુણ. ૧૩ કેવા રોગીને તેલ પાવું? ૧૪ તોરી–ફટકીના ગુણ.

૧ સારી રીતે ધૂમપાનથી કયા રોગો મટે છે? ૨ નાગ–સીસાંની ભસ્મના ગુણ. ૩ નીલ–નીલમ મણિની ભસ્મના ગુણ. ૪ શોધેલા નેપાળાના ગુણ. ૫ પુષ્પરાગ–પોખરાજની ભસ્મના ગુણ. ૬ નવે વિષોના ગુણ. ૭ પ્રદેહક લેપના ગુણ. ૮ બઙ્ગ–કલઇની ભસ્મના ગુણ. ૯ નવે વિષોના ગુણ. ૧૦ મણિ–સૂર્યકાન્તમણિની ભસ્મના ગુણ. ૧૧ યશદ–જસતની ભસ્મના ગુણ. ૧૨ કફપર રોગીની નિરૂહબસ્તિ મારવી?

૧ કફ રોગીને પરસેવો લાવવાની યોજના. ૨ કફ-વાત રોગીને પરસેવો લાવવાની યોજના. ૩ શોધેલા વછનાગના ગુણ. ૪ નવે વિષોના ગુણ. ૫ કેવાં મનુષ્યને ઉલટી કરાવવી. ૬ કયા રોગોપર ઉલટી કરાવવી? ૭ ઉપરના રોગીને ક્યારે ઉલટી કરાવવી? ૮ વરાટિકા–કોડીના ગુણ. ૯ વૈડૂર્ય–કેતુરત્નની ભસ્મના ગુણ. ૧૦ પિત્તાદિના પ્રકોપપર કેવા પ્રકારે ઘી ખાવું? ૧૧ શિલાજિતના ગુણ. ૧૨ નવે વિષોના ગુણ. ૧૩ નવે વિષોના ગુણ. ૧૪ વાત કફવાળાને શાથી ઉલટી કરાવવી?



કફ કાસઃ રોગ ૩ જો–આ રોગમાં, મોઢું ચીકણું થઇ જાય, માથામાં વેદનાં થાય, કફથી શરીર ભરાઇ જાય, વારંવાર ધોળા રંગનો ઘાટો કફ પડે, અન્નપર અરુચિ થાય, અને શરીર જડ થઇ જાય. ... ... ૪૯

કાસ શબ્દનાં ઔષધો–

કફ કૂરાશયઃ–કફને રહેવાના સ્થાનનું જે પ્રકોપ પામવું, તે. (કૂરાશયો શબ્દ પરથી આ શબ્દ લીધો છે.)

મજ્જાસ્નેહ.[4] ... ... ૨૫૪

સર્વ રોગ શબ્દનાં ઔષધો–

કફ ગણ્ડ (મુખરોગાન્તર્ગત) ગલ રોગઃ રોગ ૧૭ મો–આ રોગમાં, ચામડીના સરખા રંગની, સ્થિર, ખંજવાળ આવ્યા કરે એવી, જડ અને હાથ અડાડીએ ત્યારે ટાઢી બોળ ગાણ્ડ જણાય, એ ગાંણ્ડ વધે ત્યારે તાળવું અને ગળું કફથી લિમ્પાયા સરખું થઇ જાય. ... ૬૧

ગલ રોગ(મુખરોગાન્તર્ગત) શબ્દનાં ઔષધો-

દેવદાર્વ્યાદિ લેપ. ... ... ૩૨૪

કફ ગુલ્મઃ રોગ ૩ જો–આ રોગમાં, ટાઢા જડ અને સ્નિગ્ધ પદાર્થો ખાધાં કરે, કસરત ન કરે, પેટ ભરાઈ ગયા છતાં પણ ખાખા કર્યાં કરે, અને દિવસે સુઇ જાય, તેથી ભીંના લુગ-

૧ સિદ્ધ ઉષ્ણોદક કયા કયા રોગોપર દેવું? ૨ નવે વિષોના ગુણ. ૩ શોધેલા હિઙ્ગળાના ગુણ. ૪ મજ્જાસ્નેહ કોણે પીવો?

---

૧ કફદુષ્ટ રકત શાથી કાઢવું?

૧ કફમેદયુક્ત વાતરોગીને પરસેવો લાવવાની યોજના.

---

૧ કયા કયા રોગોમાં વૈરેચન નસ્ય વાપરવું?

૧ કોનું લોહી કાઢવું? ૨ કયા કયા રોગો પર બૃંહણ નસ્ય આપવું?



૧ ગુડાદિ નસ્ય કયા કયા રોગોપર દેવું? ૨ પિપ્પલ્યાદિ નસ્ય કયા કયા રોગોપર દેવું? ૩ કયા રોગોપર જુલાબ આપવો? ૪ કયા રોગોપર ઉલટી કરાવવી? ૫ વરાટિકા-કોડીના ગુણ.

૧ શોધેલા ધન્તૂરા નામે ઉપવિષના ગુણ.

૧ નાગ–સીસાંની ભસ્મના ગુણ.
૨ મણ્ડૂર–લોઢાના કાટોડાની ભસ્મના ગુણ.
૩ શોધેલા હિંગળાના ગુણ.

૧ કોને કોને સ્નેહન નસ્ય આપવું? ૨ કયા કયા મનુષ્યને સ્નેહપાન કરાવવું?

૧ શોધેલી ચણોઠી નામે ઉપવિષના ગુણ.
૨ તામ્ર—ત્રામ્બાની ભસ્મના ગુણ.
૩ આવી રીતે ધૂમપાનથી કયા રોગો મટે છે?

૧ પ્રવાલ–પરવાળાની ભસ્મના ગુણ. ૨ મન-શિલ–મનશીલના ગુણ. ૩ કયા રોગોપર ઉલટી કરાવવી? ૪ આ રસ પ્રસ્તાવનામાં આવ્યો છે. ૫ વૈક્રાન્ત–તરમરીની ભસ્મના ગુણ.



૧ સિદ્ધ ઉષ્ણોદક કયા કયા રોગોપર દેવું?

[1] કયા કયા નેત્ર રોગોપર તર્પણ પ્રયોગ કરવો?

[1] મણ્ડૂર લોઢાના કાટોડાની ભસ્મના ગુણ.

૧ અભ્રક ભસ્મના ગુણ. ૨ અય–લોઢાની ભસ્મના ગુણ. ૩ આકડા નામે ઉપવિષના ગુણ. ૪ શોધેલી કણેર નામે ઉપવિષના ગુણ. ૫ ખર્પર–ખાપરિયાના ગુણ. ૬ શોધેલા ગન્ધકના ગુણ. ૭ તામ્ર–ત્રામ્બાની ભસ્મના ગુણ. ૮ તાલ–હરતાલની ભસ્મના ગુણ. ૯ નાગ–સીસાંની ભસ્મના ગુણ.

૧ પુષ્પરાગ—પોખરાજની ભસ્મના ગુણ. ૨ બઙ્ગ-કલઈની ભસ્મના ગુણ. ૩ કોનું લોહી કાઢવું? ૪ કયા રોગોપર ઉલટી કરાવવી? ૫ કયા રોગપર જુલાબ આપવો? ૬ કયા કયા રોગોપર વૈરેચન નસ્ય વાપરવું? ૭ શિલાજિતના ગુણ. ૮ જ્યેષ્ઠા-માત્રાના ગુણ.



૧ કયા કયા નેત્રરોગોપર તર્પણનો પ્રયોગ કરવો? ૨ અભ્રક ભસ્મના ગુણ. ૩ અય-લોઢાની ભસ્મના ગુણ. ૪ અવપીડ નસ્ય કયા કયા રોગોપર દેવું. ૫ આકડા નામે ઉપવિષના ગુણ. ૬ આર-પીત્તળની ભસ્મના ગુણ. ૭ શોધેલી કણેર નામે ઉપવિષના ગુણ.

કૃમિકણુક કર્ણરોગ: રોગ ૧૬ મો—આ રોગમાં, કાનની અન્દર વાતાદિ દોષો પ્રકોપ પામવાને લીધે, માંસ અને લોહી બગડી જવાથી, માંસ અને લોહીનો, ગારો થઇને પછી તે ગારામાં કીડાઓ પડે; કોઇ વખતે કાનની અન્દર માખી પણ પેશી જઇને આસન અર્થાત્ ઇણ્ડાળ મૂકે: એ માખીની ઇણ્ડાળો—આસનો વા જીવડાઓ, સડેલાં લોહી માંસનો ગારો ખાવા માણ્ડે, તેને લીધે તીવ્ર વેદના થાય. ... ૬૧



કૃમિગણ: કૃમિસમૂહ (સર્વ કૃમિ).



કૃમિગ્રન્થિ નેત્રરોગાન્તર્ગત નેત્રસન્ધિ રોગ: રોગ ૬ ઠ્ઠો—આ રોગમાં, આંખની પામ્પણો અને ધોળા ડોળાની સન્ધિના ભાગમાં નાના પ્રકારની ઇંડાળોથી ગાણ્ઠ થઈ આવે; ગાણ્ઠમાં ખરજ આવ્યા કરે; બળત્રા થાય: પરુ વહ્યા કરે; વેદના થયા કરે; અને ડોળામાંહેની કાળી કીકીના પર ઇંડાળોના ફરવાથી આન્ધળો થાય. ૬૨



કૃમિ છર્દિ: રોગ ૪ થો—આ રોગમાં શરીરની અન્દર શૂળ નીકળે, ઘણું કરી મોઢામાં પાણી આવીને હીબકો આવવા સરખું સારી પેઠે થાય અને બાકીનાં બીજાં લક્ષણો કૃમિજ હૃદ્રોગ પ્રમાણે જણાય. ... ... ૫૦



કૃમિજ શિરોરોગ: રોગ ૯ મો—આ રોગમાં, અનેક પદાર્થોથી મિશ્ર થયેલું અન્ન અને પાણી, ઉપયોગમાં લેવાથી મસ્તકની અન્દરનું લોહી અને માંસ ભીનાશવાળું થઈ જવાને લીધે સર્વ દોષો, કોપાયમાન્ થઇને પછી માથાની અન્દર કીડાઓ પડે; તે કીડાઓ માથાનો મગજ ખાઈ જાય; મગજના ખવાઈ જવાથી ચિત્તનો નાશ કરનારી ભયંકર પીડા ઉત્પન્ન થાય; પીડાને લીધે તાવ આવી જાય, ઉધરસ થઈ આવે; શરીરમાંનું બળ ઓછું થવા માણ્ડે; શરીર રુક્ષ થઈ જાય; સોજો થઈ આવે, સોયો ખોંચ્યા સરખી

૧ શોધેલા ગન્ધકના ગુણ. ૨ તામ્ર—ત્રામ્બાની ભસ્મના ગુણ. ૩ તુત્થ-મોરથુથુની ભસ્મના ગુણ. ૪ કેવા રોગીને તેલ પાવું? ૫ દૂધિયા વછનાગ નામે ઉપવિષનાં ગુણ. ૬ નાગ—સીંસાંની ભસ્મના ગુણ. ૭ નેપાળાના ગુણ. ૮ બઙ્ગ—કલઈની ભસ્મના ગુણ. ૯ માધુતૈલિક બસ્તિ. ૧૦ સ્વર્જિકાદિ ક્ષાર. ૧૧ કયા રોગપર જુલાબ આપવો? ૧૨ સ્વર્જિકાદિ ક્ષાર.

૧ શોધેલી ચણોઠી નામે ઊપવિષના ગુણ.

૧ કયા કયા રોગોપર બૃહણ નશ્ય આપવું,
૨ કાસીસ—હીરાકસીના ગુણ.

[1] કેવા રોગીને તેલ પાવું?

[1] મજ્જાસ્નેહ કોણે પીવો?

---

[1] શોધેલા દૂધિયા વછનાગ નામે ઉપવિષના ગુણ.

[1] કયા કયા રોગીને થોડો પરસેવો કાઢવો ?

૧ અવપીડ નસ્ય કયા કયા રોગોપર દેવું?
૨ ગુડાદિ નસ્ય કયા કયા રોગોપર દેવું?
૩ તારમાક્ષિક—રૂપામખીની ભસ્મના ગુણ.
૪ પિપ્પલ્યાદિ નસ્ય કયા કયા રોગોપર દેવું?
૫ શોધેલા વછનાગના ગુણ. ૬ સ્વર્ણમાક્ષિક સોનામખીની ભસ્મના ગુણ.



૧ કયા રોગોપર ઉલટી કરાવવી.

૧ કોનું લોહી કાઢવું?

૧ આંકડા નામે ઉપવિષના ગુણ. ૨ કંકુષ્ટ—ઓદારકાંકરાના ગુણ. ૩ બન્ને ક્ષારો વાપરવાનો ખુલાસો.



૧ સ્વર્જિકાદિ ક્ષાર. ૨ કયા રોગપર જુલાબ આપવો? ૩ વૈડૂર્ય—કેતુરત્નની ભસ્મના ગુણ. ૪ સ્વર્જિકાદિ ક્ષાર. ૫ શોધેલા થોરના દૂધના ગુણ.

૧ અભ્રક ભસ્મના ગુણ. ૨ લોહી કઢાવવાથી કયા રોગો ન થાય? ૩ કોનું લોહી કાઢવું? ૪ કયા રોગપર જુલાબ આપવો? ૫ ચન્દ્રકાન્ત મણીની ભસ્મના ગુણ.

---

૧ શોધેલ અફીણ નામે ઉપવિષના ગુણ. [૨] પેયાના ગુણો. ૩ શંખ-શંખના ગુણ.

[1] કોનું લોહી કાઢવું?

[1] કયા કયા મનુષ્યને સ્નેહપાન કરાવવું?

---

૧ પુષ્પરાગ—પોખરાજની ભસ્મના ગુણ.

૨ કયા રોગપર જુલાબ આપવો ?

૧ કયા રોગપર જુલાબ આપવો ?
૨ નાગ—સીંસાંની ભસ્મના ગુણ.

૧ ગૈરિક—ગેરુના ગુણ.

૧ તામ્ર—ત્રામ્બાની ભસ્મના ગુણ. ૨ શોધેલા ધન્તૂરા નામે ઉપવિષના ગુણ. ૩ કયા રોગપર ઉલટી કરાવવી? ૪ વૈક્રાન્ત—તરમરીની ભસ્મના ગુણ.



૧ સિદ્ધ ઉષ્ણોદક કયા રોગપર દેવું? ૨ શોધેલા હિંગળાના ગુણ.

---

૧ કોનું લોહી કાઢવું? ૨ સૈન્ધવાદિ નસ્ય કયા કયા રોગોપર દેવું? ૩ પ્રસાદનાંજન કયારે આંજવું?

૧ વિલેપીના ગુણો.

[1] કયા રોગોપર ઉલટી કરાવવી ?

[1] કયાં કયાં મનુષ્યને સ્નેહપાન કરાવવું?

[1] અનુવાસન બસ્તિ કોને મારવી? એ મથાળાંમાં આ ઓસડ તથા રોગો છે.

૧ નિરૂહ બસ્તિ કોને મારવી ? ૨ કયા રોગપર પ્રતિમર્શ નસ્ય આપવું ?

૧ અભ્રક ભસ્મના ગુણ. ૨ અવપીડ નસ્ય કયા કયા રોગોપર દેવું ? ૩ નવે વિષોના ગુણ. ૪ તારમાક્ષિક—રૂપામખીની ભસ્મના ગુણ.

૧ પ્રધમન નસ્ય કયા કયા રોગોપર દેવું ? ૨ નવે વિષોના ગુણ. ૩. વૈક્રાન્ત—તરમરીની ભસ્મના ગુણ. ૪ અલ્પામાત્રાના ગુણ. ૫ સ્વર્ણમાક્ષિક—સોનામખીની ભસ્મના ગુણ. ૬ ત્રિદોષ દુષ્ટ રક્ત શાથી કાઢવું ?

**પદ્મારુણ બાલ રોગ:** રોગ ૧૩ મો—આ રોગમાં, બાલકના માથામાં કે બસ્તિમાં ત્રણે દોષોને લીધે રતવા થઇ આવે છે; તેનો, રાતાં કમળના સરખો રંગ હોય છે; આ રોગ માથામાંથી ઉત્પન્ન થઇને આંખ ઉપરના રસ્તેથી હૃદય સુધી ફેલાય છે. વા બસ્તિમાંથી ઉત્પન્ન થઇ, ઉપરના ભાગવાળા હૃદય સુધી ફેલાઇને પછી પાછો નીચેના ભાગમાં રહેલી ગુદા સુધી આવે છે. આ રોગથી છોકરું કવચિત બચે છે. ભાષામાં આ રોગને "રતવા" કહે છે. ... ૯૬

**પદ્મિની** કણ્ટક ક્ષુદ્રરોગ: રોગ ૨૯ મો—આ રોગમાં, કફ વાતના પ્રકોપ પામવાથી, કમળના કાણ્ટા સરખા કાણ્ટાથી ભરેલું, ગોળાકાર, પાણ્ડુ રંગનું અને ખરજ આવ્યા કરે એવું મણ્ડળ થાય છે. ... ... ... ૫૯

**પનસિકા** ક્ષુદ્રરોગ: રોગ ૩ જો—આ રોગમાં, વાત કફના પ્રકોપથી, કાનની અન્દર, ફણુસની ગોઠલીના આકારની કઠણ ફોડલી થઇ આવીને પછી તેની અન્દર બહુ ઠણકા મારે છે. ભોજના મતે તો આ રોગ કાનની બહાર થાય છે. ૫૯

**પરમદ** મદાત્યય **રોગ:** રોગ ૧ લો—આ રોગમાં, નાક વગેરે સ્થાનથી, કફ પડવા માણ્ડે; શરીર ભારે સલ થઇ જાય; મોઢું ગળ્યું થઇ જાય; ઝાડો પેશાબ બન્ધ થઇ જાય; ઓંકા આવ્યા કરે; અન્ન ખાવાપર અરુચિ થાય; તરશ લાગ્યા કરે તથા માંથામાં અને સાન્ધાઓમાં કાપ્યા સરખી વેદના થાય છે. ... ૫૦

**પરમો:** મેહ શબ્દ જુઓ ... ૫૩

**પરવાળાં:**—ઉત્કિલષ્ટ વર્ત્મરોગ શબ્દ જુઓ.

**પરિણામશૂળ:** રોગ ૧ લો—આ રોગમાં, પોતાની મેળે કોપાયમાન થયેલો વાયુ, કફ, પિત્તની પાસે જઇ, તેમને ઘેરી લઇ, બળવાન્ થઇને પછી શૂળ ઉત્પન્ન કરે; આ શૂળ ખાધેલું અન્ન પચવા ટાણે નીકળે છે. આ શૂળની અન્દર પિત્ત વધારે હોય છે. વળી આ શૂળ, પડખાં, વાંસો, પેટ, નાભિ, બસ્તિ, સ્તનનો મધ્યભાગ અને વાંસાનો મૂળ ભાગ, એ સર્વ સ્થળે નીકળે છે. આ શૂળ, જમ્યા પછી, ઉલટી થયા પછી વા અન્ન પચી ગયા પછી નીકળતું બન્ધ થાય છે. ... ... ... ૫૧



**પરિપોટ** કર્ણપાલી રોગ: રોગ ૫ મો—આ રોગમાં, સુંવાળા મનુષ્યના કાનને ટોંચી, છિદ્ર પાડીને પછી તે છિદ્રને ધીમે ધીમે ન વધારતાં, મોરપીંછ આદિની સળીઓ ખોસીને એકદમ મોટું કરી દેવામાં આવે તો, વાયુ, કોપાયમાન થઇ, કાનની કોરપર સોજો આણે; તે સોજો રાતા રંગનો, પીડા કરનારો અને ઉપરની ચામડીની અન્દર જરાતરા ફાટેલો હોય છે. ૬૧

**પરિપ્લુતા** યોનિ રોગ: રોગ ૧૪ મો—આ રોગમાં, પિત્ત પ્રકૃતિવાળી સ્ત્રીએ, પુરુષનો સંગ કરવા ટાણે, પોતાને આવતી છીંક અને ઓડકારને અટકાવી રાખવાથી, તે સ્ત્રીનો વાયુ, પિત્ત સાથે ભળી જઇ, કોપાયમાન થઇને પછી તે સ્ત્રીની યોનીને દોષવાળી કરે; તેથી તે સ્ત્રીની યોની સુજી જાય; યોનીથી કોઇ પણ વસ્તુનો સ્પર્શ સહન ન થાય; યોનીની અન્દર વેદના થાય; અન્દરથી આશમાની તથા પીળો અટકાવ વહ્યા કરે; બસ્તિની—દુણ્ટીની નીચેનો ભાગ અને પડખાં જડ થઇ જાય; અતિસાર નામે ઝાડાનો રોગ થાય; અન્નપર રુચિ ન થાય; કમ્મરમાં તથા સાંધાઓમાં વેદના થાય સોઇ ખોંચ્યા સરખી પીડા થાય અને તાવ પણ આવી જાય. ૬૫

**પરિવર્તિકા** શુક રોગ:[1] રોગ ૨૪ મો—આ રોગમાં શિશ્નને ચોળવાથી વા તેનાપર કૈં વાગવાથી, વ્યાન વાયુ, કોપાયમાન થઇ, ઇન્દ્રિયની કોથળીમાં ભરાઇને પછી તે ચામડીને ઉંચે ખેંચે;

૧ આ ગ્રન્થકારે શુકરોગમાં આ રોગ લીધો છે; પણ માધવમાં આ, ક્ષુદ્રરોગમાં છે, વળી વાગભટ્ટે તો આ રોગ લીધો જ નથી.

[1] અભ્રક ભસ્મના સામાન્ય ગુણ. એ મથાળામાં આ ઓસડ તથા રોગો છે.

૧ કોનું લોહી કાઢવું ? ૨ કયા રોગોપર ઉલટી કરાવવી ?

૧ ગોમેદ—રાહુરત્નની ભસ્મના ગુણ. એ મથાળામાં આ ઓસડ તથા રોગો છે. ૨ અય લોઢાની ભસ્મના ગુણ. એ મથાળામાં આ ઓસડ તથા રોગો છે.

[1] આર–પીત્તળની ભસ્મના ગુણ. એ મથાળામાં આ ઓસડ તથા રોગો છે.

૧ અય—લોઢાની ભસ્મના ગુણ. એ મથાળામાં આ ઓસડ તથા રોગો છે.

૧ કાંસાની ભસ્મના ગુણ. એ મથાળામાં આ ઓસડ તથા રોગ છે. ૨ ખર્પર—ખાપરિયાના ગુણ. એ મથાળામાં આ ઓસડ તથા રોગ છે.

[1] કાનું લોહી કાઢવું?

[1] કોનું લોહી કાઢવું? કયા રોગપર ઉલટી કરાવવી.

૧ અભ્રક ભસ્મના ગુણ.

૧ અય—લોઢાની ભસ્મના ગુણ. ૨ આકડા નામે ઉપવિષના ગુણ. ૩ શોધેલા ગન્ધકના ગુણ

[1] ગૈરિક—ગેરુના ગુણ. એ મથાળામાં આ ઓસડ તથા રોગો છે.

૧ બાલાના મૂત્રમાર્ગમાં ઉત્તર બસ્તિ કેમ મારવી? એ મથાળામાં આ ઓસડ તથા રોગ છે.

| વિષય | પૃષ્ઠ |
|---|---|

બૃંહણ:—ક્ષીણ થયેલા દોષોને વધારનાર—વીર્યની વૃદ્ધિ કરનાર—પૌષ્ટિક.



બેહેરો:—રોગ ૭૭ મો. શબ્દાજ્ઞતા વાત શબ્દ જૂઓ.

બ્રહ્મરાક્ષસોન્માદ: રોગ ૧૬ મો-આ રોગમાં હસવાની ઇચ્છા થયા કરે, નાચવાનું મન થાય, ભયંકર પ્રકારના ચાળા પાડે, છિદ્ર જોયા કરે, ચીસો પાડ્યા કરે, વેગથી ચાલે, દેવ, બ્રાહ્મણ અને વૈદ્યનો દ્વેષ કરે, લાકડું તથા શસ્ત્ર પોતાના શરીરમાં મારે અને શાસ્ત્ર તથા વેદ ભણે. ૫૧

ભગન્દર:—રોગ ૧ લો—આ રોગમાં, હાથી, ઘોડાપર બેસવાથી, વિષમાસનપર બેસવાથી, હરસ કરનારા પદાર્થો ખાવાથી અને ઉપદંશાદિ રોગ થવાથી, ગુદાની આસપાસ બે આંગળ છેટે દુષ્ટ થયેલાં લોહી અને માંસનો આશ્રય કરીને એક ગુમડું થાય, તે ગુમડાંનું મૂળ ઘણું ઉંડું હોય, વેગ પણ મોટો હોય, તેની અન્દર ઘણી વેદના થાય, અને અતિ પ્રકોપ પામે, પછી કેટલેક કાળે ફૂટીને તેમાં છિદ્ર પડે, એ છિદ્ર, મૂત્રાશય પાસે હોવાથી, નિરન્તર તેમાંથી થોડું થોડું મૂત્ર સવ્યા કરે, અને ઔષધોપચાર ન થવાથી દિનપ્રતિદિન તે છિદ્ર, મોટું થતું જાય, છેવટે તે છિદ્ર, બસ્તિ અને ગુદાને પણ મોટાં કરે, તે મોટાં છિદ્રમાં બીજાં ઝીણાં છિદ્રો પડે, અને વાયુ, મલ મૂત્ર તથા શુક્ર, એ સર્વ તે નાનાં તથા મોટાં છિદ્રોમાંથી બહાર નીકળે. ૫૫



ભંગપિષ્ટ અસ્થિભંગ રોગ:—ભગ્નપૃષ્ઠ અસ્થિભંગ શબ્દ જૂઓ.

| વિષય | પૃષ્ઠ |
|---|---|

ભગ્નપિષ્ટ અસ્થિભંગ રોગ: રોગ ૧ લો—આ રોગમાં, સન્ધિની જગા ભાંગી જવાથી, તે જગાની ફરતો સોજો ચઢી આવે, રાત્રિના પીડા વધે, અને સાન્ધાઓનાં બે હાડકાં છૂટાં પડવાથી એક બીજા સાથે ઘસાય. .. ૫૫

ભગ્નપૃષ્ઠ અસ્થિભંગ રોગ: રોગ ૨ જો—આ રોગમાં સાન્ધાઓની ચારે કોર ફરતો સોજો થઇ આવે, રાતને વખતે અતિ પીડા થાય, અને સાન્ધાઓને જોડનારાં હાડકાંઓ, એક બીજા સાથે ઘસાય. ... ...

ભગ્નરોગ:—અસ્થિભંગ રોગ શબ્દ જૂઓ.

ભંજનક દન્તરોગ: રોગ ૩ જો—દન્તભેદ દન્તરોગ શબ્દ જૂઓ.

ભયજ્વર: રોગ ૨૨ મો-ભીતજ્વર શબ્દ જૂઓ.

ભયાતિસાર: રોગ ૭ મો—આ રોગમાં, ભય આવી પડવાથી, પોતપોતાનાં સ્થાનોમાંથી ભ્રષ્ટ થયેલા ત્રણે દોષો, મલને જેવો દૂષિત કરે કે તરત, ઘણું કરીને વાતાતિસાર તથા પિત્તાતિસારનાં લક્ષણોવાળો ઉંનો અને પાણીમાં તરનારો ઝાડો, ગુદાદ્વારા પ્રવાહરૂપે બહાર નીકળે. ૪૭

ભસ્મકાગ્નિ: રોગ ૪ થો—આ રોગમાં મનુષ્યના શરીરમાંથી કફ ક્ષીણ થયો હોય ત્યારે વાયુ સાથે પિત્ત, કોપાયમાન થઇને પછી પોતાના તેજ વડે જઠરાગ્નિને બળવાન્ કરે, બળવાન્ થયેલી જઠરાગ્નિ, વાયુ સાથે મળી જઇને આખાં શરીરને રૂક્ષ કરે છે, ખાધેલું અન્ન જલદી પચાવીને રક્તાદિક ધાતુઓને પણ જલદી પચાવે, તેપર કૈં અનાજ ખાધું હોય તો શરીરે સુખ થયું જણાય પણ અન્ન પચી ગયા પછી મૂર્ચ્છા આવે, તરશ લાગે, દાહ થાય, ઉધરસ આવ્યા કરે, અને મરણ પણ પામે. કોઈ વૈદ્ય, આ રોગને, તીક્ષ્ણાગ્નિમાં અન્તરભાવ કરે છે અને સમાગ્નિને ચોથો અગ્નિ કહે છે. ...

ભિન્નવિટ્કત્વપિત્તરોગ: રોગ ૩૩ મો—આ રોગમાં, પિત્તના પ્રકોપ પામવાથી, પાતળો ઝાડો આવે છે. ... ...

---

૧ ગુડાદિ નસ્ય કયા કયા રોગોપર દેવું ? એ મથાળામાં આ ઓસડ તથા રોગ છે.

૧ ખર્પર—ખાપરિયાના ગુણ. એ મથાળામાં આ ઓસડ તથા રોગો છે.

૧ નવે વિષોના ગુણ. એ મથાળામાં આ ઓસડ તથા રોગ છે. ૨ નવે વિષોના ગુણ.

૧ અવપીડ નસ્ય કયા કયા રોગોપર દેવું ? એ મથાળામાં આ ઓસડ તથા રોગ છે.

[1] શંખ:—શંખના ગુણ.

[1] કયા રોગપર પ્રતિમર્શ નસ્ય આપવું?

---

[1] કાસીસ—હીરાકસીના ગુણ. એ મથાળામાં આ ઓસડ તથા રોગો છે.

[1] અય—લોઢાની ભસ્મના ગુણ. એ મથાળામાં આ ઓસડ તથા રોગો છે.

૧ અભ્રક ભસ્મના ગુણ. એ મથાળામાં આ ઓસડ તથા રોગો છે. ૨ અય—લોઢાની ભસ્મના ગુણ. એ મથાળામાં આ ઓસડ તથા રોગો છે.

૧ આકડા નામે ઉપવિષના ગુણ. એ મથાળામાં આ ઓસડ તથા રોગો છે. ૨ નવે વિષોના ગુણ. એ મથાળામાં આ ઓસડ તથા રોગો છે.

[1] યોનિમાં ઉત્તરબસ્તિ કેમ મારવી ? એ મથાળામાં આ ઓસડ તથા રોગો છે.

૧ ચન્દ્રકાન્ત મણિની ભસ્મના ગુણ.



૧ ગૈરિક—ગેરુના ગુણ. એ મથાળામાં આ ઓસડ તથા રોગ છે.

૧ કોનું લોહી કાઢવું ?



૧ કોનું લોહી કાઢવું ?

[1] રકતવ્રણ સંકોચાઈને કયારે બૂરાય? એ મથાળામાં આ ઓસડ તથા રોગ છે.

૧ કંકુષ્ઠ—બોદારકાંકરાના ગુણ. એ મથાળામાં આ ઓસડ તથા રોગો છે. ૨ નવે વિષોના ગુણ. એ મથાળામાં આ ઓસડ તથા રોગ છે ૩ શોધેલા ગન્ધકના ગુણ એ મથાળામાં આ ઓસડ તથા રોગ છે.

૧ અનુવાસન બસ્તિ કોને મારવી? એ મથાળામાં આ ઓસડ તથા રોગો છે. ૨ અનુવાસન (સ્નેહ) બસ્તિ અને નિરૂહબસ્તિ કોને મારવી? એ મથાળામાં આ ઓસડ તથા રોગો છે.

[1] આ ક્ષુદ્રરોગ છે પણ ભાવ પ્રકાશે ઉપદંશમાં લખ્યો છે.

[1] કાસ્ય—કાંસાની ભસ્મના ગુણ એ મથાળામાં આ ઓસડ તથા રોગ છે. [2] ખર્પર—ખાપરિયાના ગુણ એ મથાળામાં આ ઓસડ તથા રોગ છે.

૧ અનુવાસત બસ્તિ કોને મારવી? એ મથાળામાં આ ઓસડ તથા રોગો છે. ૨ અય—લોઢાની ભસ્મના ગુણ. એ મથાળામાં આ ઓસડ તથા રોગો છે. ૩ આકડા નામે ઉપવિષના ગુણ. ૪ પરસેવાના સામાન્ય ગુણ.

[1] નવે વિષોના ગુણ. [2] કાસીસ—હીરાકસીના ગુણ. [3] શોધેલા ગન્ધકના ગુણ. [4] ગોમેદ—રાહુરત્નની ભસ્મના ગુણ.

[1] વાતદુષ્ટ રક્ત શાથી કાઢવું? એ મથાળામાં આ ઓસડ તથા રોગ છે.

| વિષય | પૃષ્ઠ |
|---|---|

**વાતવિપર્યય સર્વાક્ષિ રોગ:** રોગ ૧ લો—આ રોગમાં, પ્રકોપ પામેલો વાયુ, નેત્રમાંથી ભમ્મરમાં અને ભમ્મરમાંથી નેત્રમાં, એવી રીતે, વારંવાર એક ઠેકાણેથી બીજે ઠેકાણે દાખલ થઇને, નાના પ્રકારની તીવ્ર વેદના ઉત્પન્ન કરવાથી આંખ વાંકી અને શૂન્ય થઈ જાય. ૬૪

**વાતવિષૂચિકા:** રોગ ૧ લો—આ રોગમાં, શૂળ નીકળે; ભ્રમ થઈ આવે; પેટ ચઢી આવે; શરીર ધ્રૂજે; અંગ ખેંચાય; તથા બીજાં સર્વ લક્ષણો વિષૂચિનાં સરખા જણાય. ... ૪૭

**વાતવિસર્પ:** રોગ ૧ લો—આ રોગમાં, વાતજ્વરનાં લક્ષણો; થવા માણ્ડે; વિસર્પ-સોજો, લામ્બો થઈ આવે; તે સોજો ધીમે ધીમે વધે; તેની અન્દર સોયો ખોસ્યા સરખી તથા કુવાડાથી કાપ્યા સરખી વેદના થાય; ઠણકો માર્યા કરે અને રુંવાડાં ઉભાં થઈ જાય.... ૫૭

**વાતવિસ્ફોટક:** રોગ ૧ લો—આ રોગમાં, વાતપ્રકોપથી કાળા ફોડલાઓ થઈ આવે; માથું દુ:ખે; શરીરમાં ઘણા ઠણકા મારે; સાન્ધાઓમાં કળતર થાય; તરશ લાગ્યા કરે અને તાવ પણ આવી જાય. ... ૫૭

**વાતવૃદ્ધિ:** રોગ ૧ લો—આ રોગમાં, વાયુથી ભરેલી ચામડાંની કોથળી જેવી હાથને જણાય, તે જ પ્રમાણે વાયુથી વૃદ્ધિ પામેલા વૃષણો, હાથને જણાય છે અને તે વૃષણો રૂક્ષ હોવાથી. ન અડવા છતાં કૈં પણ કારણ વગર દુખ્યા કરે છે. ... ... ૫૪

આર્દ્રક સ્વરસ ... ... ૭૨

**વાતવ્યંગ ક્ષુદ્રરોગ:** રોગ ૧ લો—આ રોગમાં, ક્રોધ, શોક અને શ્રમથી કોપાયમાન થયેલો વાયુ, પિત્તની સાથે મળી જઇ, મુખપર ફેલાઇને એકદમ પીડા વગરનાં, પાતળાં, ચામડીના બરોબર કાળા રંગનાં, ચકરડાં, ઉત્પન્ન કરે. બધા ગ્રન્થકારો વ્યંગરોગ એક જાતનો કહે છે, પણ શારંગધરે ચાર જાતનો કહ્યો છે. આ રોગ, વાયુના અધિક પ્રકોપથી ઉત્પન્ન થાય છે. ૫૭

| વિષય | પૃષ્ઠ |
|---|---|

**વાતવ્રણ:** રોગ ૧ લો—આ રોગમાં, તાઠેલા, ઘાટું સ્પર્શ કરીએ ત્યારે કઠણ લાગનારું, થોડી થોડી રસી વહેનારું, અતિશય ઠણકો મારનારું, સોયો ખોસ્યા સરખી પીડા કરનારું, થોડે થોડે વધનારું અને કાળા રંગનું વ્રણ થાય છે. ૫૫

**વાતશિરોરોગ:** રોગ ૨ જો—વાતપ્રકોપથી માથામાં થયેલો જે રોગ, તે. ... ૬૨

કુષ્ઠાદિ લેપ ... ... ૩૨૪

**વાતશૂળ:** રોગ ૧ લો—આ રોગમાં, વ્યાયામ કરે; ઘણું ચાલે; અત્યન્ત મૈથુન કરે; ઘણો ઉજાગરો કરે; ઘણું ટાઢું પાણી પીએ; વટાણા, મગ, તુરદાળ, કોદરા આદિ ધાન્યો ખાય; અત્યન્ત રૂક્ષ પદાર્થો ખાય; જમવાપર પાછો જમે; લાકડાં વગેરેના ઘા વાગે; તુરાં, કડવાં અને સણગા આદિ ધાન્યો ખાય; વિરુદ્ધાન્ન-દૂધ, માછલાં સાથે ખાય; સૂકું માંસ અને શાકની સૂકવણી ખાય; ઝાડો, પેશાબ, વાયુ, અને વીર્યના વેગને રોકી રાખે; શોક કરે; ઉપવાસ કરે; ખડખડાટ હસે; ઘણું બકયા કરે; ઉપર પ્રમાણે વર્તનારાનો વાયુ, કોપાયમાન થઇ, હૃદય, પાંસળાં, વાંસો, ત્રિકસ્થાન અને બસ્તિ આદિ સ્થલોમાં શૂળ ઉત્પન્ન કરે; આ શૂળ, ખાધેલું અનાજ પચી ગયા પછી, સવારના પોહોરમાં, વરસાદના દહાડામાં, અને ટાઢના દિવસોમાં બહુ જોર કરે; આ શૂળ વારંવાર નીકળ્યા કરે અને વારંવાર શમી જાય, એમ હમ્મેશાં થયા કરે; ઝાડો પેશાબ, વાયુ અને વીર્ય બહાર નીકળતાં બન્ધ થાય ત્યારે વધારે શૂળ નીકળવા માણ્ડીને સોઇ ખોસ્યા સરખી પીડા થાય; વળી, અભ્યંજન કરવાથી, તેલ દિનું મર્દન કરવાથી, સ્નિગ્ધ અને ઉષ્ણ અન્ન જમવાથી વા સારી રીતે પરસેવો વળે એમ કરવાથી આ શૂળ મટી જાય છે. ૫૧

ઇન્દ્રયવ કવાથ ... ... ૯૦

**વાતશોથ:** રોગ ૧ લો—આ રોગમાં ચંચળ, ખડબચણો, રાતો, કાળો, અડવા છતાં રોગીના જાણવામાં ન આવે એવો, બેહેર મારી ગયેલો;

વિષય પૃષ્ઠ

આંખો દુખવા આવે; જરાતરા સોજો થયાની માફક નાક સૂજી આવે; લમણાં, આંખ, ભમ્મર અને કપાળ, એ ચારે સ્થાનોમાં સોઇ ખોંચ્યા સરખાં પીડા, ફરકવું અને કાપવાના સરખી પીડા થવા માણ્ડે; થોડાક સૂકા ચીપડા નીકળે; આંખમાંથી સ્વચ્છ ટાઢું પાણી ઝર્યા કરે; આંખમાંથી ચારે કોર પીડા થાય; મહા કષ્ટે આંખ ઉઘાડી શકે તથા દઇ શકે; આંખમાં જીવડા ફરક્યા સરખું લાગે; આંખો સૂજ્યાના સરખી દેખાય; અને આંખમાં ઝીણું કણું પડયાના સરખું લાગ્યા કરે. આ રોગ, સ્નિગ્ધ તથા ઉષ્ણ પ્રયોગથી મટે છે. ... ... ૬૩

અભિષ્યન્દ રોગના ઔષધો—

એરણ્ડદુગ્ધ સેક... ... ૩૪૮

એરણ્ડપત્રાદિ પિણ્ડિકા ... ૩૫૨

તિક્તસ્નિગ્ધ આશ્ચોતન. (વાતનેત્રરોગ) ... ... ... ૩૫૦

**વાતામ** વાત: રોગ ૧ લો—આ રોગમાં, પેઢુની અન્દર શૂળ નીકળે અને બીજાં લક્ષણો આમ વાતના સરખાં થાય. ... ૫૧

**વાતરોચક**: રોગ ૧ લો—આ રોગમાં, મોઢું તુરું થવાની સાથે ખાટા પદાર્થો ખાધાની માફક દાન્ત અમ્બાઇ જાય... ... ૫૦

**વાતાર્બુદ**: રોગ ૧ લો—આ રોગનાં લક્ષણો, વાતગ્રન્થિ પ્રમાણે જાણવાં. ... ૫૪

**વાતાર્શ**: રોગ ૧ લો—આ રોગમાં, માથું, પડખાં, ખભા, કેડ, સાથળ અને સાથળના સાન્ધાઓ, એ સર્વ જગોએ બહુ પીડા થાય; છીંક, ઓડકાર, અરુચિ, ઉધરસ, શ્વાસ, અગ્નિમાંદ્ય, ગુલ્મ, પ્લીહા, ઉદર રોગ, અષ્ઠીલા વાત અને ભ્રમ, એ સર્વ રોગો થઈ આવે; કાનમાં ગણગણાટ થાય; છાતી ભીંસાય અને ઝાડો બન્ધ થઈ જાય વા લીણ્ડકાં સરખો કઠણ, થોડો, ભુડ્ભુડ્ શબ્દવાળો, પ્રવાહિકા જેવો પાતળો, શૂળ કરનારો, ફીણવાળો, દ્રવભાગવાળો અને બન્ધાયલો ઝાડો આવે; ચામડી, નખ, વિષ્ઠા, મૂત્ર, નેત્ર અને મોઢું, એ સર્વ સ્થાનો કાળાં થઇ જાય; વળી અતિ વાતવિકારથી સૂકા, ઝીણા ઝીણા, ચટકા મારતા, મુડદાલ, સ્તબ્ધ—જડ, તાન્તણાવાળા, ગાયની જીભના જેવા ખરસટ, કણ્ટોલાંના સરખા ઝીણા ઝીણા અનેક કાણ્ટાવાળા, એક એકથી જૂદા આકારના, વાંકા, ફાટેલા, તીક્ષ્ણ—સૂક્ષ્મ અગ્ર ભાગવાળા, ધોલાં, બોર, ખજૂર, કપાસિયા, કણ્ટોલાં કદમ્બનાં ફૂલની અને સર્ષવ, એ સર્વના સરખા આકારના ધૂમ્ર રંગના અને રાતા રંગના માંસના કોણ્ટાઓ, મળદ્વારપર થાય છે... ... ૪૮

**વાતાલસક**: રોગ ૧ લો—આ રોગમાં, શૂળ નીકળે; ભ્રમ થાય; પેટ ચઢી આવે; શરીર ધ્રૂજે તથા ખેંચાઇ જાય; અને બીજાં લક્ષણો, અલસક પ્રમાણે થાય. આનાં થોડાંક લક્ષણો વાતવ્યાધિમાંનાં અહીં જણાવ્યાં છે. ... ૪૭

**વાતાશ્મરી**: રોગ ૧ લો—આ રોગમાં, વાતપ્રકોપથી, પથરી થવાને લીધે અત્યન્ત પીડા થાય; દાન્ત કરડયા કરે; ધ્રૂજ્યા કરે; શિશ્ન તથા ડુણ્ટીને ચોળ્યા કરે; દુ:ખને લીધે રાત્રિ દિવસ બૂમો પાડયા કરે; મૂતરવા માટે અતિ જોરથી પરાણે કરાંઝવા માણ્ડે; કરાંઝતી વખતે ગુદામાંથી ભુડ્ભુડ્ શબ્દ થવાની સાથે ઝાડો નીકળી પડે અને વારંવાર મૂતરનાં ટીપાં પડે. આ પથરી આશમાની, શુકી અને કાણ્ટાવાળી થાય છે. ૫૩

**વાતાષ્ઠીલા મૂત્રાઘાત**: રોગ ૨ જો-આ રોગમાં, કોપાયમાન થયેલો વાયુ, બસ્તિ અને ગુદાના છિદ્રોને મોટાં કરી, તેમના માર્ગને બન્ધ કરીને પછી હરફર કરનારી, ઉપરના ભાગમાં ઉપસી આવેલી, તીવ્ર પીડા કરનારી અને પથ્થરના સરખી કઠણ ગાણ્ઠ ઉત્પન્ન કરે છે આ ગાણ્ઠ થયા પછી, મલ મૂત્રનો માર્ગ બન્ધ થઇ જાય છે. ૫૩

**વાતાસ્ર**: વાતરક્ત શબ્દ જૂઓ

**વાતિકઓષ્ઠરોગ**: રોગ ૧ લો—આ રોગમાં, વાતપ્રકોપથી, કર્કશ—ખરસટ પરુષ—ખરખરીત—ઉપસેલા ફૂલેલા અને કાળા હોઠો થઇ જાય; તેમાં

૧ ખર્પર—ખાપરિયાના ગુણ. એ મથાળામાં આ ઓસડ તથા રોગો છે. ૨ નવે વિષોના ગુણ. એ મથાળામાં આ ઓસડ તથા રોગો છે.

૧ અજાક્ષીર વીરેચનવારણ. એ મથાળામાં આ ઓસડ તથા રોગ છે. ૨ કાંસ્ય—કાંસાની ભસ્મના ગુણ. એ મથાળામાં આ ઓસડ તથા રોગો છે.

૧ અભ્રક ભસ્મના ગુણ. એ મથાળામાં આ ઓસડ તથા રોગ છે. ૨ અય—લોઢાની ભસ્મના ગુણ. એ મથાળામાં આ ઓસડ તથા રોગ છે. ૩ આકડા નામે ઉપવિષના ગુણ. એ મથાળામાં આ ઓસડ તથા રોગ છે. ૪ આ ઓસડનું વર્ણન, ઉપરના પાઠમાં વિસ્તારથી છે. ૫ કાસીસ હીરાકસીના ગુણ. ૬ કાળા સુરમાના ગુણ. ૭ ખર્પર—ખાપરિયાના ગુણ ૮ ગૈરિક—ગેરુના ગુણ. આ મથાળાંઓમાં આ ઓસડો તથા રોગો છે.

૧ અવપીડ નસ્ય કયા કયા રોગોપર દેવું? એ મથાળામાં આ ઓસડ તથા રોગ છે.

૨ કેવા રોગીને તેલ પાવું?

૧ શોધેલા ગન્ધકના ગુણ.

૧ નવે વિષોના ગુણ.

૧ નવે વિષોના ગુણ.

૧ અભ્રક ભસ્મના ગુણ. ૨ કંકુષ્ઠ—બોદાર કાંકરાના ગુણ. ૩ શોધેલી કણેર નામે ઉપવિષના ગુણ.

[1] નવે વિષોના ગુણ, એ મથાળામાં આ ઓસડ તથા રોગો છે.

૧ માધવ નિદાન. ૨ ભાવ પ્રકાશ.

૧ અવપીડ નસ્ય શાપર વાપરવું ?

---

૧ ઉત્તર બસ્તિથી કયા કયા રોગો મટે? આ મથાળામાં આ ઓસડ તથા રોગ છે.

[1] કંકુષ્ઠ—બોદારકાંકરાના ગુણ. એ મથાળામાં આ ઓસડ તથા રોગો છે.

---

૧ આર—પીતળની ભસ્મના ગુણ. એ મથાળામાં આ ઓસડ તથા રોગ છે.

[1] કયા કયા રોગોપર બૃહણ નસ્ય આપવું ?

[1] કાસીસ–હીરાકસીના ગુણ.

૧ શોધેલ અફીણ નામે ઉપવિષના ગુણ. એ મથાળામાં આ ઓસડ તથા રોગો છે.

૧ આકડા નામે ઉપવિષના ગુણ. એ મથાળામાં આ ઓસડ તથા રોગો છે.



૧ કાંસ્યકાંસાની ભસ્મના ગુણ. ૨ શોધેલા ગન્ધકના ગુણ.

૧ સ્નેહાજીર્ણનો ઉપાય. એ મથાળામાં આ ઓસડ તથા રોગો છે. ૨ તાલ—હરતાલ ભસ્મના ગુણ.

